## અનુક્રમણિકા

પુસ્તક ૩૩ | કારતક : ૧૯૯૮ | અંક ૧



લવાજમ : હિંદમાં ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ
તા. ૨૨-૧૧-૪૧

અને વળી સ્મરાવતી કરુણ કાવ્ય ગોદાવરી,
સ્મરું અજબ જોગના જલપ્રપાત કાવેરીના
પ્રચંડ; યમુનાતટે વિરહગાન રાધાતણું.
પડે વિપુલ જાન્હવી થઈતી ધૂર્જટિની જટા
સુમંજુલ કલસ્વરે મધુર હાસ્યફેનિલથી
હસી, ને ગજવંતી પ્રકુટિલંગ ગૌરીતણું. ૨૦

વળી વિવિધ પ્રાન્તપ્રાન્ત હૃદયે ધસે; હું ચહું
હિમાલય તણી મહા શિખર-માળ ઉત્તુંગ ને
અજેય, હિમમંડિતા; ધવલ શૃંગ કૈલાસનાં,
મરાલયૂથ જ્યાં લઈ કમલનાળ ચંચુમહીં
ઊડે ગગન, આંકતાં નિજ છબી શુચિમાનસે.
વળી મૃદુ તુષારના ધવલ પલ્લવે નિદ્રિતા
નિબિડ વનરાજિ ને વિજન કંદરાઓ, જ્યહાં
અરણ્ય ઘનઘોર શાં અમિત દેવદારુતણાં.
ચહું વળી સરોવરો વિમલ શાંત કાશ્મીરનાં
જ્યહાં ગિરિવરો તણી ધવલ સ્નિગ્ધ છાયા ઢળે
સુનીલ જલમાં, સુગંધ પમરંત મલયાનિલે. ૩૧

નિકુંજતલ શી રસાલ ગુજરાત, મહારાષ્ટ્રની
અનંત ગિરિમેખલા; સજલ બંગદેશે વળી
ઠરે નજર; રૌદ્ર તપ્ત મરુભોમકા કચ્છની
સુગેયુગ થઈ રહી ચિરતૃષાર્ત; પંજાબની
પુરાતન સુસપ્તસિંધુ મહાભૂમિ આર્યોતણી
જ્યહાં પ્રગટી સંસ્કૃતિ પ્રથમ; દૂર મદ્રાસના
પ્રશાંત તટ, તાડનાં વન સમીરના મર્મરે
સુમંદ સુણરિત—એ હૃદયમાં રમે સર્વદા.
નિરંતર તરંગમાલ લહરંત સિન્ધુ તણી
પદે તવ, નીલામ્બુરાશિ કલમંદ્રસૂરે સ્તવે.
અયિ જનની! તાહરાં અજબ રૂપ વૈવિધ્યની
નિહાળું ભરીને દગો તુજ અનંત સમૃદ્ધિને,
છતાં હૃદયની તૃષા નવ કદી, ન કેમે શમે. ૪૪

# પ્રસ્થાન

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ કારતક : ૧૯૯૮ અંક ૧

## જન્મભૂમિ

નાથાલાલ દવે

છેક શૈશવથી પેઠી જ્યા અંતરમાં વસી,
जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।

અખંડ અવિભાજ્ય હે મુજ અનન્ય માતૃભૂમિ!
વિરાટ મુજ રાષ્ટ્ર! ના કદી ય તે હતી કલ્પના
જગાવીશ ઉરે અપાર દુર્દમ્ય આ ઝંખના
તવ પ્રણયખ્યાલ, મુગ્ધ મનની મહા કામના!
ચહે નયન ન્યાળવા વિપુલ નીલ મેદાનની
અનંત પટકુંજ, જે કુસુમપુંજભારે લસે
રસાઢ્ય ફલરાશિથી, નવીન ધાન્યક્ષેત્રો થકી
સુશોભિત અસીમ શા હરિત રમ્ય ભૂમિતલે.

વહ્યું ઉર ભરી સરિત સલિલવાહિની તાહરી.
મહાનદ સુબ્રહ્મપુત્ર: વળી સિંધુ પંજાબને
અપૂર જલસીંચને જીવન અર્પતી; નર્મદા
વિશીર્ણજલ ઉપલૈર્વ્યથિત વિંધ્યપાદે વહે.

અને વળી સ્મરાવતી કરુણ કાવ્ય ગોદાવરી,
સ્મરું અજબ જોગના જલપ્રપાત કાવેરીના
પ્રચંડ; યમુનાતટે વિરહગાન રાધાતણું.
વહે વિપુલ જાન્હવી પ્રહતી ધૂર્જટિની જટા
સુમંજુલ કલસ્વરે મધુર હાસ્યફેનિલથી
હસી, ન ગણકારતી ભ્રુકુટિભંગ ગૌરીતણો. ૨૦

વળી વિવિધ પ્રાન્તપ્રાન્ત હ્રદયે ધસે; હું ચહું
હિમાલય તણી મહા શિખર–માળ ઉત્તુંગ ને
અજેય, હિમમંડિતા; ધવલ શૃંગ કૈલાસનાં,
મરાલયૂથ જ્યાં લઇ કમલનાળ ચંચુમહીં
ઊડે ગગન, આંકતાં નિજ છબી શુચિમાનસે.
લળી મૃદુ તુષારના ધવલ પલ્લવે નિદ્રિતા
નિબિડ વનરાજિ ને વિજન કંદરાઓ, જ્યહાં
અરણ્ય ઘનઘોર શાં અમિત દેવદારુતણાં.
ચહું વળી સરોવરો વિમલ શાંત કાશ્મીરનાં
જ્યહાં ગિરિવરો તણી ધવલ સ્નિગ્ધ છાયા ઢળે
સુનીલ જલમાં, સુગંધ પમરંત મલયાનિલે. ૩૧

નિકુંજતલ શી રસાલ ગુજરાત, મહારાષ્ટ્રની
અનંત ગિરિમેખલા; સજલ બંગદેશે વળી
ઠરે નજર; રૌદ્ર તપ્ત મરુભોમકા કચ્છની
યુગેયુગ થકી રહી ચિરતૃષાર્ત; પંજાબની
પુરાતન સુસપ્તસિંધુ મહાભૂમિ આર્યોતણી
જ્યહાં પ્રગટી સંસ્કૃતિ પ્રથમ; દૂર મદ્રાસના
પ્રશાંત તટ, તાડનાં વન સમીરના મર્મરે
સુમંદ સુણરિત—એ હ્રદયમાં રમે સર્વદા.
નિરંતર તરંગમાલ લહરંત સિન્ધુ તણી
પદે તવ, નીલામ્બુરાશિ કલમંદ્રસૂરે સ્તવે.
અયિ જનની! તાહરાં અજબ રૂપ વૈવિધ્યની
નિહાળું ભરીને દગો તુજ અનંત સમૃદ્ધિને,
છતાં હ્રદયની તૃષા નવ કદી, ન કેમે શમે. ૪૪

ન માત્ર પ્રકૃતિતણા વિરલ વૈભવોને ચહું.
થઈ પુનિત જાન્હવી પ્રગટ વિશ્વકારુણ્યની
અહીં, સકલ વિશ્વમાં રહી અજોડ જે સંસ્કૃતિ.
મને જગતમાં કહે ભરતદેશ ! એ ક્યાં મળે
કથા પતિતપાવની રઘુપતિતણી ? ભીષ્મના
મહા વ્રત મળે ક્યહાં અવર ? નીર કાલિન્દીનાં
કરી સ્થિર શ્રીકૃષ્ણના અહીં અજંત બંસીધ્વનિ.
પ્રચંડ પુરુષાર્થ કોણ વીસરે કદી પાર્થના ?
અને અહીં જ બુદ્ધનાં તપ ફળ્યાં, અશોકે કરી
અહીં સકલ વિશ્વને પરમ ધર્મની ઘોષણા.
વળી અકબરે મહાસમન્વયતણા સ્વપ્નને
કરેલ જ્યહાં મૂર્તિમંત; વિકસાવી ન્યારી કલા
લખી અચલ અક્ષરે પ્રણયલેખ, દિલ્હીપતિ
અપૂર્વ અહીં તાજના ધવલ આરસે કોતરી
ગયા વિરહવેદના. ૫૯

ગયા દિવસ દૂર એ ? જનની ! એમ શાથી કહું ?
હજી જનપદોમહીં સજીવ ધર્મમંત્રો રહ્યા.
અહીં વિવિધ વર્ણને વિવિધ ધર્મના જૂથમાં
વિરાટ જનતા તણું હૃદય એક, મા ભારતી !
નિહાળું તવ પ્રાણના અમિત ભર્ગ, ઓજસ્વિની !
પ્રવાહ હજી અસ્ખલિત ગતિમંત સંસ્કારનો
પુરા પ્રગટ જે થયો પરમ આર્ષદ્રષ્ટાતણી
તપોવનભૂમિ થકી ગભીર મંત્રઘોષે અહીં.
હજી ગૃહગૃહે પવિત્ર ગૃહિણી, સુપ્રેમભરી
બહેન, શિશુવત્સલા જનનના સુધાસ્નેહમાં
પ્રકાશ નજરે ચડે તુજ અજસ્ર પાવિત્ર્યનો;
હજી જગહળે શિખા પુનિત પ્રેમની નિર્મળી.
તજી ભય મરે અસંખ્ય તવ પુત્ર કારાગૃહે
સહે કઠિન વેદના દિવસરાત, ભૂંસી રહ્યા
લલાટ પરથી કલંક પરતંત્રતાનું, મથે
ફરી પ્રગટવા અહીં પુનિત સૂર્ય સ્વાતંત્ર્યનો. ૭૫

અસીમ જનની! દીસે તુજ વિભૂતિરાશિ ખરે;
તું આજ પરતંત્ર, તો ય હજી વિશ્વને ખોળલે
સમર્પણ કરે મહા જીવનવીર રત્નો સમા.
રવીન્દ્રતણી કાવ્યગંગ વહે દેશદેશાન્તરે,
પ્રકાશ અરવિંદના પુનિત વર્તુલે વિસ્તરે;
મહાપ્રબલ આત્મશક્તિ વિકસાવી ગાંધી ફરી
કહે જગતને: 'નથી સુખ, ન શાંતિ હિંસા થકી.'
અને અભય, સ્નેહ, સજ્જીવનના સુમંત્રાક્ષરો
પ્રકાશમય અક્ષરે જગતનેત્ર સામે રમે. ૮૪

મચ્યો જગતઆંગણે પ્રલયનાચ હિંસા તણો;
પ્રકાંડ પ્રલયાગ્નિમાં જગતની પ્રજા નાચતી
ભયાનક વિનાશનૃત્ય, કકડાટ ભાંગી પડે
મહાલય મનુષ્યની પરમ સંસ્કૃતિના; પશુ
રહ્યો મનુજના ઉરે અતિ ઉદ્દંડ રોપેળ્યો
મથે પ્રગટવા વિભીષણ સ્વરૂપ પોતાતણું.
યૂરોપ રહ્યું ચૂકવી સુખવિલાસ – ઐશ્વર્યનું
અહો કપરું મૂલ્ય! સ્નેહ, સમભાવ, સૌજન્યના
તૂટે સહુ વિચારસ્વપ્ન; પીગળી જતી ભાવના;
બને મનુજ ધ્યેયશૂન્ય, નિઃસ્વપ્ન, શ્રદ્ધાહીણો. ૯૪

તદા હૃદય રૂંધતાં સહુ તિમિર નૈરાશ્યનાં
સરે, લથડતા ડગો મહીં પૂરાય શક્તિ વળી,
સમુન્નત શિરે, સગૌરવ નિહાળું ન્યારી પ્રભા;
પ્રભાત ઉદયાચલે પ્રગટતું અહીં પૂર્વમાં.
ઉદાર તુજ સાદ ભારત! રહું યદા સાંભળી—
"રચો જીવનયજ્ઞ, શોધ તજી વ્યર્થ ઐશ્વર્યની;
શમે પ્રણયનીરથી પ્રખર વૈરદાવાનલો.
વિલાસ નહિ, સંયમે, તપ અને ઋતે, આત્મની
અજસ્ર પ્રગટે પ્રભા, નહિ જ દેહનાં પૂજને.
બની બસ નિજાત્મનિષ્ઠ, ભયમુક્ત, આત્મોજસે
પ્રચંડ પુરુષાર્થથી મરણને હરાવી બનો
વિમુક્ત, નહિ માર્ગ કે અમૃતપુત્ર! બીજો કશો." ૧૧૨

ઉદાત્ત તુજ સાંભળી અમૃતવાણી મૃત્યુંજયી
હળે હ્રુદય માત હે! અમિત ગર્વથી હું ચહું
ફરી જીવન અત્ર, વત્સલ તવાંક ચાહું સદા.
અયિ ભુવનમોહિની પરમપ્રિય માતૃભૂમિ!
સુધન્ય મુજ જન્મ આ અખિલ રાષ્ટ્રઉત્થાનના
મહાયુગ મહીં. કરું જીવન ધન્ય અર્પી તને. ૧૧૮

તારાં લોકાલયે જન્મી, પીને અમૃત શાં પય,
તારાં અન્ને ઘડી કાયા, અન્નપૂર્ણા! સુધામય.
નેત્રો નિહાળતાં શીખ્યાં પામી તારા પ્રકાશને,
જન્માવી વિકસાવ્યો તેં આત્મા કેરા ઉજાસને.
તારાં પુષ્પો, વનો, વૃક્ષો, સરિતા ને ગિરિવરો
ઋતુએ ઋતુએ ધારે રંગરૂપ નવાં નવાં.
વર્ષે વર્ષે પ્રતિમાસે દિને દિન પળે પળે
સૌંદર્ય સર્વ સીંચાયું આત્મામાં અમીધારથી
એ રીતે પ્રગટી મારા પ્રાણની જ્યોત નિર્મળી.
શી રીતે ચૂકવું તારાં મહા ઋણ? તપસ્વિની!
મારાં નાનકડાં હૈયે સ્નેહનો લઘુ પુંજ જે
સમર્પું ચરણે તારે, સ્વીકારીશ? અયે ભૂમિ!
તને હે જનની! કોટિ કોટિ સંતાન અર્થતાં
તેમાં ક્યાં જડશે શોધ્યું અલ્પ નૈવેદ્ય માહરું?
નાના એકલ હૈયાના છાના અંતરપ્રેમને
જાણે શું તું કદી, માતા? જાણે કે તું ઉરે વસી,
કે તને મેં સદા માની સ્વર્ગથી યે ગરીયસી?* ૧૩૫



* પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'કાલિન્દી' માંથી.

# ઘડિયાળ

જ્યોતીન્દ્ર હ. દવે એમ. એ.

"કેટલા વાગ્યા, ખબર છે ?"
"દોઢ થઈ ગયો."
"હવે સૂઈ જાઓ. પછી કાલે ઉઠાશે નહિ."
"પણ હજી ઊંઘ આવતી નથી. અને છ જ પાનાં બાકી છે."
"તે કંઈ નહિ. પણ હવે સૂઈ જાઓ. દોઢ થઈ ગયો."

* * *

"હવે ઊઠવું છે કે નહિ ?"
"હજી ઊઠવાનું મન થતું નથી."
"પણ નવ થવા આવ્યા. પછી 'ઑફિસ' જતાં મોડું થઈ જશે."
"પણ હજી ઊંઘ બરાબર ઊડી નથી."
"એ તો ચા પીશો એટલે ઊડી જશે. ખબર છે, નવ વાગી ગયા !"

* * *

"દશ થયા હોં ! હજી નહાયા નથી ! આજે જરૂર મોડું થવાનું."
"જમવા આવવું છે કે નહિ ? સાડા દશ થવા આવ્યા."
"પણ મને ભૂખ નથી."
"કંઈ નહિ. બે કોળિયા ખાઈ લો."

* * *

"કેટલું મોડું થયું ! હું તો ફિકર કરી કરીને અડધી થઈ ગઈ."
"કેમ ? હજી તો સાડા સાત જ થયા છે."
"હા. પણ રોજ સાડા છએ આવો છો ને આજે સાડા સાત થઈ ગયા છતાં ન આવ્યા તે અમને કેટલી ફિકર થાય ?"
"આજે જરા કામ વધારે હતું એટલે મોડું થયું."
"હું તો ક્યારની ઘડિયાળ સામે જોઈ જોઈને ચિંતા કર્યા જ કરું છું કે થયું શું ?"

* * *

રાતે સૂતાં પહેલાં રોજ ઘડિયાળને ચાવી આપતાં હું મનમાં ખાંડ ખાઉં છું કે હું ઘડિયાળને કૂંચી આપી ચલાવું છું. પણ વસ્તુસ્થિતિ એથી ઊંધી જ છે. ઘડિયાળને હું નહિ, પણ મને ઘડિયાળ ચાવી આપીને ચલાવે છે. એ કહે છે ત્યારે મારે ઊંઘી જવું પડે છે — ઊંઘ આવતી હોય કે નહિ તોપણ. એની આજ્ઞા થાય ત્યારે મારે, ભૂખ લાગી હોય કે નહિ તો યે, જમવા બેસવું પડે છે. ગમે તેટલી ઊંઘ આવતી હોય તો યે એ

હુકમ કરે છે ત્યારે મારે પરાણે પણ પથારીનો ત્યાગ કરવો પડે છે. કાળની ગતિ માપવાનો ડોળ કરતી એ આપણને ગતિમાન કરે છે. 'कालो न यातो वयमेव याताः—વખત જતો નથી, આપણે જ જઈ રહ્યા છીએ.' આપણે માનીએ છીએ કે ઘડિયાળ ચાલે છે, પણ ખરી રીતે એના દોર્યા આપણે જ ચાલીએ છીએ.

કહે છે કે યંત્રવાદે માણસોને યંત્ર જેવા બનાવી દીધા છે. એમાં યે ઘડિયાળે તો હદ વાળી છે. એણે મનુષ્યનો પૂર્ણપણે કબજો લઈ લીધો છે. બર્નાર્ડ શૉએ એક સ્થળે લખ્યું છે: 'સ્ત્રીજાતિની પુરુષવર્ગ ગુલામગીરી કરે છે એથી વધારે અધમ ગુલામગીરી દુનિયામાં બીજી હશે ખરી?' પરંતુ ઘડિયાળની ગુલામી મનુષ્યજાત કરી રહી છે તેથી વધારે ગુલામી બીજી કોઈ નહિ હોય. અને જે મનુષ્ય અથવા જે પ્રજા એની ગુલામી વધારે દઢતાથી પાળે તે મનુષ્ય અથવા પ્રજા વધારે સંસ્કૃત ને સભ્ય ગણાય. ઘડિયાળના શાસનનું ઉલ્લંઘન કરનાર ક્રાન્તિકારી તરીકે માન ન પામે એટલું જ નહિ, પણ અસભ્ય, જંગલી ને અણઘડની ઉપાધિ પણ મેળવે. એક વખત એક પ્રતિષ્ઠિત ગૃહસ્થે મને મળવા બોલાવ્યો હતો. હું એમને ત્યાં એમણે આપેલા સમયે ગયો ત્યારે એ નહોતા. તપાસ કરતાં એમના મુનીમે કહ્યું: "હમણાં જ તમારી વાટ જોઈને ચાલી ગયા." "કેમ? મને બાર વાગે મળવાનું કહ્યું હતું ને? હજી હમણાં જ બાર થયા." "ના સાહેબ, અત્યારે બારના ઉપર ચાર મિનિટ થઈ છે. બાર ને ત્રણ મિનિટ સુધી તમારી રાહ જોઈ ને પછી ચાલ્યા ગયા." "ઓહો! પાંચ મિનિટ પણ વાટ ન જોઈ!" "પાંચ મિનિટ!" આશ્ચર્યની અવધિ દર્શાવતા મુનીમ બોલ્યા: "પાંચ મિનિટ મારા શેઠ રાહ જુએ! તમે એને ઓળખતા નથી?" "ના, આ રીતે તો નથી જ ઓળખતો." "એમનું કામ બરાબર ટાઇમસર—એમાં જરા પણ હેરફેર થાય તે એમનાથી ખમાય નહિ. ઊઠવાનું છ વાગ્યે, પોણા છએ નહિ ને સવા છએ પણ નહિ; દાતણ કરવાનું છ ને પાંચ મિનિટે; ચા પી લેવાની છ ને પંદર મિનિટે; જમવાનું દશ વાગ્યે—દશમાં પાંચ કમે નહિ ને દશના ઉપર પાંચ પણ નહિ; પેઢીએ જવા માટે અગિયાર ને અગિયાર મિનિટે નીકળે—તેમાં અગિયાર ને દશ મિનિટ કે અગિયાર ને બાર મિનિટ થાય તે ન ચાલે. સમજ્યા?"

"હા, સમજ્યો. આટલી ચોક્કસ તો ઘડિયાળ પોતે પણ ન રહી શકે. અને...તમારા શેઠે આમ મરવાનો વખત પણ બરાબર નક્કી કરી મૂક્યો હશે?" મેં કહ્યું ને જવાબની રાહ જોયા વગર ત્યાંથી હું ચાલી નીકળ્યો.

બધા માણસ કંઈ આવા ઘડિયાળરૂપ બની ગયા નથી હોતા, પરંતુ ઘડિયાળનો ઓછોવત્તો પ્રભાવ તો આપણા સર્વ પર પડે છે. યંત્રોએ મનુષ્યને યંત્ર જેવો બનાવ્યો છે એ ખરું છે, તેમ એ પણ સાચું છે કે મનુષ્યે યંત્રોમાં ઓછીવત્તી માણસાઈ પણ મૂકી છે, અને માણસને કંઈક યંત્ર સમો બનાવવામાં સૌથી વધારે સફળતા મેળવનાર ઘડિયાળ પોતે બીજાં સર્વ યંત્રો કરતાં વધારે માણસાઈભરી લાગે છે. ઘણી વાર તો એ યંત્ર નથી, પણ કોઈક ઇચ્છાશક્તિવાળું પ્રાણી છે એમ પણ લાગી આવે છે.

આપણી ખરેખરી સહચરી, પત્ની કરતાંય વધારે, ઘડિયાળ છે. ઘરના ઓરડામાં, શાળામાં ને ઑફિસમાં, નાટકશાળામાં ને દવાખાનામાં બધે ઘડિયાળ હોવી જ જોઈએ. એટલું જ નહિ, પણ આપણા હૃદયની પાસે રહી ગજવાનો કબજો પણ, સ્ત્રી કરતાં વધારે હકથી, એણે લીધો છે. પત્ની તો એક વખત લગ્નસમયે કરગ્રહણ કરે છે. આ તો રોજ કરગ્રહણ કરી કર પર ચડી બેસે છે. ગૃહિણી વગરનું ગૃહ, કહેવત રચનારા ગમે તે કહે તો યે, હોઈ શકે; ઘડિયાળ વગરનું ઘર નહિ. બૈરીની ટકટક ન સાંભળીએ તો ચાલે, પણ ઘડિયાળની ટકટક સાંભળ્યા વગર છૂટકો જ ન થાય. અને ગૃહિણી, કાન્તા કે પ્રિયા, કોઈ પણ કરતાં એને સાચવવી પણ વધારે કાળજીથી પડે.

સ્ત્રીની પેઠે ઘડિયાળ જાતે જ અલંકારરૂપ છે, છતાં એ જવાહીરની શોખીન છે. માતા કે પત્નીની પેઠે એ જગાડે છે ને ઉઠાડે છે. એ ગભરાવે છે, ને આશ્વાસન પણ આપે છે; ઘરની બહાર કાઢે છે ને ઘેર જવાની ઉત્કંઠા પણ કરાવે છે. પારકાના ઘરમાં નજર કરવા એ આપણને પ્રેરે છે. એને પોતાનો અવાજ સાંભળવો ગમે છે ને આપણને સંભળાવવા પણ આતુર રહે છે. બે હાથ સમા કાંટા પહોળા કરી જાણે એ કંઈ માગતી હોય એમ આપણને લાગે છે. પ્રિયતમાની પેઠે એને પણ એક વાર જોઈને કોઈ ધરાતો નથી. એના મુખદર્શનની ઉત્કંઠા વારંવાર થાય છે. પોતાના કોમલ અથવા ગંભીર સ્વરથી એ આપણા શ્રવણનું ને સુંદર મુખચન્દ્ર વડે નયનનું રંજન કરે છે. સ્નેહ વિના એને ચાલતું નથી. સ્નેહના અભાવે એની કાર્યશક્તિ મંદ પડી જાય છે. એ ઘરમાં હોય તો *એકાંત લાગતું નથી. રાતના કોઈ ન હોય ને ઊંઘ ન આવતી હોય ત્યારે એના અવાજથી* આપણને હૂંફ મળે છે ને આપણે એકલા જ નથી એવું લાગે છે.

રસશાસ્ત્રમાં નાયિકાના ભેદ પાડ્યા છે તેવા ઘડિયાળના પણ પાડી શકાય. કેટલીક મુગ્ધા અજ્ઞાત યૌવના જેવી હોય છે, તો ઘણીખરી પંડિતા પણ હોય છે; રૂપગર્વિતા તો લગભગ બધી જ હોય છે — રૂપ હોય કે ન હોય તો યે રૂપનો ગર્વ તો એને હોય જ છે. કેટલીક એવી શરમાળ હોય છે કે આપણો હાથ અડકે એટલે ગભરાઈને અટકી જાય. ધીરા – અધીરાના ભેદ તો લગભગ બધાના અનુભવમાં આવ્યા હોય છે. તમે ગમે તેટલી સમજાવો, પટાવો, ધમકાવો, ઘડિયાળી પાસે લઈ જઈ દુરસ્ત કરાવો તો યે કેટલીક ઘડિયાળો *એવી હોય છે જે રોજ મોડી જ જવાની. કેટલીક એથી ઊલટી રીતે હંમેશ વહેલી જ ચાલવાની.* સમયની સાથે રહેવાનું જાણે એ શીખી જ ન હોય એમ લાગે છે. કેટલીક પ્રગતિવાદી હોય છે, એટલે ચાલુ સમય કરતાં કલાક અડધો કલાક આગળ રહેવું જ જોઈએ એવો એનો દૃઢ નિશ્ચય થઈ ગયો હોય છે. ત્યારે બીજી કેટલીક પ્રાચીનતાની પૂજારી હોય છે ને એની નજર હંમેશ ભૂતકાળ તરફ જ રહે છે. પણ સર્વથી અદ્ભુત ઘડિયાળ તો હમણાં મારી પાસે આવી છે તે છે. એણે બંને લક્ષણોનો સુંદર સમન્વય સાધ્યો છે. ધીરા—અધીરા બંને નાયિકાના ગુણો એણે પોતાનામાં ઉતાર્યા છે. બે દહાડા એ આખા ગામની ઘડિયાળો કરતાં આગળ રહે છે ને ત્રીજે દહાડે એકદમ સૌની પછવાડે આવી જાય છે. આજે અડધો કલાક વહેલી હોય તો આવતી કાલે વીસ મિનિટ મોડી પણ પડે. એના પર કોઈ રીતે ભરોસો રાખી શકાય જ નહિ. અને ક્યારે વહેલી જશે અથવા ક્યારે મોડી જશે એનો પણ કંઈ નિયમ નહિ. ટકોરા વગાડવાની બાબતમાં તો એ લગભગ ક્રિકેટની રમતના જેવી

અદ્ભુત અનિશ્ચિતતા દાખવે છે. ક્યારે એ કેટલા ટકોરા વગાડશે એ કહી શકાય નહિ. એક વખત એણે અમારે ત્યાં આવેલા મહેમાનને ગભરાવી મૂક્યા હતા. સવારની ગાડીએ એમને જવાનું હતું. પાંચ વાગ્યે ઊઠવાનો નિશ્ચય કરીને, અને એ નિશ્ચયપાલનમાં અમારે ઘડિયાળે યોગ્ય સહાય કરવી એવું અમારી પાસેથી વચન લઈને એ નિશ્ચિંતતાથી સૂઈ ગયા. "૭ થઈ ગયા ને મને કોઈએ જગાડ્યો નહિ — અરે! ઊઠો, ઊઠો, ૭ વાગી ગયા" એમ બૂમબરાડા પાડતા એમણે મને જગાડ્યો. "અરે! હજી તો હું હમણાં જ સૂતો છું, આટલી વારમાં ૭ શી રીતે થાય?" એમ કહી હું ઊભો થયો. "અરે! હમણાં જ મેં ઘડિયાળમાં છના ટકોરા સાંભળ્યા ને!" એમણે કહ્યું, અને અમે દીવો કરી ઘડિયાળ આગળ જઈને જોયું તો સવાબાર થયા હતા! હજી તો બહુ વાર છે એમ કહી અમે બંને પાછા નિદ્રાધીન થઈ ગયા. થોડી વારે "ચાલો, હવે તો ખરા પાંચ થયા" કહીને એમણે મને પાછો જગાડ્યો. આંખ ચોળતા ચોળતા આસપાસ પ્રસરી રહેલું ગાઢ અંધારું જોઈ મેં કહ્યું: "નહિ, હજી ઘણી વાર છે." "ના, આ વખત તો આઠ ટકોરા થયા. ત્રણ વાગ્યે ૭ ટકોરા થાય, તો આઠ ટકોરા થાય ત્યારે પાંચ વાગ્યા સમજી લેવાનું. તમારી ઘડિયાળમાં ત્રણ ટકોરા વધારે થાય છે." "તમે ભૂલો છો." "ઊંહું, આપણે જોઈએ." ફરી દીવો સળગાવી અમે ઘડિયાળ આગળ જઈને જોયું તો ચારમાં દશ કમ હતી! અને તે પછી તો જાણે રસ પર ચડી હોય તેમ સવારના સાત સુધી એણે ચાલુ ટકોરા વગાડ્યા જ કર્યા. મારા મહેમાને એકાવન સુધી ગણીને ને મેં એકસો ને ચેતાળીશ સુધી ગણ્યા પછી આગળ ગણવાનો પ્રયત્ન છોડી દઈ ઊંઘવાનો યત્ન કરવા માંડ્યો, ને પછી ઊંઘવાનો યત્ન છોડી દઈ વાત કરવાનો યત્ન કરવા માંડ્યો, ને છેવટે વાત કરવાનો યત્ન છોડી દઈ ફરી ઊંઘવાનો યત્ન કરી જોયો. પણ એ દરમિયાન અમને કોઈને ઘડિયાળને વાગતી અટકાવવાનો યત્ન કરવાનું સૂઝ્યું નહિ! હમણાં કેટલા દિવસથી એ ઘડિયાળને કૂંચી આપવાનું મેં છોડી દીધું છે, પણ એની જિજીવિષા એવી પ્રબળ છે કે હજી એ ચાલ્યાં જ કરે છે!

જરાજરામાં કમાન છટકી જાય એવી પણ કેટલીક હોય છે. તમે એની સામું જુઓ કે એની કમાન છટકી જવાની. આવી સ્વલ્પાનિલા નાયિકાઓ બહુ મોંઘી પડી જાય છે. એ ક્યારે વંકાઈ જવાની એનો પણ નિયમ નહિ.

કેટલીક બહુ આળસુ હોય છે. પડી રહેવું જ એમને ગમતું હોય છે. એને ઊભી રાખો તો એ નહિ ચાલે. ભીંતે લટકાવો તો એ અટકી પડશે. પણ ટેબલ પર કે બીજે કોઈ સ્થળે એને સુવાડી દો એટલે એ તરત ચાલવા માંડશે. તેમ વારે વારે શરદી થઈ જાય એવી નાજુક તબિયતની ઘડિયાળ પણ મેં જોઈ છે. શિયાળાના દહાડામાં એને ઘણુંખરું સેક કરવો પડતો. સગડી આગળ લઈ જઈને એને જરા ગરમાવો આપવામાં નહિ આવતો તો બે કે ત્રણ દિવસ માંડમાંડ ચાલીને પછી એ અટકી પડતી.

પ્રત્યેક ઘડિયાળને પોતપોતાનું વ્યક્તિત્વ હોય છે. દરેકના દેખાવ ને સ્વભાવ જુદા હોય છે ને જોનારાના હૃદયમાં જુદાજુદા ભાવ ઉત્પન્ન કરે છે. કેટલીક નાની બાલિકા જેવી સરળ ને નાજુક દેખાય છે; કોઈક યૌવનની મસ્તીથી ભરેલી, તો કોઈક ઠરેલ ને ઠાવકી પ્રૌઢા, તો કેટલીક મરવાને વાંકે જીવી રહી હોય એવી વૃદ્ધા જેવી પણ દેખાય છે.

કોઈક આપણી નજર આખો વખત ખેંચી રાખે એવી હોય છે, તો કોઈક એના સામુ જોવાનું યે મન ન થાય એવી હોય છે. કોઈક સલચાવે એવી હોય છે તો કોઈક ક્ષોભ ઉત્પન્ન કરે એવી પણ હોય છે. ઘણા વખત પર અમારે ત્યાં એક મોટી ઘડિયાળ હતી. ધીર, ગંભીર, પ્રૌઢ, દમામદાર એવી એ ઘડિયાળનો રણકો પણ એવો જ ભવ્ય ને ગંભીર હતો. સાંભળનાર પણ બે ઘડી થંભી જતો. અમારો નોકર એ ઘડિયાળવાળા ઓરડામાં જતાં ગભરાતો, અને એના ટકોરા સાંભળી થોડીવાર શૂન્યમનસ્ક બની જતો. મેં એને એક વખત પૂછ્યું: "તું આ ઘડિયાળ જોઈને આટલો ગભરો કેમ થઈ જાય છે?" "મને આ ઘડિયાળ દેખીને મારી સાસુ સાંભરી આવે છે!" એણે જવાબ દીધો. "હેં? સાસુ? આ ઘડિયાળ જોઈને તને સાસુ સાંભરી આવે છે? પણ તેમાં ડરે છે શું કામ?" મેં સવાલ કર્યો. "મારી સાસુનું મોં બરાબર આ ઘડિયાળ જેવું જ છે. ને એનાથી હું કોણ જાણે કેમ પણ ગભરાઉં બહુ. એથી તો આજ કેટલાં વરસથી સાસરે જતો નથી. ત્યારે મારી સસરી એ અહીં આવી!"

મતભેદના વિષયમાં તો એ વિદ્વાનોને પણ ટપી જાય એવી હોય છે. બે વિદ્વાનો કોઈકવાર એકાદ બાબતમાં એકમત થાય, પણ બે ઘડિયાળ કદાપિ એકસરખી નહિ ચાલે. આપણામાં કહેવત છે કે કપાળે કપાળે જુદી મતિ: તેમ કહી શકાય કે ઘડિયાળે ઘડિયાળે જુદો વખત. જ્યોર્જ વૉશિંગ્ટન વિષે અનેક સાચીજૂઠી આખ્યાયિકાઓ રચાઈ છે, તેમાંની એક એવી છે કે એનો કારભારી હંમેશ મોડો આવતો. એક દિવસે વૉશિંગ્ટને એને વેળાસર આવવાનું સૂચન કર્યું. કારભારીએ પોતાનો બચાવ કરતાં ઘડિયાળનો વાંક કાઢ્યો ને કહ્યું: "ઘડિયાળ મોડી હોવાથી મને મોડું થાય છે." "તો તમે ઘડિયાળ બદલો, અથવા મારે કારભારી બદલવો પડશે," વૉશિંગ્ટને જવાબ વાળ્યો ને એ કિસ્સો અમર થઈ ગયો. પણ વૉશિંગ્ટનની બુદ્ધિમત્તા, એનું ચારિત્ર્ય, એની ઉદ્યોગપરાયણતા ઇત્યાદિ ઇત્યાદિ વિષે બહુમાન છતાં, કહેવું જોઈએ કે ઘડિયાળ વિષેનું એનું જ્ઞાન અત્યંત પરિમિત હોવું જોઈએ. બીજી ઘડિયાળ હંમેશાં સાચો સમય બતાવે એવી જ આવશે એ વિષે એની ખાતરી હતી? અને એની પોતાની ઘડિયાળ સાચી ને એના કારભારીની ખોટી એમ પણ એણે કેમ માની લીધું? કદાચ એમ ધારી લઈએ કે બીજી બધી ઘડિયાળ કરતાં એ કારભારીની ઘડિયાળ મોડી હતી, એટલે કે એ લઘુમતીમાં હતી તો કહેવું જોઈએ કે કાલગણના એ પણ શું પ્રજાતંત્રવાદ છે કે એમાં પણ બહુમતીના જોરે સત્યનો નિર્ણય કરી શકાય? ખરું જોતાં, જેના પર આખી દુનિયા વધારેમાં વધારે વિશ્વાસ મૂકી પોતાનાં સર્વ કાર્યો કરે છે, તે ઘડિયાળ સૌથી ઓછામાં ઓછી વિશ્વાસને પાત્ર છે. અને એક ઘડિયાળને ખરી માની બીજીને ખોટી ઠેરવનાર આપણે કોણ? એટલું જ નહિ, પણ જ્યાં પંદર સત્તર ઘડિયાળ જુદો જુદો વખત દર્શાવતી આપણી સામે ઘૂરકી રહી હોય ત્યાં કોનું માનવું ને કોનું નહિ? દાખલા તરીકે, આજે હું ઘેરથી ઘડિયાળમાં અગિયાર જોઈને નીકળ્યો. અને ફક્ત મારા મહોલ્લાની જ આઠ ઘડિયાળો જોઈ તો તેમાં નીચે પ્રમાણે વખત થયો હતો: પહેલીમાં ૧૦-૪૫, બીજીમાં ૧૧-૫, ત્રીજીમાં ૧૧-૩, ચોથીમાં ૧૦-૫૨, પાંચમીમાં ૧૧-૧૫, છઠ્ઠીમાં ૧૦-૪૯;

સાતમીમાં ૧૧-૩૫ ને આઠમીમાં ૯-૪૫. આમાં મારે શું સમજવું ? હજી વધારે ઘડિયાળો જોઈ હોત તો આથી યે વધારે ગૂંચવણ ઊભી થાત. એના કરતાં નવ ને બારની વચ્ચેનો સમય થયો છે એમ માની મેં મનનું સમાધાન કર્યું, વધારે પંચાત કર્યા સિવાય કેટલા વાગ્યા છે એનો વિચાર કરવો માંડી વાળ્યો.

નિરંતર ગતિ કરી રહેલા આ સંસારનું ઘડિયાળ બહુ ઉત્તમ પ્રતીક છે. હમેશ એને ચાલ્યાં જ કરવાનું. જરાય થોભવાનું નહિ. અટકે એટલે એ નકામી. અને આટલી આટલી ગતિ કરી જવાનું કશે નહિ. આખરે તો હતા ત્યાંના ત્યાં. પ્રગતિવાદીની પેઠે એ પણ 'હું હમેશ પ્રગતિ કર્યાં કરું છું' એમ માનીને મલકાયાં કરતી હશે. પણ આખરે તો ચક્રમાં પૂરાઈને એને ફર્યા કરવાનું જ છે. એના કાંટા બિચારા ફરીફરીને હતા ત્યાંના ત્યાં જ આવે છે. મનુષ્યો એકબીજા સાથે ભેગા થાય છે ને પાછા છૂટા પડી જાય છે તેને માટે એક સંસ્કૃત કવિએ સમુદ્રમાં ભેગા મળતા ને ભેગા મળીને પાછા વિખૂટા પડી જતા લાકડાના ટુકડાની ઉપમા આપી છે. એને બદલે વારંવાર ભેગા થતા ને પાછા છૂટા પડી જતા ઘડિયાળના કાંટાની ઉપમા આપી હોય તો એ વધારે યુક્ત લાગે છે. ઘણી વાર એક કાંટો જાણે બીજા કાંટાને શોધવા—પકડી પાડવા મથતો હોય એમ પણ લાગે છે ને તે જોઈને ગ્રીક ફિલસૂફે સ્ત્રી ને પુરુષને અવિભક્ત આત્માનાં બે અડધિયાં તરીકે ગણાવી એક અર્ધાત્મા બીજા અર્ધાની શોધમાં ફરે છે એવી કલ્પના કરી છે તે યાદ આવે છે. અવિભક્ત સમય-ભગવાનનાં આ બે અડધિયાં એકબીજાની શોધમાં ફરે છે. ક્વચિત ભેગાં થઈ જાય છે, પણ વિધિની (કે ઘડિયાળીની) ક્રૂર લીલાને બળે ફરી જુદાં પડે છે ને ફરી પાછાં ભટકે છે. એમની એ અનન્ત ભ્રમણા પૂરી થતી જ નથી.

હમણાં હમણાં ઘડિયાળો કોઈ ચોરસ, કોઈ અષ્ટકોણ, કોઈ લંબચોરસ એમ જાત-જાતના ઘાટની આવે છે. પણ ઘડિયાળ તો ગોળ જ હોઈ શકે એવો મને મારા મનમાં પૂર્વગ્રહ બંધાઈ ગયો છે. ગોળ હોય તે જ ઘડિયાળ, બીજી બધી ઘડિયાળની વિકૃતિ. શરતક હોય એમ, કોણ જાણે કેમ મને લાગે છે. નાનપણથી ઘડિયાળની ગોળાકૃતિ જોઈને એની બીજી આકૃતિ હોઈ જ ન શકે એવું મનમાં ભરાઈ ગયું છે. ઘડિયાળ ગોળ હોય તો જ એમાં કાંટા ઘાંચીની ઘાણીના બળદ પેઠે ફર્યા કરે, ચોરસ કે ખૂણાવાળી ઘડિયાળ હોય તો કાંટા એના ખૂણામાં ભરાઈ બેસે અથવા એકાદ ખૂણો તોડી એમાંથી માર્ગ કાઢી નાસી જાય એવું મને લાગે છે. અને સમયની અનાદ્યનંતતા પણ ઘડિયાળની ગોળાકૃતિ વડે જ સૂચવાય છે.

ઈશ્વરે મનુષ્યને પોતાની આકૃતિ પ્રમાણે જ ઘડ્યો એમ કહેવાય છે, તે જ પ્રમાણે મનુષ્યે પોતાની મુખાકૃતિ પરથી જ ઘડિયાળના મુખની આકૃતિ પણ નક્કી કરી છે અને એ આકૃતિ બદલવી એટલે મનુષ્ય ને ઘડિયાળ વચ્ચેના સામ્યને ધોકો પહોંચાડવા જેવું છે એમ મને લાગે છે. કલ્પમાંથી સૃષ્ટિ સરજાઈ એ વાત પણ મીંડા જેવી ઘડિયાળ સમજાવે છે.

અને એક રીતે આપણે સૌ પણ ઘડિયાળો જેવા જ છીએ ને ? કોઈ કે આપણને ચાવી આપી દીધી છે અને તેથી આ સંસારચક્રમાં પડી આપણે ચાલ્યાં જ કરીએ છીએ. સંસારના અનાદ્યનંત ચક્રમાં આપણે નિરંતર ભ્રમણ, નિરુદ્દેશ ને નિરુપાય કર્યા જઈએ છીએ: કોણ કહી શકે કે માનવજીવનના આ અનવરત ભ્રમણનો ઉદ્દેશ શો છે, કયે સ્થાને જઈને એ અટકશે ? આપણને આપેલી ચાવી ઊતરી જશે એટલે ભ્રમણામાંથી મુક્તિ મળશે એમ માની મનનું સમાધાન કરી લઈએ છીએ ને એને મોક્ષનું મોટું નામ આપી ધર્માધર્મ, નીતિઅનીતિ, કાર્યાકાર્ય આદિના નવનવા કાંટાઓ સરજાવી તે વડે, સમય જેવા જ અગમ્ય ને અનાદ્યનંત એવા મનુષ્યત્વનું માપ કાઢવા મથીએ છીએ.

મને નવાઈ લાગે છે કે માનવજીવનની તુલના વિચારકોએ અનેક વસ્તુ સાથે કરી છે, પણ એને ઘડિયાળ જોડે કેમ નહિ સરખાવ્યું હોય ? બંને અનેક બાબતોમાં સરખાં જ છે.



પાનગોષ્ટિ

# વીરોની ભૂમિ

અથવા

## ગપ સમ્મેલનની યોજના

અ-કવિ

રશિયાના દાતરડાવાદી લોકોએ તો હદ કરી. હું તો મરું પણ તને રાંડ કરું—એવી વાત આપણે ત્યાં તો અક્કલનિહોણી મનાતી. પણ એ વાતમાં જ સાચી અક્કલ ભારોભાર ભરેલી છે એ ખબર તો થતી આજે મળી! જો કે બીજો કોઈ બુદ્ધિશાળી હોત તો તો એણે રસ્તો એવો ખોળ્યો હોત કે હું મરું નહિ, પણ તને તો રાંડ કરું! પણ આ તો હજી વીસપચીસ વર્ષ પહેલાં જ કોદાળા પાવડા છોડીને રાજદારી બુદ્ધિનું ખેતર ખેડવાનું શરૂ કરેલું ને, એટલે, જરાક ભૂલ થઈ જાય! હવે બીજું ગમે તે થાય. રશિયા મરશે ને જર્મની તો રંડાશે! એક ધણીવાળો રહેશે આપણો સરકાર માબાપ! ને ડોલરવાળો રહેશે આપણો ડોલરિયો અમેરિકા. પછી તો ઈંગ્લંડને કિનારે ઉભેલી કિન્નરકંઠીઓ ગાશે કે

'ડોલરિયો હરિયાખાર ડોલર ડોલે છે!
મારો ધીરાણુપટ્ટાનાં રાજ! હિંદ હજી ઝૂલે છે!'

આવી રીતે આપણો લોકકવિતાનો ડોલરિયો શબ્દ છેક ઈંગ્લંડને કિનારે દિગ્વિજય કરશે એટલે મુંબઈ યુનિવર્સિટી ડોલે કે ન ડોલે પણ શ્રી. મેઘાણી તો ડોલી ઊઠશે ને 'ફુલછાબ'નો એક ખાસ અંક પ્રગટ કરશે. તમને લાગતું હશે કે હું આ બધી કલ્પના કરું છું. પણ હુએ ભાઈ, યુદ્ધ વખતે ને મૃત્યુ વખતે કલ્પના સતેજ થાય છે એમ ઘણા માનસશાસ્ત્રીઓ માને છે. જો મારી કલ્પના સતેજ લાગતી હોય તો કાં મૃત્યુ આવ્યું હોય ને કાં યુદ્ધ આવ્યું હોય. ખરી રીતે તો તમે જોશો કે વિશ્વભરમાં અત્યારે તમને કલ્પના સતેજ થયેલી માલુમ પડશે. યુરપમાં તો આડેધડ મૃત્યુ ને યુદ્ધનો પધારો પડ્યો છે માટે ત્યાંના લોકોની કલ્પના સતેજ થઈ છે. અને આંહીંના લોકોની કલ્પના પણ સતેજ થઈ લાગે છે એ બતાવે છે આંહીં પણ યુદ્ધ આવવાનું છે!

યુદ્ધનો આ જેવો તેવો લાભ નથી કે સાધારણ રીતે કવિતા અને કલ્પના સાથે બારમો ચંદ્રમા રાખનારા રાજદ્વારી પુરુષો પણ યુદ્ધ વખતે કવિ બની જાય છે! જુઓને હમણાં જ રૂઝવેલ્ટે, શ્રીકૃષ્ણભગવાનની 'યદા યદા હિ ધર્મસ્ય'વાળા શ્લોકની છટાથી, જાહેર ન કર્યું કે નાઝીઓના જંગલી અત્યાચારથી દુનિયાને મુક્ત કરવી છે! હવે એવા મહાન આદર્શવાદી સામે કોણ પપુડી વગાડે, 'નહિતર' આંહીંનો તો કાળિયા ભંગીનો છોકરો પણ ઊભો થઈને પૂછે—અલબત્ત આંહીં સભા ભરી હોય ને રૂઝવેલ્ટ ભાષણ કરતો હોય તો—કે માંબાપ! નાઝીઓના જંગલી અત્યાચારથી તો તમે દુનિયાને છોડાવશો. પણ પ્રભુ! તમારા સુધરેલા ડોલરના અત્યાચારથી દુનિયાને કોણ છોડાવશે? એ તો પછી બધા ડોલર તમારે ત્યાં હશે પછી અમારે ત્યાં શું હશે? કાળિયા ભંગીના છોકરાને

" બેસી જાવ, બેસી જાવ " થાય ને એ બેસી જાય પણ લોકોમાં કોણ જાણે શી ઊંધી મતિ પડી છે કે તમે જે કાંઈ બોલો એનું તરત સામું પાસું મૂકવાના કે ' કરી બતાવો !' જુઓને આપણા બહાદૂર પ્રધાન ચર્ચિલને પણ આઠકલમી વાત માટે લોકો છાપરે નહોતા ચડાવવા માંડ્યા ? એ તો સારું થયું કે ચર્ચિલસાહેબ જેવા યુદ્ધ ચલાવવામાં આગ્રહી છે તેવા જ પોતાના જૂના વિચારને વળગી રહેવામાં જક્કી છે એટલે પરપોટો ફૂટી ગયો. ને વાત નીકળી ગઈ કે બિરાદરો ! આટલાંટિક મહાસાગર તો અમેરિકા ને ઈંગ્લંડની વચ્ચે છે. માટે આ આઠકલમી ધર્મસૃષ્ટિ એ બે દેશ વચ્ચે છે! તમારી અને અમારી વચ્ચે તો ભૂમધ્ય સમુદ્ર છે. એટલે ત્યાં જે કલમો લખાય તે તમને લાગુ પડે !

હમણાં હમણાં કલ્પના સતેજ છે તેથી કે ગમે તેમ પણ દરેક વસ્તુનું સામ્રાજ્ય માંડ ચોવીસ કલાક ટકે છે! તે પહેલાં એક વાત આવી હતી, અલબત આંહીંના વર્તમાનપત્રના કોઈ ખબરપત્રીના કાકાએ ત્યાં મોરક્કો પાસે શેરડીનાં ખેતર કરેલાં. એટલે એ ગોળના આસવમાંથી એના મનમાં કલ્પના ચડી બેઠી કે મારુ બેટું, કહો ન કહો, પણ રશિયાની જમીન ઉપર પગ મૂકતાં જ જર્મનોના ટાંટિયા ધ્રૂજવા માંડ્યા છે! આનું કારણ શું ? ગોળના આસવની એક ટણુડી વધારે ચડાવીને એણે શોધી કાઢ્યું કે રશિયાની રાક્ષસી ટૅંકો જોઈને જ જર્મનોના ટાંટિયા ધ્રૂજવા માંડ્યા છે ! એણે તો આસવ સાથે આ ખબર પણ આંહીં મોકલી દીધા ! ને આપણા આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિના અભ્યાસી વર્તમાનપત્રો પછી તો ઝાલ્યા રહે કે ? એમણે તો તરત છાપી માર્યું કે જર્મનોના ટાંટિયા ધ્રૂજે છે. અને એનું કારણ રશિયન ટૅંકો છે. પણ આ સ્ટેલિન, હજી રાજદ્વારી ગપગોળાનો પૂરો અભ્યાસી લાગતો નથી. એણે બાફી માર્યું કે ના ભાઈ, અમારી પાસે ટૅંકો જ ઓછી, એટલે અમે નથી પહોંચ્યા ને તે છતાં અમે ૪૫ લાખ તો ઉપાડી લીધા છે! પણ એને બિચારાને ક્યાં ખબર છે કે જડબાના જોર ઉપર તો હિટલરે સત્તા પ્રાપ્ત કરી છે. હિટલરે જવાબ દીધો કે બેટમજી ! અમારા તો ૪૫ છે પણ તમારા નવડે મીંડે નેવું છે તે કેમ બોલતા નથી ? હવે બોલો, આમાં કોણ સાચું ? મને તો લાગે છે કે બન્ને સાચા છે. હવે સ્ટેલિન જવાબ આપે કે તારું કહેવું સાચું પણ જર્મના સાફ થઈ ગયું છે એ કેમ બતાવતો નથી ? અને મારું સાફ થઈ ગયું હોય તો તારું ક્યાં સફાચટ નથી થયું ? અને ખૂબી આ છે કે બન્ને સામસામા ગપગોળા મારીને એક પરમ સત્યનુ નિદર્શન કરી રહ્યા છે કે બન્ને નાસ્તિમાં જઈ રહ્યા છે ! આ પ્રમાણે કેવળ ગપગોળામાંથી પરમસત્યની આરાધના થઈ હોય એ તો આ યુદ્ધની નવી જ બલિહારી છે !

હિટલરને જે વિશેષણો સરકાર આપે છે તેના કરતાં આપણાં વર્તમાનપત્રો વધારે આપે છે એનું કારણ મને હમણાં જ શોધ કરતાં મળ્યું.

સરકાર પાસે ખિતાબો આપવાની સત્તા છે. વર્તમાનપત્રો પાસે એ નથી. આવો કોઈ વિરલ પ્રસંગ મળે ત્યારે જ એ સત્તા સરકારકૃપાથી વર્તમાનપત્રોને મળે છે. ને બોંબમારાથી આટલે પાંચછ હજાર માઈલ દૂર પોતાની ઑફિસમાં સપરેટ દૂધની ચા ને સડી ગયેલ ચેવડો ખાતાં ખાતાં આટલો મોંઘો શબ્દલહાવો મળે છે ત્યારે લાવને લઈ લઈએ એમ ધારીને સૌ આ ખિતાબો આપ્યે જાય છે !

એ રીતે તો—કેવળ શાબ્દિક વીરત્વમાં—આપણા ગુજરાતને તોલે કોઈ ના આવે! જુઓને હમણાં જ કોઈ ભાઈ મુંબઈમાં હુલ્લડ વખતે બે દિવસ રેસ્ટોરામાં ચા પી આવ્યા તો એ વીરત્વ વિષે ત્રણ અઠવાડિયાં સુધી અઠવાડિકને બિચારાને કોલમભરણી મળી ગઈ! બાકી યુદ્ધમાં ઊતરવું ન ઊતરવું, શું કરવું શું ન કરવું, એ બધી વાતો એક બાજુ મૂકી દઈએ તો વિનોદ સંમેલન કે ટૂચકા સંમેલન કરતાં પણ એક વધુ સુંદર સંમેલન ભરવાની તક અત્યારે ચાલી જાય છે! આ સંમેલન તે ગપગોળા સંમેલન. એમાં જે વધારેમાં વધારે ગપ મારી શકે તે વધારે વીર. આપણે ત્યાં પેલી બાર હાથનાં ચીભડાંવાળી કહેવત નથી? તો એવું એક ગપગોળા સંમેલન ગોઠવો ને! આનંદ પણ થાય, હસવાનું પણ મળે, વ્યાયામ પણ થાય, શરીર સુધરે ને જવાબદારી તો કાંઈ હોય નહિ એટલે તમારે ગપ શોધવાની પણ મહેનત નહિ! ને ગપ શોધવાં જ હોય તો ચાર છ અઠવાડિયાંનું કોઈનું યુદ્ધવાચન વાંચી ગયા! ને પછી આંતરરાષ્ટ્રીય નિષ્ણાતની ઢબથી ન બોલીએ કે મને લાગે છે કે શિયાળો આવે છે. ને શિયાળો હમેશાં ઠંડી લેતો આવે છે. આ વખતે એ વધારે ઠંડી લાવશે ને યુદ્ધ ઠંડું થશે તો પાનખરમાં ચોક્કસ કાંઈક નવીન થશે. ને નવીન નહિ થાય તો કાંઈક નવીન આવશે. પરંતુ, ગમે તેમ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ જોતાં યુદ્ધ લંબાશે. ને નહિ લંબાય તો ચોક્કસ ટૂંકાશે. યુદ્ધ ટૂંકાશે તો ભાવો ગગડશે. ને એ ભાવ સ્થિર કરવા નવું અર્થીકરણ થશે. એટલે છેવટે યુદ્ધ ખતમ તો થશે. પણ ખતમ યુદ્ધ થશે ત્યારે માણસો એને ખતમ કરશે કે માણસો નહિ હોય માટે ખતમ થશે એ એક કોયડો છે. ગપગોળાનો આવો વિષય મળે તો ગપસંમેલન ભરતાં ડરવું નહિ. કારણકે એ તો અખાએ પણ કહ્યું છે કે

'ઝીંડું શોધતાં લાધી પોળ, કર અખા હવે ઢાકમઢોળ.'



# હિંદી વિજ્ઞાન પરિષદ

ડૉ. નરસિંહ મુ. શાહ

"There are two ways of knowing: namely by statement (argumentation) and by experiment. A statement lays down, and makes us define the scope of a problem: but it neither confirms doubt nor removes it in such a way to give one trust in the attainment of certitude, unless it arrives at the truth by the way of experiment..."

—*R. Bacon*

**ચાલીસ** વર્ષ પૂર્વે—વીસમી સદીની શરૂઆતનાં વર્ષોમાં ઉચ્ચ કેળવણી આપતી આપણા દેશની સરકાર સ્થાપિત વિદ્યાપીઠો જૂની ઘરેડે શિક્ષણ આપ્યે જતી. આ સ્થિતિમાં સુધારણા કરવાની જરૂર તે સમયની સરકારને લાગી. આ સુધારણા કઇ જાતની હોવી જોઈએ અને કેવી રીતે તેને અમલમાં મૂકવી, એ સંબંધમાં વિચાર કરી સરકારને ભલામણો કરવા તે સમયના હિંદના વાઇસરૉય લૉર્ડ કર્ઝને એક સમિતિ નીમી. આ કર્ઝન સમિતિની ભલામણોના પરિણામે એવો ઠરાવ કરવામાં આવ્યો કે વિદ્યાપીઠોમાં શિક્ષણનું ધોરણ ઊંચું લાવવા અભ્યાસક્રમોમાં ફેરફાર કરવો. અત્યારે સામાન્ય રીતે ઓળખાતો 'ઑનર્સ'નો અભ્યાસક્રમ આ રીતે શરૂ થયો.

એ જમાનાની વિદ્યાપીઠો માત્ર પરીક્ષા લેનારી સંસ્થાઓ હતી. શિક્ષણનું કાર્ય વિદ્યાપીઠોએ માન્ય રાખેલ મહાવિદ્યાલયો કરતાં. 'ઑનર્સ'નો અભ્યાસક્રમ દાખલ થયો એટલે પ્રત્યેક વિષયમાં શિક્ષકોની સંખ્યા વધારવાની જરૂર પડી. વિજ્ઞાનના વિષયોમાં પણ આ સુધારાની અસર થઈ. કર્ઝન સમિતિએ પોતાની સૂચનાઓમાં શોધખોળના કાર્યને વિદ્યાપીઠો ઉત્તેજન આપે એવો પ્રબંધ કરવા સ્પષ્ટ સૂચના કરી હતી. આનો અર્થ એવો નથી કે હિંદુસ્તાનમાં શોધખોળ અસ્તિત્વમાં નહોતી. મોટે ભાગે સંશોધનનું કાર્ય સરકારી ખાતાંઓ કરતાં. વિદ્યાપીઠોમાં સંશોધનને લગતું કાર્ય નહિવત્ હતું. કોઈપણ વૈજ્ઞાનિક મંડળો અસ્તિત્વમાં નહોતાં, એટલું જ નહિ પણ વિદ્યાપીઠોમાં વૈજ્ઞાનિક વાતાવરણનો અભાવ હતો. સંશોધકો અને અધ્યાપકો અરસપરસ સંપર્કમાં આવે, સંશોધનને લગતી ચર્ચા કરે એવી કોઈપણ સંસ્થા અસ્તિત્વ ધરાવતી નહોતી. છુટાછવાયા કાર્યકરો પોતાનું સંશોધનકાર્ય કરતા. આશરે ત્રીસ વર્ષો પહેલાં (૧૯૧૦–૧૯૧૧) વૈજ્ઞાનિક સંશોધનને લગતી આ સ્થિતિ હિંદમાં પ્રવર્તતી હતી.

આ પરિસ્થિતિમાં કેટલાક વિજ્ઞાનના અધ્યાપકોને લાગ્યું કે અરસપરસ કાર્યકરોનો સમાગમ વધે તો સંશોધનના કાર્યને વેગ મળે એટલું જ નહિ પણ વૈજ્ઞાનિક સંશોધનની અગત્ય સામાન્ય પ્રજામાં પણ ફેલાવી શકાય. આ વિચારને અમલમાં મૂકવા જરૂરી પગલાં

[ અનુસંધાન પૃ. ૫૨ ]

# બિરાદરીસ્તાન

[ એક સૂચક નવલિકા ]

જગન્નાથ દેસાઈ

રાજનગરની શેરીઓમાં સૂનકાર વ્યાપી રહ્યો હતો. ભયથી ફફડતાં પંખીઓની માફક લોકો ઘરની ચાર દિવાલોની અંદર લપાઈ રહ્યાં હતાં. મેનિન્જાઈટિસ કે મહામારીથી યે વધુ ભયંકર એવો કોમી હુલ્લડનો રોગ રાજનગરમાં બે દિવસથી ફાટી નીકળ્યો હતો. અફવાએ લોકોને આંધળા બનાવ્યા હતા. શહેરમાં પ્લેગ કોગળિયું જેવા અનેક રોગો ઘણી વાર આવી ગયા હતા, અને તેના પ્રતિકાર રૂપે શહેરીઓનાં હૃદયમાંથી દુઃખ, શોક, અનુકંપા અને સેવાનાં ઝરણાં ફૂટતાં હતાં; પણ આ કોમી વિદ્વેષનો ઉન્માદ તો કોઈ જુદા જ પ્રકારનો રોગ હતો; અફવાઓની આગ આ ઉન્માદને ભડકાવતી હતી; અને તેના પડઘા રૂપે માનવ-હૈયામાં ભય, કાયરતા, દ્વેષ અને હિંસાનાં સૂતેલાં બળો હિલોળા લેવા લાગ્યાં હતાં.

એક, અખંડ અને અવિચ્છિન્નપણે ચાલતા રાજનગરના શહેરી જીવનમાં એકાએક બે છાવણીઓ પડી ગઈ. આ છાવણીઓ કાળા ગોરાની નહિ, શ્રીમંત ગરીબની નહિ, સુર અસુરની નહિ, પણ હિંદુ મુસ્લીમની છાવણીઓ પડી ગઈ. એક ભૂમિ, એક હવાપાણી અને એક પ્રદેશનાં અન્નપાણી ખાઈ ને ઉછરેલાં એક ભાષા બોલતાં માનવ સંતાનો વચ્ચે કોઈએ જાણે એકાએક દિવાલ ખડી કરી દીધી હોય અને હિંદુ મુસ્લીમ વચ્ચેનું અંતર જાણે ઉત્તર દક્ષિણ ધ્રુવ વચ્ચેનું જ અંતર હોય એવી ભ્રમણાનાં જંતુઓ ઠેર ઠેર વધવાં લાગ્યાં. કાળજ્વર કે કોગળિયુંનાં જંતુઓ તો શરીરના એકાદ અવયવનો કબજો લે છે, પણ કોમી વિદ્વેષનાં જંતુઓ તો માનવ અસ્તિત્વના કેન્દ્ર સમા હૃદયનો કબજો લેતા હોવાથી તેની ચોટ વધુ ભયંકર હોય છે.

રાજનગરના આવા વિક્ષુબ્ધ વાતાવરણમાં એક રાતે આઠ વાગે ૧૬ વર્ષનો એક મુસ્લીમ જુવાન પોતાના લત્તામાંથી બહાર નીકળ્યો. કપડાની અંદર કાંઈક શસ્ત્ર છુપાવેલું હોય એમ તેના શરીરની હિલચાલ ઉપરથી જણાતું હતું.

"અલ્યા કોણ છો તું, ક્યાં ચાલ્યો અત્યારે ?" નાકા ઉપરના પહેરેગીરે તેને ટોકચો.

"જમાદાર સાહેબ, હોસ્પિટલમાં મારા કાકા બિમાર છે, તેમની પાસે મારે જવું છે. આ જુઓ થોડાં મોસંબી પણ લીધાં છે. મારું નામ અબ્બાસ." મુસ્લીમ જવાને જવાબ વાળ્યો.

હજી હવાલદારી પણ નહોતી મળી એવા સિપાઈને જમાદારસાહેબનું માનવાચક સંબોધન મળતાં તેની ટેડાઈ ઓછી થઈ.

"પણ અત્યારે રાતે ? નવ વાગ્યા પછી તો કરફયુ ઓર્ડર લાગુ પડે છે" સિપાઈએ અબ્બાસને યાદ આપ્યું.

"મને ખબર છે. પણ હું રાત ત્યાં જ મારા બિમાર કાકા પાસે રહેવાનો છું."

"તો ભલે, પણ રસ્તામાં સંભાળજે, કોઈ ટીપી નાખે નહિ. હિંદુ લત્તામાં ભૂલેચૂકયે પણ જતો નહિ, નહિતર તારાં માબાપ રવડી પડશે!" સિપાઈએ મુરબ્બીવટથી સલાહ આપી.

"ના રે ના, હૉસ્પિટલમાં જતાં રસ્તામાં ક્યાં હિંદુ લત્તો આવે છે?"

અબ્બાસ આગળ ચાલ્યો. કપડામાં છુપાવેલ શસ્ત્ર ઉપર હાથ રાખીને સ્વગત બોલ્યો: "ગગદૂર છે, મને કોઈ હાથ અડાડી શકે!"

મુસ્લીમ લત્તામાંથી અબ્બાસ નિર્ભયપણે અને ખુશખુશાલ દિલે આગળ ચાલી નીકળ્યો. એ લત્તો પૂરો થયા પછી થોડાં સરકારી અને મ્યુનિસિપલ મકાનો આવતાં હતાં. હૉસ્પિટલની આજુબાજુ છૂટીછવાઈ દુકાનો હતી, જેની પાછળ હિંદુ લત્તો આવેલો હતો.

રસ્તામાં ચારે બાજુ સ્મશાનથી યે વધુ શાંતિ હતી. કાળો કાગડો પણ ક્યાંય દેખાતો નહોતો. આડે દિવસે ગાડીઓ અને રાહદારીઓની પ્રવૃત્તિથી ધમધમી રહેલા આ રસ્તા ઉપર અબ્બાસને સામે એક પણ માણસ ન મળ્યું. આવા નિર્જન એકાંતમાં પોતાની જાતને સોબત આપવા તે હળવે સૂરે "અગર ઇન્કાર કીયા હોતા"ની પંક્તિઓ લલકારી રહ્યો હતો. હૉસ્પિટલનું મકાન હવે દસેક મિનિટને અંતરે હતું. ત્યાં તો અબ્બાસને કાને એકાએક બાજુના સરકારી મકાનમાંથી કોઈ માણસો દોડતા બહાર નીકળતા હોય તેવો અવાજ આવ્યો; અને ભયની એક ધ્રુજારી તેના અંગમાંથી પસાર થઈ ગઈ. પોતે કાંઈ વધુ વિચાર કરી શકે તે પહેલાં તો તેના વાંસામાં લાઠીનો એક મજબૂત ફટકો પડ્યો. ભાગવાનો કે સામો પ્રતિકાર કરવાનો વિચાર કરે તે પહેલાં તો બીજા માણસે અબ્બાસના પગમાં લાઠી ભરાવીને તેને નીચે નાખી દીધો. અને બે માણસોએ તેને ભોંય ઉપર દબાવી દીધો, અને મજબૂત હાથે મોઢું દાબી દીધું.

"રામુ, આ કમજાતને અહીંથી ઉઠાવી લ્યો; અહીં હૉસ્પિટલ નજદીક છે, વખતે આપણી ધમાધમથી કોઈ દોડી આવશે; આપણે તેનો ત્યાં લઈ ગયા પછી ઈન્સાફ કરીશું." એકે હુકમ આપ્યો. તરત જ બે માણસોએ તેના પગ પકડ્યા, અને બેએ તેના હાથ પકડીને બાજુની અંધારી ગલીમાંથી ઝપાટાબંધ હિંદુ લત્તામાં ઘસડી લઈ ગયા. ત્યાં અબ્બાસને પચીસેક માણસોનું ટોળું ઘેરી વળ્યું: એકે તેનાં ખિસ્સાં તપાસ્યાં, અને બીજાએ તેનાં કપડાં તપાસીને તેમાંથી છરી કાઢી. છરી નીકળતાં આજુબાજુ ઊભેલાઓમાં ખુન્નસ ઉભરાયું:

"મારો સા... ગુંડાને" એવા અવાજો થયા. વીસ પચીસ વરૂના ટોળાં વચ્ચે હવે બકરી જેવા દીન વદને ઊભેલા અબ્બાસ ઉપર લોકો તૂટી પડ્યા. હુલ્લડમાં કોઈનો ભાઈ માર્યો ગયો હતો, કોઈનો પુત્ર ઘવાયો હતો, તો કોઈની દુકાન બળી ગઈ હતી એ બધી વસ્તુઓની યાદ તાજી કરીને જાણે વેર વાળવાનો આ અવસર હોય તેમ તેઓ અબ્બાસ ઉપર તૂટી પડ્યા. અબ્બાસનાં કપડાં ફાટી ગયાં; લાતો મુક્કી ગડદા પાટુ વગેરે દ્વારા લોકોએ પોતાનો રોષ ઠાલવ્યો. અબ્બાસને આવરદાનો અંત નજદીક લાગ્યો.

ટોળાંમાનસને પશુતાનો ચેપ જલદી લાગે છે. અને એકવાર પશુતાનું પ્રદર્શન કર્યા પછી તે વૃત્તિ વધુ ને વધુ ઉગ્ર થતી જાય છે. અબ્બાસને મરણતોલ મારથી મોઢે ફીણ આવી ગયા. પણ ઝનૂને ચડેલા હુમલાખોરોને અટકાવનાર કોઈ નહોતું. અબ્બાસની છેલ્લી ઘડીઓ ગણાવા લાગી. ત્યાં એકે સૂચવ્યું:

"આ વીંછીના બચ્ચાને અહીં જ જલાવી દઈએ."

"અરે હા, એ બરાબર," બીજાઓએ અનુમોદન આપ્યું. એક જણો બાજુના ઘરમાં ગ્યાસતેલ લેવા ગયો. બીજાએ દીવાસળી અને થોડા લાકડાની તૈયારી કરી. અને સૌ કોઈ જાણે એક એવું નાટક ભજવાતું હોય એવી તટસ્થતાથી જોઈ રહ્યા. ભોંય પર પડેલા અબ્બાસને હવે શું થાય છે, તે જાણવાની પણ સોં નહોતી. આ બધા બનાવથી લત્તામાં કોલાહલ વધી ગયો. કેટલાક વધુ બીકણ માણસો ઘરનાં વાસેલાં બારણાં બરાબર બંધ છે કે નહિ તેની તપાસ કરવા લાગ્યા. ત્યાં એકાએક મધુર છતાં સત્તાવાહી અવાજ આવ્યો :

"અરે, અરે! આ શું માંડયું છે તમે? આવી હેવાનિયત? આટલા બધા માણસો એક નિર્દોષ છોકરા ઉપર તૂટી પડતા શરમાતા નથી?" અબ્બાસને મારનાર લોકો એકદમ થંભી ગયા. ખાદીની સાડીમાં સજ્જ થયેલી ૨૫ વર્ષની એક યુવાન સ્ત્રી સૌની વચમાં આવીને ઊભી રહી.

"કંઈ નથી સવિતાબહેન, આ તો એક સાપનો બેટો હાથમાં આવ્યો છે, એટલે તેને પ્રસાદી આપીએ છીએ" એકે કહ્યું.

સવિતા એક જાણીતી સ્ત્રી કાર્યકર હતી. જ્યોતિસંઘમાં તેણે ત્રણેક વર્ષ તાલીમ લીધી હતી અને ત્યારપછી સ્ત્રીઓની અનેક સામાજિક પ્રવૃત્તિથી તેણે આ વિભાગમાં સારી આબરૂ મેળવી હતી.

સવિતા કંઈ બોલ્યા સિવાય તરત અબ્બાસ પાસે ગઈ. અબ્બાસના લોહીથી ખરડાયેલ કપડાં જોઈ તેનું હૈયું રડું રડું થઈ રહ્યું. માનવી માનવી પ્રત્યે આટલો ઘાતકી કેમ થઈ શકતો હશે એવો તેના હૈયાને પ્રશ્ન ઊઠયો.

"અરે, આ તો હમણાં મરી જશે; મને કોઈ મદદ કરો, આને હોસ્પિટલમાં લઈ જઈએ." સવિતાએ કહ્યું.

લોકોના મોઢા ઉપર આનાકાની હતી. પણ સવિતાની લોકપ્રતિષ્ઠા અને તેજસ્વી વ્યક્તિત્વની શેહથી હુલ્લડખોરો મૂંગા રહ્યા. છતાં એકે કહ્યું :

"અમને શું કહો છો? જાવને પેલા મુસ્લીમ ગુંડાઓને કહેવા કે જેમણે નિર્દોષ હિંદુઓને રહેંસી નાખ્યા છે, અમારી દુકાનો લૂંટીને બાળી નાખી છે, બહારગામથી ટ્રેનમાંથી ઊતરેલા હિંદુ મુસાફરોને છરાથી ઘાયલ કર્યા છે. તેમને સમજાવો. આ વીંછીના બચ્ચાને અમે અહીંથી જીવતો જવા નહિ દઈએ."

"હા, હા, તેને તો પૂરો જ કરવો જોઈએ, નહિતર તે જીવતો રહીને બીજા પાંચ હિંદુઓને મારશે" ટોળામાંથી અનુમોદનના બીજા સૂરો આવ્યા.

"તમારે આવી કાયરતા માટે શરમાવું જોઈએ. એકલા અટુલા આ છોકરા ઉપર તૂટી પડવામાં શી બહાદુરી છે? ઊલટું આ તો આપણા લત્તામાં આવેલો છે, એટલે આપણે તેને આશ્રય અને અભયસ્થાન આપવાં જોઈએ. તમારામાં જો ખરી બહાદુરી જ હોય અને તમે મુકાબલો જ કરવા માગતા હો તો જાવ જઈને સામી છાતીએ મુસ્લીમો સામે લડો. ખરી રીતે તો તેમાંય કાંઈ બહાદુરી જેવું નથી, છતાં આના જેવી નપુંસકતા તો તેમાં નથી જ."

મુસ્લીમ ફકીર પોતાની ફિલસુફી વધુ ચલાવે ત્યાં તો "અબ્બાજાન" કહેતો અબ્બાસ એકાએક આવી ચડ્યો. બાપ દીકરો બન્ને ભેટી પડ્યા. અહમદે છોકરાના આખા કપોલ-પ્રદેશ પર ચુંબનોની ઝડી વરસાવી.

"બાવા, હું બચી ગયો એ ખુદાની કરામતથી જ." એમ કહી અબ્બાસે પોતે કેવી રીતે ફસાયો, પોતાને કેમ માર પડ્યો અને સવિતા તેને પોતાને ઘેર લઈ ગઈ ત્યાં સુધીની કથા કહી સંભળાવી.

સાંભળતાં વેંત અહમદનું લોહી ઊકળી આવ્યું, તેની આંખોમાં ખુન્નસ ભરાયું.

"પણ બાવા, સાંભળો તો ખરા." અબ્બાસે વાત આગળ ચલાવીઃ

"સવિતાબ્હેન મને લઈ ગયાં. બે દિવસ સારવાર કરી, અને સારી રીતે ખવરાવ્યું, પીવરાવ્યું, પણ બીજે દિવસે વધુ હિંદુઓનાં ખૂન થવાથી તે મહોલ્લાનું જ વાતાવરણ વધુ ગરમ થવા લાગ્યું, અને મારી સલામતીની સવિતાબ્હેનને ચિંતા થવા માંડી. તેથી તેણે તેના બાપને પણ ખબર ન પડે તેવી રીતે મને હિંદુ છોકરાનો વેશ પહેરાવીને સાંજના સાત વાગે હિંદુ લત્તામાંથી સહીસલામત બહાર મૂકી દીધો. અને જતાં જતાં મને કહ્યું કે જો તું સાચો મુસ્લીમ હો તો આના બદલા તરીકે દસ હિંદુઓના જાન બચાવજે."

"આફરીન, આફરીન, બેટા! તે હિંદુ છોકરીના સુખન-પર. દસ નહિ પણ બધા હિંદુઓને બચાવવાની કોશિષ હું હવેથી કરીશ. તને અલ્લાહે જીવતો રાખ્યો અને આટલું હું ન કરું તો હું ખુદાનો ગુનેગાર ઠરું." અહમદે પોતાનો હૃદયપલટો જાહેર કર્યો.

કસોટીનો સમય બહુ દૂર નહોતો. શહેરના વાતાવરણમાં હજી લાવા ઊકળતો હતો. અહમદની હવેની વલણ તેના સાથીઓને માટે મૂંઝવણ ભરેલી થઈ પડી. કેટલાક તો એટલી હદ સુધી કહેવા લાગ્યા કે અહમદ તો હિંદુડો થઈ ગયો, પેલા ગાંધીના પંથમાં ભળવા માગે છે. વગેરે વગેરે.

* * *

આઠેક દિવસ પછી સમીસાંજે પાંચ હિંદુઓ સ્ટેશનેથી ગાડીમાં ચાલ્યા આવતા હતા; જરૂરી લૌકિક હતું એટલે નછૂટકે ગામમાં આવવું પડ્યું હતું. મનમાં ભય પૂરેપૂરો હતો એટલે સ્ટેશનેથી પોલીસ જેવા લાગતા બે માણસોનો સાથ લીધો. પણ આ પોલીસના માણસો ગુંડા ટોળીના જાસૂસ હતા, તે આ અજાણ્યાને ભાગ્યે જ ખબર પડે.

થોડો રસ્તો કાપ્યો ત્યાં દૂરથી મુસ્લીમ ટોળાંનો કોલાહલ સંભળાયો. પેલા પોલીસ જેવા લાગતા માણસો તુરત ગાડીમાંથી હેઠા કૂદીને ટોળાં તરફ દોડ્યા. ગાડીવાળા ગાડી મૂકીને નાઠા. હિંદુઓ ગભરાયા. નાસે ક્યાં? મોત સામે આવ્યું દેખાયું.

"આ બાજુ, આ બાજુ, મારી પાછળ પાછળ ચાલ્યા આવો" બાજુની ગલીમાંથી અહમદનો અવાજ સંભળાયો. ઘડીભર હિંદુઓને શંકા થઈ કે આ કોઈ બીજું કાવતું તો નહિ હોય? પણ અણીની ઘડીએ માનવીના જીવનમાં આવતી કોઈ અજ્ઞાત પ્રેરણાના ધકેલાયા તેઓ અહમદની પાછળ પાછળ ગયા. બેત્રણ ગલીઓ વટાવીને અહમદ તેમને પોતાના ઘરમાં લઈ ગયો. સામેથી અબ્બાસ અને સાંઈ આવતા દેખાયા. "અલ્લાનો બંદો આનું નામ" સાંઈએ અહમદને શાબાશી આપી.

મુસ્લીમ ટોળું મોર માર કરતું આવ્યું: શિકાર નાસી છૂટવાથી તે વધુ વિફર્યું હતું.

સાંઈને જોઈને ટોળામાંથી કોઈએ સવાલ પૂછ્યો:

"અરે, સાંઈ, તમે આટલામાં કોઈ હિંદુને દોડી આવતા દીઠા?"

"ના રે ભાઈ, પણ સામી બાજુ કોઈના દોડતાં પગલાંનો અવાજ સંભળાયો હતો ખરો." સાંઈએ ટોળાને ઊંધે જ માર્ગે દોરવ્યું. સાંઈના આ જુઠ્ઠાણાં પર અલ્લાહે આશીર્વાદ વરસાવ્યા: ટોળું બીજે માર્ગે ગયું; પણ ટૂંક વખતમાં વિફરેલા વાઘની માફક તે પાછું ફર્યું. અહમદના કોઈ પાડોશીએ ખબર આપી કે અહમદના ઘરમાં કોઈ ભેદી માણસો દેખાય છે ખરા.

અહમદે પોતાની બારીમાંથી ધાડિયું આવતું લાળ્યું. તરત જ ઘરમાંથી પોલીસ ચોકીએ ટેલિફોન કર્યો કે પાંચ હિંદુઓ મારા ઘરમાં સલામત છે, તેમને બચાવવા તુરત મદદની જરૂર છે. બીજો ટેલિફોન હિંદુ સંરક્ષણ સમિતિની ઑફિસે કર્યો કે લૉરી લાવીને તમારા હિંદુઓને લઈ જાઓ.

પોતે બારણાં વાસીને નીચે ઊતર્યો.

"અહમદભાઈ, પેલા હિંદુઓ તમારે ત્યાં ભરાયા છે." ટોળામાંથી એકે પૂછ્યું.

"ખોટી વાત છે. કાફરોને તે હું કદી આશ્રય આપું?"

"તો અમને જોવા જવા દો."

"ન બને, મારી બીબી બિમાર છે."

પણ ટોળું હવે માને તેમ નહોતું. 'મસ્જીદો બાળી, મુસ્લીમો માર્યા ગયા' એવી અફવાઓથી બહેકેલા આ ટોળાને સારાસારની ગતાગમ રહી નહોતી.

"અહમદ, બાજુ હટી જા" એકે બૂમ મારી.

"નહિ બને."

"તારી ખેર નથી."

"જેવી ખુદાની મરજી" અહમદે બેપરવાઈથી કહ્યું.

"હવે બાજુ હટને, ચાવલા" કહેતાકને એકે ધક્કો માર્યો. અહમદે મજબૂત હાથે બારણાંને પકડી રાખ્યાં. ટોળાનો વહેમ હવે દૃઢ થયો.

અંદર હિંદુઓ ફફડતા હતા. પણ નાસી છૂટવાનો કોઈ રસ્તો નહોતો.

બાપની મદદે અબ્બાસ દોડ્યો. ઉપરથી સાંઈ પણ નીચે આવ્યા. ટોળામાંથી હવે લાકડીઓના ઘા શરૂ થયા. અબ્બાસને માથે લાઠીનો એક મજબૂત ફટકો પડ્યો. અહમદ તેને બચાવવા જતાં પડખેથી એક છરો કોઈએ તેને ભોંક્યો. 'યા અલ્લાહ'ના પોકાર સાથે તે જમીન પર ઢળી પડ્યો.

"અરે, અંધો, તમે મુસ્લીમને જ મારી નાખ્યો!" સાંઈએ પોકાર કર્યો.

ટોળું સાંભળવા જેટલી સાનમાં હતું જ નહિ. પથરા મારીને બારણું તોડ્યું અને જેવા અંદર ઘૂસવા જાય છે, ત્યાં સામેથી મોટરલૉરી ભરીને લશ્કરી સિપાઈઓ અને બે

ગોરા સાર્જન્ટો આવી લાગ્યા. તરત જ વીજળીને વેગે આખું ટોળું વિખેરાઈ ગયું. અહમદનો મૃત દેહનો પોલીસે કબજો લીધો.

મુસ્લીમ જનતામાં બીજે દિવસે હાહાકાર થઈ રહ્યો. અહમદ જેવા પ્રતિષ્ઠિત અને પૈસાદાર મુસ્લીમનો આ અંત ! મુસ્લીમોને હાથે જ હિંદુઓને બચાવતાં મુસ્લીમ માર્યો ગયો ! સાંઈએ અને અબ્બાસે મુસ્લીમ લત્તામાં ઘેરઘેર ફરીને સવિતાની હિંમત અને અહમદના હૃદયપલટાના ભેદની વાત કહીને ટોળાંની બેવકૂફી પર પ્રકાશ પાડ્યો. ગામમાં કોઈ જાદુની માફક વાતાવરણ પલટાયું.

હિંદુ લત્તામાં આ આખી વાત ફેલાતાં સવિતાના પિતા, આખી હિંદુ સંરક્ષણ સમિતિ અને નગરના અગ્રજનો અહમદની અવલમંજલમાં પોતાનો શોક દર્શાવવા આવ્યા.

રાજનગરે કદી જોઈ નહોતી એવી જબ્બર પાયદસ્ત અહમદની નીકળી. શહેરમાં ઠેર ઠેર તેના શબ ઉપર પુષ્પવૃષ્ટિ થઈ. મોખરે સવિતા, સાંઈ અને અબ્બાસ હતા. નગરને માટે આ દૃશ્ય નવીન હતું.

અહમદની કબર ઉપર લોકોએ એક તકતી કોતરાવી, જેમાં ફક્ત 'બિરાદરીસ્તાન' એટલા જ શબ્દો હતા.

આ ભવ્ય પ્રસંગની યાદમાં હજી પણ દર વર્ષે આ 'બિરાદરીસ્તાન'માં એક મેળો ભરાય છે, જ્યાં હિંદુ મુસ્લીમો ખભેખભા મિલાવીને કોમી બિરાદરીની ગાંઠ વધુ તાજી કરે છે.



# ધર્મયુદ્ધ કે હિંસા ?

[ચર્ચાના ઉત્તરને પ્રત્યુત્તર ]

અંબાલાલ પુરાણી

યુદ્ધ વિષે મહાત્માઓ વચ્ચેના મતભેદ વિષે ચર્ચા કરવાની જવાબદારી મારી નથી. એ ચર્ચામાં મેં આરંભથી જ ભાગ લીધો નથી. 'પ્રસ્થાન 'માં જે લેખ પ્રગટ થયો તે પણ ચર્ચા કરવા કે લંબાવવા માટે લખાયો ન હતો.

'કિશોર ' માસિકમાં " માણસ કે વરૂ ? " એ મથાળાવાળો લેખ વાંચ્યો ત્યારે મને થયું કે લેખકે પોતાની બાજુએ કેવળ લાગણીના ઊભરા રજુ કર્યા હોઈ કેવળ એકતરફી દર્શન કર્યું છે અને કરાવવા પ્રયત્ન કર્યો છે. એટલે કાંઈ નહિ તો દલીલની બીજી બાજુ રજુ થાય એ મને જરૂરી લાગ્યું.

આમ મૂળ તો મારો લેખ ' કિશોર ' માસિક માટે લખાયેલો. અને ઉપરોક્ત લેખના દૃષ્ટિબિંદુના ઉત્તર રૂપે નામનિર્દેશ કર્યા વગર જ મેં દલીલો રજુ કરેલ છે. પરંતુ ભાઈ રણછોડજીને-એ લેખ ' પ્રસ્થાન 'માં મૂકવા જેવો લાગ્યો. અને તેમણે રા. કિ. ધ. મને ઉત્તર આપવાને આમંત્રણ કર્યું. એમણે પોતાના ઉત્તરમાં કેટલાક પ્રશ્નો રજુ કર્યા છે અને દલીલો એ પ્રશ્નો વડે સૂચવી છે તેમના મુદ્દાસર ઉત્તર આપવા જરૂરી લાગે છે.

પ્રથમ તો આ વિષય હિંદને માટે " વ્યાસપીઠનો વિષય વધારે છે " એવું જાહેર રીતે કહેનારા રા. કિ. ધ. મ. પહેલા જ છે એમ મને લાગે છે. પરાધીન હિંદના ગમે તેવા સાચા વિચારો અને નિર્ણયો જગતની રાજકીય, અને તેમાં પણ યુદ્ધને અંગે ઊભી થયેલી, પરિસ્થિતિને અસર કરી શકે એમ એક વખત પણ રા. કિ. ધ. મ.એ ગંભીરતાપૂર્વક માન્યું હોય તો તે નવાઈ પમાડે તેવું છે !

પરંતુ ચાલુ યુદ્ધની પરિસ્થિતિ ઉપર, યા તો, લડતી કે તટસ્થ પ્રજાઓના માનસ પર, હિંદની વિચારણાથી કે યુદ્ધની ચર્ચાથી અસર કરવાનો પ્રશ્ન નથી. પ્રશ્ન એ છે કે હિંદીઓએ આ યુદ્ધ પ્રત્યે કેવું વલણ લેવું જોઈએ.

એ વલણ ભલે તાત્ત્વિક વિચારોથી કે સિદ્ધાંતોથી કે વ્યવહારુ નીતિથી ઘડાયેલું હોય પરંતુ તેની અસર તો વ્યવહારુ જ હશે.

માનવ સંસ્કૃતિની રક્ષાને ખાતર યા તો પોતાના રાજકીય હિતની દૃષ્ટિએ હિંદે આ મહાન યુદ્ધમાં કોનો પક્ષ લેવો યા તો કેવું વલણ ધારણ કરવું એ પ્રશ્નનું નિરાકરણ થાય તો હિંદના રાજકીય પક્ષોની વ્યવહારુ નીતિમાં ફેર પડે જ. આમ એ પ્રશ્ન વ્યાસપીઠનો નહિ પરંતુ અત્યંત વ્યવહારુ પ્રશ્ન બની રહે છે. તેથી જ મહાસભાવાદીઓએ જેલોમાં જવું કે નહિ, યુદ્ધ અનિષ્ટ જ હોય તો યુદ્ધની તયારીમાં બાધા નાખવી કે નહિ, સિપાહીઓના ઉપયોગ માટે કામળી વેચવા કે નહિ, અનાજ વેચવું કે નહિ વગેરે પ્રશ્નો વ્યવહારુ છે, વ્યાસપીઠના નથી.

# કાવ્યતત્ત્વવિચાર—આચાર્યશ્રી આનન્દશંકરભાઈ

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

**આજથી** આશરે બાવીસ વર્ષ પૂર્વે ગુજરાત કૉલેજ છોડી બનારસ જતા આચાર્યશ્રી આનન્દશંકરભાઈને કૉલેજના જૂના અને નવા વિદ્યાર્થીઓએ અર્પણ કરેલા માનપત્રમાં શ્રીયુત વાલજી ગોવિંદજી દેસાઈએ સ્વ. મણિશંકર ભટ્ટની નીચેની પંક્તિઓ ઉતારી હતીઃ—

ઉન્નત ગિરિશૃંગોમાં વસનારાં તમે :
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્ય પ્રભાવ તો !
શુશ્રૂષા સારી ના અમને આવડી :
લેશ ન લીધો લલિત ઉરેનો લ્હાવ તો !

આજ પણ આચાર્યશ્રીના સંબંધમાં એ જ અતૃપ્ત આકાંક્ષા ગુજરાત સેવે છે અને એ મહાન જીવન સાથે પૂરતો સમાગમ સાધી શક્યું નથી તે માટે ઘણીવાર દિલગીર બને છે. આચાર્યશ્રી વિદ્વાન અવિદ્વાન અનેકને, એક 'સંપ્રશ્ન' રૂપે–એક કોયડા રૂપે–રહ્યા છે. એમનામાં જે પીઢ પ્રજ્ઞા અને અપાર સંસ્કારસમૃદ્ધિ ભરી છે તેના પ્રમાણમાં ગુજરાત એમની પાસેથી કેમ ઓછું લઈ શક્યું છે અથવા ગુજરાતને એઓ કેમ ઓછું આપી શક્યા છે–એ પ્રશ્ન ઘણે સ્થળે વારંવાર પૂછાય છે. આમ છતાં, ગુજરાત એના અગ્રગણ્ય જ્ઞાનવીરને પૂર્ણ ઉત્સાહથી સન્માને છે, ઊંડી ભક્તિભાવથી પૂજે છે અને પોતાના આત્મજન ગણી એમની અપૂર્વ વિદ્વત્તામાં અભિમાન લે છે. આચાર્યશ્રીના ઉન્નત જીવનને સમજવાનો યત્કિંચિત્ યત્ન કરતાં કેટલીક ઉપમાઓ કલ્પનાનેત્ર સામે ખડી થાય છે. જેમ સમુદ્રનાં અનંત મોજાંમાંથી એકાદ મોજું કોઈકવાર આગળ વધી વિશાળ જળપ્રદેશ ઉપર વિસ્તરે છે, જેમ ધગધગતી રેતીના રણના સમસ્ત પ્રદેશ ઉપર એકાદ સાહસિક પ્રવાસીનાં ચરણ ફરી વળે છે, અથવા જેમ ઉન્નત ધવલગિરિના શિખર ઉપર કોઈ અદ્‌ભુત પરાક્રમશાલી સાહસવીર ચડે છે, તેમ મન્દમન્દ પ્રગતિ કરતા માનવસમૂહમાંથી કોઈ વિરલ વ્યક્તિ જ બહુ આગળ જાય છે અને જનસમાજને નમૂનારૂપ બને છે. મનુષ્યજીવનના વિકાસમાં હજી ખરું મનુષ્યત્વ ખીલ્યું નથી. હજી તો માત્ર ક્વચિત્ ક્વચિત્ અન્ધકારને વિદારતું એકાદ માનસ દીન માનવબન્ધુઓની પ્રાકૃત અવસ્થાથી અધિક ઊંચે ચડીને ડોકિયું કરે છે પરંતુ અસંખ્ય જનો તો રાત્રિના ઘોર અન્ધકારમાં પડેલાં છે. મનુષ્યસ્વભાવની મર્યાદાને ઓળંગીને આગળ જનાર થોડાક મહાવીરો આજ પણ આ જગતમાં રહેલા છે એ આપણું સદ્‌ભાગ્ય છે. જેમના જન્મ અને જીવનથી જગત્ ધન્ય અને વિજયવંત બને છે એવી જગત્‌ની એ વિરલ વિભૂતિઓ છે. એઓ આજીવન શુદ્ધ જ્ઞાનની સેવામાં પોતાનું જીવન સમર્પે છે. એઓ જ્ઞાનની સિદ્ધિઓથી દેવત્વ પ્રાપ્ત કરવાનો અભિલાષ રાખતા નથી પરંતુ અપૂર્ણ અને અર્ધવિકસિત મનુષ્યોની મધ્યમાં પૂર્ણ મનુષ્યત્વથી પ્રકાશે છે. આવા પૂર્ણ મનુષ્યો જ પરમાત્માભિમુખ થઈ શકે છે. એઓ જ

સામાન્ય મનુષ્યોમાં નવી શ્રદ્ધા, નવી આશા અને નવા આનંદોનું સિંચન કરે છે અને વસન્તની મનોહરતા સર્વત્ર વિસ્તારે છે. એઓ ભીષ્મ નહિ પણ અર્જુન છે, ભૂતકાળનું અન્ધ અનુકરણ નહિ પરંતુ વર્તમાનની અભિનવ દૃષ્ટિ છે. એઓ જૂની શ્રદ્ધાથી નહિ પરંતુ સાચા હૃદયથી સત્યનો સ્વીકાર કરી નવી શ્રદ્ધા અને નવી લાગણીથી ભૂતકાળની નવસમજણ (reinterpretation) આપે છે. સાચા-ખોટાના સાંકડા વિચારોથી એઓ પર છે અને તેથી જ એઓ જીવનમાં સુન્દર સમન્વય કરી શકે છે. કીર્તિના આંજી નાંખે તેવા અસ્ખલિત પ્રકાશ કરતાં એકાન્ત ગુહાનો ઝાંખો પ્રકાશ એઓ અધિક પસંદ કરે છે. મનુષ્યકલ્યાણથી ભિન્ન એવું બીજું કોઈ કલ્યાણ એઓ કલ્પતા નથી. કોઈપણ મનુષ્યબન્ધુના ભોગે એઓ કોઈ પણ શક્તિ મેળવતા નથી. મનુષ્યને ખાતર, મનુષ્યત્વના વિકાસને ખાતર, મનુષ્યસેવામાં એઓ પોતાનું સમગ્ર જીવન સમર્પણ કરે છે. ગૂજરાત અને સમસ્ત હિન્દુસ્થાનને પોતાનું સાક્ષરજીવન સમર્પણ કરનાર આચાર્યશ્રી આનન્દશંકરભાઈ આવા પૂર્ણ મનુષ્યત્વથી ભરપૂર ભરેલા અક્ષરના આપણા મહાન ઉપાસક છે. વળી જે જનસમૂહથી પર હોય, બહુ ઊંચે હોય, તેને જનતા શી રીતે જાણે ? એમને જાણવા એટલે આપણે એવા થવું. અને એ તો ક્યારે બને કે જ્યારે, બ્રાઉનિંગ કહે છે તેમ, સમસ્ત જનસમુદાય પોતાની સર્વશક્તિઓનો વિકાસ કરે અને મનુષ્યજાતિનું ખરું શૈશવ આરંભાય ત્યારે. આચાર્યશ્રી આપણા સમકાલીન જનોના આદર્શ જ રહેશે. એમના પુણ્ય નામ સાથે પ્રકાશ હંમેશાં જોડાએલો રહેશે અને જેમ જેમ મનુષ્યત્વ ખીલશે તેમ તેમ ભવિષ્યની જનતા એ મહાન વિચારક, સંશોધક અને સર્જકને અધિકાધિક સમજશે.

આચાર્યશ્રીએ એમના ભવ્ય જીવનના ચિન્તનનું શુભ પરિણામ કેટલાક અમૂલ્ય ગ્રન્થોમાં અને 'વસન્ત' પત્રમાં અર્પણ કર્યું છે. લગભગ ચાલીસ વર્ષ પર્યંત 'વસન્ત'ની 'મધુરસારમંજરીઓ'એ ગૂજરાતને નવપલ્લવિત કર્યું છે અને જીવનનાં અનેકવિધ ક્ષેત્રોમાં નવપ્રકાશ ફેલાવ્યો છે. 'આપણો ધર્મ' એ ગૂજરાતી ભાષામાં ધાર્મિકતાનો અદ્વિતીય ગ્રન્થ છે અને એમાં દર્શાવેલા ધર્મના નિર્ણયો આચાર્યશ્રીને સાધુત્વની ભાવના જીવનમાં ઉતારનાર એક પરમ ભક્ત અને ધર્માત્મા તરીકે પ્રકટ કરે છે. 'રામાનુજ ભાષ્ય'નો અનુવાદ અને એ ગ્રન્થની આરંભની વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના એ પ્રકારના ગ્રન્થોમાં અતીવ ઊંચું સ્થાન લે છે. આ ઉપરાંત વડોદરા રાજ્ય તરફથી પ્રસિદ્ધ થએલાં, 'હિન્દુ (વેદ) ધર્મ' (શિક્ષકોપયોગી), 'ધર્મવર્ણન', 'નીતિશિક્ષણ', અને 'હિન્દુધર્મની બાળપોથી' પણ તે તે વિષયોમાં પ્રધાન પુસ્તકો છે. આચાર્યશ્રીએ અંગ્રેજી ભાષામાં પણ કેટલુંક સાહિત્ય પ્રકટ કર્યું છે. 'સ્યાદ્વાદમંજરી'નું સંસ્કરણ, ત્રીજી અને ચોથી 'અખિલહિન્દ તત્ત્વચિન્તક પરિષદ્'માં પ્રમુખ તરીકે કરેલાં ભાષણો, ટેનિસન અને બ્રાઉનિંગ વિષે નિબંધ, 'બનારસ હિંદુ યુનિવર્સિટી'ના મુખપત્રમાં લખેલા લેખો ઇત્યાદિ એમની મુખ્ય કૃતિઓ છે. આમ આ મહાપુરુષના આત્માની અનંત સમૃદ્ધિમાંથી અક્ષરજીવનનો સતત પ્રવાહ વહી રહ્યો છે અને વર્તમાન મનુષ્યજીવનનાં બહુવિધ ક્ષેત્રોને અપૂર્વ સરસતાથી અભિષિક્ત કરી શક્યો છે.

થોડાક સમય ઉપર ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી આચાર્યશ્રી આનન્દશંકરભાઈના 'વસન્ત'માં પ્રસિદ્ધ થએલા વિશાળ વિવેચનસાહિત્યમાંથી 'કાવ્યતત્ત્વવિચાર' અને

'સાહિત્યવિચાર'ને બે જુદાં પુસ્તકોમાં સંગ્રહવામાં આવ્યા છે. તેમાંથી 'કાવ્યતત્ત્વવિચાર'નું અત્રે અવલોકન કરીશું.

કવિ એટલે 'ક્રાન્તદર્શી'–'જે વસ્તુની પાર જોઈ શકે તે' અને કવિતા એટલે 'अमृतामात्मनः कलाम्' 'આત્માની અમરકલા'–એ સિદ્ધાન્તને સૂત્રસ્થાને મૂકી આચાર્યશ્રીએ આ લેખસંગ્રહમાં કાવ્યતત્ત્વનું વિવેચન કર્યું છે. ચાળીસ વર્ષથી વ્યાસજીની પેઠે આચાર્યશ્રી આ સિદ્ધાન્ત પોકારતા આવ્યા છે. એનો આવિષ્કાર કરતાં તેઓ યથાર્થ રીતે કહે છે કે: "અત્યારે 'કવિનું ક્રાન્તદર્શી'–વિશેષણ સામાન્ય પ્રયોગમાં આવી ગયું છે, પણ એમાં રહેલો મારો પૂર્વોક્ત સિદ્ધાન્ત–કે કવિનું જગત્ એ જ સત્ય જગત્ છે. એ સિદ્ધાન્ત—જેને હું ખરી સહૃદયતાનો સિદ્ધાન્ત માનું છું–એ સ્પષ્ટરૂપે પ્રતિપાદન થતો હું કોઈક જ સ્થળે જોઉં છું. સાધારણ રીતે, કવિનું જગત્ અને આપણું જગત્ એમ ભેદ પાડવામાં આવે છે, પણ કવિનું (કાલ્પનિક જગત્) ખરું છે, અને આપણું ખોટું છે એ દૃષ્ટિ બહુ જામી નથી."[1] વળી "કાવ્યની ઉત્પત્તિમાં 'હૃદયનો ક્ષોભ (ચિત્તક્ષોભ) અને તજ્જન્ય ઉદ્ગાર એ જ કાવ્ય અને કાવ્યનું બીજ નથી. હૃદયના ભાવની પાર રસનામક કોઈક અલૌકિક પદાર્થ માનીને એને કાવ્યનો આત્મા કહેવામાં એટલું સ્વીકારાઈ જાય છે કે કાવ્યના આત્મામાં હૃદયના ભાવ ઉપરાંત પણ કેટલાંક તત્ત્વો છે જે ભાવને રસિક બનાવે છે." આ 'રસિક તત્ત્વો તે પ્રતિભા, અને એ પ્રતિભાને સુન્દર બનાવનાર શબ્દ અને અર્થના અલંકાર' ઈત્યાદિ.[2] વળી તેઓ ઉમેરે છે કે "આત્મા જેમ બુદ્ધિમાં, હૃદયમાં અને કૃતિમાં અને એ ત્રણેથી પર પરમાત્મરૂપ–સ્વરૂપાનુસન્ધાન–માં અર્થાત્ ધાર્મિકતામાં વિરાજી રહેલો છે, તેમ કવિતા–કવિતાની ઉત્તમોત્તમ ભાવના સિદ્ધ કરતી કવિતા પણ, મનુષ્યનાં બુદ્ધિ (Intellectual), હૃદય (Emotional), કૃતિ (Moral) અને અન્તરાત્મા એટલે કે ધાર્મિકતા (Religious-Spiritual)ની જરૂરિયાતો સંતોષે એવી હોવી જોઈએ"[3] આમ કવિતાના ઉદ્ભવસ્થાનને (હૃદયને બદલે આત્મા કહીને) વધારે વિસ્તૃત કરવાથી, કવિતામાં "જગત્ના કવિઓની અસંખ્ય મહાકૃતિઓનો સમાવેશ કરી શકાય છે; એટલું જ નહિ, પણ હૃદયની ઊર્મિ ઉપરાંત બીજાં ઘણાં તત્ત્વોની દૃષ્ટિએ કાવ્યની પરીક્ષા કરવાનું આવશ્યક કરે છે."[4]

પૂર્વોક્ત 'ક્રાન્તદર્શન' અને 'આત્માની અમરકલા'ના સિદ્ધાન્તોમાં રહેલા 'અક્ષર' યાને 'અલૌકિક ભાવના'નું દર્શન આચાર્યશ્રી 'સાહિત્ય અને સાક્ષર' નામના લેખમાં કેવી પ્રૌઢ, ગંભીર, સુન્દર અને સમતોલ વાણીમાં કરાવે છે તે સાંભળોઃ—

"સૌથી પરમ અક્ષર તો ક્રાન્તદર્શી કવિનું છે: 'અક્ષર' એટલે 'બ્રહ્મ' અને 'બ્રહ્મ' એટલે નિત્ય શબ્દ, વિદ્યા, શ્રુતિ–જેના 'ઊંડા ભણકાર' આ 'ઊંડી

૧. પૃ. ૩૮ : કાવ્યશાસ્ત્રના થોડાક સિદ્ધાન્તો.

૨. પૃ. ૧૫૮–૫૯ : રામાયણનો બોધ.

૩. પૃ. ૫ કવિતા.

૪. પૃ. ૪૦ કાવ્યશાસ્ત્રના થોડાક સિધ્ધાંતો.

રજની 'માં નિત્ય વાગ્યા કરે છે અને કર્ણ હોય તે સાંભળે છે. એ જ પ્લેટોનું 'World of Ideas' વૈષ્ણવો જેને 'અક્ષરધામ' કહે છે તે...કાવ્ય જેટલે અંશે જગત્‌નું બહકે જગત્‌ની પાર રહેલા અક્ષરનું અનુકરણ કે સૂચન કરે, અને આભાસ દ્વારા પણ એનું સૂચન કરાવે, તેટલો એનો મહિમા અને ઐહિકતાના મલિન કુંડમાં કીડાઓની માફક પદબદતી મનુષ્યહૃદયની સ્થૂલ વૃત્તિઓને દેહાન્તર કરાવી રસલોકની સ્વર્ગંગામાં—રસમન્દાકિનીમાં—સ્નાન કરાવે એટલી એની ઉચ્ચતા. આમ કવિની કૃતિમાં બે તત્ત્વો જરૂરનાં કરે છે: (૧) એક તો 'અક્ષર' યાને અલૌકિક ભાવનાનું દર્શન, અને (૨) બીજું એ દર્શન કરાવનાર 'Reason'ની ઉચ્ચ સંવિત્તિમાં Passions એટલે કે સ્થૂલ વૃત્તિઓનો વિલય."[૫]

હવે આ 'અક્ષર' તે આ ક્ષર જગત્‌ની પાર? કે એના અન્તરમાં અને પાર એમ બન્ને? એવો પ્રશ્ન કરી ઉચ્ચ કવિતામાં દૃષ્ટિગોચર થતા ભાવનાવાદ (Idealism) અને વાસ્તવવાદ (Realism)નો સમન્વય કેવો હોવો જોઈએ તે વિષે સમર્થ અને સંસ્કારી વાણીમાં નીચે પ્રમાણે તેઓ ઉત્તર આપે છે:—

"Ideas યાને અક્ષર તે આ જગત્‌માં તેમજ આ જગત્‌ની પાર છે. આપણા પ્રકૃત વિષયમાં એનો વિનિયોગ કરતાં આ ફલિત થાય છે કે કવિ આ જગત્‌ને અવગણી માત્ર ભાવનાના પ્રદેશમાં જ રમ્યા કરે અથવા તો ભાવનાના જગત્ પ્રત્યે અન્ધ રહી આ જગત્‌નાં જ યાન્ત્રિક ચિત્રો યાને ફોટોગ્રાફ લીધાં કરે તો એ કવિ અધૂરો. જગત્‌ના કેટલાક મ્હોટા કવિઓમાં પણ આ જાતની ખામી હોતી નથી એમ નહિ—અર્ધ કવિ હોઈને પણ પોતાના પ્રદેશમાં સરસાઈથી કામ કરીને તેઓ યશ મેળવે છે. પણ પ્રથમ પંક્તિના મહાન કવિઓ તો તે જ છે કે જેઓ આ ક્ષરમાં અને ક્ષરની પાર એમ ઉભયરૂપે અક્ષરનું દર્શન કરે છે અને કરાવે છે. ક્ષર અને અક્ષરનો સ્થાલો સમન્વય વાલ્મીકિ વ્યાસ કાલિદાસ હોમર ડેન્ટી શેક્સપિયર ગેટે વગેરેની કૃતિમાં જોવામાં આવે છે, પરંતુ એમાં પણ કોઈ અક્ષરનું દર્શન ઝાંખું કે પરોક્ષ રાખે છે, જેમકે શેક્સપિયર, તો કોઈ એને પ્રકટ કરવા જતાં ક્ષરને અક્ષરમાં તરબોળ કરી નાંખે છે, જેમકે ડેન્ટી. ઉપર કહ્યા તેથી ઊતરતી પંક્તિના જે કવિઓ છે તેઓની કૃતિમાં તો એક કે બીજી તરફ ઝોક અત્યન્ત વધી જાય છે: અને જગત્‌ના ઘણાખરા કવિઓ આ વર્ગમાં આવે છે."[૬]

ક્ષર અને અક્ષરના પૂર્વોક્ત કુશલ સંયોજન ઉપરાંત આજકાલ બહુ ચર્ચાતા વાસ્તવિકતાના સિદ્ધાન્ત પરત્વે આચાર્યશ્રી નીચે પ્રમાણે વધુ પ્રકાશ નાંખે છે:—

"વસ્તુતઃ કલા જે યથાર્થતા માગી લે છે તે 'સામાન્ય' લોકદૃષ્ટિની યથાર્થતા નથી, પણ કલાની યથાર્થતા છે, અને કલા સુન્દરતા સિવાય બીજી યથાર્થતા

૫. પૃ. ૯૭, ૯૮. સાહિત્ય અને સાક્ષર.

૬. પૃ. ૯૯. સાહિત્ય અને સાક્ષર.

સમજતી નથી. "या निशा सर्वभूतानां"માં નિર્દેશેલો દિવસ અને રાત્રિનો, સત્ય અને અસત્યનો, વ્યત્યય લોકની અને જ્ઞાનીની દૃષ્ટિનો જ નથી, પણ લોકદૃષ્ટિ અને કવિદૃષ્ટિને પણ એટલો જ લાગુ પડે છે. "૭

વળી કલાનો આનંદ વસ્તુની વાસ્તવિકતા સાથે સંબંધ ધરાવતો નથી પરંતુ સૌન્દર્યનો અપરોક્ષ અનુભવ છે એ વિષે વિવેચન કરતાં એઓશ્રી કહે છે કેઃ—

"કવિહૃદયને બ્રહ્માંડના પદાર્થ માત્રનો ઉપભોગ છે, પણ સકલ બ્રહ્માંડના લક્ષ્મીનો એને જરાપણ ઉપયોગ નથી. કવિહૃદય તેમ જ સહૃદય હીરામાણેકની ખાણોની લક્ષ્મીને ઓળખતું નથી, પ્રાતઃકાળનાં ખીલેલાં કમળ ઉપર એ લક્ષ્મીનો વાસ જુએ છે. સૌન્દર્ય ઉપભોગાર્થે ( for joy ) છે, ઉપયોગાર્થે ( for utility ) નથી, એ સિદ્ધાન્ત રસશાસ્ત્રનો Magna Charta યાને સ્વતંત્રતાની સનદ છે . . . કલાદૃષ્ટિ એકલા સૌન્દર્યને જ નતું માગે છે. "૮

પરંતુ આટલેથી જ ન અટકતાં 'સૌન્દર્યનો અનુભવ' નામના લેખમાં આચાર્યશ્રી આગળ જઈને કહે છે કેઃ

"આમ છતાં એટલું તો કહેવું જોઈએ કે મનુજ–આત્મામાં કેવળ ભક્તિની જ પિપાસા રહેલી નથી. અને તે જ રીતે કેવળ સૌન્દર્યના પૂજનથી સંતોષ પામીને એ રહી શકતો નથી. એ સૌન્દર્યની પાર એ કોઈ સત્ય જોવા અને જીવનમાં એને ઉતારવા એ ઇચ્છે છે. અને તેથી જગતના પરમ કોટિના મહાકવિઓ સૌન્દર્ય સાથે આત્માની બીજી ભાવનાઓ પણ લક્ષ્યમાં રાખે છે. આ રીતે સર્વ ભાવનાઓને સંતૃપ્ત કરતો કવિ તે ઉત્તમ કવિ : વ્યાસ, વાલ્મીકિ આ વર્ગમાં આવે. પણ એકાદ ભાવનાને ખૂબ સારી રીતે પોષતો કવિ—ઉદા૦ કાલિદાસ, ભવભૂતિ આદિ–એ વ્યાસ વાલ્મીકિની કોટિમાં ન મૂકાય તો પણ–એ બહુ ઊંચા. . . .પણ સર્વ ભાવનાઓની થોડી થોડી તૃપ્તિ કરતો કવિ, તે એક બે ભાવનાને પૂર્ણ રીતે સંતૃપ્ત કરતા કવિ કરતાં ઊંચો ન લેખી શકાય. "૯

હવે, કાવ્યવિવેચનના એક મહત્ત્વના પ્રશ્ન—Classicism અને Romanticism ને 'સંસ્કારી સંયમ અને જીવનનો ઉલ્લાસ' નામના ઐતિહાસિક તત્ત્વચિન્તનથી ભરપૂર એક લેખમાં અપૂર્વ પ્રતિભાના તેજથી ગંભીર અને સંક્ષિપ્ત શૈલીમાં આચાર્યશ્રીએ ચર્ચી છે તેમાંથી એકાદ બે અગત્યનાં અવતરણ લઈએઃ—

આચાર્યશ્રી 'ક્લૅસિકલ'ને 'સંસ્કારી સંયમ' અને 'રોમૅન્ટિક'ને 'જીવનનો ઉલ્લાસ' એવું નામ આપે છે અને ઉમેરે છે કે આ સૃષ્ટિ સર્જનહાર પરમ કવિનાં "તપ" અને "આનન્દ"માંથી ઉત્પન્ન થઈ છે એમ શ્રુતિ કહે છે તો તદનુસાર એ બે કલાના પ્રકારને "તપ" અને "આનંદ" એવા ટૂંકા નામથી ઓળખીએ તો પણ ખોટું નથી. આચાર્યશ્રી

૭ પૃ. ૧૦૮ સાહિત્ય અને સાક્ષર.
૮. પૃ. ૧૧૦ સાહિત્ય અને સાક્ષર.
૯. પૃ. ૧૧૦ સાહિત્ય અને સાક્ષર.

કલાના આ બે પ્રકાર સ્પષ્ટ ભિન્ન હોઈને પણ એક જ યુગમાં, બલ્કે એક જ કવિમાં, અને એક જ કવિની એક જ કૃતિમાં, અને તે પણ એક જ સ્થળમાં દેખાવ દે છે' એ વિષે કહેતાં ભારપૂર્વક જણાવે છે કે "ક્લૅસિકલ અને રોમૅન્ટિક કલાના જુદા જુદા ચોકા થઈ શકે એમ નથી એનું ઉદાહરણ કાલિદાસના શાકુન્તલમાં જોઈએ : શકુન્તલાનો જન્મ અને એનો ઉછેર રોમૅન્ટિક છે. આ 'વનલતા'નું રાજા સાથે પરણવું એ પણ એવું જ રોમૅન્ટિક છે. પણ શકુન્તલાનું રૂપવર્ણન ક્લૅસિકલ સંયમનો નમૂનો છે. શકુન્તલાના પ્રસ્થાન સમયનું દૃશ્ય રોમૅન્ટિક છે, પણ કણ્વની મનોદશા અને વર્તનનું વર્ણન ક્લૅસિકલ સંયમની ભવ્યતા દૃષ્ટિગોચર કરે છે. પાંચમો અંક આખો ક્લૅસિકલ છે. સાતમો પણ જુદી રીતે એ જ પ્રકારનો છે, પણ કશ્યપના આશ્રમમાંથી, કણ્વનો આશ્રમ જોતાં, અન્તે ઊભા રહી આરંભ ઉપર દૃષ્ટિ નાંખતાં આખું વસ્તુ એક ક્લૅસિકલ કલાની રોમાન્સ થઈ રહે છે." છેવટે વર્તમાન ગુજરાતી સાહિત્યમાં નરસિંહરાવ, મણિશંકર અને રમણભાઈ ક્લૅસિકલ કલાના, અને ગોવર્ધનરામ, ન્હાનાલાલ અને મુનશી રોમૅન્ટિક કલાના પ્રતિનિધિઓ છે,[10] એમ કહી એમની કૃતિઓનું અવલોકન આ કલાભેદના દૃષ્ટિબિન્દુથી કરવા અને તે કરવામાં ઉદારરુચિ કેળવવા તેઓશ્રી ભલામણ કરે છે.

અન્તમાં, પ્રાચીન ગુજરાતી કાવ્યવિવેચનના લેખોમાંથી પૂર્વોક્ત સિદ્ધાન્તોના પુનરાવર્તન રૂપે એક મનનયોગ્ય ફકરો રજૂ કરી આ લઘુ અવલોકન સમાપ્ત કરીશ. "ધીરાજયન્તી" ને પ્રસંગે લખાએલા એક લેખમાં આચાર્યશ્રીએ 'કવિતા એ આત્માનો આવિર્ભાવ' છે એ છેવટનો સિદ્ધાન્ત ઉચ્ચાર્યો છે. કવિતાનું લક્ષણ બાંધતાં તેઓશ્રી કહે છેઃ 'કવિતા એટલે અલૌકિક જ્ઞાન અને આનન્દદાયી શબ્દાર્થ રૂપે આત્માનો આવિર્ભાવ'. આ લક્ષણમાંથી એક પરિણામ તો એ ફલિત થાય છે કે–આત્મામાં જેમ મગજ હૃદય વગેરે સર્વ વૃત્તિઓ આવી જાય છે તેમ કવિતામાં પણ એ સર્વને અવકાશ હોવો જોઈએ; અને એ રીતે કવિતાનું લક્ષણ બાંધીએ તો જ એમાં હૅમ્લેટ, ફાઉસ્ટ, ડિવાઇન કૉમેડિ, પૅરેડાઇઝ લૉસ્ટ કે મહાભારત જેવા ગ્રન્થોનો સમાવેશ થઈ શકે. આ લક્ષણમાંથી એક બીજી કવિતાની કસોટી પણ ફલિત થાય છે. અને એનો જ હું પ્રકૃત પ્રસંગે ઉપયોગ કરવા ઈચ્છું છું. આત્માનો આવિર્ભાવ એ લક્ષણ જેમ કવિતાના સ્વરૂપનો યથાર્થ નિર્ણય કરવામાં ઉપયોગી છે, તેમ તે કવિતાના પ્રદેશ ઉપર–એના વિષયની મર્યાદા ઉપર–પણ ઘણું અગત્યનું અજવાળું નાખે છે. આ વિશ્વની જે જે વસ્તુમાં મનુષ્યઆત્મા રસ લઈ શકે છે તે સર્વ કવિતાનો વિષય છે, અને રસ ઉપજાવનાર વસ્તુ તે આત્મામાં બહારથી આવીને પડતી નથી પણ આત્માનું પોતાનું જ સ્વરૂપાનુસંધાન છે, એટલે આત્મા પોતે જ–એની સંપૂર્ણ વિશાલતામાં, અગાધતામાં, અને ઉચ્ચતામાં–કવિતાનો વિષય કરે છે, કવિતામાં પ્રકટતા પામે છે, કવિતામાં રૂપ ધરે છે એમ કહી શકાય. જેમ કવિના આત્માની વિશાલતા, તેમ તેની કવિતાનો પ્રદેશ મોટો; અને જેટલું કવિનું વિશ્વ–રસાત્મક વિશ્વ–મોટું તેટલો એના આત્માનો વિસ્તાર; આમ આત્મા અને કવિતાનો પ્રદેશ બને એક જ અખંડ પદાર્થની બે બાજુઓ છે."[11]

---

૧૦ પૃ. ૩૪–૩૬ સંસ્કારી સંયમ અને જીવનનો ઉલ્લાસ.

પૃ. ૨૮૩ ધીરાજયન્તી.

કાવ્યતત્ત્વવિવેચનનું, આટલું ઊંડું અને વિશાલ ચિન્તન અને વાણીની આવી પ્રસન્નતા, ગંભીરતા અને સંસ્કારિતા અન્યત્ર ક્યાંથી મળશે ? જ્ઞાન પ્રત્યે એકનિષ્ઠ ભક્તિનું મહાન ઉદાહરણ આચાર્યશ્રી સિવાય અન્યત્ર ક્યાંથી લાવશું ? 'ન હિ ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते'—એ જ્ઞાનની પવિત્રતાનો પદાર્થપાઠ એમના સિવાય ગૂજરાતે ક્યાંથી શીખવો ? જ્ઞાનનો ધવલગિરિ કેવો ઉજ્જવલ અને ઉન્નત છે એનું વારંવાર દર્શન એ એકલા જ આપણને કરાવી શકે તેમ છે. જેમ મહાત્મા ગાંધીજીમાં ગૂજરાતનો આધ્યાત્મિક ઉત્કર્ષ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે તેમ ગૂજરાતનું બ્રાહ્મણત્વ, એનાં વિચાર અને વાણી, એની વિદ્વત્તા અને સંસ્કારિતા, ઉત્ક્રાન્તિના મહાનિયમને અનુસરી, એમનામાં પરિસીમાએ પહોંચ્યાં છે. ગૂજરાતને ભય રહે છે કે એના નજીકના કે દૂરનાં ભવિષ્યમાં આવી બીજી કોઈ વિભૂતિ એને કદાચ નહિ મળે. ગૂજરાતના અક્ષરજીવનના મહાન સંવર્ધક આચાર્યશ્રી આનંદશંકરભાઈ ઘણું જીવો. +

●

## રાત્રિ

[ માલકોશ ]

રજનીનો પાલવ ફરકે ધીરે,
શ્યામલ સરિતા નીરે
રજનીનો પાલવ ફરકે ધીરે.
ઝંપ્યાં પંખી તરુવરડાળે,
ઝંપી જ્યોત્સ્ના સરવરપાળે;
રજનીગંધા મહેકે મીઠી
શીતલ શાંત સમીરે,
રજનીનો પાલવ ફરકે ધીરે.
પોઢયા ભ્રમર કુસુમદલસંગે,
ઝંપી રમણી હર્ષિત ઉછંગે;
આતુર કુમુદિની આજ ઉમંગે
ચંદ્ર સુધારસ ઝીલે;
રજનીનો પાલવ ફરકે ધીરે.

નાથાલાલ દવે

+ તા ૩૦-૧૦-૪૧ ને ગુરુવારે 'ઑલઇન્ડિયા રેડિયો'ના મુંબઇના સ્ટેશનથી કરેલું એક નાનું વ્યાખ્યાન. એ રેડિયો સ્ટેશનના સૌજન્યથી થોડાક વધારા સાથે અત્રે આપ્યું છે.

# ચિત્રનાં છ અંગ

મૂળ લેખક : શ્રી રવીન્દ્રનાથ ઠાકુર
ભાષાંતરકર્તા : જયંતીલાલ આચાર્ય

આપણા સૃષ્ટિતત્ત્વ પ્રમાણે એકે કહ્યું કે હું બહુ થઈશ, — એમ સૃષ્ટિની શરૂઆત થઈ.

એકમાં ભેદ થયો ત્યારે જ રૂપ ઉત્પન્ન થયું. આ રીતે રૂપમાં બે પ્રકારના પરિચયની જરૂર છે: એક તો જ્યાં ભેદ છે ત્યાં બહુનો પરિચય અને જ્યાં મેળ છે ત્યાં એકનો પરિચય.

જગતનાં રૂપોમાં આપણે માત્ર સીમા ઉપરાંત સંયમ પણ જોઈએ છીએ. બીજાં બધાંથી પોતાનો તફાવત દર્શાવવામાં સીમા છે, અને બીજાં બધાંની સાથે પોતાનો મેળ સાધવામાં સંયમ છે. રૂપ એક બાજુથી પોતાને માને છે અને બીજી બાજુથી બીજાં બધાંને માને છે; અને ત્યારે જ તે ટકી શકે છે.

તેથી જ ઉપનિષદ્ જણાવે છે કે સૂર્ય અને ચંદ્ર, દ્યુલોક અને ભૂલોક એકના શાસનથી ટકી રહ્યાં છે. આ સૂર્ય, ચંદ્ર, દ્યુલોક અને ભૂલોક પોતપોતાની સીમાદ્વારા ખંડિત અને બહુ છે, — ત્યારે તેમનામાં રહેલા એકને આપણે ક્યાં જોઈ શકીએ છીએ ! ત્યાં જ કે જ્યાં પ્રત્યેક પોતપોતાનું ગુરુત્વ જાળવીને કાર્ય કરી રહ્યાં હોય, જ્યાં પ્રત્યેક સંયમના શાસનથી નિયંત્રિત હોય.

ભેદ દ્વારા બહુનો જન્મ થાય છે, પરંતુ મેળ દ્વારા તેનું રક્ષણ છે. જ્યાં અનેકને ટકવું પડે છે, ત્યાં પ્રત્યેકને પોતાનું પરિમાણ સાચવીને ગુરુત્વ સમાલીને ચાલવું જરૂરી છે. આ વિશ્વચરાચરમાં સઘળાં રૂપોમાં, અર્થાત્ બધી સીમામાં, પરિમાણનો જે સંયમ છે તે સંયમ જ મંગળ છે, તે સંયમ જ સુંદર છે. કારણકે શિવ યતી છે.

આપણે જ્યારે સૈન્યના દળને ચાલતું જોઈએ છીએ, ત્યારે એક બાજુથી તેમાંની પ્રત્યેક વ્યક્તિ પોતાની સીમા દ્વારા સ્વતંત્ર હોય છે, અને બીજી બાજુથી પ્રત્યેક પોતપોતાનું નક્કી કરેલું પરિમાણ અને ગુરુત્વ સાચવીને ચાલે છે. અહીંયાં પણ તે પરિમાણના સુસંવાદ દ્વારા આપણે જોઈ શકીએ કે તેમના ભેદમાં પણ એકનો પ્રકાશ થઈ રહ્યો છે. આ એકત્વ જેટલું પરિસ્ફુટ તેટલું જ તે સૈન્યદળ સત્ય હોઈ શકે. પરંતુ જ્યારે બહુ, છૂટુંછવાયું પડી જઈને ભીડ કરીને એક બીજાને ધક્કા મારતું કોઈકને વળી પગમાં કચડી નાંખતું આગળ ધપે છે, ત્યારે આપણે માત્ર બહુને જ જોઈએ છીએ, એકને જોઈ શકતા નથી. એટલે કે તે વેળા માત્ર સીમા જ જોઈએ છીએ, ભૂમાને જોતા નથી. અને ખરી રીતે તો આ ભૂમાનું રૂપ જ કલ્યાણરૂપ છે, આનંદરૂપ છે.

શું જ્ઞાનમાં, શું પ્રેમમાં, શું કર્મમાં, કેવળ બહુ મનુષ્યને ક્લેશ આપે છે, તેને ક્લાન્ત કરી મૂકે છે. આથી જ મનુષ્ય પોતાના જાણવામાં, ચાહવામાં, પામવામાં, કરવામાં, તે બહુની અંદર રહેલું એક શોધે છે; નહિ તો તેનું મન માનતું નથી, તેનું સુખ ટકતું નથી, તેનો પ્રાણ શાંત થતો નથી. જ્યારે મનુષ્ય તેના **વિજ્ઞાનમાં** બહુમાં રહેલા એકને પામે છે ત્યારે તે **નિયમને** પામે છે, તેના **દર્શનમાં** બહુમાં રહેલા એકને પામે છે ત્યારે તે **તત્ત્વને** પામે છે, તેના **સાહિત્યમાં**, તેની **કળામાં** બહુમાં રહેલા એકને પામે છે ત્યારે તે **સૌન્દર્યને** પામે છે, તેના **સમાજમાં** બહુમાં રહેલા એકને પામે છે ત્યારે તે **કલ્યાણને** પામે છે. આ પ્રમાણે મનુષ્ય એકને પામવા માટે **બહુની** તપસ્યા કરે છે.

આટલી થઈ ભૂમિકા. હવે આપણે જોઈએ કે આપણું શિલ્પશાસ્ત્ર ચિત્રકળાના વિષયમાં શું જણાવે છે.

તે શાસ્ત્ર જણાવે છે કે ચિત્રનાં છ અંગ છે : **રૂપભેદ, પ્રમાણ, ભાવ, લાવણ્ય, સાદૃશ્ય,** અને **વર્ણિકાભંગ.**

"**रूपभेदाः**", – ભેદથી શરૂઆત થઈ. શરૂઆતમાં જ મેં જણાવ્યું છે કે ભેદમાં જ રૂપનું સર્જન છે. પ્રથમ, રૂપ પોતાના અનેક વૈચિત્ર્ય દ્વારા આપણને દૃષ્ટિગોચર થાય છે. તેથી જ ચિત્રની શરૂઆત થઈ રૂપના ભેદથી, – એકની સીમાથી બીજાની સીમાના જુદાપણામાં.

પરંતુ, માત્ર ભેદમાં તો વૈષમ્ય જ જણાય છે. જો તેની સાથે સુષમા ન હોય તો ચિત્રકળા માત્ર ભૂતનું કીર્તન બની જાય. જગતના સૃષ્ટિકાર્યમાં વૈષમ્ય અને સૌષમ્ય (=લાવણ્ય) પ્રત્યેક રૂપે રૂપે લાગેલાં છે. જો આપણા સર્જનકાર્યમાં તેથી ઊંધું બને તો તે સૃષ્ટિ બને નહિ, એ તો અનાસૃષ્ટિ થાય.

હવા જ્યારે સ્તબ્ધ હોય છે, ત્યારે તે સંપૂર્ણ રીતે એક છે. જો તે એકને વીણાના તાર દ્વારા આઘાત કરવામાં આવે તો તે **બહુમાં** પરિણમશે. આ **બહુમાં** જ્યારે બધા ધ્વનિ એક બીજાનું પરિમાણ સાચવીને ચાલે ત્યારે તે સંગીત બને. તે વેળા એકની સાથે બીજાનો સુનિયત યોગ ઘટે છે, સમસ્ત બહુ પોતાના વૈચિત્ર્ય દ્વારા એક સંગીતને પ્રગટ કરે છે. અહીંયાં ધ્વનિ રૂપ છે, અને ધ્વનિની સુષમા જે સુર છે, તે તેનું પ્રમાણ છે. ધ્વનિમાં ભેદ છે, સુરમાં એકત્વ છે.

આથી શાસ્ત્રમાં ચિત્રનાં ૭ અંગોના ઉલ્લેખમાં જ્યાં **रूपभेद** છે, તેના પછી તરત જ **प्रमाणानि**, અર્થાત પરિમાણ આવે છે. આ પરથી સમજી શકાય છે કે ભેદ વિના મેળ સંભવે નહિ તેથી જ ભેદ છે, નહિ કે ભેદ માટે ભેદ; સીમા વિના સૌન્દર્ય પ્રગટે નહિ તેથી જ સીમા છે; નહિ તો સીમામાં પોતાનામાં સાર્થકતા નથી. ચિત્રકળામાં આ વાત ખૂબ જાણવી જરૂરી છે. રૂપને તેના પરિમાણમાં ગોઠવવું પડે છે. કારણકે જે કાંઈ પોતાના સાચા માપ પ્રમાણે ચાલે, અર્થાત્ જેનો ચારે બાજુની સાથે મેળ ખાય તે જ સુંદર ગણાય. જે રૂપ પ્રમાણ માને નહિ તે કુરૂપ ગણાય, કારણકે તે સમગ્રનું વિરોધી બન્યું.

જેવું રૂપની બાબતમાં તેવું જ જ્ઞાનની બાબતમાં પણ છે. જે યુક્તિ પ્રમાણ માને નહિ તે કુયુક્તિ ગણાય, એટલે કે સમસ્તના પ્રેરણની દૃષ્ટિથી જેના માપમાં વધતું ઓછું થાય, સમસ્તના તુલાદંડની દૃષ્ટિથી જેના ગુરુત્વમાં વધઘટ પડે, તે જ મિથ્યા નીવડે છે. કેવળ પોતે પોતામાં જ સત્ય તો હોઈ શકે નહિ; તેથી યુક્તિશાસ્ત્રમાં પ્રમાણનો અર્થ એ છે કે અન્યને માપે પોતાને માપવું. આથી જણાય છે કે સત્ય અને સુંદરનો એક જ અર્થ થયો. એક બાજુથી તે રૂપની વિશિષ્ટતા દ્વારા ચારે બાજુથી જુદું પડે છે અને પોતાનામાં વિચિત્ર છે, અને બીજી બાજુથી પ્રમાણની સુષમા દ્વારા ચારે બાજુની સાથે તેમ જ પોતામાં સામંજસ્યથી મળે છે. આથી જેઓ ગભીર ભાવે સમજ્યા છે તેઓ જણાવે છે કે સત્ય જ સુંદર છે, અને સુંદર જ સત્ય છે.

ત્યારે હવે ચિત્રમાં ૭ અંગોની શરૂઆતની વાત થઈ. **रूपभेदाः प्रमाणानि.** પરંતુ આ તો તેનાં **બહિરંગ** થયાં; તેનાં **અંતરંગ** ક્યાં?

કારણકે, મનુષ્ય માત્ર તેની આંખથી જોતો નથી, પરંતુ તેની પાછળ તેનું મન પણ છે. જે પદાર્થને આંખ જુએ છે, તેનું જ યથાવત્ પ્રતિબિંબ મન જુએ છે તેમ નથી. આંખના ઉચ્છિષ્ટને જ મન ગ્રહણ કરે છે એ વાત માન્યે ચાલશે નહિ; પરંતુ આંખની દૃષ્ટિમાં મન પોતાની દૃષ્ટિ જ્યારે મેળવે ત્યારે જ તે ચિત્ર મનુષ્યને માટે સંપૂર્ણ બને છે. તેથી શાસ્ત્ર "**रूपभेदाः प्रमाणानि**" – માં ૭ અંગનાં બહિરંગ સમાપ્ત કરીને અંતરંગની વાત જણાવે છે કે – "**भावलावण्ययोजनम्**". ચહેરાની સાથે ભાવ અને લાવણ્યનો યોગ કરવો જોઈએ, આંખના કાર્યની ઉપર મનનું કાર્ય ફળવું જોઈએ. માત્ર કારીગરીનું કાર્ય સામાન્ય કાર્ય છે, પરંતુ ચિત્ર કરવું જોઈએ, – કારણકે ચિત્રનું પ્રધાન કાર્ય ચિત્ત દ્વારા થાય છે.

ભાવ એટલે શું તે આપણે સહજ રીતે જાણીએ છીએ. આથી જ તેને સમજાવવાના પ્રયત્નમાં જે કહેવાય તે સમજવું મુશ્કેલ પડશે. સ્ફટિક જેવી રીતે તેના અનેક ખૂણે દાણા બાંધીને રહે છે, તેવી રીતે ભાવ પણ અનેક અર્થના દાણા બાંધે છે. મુશ્કેલી એ છે કે આપણે તેના બધા જ અર્થ પૂર્ણ ભાવે વ્યવહારમાં મૂકતા નથી. જરૂર પ્રમાણે તેની અર્થછટાને ભિન્ન ભિન્ન રીતે સજાવીને અને કાંઈક વધારો ઘટાડો કરીને તેનો ઉપયોગ કરીએ છીએ. ભાવ એટલે feeling, idea, characteristics, suggestion એમ અનેક રીતે તેના અર્થ થાય છે.

પરંતુ અહીં **ભાવ** એટલે અંતરનું રૂપ સમજવાનું છે. મારો ભાવ એક હોય, તમારો બીજો હોય, એ રીતે હું મારા જેવો છું, તમે તમારા જેવા. રૂપનો ભેદ જેમ બહારનો ભેદ છે, તેમ ભાવનો ભેદ અંતરનો ભેદ છે.

રૂપના ભેદ વિષે જે વાત કહેવાઈ ગઈ તે જ વાત ભાવના ભેદના સંબંધમાં પણ લાગુ પડશે. એટલે કે જો તે માત્ર એકતરફી થઈને ભેદનો જ એકાર કરે તો તે બીભત્સ બને છે. તેનાથી સર્જન થતું નથી, પ્રલય જ થાય છે. જ્યારે ભાવ પોતાની સાચી તુલાને માને છે, અર્થાત્ પોતાની ચારે બાજુની સમગ્રતાને માને છે, વિશ્વને માને છે, ત્યારે જ તે ભાવ મધુર બને છે. જેમ રૂપનું ગૌરવ તેનું પ્રમાણ છે, તેમ ભાવનું ગૌરવ તેનું લાવણ્ય છે.

કોઈ એમ રખે માને કે ભાવ માત્ર મનુષ્યના સંબંધમાં જ લાગુ પડે છે. માનવમન અચેતન પદાર્થમાં પણ એક પ્રકારનો અંતરનો પદાર્થ દેખે છે. તે પદાર્થ તે અચેતનમાં વસ્તુતઃ છે કે આપણું મન તેનું તેનામાં આરોપણ કરે છે, એ તત્ત્વશાસ્ત્રના તર્કની વાત થઈ. અહીં તેની જરૂર નથી. અહીં એટલું જ જાણવાની જરૂર છે કે માનવમન સ્વાભાવિક રીતે જ બધા પદાર્થોને પોતાના કરી લેવા ઇચ્છે છે.

ત્યારે આપણે જ્યારે કોઈ એક ચિત્ર જોઈએ છીએ, ત્યારે આપણે એ પ્રશ્ન કરીએ છીએ કે આ ચિત્રનો ભાવ શો છે? અર્થાત્ ચિત્રમાં રહેલું હાથનું નૈપુણ્ય તો જોયું, આંખે જોવાનું વૈચિત્ર્ય પણ જોયું; પરંતુ તેમાં ચિત્તનું કયું રૂપ વ્યક્ત થાય છે, એ ચિત્રના દ્વારા એક મન બીજા મનની પાસે કયી લિપિ પાઠવે છે? ધારો કે એક ઝાડ જોયું. પણ ઝાડ તો આપણે અનેક જોયાં છે, પરંતુ આ ઝાડની અંતરની વાત શી છે, અથવા તો જેણે તે આંક્યું છે તેના અંતરની વાત શી છે તે જો આપણે ના પામીએ તો ઝાડ ચીતરવાથી શું વળ્યું? અલબત્ત, વનસ્પતિશાસ્ત્રના પુસ્તકમાં જો ઝાડનો નમૂનો આપવો હોય તો તે જુદી વાત છે; કારણકે ત્યાં તે ચિત્ર નથી, માત્ર દૃષ્ટાંત છે.

નર્યું રૂપ કે નર્યો ભાવ માત્ર આપણને ગોચર જ થાય છે. "મને જુઓ" "મને જાણો" ત્યાં સુધીની જ તેની વાત હોય છે. પરંતુ "મને રાખો" એ માગણી કરતી વખતે કાંઈક વધારેની જરૂર છે. મનના દરબારમાં અનેક વસ્તુઓ પોતપોતાનાં રૂપ કે ભાવ લઈને હાજર થાય છે; તેમાંથી મન કેટલીકને કહે છે "બેસો", કેટલીકને કહે છે "જાઓ"!

જેઓ કલાકાર હોય છે, તેમનું લક્ષ્ય એ હોય છે કે તેમણે સર્જેલ પદાર્થ મનના દરબારમાં નિત્યનું આસન પામે. જે ગુણીજનોના સર્જનમાં રૂપ પોતાના પ્રમાણમાં, ભાવ પોતાના લાવણ્યમાં પ્રતિષ્ઠા પામે છે, તેઓ જ શિષ્ટના આદરપાત્ર (classic) બને છે, નિત્યસ્થાનને પામે છે.

આથી ચિત્રકળામાં ઉસ્તાદની નિપુણતા જેટલી તેના પ્રમાણમાં તેમજ લાવણ્યમાં હોય છે, તેટલી તેના રૂપમાં તેમજ ભાવમાં નથી હોતી. આ પ્રકારનાં સત્યાસત્યનો અંદાજ માત્ર પોથીની વિદ્યાથી ન પમાય. આમાં સ્વાભાવિક પ્રતિભાની જરૂર છે. જ્યારે દેહના ગુરુત્વનો બોધ સ્વાભાવિક બને છે, ત્યારે હલનચલન સહજ થાય છે, અને ત્યારે જ નવી નવી અડચણો, રસ્તાના નવા નવા વળાંકોની સાથે આપણે દેહની ગતિને સહજ રીતે બહારની અવસ્થાની સાથે તાનમાં તેમજ લયમાં મેળવીને ચાલી શકીએ છીએ. જો આ ગુરુત્વબોધ સંપૂર્ણ રીતે આપણા અંતરમાં ભળી ન જાય, તો રેલગાડીની માફક એક જ બાંધેલે માર્ગે યંત્રના આકર્ષણથી ચાલવું પડે છે, એક ઇંચ પણ જો જમણે કે ડાબે ખસ્યા તો સર્વનાશ! તેવી રીતે રૂપ અને ભાવની બાબતમાં જેમનો પ્રમાણબોધ આંતરિક બન્યો હોય છે, તેઓ નવનવોન્મેષશાલિની બુદ્ધિને માર્ગે કલાસર્જનને આગળ ધપાવે છે. જેનામાં તે બોધ નથી, તે ભય રાખીને એક જ ચીલે જકડાઈ જઈને કારીગર બને છે, તે સીમાની સાથે સીમાનો નવો સંબંધ જમાવી શકતો નથી. આથી દરેક નવા સંબંધથી તે વાઘની માફક ડરે છે.

અત્યાર સુધી આપણે ચિત્રનાં ષડંગમાંનાં બે અંગો, જે બહિરંગ અને અંતરંગ, તેની વાત કરી. હવે જે પાંચમા અંગમાં તે બન્ને એક થઈને મળે છે તેની આલોચના કરીએ. આ અંગનું નામ "सादृश्यम्", સાદૃશ્ય છે. નકલ કરવાથી સાદૃશ્ય બરાબર સચવાય છે એમ જો કોઈ જણાવે તો શાસ્ત્રવાક્ય તેને માટે ફોકટ થઈ જાય છે. ગાય કે ઘોડાને ગાય કે ઘોડાની જ માફક આંકવામાં રેખા, પ્રમાણ, ભાવ અને લાવણ્ય વગેરેનું આટલું ઉદ્યોગપર્વ શાનું? (=આટલી ધમાલ શાની?) એમ હોય તો કોઈ વળી એમ પણ જણાવી શકે કે ઉત્તરના ગોગૃહમાં ગાયની ચોરીના કાંડને માટે જ ઉદ્યોગપર્વ હતું, કુરુક્ષેત્રના યુદ્ધને માટે નહિ!

સાદૃશ્યની બે બાજુઓ છે. એક, રૂપની સાથે રૂપનું સાદૃશ્ય; અને બીજું, ભાવની સાથે રૂપનું સાદૃશ્ય. એક છે બહારનું, બીજું છે અંદરનું. તે બન્નેની જરૂર છે. પરંતુ સાદૃશ્યને મુખ્યત્વે કરીને બહારનું ગણ્યે ચાલે નહિ.

જ્યારથી આપણે રેખા અને પ્રમાણની વાત છોડીને ભાવ અને લાવણ્યની વાત સ્વીકારી, ત્યારથી જ સમજી શકાયું હશે કે ગુણીના ચિત્તમાં જે ચિત્ર છે તે મુખ્યત્વે રેખાનું નહિ, પરંતુ રસનું. તેની અંદર એક એવી અનિર્વચનીયતા રહેલી છે કે જે પ્રકૃતિમાં નથી. અંતરના તે અમૃતરસના ભાવદર્શનને જ્યારે દૃશ્યમાન કરી શકાય ત્યારે જ રસની સાથે રૂપનું સાદૃશ્ય થાય, અંતરની સાથે બહારનો મેળ જન્મે;–અને ત્યારે જ અદૃશ્ય દૃશ્યમાં પોતાનું પ્રતિરૂપ જોઈ શકે. અનેક પ્રકારનું ચિત્રવિચિત્ર રૂપ ઉત્પન્ન થયું, પરંતુ ભીતરના રસના ચિત્રની સાથે બહારના રૂપના ચિત્રનું સાદૃશ્ય થયું નહિ:–ક્યાં તો રેખાની ત્રૂટિ રહી ગઈ, ક્યાં તો ભાવની,–આમ એક બીજાનું સાદૃશ્ય થયું નહિ. વર પણ આવ્યો, કન્યા પણ આવી, પણ અશુભ લગ્નમાં મિલનનો મંત્ર વ્યર્થ ગયો! मिष्टान्नमितरे जनाः! બન્નેનાં માણસોએ પકવાન ખાઈને ખૂબ સંતોષ જણાવ્યો, પરંતુ જેઓ અંતરની વાત સમજે છે તેઓ તો જાણી ગયા કે બધું જ ધૂળમાં રગદોળાઈ ગયું! મોટા ભાગના માણસો માત્ર આંખને ભોળવે તેવી કુશળતામાં મોજ માણે છે, પરંતુ, જેઓ રૂપની સાથે રસનો સાદૃશ્યબોધ પામ્યા છે, જેઓ આંખની ઓથે જોતાં જ સમજી જાય છે કે રસ રૂપમાં બરાબર વ્યક્ત થયો છે કે નહિ, તેઓ જ ખરા રસિક છે. જેવી રીતે વાયુમંડળ સૂર્યનાં કિરણને ચારેબાજુ ફેલાવવાનું કાર્ય કરે છે, તેવી રીતે રસિક પુરુષ પણ ગુણીએ સર્જેલ કલાસૌન્દર્યને જનસમાજમાં પ્રચલિત કરવાનું કાર્ય કરે છે. કારણ કે જે માનવ ભરપૂર રસ પામે છે, તે સ્વાભાવિક રીતે જ તેમાંથી આપ્યા વિના રહી શકતો નથી,–તે જાણે છે કે तत्सर्वं यत्न दीयते. સર્વ સ્થળે અને સર્વ કાળે મનુષ્ય આવા મધ્યસ્થને સ્વીકારે છે! આવાં મનુષ્યો જાણે કે ભાવલોકની બેંકના કર્તાહર્તા જેવા છે; તેમની પાસે અનેક ઠેકાણેથી અનેક થાપણોના પૈસા આવે છે,–તે બધા પૈસા તીજોરીમાં પૂરીને રાખવા માટે નહિ;–પરંતુ સંસારમાં અનેક માણસો અનેક પ્રકારનાં કાર્યોમાં પૈસા રોકવા માગે છે, તેમની પાસે પોતાની મિલકત પૂરતી નથી હોતી. જો આવી બેંક ન હોય તો તેમના જેવાનું કામ પણ બંધ થઈ જાય.

આ પ્રમાણે રૂપનો ભેદ પ્રમાણમાં બંધાયો, ભાવનો વેગ લાવણ્યમાં સંયત થયો, અને ભાવની સાથે રૂપનું સાદૃશ્ય પટ ઉપર સુસંપૂર્ણ રીતે બહારથી તેમજ અંદરથી પૂરેપૂરું મળી ગયું. આમ બધું જ પતી ગયું. ત્યારે હવે બાકી શું રહ્યું?

પરંતુ આપણા શિલ્પશાસ્ત્રનું વચન હજી પૂર્ણ ન થયું! સ્વયં દ્રૌપદીને તે વટાવી ગયું! પાંચને વટાવીને જે છઠ્ઠામાં તે પ્રવેશ્યું તે છે વર્ણિકાભઙ્ગમ્, રંગની ભંગી.

અહીં મુશ્કેલી આવી પડી. મારી પાસે એક ગુણીજન બેઠેલા છે, જેમની પાસેથી આ શ્લોક મેં મેળવ્યો. મેં તેમને પૂછ્યું: રૂપ અથવા તો રેખાની વાત ષડંગમાં સર્વપ્રથમ આવી અને આ રંગની ભંગીની વાત બધાને અંતે આવી, ત્યારે ચિત્રકળામાં આ બન્નેમાંથી સરખામણીમાં કોનું કેટલું પ્રાધાન્ય?

તેમણે કહ્યું: કહેવું ભારે છે.

તેમને માટે ભારે એટલે શું? તે ઉપરાંત વળી તેમનું અંતરનું આકર્ષણ, એને ઠેકાણે નિરાસક્ત મનથી વિચાર કરવો તેમના દ્વારા ચાલે નહિ. હું રહ્યો ધંધા વગરનો, એથી બહારથી નિરીક્ષણ કરવું મારે માટે સહજ.

રંગ અને રેખા એ બન્ને દ્વારા પૃથ્વીનાં બધાં રૂપ આપણને જણાય છે. આ બન્નેમાંથી રેખા રૂપની સીમા દર્શાવે છે. અને આ સીમાનો નિર્દેશ એ ચિત્રનું પ્રધાન લક્ષણ છે. અનિર્દિષ્ટતા ગાનમાં હોય, ગદ્યમાં હોય, પરંતુ ચિત્રમાં સંભવે નહિ.

આથી જ કેવળ રેખા દ્વારા ચિત્ર થઈ શકે, પરંતુ કેવળ રંગ દ્વારા ચિત્ર ન થઈ શકે. રંગ એ રેખાનું આનુષંગિક લક્ષણ છે.

ધોળા ઉપર કાળો ડાઘ પડવાથી ચિત્રની શરૂઆત થઈ ગણાય. આપણે સૃષ્ટિમાં જે કાંઈ આંખે જોઈએ છીએ તે અસીમ આલોકનો ધોળા ઉપરનો સસીમ ડાઘ છે. આ ડાઘ પ્રકાશનો વિરોધી છે, તેથી જ તે જણાય છે. આલોકથી ઊલટી તે કાળાશ, આલોકની છાતી ઉપર તેનો વિહાર થાય છે.

કાળાશ પોતે પોતાને જણાવી શકે નહિ, તે સ્વયં અંધકાર છે, અદિતિની શાહીની જેમ. જેવો ધોળા ઉપર તેનો ડાઘ લાગ્યો કે, તે તરત જ જણાઈ આવે છે. ધોળો આલોકનો પટ વૈચિત્ર્યહીન અને સ્થિર છે, તેના ઉપર કાળી રેખા વિચિત્ર નૃત્ય કરતી છંદે છંદે ચિત્ર થતી જાય છે. શુભ્ર અને નિસ્તબ્ધ અસીમ છે રત્નગિરિ સમાન, તેની છાતી ઉપર કાળીનો પગ ચંચળ બનીને સીમાએ સીમાએ રેખાએ રેખાએ ચિત્ર ઉપર ચિત્ર આંકે છે. કાળી રેખાના તે નૃત્યના છંદથી જ ચિત્રકળાના રૂપભેદાઃ પ્રમાણાનિ છે. નૃત્યનાં વિચિત્ર પગલાં રૂપનો ભેદ દર્શાવે છે, અને તેના છંદનો તાલ પ્રમાણ સાચવે છે.

આલોક અને અંધકાર, અર્થાત્ આલોક અને આલોકનો અભાવ, એ દ્વંદ્વ ઘણો ઐકાંતિક છે. બધા રંગો તેની અધવચમાં આવે છે. એ બધા જાણે કે વીણાના આલાપની મીંડ જેવા છે. આ મીંડ દ્વારા સુર જાણે કે સુરથી કાંઈક અતીતનો પળે પળે પ્રસારો કરે છે, તેની પ્રત્યેક ભંગી દ્વારા સુર પોતાને ઓળંગી જાય છે. તેવી રીતે રંગની ભંગી દ્વારા રેખા પણ પોતાને ઓળંગી જાય છે; જાણે કે રેખા અરેખાની દિશામાં પોતાનો પ્રસારો

ફરતી ચાલી જતી હોય! રેખા એ સુનિર્દિષ્ટ વસ્તુ છે, અને રંગ નિર્દિષ્ટ અને અનિર્દિષ્ટનો સેતુ છે. તે ધોળા અને કાળાની વચ્ચેના અનેક તાનની મીંડ છે. સીમાના બંધનથી બંધાયેલા કાળી રેખાના તારને ધોળો રંગ જાણે કે ખૂબ તીવ્ર રીતે પોતાની તરફ તાણે છે અને કાળો રંગ તીવ્રમાંથી અતિકોમળ સુધી જ્યાં જ્યાં રંગે રંગે અસીમનો સ્પર્શ કરતો ચાલ્યો જાય છે. તેથી જ મેં જણાવ્યું કે રંગ એ રેખા અને અરેખાની વચ્ચેની બધી ભંગી છે. રેખા અને અરેખાના મિલનથી જે ચિત્રનું સર્જન થાય છે, તે ચિત્રમાં આ મધ્યસ્થનું પ્રયોજન છે, રેખા વગરના ધોળાની છાતી ઉપર જ્યાં કાળી રેખાનું નૃત્ય થાય છે, ત્યાં એ બધા રંગો ત્રિભંગીઓ જેવા છે. શાસ્ત્રમાં તેમનું નામ બધાને છેડે હોવા છતાં તેમનું કાર્ય કાંઈ ઓછું નથી.

પહેલાં જ મેં જણાવ્યું છે કે ધોળા ઉપર માત્ર રેખાનું ચિત્ર થઈ શકે, પરંતુ માત્ર રંગનું ચિત્ર થઈ શકે નહિ, તેનું કારણ એ છે કે, રંગ એ વસ્તુ માધ્યમ છે, બે પક્ષોના વચગાળા સિવાય કોઈ સ્વતંત્ર સ્થાનમાં તેનો અર્થ રહેતો નથી. આટલે સુધી વર્ણિકાભંગનો વિચાર કર્યો.

ચિત્રનાં આ છ અંગોની સાથે કવિતાનો કેવો મેળ છે તે જણાવ્યાથી કદાચ વધી સરળ રીતે સમજાશે.

જેવી રીતે ચિત્રનું સ્થૂળ ઉપાદાન રેખા છે, તેવી રીતે કવિતાનું સ્થૂળ ઉપાદાન વાણી છે. સેનાની ચાલની માફક તે વાણીની ચાલમાં એક પ્રકારનું ગુરુત્વ, એક પ્રકારનું પ્રમાણ છે, અને તે જ છે છંદ. આ વાણી અને વાણીનું પ્રમાણ એ બહારનાં અંગ છે, તેનાં અંદરનાં અંગ છે ભાવ અને માધુર્ય.

આ બહારનાં અને અંદરનાં અંગોનો મેળ થવો જોઈએ. બહારની વાતો અંદરના ભાવને સાદૃશ હોવી જોઈએ. આમ થાય ત્યારે જ બધું મળીને કવિનું કાવ્ય કવિની કલ્પનાનું સાદૃશ્ય જાળવી શકે.

બહારનું સાદૃશ્ય, અર્થાત રૂપની સાથે રૂપનું સાદૃશ્ય, એટલે કે જે કાંઈ દેખાય છે તેને ઠીકઠાક કરીને વર્ણવવું, એ કવિતાની મુખ્ય વાત નથી, તે કવિતાનું લક્ષ્ય નથી, પરંતુ ઉપલક્ષ્ય માત્ર છે. આથી જ જે કવિતાનું પરિણામ માત્ર વર્ણન છે, તેવી કવિતાને રસજ્ઞ લોકો ઊંચા દરની કવિતા ગણતા નથી. બહારનાને અંતરનું કરીને જોવું અને અંતરનાને બહારના રૂપમાં વ્યક્ત કરી બતાવવું એ જ છે કવિતા અને એ જ છે સમસ્ત કળાનું લક્ષ્ય.

સૃષ્ટિકર્તા પોતાની પરિપૂર્ણતામાંથી સર્જન કરે છે, તેમનો બીજો કોઈ ઉપસર્ગ હોતો નથી. પરંતુ જ્યારે બાહ્યસૃષ્ટિ માનવના ભીતરના તારને ઝણઝણાવીને કોઈએક માનસ પદાર્થને સર્જે છે, જ્યારે તે કોઈએક રસનો સુર બજાવે છે, ત્યારે તે બહાર પ્રગટ થવા ઇચ્છે છે. આ વાત જ મનુષ્યનાં બધાં સર્જનની પ્રાથમિક વાત છે. આથી જ તેનાં સર્જનોમાં બહારના અને અંદરના આઘાત પ્રત્યાઘાત જોવામાં આવે છે. આ હેતુથી મનુષ્યનાં સર્જનમાં બહારના જગતનું આધિપત્ય છે, પરંતુ જો આ આધિપત્ય એકાધિપત્યનું સ્વરૂપ લે,

જો કોઈ કલાકાર માત્ર પ્રકૃતિની ખુશામતમાં જ અર્થઇતિ માને, તો તેના દ્વારા સર્જન જ ન થાય. શરીર બહારનું ખાવાનું અલબત્ત ખાય છે, પરંતુ તેને અવિકૃત રીતે બહાર કાઢવા માટે નહિ. પોતાનામાં તેને પચાવીને તે ખોરાકને પોતાનો બનાવી લે છે. ત્યારે જ તે ખાદ્ય એક બાજુથી રસરક્તરૂપે બાહ્ય આકાર અને બીજી બાજુથી શક્તિ, સ્વાસ્થ્ય અને સૌન્દર્યરૂપે આંતરિક આકાર ધારણ કરે છે. આ શરીરનું રચનાકાર્ય છે. મનનું સર્જનકાર્ય પણ તેવું જ છે. જ્યારે બહારના વિશ્વને પચાવીને તે પોતાનું બનાવી લે છે, ત્યારે તે માનસ પદાર્થ એક બાજુથી વાક્ય, રેખા, સુર વગેરે બાહ્ય આકાર, તેમજ બીજી બાજુથી સૌન્દર્ય, શક્તિ વગેરે આંતરિક આકાર ધારણ કરે છે. આ જ થયું માનસિક સર્જન.

ત્યાર પછી ચિત્રમાં જેમ વર્ણિકાભંગ છે, તેમ કવિતામાં વ્યંજના (suggestiveness) છે. આ વ્યંજના દ્વારા વાણી પોતાના અર્થને ઓળંગી જાય છે. તે જે જણાવે છે તેના કરતાં કાંઈક વધારે હોય છે. આ વ્યંજના વ્યક્ત અને અવ્યક્તની વચ્ચેની મીંડ છે. આ વ્યંજના કવિના કાવ્યમાં વાણીના નિર્દિષ્ટ અર્થદ્વારા નથી થતી, પરંતુ તેની અનિર્દિષ્ટ ભંગી દ્વારા, એટલે કે વાણીની રેખા દ્વારા નહિ, પરંતુ તેના રંગ દ્વારા તે સર્જાય છે.

મૂળ વાત એ છે કે બધી સાચી કળામાં એક પ્રકારનું બાહ્ય ઉપકરણ અને એક પ્રકારનું ચિત્તનું ઉપકરણ હોવું જરૂરી છે; એટલે કે એક રૂપ, અને એક ભાવ હોવાં જરૂરી છે. તે ઉપકરણોને સંયમ દ્વારા બાંધીને ઉપયોગમાં લેવાં જોઈએ. બહારનું બંધન પ્રમાણ છે, અંતરનું બંધન લાવણ્ય છે. ત્યાર પછી એ ભીતર તેમજ બહારનાં ઉપકરણોનો કોને માટે મેળ કરવો? સાદૃશ્યને માટે. આ સાદૃશ્ય કોની સાથે? ધ્યાનરૂપની સાથે કે કલ્પરૂપની સાથે? જો બહારના રૂપની સાથેનું સાદૃશ્ય મુખ્ય લક્ષ્ય હોય, તો ભાવ અને લાવણ્ય માત્ર અનાવશ્યક તો શું, પરંતુ વિરુદ્ધ બની જાય છે. આ સાદૃશ્યને વ્યંજનાને રંગે રંગ્યાથી દૂધમાં સાકર ભળ્યા સમાન બને છે, કારણકે તે વખતે તે સાદૃશ્યના કરતાં બૃહદ્ બની જાય છે. તે વેળા તેના દ્વારા શું વ્યક્ત થાય છે તે સ્વયં રચયિતા પણ જાણતો હોતો નથી, ને વખતે સર્જકનું સર્જન તેના સંકલ્પને પણ વટાવી જાય છે.

માટે જ, જણાય છે કે ચિત્રનાં જે છ અંગો છે, તે બધી કળાનાં છે, અર્થાત્ આનન્દરૂપનાં પણ તે જ છે.



# હિટલરને કોકેસસમાં શું મળશે ?

ડુંગરશી ધરમશી સંપટ

હિટલરે રશિયા ઉપર આક્રમણ કર્યે પાંચમો મહીનો ચાલે છે. જર્મનોના આ આક્રમણમાં એક કરોડ સૈનિકો રોકાયા હતા. તેમાંથી ૩૦ લાખ તો ઘાયલ થયા અથવા માર્યા ગયા છે. જર્મનોએ આ ખોટ પૂરી પાડવા માટે ફીનો, રૂમાનિયનો, સ્લોવેકો, હંગેરિયનો, ઇટાલિયનો, સ્પેનિયાર્ડો, બેલ્જો, ડેનોનાં નવાં સૈન્યો ઊભાં કરી મૂક્યાં છે. હમણાં યુરોપ લગભગ આખું એના કબજામાં છે. એની પાસે વિશાળ શસ્ત્ર-સામગ્રી બનાવવાનાં યુરોપનાં મહાન કારખાનાંઓ છે. શસ્ત્રસામગ્રી સાથે પુષ્કળ કાચાં દ્રવ્યો પણ યુરોપમાંથી એને મળ્યાં છે. રશિયા ઉપર પાંચ માસમાં એણે મહાન વિજયો મેળવ્યા છે. રશિયાનો મોટો યુક્રેશઇન પ્રાંત આખો એના હાથમાં આવ્યો છે. તેમાં દર વરસે ૨૦ લાખ ટન ઉપર ઘઉં પાકે છે. કોલસા અને બીજાં પણ અનેક દ્રવ્યો ત્યાંથી એને મળશે. આ રીતે જર્મની પાસે યુદ્ધ માટે વિશાળ સાધનો એકત્ર થયાં છે. યુરોપની મનુષ્યશક્તિ, કાચાં દ્રવ્યો અને કારખાનાંઓનો એણે રશિયા જીતવા માટે ઉપયોગ કરવા માંડ્યો છે.

## રશિયાની પીછેહઠ

રશિયાનો આ વિભાગ થોડો યુરોપમાં બાકી મોટે ભાગે એશિયાની અંદર આવ્યો છે. એ વિભાગમાં મોટા પર્વતો, ખીણો, વિશાળ જંગલો અને મેદાનો પણ છે. એમાં શિયાળામાં બરફ પડે છે ત્યારે એ પસાર કરવો દુર્ગમ થઈ પડે છે. આ વિભાગ રશિયાનાં ખુસ્તરો, તેલ, ફળો માટે મહાન સ્ટોરનું કામ કરે છે. રશિયનોને પાછા હટાવતું જર્મની આગળ વધતું વધતું રશિયનોના મહાન ઉદ્યોગોવાળા પ્રદેશો જીતતું જાય છે. કીવ, સ્મોલેન્સ્ક, ઓડેસા, ખારકોફ પડ્યાં છે. મોસ્કો, લેનિનગ્રાડ, મરમનસ્કનું બંદર, રોસ્ટોવ અને કોકેસીઆના મુખ સુધી જર્મન સૈન્યોનાં ધાડાં આવી પહોંચ્યાં છે. રશિયનો ખૂબ બહાદૂરીથી એમના દેશના રક્ષણ માટે મહાન ભોગો આપી રહ્યું છે. એમનો પરાજય થાય છે, પાછાં હડે છે, મોટી નુકસાની ભોગવે છે; પરંતુ અવ્યવસ્થા નથી, ગભરામણ નથી. આથી સામનો કરવાનું બળ રશિયામાં જીવંત જાગ્રત છે.

## કોકેસસ વિસ્તાર

એના બે સ્વતંત્ર વિસ્તારો છે. આઝારબૈઝાનનો પ્રજાતંત્રનો પ્રદેશ અને જ્યોર્જીઆનો પ્રદેશ–આમાં આઝારબૈઝાનની રાજ્યધાની બાકુ છે. બન્ને વિભાગો સોવિયેટની સાંકળમાં કડીઓ જેવાં પ્રજાતંત્રના શાસન નીચે છે. આઝારબૈઝાનનું ક્ષેત્રફળ ૩૨,૬૮૬

ચોરસ માઈલનું છે. એની વસ્તી ૩૦ લાખની છે. જ્યોર્જીઆ કોકેસસના પશ્ચિમ ભાગને આવૃત રહે છે. એનું ક્ષેત્રફળ ૨૮,૦૦૦ ચોરસ માઈલ લગભગનું છે. એની વસ્તી ૩૨ લાખ લગભગની છે. બન્ને દેશોની ભાષા જુદી જુદી છે. પરંતુ એક જ રશિયન લિપિમાં લખાય છે. સ્ટેલિન પોતે જ્યોર્જીઆનો વતની છે. કોકેસસ વિભાગ સોવિયેટ રશિયાના આર્થિક તંત્રમાં અગત્યનું સ્થાન રોકે છે. એના ઉપર રશિયાનો મોટો મદાર છે. ખારકોફ, કીવ, મોસ્કો અને લેનિનગ્રાડના મહાન ઉદ્યોગો હમણાં તો રંગાપો ધારણ કરી બેઠાં છે એટલે હવે સોવિયેટ રશિયાને કોકેસસ વિભાગ અને સાઈબેરીઆના વિભાગોમાંથી શસ્ત્રસામગ્રી મેળવવાની રહી. જાપાન જર્મનીનું સાગ્રી બન્યું છે. તે પણ જો સાઈબેરીઆમાં રશિયા ઉપર આક્રમણ કરે તો રશિયાની સ્થિતિ ખૂબ બગડે એટલું જ નહિ પણ દયાજનક થઈ પડે.

## કોકેસસમાંથી તેલ

કોકેસસના બાકુ વિભાગમાં જગતમાં અતિ મહત્ત્વના તેલના અખૂટ કૂવાઓ આવ્યા છે. રશિયામાં વાર્ષિક ૩ કરોડ ટન તેલ જમીનમાંથી નીકળે છે. તેમાં ૭૫ ટકા માત્ર કોકેશીઆના બાકુ વિભાગમાંથી નીકળે છે. ઉત્તરે આ જ પ્રદેશમાં ગ્રોઝી અને મેકોપના તેલના કૂવા પણ પુષ્કળ તેલ આપે છે. આ પ્રમાણે માત્ર કોકેસસ વિભાગ જ રશિયન તેલનો $\frac{9}{10}$ ભાગ પૂરો પાડે છે. આટલાથી જ એની અગત્યતા સમજાશે. કારણકે આજની આધુનિક યુદ્ધપદ્ધતિનો દારૂગોળા કરતાં પણ તેલ ઉપર વધારે આધાર છે. જર્મની બે વસ્તુઓમાં પછાત હતું: એક તેલ અને બીજું અનાજ. અનાજ એને યુક્રેઈનનાં કળદ્રુપ ખેતરોમાંથી મળશે, અને નાઝીઓએ જીતી લીધેલા બાલ્કન્સના પ્રદેશથી ૧૦૦ માઈલ દૂરના કોકેસસના પ્રદેશમાંથી એને અખૂટ તેલના ભંડારો મળશે. જર્મનો આથી જગતમાં ચક્રવર્તિ બને એ કોકેસસના વિજય ઉપર આધાર રાખે છે.

## ભૂતકાળ

કોકેસસ ભૂતકાળમાં અનેક મહાન જગવિજેતાઓની કૂચભૂમિ થઈ હતી. જંગીસખાનથી તે મહાન સીકંદર સુધીના મહાન આક્રમણકારો આ ભૂમિ ઉપરથી પસાર થયા હતા. નેપોલિયનના પાંચ લાખના સૈન્યની કબરો જો રશિયામાં ખોદાઈ નહોત તો જરૂર એ કોકેસસને માર્ગે હિંદવિજય માટે વિજયકૂચ કરત. પોમ્પી, રોમન મહાન વિજેતા, આ વિભાગ જીતી શક્યો નહોતો. પરંતુ સને ૧૯૧૭-૧૮માં રશિયનોના નવા સ્થપાયેલા બોલ્શેવિકો કરીશામ થાવ તે પહેલાં જર્મનીએ એમનો સખ્ત પરાજય કર્યો હતો. પરિણામે બ્રેસ્ટ-લીટોવસ્કની સંધિ કરવાની રશિયનોને નામોશીભરેલી ફરજ પડી હતી. તેમાં બાકુના તેલનો $\frac{1}{4}$ ભાગ હંમેશ માટે જર્મનીને આપવાની કડવી શરત હતી. જર્મની સને ૧૯૧૪-૧૮ના યુદ્ધમાં મિત્રરાજ્યોથી હાર્યું અને આ સંધિ અમલમાં આવી જ નહિ. હવે તો હિટલર આ પ્રદેશ જીતી લીધા પછી ક્યારે પણ એનો કબજો છોડશે નહિ. જર્મનીને યુદ્ધમાં અજીત બનાવનારા પદાર્થો તેલ, ઘઉં, મેન્ગેનીઝ અને કાચા પદાર્થોના મહાન ભંડાર સમા આ પ્રદેશ છોડવા કેમ ગમે ?

### કૉકેસસમાં ધાતુઓ

જર્મનીને મેન્ગેનીઝ પણ જોઈએ છીએ. જર્મનીને પોલાદ બનાવવા માટે મેન્ગેનીઝ તો ભારે ઉપયોગી ધાતુ છે. તેમાં પણ ટેન્કો અને તોપો તો મેન્ગેનીઝની મીલાવટ વગર બને જ નહિ. સને ૧૯૧૮માં જર્મનીએ જ્યારે જ્યોર્જીઆ ટૂંક સમય માટે જીતી લીધું ત્યારે ચીઆતુરી ખાતે કિંમતી ઊંચી જાતના મેન્ગેનીઝના અખૂટ ભંડારો એમણે જોયા. જર્મન ભુસ્તરશાસ્ત્રીઓએ પાકી સરવે નકશાઓ સુદ્ધાં તૈયાર કર્યા હતા. એ સ્થાનના પથ્થરોમાં ૫૦ ટકા ચોકખું મેન્ગેનીઝ મળે છે. કૉકેસસના કરાળ પહાડોમાં અનેક ધાતુઓ પણ મળે છે. રશિયનોએ પૂરાં પાંચ વર્ષ સુધી આખી ૧૭ કરોડની પ્રજાને પેટે પાટા બાંધી, મહાન તપ કરાવી, તેમાંથી બચાવેલા પૈસાનો ઉપયોગ આ વિભાગને સમૃદ્ધ કરવા પાછળ કર્યો છે. ગ્રોસ્ની અને સારકોફ રામન ખાતે પ્રખ્યાત નેપ્થા ભરેલો છે. ચાંદી, સોનું, સીસું, કાંસુ સારા પ્રમાણમાં રશિયનો કાઢે છે. એન્થ્રાસાઈટની ધાતુ, કોલસો અને લોઢાની ખાણો પણ ત્યાં છે. કૉકેસીઆનાં કેટલાક પ્રદેશોનું વિદ્યુતકરણ આ ક્ષેત્રોના ખેડાણમાં ઉપયોગી બન્યું છે. તે સિવાય નહેરોની રશિયનોએ વિશાળ યોજનો અમલમાં મૂકી છે. આથી નાનાં વહાણોની આવજાવ અને મોટા અનાજના પાકો ઉત્પન્ન કરવાની યોજના પણ સફળ બની છે.

### કૉકેસીઆની ઋતુ-જમીન

કાળા સમુદ્ર અને પર્વતોની હારમાળાથી એ પ્રદેશમાં દક્ષિણ પશ્ચિમમાં ખૂબ વરસાદ વરસે છે. પાણીનાં અહીં અખૂટ સાધનો છે. રશિયન એન્જીનિયરોએ એનો સદુપયોગ કરીને મોટી નહેરો બાંધી દે. જમીન ભારે ફળદ્રુપ અને ઊંચી કાળી માટીથી ભરપૂર છે. ઋતુ ખૂબ સમશીતોષ્ણ છે. બહુ ગરમી પણ નહિ, બહુ ઠંડી પણ નહિ. વરસાદ વધારે. માત્ર ઉત્તરમાં પુષ્કળ બરફ પડે છે. આ દક્ષિણ અને પશ્ચિમની ઋતુ અનાજ અને વનસ્પતિ માટે ખૂબ સરસ છે. વરસમાં ત્રણચાર પાકો ઉગાડવા એ અહીં તદ્દન શક્ય વાત છે. રશિયનોએ આ પ્રદેશમાં ખેતીનો ભારે વિકાસ કર્યો છે. તેમાં પણ ઉનાળાના પેદા કરેલ ઘઉંમાં લોટનું પ્રમાણ ઝાઝું હોવાથી એના ઉપર યુરોપના કારખાનાંવાળા તૂટી પડે છે. ફળફૂલોનો આ પ્રદેશ ભંડાર છે. નારંગી, સંત્રા, ગુલાબ વગેરેનો અહીં મોટે પાયે અને બહુ સરસ પાક છે.

### ખેતી

જેમ આ કૉકેસસ પ્રદેશના ઉદ્યોગો-ભુસ્તરોનો મોટો વિકાસ થયો છે તેમજ ખેતીમાં પણ સોવિયેટ-રશિયાએ ખૂબ વિકાસ કર્યો છે. જગતના એક પછાત ભાગને એઓ મોખરે લાવ્યા છે. અહીં રશિયાની કુલ પેદાશના ૧૦ ટકા ઘઉં થાય છે. જ્યોર્જીઆનો ૪૦ ટકા ભાગ જંગલોથી ભરેલો છે તેમાંથી કિંમતી ઊંચી જાતનું લાકડું મળે છે. કૉકેસીઅન અખોડનાં વૃક્ષો સરસ ફળો અને લાકડું આપે છે. ચોખા પણ આ વિભાગમાં પુષ્કળ પાકે છે. પીચીઝ, જામફળો પણ પુષ્કળ થાય છે. સૂર્યમુખીનાં ફૂલના મોટા પાકમાંથી સરસ તેલ મળે છે. જગતમાં ભારે સુગંધીદાર તમાકુ અહીં ઊગે છે. કુરગેડીની આસપાસ

ચાના બગીચા આવેલા છે, અને રીઓનની ખીણમાં ગુલાબના છોડોના હજારો એકરો વાવે છે. સરસ અત્તર અહીં બને છે. કૉકેસસમાં શેતુરનાં લાખો ઝાડો છે. શેતુર હોય ત્યાં રેશમના કીડા જરૂર ઊછરે. રેશમના કીડાઓના કોશેટાઓથી જગતભરમાં મહાન રેશમની મીલો રશિયનોએ સ્થાપી છે. કપાસીઆ પીલવાનું કારખાનું પણ મોટું છે. સૂર્યમુખી તેલ પીલવાનું પણ કારખાનું ધમધોકાર ચાલે છે. કાગળની મીલો, લાકડાની મીલો વિદ્યુત્બળથી ચાલે છે. પર્વતો ઉપર ચરતાં ઘેટાંઓ મોટી સંખ્યામાં ઊન પૂરું પાડે છે. કપાસનું વાવેતર દિનપ્રતિદિન વધે છે. રશિયનોએ આ વિભાગનો અલૌકિક વિકાસ થોડા સમયમાં કર્યો છે. અને ભવિષ્યમાં ગંજાવર રકમો ખર્ચી એને સર્વશ્રેષ્ઠ બનાવવાની એમની ઉમેદ હતી. આ પ્રદેશમાં જાનવરો અને પશુપાલન મોટા પ્રમાણમાં થાય છે. ઉત્તર સમુદ્ર અને કાસ્પીઅન સમુદ્રની સમીપતાને લીધે દક્ષિણનાં મેદાનોમાં કૉકેસસ પર્વતની તળેટીમાં વિશાળ પાકો પેદા થાય છે. દ્રાક્ષના માંડવા તો અસંખ્ય છે.

## શૂરા લોકો

અહીંની પ્રજા ખૂબ ઝનૂની અને લડાયક છે. એઓમાં ભેદ પડાવી બળવો જગાડવાની ઉશ્કેરણી હિટલરના પાંચમા કતારે વિશાળ પાયે કરી હતી. પરંતુ લોકો સોવિયેટ શાસનને છોડવા રાજી નથી. તેથી બળવો ફાટયો નહિ. એ રશિયાને તદ્દન વફાદાર રહ્યા છે. આરમેનીઅન લોકોની રાજકીય સંસ્થા હમેશાં સોવિયેટને શીંગડાં ભરાવતી હતી. પણ આ સમયે તો એ પણ સંપૂર્ણ શાંત બની ગઈ છે. રશિયાના બહાદૂર સિપાઈઓ કૉકેસસમાંથી આવે છે. કુબાન અને ટેરેક નદીના કોસ્રેકો ૭ ફીટથી પણ ઊંચા હોય છે અને વિશાળ વક્ષસ્થળો ધરાવે છે. એઓ હમેશાં રશિયાના શ્રેષ્ઠ સિપાઈઓ તરીકે આપણા શીખોની પેઠે પ્રખ્યાત છે. એમનાં ભૂતકાળનાં પરાક્રમો રશિયન ઇતિહાસમાં સોનેરી અક્ષરે આલેખાયેલાં છે. જ્યોર્જીઅનો રશિયનોને ધિક્કારે છે. એમની ભાષા શીખવા ના પાડે છે. પરંતુ જ્યારથી સ્ટૅલિને આખા રશિયાને જ્યૉર્જીઆનું ખંડિયું બનાવ્યું ત્યારથી તેઓ સ્ટૅલિનના પાકા અનુયાયીઓ બન્યા છે. જ્યૉર્જીઅન સૈનિકો હરોળમાં મોખરે રહ્યા છે.

## કૉકેસસની કુદરતી કિલ્લેબંધીઓ

કૉકેસસ એનું રક્ષણ એનાં વિકરાળ ગિરિશિખરો અને ભયાનક ખાડા ખબડાં-વાળી જમીન દ્વારા કરી રહ્યું છે. એમાં ૨૦ હજાર ફીટ ઊંચાં શિખરો બારેકથી ભરેલાં રહે છે. શિયાળામાં એ ઓળંગવાં લગભગ અશક્ય છે. દરિયામાર્ગે આક્રમણમાં અત્યંત મુશ્કેલીઓ છે. એના રક્ષણ માટે રશિયનોએ કુદરતનાં સુંદર સાધનો સાથે કિલ્લેબંધીઓ બાંધી એને શત્રુઓ સામે કઠીન વિજય તરીકે કરી મૂક્યો છે. આ પર્વતમય વિભાગમાં વિમાનોથી રક્ષણને માટે સરસ બચાવસ્થાનો છે. બદારૂપનો મીચલોવસ્કીના કિલ્લા જેવા કિલ્લા આધુનિક સાધનોથી પણ જલદીથી છતાય તેમ નથી. સ્ટૅલિનની નીતિ બધું ભસ્મીભૂત કર્યે જવાની છે. એણે તો ગજબ કર્યો છે. અબજો રૂપૈયા ખર્ચીને બનાવેલા આ પ્રદેશને ભસ્મીભૂત કરતાં એને જરાપણ આંચકો લાગે તેમ નથી. રેલ્વે, નહેરો, તેલના કુવાઓ, વહાણો, હસતાં ખેતરો, મોટા મહાલો અને કિલ્લાઓ ડાઈનામાઈટ અને ગનપાઉડરથી નષ્ટ-ભ્રષ્ટ થઈ જતાં વાર લાગતી નથી.

**જર્મનવ્યૂહ**

ખારકોવ પડ્યું છે. ૭ મોટાં વિમાનો બનાવવાનાં કારખાનાં, દારૂગોળો બનાવવાનું કારખાનું, ત્રણ રેલવેઓનું જંક્શન અને અનેક ઉદ્યોગોનું સ્થાન પડ્યું એટલે રશિયનોને ભારે તકલીફ શસ્ત્રસામગ્રી મેળવતાં પડશે. કોકેસસ તરફ ધસતાં જર્મન સૈન્યોને રશિયા હજી અટકાવી શક્યું નથી. માર્શલ ટીમોશેન્કોના પ્રયત્નો હજી અફળ રહ્યા છે. રોસ્ટોવ ઉપર જર્મનોનું આક્રમણ સમીપ આવ્યું છે. રોસ્ટોવ કોકેસસનું પ્રવેશદ્વાર છે. મોટી ડોન નદીના મુખ પાસે રોસ્ટોવનું ઔદ્યોગિક શહેર આવેલું છે. કોકેસસના તેલની મોટી પાઈપ લાઈન આ શહેર પાસે પસાર થાય છે. પરંતુ શિયાળો ઉપર આવે છે. શિયાળાના બરફની કોકેસસમાં શરૂઆત થઈ છે. રોસ્ટોવ જીત્યા પછી કોકેસસના બરફમાં પર્વતો ઉપર કૂચ કરવી એ લગભગ અશક્ય જ છે. હિટલરે મૉસ્કો અને લેનિનગ્રેડના બરફની ફિકર કરી નથી. પણ કોકેસસનો બરફ અને કઠીન રસ્તા ઉપર શિયાળામાં જર્મન સૈન્યો જાય એ અતિ કઠણ કામ છે. વિજ્ઞાનવાદી જર્મનો કુદરતને પણ બાળી શકે છે. છતાં કોકેસસને શિયાળામાં બાળવો એ સહેલી વાત નથી.

**હિટલરના આક્રમણ માટે બીજો માર્ગ**

રોસ્ટોવ સુધી તો હિટલરનાં સૈન્યો પહોંચ્યાં છે. ત્યાંથી પૂર્વ તરફ કાસ્પીઅન સમુદ્ર કાંઠા ઉપર આસ્ટ્રાખાન તરફ સૈન્યોની કૂચ શક્ય છે. આથી એ રશિયન તેલની બાકુથી જે મોટી પાઈપ લાઈનો આવે છે તે છીનવી શકશે. તે સિવાય રશિયાને અંગ્રેજો અને અમેરિકા તરફથી દરરોજ ત્રણથી પાંચ હજાર ટન માલની ઈરાનમાર્ગે મદદ મળે છે તે પણ અટકાવી શકાશે. કાસ્પીઅનથી ઠેઠ કાળા સમુદ્ર સુધીનો બધો કિનારો પોતાને કબજે કર્યા પછી શિયાળો ઊતર્યે હિટલર પોતાનાં સૈન્યોને કોકેસસ ઉપર છૂટાં મૂકી શકશે. પણ રોસ્ટોવ જીત્યા પછી પણ ૩૦૦ માઈલની આસ્ટ્રાખાનની કૂચ લાંબી મજલ ગણાય; જો કે હિટલરનાં યાંત્રિક ગાડીઓમાં બેઠેલાં સૈન્યોને માટે બહુ લાંબું છેટું નથી. માર્શલ ટીમોશેન્કોને માટે હિટલરનાં સૈન્યોને અટકાવવાનું કામ ભારે મુશ્કેલ છે. એક જ અઠવાડિયામાં જર્મન સૈન્યો ખૂબ આગળ વધ્યાં છે. ક્રીમિયામાં પણ રશિયનોની પીછેહઠ શરૂ થયાના ખબર જર્મન રેડિયો આપે છે.

**ભવિષ્ય**

રશિયનો પરાજીત થયા છે પણ અવ્યવસ્થિત કે નાઉમેદ થયા નથી. મોટા ભોગો આપવા એમની શક્તિ અને ધીરજ છે. એટલે તા. ૧૫ નવેંબર પછી સખ્ત શિયાળો શરૂ થયે રશિયનોને કદાચ સહેજ રાહત મળે. પરંતુ વિશેષ રાહત મળે તેવું લાગતું નથી, કારણ કે જર્મન સૈન્યે બતાવ્યું છે કે તાપ, કાદવ, વરસાદ અને બરફ (એમનાં વૈજ્ઞાનિક સાધનોના ઉપયોગથી) એમને અટકાવી શકતાં નથી. ઈરાન જીતી લેવાના જર્મનીના કોડ છે. એને આજ સુધી કોઈ સૈન્યો અટકાવી શક્યાં નથી. હવે ભવિષ્યમાં રોકી શકે એવી પ્રજા નીકળે તો બને. હિંદ ઉપર ચડાઈ આક્રમણ ઈરાન જીતી લીધા પછી જ શક્ય બને. જો કે આજે તો જર્મન વિજયયાત્રા ખૂબ ત્વરિત દેખાય છે.

૧-૧૧-૪૧

☆

અનુસંધાન પૃ. ૧૬ ]
લેવા કેટલાક અધ્યાપકોએ હિલચાલ શરૂ કરી. છેવટે કલકત્તાની એશિયાટિક સોસાયટી ઑફ બૅંગાલના મકાનમાં ૧૯૧૨ના નવેમ્બરના પહેલા અઠવાડિયામાં (તા. ૨-૧૧-૧. કેટલાક વૈજ્ઞાનિકોનું એક નાનકડું મંડળ મળ્યું. મરહૂમ સર હેનરી હેયડન પ્રમુખપદે, અગત્યનો ઠરાવ એ હતો કે "દર વર્ષે ભરવાની વિજ્ઞાન પરિષદની વ્યવસ્થા કરવાનું લેવા એશિયાટિક સોસાયટી ઑફ બૅંગાલને વિનંતિ કરવામાં આવે છે." પણ આ ઢીલમાં પડ્યું. છેવટે, ૧૯૧૪ના જાન્યુઆરી માસમાં કલકત્તામાં મરહૂમ સર આશુ મુકરજીના પ્રમુખપણા નીચે પહેલી બેઠક મળી. ત્રણ દિવસની એ બેઠક હતી અને કુલ સંશોધન-નિબંધો ચર્ચા માટે આવ્યા હતા. હિંદી વિજ્ઞાન પરિષદનો આરંભ આ રીતે

* * *

૧૯૪૨ના જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં હિંદી વિજ્ઞાન પરિષદની ઓગણત્રી બેઠક વડોદરામાં મળે છે. આ પ્રસંગ ગુજરાતને માટે ખાસ મહત્ત્વનો છે. મુંબઈ શહે બાદ રાખતાં, મુંબઈ ઇલાકામાં અત્યાર સુધી બીજે કોઈ સ્થળે વિજ્ઞાન પરિષદની મળી નથી. સામાન્યતઃ વિદ્યાપીઠોનાં કેન્દ્રસ્થળોમાં જ આ પરિષદ મળે છે. વડોદરા આ નોંધવાજોગ અપવાદ રૂપ બને છે. વડોદરા આ મોટું માન પ્રાપ્ત કરી શક્યું છે ... યશ શ્રીમંત ગાયકવાડ સરકારની વૈજ્ઞાનિક કેળવણીની બાબતમાં સુપ્રસિદ્ધ નીતિને ... ગણી શકાય. વડોદરા કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. કુંવરજી ગો. નાયક અને તેમના સહ વૈજ્ઞાનિકોએ આ પરિષદને સફળ રીતે પાર ઉતારવાનું કાર્ય ઉત્સાહપૂર્વક માથે લીધું ડૉ. નાયક આ પરિષદની બેઠક વડોદરાના આંગણે આમંત્રવા ખૂબ ઉત્સુક હતા. તે ... જહેમત ફળીભૂત થઈ છે. વડોદરા વૈજ્ઞાનિક શિક્ષણ અને સંશોધનમાં આગળ વધતું ... એનો આ પુરાવો છે. આ પરિષદની બેઠક શ્રી સયાજી જ્યુબિલી વિજ્ઞાન સંસ્થામાં જ ... આ રીતે સયાજીવિજ્ઞાનસંસ્થાની સાધનસામગ્રી પરિષદની બેઠકમાં અગત્યનો હિસ્સો ... નજીકના ભવિષ્યમાં વડોદરા યુનિવર્સિટીની સ્થાપનામાં આ આરંભિક પગલું છે?

* * *

## વડોદરાની બેઠકના પ્રમુખ: શ્રી. ડી. એન. વાડીઆ

### તેમનો પરિચય

વિધિનો એ સુયોગ છે કે ગુજરાતમાં મળનારી આ વિજ્ઞાન પરિષદના પ્રમુ... દારાશાહ નોશરવાન વાડીઆ (સામાન્ય ઓળખમાં વિશેષ પરિચિત મિ. ડી. એન. વાડીઆ એમ. એ., બી. એસ. સી., એફ. જી. એસ., એફ. આર. જી. એસ., એફ. આર. એ. એસ. એફ. એન. આઈ. આપણા ગુજરાતના એક સુપુત્ર છે, એટલું જ નહિ પણ વડો... કૉલેજના એક ત્વલન્ત વિદ્યાર્થી હતા. જેમ રાષ્ટ્રીય મહાસભાનું પ્રમુખપદ એક ...

મહામાન ગણાય છે, તેમ વૈજ્ઞાનિક જગતમાં હિંદી વિજ્ઞાન પરિષદનું પ્રમુખપદ અત્યંત ગૌરવવંતું ગણાય છે. વૈજ્ઞાનિક સંશોધનરૂપ તપસ્યાનું એ ફળ છે. ખાસ નોંધપાત્ર સિદ્ધિઓ મેળવનાર વૈજ્ઞાનિકને આ માન પ્રાપ્ત કરવાનું ભાગ્ય સાંપડે છે. શ્રી. વાડીઆને આ મહામાનથી હિંદી વૈજ્ઞાનિકોએ સન્માન્યા છે એ ગુજરાતના વૈજ્ઞાનિકોને ગૌરવ ધરવા જેવું છે. આ માન શ્રી. વાડીઆના વૈજ્ઞાનિક સંશોધનની યશગાથા છે.

શ્રી. દારાશાહ નોશરવાન વાડીઆનો જન્મ ઈ. સ. ૧૮૮૩ના ઑક્ટોબર માસમાં થયો હતો. તેમણે ઉચ્ચ કેળવણી વડોદરા કૉલેજમાં લીધી હતી. તેઓ મુંબઈ યુનિવર્સિટીની વિજ્ઞાનના વિષયમાં એવરી પદવી ધરાવે છે. હિંદુસ્તાનના પહેલ કરનારા વૈજ્ઞાનિકોમાં એમનું સ્થાન છે. પોતે સ્વાશ્રયથી પોતાના વૈજ્ઞાનિક સંશોધનકાર્યમાં આગળ વધેલા છે, અને ખંતપૂર્વક સંશોધન જારી રાખીને વૈજ્ઞાનિક જગતમાં નામના પ્રાપ્ત કરી છે. શ્રી. વાડીઆનો ખાસ વિષય ભૂસ્તરવિદ્યા (Geology) છે અને તેર વર્ષ સુધી (૧૯૦૭–૧૯૨૦) પોતે જમ્મુ (કાશ્મીર)ની પ્રિન્સ ઑફ વેલ્સ કૉલેજમાં ભૂસ્તરવિદ્યાના પ્રાધ્યાપક હતા અને પ્રિન્સિપાલની પદવી સુધી વધ્યા હતા.

ગત મહાયુદ્ધ પછી ૧૯૨૧માં શ્રી. વાડીઆએ તે વખતની વાઈસરૉયની કારોબારીના સભ્ય સર થૉમસ હોલૅન્ડની આગ્રહભરી વિનંતિને માન આપીને કૉલેજનું પ્રશાંત વાતાવરણ છોડ્યું અને હિંદી સરકારના ભૂસ્તરીય માપણીખાતામાં (Geological survey of India) સુપરિન્ટેન્ડન્ટ તરીકે જોડાયા.

આથી આપણા દેશની ભૂસ્તરવિદ્યાના અભ્યાસને ઘણો ફાયદો થયો છે. કાશ્મીર, ગીલ્ગીટ અને હઝારાના પ્રદેશોમાં વાયવ્ય ખૂણે આવેલા હિમાલયના પ્રદેશોની ભૂસ્તરીય માપણી શ્રી. વાડીઆએ કરી છે. પૂન્ચ વિભાગનો સમાવેશ કરીને કાશ્મીરના પ્રદેશનો મોટો ભાગ, નાંગા પરબતના પ્રદેશની ભૂસ્તરવિદ્યા સંબંધી શ્રી. વાડીઆએ સવિસ્તર સંશોધનો બહાર પાડેલાં છે. પંજાબના પોટવારના સપાટ પ્રદેશ અને મધ્ય હિમાલયના બરફ આચ્છાદિત ઝાંસ્કર પ્રદેશ પર્યંત અત્યંત વિકટ ડુંગરાળ પ્રદેશનો લગભગ ૧૨૦૦૦ ચોરસ માઈલનો વિસ્તાર તેઓ પોતાના ભૂસ્તરીય અભ્યાસ માટે ફરી વળ્યા છે.

શ્રી. વાડીઆની આ સિદ્ધિઓ ઉપરાંત તેઓનું નામ *Geology of India*ના કર્તા તરીકે વધારે પ્રસિદ્ધ છે. આ પ્રકાશન એટલું સરસ છે કે તેની ત્રણ આવૃત્તિઓ થઈ ગઈ છે અને ભૂસ્તરવિદ્યાના હિંદી વિદ્યાર્થીઓની ત્રણ પેઢી આ પુસ્તકનો અભ્યાસ કરતી આવે છે. ઓલ્ડહામના 'મેન્યુએલ'ની જગ્યા આ પુસ્તકે લઈ લીધી છે.

શ્રી. વાડીઆ જમ્મુમાં હતા ત્યારે તેમને અત્યંત દુઃખદાયી આફતોમાંથી પસાર થવું પડ્યું હતું. તેમનું એક જ બાળક મૃત્યુએ ઝડપી લીધું. શ્રીમતી વાડીઆ જેવાં દુઃખમાં ભાગ લેનાર સુશીલ પત્ની અચાનક કાળનો ભોગ થઈ પડ્યાં. આ આફતો તેમણે અત્યંત ધૈર્યપૂર્વક અને શાંતિથી સહન કરી છે. શ્રી. વાડીઆ સાદા, મીલનસાર અને પરોપકારી

સ્વભાવના છે. જેઓ તેઓના સમાગમમાં આવે છે તેઓ સૌ તેમના સ્વભાવ માટે એકમત થાય છે.

હિંદના વૈજ્ઞાનિક જગતમાં જ નહિ પણ બહારના દેશોમાં પણ શ્રી. વાડીઆનું નામ સુપ્રસિદ્ધ છે. તેઓ અનેક વૈજ્ઞાનિક સંસ્થાઓના સભ્ય છે. હિંદુસ્તાનની જુદી જુદી વૈજ્ઞાનિક સંસ્થાઓમાં તેઓ અગ્રસ્થાને હોય છે. ૧૯૨૧ અને ૧૯૩૮માં હિંદી વિજ્ઞાન પરિષદના ભૂસ્તરવિદ્યા વિભાગના પ્રમુખ તરીકે તેઓ ચૂંટાયા હતા.

ઇ. સ. ૧૯૩૮માં શ્રી. વાડીઆ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. એ અત્યંત આનંદની વાત છે કે સિલોનની સરકારે તેમને પોતાના ટાપુમાં ભૂસ્તરશાસ્ત્રી તરીકે આવવા નિમંત્રણ મોકલ્યું. અત્યારે શ્રી. વાડીઆ સિલોન સરકારના ઔદ્યોગિક ભૂસ્તરશાસ્ત્રી (Mineralogist) તરીકે કામ કરે છે. તેમના કામમાં તેઓને ફત્તેહ મળે અને વૈજ્ઞાનિક સંશોધનને રાષ્ટ્રના હિતમાં આગળ ધપાવવા પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય આપે એવી સૌ વૈજ્ઞાનિકોની પરમ શુભેચ્છા સાથે આ ટૂંકી નોંધ પૂરી કરું છું.

> Still o'er the earth hastes opportunity,
> Seeking the hardy soul that seeks for her.
>
> —*James Russel Lowell*

## શ્રી. વાડીઆનાં વૈજ્ઞાનિક પ્રકાશનો

૧. *Geology of India* (Macmillan) (1919, 1926, 1938)
૨. *Syntaxis of N. W. Himalayas* (1931)
૩. *Geology of Nanga Parbat and Gilgit Districts* (1932)
૪. *Recent Ideas on Structure of Himalayas* (1938)

ઉપર દર્શાવેલ મુખ્ય પ્રકાશનો ઉપરાંત બીજાં અનેક સંશોધન-નિબંધો, લેખો, ભાષણો ઇત્યાદિ.

# પુરાતન હિંદની ઉદ્યાનકળા

લેખક : બી. એલ. દેસાઈ
B. Ag., F. R. H. S. (London)
ગાર્ડન સુપરિન્ટેન્ડન્ટ, ગવર્મેન્ટ ઑફ બરોડા

હિંદની ઉદ્યાનકળાનો ઈતિહાસ વેદ અને પુરાણો જેટલો જ જૂનો છે. પણ કાળના વહેણમાં આપણાં અનેક ઉપયોગી શાસ્ત્રોની સાથે જૂની બાગવિદ્યા પણ ડૂબી ગઈ. હવે તો એના ઉલ્લેખો છૂટાછવાયા સંસ્કૃત સાહિત્યમાંથી અને કોઈકવાર બહુ જૂના સ્થાપત્યકળાના નમૂનાઓમાંથી જ શોધવાના રહ્યા. કેટલીકવાર તો રામાયણ કે મહાભારત અથવા અર્થશાસ્ત્ર કે શુક્રનીતિમાંનાં લખાણો ઉપરથી એ કળા કેવી હશે તેની માત્ર કલ્પના જ કરવી રહી.

હિંદમાં ઉદ્યાનકળાનો ઉદય ક્યારે થયો તેનો એક નિશ્ચિત કાળ બાંધી શકાય એમ નથી. મત્સ્યપુરાણ, વરાહપુરાણ, પદ્મપુરાણ કે અગ્નિપુરાણમાં ઝાડને ફળફૂલ માટે ઉછેરનાર માણસને ઇંદ્રનાં ત્રીસ હજાર વર્ષ સુધી સ્વર્ગમાં રહેવાનું સુખ મળે છે, અને એક ઉપયોગી ઝાડને કાપનાર માટે રૌરવ નર્કમાં પણ સ્થાન નથી, એવું એવું તો ઘણું લખ્યું છે. આ પુરાણો વાંચી આપણે કંટાળી જઈએ ત્યાં સુધી સ્વર્ગમાં રહેવું પડે એ બીકે કદાચ ઝાડો રોપતા હોઈએ તો પણ ન રોપીએ, પણ હજારો વર્ષ પહેલાં એ વૃક્ષ-સંવર્ધનનો મહિમા ઘણો હતો તે વિષે બે મત નથી જ.

અમુક ઐતિહાસિક વ્યક્તિ કે પ્રસંગનો સમય નક્કી કરવાની ઈતિહાસ લખનારાઓની ઉહાપોહમાંથી ભગવાન ગૌતમબુદ્ધની જન્મતિથિ ફૂલવાડીના અભ્યાસીને ઘણી માર્ગદર્શક થઈ પડે છે. ઇ. સ. પૂર્વે ૫૬૩માં સિદ્ધાર્થનો જન્મ થયો ત્યારથી માંડીને તે બુદ્ધ નિર્વાણ પામ્યા પછીનો પણ બધો ઇતિહાસ તે જમાનાનાં ઉદ્યાનો, વિહારો અને ઉપવનોની સાથે ઘણો સંકળાયેલો છે. બૌદ્ધ ધર્મના ફેલાવનારાઓએ એ ધર્મને સહસ્ત્ર-પાંખડી કમળ સાથે સરખાવ્યો. કમળની પાંખડીઓ એક મૂળમાંથી ફૂટી બધી દિશાઓમાં પ્રસરે તેમ બુદ્ધનાં વચનો આખા સંસારમાં ફેલાય, એવી તેમણે મહેચ્છા રાખી અને, તેમાં કેટલેક અંશે સફળ પણ થયા. સંસ્કૃત કવિઓની નાયિકાઓને વિરહાવસ્થામાં શાન્તિ આપનાર કમળને આપણે અહીં એક મહાન ધર્મના પ્રતીકરૂપે અને બગીચામાંની નાની મોટી તળાવડીઓના મુખ્ય અંગ તરીકે જોઈએ છીએ.

પાલી ભાષામાં લખાયેલા 'મહાવંશ' નામના ગ્રંથમાં બુદ્ધના નિર્વાણ પછી આશરે બસો વર્ષે સિંહલદ્વીપ સિલોનમાં બુદ્ધધર્મ કેવી રીતે ફેલાયો અને તે વખતે કેવા સુંદર, મહાન બાગબગીચાઓ બુદ્ધ ધર્મના ઉપાસક લખપતિઓએ બૌધિ ધર્મગુરુઓને ભેટ આપી દીધા તેનાં વર્ણનોનો ટોટો નથી. એ જ મહાવંશમાં, ઇસુ ખ્રિસ્ત પહેલાં બસો વર્ષ ઉપર સિલોનમાં રાજકર્તા દત્ત ગામિની રાજાએ ભગવાન બુદ્ધ જે વૃક્ષ નીચે નિર્વાણ પામ્યા તેને મળતું સોના, રૂપા અને માણેક-પરવાળાંનું ઝાડ તૈયાર કરાવી ઋણવેલી નામની જગ્યામાં મૂકાવ્યું, એમ લખ્યું છે. એટલે શોખને ખાતર નહિ તો ધર્મને માટે

પણ લોકો કૃત્રિમ ઝાડો વગેરે તે વખતે પણ બનાવતા, એમ માનીએ તો ખોટું નહિ. આ ઋણવેલીનાં ખડિયેરમાં થયેલાં ખોદકામમાં જૂના વખતનાં બૌધિ ઉદ્યાનોમાં પાણીનાં મોટાં તળાવો, સ્નાનાગારો, ઝાડોને પાણી પાવાની નહેર વગેરેની ગોઠવણ ઘણી સગવડવાળી હતી, એમ જણાય છે. એ જ મહાવંશમાં રાજા પરાક્રમે એક બાગ તૈયાર કરાવ્યો હતો તેનું વર્ણન આવે છે તે આપણે જોઈએ:—

" નન્દનને નામે ઓળખાતા એ ઉદ્યાનમાં ચમેલીની વેલ તેમાં આવેલાં મોટાં વૃક્ષોને વિંટળાઈ વળતી. મધમાખનાં ટોળેટોળાં સુગંધિત પુષ્પોની પરાગ લેવા માટે બાગમાં ઊતરી આવતાં. એ વાડીમાં ફળનાં ઝાડો પણ હતાં, અને તેમાં કેટલાંક તો દેશપરદેશથી મંગાવવામાં આવ્યાં હતાં. કમળ અને પોયણીથી ભરેલી ઘણી તળાવડીના રમ્ય કિનારા ઉપર સારસનો ચિત્કાર અવારનવાર સંભળાતો!" આવા બગીચાઓ અને વિહારો ગામથી બહુ આઘે નહિ તેમ જ બહુ પાસે નહિ; અવેશદારોની સગવડવાળા; ત્યાં જનારાં લોકો સહેલાઈથી પહોંચી શકે એવા; પાણી અને છાયાની સરસ યોજનાવાળા; દિવસના બહુ ગરબડ ન થાય તેવા અને રાત્રે પરમ શાન્તિ મળે એવા હોવા જોઈએ એમ, તે વેળાના ધર્મગ્રંથો સૂચવતા.

જાવામાં પણ કેટલાંક પુરાણાં મંદિરોની દિવાલો ઉપર ઋષિમુનિઓને તપસ્યા કરતા ચીતરવામાં આવ્યા છે. તેમાં ઝાડો, પશુ, પક્ષી અને માછલીઓ પણ દોરી છે. આ ઝાડોની ફરતે પાણી પાવા માટે, આપણે જેને તળપદી ભાષામાં ખામણાં કહીએ, તે પણ બતાવવાનું ચિત્રકાર ભૂલ્યો નથી. બુદ્ધ ધર્મના ચૂસ્ત અનુયાયી અશોકના શિલાલેખોમાં પણ જીવદયા સાથે વૃક્ષસંવર્ધનનો મહિમા સ્થળે સ્થળે આલેખાયેલો જોવાય છે. આ બધું તે વખતમાં પણ ઉદ્યાનકળા જીવતી જાગતી હતી એમ સ્પષ્ટ બતાવી આપે છે.

જાવા સુધી જ આપણે બુદ્ધ ધર્મને પગલે અનુસરી કવિ કાલિદાસ અને ભાસ, શ્રીહર્ષ અને બાણની રસિક ભૂમિમાં પાછા વળીએ, ને તે સમયમાં નિપજેલા સાહિત્યકાળમાં મળી આવતા બાગબગીચાઓના અવશેષો ઉપર નજર નાખીએ.

જૂના વખતમાં લખાયેલાં સંસ્કૃત નાટકો અને કાવ્યોનો સંગ્રહ બહુ વિશાળ છે, એટલે તે બધાંને ડહોળવા કરતાં આપણે અમુક જ વિખ્યાત કવિઓનાં લખાણો ઉપર દૃષ્ટિપાત કરીએ.

મહાકવિ કાલિદાસના કાળ વિષે એકમત નથી. પરંતુ ૫૭ ઈસ્વી પહેલાં રાજા વિક્રમાદિત્યના સમયમાં એણે પોતાનાં નાટકો લખ્યાનું ઘણાખરા માને છે. તેમજ વરરુચિ અને હોરેસનો એ સમકાલીન ગણાય છે.

કાલિદાસે રચેલા 'અભિજ્ઞાન શાકુંતલ'માં શરૂઆતમાં જ તપોવનમાં ઋષિકન્યકાઓ ઘડા લઈને નાનાં ઝાડોને પાણી પાતી આપણે જોઈએ છીએ. આગળ ચાલતાં દુષ્યંત રાજા અને શકુન્તલા વચ્ચેના પ્રેમપ્રસંગો માટે, નાયક નાયિકાની વિરહાવસ્થાની અસ્વસ્થ મનોદશાની શાન્તિ માટે, કવિ કાલિદાસે પુષ્પવાટિકા, શીતગૃહ કે કોઈ નાનકડાં ઉદ્યાનોનો જ આશરો લીધો છે.

આ ઉપવનોમાં બનાવેલાં જળાશયોમાંનાં કમળફૂલો તથા કમળપત્રો કે મણિશીલા પટ્ટક જેવાં આસનોએ, વનલતા કે માધવિલતા જેવી ઠંડક આપનારી વેલીઓએ, એ રસિક યુગલનાં જીવનમાં કંઈ ઓછો ભાગ નથી ભજવ્યો. આ નાના મોટા બાગ માટે સંભાળ રાખનાર સ્ત્રી કે પુરુષ પણ નીમવામાં આવતા. એ જ કવિના 'માલવિકાગ્નિમિત્ર'માં તેમ જ બીજે કેટલેક ઠેકાણે, અશોકના ઝાડને ફૂલ આણવા માટે નવોઢા સ્ત્રીઓ પાસે દોહદ ક્રિયા કરાવાતી તે અમુક જાતનું ખાતર આપવાની રીત પણ હોય એમ અનુમાન થાય છે.

પુરાતન કાળમાં પણ બાગબગીચાઓમાં હિંચકાઓ નંખાતા, પથ્થરનાં અને લાકડાંનાં આસનો–બાંકડાઓ પણ લોકોને બેસવા માટે મૂકાતા; ઝાડની હારની હાર રસ્તાની બન્ને બાજુએ રોપાતી અને તેને પાણી પાવા માટે ઘણી જહેમત ઉઠાવાતી. કાલિદાસે મેઘદૂતમાં ઇંદ્રથી શાપિત થયેલ યક્ષના ઘરનું અને ત્યાં બનાવેલા બાગનું વર્ણન પણ કેટલું સરસ કર્યું છે?

કાલિદાસ પછી ઉત્તરમાં ભાસે લગભગ એ જ અરસામાં અથવા તો ઈ. સ. પૂર્વે પહેલા અથવા બીજા સૈકામાં લખેલા ગ્રંથો 'સ્વપ્નવાસવદત્તા' ને 'પ્રતિમા નાટક' તેમ જ દક્ષિણમાં શૂદ્રકે લખેલું 'મૃચ્છકટિકમ્' તપાસીએ.

સ્વપ્નવાસવદત્તામાં, બાગબગીચાઓમાં મૂકેલાં આસનોને તે જમાનામાં જુદાં જુદાં નામ આપવાનો રિવાજ હોય એમ કેટલાંક વાક્યો ઉપરથી જણાય છે. એ સિવાય 'સમુદ્રગૃહકમ્' એટલે દરિયાકિનારા જેવાં ઠંડક આપનારાં સ્થળો અને તેમાં મૂકેલાં જલયન્ત્રો —આપણા આધુનિક ફૂવારાઓના વડવાઓ—નું સુંદર વર્ણન એ પુસ્તકોમાં આપણને વાંચવા મળે છે.

શૂદ્રકનું 'મૃચ્છકટિકમ્' જૂનાં સંસ્કૃત નાટકોમાં નવી જ ભાત પાડતું હોઈ તે વખતના ઉદ્યાનો વિષે પણ આપણને કાંઈક નવી જ માહિતી મળે છે. આ નાટકની વસ્તુનું મૂળ બીજાં નાટકોની જેમ કોઈ રાજા કે રાણી નથી. ગણિકા વસન્તસેનાના ચારુદત્ત નામના વેપારી સાથેના પ્રેમની આસપાસ એની વસ્તુગૂંથણી થાય છે, તે વખતે પણ દેવાલયો અને મહેલોના બગીચાઓ, સાધારણ માણસોના ઘરની આસપાસની ગૃહઉદ્યાન જેવી વાટિકાઓ, ઉપરાંત શહેરની પ્રજા માટે પણ બાગો હતા. એના મનના માનેલ ચારુદત્તને મળવા, વસન્તસેના પણ અત્યારના હેંગીંગ ગાર્ડન કે વિક્ટોરિયા બાગ જેવાં ગામ બહાર આવેલાં પુષ્પ કરંડકમાં જતી આપણે જોઈએ છીએ. વધુમાં, બગીચાઓમાં ફૂવારા અને આસનો, દરવાજા અને વાડો, તથા કમળતળાવડી ઉપરાંત કૂવા અને તેની ઉપર રેંટ પણ મૂકતા; મૃચ્છકટિકના મુખ્ય પાત્ર ચારુદત્તને પણ નસીબની ચડતી–પડતી વર્ણવવા માટે કુપયંત્ર ઘટિકા–રેંટના ઘડીઆંની ચડ–ઊતરની જ ઉપમા આપવી પડી. વળી પુષ્પકલાની જાણનાર વસન્તસેનાએ તો પોતાનાં ઘરની વાડીમાં પારેવાંના બનાવટી માળા સાથે સાથે કામદેવનું મંદિર પણ સ્થાપ્યું હતું.

રાજા શૂદ્રક પછીનો આસરે પાંચસો વર્ષનો ગાળો ઓળંગી આપણે શ્રીહર્ષ, બાણ અને ભવભૂતિનાં લખેલાં કાવ્યો, નાટકો કે ગ્રંથો તપાસીએ, તો તેમાં એ સમય દરમ્યાન ફૂલવાડી રોપવાની કળાનો ઘણો વિકાસ થયેલો નજરે ચડે છે. શ્રીહર્ષદેવના 'પ્રિયદર્શિકા'

અને 'નાગાનંદ'માં સંસ્કૃત સાહિત્યમાં હમેશાં આલેખાતાં, બીજા બાગોનાં વર્ણનો ઉપરાંત મન્મથોદ્યાન કે કુસુમકરોદ્યાન જેવા ખાસ બાગોનો પણ નિર્દેશ થયો છે. વળી એ જમાનામાં કેળનાં અને ચંદનનાં લતાગૃહો પણ પ્રમાણમાં વધ્યાં હોય તેમ જણાય છે. ફુવારા-જલયંત્રમાંથી ઝરમર ઝરમર વહેતાં પાણીના અવાજે હર્ષદેવે મોરલા પણ નચાવ્યા છે. અને નાની નહેરોમાંથી પાણી સાથે ફૂલની રજકણો પણ વહી વહીને ઝાડની ફરતે ક્યારામાં એકઠી થતી દેખાય છે. વધુમાં, કુદરતી વન અને માણસે બનાવેલાં નન્દન વચ્ચેનો તફાવત હર્ષના 'નાગાનન્દમ્'માં આપણે સારી રીતે જોઈ શકીએ છીએ.

આગળ ચાલતાં સંસ્કૃત સાહિત્યના મહારથી બાણની 'કાદમ્બરી'માં આપણને તે જમાનાના ઉદ્યાન-સૌન્દર્યનો મહિમા જેટલો વાંચવાને મળે છે તેટલો બીજા કોઈ પુસ્તકમાં મળતો નથી. ઈ સ.ના છઠ્ઠા સૈકાના અંતથી તે સાતમા સૈકાના મધ્યકાળ સુધી બાણ જીવ્યાનું મનાય છે. કાદમ્બરીમાં આવતાં ઉપવનો અને પુષ્પવાટિકાનાં સેંકડો રમ્ય વર્ણનોમાંથી એકાદની પણ પૂરી સમાલોચના કરવા જેટલો સમય આપણી પાસે નથી. એટલે ઉજ્જયિની નગરી તથા તેનાં શાખાનગરો — વિલેપારલે કે શાન્તાક્રુઝ જેવાં પરાં; ધારાગૃહો, તમાલના છાયાવાળા રસ્તાઓ, કૃત્રિમ કમળદળો અને બનાવટી મોર ને ક્રીડાપર્વતોનાં ફક્ત નામો જ ગણાવી ચંદ્રાપીડની દૃષ્ટિએ જોયેલાં હીમગૃહમાં ડોકિયું કરીએ તો, તેમાં વહેતી, ચન્દન રસથી ભરેલી ગૃહનદિકાઓ - નહેરો, રાતાં કમળનાં ફૂલપાંદડાંથી ઢંકાયેલી તેની ફર્શ, ને રક્તવર્ણ નિમૂલનાં ઝાડોની ઠંડી છાયા, બનાવટી મોર, બનાવટી હાથી વગેરે અનેક મનોરંજન કરનારી ચીજો આપણી નજરે પડે. કાદમ્બરીના કાળમાં ખેતરની કે બાગોની ફરતે વાડો કરતા અને ફૂલવેલીઓ ચડાવવા માટે લોખંડની કમાનો પણ પ્રચલિત થઈ ગયાંનાં ઉદાહરણો ઘણાં મળી આવે છે.

બાણે નીપજાવેલાં સાહિત્યનો ફાલ એટલો વિપુલ અને રસિક છે કે બાણ પછી પણ ૭૪૫ થી ૧૧૫૦ ઈસ્વી સુધીમાં લખાયેલાં સાહિત્યમાં એના વિષે કાંઈક ને કાંઈક વાંચવાનું મળે છે. છેવટે ઉદ્યાનકળાના આ વલોવણાં પછી આશરે ૧૧મા સૈકામાં દક્ષિણ હિંદમાં થઈ ગયેલા ચાલુક્ય રાજા સોમદેવની 'અભિલાષીતાર્થ ચિંતામણી' કે ૧૩મા સૈકામાં ઉત્તરમાં રાજકર્તા હમીર રાજાના વખતમાં લખાયેલ સારંગધરની 'સારંગધર પદ્ધતિ' આપણે જોઈએ. સોમદેવના પુસ્તકમાં બગીચાના હુન્નર ઉપરાંત ઘણા વિષયો ચર્ચાયા છે, તેમ સારંગધરે પણ આયુર્વેદ, અર્થશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર વગેરે વગેરે અનેક શાસ્ત્રો ઉપર ઘણું લખ્યું છે, તેમાં 'વૃક્ષાયુર્વેદ'નો પણ સમાવેશ થાય છે.

અંતમાં, એટલું તો નક્કી થાય છે કે સારંગધરના વખતમાં એટલે કે ૧૩મા સૈકામાં પણ બાગ બનાવવાના હુન્નરનો ઘણો વિકાસ થઈ ગયો હતો. પણ અત્યારે તો આપણા દેશમાં સમયના ઘસારાથી બચેલી ફૂલવાડીના જીવંત નમૂનાઓ ભાગ્યે જ જોવા મળે છે. એટલે ઉદ્યાનકળાના અભ્યાસીએ તો પુસ્તકોમાં આવતાં પ્રાણ વિનાનાં ખોખાં ઉપરથી જ પુરાણ કાળના બાગબગીચાઓની પુનઃરચના કરવી રહી.*

☆

* એક રેડિયો-ટોક.




મધુકર:—લેખક : શ્રી. વિનોબા ભાવે. પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : બે રૂપિયા.

પૂજ્ય ગાંધીજીએ પ્રથમ સત્યાગ્રહી તરીકે શ્રી વિનોબાને પસંદ કર્યા અને એથી શ્રી વિનોબાનું નામ આખા રાષ્ટ્રમાં જાણીતું થયું. પણ એવી અસાધારણ પ્રસિદ્ધિ મળવા છતાં તેથી જળકમળવત્ અલિપ્ત રહી મૂંગા મૂંગા પોતાને રસ્તે કામ કર્યા કરે એવા શ્રી વિનોબા છે. આ પુસ્તકની ટૂંકી એવી પ્રસ્તાવનામાં શ્રી મહાદેવ દેસાઈએ તેમના સ્વભાવની વિશેષતાઓનો નિર્દેશ કરતાં કહ્યું છે કે 'તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી છે; એવા નૈષ્ઠિક બ્રહ્મચારી કદાચ બીજા પણ હશે. તેઓ પ્રખર વિદ્વાન છે; એવા પ્રખર વિદ્વાન બીજા પણ છે. તેઓ સાદાઈને વર્યા છે; એમનાથી પણ વધારે સાદાઈથી રહેનારા ગાંધીજીના અનુયાયીઓમાં કેટલાક છે. તેઓ રચનાત્મક કાર્યના પુરસ્કર્તા અને રાતદિવસ એમાં જ મંડયા રહેનારા છે; એવા પણ ગાંધીજીને અનુસરનારાઓમાં કેટલાક છે. એમના જેવી તેજસ્વી બુદ્ધિશક્તિવાળા પણ કેટલાક છે. પણ એમનામાં કેટલીક એવી વસ્તુઓ છે જે બીજા કોઈમાં નથી. કોઈ નિશ્ચય કર્યો, કોઈ સિદ્ધાંત ગ્રહણ કર્યો, તો તે જ ક્ષણથી તેનો અમલ કરવો એ એમનો પ્રથમ પંક્તિનો ગુણ છે. એમનો બીજો ગુણ નિરંતર વિકાસશીલતા છે. આપણામાં ભાગ્યે જ કોઈ એવો હશે જે કહી શકે કે હું પ્રતિક્ષણ વિકાસ કરી રહ્યો છું. ગાંધીજી સિવાય બીજા કોઈમાં મેં એ ગુણ જોયો હોય તો તે વિનોબામાં જોયો છે. આવા ગુણોને લીધે ૪૬ વરસની ઉંમરે તેમણે અરબી જેવી અઘરી ભાષાનો અભ્યાસ કર્યો, કુરાને શરીફ પઢવા માંડયું અને તેના લગભગ હાફિઝ થઈ ગયા. બાપુના ઘણા મોટા અનુયાયીઓ એવા છે કે જેમનો જનતા પર બહુ પ્રભાવ પડે છે; પણ બાપુના કોઈ જ અનુયાયીએ, વિનોબાએ જેટલા સત્ય–અહિંસાના પૂજારી અને કાર્યરત સાચા સેવકો તૈયાર કર્યા છે, એટલા કર્યા હશે. 'યોગઃ કર્મસુ કૌશલમ્' એ અર્થમાં વિનોબા સાચા યોગી છે. એમના વિચાર, વાણી અને આચારમાં જેવો એકરાગ છે એવો એકરાગ બહુ ઓછા કાર્યકર્તાઓમાં હશે.'

આવા એક આત્મનિષ્ઠ રાષ્ટ્રસેવકના ૬૫ લેખોનો આ સંગ્રહ છે. અને એ જીવનના અનુભવથી લખાએલા હોવાથી તેમાં વિચારોની સ્ફટિક જેવી નિર્મલતા દેખાય છે. સેવા, આચાર, શ્રમદેવની ઉપાસના, શિક્ષણ, હિન્દુમુસ્લીમ ઐક્ય, ધર્મ, સાક્ષરત્વ, ગ્રામસેવા વગેરે અનેકાનેક વિષયો તેમણે હાથ ધર્યા છે અને દરેકમાં એમની વિશદ વિચારસરણીનો પ્રભાવ ચમકયા વગર રહેતો નથી. અને તેથી તુકારામ, રામદાસ, જ્ઞાનદેવ વગેરે સંતોનાં વાકયો, રામાયણ-મહાભારત આદિ કાવ્યોમાંથી અવતરણો, ગીતાના શ્લોકો, ઉપનિષદ્‌ના મંત્રો, સરસ મરાઠી કહેવતો, જૂના ધર્મગ્રંથોમાંથી રસમય પ્રસંગો વગેરે તેમના લેખોમાં

અવારનવાર આવ્યા કરે છે. તેથી રેંટિયો, કાંતણ, ખાદી કે તકલી જેવા વિષયો વિશે પણ તેઓ ઘણું ઘણું નવીન કહી શકે છે, નવું જ દૃષ્ટિબિન્દુ આકર્ષક છતાં સચોટ દલીલોથી રજુ કરી શકે છે. 'સ્વતંત્રતાની પ્રતિજ્ઞાનો અર્થ,' 'શ્રમજીવિકા', 'વ્યવહારમાં જીવન-વેતન', 'જીવન અને શિક્ષણ', 'માત્ર શિક્ષણ', 'રેંટિયાના સહચારી ભાવ', 'તરણોપાય શો ?' વગેરે લેખોમાં રાષ્ટ્રજીવનને સ્પર્શતા વિવિધ પ્રશ્નોની એવી ખૂબીથી લેખકે ચર્ચા કરી છે કે એથી વાચકને નવી દૃષ્ટિ મળે છે, અસ્પષ્ટ વિચારોનું ધુમ્મસ ઊડી જાય છે. અને લેખકની શૈલીમાં જે મિતભાષિતા, માર્મિક વિનોદ કરતા જવાની ટેવ, સરલતા માટેનો આગ્રહ ઈત્યાદિ ગુણો છે તેને લીધે સાડાચારસો પાનાંનો આ ચિંતનાત્મક ગ્રંથ જરા પણ થાક્યા વગર વાંચી શકાય છે. શ્રી વિનોબાના લખાણમાં એવી તાઝગી છે કે વાચકો તેથી વિચાર કરવા પ્રેરાય છે.

બાપુઃ—લેખક શ્રી ઘનશ્યામદાસ બિરલા. પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય બાર આના.

શ્રી ઘનશ્યામદાસ બિરલાએ બે વરસ પહેલાં 'बापू' નામનું હિન્દીમાં ગાંધીજી વિષે પુસ્તક લખ્યું હતું તેનો આ ગુજરાતી અનુવાદ નવજીવન પ્રકાશન મંદિર તરફથી બહાર પડ્યો છે. આપણો દેશ બિરલાજીને મોટા ધનપતિ તરીકે પિછાને છે પણ તેઓ એક સમર્થ લેખક પણ છે તેનો ખ્યાલ તો તેમનાં પુસ્તકો 'बापू', 'डायरी के कुछ पन्ने', 'बिखरे विचार' એ વાંચ્યા પછી જ આવે.

ગાંધીજી સાથેનાં છેલ્લાં પચીસેક વર્ષના નિકટના સંસર્ગને લીધે લેખક ગાંધીજીના જીવનનાં વિધવિધ પાસાંઓ ઝીણવટથી જોઈ શક્યા છે. આ પુસ્તક તેમના જાત અભ્યાસ, અનુભવ અને નિરીક્ષણનું સુંદર ફળ છે. ગાંધીજીના સમૃદ્ધ જીવનમાંથી કેટલાક પ્રસંગો તેમણે અહીં ચર્ચ્યા છે. ગાંધીજીની અહિંસા, તેમની ઈશ્વરશ્રદ્ધા, અસ્પૃશ્યતાનિવારણ માટેના તેમના પ્રયત્નો, તેમની નિર્ણયશક્તિ, ખોરાકના પ્રયોગો, સત્યાગ્રહની શાસ્ત્રીયતા, પ્રતિજ્ઞાપાલનમાં દૃઢતા, તેમની ક્ષમાશીલતા વગેરે અનેક વિષયોની તેમના જીવનના સૂચક પ્રસંગો લઈ અહીં તલસ્પર્શી છણાવટ કરી છે. ગાંધીજીના સ્વભાવ વિશે અંગત અનુભવો લેખકે રસપ્રદ રીતે રજુ કર્યા છે, તેમની દિનચર્યા અને રોજની ટેવોનો પણ છેલ્લાં પ્રકરણોમાં સરસ ખ્યાલ આપ્યો છે. ગાંધીજીની રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિઓ પાછળ રહેલા પ્રખર ચારિત્ર્યબળને અને તેમની ઉદાત્ત માનવતાને સમજવામાં આ પુસ્તક ખૂબ મદદરૂપ થાય તેમ છે.

લેખકની સરલ અને વેધક શૈલી તેમના વિચારની વિશદતાના પુરાવારૂપ છે. ગીતાના શ્લોકો કે જૂના હિન્દી કવિઓની પંક્તિઓ યાદ કરતા કરતા તેઓ ગાંધીજીના જીવનની સમીક્ષા કરે છે. સાથે સાથે આબાદ કટાક્ષ કે પ્રસન્ન હાસ્યની ઝલક પણ આવી જાય છે. શ્રી મહાદેવભાઈએ સરસ આદિવચન લખીને બિરલાજીની લેખનશૈલીનો પરિચય કરાવ્યો છે. અગિયાર સુંદર ચિત્રોથી આ નાનાં પુસ્તકને સુશોભિત કરવામાં આવ્યું છે. આશા છે કે એ ગુજરાતમાં ઘેર ઘેર પહોંચી જશે.

**વિચહિતા**:—અનુવાદકર્તા: શ્રી રમણલાલ સોની. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ. પૃષ્ઠ સંખ્યા ૨૪૪. મૂલ્ય : ત્રણ રૂપિયા.

શ્રી જતીન્દ્રમોહન બાગચીની બંગાળી નવલકથાનો શ્રી રમણલાલ સોનીએ આ અનુવાદ કર્યો છે. વાર્તા સરલ છે. પદ્મા નદીના ભાઠામાં વહાણ ભરાઈ જતાં લલિતબાબુનું કુટુંબ મુશ્કેલીમાં આવી પડે છે. તેમની પત્ની ઉમાતારા, પુત્રી મલ્લિકા વગેરે સહુ એક અભય નામના ઉત્સાહી અને સેવાભાવી યુવકની મદદથી ખાવાનું પામે છે. પછી અભયને એ કુટુંબ સાથે ઘનિષ્ઠ સંબંધ જામે છે. મલ્લિકા અભયને ચાહવા લાગે છે. પણ જગદીશ નામના યુવક સાથે તેનું વેવિશાળ નક્કી થયું હતું. કન્યાસહજ લજ્જાને લીધે મલ્લિકા એ વાત પોતાની વિધવા બહેન વિધુ સિવાય કોઈને કહી શકતી નથી. તેમાંય જ્યારે અભય જેવા સેવાપરાયણ યુવકની જગદીશ ઈર્ષ્યાને લીધે નિન્દા કરે છે ત્યારે મલ્લિકા નિશ્ચય કરે છે કે તે જગદીશને નહિ જ પરણે.

પણ પછી બંગાળી વાર્તાઓમાં હોય છે એવી લાગણીઓની રમતો આવે છે. અભય ગામડામાં રહી જાય છે. મલ્લિકાના લગ્નનો દિવસ આવે છે. લેખકને એમાંથી રસ્તો કાઢવાનો જ હતો. તેથી મલ્લિકા માંદી પડે છે. અભયની માતા મૃત્યુ પામે છે અને મલ્લિકા પણ અંતિમ મિલન પછી મૃત્યુ પામે છે. અભયને માટે વિધવા વિધુ એક માત્ર આશ્રયરૂપ રહે છે. આટલી વાત કહેવામાંય વિસ્તાર ઘણો થયો છે. આખી નવલમાં પહેલેથી છેલ્લે સુધી ભોજનની જ વાતો આવ્યા કરે છે. આ વાર્તા પરથી તો વાચક એમ જ ખ્યાલ બાંધે કે બંગાળના લોકોને જમવા અને જમાડવા સિવાય બીજું કામ જ નહિ હોય! પાત્રો એક બીજાને ભાત, ખીચડી, પૂરી, માછલી અને છેવટે માંદગી આવી હોય તો આ કે કોઈ કંઈ ને કંઈ લેવાનો આગ્રહ કર્યા જ કરે છે. તેમાંય આ વાર્તાનો નાયક તો પાકશાસ્ત્રમાં પૂરો નિષ્ણાત છે, અને પ્રવાસમાં માત્ર પોતાને માટે નહિ પણ અનેક મુસાફરોને માટે તે રસોઈનો સામાન અને કોઈનાં બાળકો માટે દૂધ પણ સાથે રાખીને ફરે છે!

વાર્તા જ્યારે શ્રી જતીન્દ્રમોહન બાગચીની લખેલી છે ત્યારે પ્રકાશકને એટલું પૂછવાનું રહે છે કે ભલે તે શરદ્‌બાબુએ સંપાદિત કરી, પણ પુસ્તક પર નામ તો લેખકનું જ હોવું જોઈએ ને? 'શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય સંપાદિત' એમ મોટા અક્ષરો છાપ્યા છે તો એ વાંચી કોઈ અનભિજ્ઞ ગ્રાહક ભૂલ ખાય તેવો સંભવ નથી?

**મમતા**:—અનુવાદક : શ્રી મૃદુલ. પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. મૂલ્ય બે રૂપિયા.

સ્વ. શરદ્‌બાબુની એક વાર્તા 'ચાંદમુખ'નો હજી સુધી ગુજરાતી અનુવાદ થયો ન હતો. બંગાળીમાં પણ અત્યારે તો દુષ્પ્રાપ્ય એવી એ કૃતિ શ્રી મૃદુલે ગુજરાતીમાં ઉતારી છે. 'ચાંદમુખ' એટલે 'ચંદ્રવદન'. શ્રીકૃષ્ણને માટે બંગાળમાં વપરાતો એ શબ્દ ગુજરાતને માટે બહુ સ્વાભાવિક ન લાગવાથી અનુવાદકર્તાએ વાર્તાનું નામ 'મમતા' રાખ્યું છે અને વાર્તાનું વસ્તુ જોતાં એ નામમાં ઔચિત્ય પણ છે એમ જરૂર કહી શકાય.

વૃદ્ધ અને કુટુંબરહિત હરદયાળ વૃંદાવન જતો હોય છે ત્યાં રસ્તામાંથી તેને એક અનાથ બાળક વૃંદાવન મળી જાય છે. પછી હરદયાળનો એનામાં જીવ બંધાય છે. વૃંદાવન મોટો થાય છે. હરદયાળને એવા કોડ છે કે વૃંદાવન મોટો થતાં એક શાંત સહનશીલ કન્યા પુંટી જોડે તેના લગ્ન થશે. પણ વૃંદાવન શહેરમાં ભણવા જાય છે. ત્યાં તે એક શ્રીમંતની પુત્રી આભાને અકસ્માતમાંથી બચાવે છે. આભા તેના તરફ આકર્ષાય છે. એ રીતે ભોળી શ્રદ્ધાળુ પુંટી અને ચંચલ સ્નેહાળ આભા એ બે વચ્ચે કોની પસંદગી કરવી તેમાં વૃંદાવન મૂંઝાય છે.

એ પ્રણયત્રિકોણ કરતાં પણ વૃદ્ધ હરદયાલનું પાત્ર વાર્તાનું વધારે જીવંત આકર્ષણ છે. પુત્ર પર ગુસ્સે થયા કરતો, છતાં તેને છાનામાના પૈસા મોકલતો આ સ્નેહાળ વૃદ્ધ સર્વની સહાનુભૂતિ જીતી લે છે. અંતે વૃંદાવનની બેદરકારી સહન ન થતાં સંસારની માયા મમતા ભૂલી જવા તે ફરી વૃંદાવન જાય છે પણ ત્યાં યે કૃષ્ણને બદલે પોતાના પાલિત-પુત્રનું મુખ જ તે ઝંખ્યા કરે છે. અખૂટ શ્રદ્ધા અને વિશ્વાસથી પુંટી વૃંદાવનને પાછો મેળવી લે છે. કશા જ વાંક વગર પોતાનું સર્વસ્વ ગુમાવી બેસતી આભા વાર્તામાં કરુણાની ઘેરી છાયા મૂકી જાય છે.

અનુવાદની ભાષા શુદ્ધ અને સરલ છે. નાના પ્રવેશકને અંતે શ્રી મૃદુલે યોગ્ય જ કહ્યું છે કે 'આ સ્થળે અન્ય પ્રકાશકમિત્રો પાસે માગણી કરું છું કે તેઓ કૃપા કરીને જુદાજુદા નામ નીચે શરદના આ ગ્રંથને પ્રગટ ન કરે. કારણ કે એથી વાચકવર્ગને ખૂબ સહેવું પડે છે, અને એક જ વાર્તાનાં બબ્બે પુસ્તકો ખરીદીને પરેશાન થવું પડે છે. પ્રકાશકોની અવિવેકભરી અણસમજણનો ભોગ વાચકો બને એ કોઈ રીતે ઇચ્છનીય ન ગણાય.' પણ શ્રી મૃદુલની એ ઇચ્છા બર આવી નથી. આ જ વાર્તાનો તેના મૂળ 'ચાંદમુખ' એ નામે શ્રી રમણલાલ સોનીનો અનુવાદ તાજેતરમાં પ્રગટ થયો છે. જો કે શ્રી સોનીનો એ અનુવાદ પણ આટલો જ સરસ અને સચોટ છે એટલું આશ્વાસન તેમાં છે જ.

રૂપરાણી:—અનુવાદક: શ્રી વજુ કોટક. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. મૂલ્ય: રૂપિયા ત્રણ.

છેક ગરીબીમાંથી ધીરે ધીરે કીર્તિના સોપાને ચઢીને જગવિખ્યાત થયેલી નર્તકી ઇસાડોરા ડંકનની આત્મકથાનો આ અનુવાદ છે. માતા સંગીતકાર હોવાથી બચપણથી ઇસાડોરાને નૃત્યનું વાતાવરણ મળે છે. તે ખૂબ સ્વમાનપ્રિય અને લાગણીપ્રધાન હોવાથી શાળામાં તેને બહુ ફાવતું નથી. અને પિતાએ ઇસાડોરાની માતા સાથે છૂટાછેડા લીધા હોવાથી કમાવાનો ભાર નાનપણથી ઇસાડોરા પર આવે છે. તે સાહસ કરીને પ્રવાસો શરૂ કરે છે. ધીરે ધીરે મદદ કરનાર મળી આવે છે.

અમેરિકાથી ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટાલી, ગ્રીસ, હંગરી, જર્મની એમ જુદા જુદા દેશોમાં ફરતી ઇસાડોરા યુરોપના વિખ્યાત લેખકો, કવિઓ, ચિત્રકારો, શિલ્પીઓ, નટો વગેરેને મળતી જાય છે. તેનાં બે બાળકો અકસ્માતમાં મૃત્યુ પામે છે. લોહેન ગ્રીન નામના પ્રેમી

સાથે તે ઇજિપ્તની યાત્રા કરે છે. પોતે સ્થાપેલી નૃત્યશાળાને ટકાવી રાખવા, પોતાના નવા વિચારો નૃત્યદ્વારા રજુ કરવા તે ભગીરથ પ્રયત્નો કરે છે અને અંતે યૂરોપના નૃત્ય વિશેના વિચારોમાં તે પરિવર્તન કરી શકે છે. છેલ્લા યુદ્ધ વખતે યુરોપના વાતાવરણથી તે મુંઝાય છે અને લેનિનના સમાજવાદી રશિયામાં જઈને પોતાની કલા વિકસાવી શકાશે એમ લાગતાં તે રશિયા જવા તૈયાર થાય છે. ત્યાં મોટરના અકસ્માતથી તેના જીવનનો અંત આવે છે.

આખું પુસ્તક રસથી વાંચી જવાય છે. ઇસાડોરા ખૂબ નિખાલસતાથી પોતાની ઊર્મિઓ વ્યક્ત કરે છે અને મુક્ત પ્રેમમાં માનનારી એ રમણીના મનના આવેગો અને સંવેદનો જીવંત ભાષામાં તે પોતે આલેખે છે. સચ્ચાઈ એ આત્મકથાનું પ્રથમ આવશ્યક તત્ત્વ આ પુસ્તકમાં સાંગોપાંગ ભર્યું છે. રસાયનશાસ્ત્રી વરનન, ચિત્રકાર વૉટસ, યુજેન કેરીગેર, શિલ્પી રોડિન, નાટકનો અભિનેતા રોમિયો, લેખક હેન્રી થૉડ, રશિયન નર્તિકા શિન્સકી અને પાવલોવા, રંગભૂમિની સજાવટ જાણનાર ગૉર્ડન ક્રેગ, સંગીતકાર વૉલ્ટર ડેમરોશ, લોહેન ગ્રીન, ઇટાલીનો કવિ ડી' એનનઝીયો, અભિનેત્રી ઇલીનોરા ડ્યુસ, વગેરે સ્ત્રીપુરુષોના સંસર્ગમાં ઇસાડોરા આવે છે અને તેમનાં સરસ રેખાચિત્રો આ પુસ્તકમાં તેણે આલેખ્યાં છે. પોતાની પ્રથમ સગર્ભાવસ્થાની તંદ્રાભરી સ્થિતિ અને પ્રસુતિની વેદનાનું આલેખન જોઈએ કે લોહેન ગ્રીન સાથેના ઇજિપ્તના પ્રવાસનું ચિત્ર જોઈએ તો એ સ્ત્રીની લેખનશક્તિનો તેમાં સચોટ પુરાવો મળી જાય છે.

પણ સાથે એટલું કહેવું પડશે કે મુક્તપ્રેમમાં માનનારી આ નર્તકીનો ઉદ્દામ વ્યક્તિત્વવાદ આપણા દેશને ઉપયોગી નીવડવા સંભવ નથી. ઇસાડોરા માથે વીતેલી આફતો, તેની પ્રખર કલાસાધના એ ભલે આપણા કલાકારોને માટે શ્રી વજુ કોટકે ગુજરાતીમાં રજુ કર્યાં, પણ ઇસાડોરાની આ આત્મકથાનું એક ભયસ્થાન છે. આખા ગ્રંથમાં જે એક પછી એક તેના નવા નવા પ્રેમપ્રસંગો આવતા જાય છે તે સંયમ અને શીલથી સીંચાએલી હિન્દની ધરતીને બહુ માફક આવે તેમ નથી. આપણી અને યુરોપની નીતિભાવનામાં તફાવત છે એ સાચું છે. પણ તેથી જીવનની પવિત્રતા, સંયમ અને સાત્વિકતાની ઉપાસના દ્વારા જ શાશ્વત કલાની પ્રતિષ્ઠા થાય છે એમ હિન્દના કલાપ્રેમીઓ ભારપૂર્વક કહેતા આવ્યા છે, એ કથન પણ એટલું જ સાચું છે. કલા અને જીવન એ જુદી જુદી વસ્તુ નથી. અને એકની ઉપાસના માટે બીજાની ઉપેક્ષા થઈ શકે એ ભ્રમ છે. જિંદગીની જવાબદારીમાંથી જો કલાકાર છટકવા પ્રયત્ન કરે તો તે સર્વોચ્ચ એવી જે જીવનકલા છે તે ગુમાવી બેસે છે. કહેવાતા કલાકારોનો મોટો વર્ગ પોતાને અસામાન્ય માણસો ધારે છે. ચારિત્ર્યશુદ્ધિ અને નીતિની વાતો તેમને પોતાના વ્યક્તિત્વને રૂંધી દેનારી લાગે છે. સમાજનાં બંધનો કે જીવનની જવાબદારી તેમને અરુચિકર થઈ પડે છે, અને કલાની ભક્તિને બહાને રસિકતાભર્યું જીવન ગાળવાને તેઓ ઝંખ્યા કરે છે. હવે રસિકતા એ બહુ સરસ શબ્દ છે અને જીવનને ઊંચે લઈ જવામાં તેનો ઉપયોગ થાય એ ખૂબ ઇચ્છવાલાયક છે. પણ તે સાથે એ ઘણો મુલાયમ શબ્દ છે. અને આપણે જોઈએ છીએ કે તેની પાછળ પડનારના હાથમાંથી તે સરકી જાય છે અને માત્ર લંપટતા જ બાકી રહે છે. રસિકતાને

બહાને મન સુંવાળા સદ્દવ્યાર તરફ ઢળી જાય, આત્માની આરાધનાને બદલે ઇંદ્રિયોના આરામ પાછળ માણસ વલખાં મારવા લાગે. રસિકતા પોષવા જનાર કલાભક્તને માટે એ મોટો ભય છે. એવું બને તો સમાજને ઉચ્ચ કોટિની કલાની ખોટ આવે છે, પણ તે સાથે સૌથી વધારે તો કલાકાર પોતે ગુમાવે છે, કારણ કે તેનું જીવન પાંગળું અને છીછરું થઈ જાય છે, તેનું આખું જીવનદર્શન વિકૃત થઈ જાય છે. અને, મનુષ્યને માટે, અને સંવેદનશીલ કલાકારોને માટે ખાસ, એવા છીછરા જીવનથી વધારે ભયંકર શાપ બીજો શો હોઈ શકે ? નીતિની વાત બાજુએ મૂકીએ તો પણ, પોતાની જીવનશક્તિનો વ્યર્થ હ્રાસ ન થાય એટલા ખાતર પણ કલાકારને વિશુદ્ધ જીવન ગાળ્યા વગર છૂટકો નથી, કારણ કે આત્માની શાંતિ વગર સર્વોચ્ચ કલાસર્જન અશક્ય છે. જેમને પ્રેરણા આપવાના હેતુથી શ્રી કોટકે આ પુસ્તકનો અનુવાદ કર્યો છે તે ઊગતા કલાકારો આ નર્તિકાની કલાસાધનામાંથી પ્રેરણા જરૂર લે પણ સાથે એટલું જરૂર યાદ રાખે કે જે અનુકરણ કરવા યોગ્ય છે તે તો ઇસાડોરાની તપશ્ચર્યા છે, નહિ કે તેના આવેગો ને ઉન્માદોથી ભરેલું જીવન. એવું આવેગપૂર્ણ જીવન જીવવાથી મહાન કલાકાર થવાશે એમ કોઈ તારતમ્ય કાઢે તો અનર્થ જ થાય.

નાથાલાલ દવે



## અનુક્રમણિકા

પુસ્તક ૩૩ | માગશર : ૧૯૯૮ | અંક ૨





લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ
તા. ૨૫-૧૨-૪૧

૨

## અત્યુત્તમ પૌષ્ટિક ચાટણ—

દરેક જાતની અશક્તિ તથા નબળાઈ માટે

# અમીરીજીવન [રજીસ્ટર્ડ]

અકસીર પુરવાર થયેલું છે. જ્ઞાનતંતુની નબળાઈ, ધાતુક્ષીણતા, ખાંસી વગેરે નાબુદ કરી લોહી વધારે છે. ક્ષીણ થયેલા શરીરને નવપલ્લવિત બનાવે છે.

કિંમત તોલા ૧૦ ની શીશીના રૂ. ૧-૪-૦; રતલના રૂ. ૪-૦-૦

## — સ્ત્રીઓના —

પ્રદર, ઋતુદોષ, વંધ્યત્વ, ગર્ભાશયના રોગો, સુવાવડ, જીર્ણજ્વર, તથા સુવાવડ પછીના દરેક જાતના રોગો માટે

# સુંદરીસંજીવની

હાથીની છાપ

અમૃત તુલ્ય છે. કિંમત બાટલી ૧ ના રૂા. ૧) તથા બાટલી ૩ ના રૂા. ૨-૧૦-૦

## ઊંઝા ફાર્મસી

ગાંધીરોડ, અમદાવાદ

મુંબઈ નં. ૨, પુના સીટી તથા ઊંઝા.

દરેક સ્થળે એજન્ટો જોઈએ છે. એજન્સીના નિયમો તથા આયુર્વેદિક દવાઓનું સૂચીપત્ર મફત

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ માગશર : ૧૯૬૮ અંક ૨


## મિત્રોને નૂતન વર્ષે


પ્રજારામ રાવળ


[ અનુષ્ટુપ ]

જગતની કાંટાળી આ ઝાડીમાં ભમતું સદા:
અડવાણે પગે દેતા કાંટાઓ દંશ કારમા.

કાંટાળી ડાળીઓ ઝાલે અનેકાનેક વાટમાં:
તીખા ન્હોર ભરાવીને ઊઝરડી અંગને રહે.

અશંક પગલું માંડું ધરા લીલી નિહાળીને,
નિગૂઢ ખાડાઓ ત્યાં ગળે પગ અચાનક!

ઝરતા મણુવતા, ભાંગ્યા દેહે ત્યાં ઔષધિ સમા
શીળા અમૃત શા સ્પર્શે આપો છો નવજીવનઃ
હૈયાનો રસ પાઈને સદા રાખો સજીવન!

અક્ષય અમીના કુંભો! વાંછું મંગલ આજ શું,
ન્હેલે દિ' પ્રીત બંધાણી તે દિ'થી વાંછી જે રહ્યું?

જીવવું ગમતું જેથી, એવી મિત્રપ્રીતિ સુધા
વહો પ્રત્યેક હૈયામાં સંજીવનકરી શુભા!

☆

# પ્રાણમન

મૂળ લેખકઃ શ્રીરવીન્દ્રનાથ ઠાકુર

અનુવાદકઃ વિનોદ કોઠારી

**મારી** બારીની સામે લાલ માટીની સડક છે. એના પર બોજો ખેંચતા બળદની ગાડીઓ ચાલે છે, ગ્રામ સ્ત્રીઓ ઘાસની ભારીઓ માથાં પર લઈ બજારમાં જાય છે અને સાંજે વાતોના રસમાં હસતી હસતી ઘેર પાછી ફરે છે.

પણ મનુષ્યની હાલચાલ તરફ આજ મારું ધ્યાન નથી.

જીવનનો જે ભાગ અસ્થિર છે, જે અનેક ભાવનાઓથી ઉદ્વિગ્ન છે, જે અનેક ઇચ્છાઓથી ચંચલ છે, તે આજે ઢંકાઈ ગયો છે. શરીર આજ પીડિત છે, મન આજ અનાસક્ત છે.

મોજાંવાળો સમુદ્ર એ તો બહારનો સમુદ્ર છે, અંદર જ્યાં પૃથ્વીની ગંભીર ગર્ભશય્યા છે, ત્યાંની વાતોને મોજાંઓ પોતાની ગરબડમાં ભૂલાવી દે છે. મોજાં જ્યારે થંભી જાય છે, ત્યારે સમુદ્ર પોતાની ગોચર વસ્તુઓથી માંડી અગોચરની સાથે, ગંભીર તળથી માંડી છેક સપાટી સુધી અખંડ એકતામાં સ્તબ્ધ થઈ વિરાજે છે.

તેવી જ રીતે મારા સચેષ્ટ પ્રાણે જ્યારે બહારની ચંચળતા છોડી ત્યારે તેણે પેલા ગંભીર પ્રાણમાં સ્થાન મેળવ્યું, જે વિશ્વની આદિકાળથી લીલાભૂમિ છે.

સામાન્ય રીતે જ્યારે હું રસ્તા પરથી પસાર થતો ત્યારે પેલી સડકની ધાર પર આવેલા વડ સામે મારું ધ્યાન જતું નહિ; આજે રસ્તો છોડી જ્યારે હું બારીમાં આવી ઊભો છું ત્યારથી મારી એની સાથે મુલાકાત શરૂ થઈ ગઈ છે.

મારી સામે જોતાં જોતાં પળે પળે તે વ્યાકુળ થઈ ઊઠે છે, જાણે કહેતો હોય, "કેમ સમજાતું નથી?"

મેં તેને શાન્ત પાડતાં કહ્યું, "સમજ્યો, બધું સમજ્યો; પણ તું આમ વ્યાકુળ થા મા."

થોડીવાર સુધી શાન્ત થઈ જાય છે, ફરી જોઉં છું તો ભારે ચંચળ થઈ ઊઠયો છે, વળી એ જ થરથર, ઝરઝર, ઝલમલ.

ફરી તેને ઠંડો પાડતાં કહ્યું, "હા, હા, તારી વાત તો ઠીક છે. હું પણ તારી રમતનો જ સાથી, લાખો કરોડો વર્ષો સુધી મેં પણ આ માટીના ખેલ-ઘરમાં તારી માફક ઓબે ઓબે સૂર્યના તેજનું પાન કર્યું છે, અને ધરણીના સ્તન્ય રસમાં પણ હું તારો ભાગીદાર હતો."

ત્યારે તેની અંદરથી અકસ્માત હવાનો શબ્દ સંભળાયો, કહેતો હતો, "હા, હા, હા."

જે ભાષા લોહીના ધબકારાથી મારા હૃદયપિંડમાં બજ્યા કરે છે, જે પ્રકાશ અંધકારનો નિઃશબ્દ આવર્તનધ્વનિ છે, એ ભાષા એના પાંદડાના મર્મરથી મારી પાસે આવી પહોંચે છે, એ જગતની સરકારી ભાષા છે.

એની મૂળ વાણી આમ છે, "છું, છું, હું છું, અમે બધાં છીએ."

એ વાણી ભારે ખુશીની વાત છે. એ ખુશનુમામાં વિશ્વના અણુ પરમાણુ થરથર કંપે છે.

એ વડની સાથે આજે એક ભાષામાં મારી એક આનન્દની વાત ચાલી રહી છે.

તે મને કહે છે, "તમે છો ને!"

હું જવાબ દઉં છું, "દોસ્ત, હું છું."

આમ 'છું' અને 'છો' મળી એકતાલ થઇ રહ્યો છે.

૨

એ વડ સાથે મેં જ્યારે વાતો કરવા માંડી ત્યારે એનાં પાંદડાંઓ વસન્તને લીધે કાચાં અને કોમળ હતાં, એની અનેક ડાળીઓની વચમાંથી પસાર થઈને પ્રકાશ પૃથ્વી પરના ઘાસની છાયા સાથે છૂપાછૂપી ગેલ કરતો.

એ પછી અષાઢની વર્ષા આવી; એનાં પાંદડાંઓનો રંગ વાદળાંઓ જેવો શ્યામ થવા લાગ્યો. આજે એ પાંદડાંઓનો પુંજ પીઢ માણસની પાકી બુદ્ધિની માફક ગાઢ બની ગયો છે, બહારના પ્રકાશને એમાં થઇને જવાનો રસ્તો મળતો નથી. પહેલાં વડ હતો એક ગરીબ ઘરની છોકરી જેવો; આજે એ શ્રીમન્ત ઘરની ગૃહિણી છે: જાણે પર્યાપ્ત પરિતૃપ્તિનો ચહેરો હોય!

આજ સવારે એણે પોતાનો વીસ પીસ મોતીઓવાળો મરકતમણિનો હાર હલાવતાં મને કહ્યું, "આમ માથા પર ઇંટ પત્થર ઓઢી શું બેઠા છો! મારી માફક એકદમ ખુલ્લામાં બહાર આવો ને."

મેં કહ્યું, "મનુષ્યે અંદર અને બહાર સાવધાની રાખી ચાલવું જોઈએ."

વડે જરા હસીને કહ્યું, "સમજી શક્યો નહિ."

મેં કહ્યું, "અમારી બે દુનિયા છે: એક અંદરની અને બીજી બહારની."

વડે કહ્યું, "તમે તો ગજબ કરો છો! અંદરની ચીજ જ ક્યાં છે?"

"મારી પોતાની અંદર."

"ત્યાં શું કરો છો?"

"સૃષ્ટિ કરું છું."

"સૃષ્ટિ, અને તે પોતાની અંદર! તમારી વાતો સમજવી મુશ્કેલ છે."

મેં કહ્યું, "જેમ તટના બન્ધનમાં પડી નદી થાય છે એમ બન્ધનમાં ઘેરાઈ એક સૃષ્ટિ થાય છે. એક ચીજ બન્ધનમાં પડી હીરાનો ટુકડો થાય છે; જ્યારે બીજી વડનું વૃક્ષ."

વડે પૂછ્યું, "તમારી અંદર શું છે એ તો કહો!"

મેં કહ્યું, "એ તો મારું મન છે. એમાં જે કંઇ આવીને અટકે છે તે સૃષ્ટિ બની જાય છે."

વડે કહ્યું, "એ તમારી સૃષ્ટિ—બન્ધનમાં ઘેરાયેલી સૃષ્ટિ અમારા ચન્દ્રસૂર્ય પાસે કેવી હશે?"

મેં કહ્યું, "ચન્દ્ર સૂર્યથી તો એને માપી નથી શકાતી, ચંદ્ર સૂર્ય તો બહારની ચીજ છે."

"તો પછી માપશો શેનાથી?"

"સુખથી, અને ખાસ કરીને દુઃખથી."

વડે કહ્યું, "આ જુઓ, પૂર્વની હવા મારા કાનોમાં વાતો કરે છે, મારા પ્રાણમાં એની લાગણી જાગી ઊઠે છે, પણ તમે કોણ જાણે કેવી વાત કહી ગયા કે હું તો કાંઈ સમજ્યો જ નહિ."

મેં કહ્યું, "સમજવું કેવી રીતે? તમારી એ પૂર્વની હવાને જ્યારે અમે વીણાના તારોમાં બાંધી દીધી ત્યારથી એ એક બીજી સૃષ્ટિમાં જઈ પહોંચી છે. એ સૃષ્ટિ કયા આકાશમાં સ્થાન મેળવે છે, કયા વિરાટ ચિત્તના સ્મરણાકાશમાં, એ તો હું પણ નથી જાણતો. એમ લાગે છે કે એ કોઈ જાણે વેદનાનું આકાશ છે, એ કોઈ માપવાનું આકાશ નથી."

"પણ એનો કાળ!"

"એનો કાળ? એનો કાળ કોઈ ચોક્કસ ઘટનાનો કાળ નથી. તેથી તો એ કાળ સંખ્યાતીત છે."

"એ કાળ અને એ આકાશના જીવ છો તમે, તમે અદ્‌ભુત છો! તમારી અંદરની વાત કંઈ સમજ્યો જ નહિ."

"ન સમજો તો કાંઈ નહિ."

"મારી બહારની વાતો તમે શું બરાબર સમજો છો?"

"એ તમારી બહારની વાતો મારી અંદર આવીને એવી બની જાય છે કે એને સમજવું કહો તો તે સમજવું છે, એને ગીત કહો તો એ ગીત છે, એને કલ્પના કહો તો એ કલ્પના છે."

૩

વડે તેની સમસ્ત ડાળીઓ હલાવતાં કહ્યું, "એક પળ થોભો. તમે તો ખૂબ વિચારો છો અને ખૂબ બકવાટ કરો છો."

સાંભળીને મનમાં થયું, "એ વાત તો સાચી છે." પછી મેં કહ્યું, "શાન્ત થવા માટે તો તારી પાસે આવું છું, પણ અભ્યાસના દોષથી શાન્ત રહેતાં રહેતાં પણ બોલી જવાય છે, જેમ કેટલાક ઊંઘમાં ચાલે છે તેમ."

કાગળ પેન્સિલ ફેંકી દઈ તેની સામે અનિમેષ નેત્રે તાકી રહ્યો. તેનાં કોમળ પાંદડાંઓ ઉસ્તાદની અંગુલિની માફક તે જ વીણા પર દ્રુતતાલ બજાવવા લાગ્યાં. અકસ્માત મારું મન બોલી ઊઠ્યું, "તમે જે જુઓ છો અને હું જે વિચારું છું તે બેની વચ્ચે મેળ ક્યાં છે?"

મેં તેને ધમકી દેતાં કહ્યું, "વળી તારો પ્રશ્ન ? ચૂપ કર."

થોડીવાર શાન્તિથી એક દૃષ્ટિએ જોઈ રહ્યો. થોડા સમય બાદ વૃક્ષ બોલ્યો, "કેમ, સમજ્યો ?"

મેં કહ્યું, "સમજ્યો."

## ૪

એ દિવસ તો શાન્તિમાં ચાલ્યો ગયો. બીજે દિવસે મારું મન મને પૂછવા લાગ્યું, "કાલે તમે વૃક્ષ સામે જોતાં જોતાં અચાનક બોલી ઊઠયા હતા: 'સમજ્યો'; શું સમજયા છો ?"

મેં કહ્યું, "મનુષ્યનો પોતાનો પ્રાણ અનેક ભાવનાઓથી મલિન થઈ ગયો છે. પ્રાણનું જો વિશુદ્ધ રૂપ જોવું હોય તો તે ઘાસની અને વૃક્ષની અંદર છે."

"શું જોયું ?"

"મેં તો એ જોયું છે. પ્રાણને તો પોતાને પોતાની અંદર કેવો આનન્દ હોય છે ! પોતાનાં પાંદડાંઓમાં, પોતાનાં ફૂલોમાં, પોતાનાં ફળોમાં કેવા કેવા રંગ, કેવી કેવી ગન્ધ અને કેવા કેવા રસ મૂકેલા છે." પછી એ વડની સામે જોતાં શાન્તિથી કહ્યું, "હે વનસ્પતિ, જ્યારે પ્રથમ પ્રાણનો જન્મ થયો ત્યારે ધરણીમાં જે આનન્દધ્વનિ ઊઠયો હતો તે હજુ તારી શાખાઓમાં છે. તે આદિ યુગનું સરલ હાસ્ય તારાં પાંદડાંઓમાં ઝલમલી રહ્યું છે. મારી અંદર એ પ્રથમ પ્રાણ આજે ચંચળ થયો છે. આજસુધી એ પ્રાણ ચિન્તાઓની અંદર જકડાઈ બન્દી હતો, આજે તેં એને બૂમ પાડી કહ્યું," અરે ! પ્રકાશમાં આવને, હવામાં આવને, અને મારી માફક લઈ આવને તારી રૂપની પીંછી, રંગની વાટકી અને રસનો પ્યાલો."

એક પળ સુધી મારું મન શાન્ત રહ્યું, ત્યાર પછી કંઈક વિચારીને બોલ્યું, "તમે આ પ્રાણની વાતને મોટી કરો મા. હું જે વિષય અને વસ્તુઓ ભેગી કરું છું તેને સાચવીને કેમ બોલતા નથી !"

"તારી એ વાતને વધારે તો શું કહું ? એ તો પોતાની મેળે જ ટંકાર, ઝંકાર, હૂંકાર, કેંકાર કરી આકાશને કંપાવી દે છે. તેના ભારથી, તેની જટિલતાથી, તેની જંજાળથી પૃથ્વીનું હૃદય વ્યથિત થઈ ઊઠયું છે. એનો અન્ત જ મને દેખાતો નથી. પડ ઉપર પડ અને ગાંસડીઓ ઉપર કેટલી ગાંસડીઓ ખડકાશે ? એ પ્રશ્નનો જવાબ આ વૃક્ષનાં પાંદડાંઓમાં છે."

"એમ ! શો જવાબ છે ?"

તે બોલે છે, "જ્યારે પ્રાણ નથી ત્યારે બધું પાષાણ છે, બધું ભારરૂપ છે. પ્રાણના સ્પર્શમાત્રથી વસ્તુઓ, વસ્તુઓમાં મળી જઈ એક અખંડ સૌન્દર્ય થઈ ઊઠે છે, એ સૌન્દર્ય આ વનવિહારીઓમાં છે, એની બંસી આ વડની છાયામાં વાગે છે."

## ૫

એ કોઈ રાત્રિ પછીનું પરોઢ હતું.

પ્રાણે એની સુષુપ્તિ શય્યા છોડી દીધી; તે પ્રથમ રસ્તા બહાર અજાણ્યા ઉદ્દેશ તરફ જડ જગતના અનન્ત પ્રદેશ પર નીકળ્યો.

ત્યારે તેના દેહમાં થાક ન હતો, મનમાં ચિન્તા ન હતી, ત્યારે રાજપુત્રના પોશાકની માફક તે ધૂળરહિત હતો, તે છિદ્રહીન હતો.

એ અષાઢની સવારે તે વૃક્ષમાં મેં એ અક્લાન્ત, નિશ્ચિત, અમ્લાન પ્રાણને જોયો. ડાળીઓ હલાવીને તે બોલ્યો, "નમસ્કાર."

મેં કહ્યું, "રાજપુત્ર, મરુદૈત્યની * સાથે કેવી લડાઈ ચાલે છે?"

તેણે કહ્યું, "બરાબર ચાલે છે. એકવાર ચારે તરફ જુઓને."

જોયું તો ઉત્તરમાં ઘાસથી ઢંકાયેલાં ખેતરો, પૂર્વમાં ડાંગરનાં ખેતરો, નદીના બંધ તરફ દક્ષિણમાં તાડના ઝૂંડ, પશ્ચિમમાં શાલ, ખજુરી, આંબા એ બધાંએ એવી તો ભીડ લગાવી હતી કે ક્ષિતિજ અલોપ જ થઈ ગયું હતું.

મેં તે પ્રાણને કહ્યું, "રાજપુત્ર, ધન્ય છે તને! તું કોમળ છે, તું કિશોર છે, અને પેલો દૈત્ય તો છે પ્રૌઢ તેમજ કઠોર; તું નાનો, તારું કામઠું નાનું, તારાં તીર નાનાં; અને એ છે વિશાળ, એની ચામડી કેટલી જાડી અને તેની ગદા કેવી ભારે છે! છતાં પણ ચારે તરફ જોતાં તારી જ ધ્વજા ઊડે છે. દૈત્યની પીઠ પર તેં પગ રાખ્યો છે, પત્થર પોતાની હાર સ્વીકારે છે, માટી પણ રસ્તો કરી આપે છે."

વડ બોલ્યો, "તમે આવો બધો સરંજામ ક્યાં જોયો?"

મેં કહ્યું, "તારી લડાઈમાં શાન્તિરૂપે, તારા કર્મમાં વિશ્રામના રૂપમાં, તારા વિજયમાં નમ્રતાની મૂર્તિ રૂપે, જોયો. એટલા માટે જ સાધકો, યુદ્ધમાં સહેલાઈથી જય મેળવવાના અને સહેલાઈથી અધિકાર પ્રાપ્ત કરવાના મન્ત્રો શીખવા તારી છાયામાં આવે છે. પ્રાણ કેવી રીતે કામ કરે છે તે જાણવા માટે જ દરેક અરણ્યમાં તારી પાઠશાળાઓ ખૂલી છે. થાકેલા તારી છાયામાં આવે છે, દુઃખી તારી વાણી શોધે છે."

મેં કરેલી પ્રશંસા સાંભળી વડની અંદર રહેલો પ્રાણપુરુષ ખુશ થયો, તે બોલી ઊઠ્યો, "હું મરુદૈત્ય સાથે લડાઈ કરવા બહાર પડ્યો છું, પણ મારે એક નાનો ભાઈ છે, જે લડાઈમાંથી ક્યાંક ચાલ્યો ગયો છે તેને હજુ હું મેળવી શક્યો નથી. થોડીવાર પહેલાં તમે એના વિષે શું કહ્યું?"

---

* મરુભૂમિ એટલે અભાવવાળી ભૂમિ, જ્યાં કશું પણ મળે નહિ. બધું ફોકાળવત્. જ્યાં જુઓ ત્યાં બધે અભાવ, અછત. હવે આપણે સમજવા માટે મરુ=અભાવ એમ અર્થ બેસાડીએ. એટલે આમ અર્થ થશે: મનુષ્ય પૂછે છે, "રાજપુત્ર, અભાવના દૈત્ય જોડે લડાઈ કેવી ચાલે છે?" રાજપુત્ર મનુષ્યને ચારે બાજુ જોવાનું કહે છે. મનુષ્ય જુએ છે તો ચારે બાજુ બધું લીલું લીલું છે. સઘળી જગ્યા ભરેલી છે. ક્યાંય અભાવ નથી. એટલે એમ સૂચન છે કે મરુદૈત્ય જોડે પ્રાણ (રાજપુત્ર) બરાબર લડે છે અને અભાવનો ચારે બાજુ વિનાશ કરે છે. —અનુવાદક

"હા, તેનું મેં નામ પાડ્યું છે, મન."

"તે મારાથી પણ ચંચલ છે. તેને કશાયથી સંતોષ થતો નથી. તે અશાન્ત જીવના સમાચાર મને આપી શકે?"

મેં કહ્યું, "હા, થોડું ઘણું કહી શકું. તું જીવવા માટે લડે છે, એ મેળવવા માટે લડે છે; અને બીજી એક લડાઈ ચાલે છે ત્યાગની. તારી લડાઈ જડતાની સાથે છે, એની લડાઈ અભાવની સાથે છે; બીજી એક લડાઈ ચાલે છે, સંઘરવાની. લડાઈ જટિલ બનતી જાય છે, જે તેના રણક્ષેત્રમાં પ્રવેશ કરે છે તે પાછો તેમાંથી નીકળી શકતો નથી. હારજીત કોની થશે એ કહી શકાય એવું નથી. આ દ્વિધામાં તારી લીલી ધ્વજાઓ યોદ્ધાઓને આશ્વાસન દે છે અને બોલે છે, "જય, પ્રાણની જય." તે ગાનનો તાલ મોટો થતો જાય છે, કયા સપ્તકથી કયા સપ્તકમાં ચડ્યો તેનું ઠેકાણું નથી. આવી સ્વરની માયાકૂટમાં, તારો તંબુર સરલ સ્વરોમાં બોલે છે, "કંઈ નહિ, પરવા નહિ," અને બોલે છે, "આ મારા તંબુરમાં મેં મૂળ સૂર બાંધી રાખ્યો છે, એ આદિ પ્રાણનો સૂર છે. બધા ઉન્મત્ત તાન આ આછા સૌન્દર્યના સૂરમાં આવી મળશે, આ આનંદગીતમાં. બધી જગતની સેવકદેવક ફૂલની માફક ફૂટશે અને ફળની માફક ફાલશે."



# ईश्वरनी आस्तिकता

श्री. काकासाहेब कालेलकर

ઈશ્વરના અસ્તિત્વ વિષે ખૂબ જ લખાય છે. અને દરેક લેખક માને છે કે તેણે ઈશ્વરનું અસ્તિત્વ નિર્વિવાદ સિદ્ધ કરી દીધું છે. આ થયું ઈશ્વરના અસ્તિત્વ વિષે. પરંતુ ઈશ્વરના આસ્તિક્ય વિષે કોઈએ વિચાર સરખો કર્યો છે? 'આસ્તિક' અને 'નાસ્તિક' એ બન્ને વિશેષણો માણસને જ લગાડવામાં આવે છે. બોલચાલની ભાષામાં, જે ઈશ્વરને માને છે તેને આસ્તિક કહે છે. ઈશ્વરના અસ્તિત્વ વિષે જેને વિશ્વાસ નથી તે નાસ્તિક છે. એવી સ્થિતિમાં ઈશ્વરને આસ્તિક કહેવો એ લોકોને અચંબામાં નાંખવા બરાબર છે. તોપણ, ઈશ્વરનું આસ્તિક્ય એ એક સાચી વસ્તુ છે અને તેમાંથી જ મનુષ્યોને મોટામાં મોટું આશ્વાસન મળે છે.

ભક્તોએ આજસુધી ઈશ્વરને કોઈ બાદશાહ જેવો માન્યો છે. તેમણે તેને સર્વ-શક્તિમાન બનાવ્યો છે. કર્તુંમ્, અકર્તુંમ્ અને અન્યથા-કર્તુંમ્ શક્તિ તો તેની જ ગણાઈ છે; તે જે વખતે જેવી ઇચ્છા થાય તેવો બની જાય છે, તેની ઇચ્છાને રોકનાર કોઈ વસ્તુ નથી,—આવાં આવાં ઉત્સાહવચનો ભક્તોનાં મોંમાંથી આપણે હમેશાં સાંભળતા આવ્યા છીએ. લોકો ભૂલી જાય છે કે ભગવાન સર્વશક્તિમાન હોવા છતાં તે પોતાની એ શક્તિ ડગલે ને પગલે વાપરતો નથી. તે ઇચ્છે છે કે માણસ પોતાનું સામર્થ્ય પોતાની મેળે જ વધારે. 'વિટો' અને 'સર્ટિફિકેશન'ની સત્તા હમેશાં હાથમાં હોવા છતાં તેને ન વાપરવી, એ જ એનો આનંદ છે. તે સર્વશક્તિમાન તો છે જ, પરંતુ તે સર્વસહ રહેવામાં જ પોતાના ઐશ્વર્યનો અનુભવ કરે છે. ભગવાન બધું જ સહન કરે છે. ધીરજપૂર્વક અનંત કાળ સુધી તે રાહ જોયા કરે છે. અનંતવીર્ય હોવા છતાં પણ અનંતધીરજ ધારણ કરે છે અને માણસને ખૂબ પ્રમાણમાં સ્વતંત્ર રાખીને તેને પોતાની સમજ અનુસાર પોતાની પાસે આવવા દે છે. જ્યારે કોઈ શાહુકાર કોઈ સજ્જનને રકમ ધીર્યા પછી જુએ છે કે તેના પૈસા નિશ્ચિત મુદતમાં પાછા આવે એવા નથી ત્યારે તે કહે છે: 'મને ખબર છે કે મારી રકમ જોખમમાં નથી, પણ મુદત તો જરૂર જોખમમાં છે.' અને વ્યવહારમાં મૂળ ધન કરતાં મુદતની જ કિંમત વધારે હોય છે. જે પૈસા વખતસર ન મળે તે ગયા જેવા જ સમજવા જોઈએ. ઈશ્વરને ત્યાં મુદતનો સવાલ હોતો જ નથી. તેના જમાખર્ચનો હિસાબ અનંતકાળનો જ હોય છે. અને દરેક જીવને વિષે ઈશ્વરને પાકો વિશ્વાસ હોય છે કે મૂળ ધનને કદી પણ જોખમ નથી. સાથેસાથ, માણસ પોતાની ઉપર જેટલો વિશ્વાસ રાખે છે તેના કરતાં વધારે વિશ્વાસ તેની ઉપર ઈશ્વર રાખે છે.

આ વસ્તુ સમજવાને માટે માણસની વિચિત્રતાનો જરા ખ્યાલ કરવો જોઈએ.

મનુષ્યનો અર્થ છે 'દેહધારી આત્મા'. વિષયોની તરફ દોડનાર શરીર અને ઈશ્વરની તરફ અખંડ ખેંચનાર આત્મા એ બન્નેના મેળ વગરનું પારિવારિક જીવન, કહોને સંસાર એ જ મનુષ્ય જીવન છે. આ જીવનમાં શરીર અને આત્માની વચ્ચે, વાસનાઓ અને ભક્તિની વચ્ચે, પ્રવૃત્તિ અને નિવૃત્તિની વચ્ચે સનાતન કાળથી ગજગ્રાહ ચાલતો આવ્યો છે. આ

રાજમાર્ગમાં દુર્બળ માણસ ચોક્કસ હાર ખાઈને નિરાશ બની જાય છે. તે માનવા લાગે છે કે, "મારે માટે ઉન્નતિનો માર્ગ જ નથી. હું એક વખત ગબડ્યો તે ગબડેલો જ રહેવાનો. હવે મારે માટે ચડવાની વાત જ ક્યાં છે! અને એનો પ્રયત્ન પણ શા માટે કરું? એમાં શો લાભ છે! હવે તો ઇંદ્રિયસુખ જ પાસે દેખાય છે. તેનો જ સ્વીકાર કેમ ન કરું!"

જ્યારે માણસ આ રીતે પોતાની જાત ઉપરનો વિશ્વાસ ગુમાવી બેસે છે, તેની શ્રદ્ધાનું દેવાળું નીકળે છે, ત્યારે પણ ભગવાન તેને અપનાવે છે. ભગવાન કદી પણ કશાથી નિરાશ થતો નથી. આવા માણસની પણ આત્મશક્તિ ઉપર વિશ્વાસ રાખીને ભગવાન કહે છે, હું હજી પણ રાહ જોઈશ. હજી પણ એ આદમીને કોઈ ને કોઈ દિવસ અનુરાગ થશે જ. ગમે તેટલી ઊંડી ખાઈમાં ભલેને એ પડ્યો હોય તો પણ તે ત્યાંથી કોઈ ને કોઈ દિવસે બહાર નીકળી આવશે જ અને ઉન્નતિના પહાડની ટોચ સુધી પહોંચવાનો જરૂર પ્રયત્ન કરશે. મારી પાસે ધીરજ છે. હું રાહ જોઈશ — તેના અનેક જન્મો સુધી રાહ જોઈશ. આજે તે મને ભૂલી ગયો છે. પરંતુ તેને મારું સ્મરણ અવશ્ય થશે. આજે તે જે માર્ગે જઈ રહ્યો છે તેમાં તેને આનંદ તો આવે છે, પરંતુ એ મજા હમેશને માટે નહિ ટકે. તેનાથી તે કંટાળી જશે અને છેવટે મારે જ શરણે આવશે. અત્યારે તે સૂતો છે, પરંતુ હું સૂતો નથી. હું તો જાગતો જ છું. અત્યારે તેના મનમાં મારા પ્રત્યે કાંઈ ભક્તિભાવ નથી પરંતુ હું તેને ચાહું છું. મારા મનમાં તેના પ્રત્યે ભક્તિ છે. (ભગવાનનું વાત્સલ્ય એ છેવટે તો એક પ્રકારની ભક્તિ જ છે.) એ મનુષ્ય પોતાના ઉપર જેટલો વિશ્વાસ રાખે છે તેના કરતાં વધારે વિશ્વાસ મારા મનમાં તેને વિષે છે. અને મારો એ વિશ્વાસ જ તેનો ઉદ્ધાર કરશે. પોતાની દરેક વાસના દ્વારા અને દરેક કાર્ય દ્વારા આજે ભલે તે મને પરાસ્ત કરે, પરંતુ હું નિરાશ થનાર નથી. આખરે તે છે તો મારો જ. તે મારાથી એક પણ ક્ષણ દૂર જવાનો નથી અને હું તેને ખોવાનો નથી.

ઈશ્વરની આ વૃત્તિ, ભગવાનની આ નિષ્ઠા, એ જ એની આસ્તિકતા છે. ઈશ્વર આસ્તિક છે, એ જ કારણે દુનિયા ટકી છે અને એ જ કારણે દુનિયા સમક્ષ ઉન્નતિનો સાધનક્રમ મોજૂદ છે, અને સાચી રીતે વિચારીએ તો આસ્તિકતા એ જ ઈશ્વર છે.*

જાનેવારી, ૧૯૪૧.



* 'सर की बोली' માંથી

# ' ત્યાગી '

ગોવિંદભાઇ ર. અમીન

વાત જાણવા જેવી છે. ખરી નહિ લાગે પણ સાચી છે. જરા ધ્યાન દઈને સાંભળજો.

દરિયા પર હું રોજ ફરવા જતો. તેમાં તન્દુરસ્તી સાચવવાનો કે કુદરતનો શોખ કેળવવાનો હેતુ ન હતો. ફક્ત વખત પસાર કરવા ખાતર હું ત્યાં જતો. અનેક પ્રકારના લોક ત્યાં આવતાં, અને કોઈનું કોઈ મારી સાંજ રસમય બનાવવા મળી રહેતું.

એક નવા ભાઈએ એક દિવસ દેખાવ દીધો. ચહેરો પરિચિત લાગ્યો પણ તે ઓળખાયા નહિ. તે આકર્ષક કપડાંમાં હતા, બેફિકર દેખાવા યત્ન કરતા હતા, અને ફરવાના બહાના નીચે કોઈને શોધતા હોય તેમ જોતા હતા. થોડું ચાલ્યા પછી તેમની નજર દૂર બેઠેલી બેત્રણ સ્ત્રીઓમાં ઠરી. શોધની ચીજ જડી જણાઈ, પણ તે તે તરફ ગયા નહિ; અને જાણે કંઈ ન હોય તેમ બેદરકારી બતાવતા ચાલી ગયા. તેમના વર્તનમાં રહસ્ય હતું. મેં તેમના તરફ ધ્યાન આપવું શરુ કર્યું.

પચીક દિવસ પસાર થયા, પણ પહેલે દિવસે દેખાયું તેથી વધુ દેખાયું નહિ. સ્ત્રીઓ બેસતી તે તરફ તે જોતા, તેમાંની એકની નજર મળતી કે તરત પોતાની દૃષ્ટિ ફેરવી નાખી આછા તિરસ્કાર મિશ્રિત બેદરકારી બતાવતા ચાલ્યા જતા. સ્ત્રીમાં તેમને માટે તિરસ્કાર ન હતો. ઘણી યુવતીઓમાં હોય છે તેમ તેમનામાં તોફાન, ચમકારો અને થનગનાટ હતાં. પણ તેમાં તિરસ્કાર શાથી?—શું હશે?

સ્વભાવે હું દુઃખી થવા સર્જાયો છું. કોઈ બાબત મનમાં આવી તે પૂરી ન થાય ત્યાં સુધી મનમાં રમ્યા કરે. એ ભાઈના બેઢબવા વર્તન ઉપર મને ખૂબ વિચારો આવવા લાગ્યા. એ વિચારોથી કહો કે જૂની ઓળખાણથી કહો, એ ભાઈ મને નિકટના સ્નેહી જેવા લાગવા લાગ્યા. એક દિવસ સામા મળતાં મારાથી 'કેમ છો!' થઈ ગયું અને અમારું જૂનું ઓળખાણ તાજું થયું।

તે મારા સહાધ્યાયી નીકળ્યા: નાનો હતો ત્યારે નિશાળમાં સાથે ભણતા હતા. પછી તેમના પિતાની બદલી થએલી તેથી તે બીજે ગામ ગએલા. ફરીથી મળવાની તક અમને મળેલી નહિ. દસ વરસમાં તે સામાન્ય વિદ્યાર્થી મટી દુનિયાના માણસ બની ગયા હતા. નસીબજોગે તેમને મામાનો વારસો મળી ગયો હતો. તે પોતાની મુંબઈની મિલકતની વ્યવસ્થા કરવા આવ્યા હતા. મુંબઈ આવ્યા પછી અહીં જ સ્થાયી બનવાની ઈચ્છા રાખતા હતા. તેમણે મને ઓળખેલો, પણ, હું તેમને ભૂલી ગયો હોઈશ (!) માની ઓળખાણ તાજું કરેલું નહિ.

હવે અમે સાથે ફરવા લાગ્યા. બંનેને એકબીજાની સોબત અનુકૂળ નીવડી. એકલા ફરવા કરતાં કોઈને સાથે રાખી ફરવામાં મિત્રનું સ્વમાન સચવાતું. તેમના વિચારો, ભાવનાઓ, પરાક્રમો હું વિના વિરોધે સાંભળતો; તેમાં તેમને સંતોષ રહેતો અને મને, મારી શોધ ઝડપથી આગળ ચાલે તેમ હતું.

એક વખત ફરતાં ફરતાં તે તીરછી નજરે પેલી સ્ત્રી તરફ જોતા હતા તેવામાં ભોળોભાવ દર્શાવતાં મેં પૂછ્યું:

"કોણ છે એ?"

"કોણ, એ?" પહેલાં ચમકી, પછી બેદરકારી બતાવતા તે બોલ્યા: "અમારા પાડોશીની દીકરી છે, કોઈ સારા વરની શોધમાં છે."

"હં . . . ઠીક છે." વાત કઢાવવા હું જરા નફ્ફટ બન્યો.

"કેમ, તમારે પરણવી છે? . . . કહો તો ગોઠવણ કરી દઉં!"

બાજી મારા ઉપર આવતી હતી. "મારે ગરીબને એ ન શોભે, તમો—"

"હું એને પરણું! – કદી નહિ — "

"શું ખોટું છે?"

"ઘણું ખોટું છે. અરે, એ છોકરી તે મારે લાયક છે! એના હાવભાવ, હલનચલન હલકટ વૈરી જેવાં છે! આખો દહાડો મારા બ્લોક આગળ થનગન કર્યા કરે છે. પાંચવાર કપડાં બદલે છે, પંદરવાર વાળ હોળે છે અને પચીસવાર પાઉડર કરે છે! જાણે આમ કરી તે મને આકર્ષી શકશે એવી તેની માન્યતા જ હું ધિક્કારું છું!"

"આ તો બધાં યુવાન સ્ત્રીઓનાં સામાન્ય લક્ષણ છે. આપણે હરતાં ફરતાં જોઈએ છીએ. તમારો તિરસ્કાર જોઈ મને આશ્ચર્ય થાય છે!"

"થાય આશ્ચર્ય, તમારા જેવા સ્ત્રી–શોખીનોને!" તેમના શબ્દોમાં કડુતા હતી.

"એટલે રૂપ ભૂલી, નખરાં છોડી, ગરીબ બની તે તમારી પાસે આવે તો તમે સ્વીકારો!" મારી ઉપર સ્ત્રી–શોખીનના મુકાએલા આક્ષેપથી હું જરા ગરમ બન્યો હતો.

"તમે જરા કઠોર ભાષા વાપરો છો; પણ તેની પાછળ રહેલા અર્થમાં મારી સંમતિ છે. હું તેને પરણવાનો નથી. પણ તેને ડાહી કરું એવી મારી ઈચ્છા ખરી."

તેમના શબ્દોમાં સખ્તાઈ હતી. મને લાગ્યું કે મેં તેમની પર કટાક્ષ કર્યો તેથી તે ઓછાયા છે. વાતાવરણ સુધારી લેવા મેં અવાજ બદલ્યો: "આ તો ઘડી ગમ્મત કરતો હતો, ખોટું લાગ્યું નથી ને?"

તે કંઈ બોલ્યા નહિ. વધુ બોલ્યા વિના અમે ફરવાનું પૂરું કર્યું, અને અમારા દિલે છૂટા પડ્યા. મારું મન ડંખતું હતું. શા માટે કટાક્ષ કર્યો! મિત્રના મંતવ્ય પાછળ અનુભવ કે ઊંડો વિચાર હશે. કારણ વિના બગાડ્યું અને શોધ અધૂરી રહી જશે!

બીક ખરી પડી. ત્યારપછી મિત્ર મહિનાઓ સુધી મળ્યા નહિ. એટલું જ નહિ, પેલી સ્ત્રી પણ અલોપ થઈ ગઈ. મનુષ્યસ્વભાવની નબળાઈ શોધી તે ઉપર કટાક્ષ કરવાની મારી ટેવને શિક્ષા કરવાની કુદરતની ઈચ્છા હોય તેવી ઘટના બની. કોઈ શક્તિશાળી સંબંધી ગુમાવતાં એકલા પડવાની નિઃસહાય સ્થિતિનો મને અનુભવ થયો. મેં દિવસે ફરવા જવાનું બંધ કર્યું. બહુ ઈચ્છા થતી તો રાત્રે નીકળતો.

મારી જૂની માન્યતાની વાત કરું છું. ખરા શોખીનો—કુદરતના, દ્રવ્યના કે મનુષ્યના—રાત્રે જ ફરવા નીકળે છે. રાતને વખતે માણસ એકાગ્ર વધુ થઈ શકે છે. એક ચીજમાં રહેલો બધો રસ તે વખતે જ અનુભવી શકાય છે. પણ રાત્રે ફરવા નીકળવાના અનુભવ પછી મારી માન્યતામાં ફેર પડયો. બહુ મહેનત કરી પણ અંધારી રાત્રિના તારકો કે ચંદ્રના પ્રકાશમાં મને રસ પડયો નહિ. ઘણી વાર જોવાનું હોય તો ઠીક છે, લાંબો વખત તેમાં શી મજા પડે! મનુષ્ય વિના તે બધાને શું કરવું? સોબત-શૂન્ય્યા દિલને દિવસે દરિયા પર ફરવા આવતા સહેલાણીઓ યાદ આવવા લાગ્યા, મિત્ર મગજમાં હતા, પેલી બાઈનું શું થયું હશે તે જાણવાનું મન થવા લાગ્યું. કદાચ એ લોકો પાછાં આવ્યાં હશે ધારી મેં દિવસે દરિયા પર ફરવા જવાનું પાછું શરુ કર્યું.

મારી આશા ફળી નહિ. કેટલા યે દિવસો ગયા, તે દેખાયાં નહિ. આપણું નાલાયક મન કોઈ વખત ઘણું ખરાબ બની જાય છે. જે વસ્તુ ન મળતી હોય તે માટે ખૂબ પ્રિચ્છા કરાવે, જે બાબતનો ઉકેલ નીકળે તેમ ન હોય તેની પાછળ પડયું રહે, ભલે જીવનની ઉપયોગી ચીજો તેને લીધે આપણે ગુમાવીએ! જાણે મિત્રનો સંબંધ ગુમાવ્યો તે પૂરતું ન હોય તેમ, તેમનો અને પેલી સ્ત્રીનો પ્રશ્ન મને મુંઝવ્યા કરતો હતો. જીવનના બીજા પ્રશ્નોમાં, ચોપડીઓમાં, દરિયા પર આવતા લોકમાં અને પાડોશીમાં(!) હું રસ લેવા જતો પણ કશામાં રસ પડતો નહિ. એ બાબતને પૂરી કર્યા વિના મનને નિરાંત નહિ વળે એમ મન સાથે નક્કી કરી હું મિત્રની શોધમાં નીકળ્યો.

મિત્રે મને પૂરું સરનામું આપેલું નહિ. તેમની વાતચીત પરથી જગાની ધારણા મેં બાંધેલી. હું ત્યાં ગયો અને તપાસ કરી. મિત્રના એક પાડોશી મળ્યા. તેમણે મિત્રની જગાના બારણે તાળું બતાવ્યું અને કહ્યું કે ઘણા દિવસથી બહારગામ ગયા છે. કયે ગામ ગયા છે, ક્યારે આવવાના છે, શા માટે ગયા છે તે કંઈ તે, મુંબઈના પાડોશી માફક, જાણતા ન હતા. હું નિરાશ થઈ પાછો નીકળ્યો. મનને આશ્વાસન આપ્યું: કંઈ નહિ, મકાનમાં રહેવાનું ચાલુ છે, વહેલામોડા મળશે.

પંદરેક દિવસ પસાર થઈ ગયા પછી તે મને અચાનક દેખાયા: શાક બજારમાં, હાથમાં ભરેલી થેલી સાથે, પડેલા મોંએ. એક વખત તો હું તેમને ઓળખી શક્યો નહિ. આરેસો વારસો ગયો કે સટ્ટામાં પૈસા ગુમાવ્યા કે શું થયું એવા પ્રશ્નો મારા મનમાં સહજ થયા. કેટલા બેફિકર, સ્વસ્થ અને મગરૂર તે હતા, અને આમ કેમ? ઊંડા વિચારમાં તે ચાલ્યા જતા હતા. મેં તેમને ખભો પકડી બોલાવ્યા ન હોત તો તે મને ત્યાં દેખત પણ નહિ!

"કોણ, ભાઈ નવનીત!" તેમના શબ્દોમાં મુરબ્બીને છાજે તેવી ગંભીરતા હતી.

"હા, મારા મહેરબાન, અત્યાર સુધી ક્યાં હતા!"

"અરે, તું ક્યાં હતો? મુંબઈ આવ્યો ત્યારના તારા વિચાર કરું છું-તેં પરનું ઠેકાણું આપેલું નહિ એટલે તારી શોધ પણ ક્યાં કરું? ઠીક થયું, તું મળ્યો તે!"

"તમે મને સરનામું આપેલું નહિ છતાં તમારી શોધ કરી આવ્યો હતો. પંદર દિવસ પર આવ્યો ત્યારે તારાચંદ હતા."

"હા, હું હમણાં જ આવ્યો, દેશમાં ગયો હતો. . . . દોસ્ત, હું તો ખૂબ ફસાઈ ગયો!"

"હેં!"

"હા, તને યાદ છે તે દિવસે આપણે જરા ગરમ થઈ છૂટા પડ્યા હતા, પેલી છોકરી બાબત?"

"હા." તેમને આગળ સાંભળવા હું ખૂબ ઉત્સુક બન્યો.

"તેની વાતચીતથી મારું મગજ ઉશ્કેરાયેલું હતું. તેનો જ મને રસ્તામાં સંઘાત થયો. આખે રસ્તે તેના ચાળાચટકા ચાલુ હતા. તે વખતે મને એમ થઈ ગયું કે જાણે આ છોકરીને પકડીને ગળું દાબી નાખું!"

"હં."

"પણ એમ કંઈ કોઈનું ગળું દાબી નંખાય છે? કોઈ પણ રીતે એ છોકરીને ઠેકાણે આણવી એ મારા મનમાં હતું. બહુ વિચાર કરતાં મને લાગ્યું કે તેને પરણીને જ ઠેકાણે લાવી શકાશે. મેં તેની સાથે લગ્ન કર્યું!"

"હેં!" અભિનંદન આપવાને બદલે જુદો જ ભાવ મેં બતાવી દીધો. પછી અભિનંદન સાંભર્યું: "અભિનંદન!" મિત્ર મશ્કરી તો કરતો નથી એવો શક મારા મનમાં ઊભો થયો હતો.

"બળ્યું તારું અભિનંદન! તું મારી વાત સાંભળ તો ખરો! તે પરણ્યા પછી એકદમ એવી ઠંડી થઈ ગઈ કે જાણે મને ઉશ્કેરવા જ એ બધા ચાળા કરતી ન હતી! તેને ઠેકાણે લાવવાની મારી ઈચ્છા મારા મનમાં જ રહી ગઈ! હું તો બોઘા જેવો તેના વર્તન તરફ જોઈ જ રહેવા લાગ્યો!"

"હં . . . પછી?"

"પછી શું, હવે ઘરની માલિક થઈ બેઠી છે! મારી પાસે ન કરાવવાનાં કામ કરાવે છે. સમાજમાં ખરાબ દેખાય એ બીકે મારાથી કંઈ બોલાતું નથી. તે જામતી જાય છે, હું સુકાતો જાઉં છું. મારી તેને જરા પણ બીક લાગતી નથી. તે ચહેરો એવો કરુણ રાખે છે કે જાણે હું હંમેશ ભૂલ કરું છું અને તે નિભાવી લે છે! છોકરાં થશે એટલે આવી બન્યું જાણવું. મારો ઘરમાંથી એકડો જ કાઢી નાખશે!"

"સંતતિનિયમન રાખજો."

"પરણ્યા પછી એ કંઈ આપણા હાથમાં છે? દોસ્ત, તું મારી વાત ન માનતો હોય તેમ મશ્કરી કરે છે. પણ હું તને ખરી વાત કહું છું. મારી અવગતિ કેટલી થઈ છે તે તું મિત્ર છું તે કહું છું. આ શાક લઈને જાઉં છું અને ચુલે તેને ઠીક નહિ હોય તો ખાવા મારે કરવાનું! મારે ઉતાવળ છે એટલે બધી વાત કરાતી નથી. તું એક દિવસ આવી મારો સંસાર જોઈ જા, પછી મારું દુઃખ સમજાશે. બોલ, ક્યારે આવીશ?"

મેં દિવસ ક્યો઼. મિત્ર ગયા. ભાર ખેંચતા બળદ માફક નીચું જોઈ જતા તેમને હું જોઈ રહ્યો. હવે મને લાગવા લાગ્યું કે તેમણે લગ્ન કર્યું છે તે સાચી વાત છે અને તે દુઃખી છે તે પણ સાચી વોત છે. એક વખત તો મને તેમના માટે લાગણી થઈ. બિચારા ઉશ્કેરાઈ જઈ ખોટું ફસાયા પણ તરત લાગણી નાબૂદ થઈ ગઈ. ઉશ્કેરાઈ જઈ લગ્ન કરવા સુદ્ધાંની તેમની તૈયારી જોઈ મને થયું કે ઉશ્કેરાટ ઉપરાંત તેમનામાં યુવતી માટે કંઇ કૂણી લાગણી હતી. નહિ તો આટલા બધા તે ઉશ્કેરાય નહિ. અને કૂણી લાગણી માટે તે દુઃખી થયા હોય તો, તેમાં નવાઈ જેવું કંઈ ન હતું. તેવા માટે ભલભલાએ જાન અને રાજપાટ ગુમાવ્યાં છે તો આ મિત્ર તો શી વિસાતમાં! આથી પણ વધારે દુઃખને લાયક તે હતા. મારે દિલ બાળવાની જરૂર ન હતી.

વસ્તુ સર્જાઈને લેખકના મનમાંથી નીકળી જાય તેમ મિત્રની બાબત મારા મનમાંથી નીકળી ગઈ. એવી કોઈ નવી ઘટનાની શોધમાં હું પાછો દરિયાકિનારે આંટા મારવા લાગ્યો.



# ચિતાદર્શન

સુંદરજી ગો. બેટાઈ

આજે ચિત્તે ક્યમ ચમકતી રાત એ પોષ કેરી
દીધી જ્યારે પ્રિય સ્વજનને ઘોર છેલ્લી વિદાય?
પેટાવી જે જલધિતટપે ટાઢમાં સૂસવાતી.
પ્રેરંતી હૈ ભડભયક અંધાર ઘેરે ચિતા, તે
હૈયે પાછી જલતી, નયને શોકનાં અશ્રુ પાછાં
ઉઠે શાને, ઘટ ભરી ભરી દીધ ઠારી જ તો યે?

રે આજે તો જગત જ ચઢ્યું ઘોર કે ચેહ માથે,
ને આ ગોળો શતશત દહે, વાયુ યે અગ્નિદાઝ્યા;
હર્ષોલ્લાસો, રતિ, વિરતિ, ઉત્સાહ, આશાભિલાષા:
હો સંચેલાં ઉરભર, બન્યાં તે જ શું ઈન્ધનો આ?
રે શો વ્યાપ્યો દિશ દિશ ભરી ચંડ હ્યાં ઉન્મથાટ?
આ તે મૃત્યુ નિયતિકૃત વા માનવી આત્મઘાત?

રે પેલું તો 'શબદહન! આ દાહ તો જીવતાંનો!
ત્યાં શો થાવો પણ ખરખરો જીવતાં ને મુવાંનો?

✩

# ‘ समाना हृदयानि वः ’

श्री. काकासाहेब कालेलकर

પરમાત્માનો આ આદેશ ઋગ્વેદના છેલ્લા મંડળના અંતમાં આવ્યો છે. બધા પ્રકારનું આધ્યાત્મિક જ્ઞાન આપ્યા બાદ વેદપ્રભુ ભગવાને સંગઠનનો મંત્ર બતાવ્યો છે. જે લોકો ધૈર્ય જાણતા નથી, અસંસ્કારી છે, અસંયમી છે, સ્વાર્થી છે, દ્રોહી છે, તેમનું સંગઠન જગતને માટે વિનાશક છે. તેથી ધર્મરહસ્યનું બધું જ્ઞાન આપ્યા પછી જ ભગવાને સંગઠનનો ઉપદેશ આપ્યો છે.

આ વૈદિક ઉપદેશ મનુષ્યજાતિને માટે બધી રીતે હિતકર છે.

"હે ધાર્મિકો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખીને તમે સૌ એક જ દિશામાં પ્રગતિ કરો. તમારી વાણીમાં પરસ્પર મેળ હો. તમે તમારા મનને એક જ આદર્શને માટે સંસ્કારી બનાવો." અને દેવોમાં જેમ પોતપોતાનાં કર્તવ્યોના પાલન માટે આગ્રહ રહે છે તેવી રીતે તમે પણ પોતપોતાને ભાગે આવેલાં કર્તવ્યોનું પાલન કરો.

"તમારા લોકોની કાર્યનીતિ (મંત્ર) એક જ પ્રકારની બનો. તમારું હિત વિચારનારી તમારી સભા પણ એક જ હો. તમારાં મન અને ચિત્ત કદી પણ પરસ્પર વિરોધી ન હો. આ સંગઠન જો દૃઢ કરવું હોય તો તમારે એક વિચારથી ચાલવું પડશે. બધાં ઉપભોગોમાં પણ તમારી વચ્ચે અસમાનતા ન હોવી જોઈએ. ઉપભોગોમાં અસમાનતા આવવાથી વેર પેદા થાય છે અને એક આદર્શ પણ ટકી શકતો નથી. પરિણામે સંગઠન તૂટી જાય છે. તેથી મારો આદેશ છે કે તમારું ધ્યેય એક રાખો તથા રહેણીકરણીનું ધોરણ પણ એક રાખો.

"તમારા લોકોનાં હેતુ અને ધ્યેય, બધાં એક જ રહેવાં જોઈએ. તમારાં હૃદય પણ એક થાઓ. તમારાં મન પણ એક જેવાં થઈ જાઓ. આ માર્ગે તમારું સંગઠન સારી રીતે ટકી શકશે અને તમારું કલ્યાણ થશે."

આ અંતિમ ઉપદેશનો મર્મ શો છે? જીવન એકરૂપ બનો, ઉદ્દેશ એક બનો, મંત્ર એક જ હો, પ્રગતિની દિશા એક હો. આ બધું જ્યારે સૌનાં હૃદય એકરૂપ અને સૌ એકબીજાને ભાઈભાઈની દૃષ્ટિએ જોતા થશે ત્યારે જ સિદ્ધ થશે. વિચારમાં ગમે તેટલી ભિન્નતા હોય પણ હૃદય એક હોય તો એકબીજાની વાત સમજવામાં કશી તકલીફ નહિ નડે.

સૌથી ભારે શક્તિ તો સત્યની જ છે. એ સત્ય તો હૃદયથી જ સમજી શકાય છે.

हृदयेन हि सत्यं जानाति; हृदयं हि अव आत्मा ॥

તેથી, જો હૃદય શુદ્ધ હોય, અને હૃદયોનો પરસ્પર મેળ હોય તો બાકીનું બધું આપોઆપ સિદ્ધ થઈ જશે. ભગવાનના આદેશનો મર્મ એ છે કે તમારાં હૃદય એવાં શુદ્ધ બનો, એવાં ઉદાર બનો કે જેથી આપસઆપસનો મેળ આપોઆપ સ્થપાઈ જાય. તમારાં હૃદય એકરૂપ બનીને એક થઈ જાય એ જ સંગઠન છે, એ જ સામર્થ્ય છે, એ જ સિદ્ધિ છે.*

જુલાઈ, ૧૯૪૧

* ‘सब की बोली’ માંથી

# 'શાહાનશાહ અકબરશાહ' : એક અભ્યાસ

પ્રો. અનંતરાય મ. રાવળ એમ. એ.

ટેનિસનના *Akbar's Dream* એ કાવ્યથી[1] અને પછી ડાઉનના 'મોગલ બાદશાહો'ના વાચનથી પ્રેરાઈ તદ્વિષયક અન્ય ઈતિહાસગ્રંથોની સહાય લઈ મુગલ બાદશાહો અને તેમના જમાનાને સ્તવતું બાદશાહનામું લખી ફિરદૌસીના શાહનામાની કંઈક અંશે સ્પર્ધા કરવાનો કવિશ્રી ન્હાનાલાલને થએલો કોડ ગુજરાતને અત્યાર સુધીમાં બે નાટકો સાંપડતાં કૃતાર્થ બન્યો કહેવાય. 'શાહાનશાહ અકબરશાહ' એ બાદશાહનામાનું કવિની યોજના મુજબ ત્રીજું પણ પુસ્તક રૂપે પ્રગટ થવામાં તો બીજું (પહેલું[2] 'જહાંગીર-નૂરજહાન' ૧૯૨૮માં પ્રગટ થએલું) નાટક છે.) પાત્રોનાં સંભાષણ ડોલનશૈલીમાં થાય છે તેમજ વચમાં અવારનવાર સુંદર ગીતો પણ આવે છે, એ રીતે બાહ્ય સ્વરૂપે કવિનાં અન્ય નાટકો જેવું જ એ લાગે, પણ તેનો વિષય અને કર્તાનો આશય તેને બીજાં નાટકો કરતાં જુદું પાડી દે છે. પાત્રો, પ્રસંગો, વાતાવરણ ઇત્યાદિ આની ઉપાદાનભૂત સામગ્રી ઇતિહાસની છે, અને ઇતિહાસ કવિની કલ્પનાલીલા પર નિયંત્રણ રૂપ ગણાય. ઇન્દુકુમાર કે

1 'રાજ્યુવરાજને સત્કાર' (૧૯૦૫)માં એમાંથી 'સત્ય, શાન્તિ, સ્નેહ અને ન્યાય' એ પંક્તિ ઉતારી પાછળ નોંધમાં પણ અકબરના 'અદ્વિતીય અને અસિદ્ધ' સ્વપ્નની કવિશ્રીએ વાત કરી છે. ટેનિસનનાં કેટલાંક કાવ્યોનાં એમણે કરેલાં ભાષાંતરો તેમજ 'લગ્નસંબંધનો વિશ્વક્રમમાં હેતુ' એ લેખમાં 'પ્રિન્સેસ'માંથી આપેલા ઉતારાઓ અને લેખની વિચારસરણી કહી આપે છે કે અભ્યાસ-કાળમાં જન્મેલું વિક્ટોરિયાના એ રાજકવિનું આકર્ષણ કવિના લેખનારંભકાળમાં પણ ચાલુ રહ્યું છે. પરંતુ ટેનિસનની આવી અસર લેવા સાથે એ પણ ન ભૂલવું ઘટે કે યુનિવર્સિટીની ડીગ્રી માટે કરેલા ઇતિહાસના અભ્યાસે, કાશીરામ દવે જેવા ભાવનાશીલ અધ્યાપકે આપેલી ઇતિહાસદૃષ્ટિએ અને સ્વકીય ભાવનાશીલ ગુણાનુરાગે કવિને જેમ અશોકના તેમ અકબરના પણ પૂજક-પ્રશંસક બનાવવામાં ઓછો ફાળો નથી આપ્યો. અશોક અને અકબરના સ્તુતિયુક્ત સ્મરણોલ્લેખો કવિની કૃતિઓમાં ઘણીવાર આવે છે તે આથી.

2 'કુરુક્ષેત્ર'ના કાંડો પણ વર્ણ્ય વસ્તુનો સમયાનુક્રમ જાળવીને પહેલાં પહેલો, પછી બીજો, એમ ન લખતાં કવિશ્રીએ આડાઅવળા લખતા જઈ પ્રગટ કર્યા છે. બાદશાહનામામાં પણ એમ જ બન્યું જણાય. એમનાં નાટકોમાં પણ ઘણા પાછલા પ્રવેશો પહેલાં ને આગલા પછી લખાયા હોય છે. એમની આ વિલક્ષણ ટેવનો અર્થ એ નહિ કે તેઓ કશી વ્યવસ્થિત યોજના વિના લખે છે. યોજના તો પહેલેથી નિર્ણીત હોઈ 'કુરુક્ષેત્ર' લખવું હોય તો તેના કાંડો, 'સારથી' જેવી નવલ લખવી હોય તો તેનાં પ્રકરણો, અને નાટક લખવું હોય તો તેના અંકો ને પ્રવેશોનાં ખોખાં કે હાડપિંજર તથા તેમાં ભરવાની સામગ્રી તેઓ નક્કી કરી જ રાખે છે, પણ એમ કર્યા પછી પોતાની વૃત્તિ અને ક્રમને તેમની રુચિ ને અનુકૂળતા પ્રમાણે તેમાંથી જે તે કાંડ કે પ્રવેશ કે પ્રકરણ કે અંક પહેલો લખવાની તેઓ છૂટ ભોગવવાની આપી દે છે. અન્તે પછી એ સ્વતંત્ર રીતે નિરાંયેલા અવયવો આખી મુખ્ય કૃતિના હાડમાં તેમને ઉચિત સ્થાને ગોઠવાઈ જાય. કવિની કૃતિઓની વસ્તુસંકલનાનો અભ્યાસ કરતાં આ મુદ્દો લક્ષમાં લેવાથી, કેટલીક વાર તેના કેટલાક પ્રવેશો સ્વતંત્ર પ્રવેશો તરીકે કેમ સારા લાગે છે અને સમગ્ર સંકલના કેમ સારી રીતે ગંઠેલી લાગવાને બદલે ઢીલા બાંધાની લાગે છે, તે સમજાઈ જશે.

જયા કે જયન્ત જેવાં પાત્રો અને તેમનાં કાર્યો કવિની કલ્પનાસૃષ્ટિનાં, ત્યારે અહીં તો અકબર, પ્રતાપ વગેરે પાત્રો ખરેખર થઈ ગએલી અને શક્ય તેટલી પ્રમાણભૂત માહિતી જેને વિશે ઇતિહાસે સંઘરી-નોંધી રાખી છે તેની સાચી વ્યક્તિઓ છે અને તેમનાં કાર્યો અને તેની પાછળ પ્રવર્તતા હેતુઓ ઇતિહાસપ્ખ્યાત છે. પરિણામે આમાં તો કવિના હાથ ઇતિહાસથી જકડાઈ જાય અને તેથી અન્ય સ્વકલ્પિત વસ્તુવાળાં નાટકોની માફક પાત્રો ઝાંખાં ભાવનામૂર્તિ અને વાતાવરણ રંગદર્શી ને અસ્પષ્ટ અહીં બની શકે જ નહિ. પાત્રોનું, પ્રસંગોનું અને વાતાવરણનું ઇતિહાસપ્રસિદ્ધ વિગતોથી ખચિત સ્પષ્ટરેખ (concrete) નિરૂપણ કર્યા વિના આથી ચાલે નહિ. કવિએ એવું નિરૂપણ કરવાનો જેમ 'જહાંગીર-નૂરજહાન'માં તેમ આ નાટકમાં પણ કાળજીભરેલો પ્રયત્ન કર્યો છે. અકબર ને તેના સેનાપતિઓ, મિત્રો, પ્રતિસ્થીઓ આદિ પાત્રો અને તેમનાં કાર્યો ઇતિહાસ-કથિત વિગતોની સચ્ચાઈ સાથે મુગલ જમાનાનું વાતાવરણ જાળવીને અત્ર રજૂ કરાયાં છે.

પણ ઇતિહાસકથન કંઈ કવિનું સાધ્ય નથી. એમનું સાધ્ય તો છે તેની મદદ લઈ અકબરશાહનું ગુણસંકીર્તન કરવાનું અને અકબરશાહનું વિભૂતિમત્ વ્યક્તિચિત્ર એમાંથી ઉપસાવવાનું. એટલે આ નાટક એકલું ઐતિહાસિક નથી રહેતું પણ ચરિત્રાત્મક પણ બની જાય છે. આની અસર નાટકની વસ્તુસંકલના પર ઘણી થઈ છે. સંકલના કવિએ એવી કરી છે કે અકબરનાં જીવન, સ્વભાવ, ચારિત્ર્ય અને ભાવનાઓ પર અજવાળું પાથરતા મહત્ત્વના પ્રસંગો અકબરજીવનમાંના તેમના સમયાનુક્રમને અનુસરતા એક પછી એક પ્રવેશમાં આવતા જાય. આથી બન્યું છે એવું કે બધા પ્રવેશો કાર્યકારણભાવથી સંકળાયેલા રહેવાને બદલે કે બીજથી ફલાગમ સુધીના વસ્તુવિકાસની ક્રમિક શ્રેણીનાં, જેમાંથી એકને ખસેડી ન જ શકાય એવાં, સોપાન બનવાને બદલે સમાનકક્ષ રહી સહચારી ભાવે જ જોડાયેલા રહ્યા છે. નાટકમાંના બાવીસ પ્રવેશમાંથી એકાદબેને નાટકની સમગ્ર ઇમારતને જોખમાવ્યા વિના કોઈ એમ કહીને ખુશીથી કાઢી નાખી શકે કે એ પ્રસંગોમાં અકબરના ચારિત્ર્યદ્યોતક અને નાટ્યોપકારક અંશો મારે મતે બહુ છે નહિ. તોપણ, કપડાના ભરતવાળા તોરણનાં પાન જેવા કે કોઈ લાંબી ચાલીની એક પછી એક આવતી કતારબંધ ઓરડીઓના જેવા[1] આ નાટકમાંના પ્રવેશો પોતપોતાની રીતે સ્વયંપર્યાપ્ત અને સ્વતંત્ર લાગતાં છતાં પ્રત્યેક પ્રવેશમાં થોડું થોડું નિરૂપાતું જતું અને આખરે બધાની સમગ્ર અસર રૂપે ઊપડતું અકબરનું ચરિત્ર એ એમને એક ધ્યેયમાં જોડનારું, તોરણની માથાપટ્ટી જેવું કે ચાલીની લાંબી મઝિયારી ચાલ કે ઓસરી જેવું, તત્ત્વ છે તો ખરું. શૉના 'સેંટ જોન' કે ડ્રિંકવોટરના 'આબ્રહામ લિન્કન' જેવાં ચરિત્રનાટકની સાથે સંકલનાની બાબતમાં 'શાહાનશાહ અકબરશાહ'ને મૂકી શકાય જ નહિ એ સ્પષ્ટ છે. ખરી વાત એ છે કે અકબરી ઇતિહાસ, અકબરચરિત્ર અને સર્વસમન્વયની ભાવનાએ અનુક્રમે કવિનું બધું લક્ષ જકડી લીધું છે. નાટ્યતત્ત્વનો વારો ત્યાર પછી આવ્યો છે. નાટકના કેટલાય પ્રવેશોમાં ખુદમાં નાટ્યતત્ત્વનું સારું પ્રમાણ

1 ત્યારે. આ નાટકમાંની સંકલનાપદ્ધતિને માટે 'તોરણશૈલી' કે 'ચાલીશૈલી' એવું નામ વપરાય કે ? રા. વિજયરાય વૈદ્યે 'જહાંગીર-નૂરજહાન' નાટકને 'પ્રસંગચિત્રોનો હારડો' કહી ઓળખાવ્યું હતું ('જૂઈ અને કેતકી,' પૃષ્ઠ ૨૧૭). એ સ્વીકારીએ તો 'હારડાશૈલી' એવો ત્રીજો શબ્દ પણ યોજવો પડે.

હોવા છતાં એ બધા પ્રવેશોમાંથી નાટક ઉપજાવવા મથતી ગૂંથણીમાં નાટ્યોચિતતા ઓછી છે એમ ઘણાંને લાગવાનો સંભવ છે તેનું કારણ આ છે.[1]

આ તો થઈ નાટકના બાહ્ય સ્વરૂપની વાત. એની આંતર સામગ્રીનો વિચાર કરતાં સૌથી પ્રથમ નજર જાય છે તેમાંના ઇતિહાસતત્ત્વ પર. કિશોર અકબરની હાથીસવારી, પાણીપતનું યુદ્ધ, હેમુવધ, નગરચર્યા, અકબરની અજમેરીની યાત્રા, હિંદુ રાજકુમારી જોડે લગ્ન, જજિયાવેરાની અને તીર્થધામોના વેરાની માફી, 'સંગ્રામમાં ગુલામ કરવાની બંધી,' ખાનખાનાનો બળવો અને તેમની પ્રત્યે ઉદાર વર્તાવ, ગ્વાલિયર–જૌનપુર–અજમેર–માંડવગઢ–ગૌડવન–ચિતોડ–રણથંભોર–કલિંજર–ગુજરાત–બંગાળ–અહમદનગર–કાબુલ–આસીરગઢ પર ચડાઈઓ અને દિગ્વિજય, આધમખાનને શિક્ષા, કાશ્મીરયાત્રા, મહામૃગયા, મીના બજારમાં મળેલો બોધપાઠ, અનારકળીને શિક્ષા, નવરત્ન દરબાર, ટોડરમલને જમીનમહેસૂલની વ્યવસ્થિત યોજનાનો આદેશ, આઈને અકબરી ને અકબરનામાનું લેખન, ધર્મજિજ્ઞાસા ને ફત્તેપુર સીક્રીના ઇબાદતખાનામાં ધર્મચર્ચા, દીને ઇલાહીની સ્થાપના, ગોવધબંધી, મુરાદનું દારૂબાજીથી મૃત્યુ, જીવનસંધ્યાએ એકલતા ને વિષાદ, સલીમનો પિતૃદ્રોહ, ગાદી માટે પક્ષાપક્ષી, આમેરકુમારીનો આપઘાત—અકબરના જીવનમાંના આવા બધા મહત્ત્વના પ્રસંગો ઇતિહાસને વફાદાર રહેવાની પૂરી ચીવટ સાથે કવિએ જે રીતે અત્ર રજૂ કર્યા છે તે તેમના ઇતિહાસપ્રેમની અને શ્રમની સાક્ષી પૂરે છે. ખાનબાબાનાં ચંડકોપી સ્વભાવ ને આચરણ, અકબરના પીતાંબરપરિધાન ને ચાંદબીબીને સીસું પૂરતાં સોનારૂપાની ગોળીઓથી કરવા પડેલા સામના જેવી ઝીણી વિગતો પણ કવિ નાટકમાં લાવતાં ચૂક્યા નથી. સીક્રીના રાજમહાલય, બુલંદ દરવાજો તથા ઇબાદતખાનું, ચોરંગીચોકમાં જીવતી સાણગારસોગઠીઓ વડે ખેલાતો ચોસર (અંક ૨, પ્ર. ૧), પ્રભાતનું 'ઝરૂખાદર્શન' (પૃ. ૨૦૦), નવરત્ન દરબાર આદિની વિગતો તેમજ પાત્રોનાં પોશાક, સીજ્દા કરવા જેવી ક્રિયાઓ ઇત્યાદિનાં સૂચન મુગલયુગનું વાતાવરણ કુશળતાથી સરજી આપવા સારુ જ યોજાયેલાં છે એમાં શક નથી. ઇલિઝાબેથને અને તેણે ઈસ્ટ ઇંડિયા કંપનીને આપેલા પટાને કવિ આ નાટકમાં સંભારે છે તે અકબરનો યશ ૭ હજાર માઈલ દૂરના ટાપુ સુધી વિસ્તર્યો હતો એ કૌતુકરસિક હકીકત બતાવવા સારુ તો ખરું જ પણ સમકાલીન ઐતિહાસિક વાતાવરણ રજૂ કરવાના આશયથી પણ. પરંતુ કવિ લખી રહ્યા હતા નાટક, ઇતિહાસગ્રંથ નહિ; એટલે આવી વિગતોનો સંભાર બાવીસ પ્રવેશોમાં ઠાંસવા જતાં તેઓ પ્રસ્તાવનામાં કહે છે તેમ તેમને 'સાલવારીને કેટલીક વેળા ગૌણ કરવી ને કોઈક વેળા ઉલ્લંઘવી પણ પડી છે.' 'દૃષ્ટાન્ત તરીકે: ખાનબાબાના પ્રવેશમાં ઇ. સ. ૧૫૫૭, ૧૫૬૦ ને ૧૫૬૨ના પ્રસંગો ગૂંથેલા છે. ગુજરાતવિજયના પ્રવેશમાં ૧૫૭૨ ને ૧૫૭૩ના બે ગુર્જર સંગ્રામોનું સંમિશ્રણ છે. 'પશ્ચિમના પડઘાઓમાં'...પ્રવેશમાં પણ બન્યાસાલ કરતાં પાંચેક વર્ષોનું ઉલ્લંઘન દેખાશે.'[2]

૧ કવિશ્રી આ જાણે તો છે જ. એથી જ એમણે પોતાનાં નાટક રોલી ને એની શૈલીનાં છે એ આ નાટકની પ્રસ્તાવનામાં (પૃ. ૧૯) ફરી યાદ દેવડાવ્યું છે. મતલબ કે સંકલના આદિ બાબતો પરત્વે દૃશ્ય નાટક પાસે રખાતી અપેક્ષાએ એમનાં નાટકો માટે રાખવા સામે કવિશ્રીને આગળથી ચેતવી દે છે.

૨ 'શાહાનશાહ અકબરશાહ' : પ્રસ્તાવના. પૃષ્ઠ ૨૧.

પણ અસ્વાભાવિક લાગે તેવી ઉતાવળ બનાવોના નિરૂપણમાં કવિને આને લીધે કરવી પડી છે. ખાનખાનાના બળવાના સમાચાર પછી થોડી જ વારમાં એની હારના સમાચાર આવે, એ સમાચાર કહેવાવાના પૂરા થાય નહિ ત્યાં તો એ 'સ્વયં એ દુઃખગુઝારીને કાજ' આવે ને પ્રવેશને અંતે તો એ મક્કા શરીફની ઝિયારતે જવા ઊપડે એવું ખાનખાનાના (અં. ૧, પ્ર. ૩) પ્રવેશમાંનું નિરૂપણ આનું દષ્ટાંત છે. 'દક્ષિણની દેવડીએ' (અં. ૩, પ્ર. ૪) એ પ્રવેશમાં મુરાદનું મૃત્યુ, અકબરનું આગમન, સોનારૂપાની ગોળીઓથી લડતી ચાંદબીબીની વીરતા ને તરત જ તેના ખૂનના સમાચારની વિગતો રજૂ કરતાં પણ એટલી જ અપ્રતીતિકર ઉતાવળ થએલી જણાય છે. કવિને કહેવી છે બધી જ વિગતો, ને એમના હાથમાં છે નાટકના પ્રવેશોનું જ મર્યાદિત સાધન, એટલે આમ બન્યા વિના રહે નહિ. પરિણામે, આ કૃતિ ન શુદ્ધ નિર્ભેળ ઇતિહાસગ્રંથ કે ન ચોકખી નાટ્યકૃતિ, પણ એ બંનેના એકમેકમાં ભળેલા મિશ્રણવાળી રચના બની ગઈ.

ઇતિહાસની આ વિગતોમાંથી અકબરની પાત્રમૂર્તિ કેવી ઉપસી આવે છે એ જોવું એ નાટકની આંતરસામગ્રીનો અભ્યાસ કરવામાં બીજી અગત્યની વસ્તુ છે. આજાનબાહુ એ પ્રતાપી[1] શહેનશાહની સ્ફુર્તિ[2] અને ભીમસેની તાકાત[3] ઘણી છે. એની ઉદારતાને હદ નથી. હેમુને, ખાનખાનાને, પરાજિત થએલા રાજવીઓને એ ક્ષમાશીલ ઉદાર વર્તાવથી નવાજે છે. એમની પ્રત્યે રોષ કે વેરનો છાંટો સુદ્ધાં એના દિલમાં ક્યારે ય દેખાતો નથી. જીસહું, દુર્ગાવતી, ચાંદબીબી, પ્રતાપ, દાઉદ જેવા સબળ પ્રતિસ્પર્ધીઓની વીરતાને એ વદે છે ને મુક્તકંઠે પ્રશંસે છે. વાચક આખાય નાટકમાં એને રોષે ભ્રુકુટી ઊંચકતો તો માત્ર બે જ વેળા જુએ છે—ઉદ્ધતાઈ આધમખાનને અને અનારકળીને શિક્ષા ફરમાવતી વેળા, જે બંને પ્રસંગ એનો ચુસ્ત નીતિપ્રેમ વ્યક્ત કરે છે. પણ અકબરના સ્વભાવનાં આ ગુણલક્ષણો કરતાં વધુ મહત્ત્વનાં કવિએ એકથી વધુ વાર બતાવેલાં લક્ષણો તો બીજાં છે. એક છે અકબરની એના ઘટ સાથે ઘડાઈને જ આવેલી ધર્મજિજ્ઞાસા અને એનાથી પ્રેરાયેલો વિશ્વનું પરમ રહસ્ય પામવાનો એનો અભિલાષ.[4] આથી એ સંતો ને ઓલિયાઓનો સમાગમ પ્રેમથી સેવે છે. શેખ સલીમ ચિસ્તી, શેખ મુબારક, શેખ અબ્દુલ લતીફનાં ચરણ એ સેવે છે તેમ પ્રચ્છન્નવેશે વ્રજમાં મીરાંબાઈ અને અન્ય સંતમંડળીનાં દર્શને[5] પણ જઈ

૧ પૃ. ૧૪. ૨ 'વિશ્વંભર'માની હાથીસવારી (પૃ. ૩૧-૩૩). ૩ 'મહામુગલ' (અં. ૨ પ્ર. ૫) માં હૈનિફાની વાતચીત. ૪ જુઓ એના ઉદ્ગારો :

(૧) 'સંસારના પર પાછળના થા—
તેજછાયાના આ અવાંતરાઓમાં,
જગતકુંજે હું શું શોધું છું ?' (પૃ. ૪૬)
(૨) 'દીવડો શોધું છું આવડા આશ્રમમાં.' (પૃ. ૫૬)
(૩) 'ક્યહાં મળશે મારા આત્માનો ધન્વંતરી ?' (પૃ. ૫૭)
(૪) 'એની જ શોધમાં છું હું :
આત્માની શીતળતાની શોધમાં.' (પૃ. ૬૩)
(૫) 'પાણીથી યે મહામૂલાં, મારે પીવાં છે જીવનનાં પાણી.' (પૃ. ૬૫)
(૬) 'મારે ઝાંઝવાં છે સંસારપારનાં વાજાં' (પૃ. ૬૬)

૫ ઇતિહાસની ઝીણીઝીણી વિગતોને આધારે લખાયેલા આ આખાય નાટકમાં દંતકથાસંબંધી

આની 'બાદશાહ તો છે સંતોનો નરશાંબાજન્દો' એ વાક્ય ખરેખર સાચું પાડે છે. એનું બીજું એવું જ મહત્ત્વનું અને વસ્તુતઃ એનાં બીજાં બધાં ગુણલક્ષણોને ઢાંકી દઈ પ્રધાનપણે આગળ આવતું સ્વભાવલક્ષણ તો સર્વધર્મસમન્વયનું મહાસ્વપ્ન છે જે આ ધર્મજિજ્ઞાસાનું જ સંતાન નહિ તો સહજન્ય સહોદર છે. એ સ્વપ્નની સિદ્ધિને અર્થે જ એ હિંદુ, ખ્રિસ્તી, જરથોસ્તી અને જૈન ધર્મગુરુઓને અને સૂફીઓને નોતરીને[1] તેમની ધર્મચર્ચા સાંભળે છે. 'સુલહ-યે-કુલ્લ'ના ધ્યાનમંત્રનો તો તેર વર્ષની (જુઓ વિષ્કંભક, પૃ. ૪૫) ઉમરથી તે મરવાની ઘડી સુધી (પૃ. ૩૧૩–૧૪) અખંડ જાપ જપતો અને દીને ઇલાહીની સ્થાપના કરીને એ મંત્ર સિદ્ધ કરતો અકબર આથી જ 'પૃથ્વીનો પરમહંસ,' 'જોગી,' 'રાજરાજર્ષિ,' 'પ્રભુના મધપૂડાની માંખ' ઇત્યાદિ પ્રકટ અને 'મહાદી' એ સૂચિત શબ્દોથી કવિ વડે બિરદાવાયો છે. 'અફલાતૂનનું સ્વપ્નું' સાચું પાડનાર આવા ફિલસૂફ-રાજર્ષિનો દેહ ભલે મોગલનો હોય, એનો આત્મા તો પૂર્વજન્મના યોગીનો જ છે,[2] એટલે અલેફ ને ઓંકારને એ એક ગણે અને હિંદુપત અને ઇસ્લામતે પોતાનાં ડાબાંજમણાં નયન[3] લેખે તેમાં નવાઈ શી?

આ પરથી, કવિ અકબર પર ખૂબ વરસ્યા હોય એમ કોઈને ભલે લાગે, પણ રણછોડદાસને 'ભોજ સમોવડ ભૂપ' કહેવા જેવી અતિપ્રશંસા તો અહીં નથી. આ સંબંધમાં તો એટલું જ કહેવાનું કે જ્યાં જ્યાં મોટું કશું શ્રીમાન્, વિભૂતિમાન્, કે ઊર્જિત સત્ત્વ ભાળે ત્યાં ત્યાં એને વંદે એવી ગુણપૂજકતા[4] એ તો કવિનો એક વિશિષ્ટ સ્વભાવગુણ છે. સમન્વયદૃષ્ટિ, ઉદારતા, વીરતા જેવા ગુણોનો પ્રકટ વિલાસ ઐતિહાસિક અકબરમાં નિરખી કવિ એના ગુણમુગ્ધ પ્રશંસક બન્યા છે. પછી તો એ રહ્યા પ્રકૃતિએ કવિ, ને વળી એવા કવિ જે જેને જેને સ્પર્શે તેને ભાવના અને કવિતાથી રસી દે, એટલે એમનું આલેખન કોઈ ઇતિહાસકારનું આલેખન રહે નહિ એ સમજી શકાય તેમ છે. કવિને હાથે અકબરની ઉદારતા, ક્ષમાશીલતા, ગુણપૂજકતા, ધર્મજિજ્ઞાસા, આધ્યાત્મિકતા, વિક્રમશીલતા, સંસ્કારિતા, રાજનયનીતિજ્ઞતા, નીતિપ્રેમ, અને સમન્વય ભાવનાનું એનાં વાણી ને વર્તન દ્વારા એવા ઊજળા રંગે આ નાટકમાં આલેખન થયું છે કે ઇતિહાસદૃષ્ટ્યા એ નિરાધાર ન હોવા છતાં

પ્રસંગો બે જ છે: એક, અકબરની આ ગ્રામયાત્રા અને બીજો, મુકુંદ બ્રહ્મચારીની કથા. અકબરે મન જઈ મીરાંના કરેલા દર્શનની દંતકથા બહુ પ્રચલિત હોય તેમ, સંવત ૧૯૫૪માં પ્રગટ થયેલા 'મહારાણા પ્રતાપસિંહ' નામે હિંદી નાટકના ચોથા અંકમાં એ પ્રસંગનો એક પ્રવેશ છે તે પરથી જણાય છે. અકબર મહારાણા પ્રતાપસિંહના દર્શને જાય છે એ પ્રવેશ (અંક ૩, પ્ર. ૨) તો કદાચ આ દંતકથા પરથી કવિને સૂઝ્યો જણાય છે. આખા નાટકમાં એ પ્રસંગ કવિકલ્પિત છે અને અકબરની વિભૂતિપૂજકતાનું એક વધુ ઊજળું દૃષ્ટાંત પૂરું પાડવા યોજેલો લાગે છે.

1 પૃ. ૨૨૧, ૨૨૨.

2 જે બનાવવાની તક મિલના ઇતિહાસે નોંધેલી મુકુન્દ બ્રહ્મચારીના જન્માન્તરની દંતકથાનો નાટકમાં ઉપયોગ કરીને કવિએ ઝડપી લીધી છે.

3 પૃ. ૩૧૨.

4 કવિઓએ દયારામ, પ્રેમાનંદ, દલપતરામ, પરિયાર આદિને આપેલી અંજલિઓમાં તેમજ સનાતનીઓ, આર્યસમાજીઓ, વૈષ્ણવો, પારસીઓ, ઇસ્લામીઓ અને ઓલિયાની સમાજોમાં પોતાની સમન્વયવાદી ગુણપક્ષપાતી દૃષ્ટિએ ભિન્ન ભિન્ન ધર્મ, સંપ્રદાય, ગ્રામ, જાતિ, સંસ્કૃતિ ઇ૦નાં વિશિષ્ટ લક્ષણો જોઈ તેની કરેલી વાજબી પ્રશંસામાં એમનો આ ગુણજ્ઞ પ્રકૃતિ જણાય છે.

અકબરને એ અર્ધદૈવી કે ભાવનામૂર્તિ[1] પુરુષવિશેષ બનાવી દે છે. બીજા શબ્દોમાં, ઇતિહાસમાંથી ઊઠતા અકબરના ચિત્ર પર કવિની પીંછી ફરી છે અને તેટલે અંશે એ ચિત્ર ઇતિહાસનું જ રહેવાને બદલે કવિનું પણ બન્યું છે. અકબરનાં સ્ખલનો કવિ નથી બતાવતા એમ તો નથી, મીનાબજારવાળા તેમજ રાયપ્રવીણવાળા પ્રસંગે એની એક નબળાઈ—કામુકતા—કવિ સૂચવે તો છે જ, પણ એ બંને પ્રસંગોએ સામી વ્યક્તિઓએ શીખવેલા બોધપાઠને તત્ક્ષણ ઝીલી લઈ પુનઃ સ્વસ્થ-નિર્મળ બની જતો, અને મીનાબજારવાળા પ્રસંગ પછી તો તરત પોતાના જ જેવા દોષની વકીલાત કરતી અનારકળીને ક્રૂર શિક્ષા ય ફરમાવતો એને કવિ ચીતરે છે. એ છેલ્લા (અનારકળીને દંડવાના) પ્રસંગના નિરૂપણમાં કવિ

'એક અંગનાને સજા નથી કરતો :
આ તો છે બાદશાહીની
હવસપલ્લવીઓને સજા.' (પૃ. ૧૯૯)

એમ અકબર પાસે કહેવરાવી સામાન્ય રીતે મનાતા તેની ક્રૂરતાના એ દોષને છાવરવા ને તેનો બચાવ કરવા મથ્યા જણાય છે. અકબરને ઊજળો ચિતરવાનો આશય તો હતો જ, તેમાં વિલાસ વિ૦ ઇંદ્રિયનિગ્રહ-સંયમ-વૈરાગ્યની પોતાની પ્રિય ભાવના રજૂ કરવાનો એ રીતે એક મોકો મળી ગયો તે કવિએ ત્યાં લઈ લીધો! એ જ રીતે, ઘણા ઇતિહાસકારો અકબરના રજપૂતો સાથેના લગ્ન-મૈત્રી-સંબંધમાં રજપૂતોના ઝનૂનને કંકુ પાડી તેમની મૈત્રી ને વફાદારી જીતી લેવાની મુત્સદ્દીગીરીભરેલી નીતિ અને દીને ઇલાહીની સ્થાપનામાં એ નવા ધર્મના ખલીફા બની રાજ્યસત્તાની સાથે ધર્મસત્તાની કુલ લગામ પોતાના અખત્યારમાં રાખવાનો અકબરનો ગુપ્ત આશય અને અહંભાવ[2] (તેમજ પોતાને હેરાન કરનાર ચુસ્ત દીનપરસ્ત મુસલમાનોને ચૂપ કરી દેવાની શેખ મુબારકે સાધેલી તક) જુએ છે, પણ કવિએ તો તેમાં સમન્વયની અને ઇસ્લામને જેની ખાસ જરૂર હતી તે ઉદારતાની દૃષ્ટિ જ જોઈ છે, અને નિરૂપી છે.

---

૧ છતાં અકબરનું ખરેખર વાસ્તવિક ને માનવી (human) લાગે એવું આલેખન થયું નથી જ એમ નહિ કહેવાય. માફી માગવા આવેલા સલીમને જોઈ પ્રથમ રોષમાં મુખ ફેરવી લેતો અને પછી એને પીંખી નાખતાં એવું સંબોધતો અકબર એના ગયા પછી સલીમાબેગમને કહે છે :

'સલામ, શાહબેગમ! સિધાવો.
બાબા એકલો છે, આત્મહત્યા કરશે.' (પૃ. ૩૦૪)

ત્યારે દુભાયેલા પિતાનું ઘડીકમાં રોષ ભૂલી આળું બની જતું પુત્રવત્સલ હૃદય અજાણેદે કેવું અમર બની જાય છે! વળી તે જ વખતે બહાર જતી સલીમાને એ મરણોન્મુખ બાદશાહ

'હજી તો ચીંથરીઓમાં હરાવવાં છે
—અલ્લાહના આદેશ તો.
શત્રુઓને શીશાકી ને બદખ્શાનીને...' (પૃ. ૩૨૭)

કહી 'ફિકર ન કરીશ, હજી તો હું છવાનો છું, હં!' એમ સૂચવી ધીરજ ને આશ્વાસન આપવા યત્ન કરે છે ત્યારે પણ કેવું સાચું માનવી ચિત્ર કવિની કલમ સરજી આપે છે!

૨ 'અલ્લાહો અકબર' અને 'જલ્લે જલાલહૂ' એ બે દીને ઇલાહીના સૂત્રોચ્ચારોમાં અકબર ને જલાલુદ્દીન એવાં એનાં બે નામો સૂચિત રીતે વપરાયાં છે તેથી ઘણા આમ માને છે.

પણ આમ બને એમાં નવાઈ જરાક નથી. કવિશ્રી ન્હાનાલાલ જેના લખનાર હોય તે નાટક કલ્પિત હોય કે ઐતિહાસિક પણ એ ભાવનાપ્રધાન બન્યા વિના રહે જ નહિ. એમના નાટકના મંદિરમાં સિંહાસને બેઠેલી દેવમૂર્તિ તો હમેશાં હોય છે કોઈ સંસાર-કલ્યાણક ઉન્નત ભાવના. એ ભાવના જ કવિનું પ્રધાન વક્તવ્ય હોય છે અને નાટકમાંનાં પાત્રો તથા પ્રસંગો તો એ ભાવનાને અજવાળવા, પુષ્ટ કરવા કે સિદ્ધ કરવા સારુ જ યોજાયેલાં હોય છે. આ નાટક પણ અકબરની ભાવનાપરસ્તીને લીધે એવું ભાવનાપ્રધાન બન્યું છે. નાટકમાં અકબર દ્વારા રજૂ થતી એ મુખ્ય ભાવના છે સર્વસમન્વયની, સર્વકલ્યાણની. આ નાટક જેટલું અકબરચરિત્રાલેખન માટે છે તેટલું જ આ ભાવનાને માટે પણ છે. પણ દેહવાસનાથી મુક્ત એવા આત્મલગ્નની ભાવના માટે જયા અને જયન્ત જેવાં પાત્રો કવિને સર્જવાં પડ્યાં છે તેમ અહીં સમન્વયની ભાવના માટે પાત્ર સર્જવું પડ્યું નથી, પણ અકબરના ઐતિહાસિક પાત્રમાંથી એ ભાવના ઉપસાવાઈ છે. એ ભાવનાના મૂળમાં રહેલી છે હૃદયની અભિજાત ઉદારતા, અને આવી ઉદારતાનું અકબરના સંબંધમાં પ્રથમ પગરણ સ્વાભાવિક રીતે જ હિંદુ અને ઈસ્લામ એ બે ધર્મોનો અને તેમના અનુયાયીઓનો સંકુચિત ભેદભાવ ભૂલવાની સાથે થતું આ નાટકમાં બતાવાયું છે. શેખ મુબારકનો 'અલેફ ને ઓંમકાર એક છે' (પૃ. ૬૦) એ બોધ, શેખ સલીમ ચીશ્તીનાં 'પાણી ને આબ એક' (પૃ. ૬૭) તથા 'અનુસંધાન એવી નથી એ પાળો' (પૃ. ૬૮) એ વચનોથી વધુ પુષ્ટ થઈ અકબરના ચિત્ત પર એવી અસર કરે છે કે કાશ્મીરમાંના ફકીરબાદશાહને (પૃ. ૧૫૭-૬૦) અને બિહૌનીને (પૃ. ૨૪૭-૪૮) એ સંબંધમાં આપેલા જવાબના જેવા ઉદ્‌ગારો તો અકબરને સ્વભાવસહજ બની જાય છે. એ બિહૌનીની ઝનૂની અને અનન્યનિષ્ઠ ઈસ્લામભક્તિ (જુઓ પૃ. ૫૮ અને ૨૪૭) અકબરની આ ઉદારતા અને તેની અંતિમ પરિણતિ રૂપ સર્વધર્મસમન્વયની ભાવના સામે પડછા કે વિરોધદર્શનથી તેને ઉજાળવા માટે જ રજૂ કરાઈ છે એ તો સ્પષ્ટ છે. હિંદના ૪૭ સુધી ય કમભાગ્યે સળગતા રહેલા હિંદુ-મુસલમાન એકતાના પ્રશ્નનો, એક સાહિત્યકાર આપી શકે તેવી મદદ આપી, આવી સાચી ઉદાર દૃષ્ટિથી કાયમી અંત લાવવાનો કવિનો સદાશય પણ અહીં કામ કરી ગયો છે એમાંય કશો શક નથી.

જેમ હિંદુધર્મ અને ઈસ્લામમાં એમ બીજા કોઈ પણ એક ધર્મમાં બધું જ પરમેશ્વરી સત્ય સમાઈ ગયું હોવાની એ ના પાડે છે. અકબર જુએ છે જ એવી વિશાળદર્શી નજરે કે એ કોઈ એક ધર્મનો બની શકે જ નહિ.[1] આથી એનું મનોરાજ્ય

[1] જુઓ એના ઉદ્‌ગારો :

(અ) 'પ્રભુ મગરબમાં જ નથી,
પ્રભુ મશરકમાં જ નથી :
પૃથ્વીનો પ્રભુ દશે દિશાઓમાં છે.
પ્રભુ હિન્દુઓનો જ નથી,
પ્રભુ ઇસ્લામીઓનો જ નથી,
પ્રભુ માનવજાતનો છે,
આદમની ઓલાદ આદમિયાનનો છે.' (પૃ. ૨૪૦)

(આ) 'ઈસ્લામ કહે અકબરશાહ ઈસ્લામી છે;
હિંદુઓ કહે અકબરશાહ હિંદુ છે;
... ... ...

'સન્તસન્તનાં નિરખવાં છે નૂર,
ધર્મધર્મના શીખવા છે ધર્મમંત્રો,

... ... ...

પ્રભુની પરબપરબનાં
પીવાં છે તીર્થજલ.

... ... ...

પાંદડાંના ફફડાટ નહિ
વનના બોલ સાંભળવા છે;
ખાડીઓના ખળભળાટ નહિ,
મહાસાગરના શબ્દો સુણવા છે.

... ... ...

મ્હારે ખોળવું છે અન્તર્વાસી એકતત્ત્વ' (પૃ. ૧૪૨-૪૩)

એવા એના જ ઉદ્‌ગારોમાં કવિ વ્યક્ત કરે છે. સંકુચિત ધર્મઝનૂનની પાળોને વટાવી ગએલી અકબરની ઉદાર વિશાળ દૃષ્ટિની સહોદરી જેવી એની ધર્મજિજ્ઞાસા પણ તેમાં કામ કરી રહી છે એ પણ કવિએ અકબરના મોંમાંથી તેવા અનેક ઉદ્‌ગારો[2] કઢાવીને બતાવ્યા કર્યું છે. અને છેવટે,

'અનેકમાંના એકને જુવે એ,
એની દૈવી આંખ ઉઘડેલી છે' (પૃ. ૧૫૯)

એમ કહેતા અકબરને સર્વધર્મોના સમન્વયમાં એવું ગીતાભાખ્યું સાત્ત્વિક જ્ઞાન[3] મળે છે, એની દૈવી આંખ (એને કવિએ 'ગેબી' કહ્યો છે ને એકથી વધુ વાર આત્મમૂર્છામાં ને સમાધિમાં પડી જતો વર્ણવ્યો પણ છે.) ઊઘડે છે અને 'પૃથ્વીની ધર્મગાયોના ઘી' જેવો અને 'પ્રભુના પરિમલ-પરિમલના ભંડાર' 'ઈશ્વરી મધપૂડા' જેવો દીને ઈલાહી એ સ્થાપે છે એમ નિરૂપી કવિ સર્વસમન્વયની પોતાની પ્રિય[4] ભાવનાનો આ

[અનુસંધાન પૃ. ૧૦૧]

---

અકબરશાહ તો છે ખુદાનો બન્દો.

... ... ...

અકબરશાહ એકદેશવાસી નથી,
સમસ્ત માનવજાતિનો છે;
અકબરશાહ એક સ્થાનનો નથી,
બ્રહ્માંડના મહાવતનો છે. (પૃ. ૨૯૯)

૨ જુઓ પૃ. ૮૪ની પાદનોંધ ચોથી.

૩ 'अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ।' (૧૮-૨૦)

૪ 'ઇન્દુકુમાર અંક ૨' (૧૯૨૭) માં 'સંસ્કૃતિઓના સમન્વય'ની (પૃ. ૬૪-૬૫, બીજી આવૃત્તિ), 'વિશ્વગીતા' (૧૯૨૭) માં સર્વધર્મસમન્વયની (પૃ. ૧૨૩, બીજી આવૃત્તિ), આ 'શહાનશાહ અકબરશાહ' (૧૯૩૦) માં આપણે જોયું તે રીતે સર્વધર્મસમન્વય દ્વારા સર્વકલ્યાણની, 'ઇન્દુકુમાર-અંક ૩' (૧૯૩૨) માં રાજ્ય, પ્રજા, દેશ ને યુગની સંસ્કૃતિઓને બદલે એક માનવસંસ્કૃતિની 'આભકટાર ભાવના'ની (પૃ. ૫૮-૫૯), અને 'ગોપિકા' (૧૯૩૫) માં શહેરો અને ગામડાંના 'સંસ્કૃતિ અને

# વિશી

સરોજિની મહેતા

હિટલરના મુરલીનાદે ફ્રાંસની સાંપ્રત રાજસત્તા જ્યાંથી નાચે છે તે વિશી હાલમાં છાપામાં ખૂબ ગવાય છે, પણ જ્યારે આ પરિસ્થિતિનું સ્વપ્ન પણ નહતું ત્યારે પણ વિશી એક 'સ્પા' (પાણીના ઉપચારના સ્થળ) તરીકે યુરોપ અને અમેરિકામાં બહુ જ પ્રખ્યાત હતું. ત્રણ વર્ષ પર મને ત્યાં રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો. ક્યાં તે વખતની આહ્લાદક શાંતિ ને ક્યાં અત્યારની ઉગ્ર દશા!

ફ્રાંસના મધ્ય ભાગમાં આલિયેર નદીને કિનારે વિશી આવેલું છે. ગામ જો કે સુંદર છે, પણ જર્મનીના 'સ્પા' બાડન-બાડન કે વિયેના નજીકના બાડન જેટલું સુંદર ન કહી શકાય. પણ અહીંનાં ગરમ પાણીના ઝરા દુનિયાભરમાં પ્રસિદ્ધ હોવાથી દેશદેશથી લોકો જુદા જુદા રોગોની સારવાર માટે અહીં આવે છે. મે મહિનાથી ઑક્ટોબર સુધી ગામ ભરચક રહે છે. ખરેખરાં પીડાતાં લોકો પણ આવે છે, અને શ્રીમંતાઈને લીધે માની લીધેલાં દરદો માટે આવનારાંની સંખ્યા પણ મોટી હોય છે. કારણકે વિશી જવું તે એક પ્રકારની મોટાઈ ગણાય છે.

આખા ગામમાં પાંત્રીસ ગરમ પાણીના ઝરા છે. દરેક ઝરા ઉપર પાકો હોજ બાંધી લીધેલો હોય છે અને તેની વચમાંના થાંભલા ઉપર ફરતા નળ મૂકી તેમાં ઝરાનું પાણી લાવવામાં આવે છે. લોકોને ઊભા રહેવા માટે હોજની આસપાસ મોટો ચોતરો બાંધી ઉપર છાપરું કરેલું હોય છે. પાણી માત્ર નળ વાટે જ બહાર આવી શકે છે, ઝરો ખુલ્લો રહેતો નથી, તેથી સ્વચ્છતા બરાબર જળવાય છે. હોજની અંદર પાણી આપનાર સ્ત્રીઓ ઊભી રહે છે અને દરેકના વાસણમાં નળમાંથી પાણી ભરી આપે છે. કલાકો સુધી ભીની જગામાં ઊભાં રહી નોકરી કરવાની હોય છે તેથી એ સ્ત્રીઓ પગમાં એક ખાસ બનાવટનાં લાકડાનાં બૂટ પહેરે છે, જેથી પગ ભીના ન થાય. પાણી ઝરણમાંથી નીકળે તેવું જ ગરમ પીવું જોઈએ તેથી દરેક જણ પોતાના ગ્લાસ લઈને ઝરા આગળ જાય છે. દાક્તરે બતાવેલા માપસર પાણી પીવા માટે અંક પાડેલા ખાસ ગ્લાસ વિશીમાં મળે છે. દરેક વસ્તુને સગવડભરી અને સુંદર કરવાની પાશ્ચાત્ય ચીવટને લીધે આ ગ્લાસ મૂકવા માટે નાનીસરખી દોરાવાળી સુંદર નેતરની ટોપલી હોય છે જેને ખભે ભરવવા માટે ચામડાનો પટો જડેલો હોય છે. આખા વિશીમાં ગમે તે વખતે ગમે તે રસ્તે જાઓ તો કેમેરા માફક ખભે ભરવેલી ટોપલીવાળાં સ્ત્રીપુરુષો મળે. ઝરાની સંભાળ સરકાર રાખે છે અને પાણી પીવાના કશા પૈસા બેસતા નથી.

વિશીમાં દાક્તરોની સંખ્યા લગભગ સવાસો જેટલી છે. જુદા જુદા રોગોના 'સ્પેશિયાલિસ્ટ' તરીકે ઘણાખરા દાક્તરો પ્રખ્યાત છે. દાક્તરોનાં ઍલોપથિ, હોમિયોપથિ, બાયોકેમિક ઈલાજો, મસાજ, એવા ભિન્નભિન્ન ઉપાયોમાં માનનારા બધા જ અહીં રહે છે.

દરેક દાક્તર દરદીની જરૂર પ્રમાણે અમુક ઝરામાંથી પાણી પીવાની સલાહ આપે છે. દરેક ઝરાના પાણીનાં તત્ત્વો જુદાં હોય છે એટલે અમુક રોગ પર અમુક ઝરાનાં પાણી કામ આવે છે; તેથી દાક્તરની સલાહ મુજબના ઝરામાંથી પાણી પીવું યોગ્ય છે. વગર વિચારે ગમે તે પાણી પીવાથી નુકસાન થયાના દાખલા બને છે. કેટલું પાણી પીવું ને દિવસમાં કેટલી વાર પીવું તે પણ દાક્તર નક્કી કરી આપે છે. સાથે પોતાની માન્યતા મુજબની એકાદ દવા કે ચંપી એવું કંઈ બતાવે છે, પણ મુખ્ય ઉપચાર તો પાણી જ છે. ×

પીવાના પાણી ઉપરાંત ન્હાવાના પાણીના પણ ઝરા છે. આ ઝરા ઉપર 'થર્માલ બાથ' (ગરમ સ્નાનગૃહ)નાં વિશાળ મકાન બાંધેલાં છે. પહેલો, બીજો અને ત્રીજો એમ ત્રણ વર્ગનાં ત્રણ જુદાં જુદાં મકાન છે, અને વર્ગ પ્રમાણે અંદર સારવારના પૈસા હોય છે. દાક્તરના લખી આપ્યા મુજબ ત્યાંના માણસો સ્નાન કરાવે છે. કોઈને અમુક ડિગ્રીના કમરપૂર કે છાતીપૂર પાણીના ટબમાં નિયમિત વખત બેસી રહેવાનું હોય છે, કોઈને પેટ પર સંઢથી પીચકારી મારવાની હોય છે, કોઈને વરાળાઓ શેક લેવાનો હોય છે, એમ અનેક પ્રકારની સારવાર ત્યાં થાય છે. દરેક થર્માલમાં સ્ત્રીઓનો વિભાગ જુદો હોય છે અને ત્યાં સ્ત્રી-નોકરો સારવાર કરે છે. કામ કરનાર સ્ત્રી પુરુષો અત્યંત ચપળ હોય છે અને રોજનાં સેંકડો દરદી આવતાં હશે છતાં શાંતિથી હસતે ચહેરે કામ કરે છે.

પાણી પીવા અને સ્નાન કરવા જેટલું જ મહત્ત્વ વિશીના દાક્તરો અને રાજ્ય ખોરાકને આપે છે. આખા ગામની હોટેલોમાં મસાલા વાપરવાની મનાઈ છે, કારણકે ત્યાંના મત મુજબ મસાલા અનેક રોગોનું મૂળ છે. પાશ્ચાત્ય દેશોમાં પેરપેર વપરાતો સરકો (Viniger) વાપરવાનો ત્યાં સમૂળગો પ્રતિબંધ છે. કારણકે એને પાચનશક્તિનો દુશ્મન ગણવામાં આવે છે. ખાતી વખતે સ્વાદ માટે ઉપરથી લેવાય છે તે શીશીઓમાં મળતા ટમાટો સૉસ, વુસ્ટરશાયર સૉસ, એવા મસાલેદાર પ્રવાહીઓ ગામમાં શોધ્યા જડતા નથી. છતાં ફ્રાંસની પ્રખ્યાત રાંધણકળા દરેક વસ્તુને સ્વાદિષ્ટ બનાવી શકે છે. દરેક દરદીને દાક્તર એક લાંબી છાપેલી યાદી આપે છે. આમાં હોટેલોમાં મળી શકતી એક એક વાનીનું નામ હોય છે. અને તેમાંથી જે દરદીએ ખાવાયોગ્ય ન હોય તે દાક્તર છેકી નાંખે છે. હોટેલના 'મૈત્ર દો તેલ' (મુખ્ય નોકર)ને એ યાદી આપી દઈએ એટલે તે મનાઈ કરેલી વસ્તુઓ દરદીને પીરસાવનો જ નથી. આખી હોટેલમાં અનેક મુસાફરો હોય ને દરેકને જુદી જુદી ચીજો ખાવાની હોય તે છતાં કાળજી રાખી બધાંની અનુકૂળતા મુજબ રસોઈ કરાવવામાં આવે છે અને ફરિયાદનું કારણ કદિ પણ રહેતું નથી. પાશ્ચાત્ય દેશો ખોરાકમાં દહીંની ઉપયોગિતા સમજતા થાય છે અને તેથી દરરોજ બપોરના ભોજન સાથે દહીં આપવામાં આવે છે. ગમે તેવી ઠંડી ઋતુમાં માત્ર પાંચ કલાકમાં દહીં બ્બરાઈ

× મુંબઈમાં વિશી વૉટરની સીલબંધ બાટલીઓ મળે છે. ઘણા એમ કહે છે કે અમને તો એથી કાંઈ ફાયદો ન લાગ્યો. પણ મુંબઈમાં માત્ર 'સીલેસ્ટીન્સ' એ એક જ ઝરાનું પાણી મળે છે. તે ક્યા રોગને માટે જરૂરી છે તે તો વિશીના દાક્તરો જ કહી શકે. વળી ખરો લાભ ઝરામાંથી નીકળતા ગરમ પાણીનો જ છે, ઠંડાનો નથી.

જાય એવા ખાસ બનાવટના ડબા ત્યાં મળે છે. દૂધના દહીં ઉપરાંત 'ક્રીમનું' દહીં મળે છે તે ઘણું જ વધારે સ્વાદિષ્ટ હોય છે. તાજાં ફળોની ટોપલી ભરી જમનારના મોં આગળ મૂકી દે છે. સજ્જડ ડબામાં વેચાતાં ચાસનીની અંદર ભરી રાખેલાં ફળો જે પાશ્ચાત્ય દેશોમાં બહુ જ સામાન્ય છે તે આપવાની સદંતર મનાઈ છે.

વિશીના દાકતરોમાં એક જે મુખ્ય આકર્ષણ છે તે તેમની સહૃદયતા. આમ ફ્રાંસની પ્રજા સહૃદયતા માટે જાણીતી છે જ. પણ વિશીના દાકતરોએ એ ગુણ ખાસ કેળવેલો છે. વળી બીજા દેશોના દાક્તરો માફક, પહેલાં દામ ને પછી કામ એવો વ્યવહાર અહીં નથી. પહેલાં કામ અને પછી જ દામ લેવામાં આવે છે. લગભગ દરેક દરદીને ત્રણ અઠવાડિયાં સુધી સારવારમાં રહેવું પડે છે. અને એ પૂરી થાય ત્યારે આપણે જાતે જઈ બિલ માગીએ ત્યારે જ આપે છે. પહેલી મુલાકાતે આપણે સ્વાભાવિક રીતે ફીનું પૂછીએ ત્યારે "તમારી સારવાર તો પૂરી થવા દો: પછી પૈસાનું થઈ પડશે" એમ દાકતર કહે છે. હજાર ફ્રેંક એટલે પાંસઠેક રૂપિયા આપી સારવારના લે છે. તેમાં તમારે જ્યારે જરૂર હોય ત્યારે સલાહ લઈ આવો. દરદીને સવારમાં કશો ખોરાક લેતાં પહેલાં તપાસે તો વધારે સમજણ પડે એમ માની એકાદ વખત સવારમાં ૭ વાગે હોટેલમાં આવી દાકતર તપાસી જાય છે. આ મુલાકાત પણ એ હજાર ફ્રેંકમાં જ આવી જાય છે. નિર્લોભ ઉપરાંત એકંદરે વાતચીત કરવાની રીત એટલી બધી સૌજન્યભરી હોય છે કે દાકતરને આપણે મિત્ર જ ગણતાં થઈ જઈએ-છીએ. જો કોઈ લુચ્ચો આણસ ત્રણ અઠવાડિયાંની સારવાર પછી પૈસા આપ્યા વગર-જ નાસી જાય તો દાકતર કશું કરી શકે તેમ નથી હોતું. પણ પરદેશી મુસાફરો પર પણ વિશ્વાસ રાખી એ લોકો પહેલેથી પૈસા લીધા વગર સારવાર કરે છે તે ઉપરથી લાગે છે જ કે એમના વિશ્વાસનો ભંગ કરતાં લુચ્ચા માણસો પણ શરમાતાં હશે.

યુરોપનાં બધાં હવાખાવાનાં સ્થળ માફક વિશીમાં પણ 'કેસીનો' એટલે જુગારખાનું છે. પણ અહીં મોંટ કાર્લો જેવા મોટા પાયા પર નથી. જુગાર ઉપરાંત ત્યાં ગાનતાન અને નૃત્યના જલસા વારંવાર થાય છે. કેસીનોના મકાનની આસપાસ વિશાળ બગીચો છે તેમાં ખુરસીઓ મૂકેલી હોય છે. નજીવું દામ આપી ખુરસી પર કલાકો સુધી બેસી રહી શકાય છે. ત્યાં બેસી મિત્રોનાં ટોળાં મળી ગપ્પાં મારતાં હોય તો જાણવું કે અમેરિકન કે ફ્રેંચ લોકો હશે; એકલી બેઠી બેઠી ભરત ગુંથણ કરતી સ્ત્રી કે એકલો બેસી સિગરેટ પીતાં પીતાં વાંચતો પુરુષ જુઓ તો જાણવું કે અંગ્રેજ હશે.

આલિયેર નદીનો કિનારો ઘણો જ સુંદર છે. સામે કિનારે ઝાડી અને ઘાસનાં મેદાનો છે. ફરવા માટે હોડીઓ મળી શકે છે. નદીનો પટ નાનો છે. ગામ તરફના કિનારા પર પથ્થરની પાળ બાંધી લઈ પાટલીઓ મૂકેલી છે. અને તેના ઉપર બેસી સામેનું સૃષ્ટિ-સૌંદર્ય નિહાળ્યા કરતાં અનેક સ્ત્રીપુરુષો નજરે પડે છે. કિનારા પાસેના રસ્તા પર બે બાજુ ઝાડોના રમ્ય ઘટા આવી રહી છે. નદીના પાણીમાં દસેક ફુવારા દાટબંધ કરવામાં આવ્યા છે. અને મહિનામાં બેએક વખત રવિવારે રાત્રે તે ખોલવામાં આવે છે. આખું ગામ તે જોવા એકઠું થાય છે. જાતજાતના ઘાટ બનાવતી ફુવારાની શેરો નાચતી કૂદતી

નીકળે છે અને તેના ઉપર પડીએ પલકે બદલાતા રંગવાળા વીજળીના પ્રકાશો પડે છે ત્યારે અવર્ણનીય શોભા બની રહે છે. એક મિનિટ સુંદર ગુલાબના છોડની યાદ આપતા ઘાટ અને રંગ બને, તો બીજી મિનિટે સળગતી જ્વાળાઓ દેખાય. પેરિસના ૧૯૩૭ના પ્રદર્શનમાંથી લાવી આ ફુવારા અહીં દાટી તેમને કાયમની ઉપયોગિતા આપી છે.

ફ્રાંસની મોજીલી પ્રજા આમે આનંદી અને ફરવા હરવાની શોખીન છે. તેમાં વિશીમાં તો સૌ કોઈ આરામ અને આનંદ માટે જ આવે છે. પરદેશી મુસાફરો પણ બધી ચિંતા દૂર રાખી અહીં આરામ લે છે. ઉતાવળ, ધાંધલ, ગરબડ, ધોંધાટનું નામનિશાન નહિ. મોટર પણ રસ્તામાં ક્વચિત મળે. જ્યાં જુઓ ત્યાં શાંતિ, આરામ, આનંદ. ગામના રસ્તા પહોળા, સ્વચ્છ, અને બન્ને બાજુ ઝાડની ઘટાવાળા. નાનું ગામ એટલે દરેક ઠેકાણે પગે ચાલીને જ જવાનું. તે છતાં શહેરી જીવનની સગવડોથી ટેવાયેલાને કશી જ અગવડ ન લાગે. હોટેલો વ્યવસ્થિત, વિશાળ, સ્વચ્છ, અને વીજળી, ગટર, ટેલિફોન વગેરે એકેએક સગવડથી સંપૂર્ણ બનાવેલી. દુકાનો મોટી નહિ છતાં સુશોભિત અને ઉપયોગ તેમજ શણગારની એકેએક ચીજથી ભરપૂર હોટેલોમાં ખાવાનો વખત સાચવવાનો, તે સિવાય આખો દિવસ ફુરસદનો. ધડિયાળ જોવાની જરૂર જ નહિ. વિશીમાં ત્રણ અઠવાડિયાં જે ચિંતા રહિત શાંતિ અને આરામમાં ગાળ્યાં હતાં તેવાં જિંદગીમાં કોઈ ઠેકાણે ગાળ્યાનું યાદ નથી.

આપણા દેશમાં પણ ઊનાં પાણીના અનેક ઝરા છે. ગુજરાતમાં જ લસુંદ્રા, તુવા અને દેવકી ઉનાઈના કુંડ છે. મુંબઈ પાસે વજ્રેશ્વરીના કુંડ છે. રોગોનું તો આપણો દેશ શ્રેષ્ઠ સંગ્રહસ્થાન છે. છતાં કુદરતી ધન વાપરવાની કોને પડી છે? જેમની પાસે પૈસાનું સાધન છે તે વિદેશી દવાઓના બાટલા પીએ છે અને ઇન્જેક્શનો ધોચાવે છે. જેમની પાસે સાધન નથી તે વગર સારવારે મરી જાય છે. ગરમ પાણીના કુંડો આગળ બ્રાહ્મણો અને બાવા સાધુઓ અંધ શ્રદ્ધાળુઓ પાસેથી પૈસા ધૂતી લે છે. અમૂલ્ય ધન એળે વહી જાય છે. કોઈ સાહસિક દાક્તર કે વિજ્ઞાની શા માટે એ ઝરાનાં પાણીનું સંશોધન કરી તેમાંનાં ઉપચારક તત્ત્વો શોધી ન કાઢે! પશ્ચિમના દરેક દેશમાંના ઝરાનાં પાણીનો વૈજ્ઞાનિક રીતે ઉપયોગ થાય છે અને ચકચકિત, સ્વચ્છ હોજો અને સ્નાનગૃહોમાં જઈ જનતા પાણીનો લાભ લે છે. આપણે ત્યાં કાર્તિકી કે ચૈત્રી પૂનમે એ કુંડો આગળ મેળા ભરાય છે અને જાત્રાળુઓ પાણીને ખૂબ અસ્વચ્છ કરી મૂકે છે. વધારામાં, ગંદકીને લીધે કોલેરા કે એવો ઉપદ્રવ ફાટી ન નીકળે તો પ્રજાનું ભાગ્ય. કુદરતી બક્ષીસનો જડવાદી પાશ્ચાત્ય પ્રજા લોકોના કલ્યાણ અર્થે રોગીઓને સહેલા ઉપચારથી રોગમુક્ત કરવામાં ઉપયોગ કરે છે અને આધ્યાત્મવાદી પૂર્વની પ્રજા દેશને ભારરૂપ ભરતીયા બ્રાહ્મણો અને બાવાઓનાં પેટ ભરવામાં ઉપયોગ કરે છે!

☆

# કેળાં

-ડૉ. એન. એમ. શાહ, એમ. એસસી., પીએચ. ડી.

"The level of physical efficiency of Indian workers is above all else, a matter of food... Nowhere in the world is this outstanding influence of food more conspicuously illustrated than in India.. As we pass from the North-West regions of the Punjab down the Gangetic plains to the coast of Bengal, there is a gradual fall in the stature, body-weight, stamina and the efficiency of people. In accordance with this decline in manly characteristics, it is of utmost significance that there is an accompanying fall in the nutritive values of dietaries and more especially in the average level of protein metabolism attained by the people of the punjab, U. P., Behar and Bengal....."

**Major-General Sir MacCarrison**

કેળનું વાવેતર ઉષ્ણકટિબંધ તથા સમશીતોષ્ણકટિબંધ પ્રદેશોમાં સર્વત્ર ખૂબ થાય છે. કેળને ભેજવાળી ગરમ હવા ખૂબ અનુકૂળ આવે છે. ફ્લોરિડા, કેનેરી ટાપુઓ-ઇજિપ્ત અને દક્ષિણ જાપાનથી માંડીને ઠેઠ નાતાલ તથા દક્ષિણ બ્રાઝીલના પ્રદેશો સુધી કેળનું વાવેતર પહોંચી ગયું છે.

કેળનાં ઝાડ ૧૦-૧૫ ફૂટ ઊંચાં અને મજબૂત જાડાં થડવાળાં થાય છે. તેનું થડ ખૂબ જાડું અને ઊંચું લાગે છે, પરંતુ એ વાસ્તવિક થડ નથી, પણ કેળના પાનના છેવટનાં ટૂંકાં એક બીજાને વીંટાઈ વળીને બનેલો જાડો ભાગ છે. અંદર તેનો આકાર પોલી નળી જેવો હોય છે. જ્યારે કેળ ફાલે છે ત્યારે ઉપર વર્ણવેલા જાડા થડની નળીમાંથી વાસ્તવિક થડ નીકળે છે. તેને છેડે નળીના આકારનાં પુષ્પકોશ ફૂલો આવેલાં હોય છે, અને ફૂલની દરેક ગોળ હાર ઉપર તેને રક્ષણ આપતું એક રંગીન પાંદડું (bract) આવેલું હોય છે. વખત જતાં ફૂલોનું કેળાંમાં રૂપાંતર થાય છે અને ત્યાં કેળાંની લૂમો જામે છે. રંગીન પાંદડું પછી ખરી પડે છે.

કેળનું વાવેતર તદ્દન કલમી રીતે (vegetatively) થાય છે, કારણકે કેળાંને બી હોતાં નથી. માત્ર એક જાતમાં બી જેવી કાળી ભૂરી કઠણ ઝીણી ઝીણી ગોળીઓ થાય છે; પરંતુ તે ઊગતી નથી. કેળાંની બીજી બધી જાતોમાં બી થતાં નથી.

કેળનો સમાવેશ નેચરલ ઓર્ડર Musacaeમાં કરવામાં આવ્યો છે. તેની જાતને Musa કહેવાય છે. મુસા શબ્દ Muchaમાંથી ઊતરેલો લાગે છે.

મધ્યયુગના પ્રવાસીઓએ કેળાંને 'સ્વર્ગનું અંજીર' (fig of paradise) અથવા તો 'હિંદુસ્થાની અંજીર' (fig of India) તરીકે વર્ણવેલ છે.

સામાન્યતઃ વપરાતાં કેળાં Musa pardisicaની જાતની કેળમાંથી થાય છે. આ કેળ હિંદુસ્થાન અને દક્ષિણ એશિયાની મૂળ વતની છે અને ત્યાંથી બધે પ્રસરેલી છે. આ કેળની બીજી પુષ્કળ પેટાજાતિઓ અને પ્રકારો છે, જેનું વાવેતર કરવામાં આવે છે. Sapientum નામની પેટાજાતિમાંથી 'બનાના' તરીકે મશહુર કેળાં થાય છે. આ 'બનાના' કાચા ખવાય છે.

હિંદુસ્થાનમાં સૌથી સરસ કેળાંની જાતો થાય છે; અને જુદા જુદા નામે ઓળખાય છે. જેમકે, દાક્રાઈ, મરતમાન, ચાંપા, કાન્તાલી, રામકલા વગેરે. પાકાં કેળાંની છાલ સુરાશ પડતા પીળા રંગની હોય છે, પરંતુ હિંદુસ્થાનમાં એક જાત એવી થાય છે કે જેની છાલ કેળાં પાક્યાં પછી પણ લીલી રહે છે. આ લીલી છાલનાં કેળાં કહેવાય છે. રામકલા મુંબઈ ઇલાકામાં ખાસ ઊંચી જાતનાં કેળાં તરીકે વપરાય છે. જ્યારે કાચાં હોય ત્યારે તેની છાલનો રંગ કાળાશ પડતો રાતો હોય છે અને જ્યારે પાકે છે ત્યારે પીળાશ પડતો રાતો રંગ પકડે છે.

હિંદુસ્થાનમાં પાકતાં સઘળાં સામાન્ય ફળોમાં કેરી પ્રથમ સ્થાને છે. કેળાંનું સ્થાન ત્યાર પછી આવે. ઊતરતી જાતનાં કેળાં હિંદુસ્થાન તેમજ મલાયાના ઘણા ભાગોમાં મુખ્ય ખોરાકની વસ્તુ તરીકે વપરાય છે. ઘઉં તથા જવનું જે સ્થાન ખોરાકની વસ્તુઓમાં છે, તે સ્થાન ઉષ્ણકટિબંધ પ્રદેશોમાં કેળાં ભોગવે છે. કેટલાક વૈજ્ઞાનિકો માને છે કે એક એકર જમીનમાં વાવેલી કેળનો પાક તેટલી જ જમીનની બીજી કોઈ પેદાશ કરતાં ઘણાં વધારે માણસોને નભાવી શકે. કેળાં બધી ઋતુઓમાં પુષ્કળ મળી શકે છે. શિયાળામાં (જ્યારે બીજાં ફળો મળવાં મુશ્કેલ હોય છે) ખાસ કરીને તાજાં ફળો તરીકે કેળાંનો ખોરાકમાં સમાવેશ થોડે ખર્ચે થઈ શકે.

સમશીતોષ્ણ પ્રદેશોમાં તાજાં કેળાં વિલાસની વસ્તુ ગણાય છે, છતાં લંડનની ગરીબ જનતા પોતાનાં બાળકોને કેળાં નિયમિત આપે છે, કારણકે ત્યાં કેળાં બીજાં ફળોને મુકાબલે સસ્તાં હોય છે.

લગભગ સવાસો વર્ષ પૂર્વે અમેરિકામાં કેળાં પહેલવહેલાં આયાત કરવામાં આવ્યાં હતાં. ક્યુબાથી ૩૦ લૂમો ન્યૂયૉર્કમાં લાવવામાં આવી હતી. ઈ. સ. ૧૯૨૯માં સદરહુ આયાત ૬।। કરોડ લૂમની થઈ હતી. યુરોપના બીજા દેશો માટે પણ આ સ્થિતિ પ્રવર્તે છે. ઉપરની હકીકત દર્શાવે છે કે જો કે કેળાં ઉષ્ણ પ્રદેશોની પેદાશ છે, છતાં અમેરિકા અને યુરોપમાં સામાન્ય આહારની વસ્તુ તરીકે તેનો ખૂબ ઉપયોગ વધતો જાય છે. વિલાયતી મારકેટોની આ વધતી જતી માગણીને લીધે જમાઈકામાં કેળાંનું વાવેતર દિનપરદિન વધતું ચાલ્યું છે.

## કેળાંનાં પોષક તત્ત્વો

પોષક તત્ત્વોને હિસાબે કેળાં ખરેખર અમૂલ્ય ખાદ્ય વસ્તુ છે. અત્યંત લોકપ્રિય ફળો સાથે કેળાંને અચ્છી રીતે સરખાવી શકાય. કેળાંમાં સહેલાઈથી પચી શકે એવાં કાર્બોહાઈડ્રેટ (carbohydrate) ઘણાં સારાં પ્રમાણમાં છે; ચરબી (fat) તથા રેસા (fiber) નું પ્રમાણ નજીવું છે. કેળાંમાં ખનીજ તત્ત્વોનું પ્રમાણ પણ ગુણની દૃષ્ટિએ ઘણું સારું છે,




એટલે કેળું લેવાથી શરીરને જોઈતાં ખનીજ તત્ત્વો સારી રીતે મળે છે. આ ખનીજ તત્ત્વો એશ ( ash ) કહેવાય છે. કેળાંમાં ગરમી આપવાની શક્તિ ઘણી છે; દર પાઉંડે લગભગ ૪૦૦ કેલોરી જેટલી ગરમી શરીરને મળે છે. એક કેળું સરેરાશ સો ગ્રામ વજનમાં હોય છે (પાશેરથી જરા ઓછું) અને લગભગ ૧૦૦ કેલોરી જેટલી ગરમી આપે છે.

અમેરિકન કૃષિખાતા તરફથી બહાર પડેલી પત્રિકામાં તેનાં પોષક તત્ત્વો સંબંધમાં કેળાંની સરખામણી બીજાં ફળો સાથે કરવામાં આવી છે, તે નીચેના કોષ્ટકમાં આપી છે :–

| | પાણી% | પ્રોટીન% | ચરબી% | કાર્બોહાઈડ્રેટ | અશ% | ગરમી દર પૌંડ (કેલોરીમાં) |
|---|---|---|---|---|---|---|
| કેળાં | ૭૫.૩ | ૧.૩ | ૦.૬ | ૨૨.૦ | ૦.૮ | ૪૬૦ |
| દ્રાક્ષ | ૭૭.૪ | ૧.૩ | ૧.૬ | ૧૯.૨ | ૦.૫ | ૪૫૦ |
| પેરી | ૮૦.૯ | ૧.૦ | ૦.૮ | ૧૬.૭ | ૦.૬ | ૩૬૫ |
| શકુરજન | ૮૪.૬ | ૦.૪ | ૦.૫ | ૧૪.૨ | ૦.૩ | ૨૯૦ |
| મોસંબી | ૮૬.૯ | ૦.૮ | ૦.૨ | ૧૧.૬ | ૦.૫ | ૨૪૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પીચ | ૮૯.૪ | ૦.૭ | ૦.૧ | ૯.૪ | ૦.૪ | ૧૯૦ |
| તાબૂચ | ૮૯.૫ | ૦.૬ | ... | ૯.૩ | ૦.૬ | ૧૮૫ |
| સ્ટ્રૉબેરી | ૯૦.૫ | ૧.૦ | ૦.૬ | ૭.૪ | ૦.૬ | ૧૮૦ |

## કેળાંની છાલ

કેળાને ઝીણાં જંતુઓ (bacteria) અસર કરે છે કે નહિ અથવા તેની છાલમાં થઈને અંદર પ્રવેશી શકે કે નહિ તે નક્કી કરવા અનેક પ્રયોગો કરવામાં આવ્યા છે. કાચાં કેળાંથી માંડીને તે પરિપક્વ થાય ત્યાં સુધીની દરેક સ્થિતિમાં અનેક પ્રયોગો કરીને સિદ્ધ કરવામાં આવ્યું છે કે કેળાંનો ગર્ભ તદ્દન જંતુવિહીન છે--તેને અસર થતી નથી. છાલમાં થઈને તેની અંદર જંતુઓ પ્રવેશી શકતાં નથી. એક આકરો પ્રયોગ એવો કરવામાં આવ્યો હતો કે કેળાને જંતુઓ (culture) વાળા પ્રવાહીમાં ડુબાડી રાખવામાં આવ્યા હતા, છતાં પણ છાલમાંથી એકપણ જંતુ અંદર પ્રવેશ પામી શક્યું નહતું. કેળાંની છાલનો આ ગુણ ખાસ નોંધવા લાયક છે. કેળાંને સાવચેતીપૂર્વક રાખવામાં આવે તો જ્યાં સુધી છાલ સહીસલામત રહે ત્યાં સુધી અંદર જંતુઓ પ્રવેશ થવાનો સંભવ ઘણો ઓછો છે. કેળાંની છાલની આ વિશિષ્ટતા છે!

## કેળાંનું રાસાયનિક પૃથક્કરણ

પાકાં કેળાંનું રાસાયનિક પૃથક્કરણ કરીને તેમાં રહેલા પદાર્થોનું પ્રમાણ નીચેના કોઠામાં બતાવ્યું છે: આપેલા આંકડા જુદી જુદી તરેહના કેળાંના નમૂનાઓ તપાસીને સરેરાશ કાઢેલા છે:

| | |
|---|---|
| છાલ ઇત્યાદિ (refuse) | ૩૩ ટકા |
| પાણી | ૭૪.૮ ,, |
| પ્રોટીન | ૧.૨ ,, |
| ચરબી (fat) | ૦.૨ ,, |
| ખનીજ તત્ત્વો (ash) | ૦.૮૪,, |
| રેસા (fibre) | ૦.૬ ,, |
| સાકર (sugars) | ૧૯.૨ ,, |
| ખાટા પદાર્થો (acids) | ૦.૩૯,, |
| ગરમી (કેલોરીમાં) | ૪૪૫ ,, |

આપેલા આંકડાઓ બતાવે છે કે બીજાં કોઈ તાજાં ફળો કરતાં કેળાંમાં પાણીનું પ્રમાણ ઓછું અને ઘન પદાર્થો (solids)નું પ્રમાણ વધારે છે;-ચરબી તથા પ્રોટીન ઘણા થોડા પ્રમાણમાં છે. છાલને બાદ કરતાં લીલાં કેળાંમાં ૧.૫ ટકા પ્રોટીન, ૨૦-૨૫ ટકા કાર્બોહાઇડ્રેટ અને બાકીનામાં ઘણો સ્ટાર્ચ (starch) હોય છે. પીળી છાલનાં પાકાં કેળાંમાં, કાર્બોહાઇડ્રેટ ૧૬-૧૦ ટકા ઓછાં (=૬ ટકા લગભગ) હોય છે. એ બાદ કરતાં બાકીના પદાર્થોમાં મોટે ભાગે સાકર (soluble sugars) છે. ટૂંકામાં, એમ કહી શકાય કે પાકાં કેળાંમાં ઘણું સાકર, અને લીલી છાલના કેળાંમાં ઘણું સ્ટાર્ચ છે, બાકીનો ભાગ પાણીનો છે. એટલે આહારશાસ્ત્રની દૃષ્ટિએ, પ્રોટીનનું પ્રમાણ વધાર્યા વિના, કેળાંની ગરમી આપવાની

શક્તિ (Caloric-value) ઘણી છે. આથી મૂત્રાશયનાં દર્દોમાં કેળાં ઘણાં ઉપયોગી થઈ પડે છે.

કેળાંનાં પ્રોટીન શરીરના પોષણની દૃષ્ટિએ ખાસ અસરકારક નથી. બટાટામાં રહેલાં પ્રોટીન કેળાંના પ્રોટીન કરતાં વધારે અસરકારક છે. શરીરીમાં રહેલાં પ્રોટીનના ૪ ભાગ પૂરા પાડવા બટાટાના પ્રોટીન પાંચ ભાગમાં લેવા જોઈએ. કેળાં આ દૃષ્ટિએ તદ્દન અસર વિનાનાં છે, છતાં પૂર્વ આફ્રિકાના સમુદ્રકાંઠાના પ્રદેશો, કોન્ગો અને પેસિફિક ટાપુઓ જેવા ઉષ્ણકટિબંધ પ્રદેશોનાં દેશી વતનીઓ વર્ષાઋતુના છ મહીનાઓ દરમિયાન કેળાં ઉપર નભે છે. બટાટા કરતાં તેઓ કેળાં વધારે પસંદ કરે છે, કારણકે કોઈપણ જાતની બીજી મહેનત વિના કેળાં મળે છે અને ખાઈ શકાય છે.

## કેળાંનાં ખનિજ તત્ત્વો

કેળાં અને બટાટામાં ઘણી સમાનતા છે. બંનેમાં ગરમી આપતાં પોષક તત્ત્વોનું પ્રમાણ લગભગ સરખું છે. નાઈટ્રોજનવાળા પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ તથા ક્ષાર પણ લગભગ સરખા પ્રમાણમાં છે.

કોઈ પણ બીજાં ફળ કરતાં કેળાંમાં ક્ષારનું પ્રમાણ વધારે છે. કેળાંની જુદી જુદી જાતિઓમાં ખનિજ તત્ત્વો અને તેની ક્ષાર, અને ખાટા પદાર્થોનું (acid) પ્રમાણ લગભગ સરખું રહે છે. કેળાંમાં ખાસ કરીને લોહ, ત્રાંબું, મેન્ગેનીઝ જેવાં ખનિજ તત્ત્વો છે. લોહ એવી રીતે રાસાયનિક પદાર્થોમાં જોડાએલો છે કે તેનું શરીરમાં જલદીથી લોહીનાં તત્ત્વોમાં રૂપાંતર થઈ જાય છે. રાસાયનિક પૃથક્કરણ પરથી માલમ પડે છે કે પાકાં કેળાંમાં ખનિજ તત્ત્વોનું પ્રમાણ નીચે દર્શાવ્યા મુજબ છે :

| | |
|---|---|
| કેલશિયમ (Ca)........૦.૦૦૯ | ફોસ્ફરસ (P)........૦.૦૩૧ |
| ક્લોરીન (Cl)........૦.૧૨૫ | પોટાશિયમ (K)......૦.૪૦૧ |
| ત્રાંબુ (Cu)........૦.૦૦૦૨ | સીલિકા ($SiO_2$)......૦.૦૨૪ |
| લોહ (Fe)........૦.૦૦૦૬ | સોડિયમ (Na)......૦.૦૩૫ |
| મેગ્નેશિયમ (Mg)......૦.૦૨૮ | ગંધક (S)........૦.૦૧ |
| મેન્ગેનીઝ (Mn)......૦.૦૦૦૮ | કુલ ખનીજ ક્ષાર......૦.૮% |

આ આંકડા દર્શાવે છે કે કેલશિયમ અને મેગ્નેશિયમનું પ્રમાણ ફોસ્ફરસ કરતાં વધારે છે. આથી કેળાં ખાધા પછી જે ક્ષાર શરીરમાં રહે તે હંમેશાં alkalin હોય છે. એટલે હોજરીમાં ખટાશ વધી પડવાથી થતાં દર્દોમાં કેળાં ઉપયોગી થઈ પડે છે. ખટાશ (acedity)ને ઘટાડે છે, ઉપરાંત કેળાંમાં રહેલા ખનિજ પદાર્થોમાં લોહી બનાવવાનો સરસ ગુણ છે. આ પ્રયોગ કરવા માટે કેળાં ઉપર ઘણાં બાળકોને રાખવામાં આવ્યાં હતાં. તેમનું લોહી તપાસતાં એમ નક્કી થયું કે જ્યારે તેઓ કેળાં પર નભતાં, ત્યારે તેમના લોહીમાં હેમોગ્લોબીન (haemoglobin)* નું પ્રમાણ વધારે રહેતું. આનું કારણ એ છે કે કેળાંમાં લોહ, ત્રાંબુ અને મેન્ગેનીઝ જેવાં ખનિજ તત્ત્વો છે. હેમોગ્લોબીનની બનાવટમાં લોહની જરૂર પડે છે,

* લોહીના રાતા પરમાણુઓનો રંગ. હેમેટીન અને ગ્લોબ્યુલીન ઉપરથી બનાવેલો શબ્દ.

જે કેળાં પૂરું પાડે છે. કેળાંને સૂકવીને બનાવેલો ભૂકો રાસાયનિક પદ્ધતિએ તથા પાંડુરોગ (anaemia) થી પીડાતા ઉંદર પર પ્રયોગ કરીને તેમાં રહેલા લોહપ્રમાણ માટે તપાસવામાં આવ્યો હતો. એ ઉપરથી પુરવાર થયું કે કેળાંમાં રહેલા લોહના પ્રમાણમાંથી મોટો ભાગ ઉપયોગી થાય છે. પ્રાણીઓ ઉપરના પ્રયોગોથી એ નક્કી થયું કે કેળાંની સૂકી ભૂકીમાં જે પ્રમાણમાં લોહ હતું તેમાંથી લગભગ બધું હેમોગ્લોબીનની બનાવટમાં વપરાઇ ગયું. આ લોહનો ઉપયોગ બરાબર થવા માટે ત્રાંબુ યોગ્ય પ્રમાણમાં જોઈએ, જે કેળાંમાં છે. જુદીજુદી ઋતુઓમાં ખરીદેલા પાકાં કેળાંના સાત નમૂનાઓમાં લોહનું પ્રમાણ તપાસતાં માલમ પડે છે કે સરેરાશ ૦.૦૦૦૧૪ ટકા લોહ કેળાંમાં હોય છે.

## કેળાંની સફેદી (albumen)

જંતુથી ભરેલાં ખરાબ પીણાં લેવાથી, વારંવાર થોડે અંતરે ખા–ખા કરવાથી જંતુઓનો ચેપ ગળાના નીચેના ભાગમાં લાગે છે. આ ચેપની અસર સારી રીતે ડફરાએલા (well-bufferd) અને જરા ખારના તત્ત્વવાળા ખોરાક લેવાથી દૂર કરી શકાય છે. આવો ગુણ કેળાં ધરાવે છે. કેળાં ખાવાથી લાગેલો ચેપ કાઢી શકાય છે. હોજરીમાં પણ કેળાંનો ગર (pulp) આવા ડફરાએલા ખોરાકનું કામ કરે છે. ૧૦૦ ગ્રામ કેળાંમાં (પાશેરથી જરા ઓછું) ૧.૫ ગ્રામ સફેદી (albumen) છે. આલ્બુમીનનું પ્રમાણ ઓછું હોય એવા ખોરાકની જરૂર હોય ત્યારે દાક્તરો કેળાંવાળા ખોરાકની ભલામણ કરે છે. ૧૪૦૦ ગ્રામ (૨ાા–૩ પૌંડ) કેળાંનો મેદો ૧૯ ગ્રામ આલ્બુમીન ૧.૮ ગ્રામ મીઠું (salt) અને ૧,૨૨૫ કેલોરી ગરમી આપે છે. મધુપ્રમેહના દર્દીઓને આવી જાતનો ખોરાક ખાસ જરૂરી છે.

## કેળાંનું ખાર તત્ત્વ (Alkalinity)

ક્ષારમય ખાદ્ય પદાર્થોમાં કેળાં અગ્રસ્થાને મૂકી શકાય. કેળાં ખાવાથી શરીરમાં જે પદાર્થો પેદા થાય છે તે બધા ખારવાળા પદાર્થોના ગુણો દર્શાવે છે. આ પદાર્થોનું અંતિમ પરિવર્તન alkaline આવે છે. કેળાંમિશ્રિત ખોરાક લેનારનો પેશાબ પણ alkaline હોય છે, એટલા માટે acidosis (ખાટાશાતિરેક)માં કેળાં ઘણો ફાયદો કરે છે. ૫ થી ૧૩ વર્ષનાં બાળકોના ચાર ચારની ટુકડીમાં વિભાગ કરવામાં આવ્યા હતા. એ ટુકડીને કેળાં વિનાનો ખોરાક, બાકીની એને કાર્બોહાઇડ્રેટ વિનાનો: પરંતુ તેને બદલે એટલા જ પ્રમાણવાળો ૩ થી ૬ કેળાંવાળો ખોરાક આપવામાં આવ્યો હતો. અમુક સમય પછી ખોરાકનો અદલોબદલો કરવામાં આવ્યો હતો. બાળક દીઠ ખોરાકનું પ્રમાણ, મૂત્ર તથા મળનો હિસાબ રાખવામાં આવ્યો હતો. કેળાં પર નભતા વિભાગમાં બાળકોનું મૂત્ર ઓછું અને મળનું પ્રમાણ હંમેશાં વધારે આવતું. આ વિભાગના કોઇ બાળકને અતિસાર લાગુ નહોતો પડ્યો. પેશાબ ચોક્ખો alkaline આવતો.

## કાર્બોહાઇડ્રેટ્સ (Carbohydrates)

પાકાં કેળાંનાં અંદર વજનને હિસાબે ૨૨ ટકા ભાગ કાર્બોહાઇડ્રેટ એટલે સાકર અને તેની જાતના પદાર્થોનો છે. આ બધી સાકર એવા રૂપમાં આવેલી છે કે નાનાં બાળકો પણ એને સહેલાઈથી પચાવી શકે. છાલને કાઢી નાંખતાં કેળાંમાં સાકર કઈ કઈ જાતની અને કેટલી છે તે નીચે બતાવ્યું છે:—

દ્રાક્ષની સાકર (ગ્લુકોઝ)...૫.૯૨%
ફળની સાકર (ફ્રુક્ટોઝ)...૩.૭૮%
શેરડીની સાકર (સુક્રોઝ)...૬.૫૮%
આર યા કાંજી. (સ્ટાર્ચ)...૩.૦૨%

કુલ ૧૫.૦૨%

સૂર્યના કિરણોની શક્તિથી હવાના કાર્બોનિક ઍસિડ ગેસ ($CO_2$) અને પાણીમાંથી કેળના પાનમાં સાકર પેદા થાય છે. (photo-synthesis) આ સાકરનો રસ પાનના રેસાઓમાં બધે ફેલાતો જાય છે. ત્યાંથી તે આગળ વધે છે અને સાથે સાથે તેનું રૂપાંતર (inversion) થાય છે. આ રૂપાંતરના પદાર્થો કેળમાં બધે માલમ પડે છે. ત્યાં પ્રગતિ કરતાં તે કેળાની લૂમોમાં પહોંચે છે અને ફળમાં–કેળાંમાં આવે છે.

કેળાં જેમ જેમ પાકતાં જાય છે તેમ તેમ તેમાં રહેલાં સ્ટાર્ચનું પણ પરિવર્તન થાય છે, અને તેમાંથી સાકર બનતી જાય છે. કાચાં કેળાંનો સ્વાદ કઠોર લાગે છે, પરંતુ જેમ જેમ સ્ટાર્ચનું સાકરમાં પરિવર્તન વધતું જાય છે તેમ તેમ પાકાં કેળાંની અનુકૂળ સુગંધ આવે છે. આ સુગંધ amyl acetate નામના પદાર્થને લીધે છે. આ પદાર્થ જુજ પ્રમાણમાં પાકાં કેળાંમાં હોય છે. કાચા ઉતારેલા કેળાંને જો એકદમ ઠંડીમાં રાખવામાં આવે તો તેનો પરિપાક અટકી પડે છે. આવા અધકચરા કેળાંમાં થોડો acetaldehydeનો અંશ પેદા થાય છે.

પૃથક્કરણ બતાવી આપે છે કે કેળાં પાકતાં હોય છે ત્યારે તેમાં રહેલા સ્ટાર્ચમાંથી સાકર અને તેમાંથી બીજી સાકરો જુદાજુદા રાસાયનિક ફેરફારોને લીધે પેદા થાય છે. ઉપરાંત કેળમાં રહેલા ટેનીન (tannin) વાળા પદાર્થોમાં ખૂબ ફેરફાર થાય છે, સાથે સાથે સુગંધ અને સ્વાદમાં પણ ફેરફાર થયાં કરે છે. આ પરિપાકના ફેરફારની પ્રગતિ પ્રથમ નિયમસર વધતી જાય છે અને પછી પ્રગતિ મંદ પડી જાય છે. આ ફેરફારો ખૂબ કાળજીપૂર્વક તપાસવામાં આવ્યાં છે અને તે ફેરફારો દરમિયાન ઉત્પન્ન થયેલી ગરમીનું માપ બરાબર કાઢવામાં આવ્યું છે. કેળાંના દરે કીલોગ્રામે (લગભગ ૨॥ પૌંડ) દર કલાકે ૨ થી ૧ કેલોરી ગરમી પેદા થાય છે. આ બધા ફેરફારોમાં સ્ટાર્ચનું પરિવર્તન થાય છે, પરંતુ પ્રોટીન, 'ફેટ'ના પ્રમાણમાં નજીવો ફેરફાર માલમ પડે છે.

૧:૧૦૦૦ ભાગે ethylene નામના વાયુવાળા વાતાવરણમાં કેળાં એકદમ પીળાં થઈ જાય છે. આ વાયુ કેળાંને પકાવવામાં ખૂબ ઉત્તેજન આપે છે. સ્ટાર્ચનું સાકરમાં પરિવર્તન કરાવવામાં કેળાંમાં રહેલાં enzymes કારણભૂત છે.

કાચાં અને પાકાં કેળાંની સાકર ખૂબ તપાસવામાં આવી છે. સ્ટાર્ચને સાકરમાં ફેરવવા જરૂરી Emylase કેળાંમાં નથી, છતાં કેળાંમાં આ ફેરફાર જલદી થાય છે.

પાકાં કેળાંમાં ૦.૨ ટકા ખટાશવાળા પદાર્થો છે. આમાં મુખ્ય મેલિક ઍસિડ (malic-acid) છે. શરૂઆતમાં આ ખૂબ હોય છે. પરંતુ જેમ જેમ કેળાં પાકી જાય છે તેમ તેમ તેનું પ્રમાણ ઘટી જાય છે.

કાચાં કેળાંમાં ખૂબ સ્ટાર્ચ હોવાથી તેનો સ્વાદ તુરાટ હોય છે. આનું કારણ એ છે કે તેમાં ટેનીન (tannin) પાણીમાં દ્રાવણ થઈ શકે એવા રૂપમાં હોય છે; પણ જ્યારે કેળાં પાકે છે ત્યારે અદ્રાવ્ય સ્થિતિમાં તેનું રૂપાંતર થાય છે એટલે પાકાં કેળાંનો જલદ સ્વાદ આવતો નથી.

## વિટામીન

કેળાંમાં આવેલા વિટામીનનું કોષ્ટક નીચે આપ્યું છે:–

| | | |
|---|---|---|
| વિટામીન | A | ......+ to ++ |
| " | $B_1$ | ......+ |
| " | $B_2$ | ......+ |
| " | C | ..............++ |
| " | D | ..............તદ્દન નજીવું |
| " | E | ..................+ |
| " | G | ..................++ |

\+ = વિટામીન છે

++ = વિટામીન સારા પ્રમાણમાં છે.

૮૯ ગ્રામ વજનનાં કેળાં લગભગ ૨૫૦ એકમ વિટામીન 'એ', ૨૭૦ ગ્રામ વજનનાં કેળાં લગભગ ૫૦ એકમ વિટામીન 'બી' અને આશરે ૩૦ એકમ વિટામીન 'સી' આપે છે. (૪૫૩ ગ્રામ = ૧ પૌંડ)

વિટામીન 'એ' ખૂબ હોવાથી કેળાં દાંતને સારી રીતે લાભકર્તા છે. સામાન્ય તંદુરસ્તી જાળવવા માટે કેળાં સરસ ઉપાય છે. વિટામીન 'એ' ને લીધે કેળાં દર્દ નિવારવામાં યા તો તેને રોકવામાં ખૂબ ઉપયોગી છે. શરીરના વજનના પ્રમાણમાં $\frac{1}{100}$ ભાગ કેળાં દરરોજ સેવાથી ફાયદો થાય છે. ૩ વર્ષના બાળકને (વજન ૧૨–૧૪ કીલોગ્રામ) આ હિસાબે ૪ થી ૫ કેળાં આપી શકાય. ગ્યોરગી નામના વૈજ્ઞાનિકે એવું શોધી કાઢ્યું છે કે ખોરાકમાં જાણીતા વિટામીન ઉપરાંત એક વિટામીન તત્ત્વ એવું રહેલું છે કે તેના અભાવે ખરજવા જેવું ચામડીનું દર્દ થાય છે. આ દર્દ મટાડવા ખોરાકમાંથી એક એવું તત્ત્વ તેણે શોધી કાઢ્યું છે જેને Vitamin H factor નામ આપવામાં આવ્યું છે. આ એચ વિટામીન (Vitamin H) તાજાં કેળાંમાં છે. ૪ થી ૫ ગ્રામ તાજાં કેળાં આ હિસાબે દર્દ મટાડવા માટે પૂરતાં છે.

## દૂધ–કેળાં

દૂધની સાથે કેળાં લેવાથી સંપૂર્ણ પૌષ્ટિક તત્ત્વોવાળો (completely balanced) ખોરાક મળી રહે છે. દૂધમાં વિટામીન 'એ' ખૂબ છે. વિટામીન 'એ'વાળા કુદરતી ખોરાકથી થતી અસર માપવા માટે દૂધ અને કેળાં સાધનરૂપ છે. કેળાંમાં ચરબીનું પ્રમાણ ઓછું છે પણ વિટામીન 'એ'નું દ્રાવણ કરવા જરૂરી પ્રમાણ તેમાં છે. (vitamin A. 'એ' ને fat-soluble vitamin પણ કહેવાય છે.) દૂધ એકલું સંપૂર્ણ ખોરાકનો

તત્ત્વોવાળું નથી. તેમાં કાર્બોહાઈડ્રેટની ખામી છે. તેને જંતુવિહીન કરવા જતાં ( pasteurise ) વિટામીન 'સી'નો નાશ થાય છે, એટલે દૂધ-કેળાં આહારશાસ્ત્રની દષ્ટિએ એક સરસ જોડી બને છે. ટમેટાંના રસમાં જે વિટામીન 'બી'નું તત્ત્વ છે તે જ કેળાંમાં છે. કેળામાં, મોસંબી તથા ટમેટાંના રસમાં વિટામીન 'સી' પુષ્કળ છે. લાંબા વખતથી પીડાતા ulterative colites (આંતરડાનું એક જાતનું દર્દ)ના દર્દીઓને એક પાકું કેળું, ખાસ મોસંબીનો રસ તથા બે ચમચા સુપ (purie) હંમેશાં આપવાથી ઘણો ફાયદો થાય છે. દરરોજ ૧૦–૧૫ ગ્રામ કાચાં કેળાં રક્તપિત્તનો (scurvy) રોગ અટકાવી શકે છે એમ ડાક્ટર લેવીસ જણાવે છે. અનેક પ્રયોગો કરીને પુરવાર થયું છે કે રક્તપિત્તના રોગ સામે કેળાં સરસ ઈલાજ છે. પુષ્કળ શોધખોળના પરિણામે એમ સિદ્ધ થયું છે કે રક્તપિત્ત, મરડો, ઝાડા ( અતિસાર ); મધુપ્રમેહ તથા મૂત્રાશયનાં દર્દો તેમ ચામડીનાં દર્દો માટે કેળાં અચ્છો ઉપાય છે.

## કાચાં કેળાં

કાચાં કેળાં હોજરીને નુકસાનકારક છે. કાચા-બટાટા (નહિ બાફેલા) ખાવાની જેમ કોઈ ભલામણ ન કરે તેમ કાચાં કેળાંનું પણ છે. કાચાં કેળાંમાં રહેલો અપક્વ સ્ટાર્ચ હોજરીને ઉથલાવી નાંખે છે. નવાઈની વાત એ છે કે ઘણાં માણસો પાકાં કેળાંને છાલ જરા કાળી પડેલી હોઈને સડેલી વસ્તુ તરીકે ગણીને ફેંકી દે છે! જ્યાં સુધી સ્ટાર્ચનું પરિવર્તન સાકરમાં ન થયું હોય ત્યાંસુધી કાચાં ફળો જેવાં કે કેળાં સફરજન ખાવાથી ફાયદાને બદલે નુકસાન થાય છે. આપણી અજ્ઞાનતાને લીધે ફળનો દોષ કાઢવો એ કેવું અજુગતું કહેવાય!

## ઉપસંહાર

કેળાં સસ્તાં ફળ છે, બધી ઋતુઓમાં સહેલાઈથી મળી શકે છે, તે સ્વાદિષ્ટ, પુષ્ટિકારક અને જલદી પચી શકે છે. કેળાંનું સેવન કરવાથી ઘણાં દર્દો મટાડી શકાય છે. દૂધની સાથે કેળાં સંપૂર્ણ પૌષ્ટિક તત્ત્વોવાળો ખોરાક થાય છે. કેળાંમાં વિટામીનનું પ્રમાણ ઘણું સારું છે.*



* 'પ્રજાબંધુ'-'ગુજરાત સમાચાર'—દીપોત્સવી અંક (૧૯૫૪)માંથી ઉદ્ધૃત

# સ્વ૦ વિમળાને

'સાનુ'

કમળશી વિમળા હતી નિર્મલા,
સહનશીલ, સુશીલ, સ્મિતોજ્જ્વલા,
પતિપરાયણ, સંતતિવત્સલા,
ગઈ સુવાસ જગે ભરી મંગલા.

અતિથિ:સ્વાગતની ગત જાણતી,
સુજનતા જનતા તુજ માણતી,
મળતી તું સહુને સમભાવથી,
સુહૃદ વર્તુલ નિત્ય વધારતી.

પરમ ભાગ્ય વિના નવ સાંપડે
સહચરી અનુકૂલ સ્વભાવની,
સુભગ જીવન કાન્તનું તું વડે,
ગહન ત્યાં પડી છાંય વિષાદની.

લય બની તરણી મઝધારમાં,
પતિ ઝુરે સ્મરણો ભરી કારમાં. +

તા. ૧:૧૨:૧૯૪૬



+ નોંધ–મારા મિત્રની પત્ની વિમળાના અકાળ અવસાન નિમિત્તે ઉપર્યુક્ત કરુણ-પ્રશસ્તિ સ્ફુરી છે. —લેખક

# પ્રેમ

અનુવાદક : ગુલાબદાસ બ્રોકર

[ વિલિયમ સારોયાન (William Saroyan) અત્યારના અમેરિકન ટૂંકી વાર્તાલેખકોમાં અગ્રસ્થાન ભોગવે છે. છેલ્લાં પાંચદસ વર્ષમાં ટૂંકી વાર્તાની કલા અમેરિકાના લેખકોના હાથ નીચે નવાં નવાં રૂપ ધરતી જાય છે અને એ કલાના રૂઢ સ્વરૂપની માન્યતાઓ પણ પલટો ખાતી જાય છે. *The Daring Young Man on the Flying Trapeze*–જે પુસ્તકમાંથી આ વાર્તાનો અનુવાદ કર્યો છે તે–૧૯૩૪માં પ્રસિદ્ધ થતાં એનો લેખક પ્રતિભાસંપન્ન અગ્રગણ્ય લેખકોમાં પોતાનું સ્થાન મેળવી ગયો. પછી તો તેની સર્જનધારા ચાલુ રહી. બેએક વર્ષ પહેલાં અમેરિકાનું સાહિત્યનું સર્વોત્કૃષ્ટ પારિતોષિક–The Pulitzer Prize–એને મળ્યું. એ માન તેના એક નાટકને અંગે મળ્યું. એ નાટકનું નામ *The Time of Your Life.*

સારોયાનની વાર્તાઓમાં વસ્તુઓની વિશિષ્ટતાઓ હોય છે જ, પણ કલાવિધાનની અને આયોજનની વિશિષ્ટતા તો સ્પષ્ટ દેખાઈ આવે એવી છે. આ વાર્તામાં પણ એ વિશિષ્ટતા સ્પષ્ટ દેખાઈ આવશે. તેની બોલીચાલી, વાક્યરચના વગેરેને પૂરતો વફાદાર રહેવાનો મેં યત્ન કર્યો છે. સંવાદો પણ “ ” અવતરણ ચિન્હો વિના જ એ લખે છે એટલે આ વાર્તામાં બધા સંવાદો એ રીતે જ છપાયેલા દેખાશે. —ગુલાબદાસ બ્રોકર ]

મધરાતને થોડી જ વાર બાકી રહી હતી. શહેર ઉપર વરસી રહેલું ધુમ્મસ વરસાદમાં ફેરવાઈ ગયું અને છટ્ઠે રસ્તે ચાલી જતા મેક્ષને એક ઘરનો આશ્રય લેવો પડ્યો. ત્યાં ઊભા રહી તેણે કપાળ ઉપરથી રૂમાલ વતી વરસાદના પાણીને સાફ કર્યું. આપણને અહીં વરસાદ નહિ નડે, તેણે પોતાના મિત્ર પેટ ફેરેરોને કહ્યું. વરસાદ રહી જાય ત્યાં સુધી આપણે ઉપર ચાલ્યા જઈએ અને ત્યાં જ રોકાઈએ.

ચલો, પેટે કહ્યું, પણ કંઈ આડુંઅવળું કરવાનું નહિ.

મેક્ષે બટન દાબ્યું અને તરત જ, ધાર્યું હોય તે કરતાં પણ વધારે ઝડપથી ફટ દઈને બાર ઊઘડી ગયું. ધંધો કંગાલ હાલતમાં હશે પેટને લાગ્યું. સીડીના છેક ઉપલા પગથિયા ઉપર તેમણે જાડી જેવી, પ્રૌઢ ઉમરની સીદી નોકરડીને જોઈ. તે સ્મિત કરતી હતી, જાણે એમને જોઈને ખુશ ન થઈ હોય એવું બતાવવા પ્રયત્ન કરી રહી હતી.

મોજમાં છે ને ? પેટે તેને કહ્યું, કેમ છે કહે તો ખરી ?

કેમ શેઠીઆવ કેમ છો ? તે સ્ત્રીએ કહ્યું. સીધા આગળના ભાગમાં જાવ. આગલા ઓરડામાં બેસજો.

તે બન્ને એ નાના આગલા ઓરડામાં દાખલ થયા, બાર બંધ કર્યું અને બેઠા. છોકરીઓને ત્યાં બોલાવી લાવવા નોકરડી નીચે ચાલી ગઈ. જગ્યા ખૂબ શાંત હતી અને તે બેઉ નોકરડી નીચે જતી હતી તેનાં પગલાં સાંભળી શકતા હતા. ઓરડામાં ત્રણ ખુરશીઓ હતી અને રંગીન લાદીના ચપાકાવાળી એક નીચી ટીપાઈ હતી. તે ટીપાઈ ઉપર એક ગ્રામરખણી પડી હતી. ઓરડાની બે દિવાલો ઉપર શિખાઉ હાથોથી દોરાયેલાં બે નગ્ન ચિત્રો હતાં. એ નગ્ન ચિત્રો સરસ નહોતાં લાગતાં, જરા બાજુએથી આડાંઅવળાં દોરાયાં

હોય એવાં એ હતાં. ટીપાઈના નીચલા ભાગમાં હલકા કાગળવાળા એકાદ સામયિકની નકલ નકલો પડી હતી. એ સામયિકનું નામ ' પ્રેમ ' હતું. ઓરડો રસ્તા ઉપર પડતો હતો પણ બે બારીઓ તો પડદાથી ઢંકાઈ ગઈ હતી. બારીમાંથી બહાર જોતો જોતો પેટ રસ્તા ઉપર પડતા વરસાદને જોઈ રહ્યો.

હવે તો જોરથી પડે છે, તેણે કહ્યું. આપણે ત્યાંથી ચાલી આવ્યા એ સારું થયું.

ફરી પાછો તે બેસી ગયો. તું આ છોકરીઓને ઓળખે છે? તેણે પૂછ્યું.

ના, મેં કહ્યું. આ જગ્યાએ હું પહેલવહેલો જ આવું છું. આ રસ્તા ઉપર આવતી બધી યે નાની હોટલો આના જેવી જ છે. વરસાદ પડતો હોય ત્યારે આ રસ્તા ઉપર ગમે ત્યાં આપણને આશરો મળે. આ હોટલો કંઈ ઓરડાઓ ભાડે નથી આપતી.

પણ આપણે કંઈ આડુંઅવળું કરવાનું નથી હોં, પેટે કહ્યું.

ચોક્કસ, મેં કહ્યું. વરસાદ અટકી જાય ત્યાં સુધી આપણે ખાલી વાતો કરીશું.

નીચેના હોલમાંથી ઉપર આવતી છોકરીઓનો અવાજ તેમણે સાંભળ્યો. એ છોકરીઓ ન'તી વાત કરતી કે ન'તી હસતી અને ગમે તેમ પણ એમનું આવવું પેટને જરા જરા પણ શોકમય લાગ્યું. તેણે એક સિગરેટ સળગાવી. હું ઇચ્છું છું કે એ લોકો મારા મનમાં એમને માટે દુઃખમય વિચારો પેદા ન કરે, તેને થયું. હું ઇચ્છું છું કે અહીંથી એમને જ વિષે ચિન્તા કરતો હું બહાર ન જાઉં.

બાર ઊઘડ્યું અને છોકરીઓ દાખલ થઈ. ત્રણ છોકરીઓ આવી—આવી જગ્યાઓએ હંમેશા પહેરાય એવા જ લેબાશમાં સજ્જ બનીને. પહેલવહેલાં તો એની નજર તેમના શરીર ઉપર પડી પણ થોડીવારમાં એ જ જોઈ રહેવાથી એ કંટાળ્યો અને પછી તેમના ચહેરાઓ સામે તેણે જોયું. તેમની આંખો અને તેમના ચોકની સામે તે જોઈ રહ્યો. એ લોકોને આ બધું કેવું લાગતું હતું એ જાણવા માગતો ન હોય એ રીતે.

હંમેશા આ સંજોગોમાં અપાય છે એવું આમંત્રણ તેમાંની દરેક છોકરી બોલી ગઈ. પેટે કે મેં એનો કંઈ જવાબ ન વાળ્યો. એને બદલે એ તો સ્મિત કરતા કરતા મૂંગા બેઠા રહ્યા. પછી એ છોકરીઓ જે ધંધા માટે પોતે ત્યાં આવી હતી તે ભૂલી ગઈ લાગી અને ધંધાદારી ભાષા બોલવી બંધ કરી દીધી.

વરસાદ પડે છે, નહિ ? એમાંની સૌથી નાની છોકરીએ કહ્યું. તેની ઉંમર ઓગણીસેક વર્ષની હશે અને તે ખૂબ ગભરાયેલી લાગતી હતી. એનાથી વધારે ગભરાયેલી લાગતી કોઈ પણ સ્ત્રીને પોતે જોઈ હોય તેવું પેટને યાદ ન આવ્યું. આ છોકરીમાં ભરાઈ બેઠેલા ભયનો નાશ કરી નાખવાનું, આવી જગ્યાએ એને કદી પણ ન મળી શકે એ જાતનો આધાર એને આપવાનું, માત્ર એની આગળ હાજર રહીને એને પોતામય બનાવી દેવાનું, પોતાના બળનો વિસ્તાર કરીને એને બળવાન બનાવી દેવાનું તેને તરત જ મન થઈ આવ્યું.

હા, તેણે સાદી રીતે કહ્યું. અહીં આવ. મારે તારી સાથે વાત કરવી છે.

તેનું આશ્ચર્ય તે જોઈ શક્યો. જાણે કે રવરક્ષણ કરતી હોય એ રીતે તેણે એકાદ ધંધાદારી વાક્ય ઉચ્ચાર્યું અને એના પગ ઉપર બેસી ગઈ. તે તેને અડ્યો નહિ પણ માત્ર તેનો હાથ તેણે પોતાના હાથમાં લીધો. એ હાથ તદ્દન ઠંડો હતો અને એના નખ લાંબા હતા, કદરૂપા હતા, રાતા રંગે રંગેલા હતા.

તારું નામ શું ? તેણે પૂછ્યું. તેને ખબર હતી કે એ પોતાનું નામ આપવાની નહિ જ પણ તેણે પોતા માટે કયું નામ ખોળી કાઢ્યું હતું એ એને જાણવું હતું અને એની સાથે એને વાત કરવી હતી.

માર્થા, પેલીએ જવાબ આપ્યો. ચાલો, તેણે કહ્યું, આપણે એક ઓરડામાં જઈએ અને લ્હેર કરીએ.

માર્થા કેવી ? તેણે પૂછ્યું. તું વહુવણુ જેવી લાગે છે.

માર્થા બ્લુમ, તેણે કહ્યું. ચાલોને, પ્યારા, આપણે મોજ ઉડાવીએ.

હવે એવું એવું રહેવા દે, તેણે કહ્યું. તને કેમ છે અહીં ?

મને લાગે છે કે મઝા છે.

મેક્ષ બીજી બે છોકરીઓને સંભાળતો હતો. એમાંની સૌથી પહોળી, જે ખરેખર ખૂબ પહોળી હતી, જાડી જ કહી શકાય એવી, મેક્ષના ખોળામાં બેઠી અને મેક્ષ એને અડવા માંડ્યો. તેને એ બહુ જ ગમ્યું કેમકે તેને લાગ્યું કે થોડી જ વારમાં મેક્ષ પોતાને એક ઓરડામાં લઈ જશે અને એને અંગે આ હોટલની માલિકણ બાઈ ઉપર પોતાની સારી છાપ પડશે.

અરે ! મેક્ષે કહ્યું, કેટલી સુંદર તારી કાયા છે ? અને તેણે તેના સ્તન સાથે અટકચાળું કર્યું. તું તો જબરી મા બન એવી છે. હોં !

ચાલો, વ્હાલા, જાડી છોકરીએ કહ્યું, ચાલો આપણે પરણી જઈએ, ચાલો આપણે ધણીધણીઆણી બની જઈએ.

જરૂર, ત્રીજી છોકરીએ કહ્યું, તમે બન્ને શા માટે એક ઓરડામાં જઈ મોજ કરતાં નથી ?

ખરેખર, પેરને થયું, ધંધો તદ્દન કંગાલ રીતે ચાલતો હશે અને આ છોકરીઓ પણ એને અંગે તદ્દન વટ વિનાની થઈ ગઈ છે. કદાચ એ લોકોને નોકરી જવાનો ભય લાગતો હશે. તે ચિંતામગ્ન તો દેખાતી હતી જ. ચિંતામગ્ન હોય એવો એમનો અવાજ તો જરૂર હતો. એ લોકો ખૂબ કામ પ્રેરે એવી હોય એમ દેખાવાનો પ્રયત્ન કરતી હતી એ તો ખરેખર કરુણ હતું.

ઓહો ! મેક્ષે કહ્યું, તારા સાથળ કેટલા મજબૂત છે.

ઓચિંતો પેલી જાડી છોકરીને પણ જાણે ઊંચકી લેતો હોય તેમ તે ઊભો થઈ ગયો અને બારી પાસે પહોંચ્યો. ઓચિંતો તે કડક બની ગયો, જાડીને તો જાણે ભૂલી જ ગયો હોય તેવો બની ગયો અને પાછો જ્યારે તે ખુરશી ઉપર બેઠો ત્યારે પેલી જાડી છોકરીને તેના ખોળામાં બેસતાં બીક લાગી. જરા ગભરાઈ ગઈ હોય એવી, જરા મૂંઝાઈ ગઈ હોય એવી તે બની ગઈ. પોતાનું સ્થૂળ શરીર, જાડા હોઠ, આખી કામોત્તેજક કાયાની જાણે કશી કિંમત નહોતી, અને આ બે જણા તો જાણે પોતે લાકડાની કે એવા કશાકની બનેલી હોય એવી રીતે એની સામે જોતા બેઠા રહ્યા હતા ! પેરને થયું કે એને ખૂબ દુઃખ થયું છે. ફરી જ્યારે મેક્ષને પોતામાં રસ લેતો કરવાનો તે પ્રયત્ન કરવા લાગી ત્યારે પેરને ખૂબ ચીઢ ચઢી, દુઃખ થયું.

આ ખોટું, તેને થયું, આ હલકાઈ છે, આ સ્ત્રી ઉપર આપણે જાણે કે કોઈ હલકી યુક્તિ અજમાવી રહ્યા છીએ. આને અંગે તો આપણે ચાલ્યા જઈશું પછી પણ મહિનાઓ સુધી આ છોકરીઓને દુઃખ રહી જશે. આ તો એ લોકો કદી ભૂલી શકશે નહિ.

તેણે ઓરડામાં છેક સામી બાજુ બેઠેલા મેક્ષ સામે જોયું. ચાલો, તેણે કહ્યું, આપણે જઈએ.

ગાંડા થાઓ માં, મેક્ષે કહ્યું. બહાર વરસાદ પડે છે. આ છોકરીઓને આપણા જેવા દેખાવડા જુવાનીઆઓ કંઈ હંમેશાં આવા મળતા નથી.

એમાંની દરેક છોકરીએ હસવાનો પ્રયત્ન કર્યો પણ તેમના હાસ્યનો અવાજ બનાવી કાઢેલો અને કરુણ લાગ્યો.

ઉપરાંત, મેક્ષે કહ્યું, છોકરીઓ, જો તમે કામમાં હો તો ચાલી જજો. અમારી સાથે તમારે રહેવું પડે એમ નથી. તમારા વિના અમારે અહીં બેસવું પડે તો અમને વાંધો નથી.

જુઓ હવે, એ કંઈ સારું કહેવાય ? ત્રીજી છોકરીએ કહ્યું. તે મેક્ષના ખોળામાં બેઠી અને મેક્ષે પોતાના હાથથી એને વીંટી લીધી.

તને ખબર છે, તેણે કહ્યું, તું જરા પણ ખરાબ નથી. તારામાં યે કંઈક છે હોં !

પછી તેણે મોઢું બગાડ્યું જાણે કશુંક ગંદું સુંઘતો નહોય તેમ.

જાડી છોકરી એક ખૂણામાં ઊભી હતી. તે ઘણી દુઃખી લાગતી હતી. તે આશ્ચર્યમૂઢ બની ગઇ હતી; ખુદાને ખાતર કહો, તે ઓચિંતી બોલી ઊઠી, તમે લોકો પોલિસના માણસો નથી, નહિ ?

તું ઉશ્કેરા માં, મેક્ષે કહ્યું. શાંત થા. મારું નામ છે મેક્ષ કેન. હું બૉક્સિંગમાં ઊતરું છું. કદાચ તેં મારું નામ સાંભળ્યું પણ હશે. મારા આ દોસ્તનું નામ છે પેટ ફેરારો. એ કશું કરતો નથી. એ ઘોડા ખેલે છે અને પાનામાં છેતરે છે. અને બહાર વરસાદ પડે છે. અમે તો વરસાદથી બચવાને અહીં આવ્યા છીએ. જો તમારે લોકોને અહીંથી જવું હોય તો ખુશીથી જાવ. તમારે અહીં રહેવું હોય અને મઝા કરવી હોય તો રહો.

ઓહ, છોકરીઓએ કહ્યું.

ત્યારે તમે રહો છો ? મેક્ષે પૂછ્યું

ત્રણેમાંથી કોઈ છોકરી ચાલી જવાને ઊભી ન થઈ. તે લોકો છુટકારો પામી હોય એવું તો જરાતરા લાગતું હતું પણ નિરાશ થઈ હોય એવું તો સ્પષ્ટ દેખાતું હતું.

ચાલો ત્યારે, સરસ, મેક્ષે કહ્યું. હવે આપણે શેને વિષે વાતો કરીશું ?

તે હસવા અને છોકરીઓ સાથે વાતો કરવા માંડ્યો અને પેટે પેલી નાની યહુદી છોકરીને એક સિગરેટ સળગાવી આપી. તેણે ઊંડો દમ લીધો અને તેની સામે બિચારી નજર કરી. એ નજરથી પેટ એને માટે દુઃખી થયો. એને લાગવા માંડ્યું કે આ છોકરી પોતાને ખૂબ ગમતી હતી અને પોતે પણ એના જીવનમાં કંઈક અર્થ રૂપ બની જાય તો સારું. જે રીતે આ વેશ્યાગારોમાં બનતું હતું એમ નહિ, પણ ખરેખર એને એ છોકરી ગમતી હોય તેમ તેને લાગ્યું. એ છોકરી પોતે જ, એનું શરીર અને એ શરીર ઉપર કરી શકવાની ક્રિયાની સગવડતા નહિ, તેની સાથે થોડી મિનિટો સુધી રહેવું અને પછી ચાલી જવું એમ નહિ, પણ તેને ઓળખવી, અંતરતમ રીતે ઓળખવી, તેની અંદર રહેલી જે વસ્તુ પોતાને આટલી બધી પ્રશંસાયોગ્ય લાગતી હતી તેના એક ભાગરૂપ બની જવાનું

તેને મન થતું જતું હતું તેમ તેને લાગ્યું. એ વિચાર તો મૂર્ખાઈ ભરેલો હતો પણ તેને લાગ્યું કે પોતે આ છોકરીને ખરેખર ચાહતો હતો, ખરેખર એને વિષે, એને પોતે છુપાવી પણ નહોતી શકતી એટલો વિષાદ એની આંખોમાં ભર્યો હતો એ માટે, એને ખૂબ લાગણી થતી હતી. એને તો બિચારીને એની પાસે કોઈ પણ આવી ચડે તેને સંતુષ્ટ રાખવાના જ હતા, પછી ભલેને તે બુઢ્ઢા હોય કે રાક્ષસો હોય. પોતાના મનમાં જે કંઈ ધડમથલ ચાલી રહી હતી તે જોતાં તો તે પોતે પણ ચકિત થઈ ગયો પણ એને એ પળે જ ખાતરી થઈ ગઈ કે જો પોતે જિંદગીમાં કોઈ પણ છોકરીને ખરેખર ચાહી હોય, કોઈ પણ છોકરી માટે ખરેખરી લાગણી સેવી હોય તો તે આ જ છોકરી હતી. એ એની સાથે ધીમે ધીમે વાત કરવા મંડ્યો જ્યારે પેલી બાજુ મેક્ષ તો પેલી બે છોકરીઓ સાથે રાડો પાડતો હતો, તેમના નિતંબ ઉપર ચપાટો મારતો હતો અને વરસાદ બારી સાથે લટકાતો જતો હતો, કોઈકોઈ વાર એકદમ આવેગપૂર્વક પછડાતો અને કોઈક વાર જાણે રુદન કરતો હોય એટલી મૃદુતાથી અડી જતો.

તને ખરેખર શું થાય છે? તેણે કહ્યું.

છોકરીએ સિગરેટમાંથી ધુમાડો બહાર કાઢ્યો અને એના ગંભીર ચહેરામાં જોઈ રહી, જાણે જાણવા માગતી ન હોય કે એ ગભીરતાથી વાત કરતો હતો કે માત્ર સમય પસાર કરવા માટે પોતાને બનાવતો હતો.

ઓહ, તેણે કોઈ પણ ખાસ ઊર્મિ વ્યક્ત કર્યા વિના કહ્યું, મને મઝા છે.

ના, પેટે કહ્યું, એક રંડી જેમ મારી સાથે ના બોલ. મારે સાચે જ જાણવું છે. આ બધું તને ગાંડી કરી મૂકે છે? જાણે કે નદીમાં ભુસકો મારવાને તૈયાર હો એવી તું લાગે છે. એટલું બધું ખરાબ છે આ?

તેણે ફરીથી પેટની આંખમાં જોયું અને પેટ જોઈ શક્યો કે એને તો એમ જ લાગતું હતું કે મેક્ષની માફક એ માત્ર સમય પસાર કરવા માટે જ વાત કરતો હતો અને વરસાદના બંધ પડવાની રાહ જોઈ રહ્યો હતો.

મારે જાણવું છે, તેણે કહ્યું.

એટલું બધું ખરાબ નથી, પેલીએ કહ્યું.

પણ તારે એ છોડી દેવું છે, નહિ?

પેલી છોકરીએ બીજી છોકરીઓ આ બધી વાત સાંભળે છે કે નહિ તે જોવા તેમની સામે જોઈ લીધું. આટલું મોટેથી બોલો માં, તેણે કહ્યું. જો શેઠાણીને હું અહીં વાત કરું છું એ આ છોકરીઓ કહી દેશે તો મારી નોકરી જશે.

ભલે જાય, જવા દે, પેટે કહ્યું, જહન્નમમાં ગઈ એ નોકરી.

એની મઝા નથી એમાં, પેલીએ કહ્યું. જો બીજી કોઈ નોકરી ન મળે અને સૂવા માટે રહેઠાણના અને ખાવા માટે અનાજનાં સાંસા પડે તો.

તું અહીં કેટલા વખતથી છે? પેટે પૂછ્યું.

આજે નવમી રાત છે, છોકરીએ કહ્યું.

આ છોકરી, તેને વિચાર આવ્યો. હું એને અહીંથી તો કાઢીશ જ. હું નોકરી મેળવીશ, નાની એવી જગ્યા ભાડે રાખીશ અને એને ખાવાની અને સરખી રીતે

સૂવાની અને કસરત કરવાની વ્યવસ્થા કરી આપીશ. હું એને અડીશ પણ નહિ. ફરી પાછી પોતાના પગ ઉપર ઊભી રહેવા તૈયાર થઈ જાય ત્યાં સુધી જ હું એની સાથે રહીશ. એક અઠવાડિયું ચાલે એટલા પૈસા તો મારી પાસે છે. અને સવારમાં ઊઠતાં વેંત જ નોકરી મેળવવાની એજન્સીમાં જઈશ—અને નોકરી માટે તપાસ કરીશ. આ તો હું કરીશ જ. આ છોકરીને મદદ કરવા કોશીશ પણ ન કરું તો તો હું નીચ કહેવાઉં.

તેની સાથે શાંતિથી તે વાતો કર્યે ગયો અને એ બધો વખત એ છોકરીને ગાંડી બનાવી દેતી આ જિંદગીમાંથી એને ખસેડી લઈ જવાનો વિચાર એ કર્યે ગયો. હવે તો એને લાગતું જ હતું કે એ છોકરી પોતાની સાથે આવશે જ, ગમે ત્યાં. એને લાગતું જ હતું કે એની ઈચ્છા પણ પોતા સાથે આવવાની હતી જ.

બારણાની ઘંટી વાગી તેનો અવાજ તેણે સાંભળ્યો અને કોઈ દાદર ચડયું તેનો અવાજ પણ તેને કાને આવ્યો. પછી તેણે નોકરડીએ બારણું ઉઘાડયું અને બંધ કર્યું તે અવાજ પણ સાંભળ્યો. નોકરડી કોઈ પુરુષ સાથે વાત કરતી હતી તેમ પણ તેને લાગ્યું.. નોકરડી એ ઓરડામાં આવી અને છોકરીઓની સામે જોયું.

નબર આઠ, માર્થા, નોકરડીએ કહ્યું, અને છોકરી તેના પગ ઉપરથી જાણે કશી ય ઈચ્છાશક્તિ વિના ચાલતી હોય તેમ ઊભી થઈ ગઈ.

તે ઘા ખાઈ ગયો હતો. તે પણ છોકરીની સાથોસાથ ઊભો થઈ ગયો અને નોકરડીને જહન્નમમાં જવાનું અને પેલી છોકરીને અને પોતાને એકલાં મૂકી ચાલી જવાનું કહેવાનું તેને મન થઈ આવ્યું. પોતે આ છોકરીને ચાહતો હતો. કોઈપણ ગંદા મવાલી આગળ, જેનું શરીર ગંધાતું હોય અને મન સડી ગયેલું હોય, એવા માણસ આગળ આ છોકરી નાગી થઈ પડી રહે તે તેને ગમતું નહોતું, અને કોઈપણ માડીજાયો જો આડો આવે તો તેનું ચામડું ફાડી નાખવાનું તેને મન થઈ આવ્યું. કોઈપણ માણસ પોતાના ગંદા હાથથી આને અડવા જશે તો તેને પોતે મારી નાખવાનો. એ રીતે એ લોકો એને ગાંડી કરી મૂકતા હતા, એની અંદર રહેલી સારપનો નાશ કરી નાખતા હતા, એ સારપ ભલેને એ છોકરીએ ગમે એટલો રંગ લગાડયો હોય કે ગમે એ રીતે એ વાતો કરવાનો કે વેશ્યા જેવી લાગવાનો યત્ન કરતી હોય છતાં પોતે જોઈ શક્યો હતો. આખી નાપાક હોટલના પોતે ભુક્કેભુક્કા કરી નાખવાનો અને આ છોકરીને પોતાની સાથે લઈ જવાનો. બદમાશો, એને બિચારીને મરવું ગમે એવું કરતા હતા! એને બીકથી અધમૂઈ કરી નાખતા હતા!

પેટ તે છોકરીની આગળ જઈને ઊભો રહ્યો. નોકરડીની સામે તાકી રહ્યો.

આને કોણ મળવા માગે છે? તેણે પૂછ્યું.

એને જવું જ પડશે, નોકરડીએ કહ્યું. બહાર એક માણસ ઊભો છે તે એને મળવા માગે છે. કાલ રાતના એ અહીં આવ્યો હતો.

ચાલ મને લઈ જા એ બદમાશ પાસે, તેણે ધીમે સાદે કહ્યું. હું એને મારી નાખીશ.

મેગે પોતાના ખોળામાં બેઠેલી છોકરીને દૂર હડસેલી દીધી અને પેટને ખભેથી પકડ્યો.

શું ગાંડા કાઢે છે, મૂર્ખા, તેણે હસીને કહ્યું, એ છોકરીને જવા દે. તને શું થઈ ગયું પણ! મેં તને આ રીતે વાત કરતાં અગાઉ કોઈ દી જોયો નથી ને મને ખબર છે કે તેં દારૂ તો પીધો નથી.

કોઈ પણ આને હાથ અડાડવાનો પ્રયત્ન કરશે તો એનો જાન લઈ લઈશ, પેટે કહ્યું. આ છોકરીને કોઈએ હાથ અડાડવાનો નથી.

યા ખુદા, મેક્ષ બોલ્યો. તું ગાંડો થયો છે. તે પોતાના મિત્ર સામે હસવા લાગ્યો. ખરેખર આ ગજબ લાગે છે, તેણે કહ્યું, આ તો ભારે કહેવાય.

વારુ ત્યારે, નોકરડીએ કહ્યું. તમારે માર્થા સાથે એક ઓરડામાં પહેલાં જવું હોય તો તમે જાવ. હું પેલા માણસને થોડીવાર રાહ જોવાનું કહીશ.

મારે કોઈની સાથે કોઈ ઓરડામાં જવું નથી, પેટે કહ્યું, અને ફરી કોઈને પણ હું આ છોકરીને હેરાન કરવા દેવાનો નથી.

ગધેડાની જેમ વાતો કર માં, મેક્ષે કહ્યું.

હું જઈને શેઠાણીને બોલાવી લાવીશ, નોકરડીએ કહ્યું.

પછી તેણે પેલી છોકરીને પોતાની સામે પળેક કરુણ રીતે જોઈ રહી ઉઘાડા બારણા-માંથી નીચે હૉલમાં દોડી જતી જોઈ. નોકરડી પણ બહાર ચાલી ગઈ અને બારણું બંધ કરતી ગઈ. અને તે બેસી ગયો.

મેક્ષ તો હજી યે તેની સામે હસતો હતો. એક મિનિટ તો, મેક્ષે કહ્યું, મને પણ લાગ્યું કે તું ખરેખર કૈંક કરી બેસશે.

શું કહેવું તે છોકરીઓને તો સૂઝ્યું પણ નહિ. પેટે એક સિગરેટ સળગાવી. ઠીક, તેને વિચાર આવ્યો, ખરેખર એ પણ ગજબ, કે પોતે અહીંની એક છોકરી બાગતમાં આ રીતે વર્ત્યો. પોતે ધુમાડો ઊંડો ઉતારતો જતો અને બહાર કાઢતો જતો જતો હસવા લાગ્યો. તે બારી પાસે ગયો અને જોયું કે વરસાદ રહી ગયો હતો.

ચાલો જઈએ, તેણે કહ્યું. લો, તેણે છોકરીઓને કહ્યું, તમે લોકો આનો દારૂ પીજો. અને તેણે બન્ને છોકરીને એકેક રૂપાનો ડૉલર આપ્યો. એમને કૈંક આપ, તેણે મેક્ષને કહ્યું.

ચોક્કસ, મેક્ષે કહ્યું. આ તારી પ્રિયતમા માટે આપું છું. એણે એક ડૉલર ટેબલ ઉપર મૂક્યો અને તે લોકો ઓરડો છોડી ગયા.

હૉલ તરફ નીચે જતાં જતાં પેટે આઠ નંબરનો ઓરડો જોયો અને ઓરડાની અંદર પોતાનો ધંધો બજાવી રહેલી પેલી છોકરીને એ કલ્પી શક્યો. એ છોકરીનો વિચાર કરતો કરતો, પોતે જે કરવા માગતો હતો તે ન કર્યું અને આ હોટલના ભાગીને મુક્કા ન કરી નાખ્યા તે માટે પોતાને બાયલો ગણતો ગણતો અને સાથે સાથે પોતા વિશે આ બધું કેવી રીતે બની ગયું એના વિચારે આશ્ચર્ય પામતો પામતો તે ઝપાટાબંધ દાદરો ઊતરી ગયો.

એક મિનિટ માટે તો, મેક્ષે કહ્યું, મને લાગ્યું કે તું ખરેખર કૈંક કરી બેસીશ. હું તો તારું જડબું તોડી નાખી તને બહાર ખેંચી જવા તૈયાર થઈ ગયો હતો.

એમાં કૈં નહોતું, પેટે કહ્યું, આવી બધી જગ્યાઓમાં હું હંમેશાં મૂંઝાઈ જાઉં છું.

પણ તેને ખબર હતી કે પોતે જૂઠું બોલતો હતો, કે એમાં કશુંક હતું જ, કે જો પોતે કદિ પણ કોઈ છોકરીને ચાહી હોય, કદિ પણ કોઈ વ્યક્તિ માટે પોતે કૈંક અર્થરૂપ થવા ઇચ્છ્યું હોય તો તે પેલા ઓરડામાં જે માણસનું ચામડું પોતે ફાડી નાંખવું જોઈતું હતું તે માણસની બાજુમાં નવસ્ત્રી પડેલી પેલી પહુદી છોકરી જ હતી.*

* મૂળ લેખક: વિલિયમ સારોયાન

# પ્રકૃતિનો અભિસાર

અમીદાસ પ. કાણકિય

તેજતિમિરનો પાલવ ઓઢી
ઊભી અનન્તને આરે.
ચાલી ક્યાં અભિસારે ?
ભાત અનોખી દિગન્તની ઓમાં
આલેખી અદ્દભુત તારે.
ચાલી ક્યાં અભિસારે ?
ઊંચા આભનાં આંગણાં છોડી,
પૃથ્વી તણા પગથારે.
ચાલી ક્યાં અભિસારે ?
આંખડી એક કાં હર્ષથી નાચતી,
બીજી કાં આંસુડાં સારે ?
ચાલી ક્યાં અભિસારે ?
જીવનમોતની સીમ ભમી ભમી,
વિરમે નહિ ક્ષણ વારે.
ચાલી ક્યાં અભિસારે ?
અમૃત વિષનાં ફૂલડાં વીણી,
વેરતી વિશ્વને દ્વારે.
ચાલી ક્યાં અભિસારે ?
પ્રકૃતિ ફરતી ફૂદડી, ચુંદડી,
રંગ નવા નવા ધારે.
ચાલી ક્યાં અભિસારે ?

☆

અનુસંધાન પૃ. ૮૮]

નાટકમાં વિજયધ્વજ ફરકાવે છે. 'ધર્મ અનેક છે રે, શાસ્ત્ર અનેક છે રે, સહુનો હરિવર છે એ એક' એ 'સમન્વયસ્તોત્ર' (પૃ. ૧૫૬) તેમજ 'દશે દિશાઓનો સમન્વય એ આજ' (પૃ. ૧૬૪), 'પ્રભુનાં સત્ય પ્રત્યેક મહાધર્મમાં છે: પરમ સત્ય સર્વસમન્વયમાં છે' (પૃ. ૨૩૨), અને 'વૃક્ષો અનેક છે, વન એક છે' (પૃ. ૨૩૪) જેવાં નાટક દરમ્યાન આવતાં ઉચ્ચારણો નાટકમાંની આ પ્રધાન ભાવનાની જ ધૂન મચાવે છે. 'સુલહ-યે-કુલ્લ! સર્વસમન્વય! સર્વકલ્યાણ!' તો જાણે અકબરજીવનકાવ્યનું અને આ નાટકનું ધ્રુવપદ હોય તેમ, અકબરને આપણે પ્રથમ જોઈએ છીએ ત્યારથી તે નાટકમાં એ આપણી વિદાય લે છે ત્યાં સુધીમાં એ મંત્રનું એકશ્રુતિ ગાન એને મુખેથી ઘણીવાર થયા જ કરે છે. પરિણામે અકબર આ ભાવનાની મૂર્તિ કે પ્રતિનિધિ કે ઉદ્‍ગાતા બની ગયો છે.

આ ઉપરાંત બીજી પણ એકએ પોતાની પ્રિય ભાવનાને અહીં લાવવાનો મોહ કવિ ખાળી શક્યા નથી. એમાંની એક છે કામ વિ૦ પ્રેમની, વિલાસ વિ૦ ઇંદ્રિયનિગ્રહની ભાવના, જે અહીં બીજા અંકના ત્રીજા પ્રવેશમાં ફકીરબાદશાહ અને અકબરના સંવાદમાં અને તેજ અંકના ચોથા પ્રવેશમાં અનારકળી સાથેના અકબરના સંવાદમાં કવિએ જરાક અપ્રાસંગિકતાનો દોષ વહોરી લઈ ને પણ રજૂ કરી છે. ફકીરબાદશાહ અકબરને રસિકા: કામવર્જિતાની ફિલસૂફી સમજાવી 'કામ કે વિલાસ કે વિહાર' કરતાં પ્રેમનું સ્થાન તો ઊંચું ને નિરાળું છે એ શીખવે છે. અનારકળી અને અકબર વચ્ચેનો સંવાદ તો 'જયા અને જયન્ત'માંના નૃત્યદાસી- અને જયા વચ્ચેના અને 'ઇન્દુકુમાર-અંક ત્રીજા'ના છઠ્ઠા

---

પ્રકૃતિ'ના-સમન્વયની (પૃ. ૮૪) ભાવના કવિએ રજૂ કરી છે એ હકીકત આ સંબંધમાં ખાસ નોંધપાત્ર ગણાવી જોઈએ. વસંતધર્મ અને લગ્નભાવનાથી પ્રસ્થાન કરી, પછી ભારતભક્તિ-સેવાની ભાવના સાથે વિલાસવિરોધી વૈરાગ્યની ભાવનાનો મહિમા ગાઈ, આખરે પોતાના વનપ્રવેશની સાથે આ સમન્વયભાવનાનો બુલંદ લલકાર ગજાવી, એમણે શ્રીકૃષ્ણ માટે કહ્યું છે તેમ, કવિ 'સુંદર મટી ભવ્ય થયા' હોય એમ નથી લાગતું? એમનો આવો ભાવનાવિકાસ જોયો હોય તો આપણે એમ કહી શકીએ કે આગલી ભાવનાઓનું ધરાઈને ગાનગુંજન કર્યા પછી એમની સૂક્ષ્મદર્શી કવિદૃષ્ટિને જગત વ્યક્તિવ્યક્તિના, કોમકોમના, પક્ષપક્ષના, રાષ્ટ્રરાષ્ટ્રના (ધોળી, કાળી, પીળી, આર્ય, એંગ્લોસૅક્સન, સેમિટિક) પ્રજાપ્રજાના અને ધર્મધર્મના ઝઘડા ને કલહને પરિણામે વિનાશક વિસંવાદના રોગથી પીડાતું દેખાયું, અને એ રોગના પ્રતિકાર માટે 'સર્વસમન્વય-સર્વકલ્યાણ'નું ઔષધ એમણે સૂચવવા માંડ્યું છે. કોણ કહેશે કે એ ભાવનામાં વિશ્વના ભાવિ કલ્યાણનો સાચો રાહ નથી?

આ ભાવના પ્રત્યેના કવિના પ્રેમનાં મૂળ તપાસવાં જેવાં છે. કૉલેજમાં શીખેલા અકબરના ઇતિહાસના અને ટેનિસનના *Akbar's Dream* એ કાવ્યના વાચનના સંસ્કારોનાં બીજ કવિના ઉદારતા-વિશાળતા-પ્રેમી હૃદયની અનુકૂળ ભૂમિમાં વવાઈ આ ભાવના ઊગી હશે એમ, નીચેનાં

૧ 'અકબરશાહે કીધા અવનીતલમાં
ધર્મસમન્વયના મહાપ્રયત્નો.' (વિશ્વગીતા પૃ. ૧૨૪)

૨ 'અકબરના આદ્ય સમી બ્રાહ્મસમાજ.' (ઇન્દુકુમાર અંક ૧, પ્ર. ૫)

જેવાં અન્યત્ર ઉચ્ચારેલાં વચનોમાં કવિને આ ભાવનાનું સંસ્કારસાહચર્ય (association) અકબર સાથે જ છે એમ દેખાય છે તે પરથી, સમજાય છે. પણ એ સાથે જ, ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર'માંની સંસ્કૃતિઓના ત્રિવેણીસંગમની ભાવના પાછળ રહેલી સમન્વયદૃષ્ટિની પણ, એમની લગ્નભાવના કે પ્રભુપ્રેમમીમાંસાના જેટલી જ, અસર કવિ પર થઈ હોવી જોઈએ એ પણ સ્પષ્ટ છે.

પ્રવેશમાંના પ્રમદા અને કાન્તિ વચ્ચેના સંવાદ જેવો જ છે. એ પ્રવેશમાં અનારકળી ધૃષ્ટ-દાસી અને પ્રમદાની બ્હેન જ બની જઈ દેહ, રૂપ, ને ઈંદ્રિયોની પૂજાનો–વિલાસનો–પક્ષવાદ એવી દલીલો સાથે કરે છે કે અકબર એની સાથે સબળ ચર્ચા કરી શકતો નથી (આખા ય સંવાદમાં અકબર અનારકળી કરતાં ઘણું જ ઓછું બોલે છે) પણ રોષે ભરાઈને એની માફ કરવા ધારેલી સજા ચાલુ રાખે છે.) એને અંગે થોડો વખત તો એવું બને છે કે અકબર કરતાં અનારકળી જ વાચકની સહાનુભૂતિ જીતી જાય છે અને 'આ તો છે બાદશાહીની, હવસપૂજારીઓને શિક્ષા' એ અકબરના શબ્દો તો જાણે અકબરના એ કૃત્યનાં બચાવની ઢાલ તરીકે કવિએ વાપર્યા છે એવું વાચકને લાગવા માંડી જાય છે. પણ પછી તરત જ બોલાતા બિરબલના

'પાપને પુણ્યના વાઘા સજાવતાં
હવસપૂજાના હવસી ધર્મઢોંગો
એ જ છે પૃથ્વીના પરમ ભાર'

એ શબ્દો દેહવિલાસની વૃત્તિને સાવ કુદરતી કહી તેની પૂજા કરવામાં રહેલી અનારની દલીલોની સદોષતાનો ખ્યાલ આપી અકબરના કૃત્યને વાજબી ઠરાવવાનો જરાક પ્રતીતિકર યત્ન કરી જાય છે. મેવાડમાં થતા વિલાસના આગમનને સચિંત નયને જોતા મરણોન્મુખ મહારાણા પ્રતાપની 'શિશોદિયાનાં સંન્યાસ ને તપશ્ચર્યા' ના ભાવી વિશેની ફીકર (પૃ. ૨૫૬–૨૫૮) માં પણ કવિએ વિલાસનિંદા કરી ત્યાગમહિમા ગાયો છે. કવિની બીજી ભાવનાઓમાં લગ્નસ્નેહની, રસિક નિર્મળ દાંપત્યની, બીજા અંકના પહેલા અને ત્રીજા અંકના સાતમા પ્રવેશમાં અકબર ને સલીમા બેગમના દાંપત્યના સુભગ ચિત્રમાં સુચિત રીતે મૂર્ત થઈ છે–અને વસંતભાવના દીને ઈલાહીની સ્થાપનાના પ્રસંગને વસંતપંચમીને દિવસે યોજીને વસંતનો મહિમા સમજાવવાની (પૃ. ૨૩૨–૩૩) કવિએ લીધેલી તકને લીધે આ નાટકમાં જરાક ડોકિયું કરી ગઈ છે. નાટકનાં વસ્તુ, પાત્રો ને વાતાવરણ ઐતિહાસિક હોવા છતાં એ ત્રણે ય તત્ત્વો કવિની ભાવનાશીલતાથી કેવી રીતે રંગાઈ ગયાં છે ને એમ બનવાથી પ્રસ્તુત નાટક વસ્તુ–પાત્રો–વાતાવરણમાં અન્ય નાટકોથી ભિન્ન હોવા છતાં એ કેવી રીતે એના બાહ્યાંતર સ્વરૂપમાં કવિનાં અન્ય ભાવપ્રધાન નાટકો જેવું જ બની ગયું તે આ બધી હકીકત સમજાવી રહે છે.

અને જેમ એ ભાવપ્રધાન નાટકોમાં તેમ અહીં પણ અહીંતહીં ઉચિત સ્થાને ગોઠવાયેલાં કાવ્યો ને ગીતો નાટકની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. નાટકનો ઉપાડ ગીતથી થાય છે અને અન્ત પણ ગીતની સુરાવલિના ગુંજન સાથે જ આવે છે એ ખાસ જોવા જેવું છે. અદૃશ્ય સત્યો એનાં ગાનારાં છે એ એના કૌતુકાંશની કે ઊંચી કવિતા તરીકેની એની કિંમત આંકી નથી, પણ ગ્રીક નાટકના 'કોરસ'નો ધર્મ તે બજાવે છે તેમાં તેની ખરી ખૂબી રહેલી છે. 'કાળનાં ચોઘડિયાં વાગે સૌભાગ્યનાં' એ કુરદેવની ગુણાવળીનું પહેલું ગીત 'ત્રિકાળના સમ્રાટ' અકબરના વિજયની અને એથી આવનાર ભારતના સૌભાગ્યની મંગલ

૧ એવું ભાષ્ય સંવાદમાં રજૂ કરાયું છે અકબરના અવસાન પછી તરત સલીમ, રાજા માન આદિ પાત્રોએ એને આપેલી અંજલિઓમાં (પૃ. ૩૧૪–૨૫). પૃ. ૨૩૭ ના પૂર્વાર્દ્ધમાં પણ એવું છે, પણ ત્યાં એકલી પ્રશંસા છે, ભાષ્ય નથી.

વધામણી ખાય છે અને 'આજ જગત હાલવ્યાં રે, ઉત્સવો ઉજવાય દેવતીર્થમાં' એ સમાપ્તિગાન વચમાં નિરૂપાઈ ગયેલા અકબરજીવન પર ઊજળું મિતાક્ષરી ભાષ્ય બની જાય છે. એ રીતે અકબરચરિત્ર રજૂ કરતા આ નાટકની અનુકૂળ ભૂમિકા અને ઉપસંહાર અનુક્રમે વિષ્કંભક અને છેલ્લા 'અન્તર્નાટક'(એને અન્તર્નાટક કરતાં સમાપ્તિદૃશ્ય–Epilogue–જ કહેવું ઘટે, જેમ વિષ્કંભકને પ્રસ્તાવના કે Prologue કહેવાય તેમઃ) સિમગ્રમાં થાય છે તેના કરતાં આ બે, આખા નાટકને ભાવસમગ્રતા (Unity of impression) સાધી આપતાં, ગીતિમાં જ યોજાએલ છે એમ નિઃસંશય કહી શકાય.

નાટકમાંનાં બાકીનાં ગીતો પરત્વે એટલું કહી શકાય કે એમાંનાં ઘણાં પ્રસંગાનુકૂલ છે, કેટલાંક પાત્રાનુકૂલ છે ને કેટલાંક નાટકની મુખ્ય ભાવનાને ને વાતાવરણને ખાતર મૂકાયાં છે. 'આજની રાત રહો રઘુવીર,' 'મહારાજ ચૌસર ખેલો,' 'આ ઝિંદગીના જહાજે' અને બીજાં ઘણાંમાં પ્રસંગાનુકૂલતા રહેલી છે એ તો તરત જ કળાઈ આવે છે. 'ફૂલડાં જળજો–જળજો રે' અને 'પંખિણી પ્રેમવનની' એ રૂપમતીનાં જેવાં ગીત જેમ પાત્રાનુરૂપ ને પાત્રગત ભાવાનુકૂલ છે, તેમ 'ભરેલા વિશ્વમાં આ દિલનાં સિંહાસન ખાલી' એ અનારકળીની ગઝલ પાત્રાનુરૂપ હોવા સાથે એ પાત્રની જીવનફિલસૂફી રજૂ કરે છે. 'ધર્મ અનેક છે રે' એ ગીત તો સીધી રીતે અકબરને ભાવતી ભાવનાનું જ કથન કરે છે અને 'હો શરમણ, આવજો ગમ ઘેર' તથા 'આ જગતી ઝાળો શમવે એ ક્યાં છે અમૃતમેઘલા' એ ગીતો જગતના અંધાર સામે ફરિયાદ કરી એને વિદારવા કોઈ સન્તને માટે પુકારે છે. કવિ ગંગના છપ્પા, નરહરિનો ગોમાતાની ફરિયાદ વ્યક્ત કરતો છપ્પો, પૃથ્વીરાજના પ્રતાપ પરના ઐતિહાસિક પત્રમાંના દુહા, રાયપ્રવીણે ગાયેલું युगलचरणों मञ्जु मधुकर–दयाल એ ગીત, મહેરૂન્નિસાએ ગાયેલી હાફીઝની 'તાઝે બતાઝે નૌ બનૌ' એ ગઝલ: એ સૌ પ્રાચીન ગીતોનાં નાટકમાં થએલા અવતરણનું તેમજ અજમેરીનાં પાંચ સ્તવનગીતોનું પ્રયોજન પણ સ્પષ્ટ છે. વળી ચિતોડનો, ગુજરાતનો અને કાશ્મીરનો મહિમા ગાતાં 'જય ક્ષત્રિયતીર્થ ચિતોડ,' 'અમ ગુજરાતણનાં ખાણું' અને 'સરવરિયું લ્હેરી લ્હેરી આ જાય' એ ગીતો (જેમાંનાં છેલ્લાં બે તો ગુજરાતણો ને કાશ્મીરિયણોને કંઠેથી ગવાતાં વર્ણવ્યાં છે!) જ્યાં એ મૂકાયાં છે ત્યાં સાવ પ્રયોજનરહિત તથી લાગતાં, પણ તે તે પ્રદેશની વિશિષ્ટતાઓનું યોગ્ય વાતાવરણ જમાવી આપે છે.

આ સમગ્ર ગીતસમુદાયમાં 'વૃંદાવિનની સન્તમંડળી' (કવિએ જેમ 'વિશ્વગીતા'માં બધા પયગંબરો ને ધર્મપ્રવર્તકોનો સમેળ યોજ્યો છે તેમ આ પ્રવેશમાં અકબરી યુગનાં બધાં જ સંતોને અકબરના અને વાચકોના લાભાર્થે એકઠાં કરી દીધાં છે) એ પ્રવેશનાં ગીતો પોતાની સ્વકીય વિશિષ્ટતાઓને લીધે જુદાં જ તરી આવે છે. નંદદાસજીનું 'અણુ અણુમાં રમે રાસ,' મીરાંનું 'આભપરો મેહુલો ગાજે મલ્હાર,' હરિદાસજીનાં 'આવો મારો રસિકવરની કુંજે, રસરાજ' અને 'હો વ્રજરાજ! તારી વાંસળીએ', અને સુરદાસજીનાં 'દુનિયા જોવી ફાધી દૂર' ને 'લહરિયાં સાગરમાં ન સમાય' એમ ચાર સંતોનાં એ ૭ ભજનોમાં (અલબત્ત એની ગેયતા ભજનોની નહિ પણ રાસની છે), એનાં ગાનારનાં ગળાંની પાછળ કવિશ્રી ન્હાનાલાલનો કંઠ વરતાય છે તોય, થોડી પાત્રાનુકૂલતા છે એ જોઈ શકાશે. એ ગીતોમાંનું સંગીત, લય, સંસારવિમુખ સંસારવિસ્મારક ભજનમસ્તી, કાવ્યસમગ્રમાંથી

સ્ફુરતા આધ્યાત્મિક ભાવનો ભગવો રંગ,[1] અને અગોચર–અનહદ–ના પ્રદેશનું દર્શન–સ્પર્શન–શ્રવણ, એ ગીતોમાંનાં ચારને આ નાટકમાંનાં ગીતોમાં તો ખરાં જ પણ કવિની સમગ્ર કવિતામાં પણ આગલી હરોળમાં મૂકી દે છે; અને એને એનાં ભાવભરત ગાનારાંના જ કંઠે ગવાતાં સાંભળવાના અકબરને મળેલા અમૂલ્ય લ્હાવાની ઈર્ષ્યા સહૃદયોમાં (હા, સહૃદયોમાં જ: સહૃદયો સિવાયનાઓ માટે તો જેમ કવિનું નાટક નથી તેમ આ લેખ પણ નથી) ઉપજાવે એવાં છે. એ ગીતોમાં જો એકતારાનો ને વાંસળીનો સૂર સંભળાય છે તો 'કસુંબલ કીધા નાહોલિયા'માં મૃદંગ કે ઢોલક પરની થાપનો અને 'જય કેસરચીર રણધીર રમે' એ રણગીતના બુલંદ શૌર્યલલકારમાં પડઘમના અવાજ ને સિંધુડાના મરદાની સૂર સંભળાય છે. લોકગીતોના ઢાળોમાં પોતાના કાવ્યરસને વહાવતાં જે સફળતા કવિને મળી છે તેવી જ સફળતા ચારણી છંદના પ્રયોગમાં (જેમ 'વિશ્વગીતા'માં[2] તેમ અહીં પણ) એ બીજા ગીતમાં કવિને મળી છે એ ચોક્કસ છે. એ એ પણ બતાવી આપે છે કે કવિ શૃંગાર અને અધ્યાત્મભાવની માફક વીરરસનેય કુશળતાપૂર્વક કવી શકે છે.

કવિનાં ગીતોની એક વિશિષ્ટતા જોવા જેવી છે.–એમનાં નાટકોમાં મૂકાતાં ઘણાં ગીતો આમ તો સ્વતંત્ર જ લખાયેલાં હોય છે અને પછી નાટકોમાં ઉચિત સ્થાને તેમને કવિ ગોઠવી દેતા હોય છે. આથી નાટકમાં પ્રસંગ કે પાત્ર કે ભાવને અનુકૂલ લાગતાં એ ગીતોની નાટક પૂરતી પ્રસંગાનુકૂલતામાં સ્વતંત્ર કાવ્યો તરીકે એ બહાર શોભી શકે એવી, કવિતાને કામની, સર્વકાલીનતા પણ હોય છે. જે 'આજની રીત રહો રઘુવીર,' 'હો શામળા આવજો અમ ઘેર,' અનારકલીની ગઝલ અને એવાં બીજાં ગીતોમાં જોઈ શકાય છે. ધ્વનિ, અલંકારો, કલ્પનાલાલિત્ય, ભાવમાધુર્ય જેવા ગુણો તો ઓછાવત્તા પ્રમાણમાં બધાં ગીતોમાં છે, પણ એમાંનાં 'જયકેસરચીર રણધીર રમે,' 'આભમાં ઊગતી કલાનો ચંદ્ર ઊગ્યો,' 'ફૂલડાં જાગો–જાગો રે' ('રેવાકુંજે વિંધ્યનિકુંજે, વનમાં, જનમાં, રણમાં'), 'હો વ્રજરાજ! તારી વાંસળીએ,' 'લહરિયાં સાગરમાં ન સમાય' જેવાં ગીતોમાંનું પદલાલિત્ય અને સ્વરસંગીત એક ગણાવવા જેવું આકર્ષક તત્ત્વ ગણાય. કવિ પોતે ભલે સરસ રીતે ગાઈ શકતા ન હોય; પણ એમને લોકગીતોમાંનું સંગીતસૌંદર્ય પારખનારી સૂક્ષ્મ શ્રવણેન્દ્રિય છે અને એથી જ એ માધુર્યઝરતાં અનેક ગીતોના રચયિતા બન્યા છે,–એ વાતની એનાથી પ્રતીતિ થઈ જાય છે. અલબત્ત, નાટકમાંનાં ઓગણત્રીસે ગુજરાતી ગીતો (એમાં કેટલીક ગઝલો પણ છે) એક સરખી કક્ષાનાં નથી, (પ્રથમ પંક્તિમાં મૂકવા લાયક બારેકને[3] જ ગણી શકાશે.) તો પણ આટલાં ગીતોથી નાટક પર કાવ્યરસનો અભિષેક કરી કવિએ અનેક ઐતિહાસિક પ્રસંગોથી ભરપૂર એવા આ નાટકને શુષ્ક બની જતાં અટકાવ્યું છે એ તો ચોક્કસ.

---

૧ આ રંગે રંગાયેલાં ગીતોનું સંખ્યાપ્રમાણ આ નાટકમાં ઝાઝું છે, એ આ છમાં 'હો શામળા આવજો અમ ઘેર', 'આ જગની આંખો ઝમકે,' 'આ ઝિંદગીના જહાજે' અને 'ધર્મ અનેક છે રે' એ ગીતો મેળવતાં જણાશે. નાટકમાંની ભાવના અને અકબર પોતે જ એ રંગે રંગાયા છે એટલે આમ બને તેમાં નવાઈ શી?

૨ 'વિશ્વગીતા': અંક ૩, પ્ર. ૫: ગર્ગાચાર્યે ગાએલો વિરાટનો રાસ.

૩ પૃ. ૩૨૩મા પર આપેલા ગીતોના અનુક્રમાંક પ્રમાણે આટલાં: નં. ૩, ૫, ૬, ૧૨, ૧૭, ૨૧, ૨૨, ૨૪, ૨૫, ૨૭, ૨૮ અને ૩૨.

રા. ન્હાનાલાલ ઇતિહાસકાર પછી ને નાટકકાર પછી, પણ સૌથી પ્રથમ તો છે કવિ જ. એમનો એ કવિસ્વભાવે નાટકમાં પોતાનો ભાગ તો ભજવવો જ જોઈએ ને!

ને એમ તો નાટકનાં કૌંસમઢ્યાં અભિનયસૂચનોમાં તથા પાત્રોના સંભાષણવાળી ડોલનશૈલીમાં પણ કવિ કવિ જ રહ્યા છે. એથી જ તો ઇતિહાસપોથીમાંથી સીધાં ચાલ્યાં આવતાં પાત્રો જાણે કવિની જ ભાષામાં કવિની જ ભાવનાઓ ઉચ્ચારી રહ્યાં હોય એમ ઘણીવાર લાગે છે. પણ ડોલનશૈલીમાં યથાપાત્રતા આવતી નથી અને ભાષા બધો વખત એક જ ઢાળાની રહે છે એમ નિર્વિવાદપણે કહી શકાશે નહિ. નગરશેઠ, અને કવિરાજ દશોંજી આઢાના મોંમાંથી નીકળતી ભાષા[1] તે પાત્રોના વ્યક્તિત્વનો ખ્યાલ આપી તેમનાં પાત્રોને સજીવ બનાવી શકે છે ખરી. ક્યારેક મિતાક્ષરી ને સચોટ (એક જ ઉદાહરણ: રાયપ્રવીણ ને અકબરનો સંવાદ, પૃ. ૨૦૮), ક્યારેક તેજસ્વી વાક્છટાવાળી (દા. ત. અનારકળીની, અં. ૨, પ્ર. ૪ માં), ક્યારેક ભાષણિયા, ક્યારેક કાવ્યમય, ક્યારેક લાગણીઓ ને ભાવોર્મિઓ ઉછાળતી, ક્યારેક કૃત્રિમ, ક્યારેક નાટ્યાનુકૂલ એવી ડોલનશૈલીની સિદ્ધિઅસિદ્ધિઓનું દર્શન નાટકમાંથી આપણને મળી રહે છે. એમાં ઘણાને ખૂંચે એવું તત્ત્વ એમાં ફારસી શબ્દોનો જે બહોળા પ્રમાણમાં ઉપયોગ થયો છે તે છે. મુગલ જમાનાનું ને પાત્રોનું આ નાટક છે તો મુગલ દરબારની ભાષાનું થોડું તત્ત્વ એ વાતાવરણને યોગ્ય ઉઠાવ આપવા માટે જરૂરી છે એવી માન્યતાએ કવિ પાસે આમ કરાવ્યું લાગે છે. ફારસી શબ્દો ને વાક્યપ્રયોગો ('સુબહ–ઍ કુદ્સ': 'બ સરો ચશ્મ, બ જાનો જીગર': 'જલ્લે જલાલુહ્' જેવા) ઉપરાંત 'અયિ અખ્તરે ઇલાહી!' જેવી સ્વતંત્ર ગઝલો તે હાફીઝની 'તાજે બતાજે નૌ બનૌ' એ આખી જ ગઝલ પણ નાટકમાં ઉતારાઈ છે તે એ જ આશયથી. એ સંબંધમાં, નાટક જો ગુજરાતી ભાષામાં લખ્યું છે તો નિર્ભેળ ગુજરાતી ભાષામાં જ અકબર ને અબુલફઝલ જેવાં પાત્રો પાસે બોલાવડાવવું જોઈએ એ મત વાજબી લાગે છે. વળી કેટલીક વાર તો ફારસી

1 જુઓ: 'અકબર : કુશળ તો છો ને? નગરશેઠજી!
નગરશેઠ : સભા પ્રમાણેસ્તો, આલમપનાહ!
બાદશાહનાં દર્શને કમીના નહિ રહે.
... ... ...
નગરશેઠ : ને મહાજનની પેશકશ ને થાળ
પણ માણેકચોકમાં થશે ને?
અકબર : વારેવારે પેશકસ ન હોય, શેઠજી!
નગરશેઠ : રોજરોજ બાદશાહ
ક્યહાં હોય છે અમારે બારણે?
ન થાશે : હેં! લેવી જોઈશે.' (પૃ. ૧૫૬)
આટલા શબ્દોમાંથી અમદાવાદી નગરશેઠનું વ્યક્તિચિત્ર નથી ઉપસી આવતું?

(બ) 'કવિરાજ : એ પાય ન નમે, ભાઈ! ન નમે.
ધ્રુવ ચળે, મેરૂ ડગે
કે ભગ ભરડે હિમવાન;
પણ એ પાય ન નમે.
એ-એ! અપમાન થાવા ન દેવાં
એ ૫ છે મ્હોટપ ને બહુમાન.' (પૃ. ૨૧૮)

શબ્દોની સાથોસાથ જ અથવા ત્યાર પછી તરત જ સંસ્કૃત શબ્દો પણ વપરાય છે ત્યારે તો વાતાવરણ ખાતરે ફારસી ભાષાની સંગતિ જળવાતી લાગતી નથી. હા, એક વાત છે: આ નાટક જો ભજવાય તો મુગલ જમાનાના પોશાક ને દાઢીચહેરાવાળાં પાત્રો એ દરબારી વાતાવરણ (setting)માં કેક સુધી વળીને શહેનશાહને સીજ્દો કરીને છટાદાર રીતે 'બસરો ચશ્મ બ જાનો જીગર' જેવા શબ્દો બોલે તો તે કવિએ ધારેલી અસર અવશ્ય જમાવી શકે. પણ નાટક માત્ર આંખથી વંચાય છે ત્યારે તો ફારસીનું ગુજરાતી પરનું આક્રમણ વાંચનારને મૂંઝવણમાં નાખે છે. કોઈ કોઈ ફારસી શબ્દો શુદ્ધ કે સાચા અર્થમાં વપરાયા નથી એમ પણ જાણકારોને પૂછતાં જણાયું છે.)

'શું કહ્યું ? ભજવાય તો ?' હા, ભજવાય તો. (નાટક આખું ભજવવે લાંબું પડે અથવા રંગભૂમિને અનુકૂળ બરનું ન પણ નીવડે, પણ 'મધ્યભારતની મહારાણીઓ' અને 'ચિતોડગઢ' એ પહેલા અંકના બે, 'વૃંદાવનની સન્તમંડળી' અને 'નવરત્ન દરબાર' એ બીજા અંકના ત્રણ, અને 'દીને ઈલાહી', 'આરાવલીના કોતરોમાં', 'હાફીઝગાહ', 'મહામૃગયા', 'એકલવાયો બાદશાહ' અને 'અનન્તની યાત્રાએ' એ ત્રીજા અંકના પાંચ, મળી કુલ દશ પ્રવેશોમાં રંગભૂમિયોગ્યતા ને નાટ્યતત્ત્વ એવા પ્રમાણમાં છે કે તે પ્રવેશો ભજવાય તો રંગભૂમિ પર સફળ નીવડે એવો પૂરો સંભવ છે.[1] અલબત્ત તેની સફળતાનો આધાર, નાટકના ખરા પ્રાણમાં ઊતરી તેને તથા પોતાને ભજવવાના પાત્રને પૂરું સમજી લેનાર અને ડોલનશૈલીને તેમાંના ભાવના હાર્દને વ્યક્ત કરે એવી છટાપૂર્વક ઉચ્ચારી શકનાર સંસ્કારી અભિનેતાઓ પર અને મારામાર કરતા ત્વરિત કાર્યવિકાસની અને દિલધડકાવતાં દૃશ્યોની અપેક્ષા કોરે મૂકીને એમની કલા જોવા—માણવા આવેલાં સંસ્કારી નરનારીઓના બનેલા પ્રેક્ષકવૃંદ પર, ઘણે અંશે રહેલો છે. ગુજરાતની નાટ્યકલા અને રંગભૂમિ જો સતેજ ને પ્રગતિશીલ હોત તો કવિનાં જેવાં શ્રાવ્ય મનાતાં નાટકોના તલમાંથી અભિનયયોગ્યતા કે દૃશ્યતાનું તેલ કેટલુંક—જરાક કે જરાય નહિ ?—નીકળે છે એ થોડી ખોટ ખમીને ય, ચકાસી જોવાના સાહસિક અખતરાઓ એકબે નહિ, કેટલાય થયા હોત. એવી દૃષ્ટિહીણી સાહસશૂન્ય દશા એની અત્યારે ય પ્રવર્તે છે. એટલે 'અકબરશાહ'માંના ઉપરકહ્યા પ્રવેશોની વાંચવામાં દેખાતી અભિનયયોગ્યતાને અભિનયપ્રયોગ દ્વારા સિદ્ધ કરવાનો દિવસ તો કોણ જાણે ક્યારે આવશે.

(એ દિવસ આવે નહિ ત્યાં સુધી એક સુપાઠ્ય ગ્રંથ લેખે પ્રસ્તુત નાટકને વાંચવામાં ખોટું નથી. વાંચતાં, ભલે એમાં નાટક કરતાં કવિતા, કવિતા કરતાં સમન્વયભાવના, સમન્વયભાવના કરતાં અકબરચરિત્રસંકીર્તન, અને અકબરચરિત્ર કરતાં ઇતિહાસ આગળ થઈ ગએલ લાગે, Innumerable and loosely connected scenes, constant shifting of place, prolonged time......' એવો શેક્સપીયરના '*Antony and Cleopatra*' નાટક માટેનો અભિપ્રાય આને ય લાગુ પડે એવો ભલે લાગે, પણ એથી ઇતિહાસ, તત્ત્વજ્ઞાન અને કવિતાની પુનિત ત્રિવેણીમાં સ્નાન કરવાનું તો જરૂર બનશે, અને એ લાભ કંઈ ઓછો નથી.)



---

[1] ગુજરાતના એક કુશળ અભિનયવિદ્ રા. ચંદ્રવદન મહેતાએ 'અકબરશાહ' ભજવવા જેવું છે એમ કહી પોતાનું કે ગુજરાતનું કોઈ નાટકઘર હોય તો તેને ભજવવા માટે પહેલી તકે હાથ ધરવાની અભિલાષા વ્યક્ત કરી છે એ વાત આ મુદ્દાના સમર્થનાર્થે અત્ર સંભારવી જોઈએ.

# અમેરિકા અને જાપાન : એક સરખામણી

ડુંગરશી ધરમશી સંપટ

અમેરિકા અને જાપાન વચ્ચે લાંબા સમયથી ચકમક ચાલે છે. એ મોટી લડાઈનું સ્વરૂપ લે એવી સંભાવના છે. જર્મનીએ હમણાં યુરોપમાં દિગ્વિજય કર્યો છે. એણે ફ્રાન્સ, બેલ્જિયમ, ડેન્માર્ક, હોલેન્ડ, નોર્વે, ઝેકોસ્લોવેકિયા, ઑસ્ટ્રિયા, રૂમાનિયા, બલ્ગેરિયા, યુગોસ્લેવિયા, ગ્રીસ વગેરેને પોતાના બાહુબળથી પરાજીત બનાવીને એનાં આર્થિક, ઔદ્યોગિક અને મનુષ્યોના બનેલાં સૈનિક સાધનોનો મહાયુદ્ધના એક મોટા યંત્ર તરીકે ઉપયોગ કર્યો છે. એ સર્વે સાધનોનું સમીકરણ કરીને એણે રશિયા ઉપર આક્રમણ કર્યું છે. માત્ર એક બ્રિટન, અમેરિકાની સહાયતામાં ઊભીને, જર્મનીના દિગ્વિજયમાં અંતરાય નાંખી રહ્યું છે. જાપાન પોતે પણ ચીન સાથેના ૪।। વરસોના યુદ્ધમાં ભારે તકલીફ ભોગવે છે. એની પ્રજાની હાડમારીઓ અતિ ભયંકર છે. છતાં એકસંપી અને સંગઠનની કદર પીછાનનારી પ્રજા આવા કટોકટીના સમયમાં રાજ્યના યુદ્ધપ્રયાસને સહકાર આપી રહી છે. જાપાન ભયંકર સ્થિતિમાં છે, છતાં એનો રાજ્યલોભ એને આવા સંક્રામણના સમયમાં પણ પ્રગતિશીલ થવ. પ્રેરે છે. જાપાન પાસે કાચાં દ્રવ્યોની ઊણપ છે, છતાં યુરોપનાં રાજ્યોને યુદ્ધમાં રોકાયેલાં જોઈ આ સમયનો લાભ લઈ જાપાન નવા દેશો હાથ કરવા માગે છે. કોઈ કહે છે કે યુદ્ધની ધમકી આપીને જાપાન આ સમયમાં જે લાભ મળે તે લેવા માગે છે.

## અમેરિકા–જાપાનનું સામ્ય

અમેરિકા અને જાપાન બંને નવીન સંસ્કૃતિઓને વર્યાં છે. બંનેની પ્રજા ભણેલી છે. બંને પ્રજાઓ સાહીવાદી છે. ઉદ્યોગોના વિકાસથી પોતાના દેશની ઉન્નતિમાં માનનારી છે. બંને પ્રજાઓ બળવાન છે. યંત્રવાદની હિમાયતી છે. બંને પ્રગતિશીલ છે. જમીનનાં સૈન્યો, સાગરની મનવારો અને વિમાનોનો મોટો વિકાસ કરીને અતિ બળવાન થવું, શત્રુઓનો હિંસાથી પરાજય કરવો, અને જાતે અપરાજીત રહેવું એ બંનેના કોડ છે. આ સિવાય પોતાના દેશમાં કાચાં સાધનોની પેદાશ વધારી, એ કાચાં સાધનોમાંથી પાકાં સાધનો બનાવીને મોટા ઉદ્યોગો સ્થાપીને વિશાળ પ્રમાણમાં વસ્તુઓની પેદાશ કરીને જગતની બજારોમાં આર્થિક દિગ્વિજય કરવા બંને પ્રજાઓ ખૂબ મહેનત કરી રહી છે. બંને પ્રજાઓએ આ કામ માટે વિશાળ સાધનો ધરાવનાર મોટી કંપનીઓ ઊભી કરી છે. આ પ્રમાણે બંને પ્રજાઓની મહત્ત્વાકાંક્ષાઓનો પાર નથી.

## જાપાનની વિશેષતાઓ

જાપાનની પ્રજામાં મતભેદ નથી. તેઓ રાજ્યને સંપૂર્ણ વફાદાર છે. રાજા પ્રજામાં રાજ્યનીતિમાં મતભેદ હશે, પરંતુ કાર્યક્ષેત્રમાં ત્યાં એકમતી છે. જાપાનની બધી પ્રજા મોંગોલિયન એટલે એક જ જાતની છે. એના યુવકો યુદ્ધની ધગશવાળા છે. યુદ્ધને પોતાની સંસ્કૃતિના વિકાસ રૂપ મુખ્ય સાધન માને છે. પોતાની ઉદ્યોગનીતિ, અર્થનીતિ અને રાજ્યનીતિ એ ત્રણેના ફળરૂપ સૈનિકનીતિને માને છે. સૈન્યો મજબૂત બનાવવાં, પુષ્કળ વિમાનો બાંધવાં,

સાગરનો મનવારોનો મોટો કાફલો ઊભો કરવો તથા મોટા પ્રમાણમાં ટેંકો બાંધવામાં એ મોટાં કરજો કરીને પણ પ્રગતિ કરે છે. એની મહત્ત્વકાંક્ષા મોટી છે. એનો લોભ પાર વગરનો છે. એણે એશિયામાં કોઈ પણ મોટા ભોગો આપીને ચક્રવર્તિ બનવાના કોડો જાહેર પણ કરી દીધા છે. સસ્તો માલ પેદા કરીને એણે જગતની બજારોનો દિગ્‌વિજય કરવા ધાર્યો છે. એના કારીગરો યંત્રકામમાં ખૂબ ચતુર છે. એની સ્ત્રીઓ પણ ઉદ્યોગોમાં ભારે હોશિયાર છે. એના એન્જીનિયરો પણ શોધક બુદ્ધિના છે. જાપાનમાં મજૂરો ભારે ઉદ્યોગી અને લાંબા સમય સુધી મહેનત કરનારાં છે. એમના પગાર ખૂબ ઓછા હોય છે.

### જાપાનની નબળાઈઓ

જાપાનની પ્રજાની મહત્ત્વાકાંક્ષાથી ઘણા દેશો એના સામ્રાજ્યની ધુંસરી નીચે લાવી શકાયાં છે. પરંતુ જાપાન પાસે તેની પૂરી ખીલવણી માટે અખૂટ ધન નથી. તે સિવાય આ દેશોમાંથી જાપાનનાં સૈન્યો માટે શસ્ત્રસામગ્રીઓ બનાવવાનાં કાચાં સાધનો પણ પૂરાં પ્રમાણમાં મળ્યાં નથી. જાપાન ૬૦ ટકા પેટ્રોલ, ૪૦ ટકા કોલસો, ૬૦ ટકા કપાસ, ૧૦૦ ટકા રબ્બરના જેવી ઉપયોગી વસ્તુઓ માટે પરદેશો પર આધાર રાખે છે. પોલાદ્ માટે પણ ૨૫-૩૫ ટકા એ પરદેશોને આધારે રહે છે. જાપાને ઉદ્યોગોમાં ખૂબ પ્રગતિ કરી છે, પરંતુ જગતના

બીજા દેશોએ એના માલો ઉપર મોટી જકાતો નાખી હોવાથી એને બહુ થોડા નફા ઉપર જીવવું પડે છે. જાપાનની પ્રજા ધનવાન નથી. હમણાં ચીન સાથેના યુદ્ધથી એને ભયંકર હાડમારીઓ ભોગવવી પડે છે. જાપાનનું જીવનધોરણ અતિ ગરીબ છે. આ સિવાય જાપાન બે હજાર નાના નાના બેટોનો બનેલો છે. એ દેશની જમીનમાં કુદરતે બહુ મહેર કરી નથી. જાપાનમાં ગાય બળદ વગેરે જાનવરો થોડાં છે. ત્યાં વારંવાર ધરતીકંપો થઈ મોટું નુકસાન કરે છે. આ દેશ દેસીસ્ટ છે.

### અમેરિકાની વિશેષતાઓ

અમેરિકા એટલે યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા ખૂબ ધનવાન દેશ છે. જગતમાં એના જેવો કે એની સાથે બેસે એવો એકેય ધનવાન દેશ નથી. એની પ્રજામાં સમૃદ્ધિની રેલછેલ વહે છે. સેંકડો અતિસમૃદ્ધિશાળી-કરોડપતિઓ અને અબજાધિપતિઓ એ દેશમાં છે. અમેરિકામાં જીવનનું ધોરણ અતિ ઊંચું છે. એક મજૂરને દરરોજ આઠથી દશ રૂપિયા રોજ મળે છે. પરંતુ જીવનધોરણ ઊંચું હોવાથી એટલા મોટા રોજમાં પણ નિર્વાહ મુશ્કેલીથી ચાલે છે. અમેરિકાનાં લોકો ખૂબ શોધક બુદ્ધિના છે. નવી નવી શોધો કર્યા જ કરે છે. સ્ત્રીઓ પણ ભારે પ્રગતિશીલ છે. અમેરિકામાં દર ત્રણ માણસે એક મોટરકાર હોય છે. દરેક માણસને ઘેર રેડિયો હોય છે. દરેક સીનેમા જોવા જાય છે. દરેકને ફરજિયાત શિક્ષણ લેવું પડે છે. લોકો ખૂબ સ્વતંત્રતાપ્રિય છે, પ્રજાસત્તાવાદી છે. વિજ્ઞાનમાં આ પ્રજા આગળ વધી છે. અમેરિકાની પ્રજાને કોઈ દેશને જીતી લેવાની મહત્ત્વાકાંક્ષા નથી. એના દેશમાં પુષ્કળ ખોરાક અને કાચી વસ્તુઓ પેદા થાય છે. એ દેશ ઘણુંખરું કાચાં દ્રવ્યો પોતે જ પેદા કરે છે. આખા જગતમાં સૌથી મોટો કપાસ પેદા કરનારો, સૌથી મોટો ઘઉંની પેદાશ કરનારો, સૌથી મોટો કોલસાની પેદાશ કરનારો, સૌથી વધુ પોલાદ અને લોઢાની પેદાશ કરનારો, સૌથી મોટી પેટ્રોલ તેલની પેદાશ કરનારો દેશ છે. એ દેશમાં સોનું પણ પુષ્કળ નીકળે છે. ત્રાંબુ, પ્લેટીનમ, એલ્યુમીનિયમની ક્રોમાઈટ ધાતુ, ખાંડ, અને બીજી અનેક ચીજો નીકળે છે. આ દેશ આત્મસંતોષી છે. દરેક કાચીપાકી વસ્તુ એ દેશમાં નીકળે છે. આથી જ આ દેશ જગતમાં સૌથી સમૃદ્ધિવાન અને જાહોજલાલી ભરેલો છે. એકસો માળવાળા અને બારસો ફીટ ઊંચાં મકાનો જેવાં ગગનચુંબી મકાનો આ દેશમાં છે. જગતમાં જે સોનારૂપાનો જથ્થો બેસિન્સમાં છે, તેમાંથી ૭૫ ટકા આ દેશમાં વગર વપરાયે સરકાર પાસે પડ્યો છે. જે જે મહાન, વિભૂતિમય, શ્રેષ્ઠ, સત્ત્વશાળી વસ્તુઓ આ જગતમાં છે, તેનો મોટો ભાગ અમેરિકામાં છે. અમેરિકામાં નવાં યંત્રો, વિદ્યુતનાં સાધનોની શોધો સર્વશ્રેષ્ઠ છે.

### અમેરિકાની નબળાઈઓ

અમેરિકાની નબળાઈઓ પણ અનેક અને વિવિધ છે. તેર કરોડની એની પ્રજા અનેક જાતોની બનેલી છે. આમાં લગભગ ૧ કરોડ ઈટાલિયનો, ૬૦ લાખ જર્મનો, ૫૦ લાખ આયરિશો છે. આથી, આ પ્રજા વૈવિધ્યને લીધે જુદા જુદા માર્ગે ખેંચાઈ જાય છે. તેમાં પણ ૧૩ કરોડ હબસીઓની લઘુમતિ તો અમેરિકાના ગોરાઓને માટે મોટો કૂટ પ્રશ્ન થઈ પડ્યો છે. અમેરિકાનાં કપાસનાં ખેતરોમાં કામ કરવા આફ્રિકાથી આવેલાં સીદીઓની વસ્તી વધતી જાય છે. એમના માટે તો દક્ષિણ અને ઉત્તર અમેરિકાને ભૂતકાળમાં પરસ્પર મહાન યુદ્ધ થયું હતું. ત્યાં હબસીઓને ગોરાઓ જેવા હક્કો મળતા નથી. ત્યાં એમના ઉપર

ગોરાઓના કેટલાક ભાગનો રોષ પણ છે. અમેરિકામાં લઘુમતિઓનો સવાલ જેવો કઠીન છે, તેવો જ કઠીન સવાલ ગુનેગારોનો છે. ત્યાં જગતમાં સર્વે દેશો કરતાં વધારે ગુનાઓ થાય છે. યુરોપના ગુનેગારો ત્યાંથી ભાગીને અમેરિકામાં વસ્યા છે એટલે ત્યાં ગુનાનું માનસ વધારે છે. તે સિવાય અમેરિકા નાનાં મોટાં ૪૬ રાજ્યોનું સંયુક્ત રાજ્ય છે. આથી એકમતિનો પ્રશ્ન ત્યાં મુશ્કેલ બને છે. અમેરિકામાં વ્યક્તિ સ્વાતંત્ર્યને વિશેષ મહત્ત્વ અપાતું હોવાથી જે શિસ્ત જોઈએ તે ત્યાં નથી. તે સિવાય અમેરિકામાં જમીનનું સૈન્ય બહુ નાનું છે, કસાયેલું નથી. આથી અમેરિકા જમીનમાર્ગે મોટાં યુદ્ધો કરવા માટે તરત તૈયાર થઇ શકે તેમ નથી.

જાપાનનો અમેરિકા પ્રત્યે દ્વેષ

અમેરિકનો એશિયાવાસીઓને પોતાના દેશમાં આવવા દેતા નથી. એમાં જાપાનીઓનો પણ સમાવેશ થાય છે. ત્યાંના જાપાનીઓ તરફ અમેરિકાએ સહાનુભૂતિભરેલી વર્તણુ દેખાડી નથી. ઊલટું, ત્યાંના સત્તાવાળાઓએ અને પ્રજાએ એમને અપમાન લાગે એવી રીતે વર્તન કર્યું છે. અમેરિકામાં વસેલા જાપાનીઓને પ્રજાના હકો અપાતા નથી. તેમ નવા આવનારાઓને દાખલ કરાતા નથી. આથી અમેરિકનો પ્રત્યે જાપાનીઓનો જૂનો રોષ હતો. જાપાન એશિયામાં સર્વશ્રેષ્ઠ રાજ્ય થવા માગે છે. જર્મની જાપાનની આ મહત્ત્વાકાંક્ષાને ટેકો આપે છે. ઈટાલી પણ જાપાનના આ દાવા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે. પરંતુ અંગ્રેજોના એશિયામાં અગત્યના તાબેના દેશો હોવાથી અંગ્રેજો જાપાનીઓના વિકાસને ભયની નજરે જુએ છે. જાપાનીઓને આગળ વધતા આજ દિવસ સુધી અંગ્રેજો અટકાવતા હતા. અંગ્રેજો હમણાં જર્મની સાથેના યુદ્ધમાં રોકાયેલા છે. આથી જાપાનને એશિયામાં સરસ વિકાસ માટેનો લાગ મળ્યો છે. પરંતુ અમેરિકા જાપાનના લોભને અટકાવે છે. આથી જાપાનનો ઉગ્ર રોષ અમેરિકા પ્રત્યે ફાટી નીકળ્યો છે.

અમેરિકાનો એશિયામાં મોટો લાભ છે. ચીન સાથે એને મોટો વેપાર છે. અમેરિકાનો મોટો વેપાર પેસીફીક મહાસાગરમાં વ્યાપક છે. જાપાનનો વિકાસ આ વેપારને ડુબી નાખે છે. આથી જાપાન અને અમેરિકા વચ્ચે સારો સંબંધ રહ્યો નથી. ચીનમાંના અમેરિકન લાભો જાપાને દબાવી દીધાં છે. ચીનનું આક્રમણ કર્યા પછી જાપાને ચીનના મોટા ફળદ્રુપ ભાગો અને બંદરો કબજે કર્યા છે. ત્યાં જે મોટો અમેરિકન વ્યાપાર હતો તે તેણે રદ કર્યો છે. તે સિવાય ફ્રાન્સના ઈન્ડો ચાઈનામાં પણ જાપાને મોટું સૈનિક થાણું સ્થાપી ત્રણ લાખ સૈનિકો એમા કર્યા છે. આથી પણ અમેરિકાને જાપાન પ્રત્યે નારાજી રહે છે. જાપાનની લોભવૃત્તિ અમેરિકાના પેસીફીકના મહાન સંસ્થાન ફીલીપાઇન તરફ હોવાના પ્રમાણ મળ્યા છે. આથી અમેરિકા વધારે જાગૃત થયું છે, એને જાપાનીઓની વધતી જતી મહત્ત્વાકાંક્ષા મોટી ચિંતા ઉપજાવે છે.

બન્ને પક્ષો યુદ્ધની તૈયારીઓ કર્યે જ જાય છે. બન્ને વચ્ચે સમાધાનની ભૂમિકા તૈયાર નથી. આ બધા સંજોગો જોતાં, કયે વખતે જાપાન અને અમેરિકા વચ્ચે યુદ્ધ ફાટી નીકળશે તે કહી શકાય નહિ. અને એ યુદ્ધ ફાટી નીકળતાં, પૂર્વ અને પશ્ચિમ બન્ને ખંડોમાં યુદ્ધનો દાવાનળ સળગી ઊઠશે.

કરાંચી
૫-૧૨-૪૧




આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૮
પોષ

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૭
અંક ૩

# અનુક્રમણિકા

પુસ્તક ૩૩ પોષ : ૧૯૯૮ અંક ૩



લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.



પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ.
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૫-૧૨-૪૨

દેખાય છે. આજકાલ આવા રેસાઓ જાપાનથી રેયૉન અથવા આર્ટીફિસિયલ રેશમ એ નામે આયાત થતા હતા. આજે જાપાનની આયાત બંધ થઈ છે એટલે ડૉ. નાઝિર અહમદના પ્રયોગોનો લાભ લઈ હિંદના ધનપતિઓ આ ઉદ્યોગ હસ્તગત કરે તો કેવું! ડૉ. નાઝિર અહેમદે એ પણ બતાવ્યું કે ભવિષ્યમાં રૂના પાકને આ બનાવટી રેસાઓની સાથે હરીફાઈમાં ઊતરવું પડશે. એ સમયે હિંદના ખેડૂતને એની કેવી અસર થશે એ પણ વિચારવું જરૂરનું છે.

કલકત્તા યુનિવર્સિટીના પ્રોફેસર પ્રો. બી. બી રાયે ભૌતિકશાસ્ત્રના વિભાગ તરફથી સ્ફટિકોના પરમાણુના બંધારણની કેટલીક ગૂંચ ઉકેલવામાં ક્ષ-કિરણોનો તેમણે કેવો ઉપયોગ કર્યો છે તે તથા તેનાં પરિણામો સમજાવતું એક સુંદર ભાષણ કર્યું હતું. એ સાથે ક્ષ-કિરણોના મહત્ત્વના ભૌતિક ગુણધર્મ ઉપર પણ એક સુંદર પ્રસ્તાવ કર્યો હતો. એમણે પોતાના ક્ષ-કિરણો દ્વારા થયેલાં સંશોધનો ઉપર એક જ ધાતુના અનેક ક્ષારોના સ્ફટિકોની રચનામાં કેટલું સામ્ય છે અને કેટલો તફાવત છે એ બતાવ્યું હતું.

હૈદરાબાદની ઓસ્માનિયા યુનિવર્સિટીમાં રસાયનના પ્રોફેસર ડૉ. એમ. કુરેશીએ "પ્રકાશ-રસાયણ" (Photo chemistry) ઉપર એક વિદ્વત્તાપૂર્ણ નિબંધ વાંચ્યો હતો. રાસાયણિક ક્ષારો ઉપર પ્રકાશની કેવી, કેટલી અને કેવી રીતે અસર થાય છે તે સમજાવતાં એમણે એ વિજ્ઞાનની અંદર થતી શોધખોળોનો વ્યાવહારિક અને ઉદ્યોગોમાં કેવો ઉપયોગ થાય એ તરફ ધ્યાન દોર્યું હતું.

દહેરાદૂન ફૉરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટિટ્યૂટના વનસ્પતિશાસ્ત્રી ડૉ. એન. એલ. બોરે વનસ્પતિશાસ્ત્રના વિભાગી પ્રમુખ તરીકે હિંદની વનસ્પતિની સામુદાયિક વહેંચણી તરફ ધ્યાન દોર્યું હતું. સંજોગો અને પરિસ્થિતિને ધ્યાનમાં લેતાં અમુક જગાએ અમુક પ્રકારની વનસ્પતિ જથ્થાબંધ અને સમૂહમાં કયાં કારણોથી વિશેષ ઊગે છે તે બાબતમાં એમણે સુંદર પ્રકાશ પાડ્યો હતો. 'આપણે બંગાળનાં જંગલોમાં થતા સાગના સમૂહો, મલબાર કાંઠા ઉપર થતા નાળિયેરીનાં ઝૂંડો, વગેરે અનેક ઠેકાણેના વનસ્પતિ સમૂહને જોઈએ છીએ ત્યારે આપણને એ પ્રદેશની વિશિષ્ટતા જાણવાનું મન થાય એ સ્વાભાવિક છે. આ વિશિષ્ટતા આપણે સમજતા થઈએ તો અનેક પ્રકારની વનસ્પતિનો પણ સમૂહઉછેર થઈ શકે એમ પણ શક્ય લાગે છે. એમણે હિંદમાં વનસ્પતિશાસ્ત્રના આ પ્રકારના વનસ્પતિના સમૂહઉછેર (ecology) નો અભ્યાસ કરે એવી અનેક પ્રયોગશાળા સ્થાપવાની ભલામણ કરી હતી. ત્રાવણકોર રાજ્યે આ દિશામાં એક મહત્ત્વનું પગલું ભર્યું છે એ ઘણી પ્રશંસનીય બાબત છે.

આ ઉપરાંત અનેક વિભાગોનાં ભાષણો થયાં હતાં. એ સર્વનો સાર કોઈક વાર આપી શકાશે એટલે વિજ્ઞાન પરિષદની પૂર્ણાહુતિ ઉપર ટૂંક દૃષ્ટિપાત કરી આ લેખ પૂર્ણ કરીશ.

☆

# કૈ૦ ભિક્ષુ અખંડાનંદજીને—

બાલમુકુન્દ દવે

['અનુષ્ટુપ']

ભિક્ષુ હે ભગવાંધારી! પોઢ્યા આજ તમે અહીં,
તેજના પુંજમાં પાછી સમાણી તેજની કણી.
આશિષો લાખ અદષ્ટ દીનહીન જનો તણી,
તમારા આત્મની શાંતિ ઝંખે મૂક રહી રહી.
કૂઅણી ગાયની પાટું સહીએ, તેમ સૌ અમે,
તમારો ઉગ્ર તેજીલો સ્વભાવે જીરવી જતા.
પિતાની જેમ પંપાળી, પાછા પોતે મનાવતા;
કાઢીને કડવાં વેણો, પિવાડ્યા પયઘૂંટડા.
ગુર્જરીગાતની મોંઘી દેરીએ ગેરુવી ધજા,
તમે રોપી ગયા સાધો! ફરુકે ઓહની છટા.
ગામને ગોંદરેથી તે શે'રની શેરીઓ લગી,
પેટાવ્યાં પુરુષાર્થી! તેં ગીતાનાં જ્ઞાનકોડિયાં.
લાવ્યા સાહિત્યગંગાને હિમાદ્રિશૃંગથી તમે,
કેડીઓ કોતરી નીચે, ભડવીર ભગીરથ!
મૂંગા મૂંગા ઘણું બોલ્યા, લખ્યા વિણ લખ્યું ઘણું;
ઘડાવ્યા ઘાટ આઝેરા, આપીને શિલ્પટાંકણું.
કર્મનો દંડ ધારીને, કાયા કીધી કમંડલુ,
ઉદ્બોધ્યો યોગ તેં સાચો, કર્મયોગી નમું નમું.

☆

# સ્વામીશ્રી અખંડાનંદજી

શંકરદત્ત શાસ્ત્રી

હૃદયમાં એક ચિનગારી જાગે અને સહસ્રશિખ પ્રકાશ પ્રગટી ઊઠે, એનું ઉજ્જ્વલ દૃષ્ટાન્ત સ્વામીશ્રી અખંડાનંદજીના જીવનમાં જોવા મળે છે. નિશાળમાંથી રઝળપાટે નીકળી જનારો, કૂવાઓના ઓવારાઓમાં બપોરી ગાળનારો, પશુપંખીઓ સાથે ગેલ કરનારો, બાળવયે બાળલગ્નની ચૂડમાં ભરાઈ પડનારો, યૌવનના ઉછળાટમાં લહેરિયાં ખાનારો, અને વેપારની ઝંઝટમાં ઝપટાઈ જનારો એ જીવ એક ક્ષણે અખૂટ શ્રદ્ધા તથા દૃઢ નિર્ધાર સાથે સર્વ કામ્ય કર્મોનો ત્યાગ સ્વીકારે છે, ભગવાં પહેરે છે, દીનદુઃખિયાંમાં નાણાં વેરે છે, અને હિમાલયની યાત્રાએ ઊપડે છે. ત્રીસ વર્ષનો એ જવાન કાંધ ઉપર 'યોગવાસિષ્ઠ'ની થેલી રાખીને બરફપથરી વિષમ પગથારો ચડે છે, માઇલોના માઇલો કાપે છે, અને પગમાં ઊંડા ઊંડા ચીરાઓ પડે છે છતાં આગળ ધપતો જ રહે છે. દેવતાત્મા હિમવાનની ગોદમાં, નિસર્ગના નિર્વ્યાજ સૌન્દર્યમાં, સાધુસન્તોના તીર્થસમાજોના પુણ્ય પરિમલમાં, અને સ્વામી રામતીર્થજીના નિકટતમ સહવાસમાં તે 'નગદ ધર્મ'ની નૂતન શ્રદ્ધા મેળવે છે, નવીન વિચારોનાં તેજો ઝીલે છે, અને ભગવાંધારીઓની જૂની ચરેડને છાંડીને નવી કેડી ખેડવાનો સંકલ્પ કરે છે. નિષ્કામ સેવાના મનોરથોને પ્રત્યક્ષ કરવા એ પાછો આવે છે, અને એનું સમસ્ત જીવન કર્મયોગના કૌશલનું પ્રતીકરૂપ થઈ રહે છે. આજન્મ વિરાગવૃત્તિ ધારનારા, પ્રસિદ્ધિથી સદાય અળગા રહેનારા, અને જનતામાં જનાર્દનનો સાક્ષાત્કાર કરવાની નિરંતર તાલાવેલી સેવનારા એ અવધૂતે છ આનાના દેવદારના ખોખાથી શરૂઆત કરી છે, અને ગુજરાતને ગામડે ગામડે જ્ઞાનની ગંગાજલિ પહોંચાડી છે. 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય' એ સ્વામીજીની અદ્ભુત ત્રેવડશક્તિ, વ્યવહારકુશળતા અને નિષ્ઠાભરી કાર્યોપાસનાની પ્રસાદી છે.

ખેડા જિલ્લાના બોરસદ ગામમાં લુહાણા જ્ઞાતિમાં જગજીવન ઠક્કરને ત્યાં લલ્લુભાઈ ઠક્કર સંવત ૧૯૩૦માં જન્મ્યા હતા. માતા હરિબા અને પિતા જગજીવન બન્ને ધાર્મિક વૃત્તિનાં હતાં. ઘેર દુકાનો ચાલતી. કુટુંબની સ્થિતિ સુદૃઢ હતી, અને ખાનદાની ઊંચી હતી. લલ્લુભાઈને બીજા ત્રણ મોટા ભાઈઓ અને બે મોટી બહેનો હતાં. ઘેર સાધુસંતોની સતત આવજાવ ચાલે, દીનદુઃખિયાંને અન્નદાન અપાય, રાતે ભજનકીર્તનો રેલાય, અને વારેતહેવારે કથાવાર્તાઓનાં ગંગોદક વહે. આવા પ્રાચીન કુલાચારમાં લલ્લુભાઈએ બાળા જીવનનું ભાથું મેળવ્યું હતું. માતાના સંસ્કારોએ એમના જીવનને અનેક પહેલ પાડી હતી. માતા સાદાં, નિરભિમાન, ભક્તિપરાયણ, અને વિશાળહૃદય હતાં. બાળકોને સાચું જીવનદર્શન મળે તે અર્થે પોતાના જીવનમાંથી તે ઉત્તમોત્તમ સંસ્કારપાન કરાવતાં. અક્ષરજ્ઞાન ન પામેલાં છતાં, સાધુસંતોના સહવાસથી તથા કથાવાર્તાના શ્રવણથી તે આર્ય સંસ્કૃતિના સુંદરતમ અંશોને સિદ્ધ કરી શક્યાં હતાં, અને કુટુંબમાં સન્માનીપદ ભોગવતાં હતાં. લલ્લુભાઈ ત્રણેક વરસના હશે, ત્યારે પણ એમની ધાર્મિકતાની આગાહી આપતા હતા. તે એક દિવસ બેરખો લઈને રમતા હતા અને તેને ચૂસતા હતા, ત્યારે કુલગુરુ મહંત મોહનદાસજીએ સહજતાથી કહી દીધું હતું કે આ બાળક ભવિષ્યમાં કોઈ સમર્થ

સંન્યાસી થશે ! આને ભવિષ્યવાણી કહો કે ન કહો, પણ લલ્લુભાઈ સાચે જ સમર્થ સંન્યાસી થયા હતા એ તો ગુજરાતે પ્રત્યક્ષ જોયું છે.

છસાત વર્ષની ઉંમરે લલ્લુભાઈએ કુટુંબનાં બીજાં બાળકો સાથે ગામઠી નિશાળે જવા માંડ્યું. પણ આ વિચિત્ર બાળક શાળાના બંધિયાર ઓરડામાં પુરાઈ રહેવા કરતાં ખુલ્લાં ખેતરોમાં ફરતા અને ખેલકૂદ કરતા. આ કારણે માસ્તર સાહેબો તેમને માર પણ સારો મારતા. નિશાળને વખતે ઘેરથી નીકળવું અને નિશાળ છૂટવાને સમયે પાછા ઘેર આવી રહેવું, પણ વચમાં રખડ્યાં કરવું — એ લલ્લુભાઈનો ' શિક્ષણક્રમ ' હતો. લલ્લુભાઈની આ હોશિયારી પિતાના જાણવામાં આવી ગઈ, એટલે તેમને વિશેષ મેથીપાક જમવા મળ્યો. બારતેર વર્ષની ઉંમર સુધી આ પ્રમાણે ' અભ્યાસ ' ચાલ્યો, અને લલ્લુભાઈ ચોથી ચોપડી પૂરી કરીને જાણે કે અટકી ગયા ! સંવત ૧૯૪૩માં પિતા અવસાન પામ્યા, એટલે કુટુંબ ખંભાત પાસેના સારોદ ગામમાં રહેવા ગયું. મોટા ભાઈ ત્યાં વેપાર ચલાવે અને લલ્લુભાઈ તેમને મદદ કરે. માતાના આગ્રહથી જેમતેમ કથાવાર્તામાં રસ લેવા મંડેલા લલ્લુભાઈ હવે તો કથાવાર્તાના રસમાં જાણે કે તન્મય થઈ ગયા હતા, અને એને પરિણામે એમનામાં નવું જાણવા વિચારવાની તરસ ઊપડી હતી. વાચનનો શોખ આ એક બીજમાંથી વધ્યો હશે, એટલે દુકાન ચલાવતાં ચલાવતાં લલ્લુભાઈ વાંચવાનું ખોળ્યા જ કરતા. જરાક ગાળો મળતો, એટલે તે કંઈક ચોપડી વાંચે, સુખસાગરિયું વાંચે, કથાકીર્તનમાં ઊપડે, ભજનમંડળીમાં ભળે, અને એમ જ્ઞાનસાધના કર્યા કરે. આમ, એક બાજુ લલ્લુભાઈ વેપારી હતા, તો બીજી બાજુ જ્ઞાનસાધક હતા. વેપારમાં સત્ય, પ્રામાણિકતા અને નીતિ જાળવીને જ કમાઈ કરવાની તેમની નેમ હતી. તે કોઈને છેતરતા નહિ, તેમ કોઈને ઓછું આપતા નહિ. પરંતુ બીજા ભાઈઓને લલ્લુભાઈની આ રીત રુચી હશે નહિ, એટલે તેમણે ભાગલામ વહેંચી લીધા. હવે દુકાન કાકા તથા એક ભાઈના ભાગમાં ચાલવા લાગી, અને લલ્લુભાઈને તેમાં ખરીદીકામ સોંપાયું. આ કામ મળતાં લલ્લુભાઈને વધારે મોકળાશ આવી, અને તે સાધુઓની જમાતોમાં તથા ભજનમંડળીઓમાં વધારે છૂટથી ભળી શકતા. ખરીદીકામ દરમ્યાન સારું પુસ્તક ખરીદી લેવું, ગરીબગુરબાંને યોગ્ય મદદ કરવી, સદ્‌વૃત્તિઓનો સતત વિકાસ સાધવો, અને જીવનમાં જરાયે ડોળદમામ ન આવવા દેવો એ લલ્લુભાઈના લક્ષ્યમાં હતું. ટીલાંટપકાં કરવાં કે ઉપરઉપરથી ભક્તાની છાપ લેવી એ એમના સ્વભાવમાં નહોતું, એટલે તેઓ ક્યારેક ' નાસ્તિક ' ગણાતા અને ' લહેરી ' પણ લેખાતા.

છપ્પનિયાના દુકાળ પછી, સંવત ૧૯૫૭માં કુટુંબ પાછું બોરસદ આવ્યું. સ્વર્ગસ્થ ગોપાળદાસજી મહારાજની કથામાં લલ્લુભાઈને ખૂબ રસ પડ્યો, અને તેથી વાચન તથા મનનમાં તેમને સારી મદદ મળી. સંસારમાંથી ઉપરામ થવાની વૃત્તિએ આ વખતથી જ ખીલવા માંડ્યું એમ કહી શકાય. એ જ અરસામાં શેરખીવાળા પરમહંસ જાનકીદાસજી સાથે તેમને સારો પરિચય વધ્યો. બીડીતમાકુ છોડવાની પ્રતિજ્ઞા લલ્લુભાઈએ આ સંતની આગળ લીધી, અને તેને તેમણે જીવનભર પાળી. સંત રામચરણજી તથા સંત માધવાનંદજી સાથે સમાગમ, ભજનકીર્તન અને સેવાશુશ્રૂષા કરતાં કરતાં લલ્લુભાઈ આંતરિક

આનંદમાં વધુ ને વધુ મસ્ત રહેવા લાગ્યા. ગીતા, યોગવાસિષ્ઠ, અને યોગનાં ધ્યાનધારણા તરફ તેમની પ્રીતિ વિશેષ ને વિશેષ વધતી રહી. આસનો તથા ધ્યાનધારણાના પ્રયોગો પણ તે કરવા લાગ્યા. પણ હજુ તેમને પોતાનું અંતર ડસતું હતું. સાતઆઠ વર્ષની નાની વયે તે લગ્નથી બંધાયા હતા, અને તેમને એક પુત્ર પણ થયો હતો. પરપોટા જેવા વૈરાગ્યને તે માનતા નહોતા, અને વૈરાગ્ય વિનાના ત્યાગની તેમને મન કશી કિંમત નહોતી. પત્ની ધનવાન ઘરની પુત્રી હતાં. પતિની વિકસતી જતી વિરાગવૃત્તિને તે પૂરેપૂરાં સમજી શક્યાં ન હશે, અથવા પતિની હૃદયભાવનાને જોતાં છતાં તે તેમની સહાનુભૂતિ મેળવી શક્યાં ન હશે. એ દાંપત્યની આ મર્યાદા હશે, એટલે લલ્લુભાઈ ઘણીવાર અમૂંઝણમાં પડી જતા, કંઈકવાર કંટાળી જતા, અને એમનું મન ક્યાંક છૂટીને પૂર્વસંસ્કાર પ્રમાણે કામ શોધવા ઝંખ્યા કરતું. આમ છતાં, સંસારનાં કષ્ટો અને મુશ્કેલીઓથી ડરી જઈ ભાગી છૂટવાનો કાયર ને એકપક્ષી માર્ગ લે એવા લલ્લુભાઈ નહોતા. એમના તેજસ્વી જીવનમાં કાયરતાને અવકાશ નહોતો, અને તેથી લગભગ ત્રીસમા વર્ષ સુધી તેમણે ગૃહસ્થાશ્રમને સારી રીતે ચલાવ્યો. પછી, ઉપરતિ પાકી થઈ અને લલ્લુભાઈ ઘરથી 'વેપાર વહોરવા' ને નીકળી પડયા! સંવત ૧૯૬૦ના માહ માસની વદ તેરશી, મહાશિવરાત્રિના મંગલ દિને, એમણે અમદાવાદમાં સાબરમતીની રેતમાં સ્વામીશ્રી શિવાનન્દજી પાસે સંન્યસ્તદીક્ષા લીધી, અને લલ્લુભાઈ મટીને એ અખંડાનંદ થયા. પતિના સંન્યસ્તના સમાચાર સાંભળીને પત્નીને અત્યંત આઘાત થયો, અને એ વિરહવેદનામાં જ દોઢ માસના અરસામાં એમણે દેહ છોડયો.

સ્વામી અખંડાનંદ હિમાલયના પુણ્યપ્રદેશોની યાત્રાએ નીકળ્યા, અને સાથે લીધેલા છસો રૂપિયા ઉત્તર હિંદમાં દુકાળ ને રેલમાં સપડાયેલાં દુઃખીઓની સેવામાં એમણે વાપરી નાંખ્યા. પછી, હૃષીકેશ અને ઉત્તર કાશીને રસ્તે એ હિમાલય ઊપડે છે અને ગંગોત્રીનાં દર્શન કરે છે. આ યાત્રામાં તે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન આદરે છે; તે ધ્યાન, ધારણા તથા સમાધિના અનુભવો લે છે; અને તે અનેક સાધુસંતોની સેવાચાકરી કરે છે. અહીં જ તેમને સ્વામી રામતીર્થજીનો નિકટતમ પરિચય થાય છે, અને સ્વામી રામતીર્થજી એમને વિશે કહે છે: 'યે હમારા સબ કુછ હૈ.' ભારતભૂષણ પંડિત માલવીયજી સાથે પણ સ્વામીજીને આ જ તીર્થમાં મેળાપ થાય છે. આમ, ઉચ્ચતમ કોટિના સંન્યાસી સ્વામી રામતીર્થજી અને ઉચ્ચતમ કોટિના ગૃહસ્થી પંડિત માલવીયજી એ બે મહાત્માઓના સંસર્ગથી સ્વામીજી અંતઃપ્રકાશ પામે છે, લોકસેવામાં પોતાની ભગવી કંથાને કાંચનમયી કરવાનો એ સંકલ્પ કરે છે, અને એ પાછા આવે છે. સંવત ૧૯૬૨ના ચાતુર્માસમાં તે નડિયાદમાં ભાગવતનું શ્રવણ કરે છે, અને તેમાંનો 'એકાદશ સ્કંધ' તેમના મનને અત્યંત આકર્ષિત કરે છે. તે એમાંના સરસ સરસ સુંદર શ્લોકો ઉતારવા લાગે છે, અને તેમને થઈ આવે છે: 'આ સ્કંધ જો સસ્તામાં નીકળે તો કેટલા બધા લોકોને લાભ મળે?'

એ પછીના ઉનાળામાં સ્વામીજી ફરી હિમાલય જવાનું મન કરે છે, અને તે માટે તે મુંબઈ આવે છે. કોઈ બુકસેલરને ત્યાં ભજનનું પુસ્તક લેવા તે જાય છે, અને તેની અત્યંત આકરી કિંમત જોઈને અતિશય ઉકળાટ અનુભવે છે. તેમને વલોપાત ચાલે છે: 'સંત મહાત્માઓએ પોતાનો જીવનરસ અરપીને આ આપણને અમૂલ્ય અધ્યાત્મ વારસો આપ્યો

છે. આ બુકસેલરો તો તેને છપાવી બેઠા છે અને તે ઉપર વેપારીની મહેલાતો ઊભી કરે છે! આપણા દીનહીન દેશને ગામડે ગામડે અને ઝૂંપડે ઝૂંપડે આ જ્ઞાનગંગા વહે તો કેટલું સરસ! કંઈક તો કરવું જ જોઈએ.' તેમને 'એકાદશ સ્કંધ' છપાવવાનો ને તેનો બહોળો પ્રચાર કરવાનો વિચાર ફરી જોર કરીને ઊપડી આવે છે. કંઈ તર્કો બંધાય છે, કંઈ સામી દલીલો થાય છે, કંઈવાર વિચાર આઘો મુકાય છે. પણ છેવટે નિશ્ચય કરાય છે: ભાષાંતર મળી રહેશે, પુસ્તકો તૈયાર થશે, નાણાં ધીરનારને નાણાં પાછાં અપાશે, અને બુકસેલર મારફત વેચાણ થશે, એટલે 'પછી જવું હશે ત્યાં ચાલવા જવાશે.' સ્વામીજી તે વખતે સ્વ. સર વિઠ્ઠલદાસનાં માતુશ્રી સ્વ. શ્રી નાથીબાઈના સંન્યાસીઆશ્રમમાં આસન રાખે છે, સ્વ. અમૃતલાલ પઢિયારને વાત કરે છે, અને 'એકાદશ સ્કંધ' છપાવવાની પાકી ગોઠવણ કરવા માંડે છે. પૂર્વાશ્રમના એક સ્વજન સ્વામીજીને આ કામ માટે રૂા. ૮૦૦ની રકમ ધીરે છે. સ્વ. શ્રી ઇચ્છારામ દેસાઈ ભાષાંતર આપે છે, અને 'ગુજરાતી મુદ્રણાલય'માં પુસ્તક છપાવા માંડે છે. સ્વ. શ્રી નાથીબાઈ પોતા તરફથી એક હજાર પ્રતો વધારે કઢાવે છે, અને એમ કુલ ચાર હજાર પ્રતોવાળી 'એકાદશસ્કંધ'ની પ્રથમાવૃત્તિ નીકળે છે. આ પ્રમાણે સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની પ્રવૃત્તિનો મંગલ આરંભ આ મંગલ પુસ્તકથી સંવત ૧૯૬૦ ના અષાડ માસમાં થાય છે. આ પુસ્તકની કિંમત ૭ આના રાખવામાં આવે છે, અને તે સાથે સ્વામીજી સસ્તું સાહિત્ય પ્રસારવા સંબંધી વિચારો ને યોજનાઓ જોડે છે. બાવાજી પોતે જ બહારગામનાં પારસલો પૅક કરે છે, અને પોતે જ સ્ટેશનેથી તેની પહોંચો લઈ આવે છે! ચાલો, પુસ્તક તૈયાર થઈ ગયું, વેચાણની કંઈક ગોઠવણ થઈ ગઈ, એટલે આપણે ઊપડીએ હિમાલય—એવું એમના મનમાં થઈ આવે છે. પણ, લોકકલ્યાણને અર્થે આદરેલી આ પ્રવૃત્તિ સ્વામીજીને કંઈ અધવચ્ચે છૂટા થવા દે? પહેલી આવૃત્તિ તો જોતજોતાંમાં ખપી ગઈ, એટલે બીજી કાઢવી જોઈએ, અને એમ વિચારતાં છેવટે તે આવા કાર્યમાં બેચાર વર્ષ લાગુ જોડાઈ રહેવાનો નિર્ણય કરે છે. પછી, સંવત ૧૯૬૪ના ફાગણ માસમાં 'એકાદશસ્કંધ'ની બીજી આવૃત્તિ નીકળે છે, તેની દશ હજાર પ્રતો કાઢવામાં આવે છે, અને તેની કિંમત સાડા ૭ આના રખાય છે. આ પછી સ્વામીજી યોગ્ય સહકાર મળી રહેતાં 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા'ની દશ હજાર નકલો કઢાવે છે, અને તે સાથે 'સસ્તા વાચનની સૂચના' એ નામનું એક નાનકડું ચોપાનિયું પ્રકટ કરે છે. ખૂબીની વાત છે કે જે મુદ્રણાલયમાં ગીતા છપાતી હતી, તેના વ્યવસ્થાપકે આ ચોપાનિયું છાપી આપવાની ના પાડી હતી. કેમકે, તેને લાગ્યું હતું કે એ ચોપાનિયું 'વેપારીઓના હક'ને 'નુકસાનકારક' હતું!

આ ચોપાનિયું બહાર પડ્યું, સસ્તાં પુસ્તકો નીકળવા માંડ્યાં, અને પ્રવૃત્તિ હતી વિશેષ પ્રસરે એમ હતું, એટલે વિરોધીઓ મેદાનમાં આવ્યા. તેમણે સ્વામીજીની સામે જાણે વંટોળિયા ચડાવવા માંડ્યા. કંઈકને સ્વામીજીની પ્રવૃત્તિમાં શેખસલ્લીપણું લાગ્યું, કંઈકને ભગવાં લજવવાનો ધંધો લાગ્યો, અને કંઈકને સાહિત્યની કુસેવા લાગી; પણ સ્વામીજી આવા વાવંટોળથી ડરે એવા નહોતા. એમની ભક્તિ તો શરીરની હતી. તેમણે એક કામચી જવાબ બહાર પાડી દીધો અને પ્રજાને સર્વ કાળ માટે ખાતરી આપી : આ

યોજના કોઈ પણ વ્યક્તિના હિત અહિતના વિચારથી નહિ જ, પરંતુ લાખો અને કરોડો દેશબાંધવોના સામાન્ય હિતના આશયથી જ સૂચવાઈ છે. આ પછી સ્વામીજીએ 'દ્વેષી તથા અણુવારેલી' ટીકાઓ તરફ વિશેષ લક્ષ્ય આપ્યું નથી.

હવે, હિમાલયની હવાથી 'તરબતર' થઈ આવેલા બાવાજી 'ચારપાંચ માળવાળા મકાનને ઓથતળિયે, છેક પાછલી બાજુએ મોટીમોટી ઈમારતોની વચમાં, અને ત્રણ તરફ ગટરો તથા ચોથી બાજુ જાજરૂઓના ઘેરા વચ્ચે આવેલી' એક વખારમાં 'એકાદશસ્કંધ' મળવાનું ઠેકાણું રાખે છે! અંધકાર અને દુર્ગંધથી ભરેલા એ મહાલયમાં નભવું સ્વામીજીને એક કસોટીરૂપ થાય છે. એટલે પછી, એકાદ કલાકમાં જ તેમનું મન પૂરેપૂરું રિસાઈ જાય છે. થોડાક મહિના પછી તે ઓટલા ઉપર બેસીને લખવાનું રાખે છે. ત્યાં, નાન્યઃ પંથા વિદ્યતેઽયનાય નો સાક્ષાત્કાર સૂચવતો એક અદ્વિતીય માર્ગ તેને અડીને જ જાય છે. બીજી બાજુએ 'અડગ કૂટસ્થભાવે એરણુબાઈ બેઠેલાં' છે, અને 'તેની ઉપર પડતા સોનીબાંધિના હથોડાના મગજવેધી ધડાકાઓ' સ્વામીજીને 'બાદશાહી તોપોની પેઠે લોકસેવાની સલામી' આપ્યાં જ કરે છે! 'કાર્યની ત્વરા' અને 'રોકાણને ખાતર' સ્વામીજી 'ભારતજીવન છાપખાનાની સાંકડી ઓફિસનો ઉપયોગ રાત્રિવાસ માટે કરવા માંડે છે.' ત્યાં 'માંકડથી સજીવન રહેતા ટૂંકા બાંકડા પર 'તે' ટૂંટિયું વળાઈને સાથરા પ્રમાણે' શયન તો કરી શકે છે, પણ 'બાંકા સ્વભાવના માંકડ મહારાજે' પોતાની 'સ્વર્ગાદપિ ગરીયસી એવી જનની જન્મભૂમિને' આમ બીજા મહારાજના 'પ્રભુત્વમાં ગયેલી જોઈને તેને પાછી સ્વતંત્ર બનાવવા સારુ સત્તાવનના બળવાની પેઠે સામટો હલ્લો' લઈ આવે છે. સ્વામીજી અહીં પરાજય પામે છે, એ 'બાંકા ધામ'નો કબજો છોડી દે છે, અને 'તેની તળેટીમાં આવેલી મિર્યાં પમરખાંની ચાર અહેરી છાવણીવાળી' જગ્યાને સાફ કરીને 'સમીપના મેજની નીચે પગ લંબાવીને સૂવાની સમવડ' કરે છે! આમાંથી જ સંવત ૧૯૬૪ના વૈશાખ સુદ ત્રીજને દિવસે 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' થાય છે! ગીરગામ બેક રોડ ઉપર, ફુવારા બિલ્ડીંગને મેડે, એક ઓરડો આ માટે ભાડે રખાય છે, પણ કામ અને પાટિયું તો હનુમાન ગલીની ઓરડીમાં જ થોડા મહિના સુધી રહે છે! આ પ્રમાણે પ્રવૃત્તિ વધવા માંડી, લોકોમાં પુસ્તકોનો પ્રચાર થવા માંડ્યો, એક સંસ્થા જેવું થયું. એટલે 'તીન લોક જાગીરમેં'માં માનતા 'સાડા ત્રણ હાથના બાવાજી' એના સ્વામિત્વ વિશે વિચારવા લાગે છે. તે નક્કી કરે છે, કે આ પ્રવૃત્તિમાં કદાચ સમગ્ર આયુષ્ય જવાનું હોય, તો પણ તે સાથેનો અંગત સંબંધ સ્વામિત્વનો નહિ જ હોઈ શકે, તે તો દાસત્વનો જ હોય. આથી, સંવત ૧૯૬૪માં તે એક લખાણ કરે છે અને 'સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડળ' સ્થાપે છે. આ મંડળમાં સ્વ. શ્રી. અમૃતલાલ પઢિયાર અને શ્રી. રણછોડદાસ પેટલાદી હોય છે. આ પછીના વરસમાં સ્વામીજી ગીતાની બીજી આવૃત્તિ કાઢે છે અને તેની ૧૬૦૦૦ પ્રતો પ્રસિદ્ધ કરે છે. સંવત ૧૯૬૫માં 'ભાગવત'નો 'દશમસ્કંધ' તથા યોગવાસિષ્ઠ'નું 'વૈરાગ્યમુમુક્ષુપ્રકરણ' તે કાઢે છે, અને એ શિયાળામાં હૃષીકેશ તરફ પાંચેક મહિના ગાળી આવે છે. ત્યાંથી પાછા આવીને સ્વામીજી સ્વ૦ નારાયણ હેમચંદ્રનું 'સદ્ગુણી બાળકો' છપાવે છે અને એટલામાં તત્કાલની મર્યાદા આવી રહેલી તેમને લાગે છે. દરેક નવા પુસ્તકે એમને આંતરિક ગડમથલ થાય છે. એમને લાગે છે કે

'વ્યાવહારિક કુશળતા વિનાના ભિક્ષુએ માત્ર લાગણીથી જ દોરવાઈને નવીન પ્રસંગો સ્વીકારવા, એ હાથે કરીને જ વિક્ષેપ અને શ્રમની વિશેષતા વહોરી લેવા જેવું છે.' પણ, વળી કહે છે: 'અનેક વ્યાવહારિક અગવડ, વિક્ષેપ, શ્રમ વગેરે ભોગવવાનું આવે એમાં નવાઈ નથી.' ત્યાં તો, 'બંદા ચકરમ' વળી ભીડે છે, એમના 'મનજીભાઈ કંટાળીને' ચસકી જાય છે, અને 'કાર્યને જેમનું તેમ મૂકી દઈને ચાલ્યા જવાના વિચારે' ચડી જાય છે. પણ, 'મીઠાશને બદલે તીખાશવાળો અને રોકડું પરખાવવાનો' સ્વામીજીનો સ્વભાવ કંઈક ઠરી પડે છે, અને તેમને 'ભાન' આવે છે: 'કાર્યમાંથી મુક્ત થવાનો માર્ગ તેને અધવચાળ મૂકી દેવામાં નહિ, પરંતુ નવાં કાર્યો ઉમેરાવા નહિ દઈને જૂનાં કાર્યોને આટોપતા રહેવામાં જ છે.' આમ અનેક ઠેકાણે અથડામણ થયા છતાં, આર્થિક મુશ્કેલીઓ વધતી જતી હોવા છતાં અને ગોઠવાયેલી વ્યવસ્થાઓમાં ફાચરો પાચા છતાં, સ્વામીજી 'પોતાની શાંતિને ખાતર અમુક સારું પુસ્તક હજારોના વાચનમાં જતું અટકે' એ બરાબર નથી એવો નિર્ણય કરે છે, તેમજ 'વધુ વખત ખેંચવાથી આ લોકહિતના વિષયમાં કેટલી બધી વૃદ્ધિ થશે' તે વિચારથી આનંદ અનુભવે છે. છેવટે, તે પ્રતિજ્ઞા કરે છે: 'એક વાર આરંભ થયો, એટલે તો પછી વચમાં વિક્ષેપવિવાદ ગમે તેટલો આવો, પરંતુ કાર્યનું વહન કર્યે જ છૂટકો.'

આટલા સમય દરમ્યાન સ્વામીજીએ ૫૪,૦૦૦ નકલો કાઢી હતી, અને નવીનવી યોજનાઓ કરવા માંડી હતી. ૧૯૬૭ના કારતક માસથી તે 'વિવિધ ગ્રંથમાળા' શરૂ કરે છે. ૧૯૬૮માં 'ચરિત્રમાળા' કાઢે છે, અને પછી તે જ અરસામાં 'બૃહદ્ ગ્રંથમાલા' આરંભે છે. આમાં જ્ઞાનેશ્વરી ગીતા, શિવાજી છત્રપતિ, ભાગવત, રાજસ્થાનનો ઇતિહાસ, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, આર્યભિષક વગેરે ઉત્તમોત્તમ ગ્રંથો તે બહાર પાડે છે. ૧૯૭૦માં જાણે 'મહાભારત'ની યોજનાનો આરંભ કરવો હોય, તેમ તે 'શાંતિપર્વ' કાઢે છે. પછી ભગવતી ભાગવત, યોગવાસિષ્ઠ અને દાસબોધ એ મહાગ્રંથો બહાર પાડે છે. આ પ્રમાણે, સંવત ૧૯૭૨ સુધીમાં સ્વામીજી ૮૩ પુસ્તકો બહાર પાડે છે, તેમાં ૧૧ બે વાર, ૩ ત્રણ વાર અને ૨ પાંચવાર પ્રસિદ્ધ થાય છે. આ બધાંની એકંદર કિંમત લગભગ પોણા બે લાખ રૂપિયાની થાય છે. કોઈ કહે છે કે આ બધી પ્રવૃત્તિઓની પાછળ કોઈ ધનવાનની સહાય હતી, પણ સ્વામીજીએ પોતાના આખા જીવનમાં આવી સહાયની પરવા રાખી નથી. અર્પણપત્રિકા, છબી, જીવનચરિત્ર કે એવાં બીજાં 'વળતરો' સાથે જે મદદો લેવામાં આવે છે, તેમાંનું કશું જ સ્વામીજીએ કર્યું નથી. એમણે તો મોટે ભાગે ઉછીની રકમોએ જ કામ ચલાવ્યાં છે, અને કઠીતોડ મહેનત કરીને એ નાણાં પાઈએ પાઈ પાછાં વાળ્યાં છે. મધ્યમ વર્ગના થોડાક માણસોએ રાજીખુશીથી જે મદદ બિનશરતે આપી છે, તેનો આંકડો માત્ર બે હજાર રૂપિયામાં સમાઈ જાય છે. એટલે, સ્વામીજીએ જે કાંઈ કર્યું છે, તે પોતાની આવડતથી, હોશિયારીથી, અને કાયા ઘસી નાંખવાની ભક્તિપરાયણતાથી છે.

આજે તો 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' એક વિશાળ અને સુદૃઢ સંસ્થા થઈ છે. તેણે અત્યાર સુધીમાં ત્રણસો જેટલાં પ્રકાશનો કર્યાં છે, અને એની નકલો લાખોથી ગણી શકાય તેટલી થઈ છે. સ્વામીજીએ પોતે પોતાની ચમકદાર કલમથી સંસ્થાનાં પહેલાં દશ વર્ષોનો અહેવાલ આપ્યો છે, અને તેમાં એના ભવિષ્ય વિશે ઘણાં ઉમદાં સૂચનો કર્યાં છે.

[અનુસંધાન પૃ-૧૬૭

# ભૂંડો અખતરો

પન્નાલાલ પટેલ

મેં જ્યારે જાણ્યું કે એ તે જ દિવસે ઘર ખાલી કરી ગયો છે ત્યારે મને ખરેખર નવાઈ લાગી. ફિકર પણ એટલી જ થતી હતી. એને થયું છે શું? એક જ મહિનામાં આ ઘર ખાલી કરી જવાનું કંઈ કારણ? અઠવાડિયા પર હું મળ્યો હતો ત્યારે તો ઊલટું, 'સરસ ફાવે છે' એમ કહેતો હતો!—કે પછી તબિયત વધારે લથડી હશે!

હમણાં હમણાંની બંસીની તબિયત ઠીક ન હતી. એટલે જ તો એણે પેલું—લાંબા વસવાટવાળું ઘર પણ બદલી નાખ્યું હતું, પત્નીને પણ દેશમાંથી તેડાવી હતી. અને જ્યારે મહિનાની રજા લીધી ત્યારે તો મેં એની મશ્કરી પણ કરી: "ભાઈ, માન ન માન પણ તું 'લવ-સીક' પડી ગયો છે."—મેં બે દિવસ પછી માંડ માંડ એના નવા ઘરનો પત્તો મેળવ્યો. હેમુને સાથે લઈ હું એની ખબર કાઢવા ગયો.

એને ખુરશીમાં બેઠેલો જોઈને ફિકર તો જાણે કંઈક ઓછી થઈ. આમ અચાનક ઘર બદલી નાખવાનું કારણ પૂછતાં મને લાગ્યું કે બરાબર કારણ નહોતો આપતો. એના બોલવા પરથી કંઈક ભેદ જેવું લાગતું હતું. મેં એને સોગન દીધા: 'જો સાચેસાચી વાત ન કહે તો તને ભાભીના સોગન છે.'

બંસીએ ફિક્કું હસતાં કહ્યું: 'સાચું કહ્યા વગર નહિ જ ચાલે કેમ? પણ એમાં તમને કે મને કોઈને ય લાભ થવાનો નથી.'

'જોઈએ હવે,' મેં કહ્યું. હેમુએ પણ કાન માંડ્યા.

બંસીએ એના આગલા બ્લોકનો અને દસેક ફૂટની ગલી છોડી સામેના બ્લોકનો, આગલા ધોરી રસ્તા પર પડતા ને બીજા આમને સામને પેલી ગલીમાં પડતા છજાનો ખ્યાલ આપ્યા પછી ઉમેર્યું:

'એ બ્લોકમાં ત્રણ જ માણસ હતાં: એક ડોશી, એક પચ્ચીસેક વર્ષની યુવતી અને એક બાવીસેક વર્ષનો છોકરો. છોકરો તો સવારથી સાંજ નોકરી પર જ રહેતો હતો. ડોશી પણ લગભગ આખો દિવસ આગલા છજામાં પડી રહેતી એક આરામખુરશીમાં બેસી રહેતી. ફક્ત એક પેલી યુવતી જ ઘરમાં આમતેમ ફરતી ને કામ કરતી દેખાયા કરતી. પહેલાં તો મેં ધારેલું કે એ પેલા છોકરાની પત્ની હશે. પરંતુ દેખીતી રીતે જ એ કન્યેકું હતું. ગલી તરફના છજામાં એ અવારનવાર આવતી: કોઈ વાર કઠેડો સાફ કરવા, તો વળી કોઈ વાર કપડાં સુકવવાં; કોઈ વાર અંદરની ખુરશીઓ મૂકવા, તો વળી પાછી અંદર લઈ જવા. અને થોડાક દિવસ પછી તો મને લાગ્યું એ માથું પણ ત્યાં ઊભી ઊભી જ હોળવતી. એની ભીડતી નજર કોઈ કોઈ વાર મારી રૂમ તરફ પલકારો મારી જતી. એ નજરમાં મને કંઈક મૂંઝવણ જેવું લાગ્યું, અને પછીથી તો મને એના હલનચલનમાં પણ એક પ્રકારની વિહ્વળતા દેખાતી હતી. મને થતું: "મધ્યમ વર્ગનું સંસ્કારી કુટુંબ હોવા છતાં ય આ કન્યેકું કેમ થવા પામ્યું હશે!" જો કે આ સવાલનો જવાબ તો 'બાળલગ્ન'માં મળી રહે

ઉપર વિશ્વાસ ન મૂક્યો. બાકી એ વખત તો મને એમ લાગેલું જાણે જતાં જતાં એણે, ઝેરા પરથી હાથ ઉપાડતી વખતે મને કંઈક ઇશારો ન કર્યો હોય! અને જ્યારે એણે એની માને, "હું જરા ચકલામાંથી દાતણ લઈ આવું" એમ કહ્યું ત્યારે તો હું નીચે જવા પણ તૈયાર થયો: કોટ લેવા ઊઠ્યો. પણ તરત જ થંભી ગયો. મને હસવું આવ્યું: "માનસ પારખવાને બદલે અત્યારે તો તું તારું જ પ્રદર્શન કરી રહ્યો છે!"

'અંદરની ખુરશી પર બેસતાં મને થયું: હવે આટલેથી અખતરો બંધ કરવો ઠીક છે. પરખ કરવી હતી તે તો લગભગ થઈ ગઈ છે: પૂરેપૂરી સ્ત્રી છે—સ્ત્રીની બધી જ નિર્બળતાઓ એનામાં છે.'—

બંસીએ હસીને કહ્યું: 'પણ ભાઈ, માણસનું માનસ ઘણું વિચિત્ર છે: પોતાની જાત સાથે એ જે અટપટા દાવ ખેલે છે એવા તો એ કદાચ દુનિયા સાથે પણ નહિ ખેલતો હોય!—અને તેથી જ બીજે દિવસે પેલી યુવતીમાં કંઈ વિહ્વળતા કે એવું કશું ન જોતાં મારી માન્યતાને અવગણીને મેં પાકે પાયે ખાત્રી કરવા એ યુવતીને મોઢેથી જ એકરાર ન થાય ત્યાં સુધી મેં મારો આ ભૂંડો અખતરો ચાલુ રાખવાનો નિર્ણય કર્યો. એ વખત મને થતું હતું: મેં ભળતું જ માની લીધું હોય!—પેલી બાઈ કહેતી હતી એમ એ સીધી લાઈનની પણ હોય! માણસ માટે અશક્ય પણ શું છે? ભક્તિમાં ને કામમાં મન વાળી લીધે વાસનાઓ ઠંડી પડી જાય એ સ્વાભાવિક છે.—

'પણ મેં મારી જ દલીલોને આહ્વાહન આપ્યું: "એનામાં એ વાસનાઓ જીવતી છે. હવે તો હું એ દીવા જેવું કરીને જ દેખાડીશ."

'પછી મેં શું કર્યું એમને? એ જ પાછું—એ છજામાં આવવું ને ઓરડીમાં સંતાવું; સાંજે છજામાં બેસવું ને ફરવા જતાં જતાં એની નજરે પડતાં જવું, વગેરે તપ મેં આદરી દીધું.

'અને થોડાક જ દિવસમાં મારી ધારણા પ્રમાણે બન્યું: હું કોટ ટોપી પહેરીને છજામાં ટહેલવા લાગ્યો એટલામાં એ યુવતી પણ દેખાઇ. અને તે દિવસે એણે જેમ હાથ કર્યો હતો એ જ રીતે મેં પણ હાથ સહેજ હલાવ્યો. તરત જ પીઠ ફેરવી ગયો. પાછળ જોયા વગર જ મેં એ ગલી વટાવી—પણ ઘણે જ આસ્તે. સરિયાન રસ્તા પર આવી દિવાસળીની પેટી ખરીદવાને બહાને બાજુની દુકાન આગળ થંભ્યો. અને પરચૂરણ ગણી ખિસ્સામાં પૂરું નાખું છું ત્યાં તો મેં એને ગલીમાંથી બહાર નીકળતી જોઈ.'

બંસીએ પગ પર પગ ચડાવતાં એક ભારે શ્વાસ લઈ આગળ ચલાવ્યું: 'એ મારી આગળ હતી, હું સહેજ પાછળ—બાજુમાં ચાલતો હતો. એ વખતની એની ચાલ, એની આંખો'—અરે એના પોશાકમાં પણ મને તો વિહ્વળતા દેખાતી હતી. આખરે મેં હિંમત એકઠી કરીને પૂછી નાખ્યું: "કેમ દાતણ લેવા ચાલ્યાં?"

'એ સહેજ થંભી: આસપાસ નજર નાખતી એની આંખોમાં ડર હતો, મારી તરફ નાખેલા પલકારામાં સંકોચ, લાચારી, સ્નેહ વગેરે વગેરે કંઈક મને લાગ્યું. અને જાણે કોઈ બહાદુરી ન હોય એમ કબજાના ખિસ્સામાંથી એક વાળેલો કાગળ કાઢી ધ્રૂજતે હાથે મારી સામે ધર્યો. હું લઉં ન લઉં તે પહેલાં તો એ પાછી પણ ફરી ગઈ. હું તો એની પીઠને તાકી જ રહ્યો.

'પાંચમા દિવસની આ વાત છે. બીજે દિવસ મેં ઘર ખોળી કાઢયું. પરમ દિવસથી અહીં છું.' કહેતો એ ઊભો થયો. કોટના ખભાવાળા ખિસ્સામાંથી કાગળ કાઢી મારી સામે ધરતાં કહ્યું: 'આ એનો એ કાગળ!'

મેં કાગળની ગડી ઉકેલી. નોટમાંથી ફાડયો હોય એમ લાગતું હતું. પેન્સિલથી લખ્યો હતો. અક્ષર ચોકખા હતા.

વહાલા મિત્ર,

આ કાગળ લખવાની હિંમત જોઇને જ તમને મારા ઉપર વહેમ આવશે પણ એ પહેલાં હું સોગન ખાઇને કહું છું કે અત્યાર સુધી હું બિલકુલ પવિત્ર છું. વધારે તો શું લખું પણ મારા અંગને પુરુષનો હાથ સુદ્ધાં નથી અડકયો. બીજું, મારી આ રામકહાણી લખીને તમને દુઃખ થાય એવું પણ નથી ઇચ્છતી. પણ મારી હાલત હું તમને ન જણાવું તો બીજા કોને જણાવું?

મારી ઉમ્મર અઠ્ઠાવીસની થઈ પણ હજુ હું કુંવારી જ છું. મારી જ્ઞાતિમાં વરની ઘણી અછત છે. વળી અમે ગરીબ છીએ. એટલે મારે જો મારા ભાઈ તથા બાની ચિંતા ઓછી કરવી હોય તો કુંવારાં જ રે'વું જોઈએ. મેં મારો આ નિર્ણય મક્કમતાથી જાહેર કર્યો. પહેલાં તો મને એ બહુ મુશ્કેલ નો'તું લાગતું પણ પછીથી, ને જ્યારથી તમને જોયા છે ત્યારથી તો હું અકળાઈ જ ગઈ છું. નથી મને ભાગવત વાંચવું ગમતું—અરે નોવેલ પણ ઝેર જેવાં લાગે છે, ને ઘરકામમાં પણ કશો જીવ નથી લાગતો. મારી એકએક ઘડી વરસ જેવડી થાય છે. ગાંડાની માફક હું ફર્યા કરું છું. શું કરવું એ મને કંઇ સૂઝતું નથી. સુવાની કેટકેટલો ત્રાસ આપે છે એ તો એક હું જ જાણું છું! માટે, આટલા ઉપરથી મારી દશાનો વિચાર કરીને તમને યોગ્ય લાગે તે રસ્તો દેખાડશો. કહેશો તે કરવા તૈયાર છું. વધારે શું લખું! કાલે આ જ વખતે હું અહીં આવીશ. કાલ ન બને તો પરમ દા'ડે. પણ મને નિરાશ ન કરશો. વધારે નહિ તો બે આંકડામાં જે તમને યોગ્ય લાગે તે જવાબ મને જરૂર આપશો. કાગળ બંધ કરતાં કરતાંય તમને વિનવું છું: મારા માટે ખોટો ખ્યાલ ન બાંધશો ને જવાબ લખતાં પહેલાં મારા યૌવનનો, મારી મનોદશાનો જરા વિચાર કરી જોજો. એજ

તમારી દાસી

એક ભારે શ્વાસ લેતાં હું બબડયો: 'અખતરો કર્યો પણ ઘણો ભૂંડો!'—એક યુવતીની કરમાઇ ચૂકેલી ભાવનાઓને છંછેડવા બદ્દલ બસીને કંઈક કહું તે પહેલાં તો મારી નજર એની ફિક્કી સૂરત પર પડી. હું ચૂપ થઈ ગયો અને કાગળને પણ ફાડી નાખ્યો.

અમારા પગ આગળ પડેલા ટુકડા તરફ બંસીની–મારી તથા હેસુની પણ–આંખો મંડાઈ રહી હતી. ત્રણેનાં ઊંચાંનીચાં થતાં ફેફસાં સિવાય બધું જ જડવત્ હતું. ઘડિયાળના ટકટક અવાજ સાથે વહ્યે જતો કાળ પણ જાણે અમારી વચ્ચે જોતો વિચારતો થંભી ગયો હતો.

૧-૧૨-૪૧

# કાન્તનાં પ્રણયકાવ્યો

પ્રો. મનસુખલાલ મ. ઝવેરી એમ. એ.

**કલાપીની** માફક કાન્ત પણ, એક રીતે કહીએ તો, પ્રણયના ભાવોના જ ગાયક છે. 'પૂર્વાલાપ'માં કાન્તે અનેક ભાવોને ગાયા છે એ ખરું; પણ પ્રો. રામનારાયણ પાઠક કહે છે તે રીતે, 'કાન્તનું દર્શન એમનાં કરુણ કાવ્યોમાં જ વ્યક્ત થાય છે.' અને એ કરુણ કાવ્યોમાં પણ કાન્તે પ્રણયનો જ ભાવ ગાયો છે.

એ પ્રણયમાં, 'ઉદ્‌ગાર' કે 'દેવયાની' જેવાં અપવાદ રૂપ કાવ્યોમાં છે તેવી, સંયોગની મસ્તી અને ખુમારીનું ક્યારેક આલેખન થયું હોય છે એ ખરું; પણ એકંદર રીતે તો કાન્તનાં પ્રણયકાવ્યોમાં વિયોગનું દર્દ અને નિરાશાનું રુદન જ દેખાય છે. કાન્ત જેવો સુકુમાર હૃદયનો કવિ પ્રણયની શોધમાં જગતને દ્વારેદ્વારે ભટકે છે; અને બધેથી એને એક જ પ્રકારની નિરાશા અનુભવવા મળે છે. નિરાશાનો એ આર્તસ્વર કાન્ત પોતાનાં કાવ્યોમાં વ્યક્ત કરે છે: અને તેથી કલાપીનાં કાવ્યોની માફક કાન્તનાં પણ "Sweetest songs are those, that tell of saddest thoughts."

'પૂર્વાલાપ'નાં એ કાવ્યો બે પ્રકારનાં છે : મૈત્રીનાં અને દામ્પત્યનાં. દામ્પત્યનાં કાવ્યો પોતાનાં બન્ને પત્નીઓને ઉદ્દેશીને લખાયેલાં છે; પણ તેમાં પણ કાન્તનાં પ્રથમ પત્ની સ્વ. નર્મદાને અનુલક્ષીને લખાયેલાં કાવ્યો મુખ્ય છે.

એ બધાં કાવ્યો દ્વારા પ્રગટ થતો કવિ મનસ્વી છે. પોતાનાં પ્રિયજનોનો પ્રેમ જો એને મળે તો જગતની એ કશી પણ પરવા કરે તેમ નથી. એના જ શબ્દોમાં કહીએ તો:

"વહું સ્વેચ્છાચારે જગતભણી દૃષ્ટિ જ ન લહું."

તેથી જ પ્રમાદી નાવિક પોતાની પ્રિયતમાને લઇને સુખનાવમાં બેસીને સફર કરવા માટે નીકળે છે; અને પોતાની પ્રિયતમાના પ્રણયને જ પોતાનું સર્વસ્વ ગણીને એ પોતાની સુખનાવને કોઈ પણ બંદર પર નાંગરવા દેતો નથી.

આમ જગત સાથે એ પ્રણયનો ભાવ કેળવતો જ નથી; કારણકે એના પ્રણયનું એકમાત્ર કેન્દ્ર તેનાં પ્રિયહૃદયો છે. એનાં પ્રિયહૃદયોએ એને સ્થાન આપ્યું છે એ શ્રદ્ધાથી અને ખુમારીથી તો એ કહે છે કે:

વસ્યો હૈયે તારે,
રહ્યો એ આધારે,
પ્રિયે! તેમાં મારે પ્રણય દુનિયાથી નવ થયો.
નવા સંબંધોનો સમય રસલ્હાણનો પણ ગયો.

પણ નવા સંબંધો કેળવી શકાય તેવું સુકુમાર, સુકોમળ માનસ રહ્યું નથી તેનો ઉદ્વેગ કવિને કશો જ નથી : કારણકે કવિને શ્રદ્ધા છે કે જગતની વિષમ વાસ્તવિકતાની સામે લડતાં લડતાં ઘવાયેલા હૃદયના ઘાને રૂઝવવા માટે પ્રિયજનોની નેહસંજીવની એક જ બસ છે, અને એ તો પોતાને મળી ગયેલી છે:

'ઠરે દૃષ્ટિ, વ્હાલી, સદય મૃદુ તારી જ ઉરને.'

એ એક જ સદય મૃદુ દૃષ્ટિ જો સદાકાળ ટકી રહે તો કવિના જીવનની પ્રત્યેક ક્ષણ અને કવિનું જીવન સમસ્ત કૃતકૃત્ય થઈ જાય.

કવિ આમ મનસ્વી છે; અને છતાં પ્રણયને જ પોતાના જીવનનું સાર્વભૌમ આલંબન ગણી રહ્યો છે; એટલે જ જગતમાં બીજાં કશાંની એ પરવા નકરતો હોવા છતાં, પોતાનાં પ્રિયજનો સમીપે એ શિશુસમાન સરળ બની જાય છે:

"નહીં લેશું કાંઈ સકરુણ કહો સ્વલ્પ પણ જો,
તમારી પાસે તો કુસુમ સરખો કાન્ત ગણજો."

અને આમ છે તેથી જ જગતનાં તો ઠીક, પણ પોતાનાં વિધુર સ્વપ્નોને પણ 'તિમિરાશ્રયના ગહ્વને પડતાં' - નિહાળીને પણ તે ધીરજ ધારી શકે છે. નથી સહી શકતો એક માત્ર "વત્સલનાં નયનો રડતાં."

આવો ઊર્મિલ પ્રેમ પ્રિયજનોના પ્રેમનો પણ એવો જ ઊભળકો ઇચ્છે એ સ્વાભાવિક છે. પોતે જેમ પોતાનાં પ્રિયજનોને પોતાનું સર્વસ્વ ગણી રહ્યો છે તેમ પ્રિયજનો પણ એને પોતાનું સર્વસ્વ ગણે એમ એ સ્વાભાવિક રીતે જ ઝંખી રહ્યો છે. એટલે આવો ઉત્કટ સ્નેહ પોતાની સાથે પોતાનો જુલમ પણ લાવે છે. પ્રમાદી નાવિકની પ્રિયતમા જળમાં ને જળમાં રહી કદાચ જડ થઈ જવાશે એવા ભયથી કિનારે જઈને, જરા જનસમાજમાં ભળવાની ઇચ્છા વ્યક્ત કરે છે; પણ નાવિક એના પર કશું ધ્યાન આપતો નથી. અને પછી પ્રિયતમા જતાં પસ્તાય છે કે:

"અહો! હૃદયહીનતા! અવધિ છેક કાઠિન્યની!
જરા ન સમજી શક્યો પ્રિયતમા મુખે દૈન્યની!"

પ્રણયનો પોતાનો પ્રવાહ આવો ઉદ્રિક્ત હોવાથી, સામા પાત્ર તરફથી પણ એ એવા જ ઉદ્રિક્ત પ્રવાહની આશા રાખે છે:

'પ્રેમ છે, એટલા માટે પ્રેમ માગી શકું નહિ?'

એ પૂછે છે: અને પોતાની એ માગણી સફળ ન થતાં એ નિરાશામાં ડૂબી જાય છે:

"સ્નેહી, સ્નેહ તણો અનાદર કહો શી રીતથી હું સહું?
આશંખી, ઉછરેલ કેવલ રહું શાથી નિરાધાર હું?"

પ્રણયનો પ્રતિધ્વનિ સુણવા માટે એ જનોમાં અને જગતમાં સર્વત્ર ભમે છે. પણ સર્વત્ર એને એક સરખી જ નિષ્ફળતા સાંપડે છે. 'મૃગતૃષ્ણા'માં મુગ્ધતા તો 'રમા'માં પ્રણયૈકભાવ, 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં રાગબદ્ધતા તો 'અતિજ્ઞાન'માં સાત્ત્વિક સ્પર્શની ઝંખના, 'વસન્તવિજય'માં રસભરી તલસાટ તો 'ચક્રવાકમિથુન'માં મુગ્ધ સહચારની ઝંખના: કશું પણ ક્યાંય પણ સફળ થતું કવિને દેખાતું નથી. 'રમા' અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં છે તેમ ક્યાંક પ્રેમપાત્ર જ નિષ્ઠુર અને લાગણીહીન હોય છે, તો 'વસન્તવિજય' અને 'ચક્રવાકમિથુન' કે 'અતિજ્ઞાન'માં છે તેમ, પ્રેમીઓ એક બીજા માટે પ્રાણ પાથરતાં હોય ત્યાં દૈવ, વિધિ, નિયતિ કે Fate, કોઈ પણ પ્રકારનું અદૃષ્ટ તત્ત્વ તેમના માર્ગમાં કંટક પાથરે છે.

આમ, કાં તો પ્રિયપાત્રની નિષ્ઠુરતાથી ને કાં તો દૈવની વક્રતાથી પ્રણય જેવો અપાર્થિવ ભાવ આ જગતમાં નિષ્ફળ જ જતો કવિને દેખાય છે: અને તેથી જ જીવન પણ તેમને નિષ્પ્રયોજન અને નિષ્ફળ હોય તેમ લાગે છે. 'મૃત્યુને આવાહન' માં એ કહે છે તે પ્રમાણે:

"વિચાર્યું મેં, વસ્તુ પ્રણય સરખી છે નહિ અંહીં,
પ્રતીતિ કીધી કે ફલ લવ નથી જીવન મંહીં."

અને જીવનની આ અનન્ત નિષ્ફળતાનું જ ગીત ભગ્નહૃદય કવિ પોતાનાં પ્રણય-કાવ્યોમાં ગાય છે.

એ બધાં જ પ્રણયકાવ્યોમાં કાવ્યગુણ એક સરખો જળવાઈ શક્યો નથી. 'પ્રમાદી નાવિક' જેવા કોઈ કોઈ કાવ્યમાં ભાવની સાચી પકડ કે ચોટ જ આવી શકી નથી, *એટલે એવાં કાવ્યો શિથિલ લાગ્યાં કરે છે. તો 'પ્રિયાને પ્રાર્થના', 'કુસુમને સંબોધન',* કે 'પુરાની પ્રીત' જેવાં કાવ્યો ભાવની કે કલ્પનાની અપૂર્વતાને અભાવે તદ્દન સામાન્ય કક્ષાનાં બની ગયાં છે. 'પ્રણયમાં કાલક્ષેપ' જેવાં કોઈ કોઈ કાવ્યનો અર્થ પણ અવિશદ રહી ગયો છે.

આમ, બધાં કાવ્યો એક સરખાં ઉત્કૃષ્ટ ન હોવા છતાં, સાચી સહૃદયતાનો સૂર તો એ બધાં જ કાવ્યોમાં સમાન રીતે વહી રહ્યો છે. એ બધાં કાવ્યો આર્દ્ર કવિહૃદયના ઊંડા અન્તઃક્ષોભમાંથી જન્મ્યાં છે; અને એ બધાં જ કાવ્યોમાં 'કુસુમ સરખો કાન્ત' સુરેખ રીતે પ્રતિબિમ્બિત થયો છે.



## सत्यं शिवं सुन्दरम् ।

જેના સત્ય સ્વરૂપથી જગતની સર્વે સુવિધા વહે,
ને જેના શિવ રૂપથી વિકસીને સૌ ઊર્ધ્વગામી રહે,
જેનું સુન્દર રૂપ મૂળ ઝરણું સર્વે સુરૂપો તણું,
વન્દું મંગલ તત્ત્વ તે જગતનું સત્યં શિવં સુન્દરમ્ ।

હરિહર ભટ્ટ

# ચૂંટણી

જ્યોતીન્દ્ર હ. દવે એમ. એ.

"ઉપર લખેલી મારી લાયકાત જોતાં તમને લાગે કે હું આ જગા માટે યોગ્ય છું તો તમારો મત મારી તરફેણમાં નોંધાવવા કૃપા કરશો."

"આ બધું જોતાં તમને સમજાશે કે હવે એવો સમય આવ્યો છે કે આપણી એ વૃદ્ધ ને પાંગળી બની ગયેલી સંસ્થામાં નવા ને તરુણ રુધિરનો સંચાર કરવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઈ છે. એ સંજોગોમાં તમારો પહેલો મત મને જ આપશો એવી આશા રાખું છું."

"તમારા બધા જ મતો મને આપી જનસેવા કરવાની મને તક આપશો એવી શ્રદ્ધા રાખું છું."

"કોઈની પણ શેહમાં તણાયા વિના પ્રજાનાં હિતકાર્યો સાધી શકે એવા લાયક સેવકોનો આપણી જાહેર સંસ્થાઓમાં મોટે ભાગે અભાવ જોવામાં આવે છે. નિર્ભય રીતે, સ્વતંત્રપણે, ને જવાબદારીના પૂરેપૂરા ભાનસહિત સ્વાર્થનો ભોગ આપી કોઈ પણ જોખમ વેઠીને સાચી લોકસેવા કરી શકે એવા કાર્યકર આપણને જોઈએ છે. તો તમારો મત મને આપી તમે મને ચૂંટી મોકલવા કૃપા કરશો."

"આ ઉપરથી તમારા પ્રતિનિધિ તરીકે તમારો અવાજ રજૂ કરવા હું સમર્થ થઈશ એ વિષે તમારી ખાતરી થઈ હશે. અયોગ્ય ઉમેદવારને આપીને તમારો મત નિષ્ક્રિય ને નિષ્ફળ બનાવવાને બદલે મને આપશો એવી આશા રાખવી વધારે પડતી નથી."

હવે હું મ્યુનિસિપાલિટી, યુનિવર્સિટી ને અન્ય જાહેર સંસ્થાઓના સભ્ય થવા માટે ઊભા થયેલા ઉમેદવારોનાં ઉપર લખ્યા મુજબનાં વિનંતીપત્રો વાંચતો જ નથી. પહેલાં બહુ કાળજીથી પ્રત્યેક ઉમેદવારનું લખાણ હું વાંચી જતો. વાંચી જતો એટલું જ નહિ, પણ તે પર વિચાર કરતો. વિચાર કરીને બેસી રહેતો નહિ. પણ એ વિચારને પરિણામે અમુક નિર્ણય પર આવવાનો પ્રયત્ન કરતો. અને એ નિર્ણય કરી રહ્યા પછી બીજા ઉમેદવારનો પત્ર વાંચી, વિચાર કરી પહેલો નિર્ણય ફેરવી નવા ઉમેદવારને મત આપવાનો ઠરાવ કરતો. તે પછી ત્રીજા ઉમેદવારનો વારો આવતો. બન્ને ઉમેદવારોને અળગા કરી એ મારા મતનો અધિકારી બની જતો. આમ આઠ-દશ ઉમેદવારો વિષે નિર્ણય બાંધી, ફેરવી, ફરી બાંધી, ફરી ફેરવી, ફરી બાંધી આખરે બધું ભૂલી જતો ને મતપ્રદાનને દિવસે મારો મત જે લઈ જતું તેને વગરપૂછ્યે આપી દેતો. હવે અનુભવે હું શીખ્યો છું કે ઉમેદવારોની લાયકાતનું જ્ઞાન હોવું એ આ કાર્ય માટે બિલકુલ જરૂરનું નથી, તેમજ ઉમેદવારો પોતે જે વિનંતીપત્રો મોકલે છે તેમાં વર્ણવેલી એમની લાયકાત ને એમની સાચી યોગ્યતા એ બે વચ્ચે સાહિત્યસૃષ્ટિ ને વ્યવહારસૃષ્ટિ જેટલો ભેદ રહેલો હોય છે.

અને કોઈ પણ જાહેર સંસ્થા માટે અમુક પ્રકારની યોગ્યતાવાળો ઉમેદવાર જ મોકલવો જોઈએ એવો આગ્રહ રાખવો એ મૂર્ખાઈની નિશાની છે. એટલે ઉમેદવારોનાં વિનંતીપત્રે વાંચી વૃથા કાલક્ષેપ હવે હું કરતો નથી.

પરંતુ, દિવસે દિવસે ચૂંટણીનાં ક્ષેત્રો વધતાં જાય છે, ઉમેદવારોની સંખ્યા વધ જાય છે એટલું જ નહિ, પણ મારા ઓળખીતા, મારી જ્ઞાતિના 'ને મારા પર લાગવ ચલાવી શકે એવા ઉમેદવારો—એકથી વધારે—એક જ બેઠક માટે ઊભા થવા લાગ્યા છે આને લીધે મારે કેટલો ત્રાસ વેઠવો પડે છે, એની એ ઉમેદવારોને ખબર પડતી નથી.

મતદાર હોવું, કોઈને ચૂંટવાની શક્તિ આપણી પાસે હોવી, એ આપણા અભિમાનને પોષે છે. આપણે પણ કંઈક છીએ એમ આપણને એથી લાગે છે ને ભલાભલા મારે મત માગવા આવે છે એમ કહી આપણે આપણી જાતને કૃતકૃત્ય માનીએ છીએ હું અનેક સંસ્થાઓમાં મત આપવાનો અધિકાર ધરાવું છું એથી મને સ્વાભાવિક રીતે આનંદ ને ગર્વ થાય છે. હજી આથી યે વધારે સંસ્થાઓમાં મત આપવાનો મને અધિકાર મળે તો હું નાખુશ નહિ થાઉં. હું અંગ્રેજ નથી, છતાં બ્રિટિશ પાર્લામેંટ માટે ઉમેદવાર ચૂંટી મોકલવાનો મને અધિકાર કોઈ આપે તો હું ના નહિ કહું. એ જ રીતે આફ્રિકા ચીન, જાપાન, અમેરિકા કોઈ પણ દેશના પ્રમુખથી માંડી સામાન્ય સંસ્થાના સભાસદની ચૂંટણીમાં મત આપવાનો મને હક મળે તો મને નવાઈ જરૂર લાગે—પણ દિલગીરી નહિ થાય

આમ છતાં, મને ઘણીવાર 'હું મતદાર ન હોત તો સારું થાત' એમ થઈ આવે છે. ગર્વકારણ બનેલાં પોતાનાં શિંગડાં આખરે સાબરને દુઃખના કારણરૂપ થઈ પડ્યાં હતાં, તેમ જેને માટે હું અભિમાન રાખું છું તે મારો મતાધિકાર ઘણીવાર મને ભારે મૂંઝવણમાં મૂકી દે છે. મારા જે મતને ખાતર અન્તણ્યાઓ મારો પરિચય શોધતા આવે છે એ જ મતને લીધે મારા કેટલાય પરિચિતો મારી સાથે વંકાઈ જાય છે. એક જગા માટે વીસ–બાવીસ ઉમેદવારો ઊભા થાય તેમાંથી કોને પસંદ કરવો એ નક્કી કરવું અઘરું છે. પણ એની મને બહુ મૂંઝવણ થતી નથી. એમાંના કોઈ પણ સાથે મારે ખાસ પરિચય ન હોય તો હું ગમે તે એકને મત આપી દઉં છું — ઘણીવાર કોઈને પણ આપતો નથી. પણ હમણાં વારંવાર બનવા માંડ્યું છે તેમ જ્યારે એક કે બે જગા માટે પંદર–સત્તર ઉમેદવારો બહાર નીકળી પડે ને તેમાંના ચાર કે પાંચ સાથે મારે અંગત પરિચય હોય, બીજા બેત્રણ મારા પર ભારે લાગવગ લગાડી શકે એવી સ્થિતિમાં હોય, ને ત્રણચાર મારા જ્ઞાતિજન હોઈ મારી સાથે, ખરી રીતે નિકટનું નહિ પણ ચૂંટણી જેવે પ્રસંગે નિકટનું કહી શકાય એવું સગપણ ધરાવતા હોય, ત્યારે મારી સ્થિતિ બહુ વિષમ થઈ જાય છે. કાં તો મારે વગર કારણે અનેકની ઇતરાજી વહોરી લેવી પડે છે, અથવા તો न ब्रूयात्सत्यमप्रियम् (અપ્રિય સત્ય ન બોલવું) એ ન્યાયે 'હા તમને જ મત આપીશ' એમ દરેકને કહી અસત્યનો આશ્રય લેવો પડે છે. પણ હવે તો, સાધારણ રીતે અને 'આફતોમાંથી ઉગારી લેનારું' આવું અસત્ય પણ કાર્યસાધક નીવડી શકતું નથી. '... મત આપીશ' એટલું વચન સાંભળી હવેનો ઉમેદવાર સંતોષ માનતો નથી, પણ મતપત્રક આપણી પાસેથી લઈ, પોતાને મત મળ્યો છે કે ...

જેની ખાતરી કરી લેવાને એ હંમેશ ઇંતેજાર રહે છે. અને એને લીધે આપણે માત્ર એકને જ સંતોષી શકીએ છીએ. બાકીના બધા આપણા પર નારાજ થાય છે. આમાંથી છૂટવા આપણે 'મત દો' એને હિંદી ભાષામાં ચડાવી કોઈને પણ મત નહિ આપવો એવો નિર્ણય કરી લઈએ છીએ તો તેથી યે કંઈ વળતું નથી. એને લીધે તો આપણે બધાને જ નાખુશ કરીએ છીએ. ન્યાતજાતના કે બીજા કોઈપણ ભેદ જોયા સિવાય કેવળ લાયકાતના ધોરણે પણ નક્કી કરવું એ મુશ્કેલ કામ છે. કારણ કે સામાન્ય રીતે અભિમાનરહિત, નમ્ર ને સદ્ગુણી મનુષ્ય પણ કોઈ જગા માટે ઉમેદવારી નોંધાવે કે તરત એનો પોતાને માટેનો અભિપ્રાય એકદમ ઊંચે ચડી જાય છે. એ જગા માટે પોતે જ સર્વથા લાયક છે, પોતાનાથી વધારે યોગ્ય કોઈ હોઈ શકે જ નહિ એવી એની ખાતરી થઈ જાય છે એટલું જ નહિ, પણ તમારી પણ એવી ખાતરી થએલી હોવી જ જોઈએ એમ એ માનવા લાગે છે. અને એ ઉપરાંત, એ આપણો પરિચિત હોય, આપણા મિત્રના સગાની 'ઑફિસ'માં કામ કરતો હોય, આપણા ઉપરીની ચિઠ્ઠી લઈ આવ્યો હોય, કે આપણો જ્ઞાતિબંધુ હોય તો પછી એમાં કંઈ કહેવાપણું રહે જ નહિ.

આપણા ઓળખીતાને, મિત્રને, કોઈની લાગવગ લઈ આવનારને કે આપણું કંઈ ભલું કરવાનું વચન આપનારને મત આપવા કરતાં, આપણને જે યોગ્ય લાગે તેને જ મત આપવો એ, મારે કબૂલ કરવું જોઈએ કે, હું માનતો નથી. આપણી મૈત્રી જેણે મેળવી હોય, આપણો પરિચય જેણે સાધ્યો હોય કે આપણા પર જેની લાગવગ પહોંચી શકે એમ હોય એની જ લાયકાત સૌથી વધારે ગણાવી જોઈએ એમ હું માનું છું, અને તે રીતે વર્તું પણ છું. --અમુક ઉમેદવાર અમુક જગાએ ચૂંટાઈને જાય અને તે મને કોઈ પણ રીતનો ફાયદો કરી શકે એમ હોય તો એ જગાએ એ ચૂંટાય એ માટે મારે બનતી મદદ કરવી જ જોઈએ. કોઈ મારું ભલું કરી શકે એમ હોય તો તેને તેમ કરવાની હું તક ન આપું તો મારા જેવો મૂરખ બીજો કોઈ નહિ. "તમારો મિત્ર માટે તમે એને મત આપ્યો ને ? એ તમને ફાયદો કરી શકે એમ છે માટે જ તમારો મત તમે એને આપશો ?" એવો પ્રશ્ન મને કોઈ કરે છે ત્યારે મને હસવું આવે છે. એમાં સવાલ પૂછવા જેવું છે જ શું ! મારા ફાયદાની વાત હું નહિ કરું તો શું કોઈ મારું નામે નહિ સાંભળ્યું હોય એવો આદમી આવીને કરી જવાનો હતો ? અને મારા મિત્રને હું પૈસા ધીરું, ચોપડી આપું, તો મત શા માટે ન આપું ! હું કોઈ લાયકમાં લાયક વાંચનારને શોધીને મારી ચોપડી આપવા જતો નથી, મારા મિત્રને જ આપું છું. તો પછી મારો મત એને આપું એમાં ખોટું શું ! મારો મત જો મારા મિત્રને ખપ ન લાગે, મારું ભલું કરી શકે એવા ઉમેદવારને એ આપવાનો ન હોય, મારા ઉપરી અધિકારીની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું સાધન ન બની શકતો હોય તો એ મતનું પ્રયોજન શું ?

પણ ખરી પંચાત તો, ઉપર કહ્યું છે તેમ, મારા એક મત માટે એકથી વધારે મિત્રો, પરિચિતો, ઉપરી અધિકારીના ઓળખીતાઓ, કે જ્ઞાતિજનો ઉમેદવારી

નોંધાવે છે ત્યારે ઊભી થાય છે. ગમે તેવા સારા માણસ પણ એવે પ્રસંગે મારી સ્થિતિ સમજી શકતા નથી. દરેક જણ મારા પર સરખો દાવો કરે છે ને, નાતિમાં સારા વર ઘણા હોય, પણ દીકરી તો એકને જ દઈ શકાય તેમ, ઓળખીતા ઉમેદવારો અનેક હોય, મત તો એકને જ આપી શકાય એ સાદું સત્ય તેઓ સમજવાની ના પાડે છે. અથવા 'એ એક તે હું જ ' એમ આગ્રહપૂર્વક કહે છે એટલું જ નહિ, પણ મતનું અદાન એટલે અંગત અપમાન એવો ભૂલભરેલો ને વિચિત્ર સિદ્ધાન્ત પણ બાંધી બેસે છે. અને જ્યારે એનો ખપ પડે છે ત્યારે, ' મત આપતી વેળા તો બીજાને યાદ કર્યો હતો ' એવું મહેણું મારવાનું પણ ચૂકતા નથી. આમ, મારો મતાધિકાર નિષ્કારણ કકવારાનું કારણ બને છે. એને લીધે મિત્રો વચ્ચે, એક બીજા માટે નીચા અભિપ્રાય ને ઊંચાં મન થાય છે. ગદ્દાવહીતરું કરવા છતાં ઉપરી અધિકારીની અપ્રસન્નતા વહોરવા પ્રસંગ ઊભા થાય છે.

આને માટે મને એક જ રસ્તો સૂઝે છે. દરેક ચૂંટણી વખતે મારે પણ ઉમેદવાર તરીકે ઊભા થવું અને જે કોઈ મત માગવા આવે તેના મતની સામી માગણી કરવી. ભલે ચૂંટણીમાં નિષ્ફળતા મળે પણ એથી કોઈને નાખુશ કરવાનો પ્રસંગ તો નહિ આવે! પણ આમાં યે મોટો વાંધો નડે છે. ચૂંટણી માટે ઊભા થનાર દરેક ઉમેદવારે અમુક રકમ અનામત મૂકવી જોઈએ ને અમુક ટકાથી એને ઓછા મત મળે તો એ રકમ જપ્ત થાય એવો કાયદો, અમુક સંસ્થાના સભ્યોની ચૂંટણી અંગે રાખવામાં આવ્યો હોય છે. હું એવી ચૂંટણી માટે ઉમેદવારી નોંધાવું તો મારે અમુક રકમ નિયમિત રીતે ગુમાવ્યાં કરવી પડે. એ શી રીતે બને? મિત્રો ગુમાવવા પાલવે, પૈસા કેમ ગુમાવાય?

આથી, મને થાય છે કે ચૂંટણી જેવી વસ્તુ જ ન હોય તો સારું. એને લીધે જ ખોટી ધાંધલ, તોફાન અને એ ઉપરાંત વગર કારણના કલહ ને કંકાસ પેદા થાય છે, પણ ચૂંટણી એ આપણા જીવનમાં એવી ઓતપ્રોત થઈ ગઈ છે કે એને દેશવટો આપવો એ લગભગ અશક્ય લાગે છે. શિક્ષણની સંસ્થાઓમાં, સાહિત્યની સંસ્થાઓમાં, પરિષદોમાં ને સંમેલનોમાં, રાજકીય બાબતોમાં ને સામાજિક બાબતોમાં બધે જ ચૂંટણીના પ્રસંગો વારંવાર આવે છે. ચૂંટણી એ આપણા પ્રજાજીવનનું મહત્ત્વનું અંગ બની ગઈ છે. અને એમાં નવાઈ પણ નથી. આ જમાનો પ્રજાશાસનનો છે. સર્વત્ર પ્રજાનો અવાજ સંભળાવો જોઈએ, લોકમતને અનુસરીને જ આપણી સર્વ જાહેર સંસ્થાઓએ કાર્ય કરવું જોઈએ એવો આગ્રહ વધતો જાય છે. અને ચૂંટણી એ તો પ્રજાશાસનનો પ્રાણવાયુ છે. કેટલીક વાર એ પોતાનું પ્રાણવાયુ તરીકેનું રૂપ બદલી આંધી ને વંટોળિયાનું રૂપ ધારણ કરે છે ને પ્રાણપ્રદ થવાને બદલે પ્રાણહારક નીવડે છે એ ખરું, પણ એ તો અપવાદ તરીકે ગણી લેવું પડે. ચૂંટણી વિના પ્રજાનો અવાજ રજૂ ન કરી શકાય. અને પ્રજાનો અવાજ રજૂ ન થઈ શકે તો પછી પ્રજાશાસનનું ટટ્ટુ ચાલે જ શી રીતે?

આ પ્રકારની ચૂંટણી એ પશ્ચિમની પેદાશ છે ને બીજી અનેક સારી વસ્તુઓની પેઠે એને પણ અહીં આણી આપણે ' અપનાવી ' લીધી છે, આપણે ત્યાં પ્રાચીન કાળમાં આ પ્રકારની ચૂંટણી નહોતી થતી, પણ એનું તત્ત્વ છેક અજાણ્યું નહોતું. આપણી પ્રાચીન

સ્વયંવરની પ્રથા એ એક જાતની ચૂંટણી જ કહી શકાય. અલબત્ત, આ ચૂંટણી અને એ ચૂંટણી વચ્ચે ફેર ખરો. અત્યારની ચૂંટણીમાં ચૂંટનાર મતદાર વર્ગ મોટો હોય છે, અને ચૂંટાવા તૈયાર થનારા ઉમેદવારો એનાથી ઓછી સંખ્યામાં હોય છે. સ્વયંવરની ચૂંટણીમાં મતદાર વર્ગ બહુ નાનો—એક જ કન્યા ને ઉમેદવારો ઘણા. પરંતુ, પ્રકારાન્તરે પે આમાં પણ ચૂંટણીનું જ તત્ત્વ રહેલું છે એમ કબૂલ કરવું જોઈએ. અને 'વર' શબ્દ પણ 'પસંદ કરવું,' 'ચૂંટવું' એના પરથી જ આવ્યો છે એ પણ સૂચક છે.

પ્રાચીન કાળના ઘણા રીતરિવાજો લુપ્ત થતા જાય છે ને તેની સાથે આપણું જાહેર-જીવન પણ બદલાતું જાય છે. અસલ લગ્ન એ મોટા ઉત્સવનો પ્રસંગ ગણાતું ને એ પ્રસંગે જ્ઞાતિજનો સ્નેહીઓ વગેરે ભેગાં મળી જીવનનો ઉલ્લાસ માણતાં. એ પ્રસંગે નાનામોટાના ભેદ વિસરાઈ જતા. ન્યાતનો પટેલ, પોતાને ત્યાં લગ્નપ્રસંગ આવતાં, જેની પહેલાં સામું પણ ન જોયું હોય એવા ગરીબમાં ગરીબ જ્ઞાતિજનને ઘેર જાતે જઈને તેને નિમંત્રણ દઈ આવતો. ઢોલત્રાસાં, ને હાથીની સવારી સહિત, સાંબેલાઓ સાથે વરરાજાનો વરઘોડો કાઢવામાં આવતો, દેવું કરીને પણ કન્યા ને વરના પિતા કે વડીલ મોટા મોટા વરા કરી સમસ્ત જ્ઞાતિજનને જમાડી પુણ્ય હાંસલ કરતા. એ બધું હવે ઓછું થતું જાય છે ને લગ્નપ્રસંગના એ વિધિઓ ચૂંટણીપ્રસંગે પાળવામાં આવતા જાય છે. ગામનો, શહેરનો કે આખા દેશનો પ્રતિષ્ઠિતમાં પ્રતિષ્ઠિત પુરુષ, જે આમ તો આપણી સામું યે ન જુએ તે, ચૂંટણીમાં ઊભો રહ્યો હોય તો આપણે બારણે ધક્કા ખાય છે. ચૂંટણી માટેના ઉમેદવારો તરફથી કાર્યકરોને માટે ને કેટલીક વાર મતદારોને માટે પણ ભોજનાદિનો પ્રબંધ કરવામાં આવે છે. ઉમેદવારના સરઘસ કાઢવામાં આવે છે; લગ્નના મંગળાષ્ટક જેવાં એને માટે સ્તુતિગીતો રચાય છે અને લગ્નપ્રસંગે સ્ત્રીઓ ફટાણાં ગાય છે તેવાં પ્રતિપક્ષી માટેનાં ફટાણાંગીતો પણ જોડવામાં આવે છે. લગ્નની પેઠે, ચૂંટણી માટે પણ મહિનાઓથી તૈયારી કરવી પડે છે. લગ્નપ્રસંગના ઓસરતા જતા સામુદાયિક આનન્દોત્સવ અને ઉત્સાહ ચૂંટણીને પ્રસંગે નવચેતન પામતા દેખાય છે.

'ચૂંટણી' શબ્દ સાંભળીને મને 'ચટણી' યાદ આવે છે. ચટણીપ્રિય મહારાષ્ટ્ર દેશ છે—ગુજરાત નહિ, એમ સાધારણ રીતે મનાય છે, પરંતુ જેમ ગુજરાતમાં મહારાષ્ટ્રીઓએ પ્રવેશ કર્યો છે, અને ઘણાએ તો ગુજરાતને જ પોતાનું નિવાસસ્થાન બનાવી દીધું છે, તેમ ચટણીએ પણ ગુર્જર રસોડામાં પ્રવેશ કર્યો છે અને આપણી રસસામગ્રીની વસ્તુઓમાં એણે અગ્રસ્થાન પ્રાપ્ત કરી લીધું છે. અને ચૂંટણીએ તો ચટણી કરતાં પણ વધારે વ્યાપક બની આખા હિંદુસ્થાનને જ નહિ પણ સમસ્ત સંસ્કૃત દેશોને સર કરી લીધા છે.

જેમ ચટણી એ સાધ્ય નથી, સાધન છે, મુખ્ય ભોજન-સામગ્રીનો રસાસ્વાદ વધારવાને અર્થે એનું અસ્તિત્વ છે, તેમ ચૂંટણી પણ સાધન છે. દેશહિતનાં, પ્રજાહિતનાં, ગ્રામહિતનાં કે પછી એ સર્વનાં અહિતનાં કાર્ય કરવા માટે ચૂંટણી સાધનરૂપ છે. આમ છતાં, ચટણી ને ચૂંટણી બંને ઘણીવાર સાધ્ય બની જાય છે. જે કાર્ય માટે બંનેનો વિનિયોગ થવો જોઈએ તે નથી થતો. કેટલાક રસાસ્વાદ રસિકો મુખ્ય ભોજનનો ત્યાગ

કરી ચટણી પર જ મંડ્યા રહે છે અને તેથી યે વધારે પ્રમાણમાં જાહેરહિતનાં કાર્યો કરવાની 'ધગશ'થી પ્રેરાએલા લોક, દેશ, શહેર, જાતિ કે મંડળના કેટલાક નેતાઓની દૃષ્ટિ મુખ્ય કાર્ય કરતાં મોટે ભાગે ચૂંટણી તરફ જ વધારે ઢળેલી રહે છે. ચૂંટણી પહેલાં ને ચૂંટણી વખતે જેવું ને જેટલું કાર્ય એ લોકો કરે છે તેવું ને તેટલું કાર્ય ચૂંટણી થઇ ગયા પછી તેમનાથી થતું નથી. ચટણીમાં બીજા અનેક સ્વાદ હોવા છતાં જેમ તીખાશ અગ્રભાગ ભજવે છે, તેમ ચૂંટણીમાં પણ તીખાશનું સ્થાન આગળ પડતું હોય છે. એ તીખાશ વધારે પ્રમાણમાં હોય તો માણસને ઊભો કરી દે ને તેથી યે વધારે હોય તો સુવાડી પણ દે. ચટણી તૈયાર કરતાં જેમ ભારે પૂર્વતૈયારીઓ કરવી પડે છે, કાઇક વસ્તુ વાટવી પડે છે, કેટલીક તળવી પડે છે, કેટલીક છણવી પડે છે, કેટલીક વસ્તુ ઝાટકવી પડે છે, તેમ ચૂંટણી માટે પણ ઘણી તૈયારી કરવી પડે છે. કોઇકને વાળવા પડે છે, કોઇકને વાટી નાખવા પડે છે, ઘણાને ઝાટકી નાખવા પડે છે અને છેવટે બધું કરીને કંઇક ઉકાળી બતાવવું પડે છે. ચટણી ગરમ ને દાહક વસ્તુ છે. એનું વારંવાર સેવન કરવાથી મગજ ગરમ રહે છે, તેજ પ્રમાણે ચૂંટણી પણ ગરમાગરમ ને દાહક હોય છે. એનો વારંવાર રસાસ્વાદ લઈ ચૂકેલા મનુષ્યોનાં મગજ તેજ રહે છે એ જાણીતી હકીકત છે.

ઊંઘને ઉરાડવાનો ગુણ પણ ચટણીમાં છે. એના આ ગુણનો પ્રયોગ બહુ કરવામાં આવતો નથી. પણ કેટલીક વાર મોડી રાતનાં જ્ઞાતિભોજનને પ્રસંગે નાનાં બાળકો ઊંઘવાની ઇચ્છાથી બગાસાં ખાવા માંડે છે, ત્યારે તેમની માતા કાં તો ઊની ઊની કઢીમાં તેમનો હાથ બોળાવી દે છે, અથવા તો એમનાં અર્ધવિકસિત મોઢામાં તીખી તીખી ચટણી મૂકી દે છે ને બાળક સફાળું જાગ્રત થઈ જઈ ને રડવા માંડી આસપાસનાની નિદ્રા પણ ઉરાડી મૂકે છે. આમ ચટણી જેમ ઊંઘ ઉરાડી શકે છે તેમ ચૂંટણી પણ ઊંઘ ઉરાડવાનું બહુ સબળ સાધન છે. ઊંઘતાં મંડળો, ઊંઘતી સંસ્થાઓ ને ઊંઘતો દેશ ચૂંટણીને લીધે સફાળાં જાગી ઊઠે છે. સાહિત્ય પરિષદના સંમેલનને પ્રસંગે લોકોને સાહિત્યમાં કે સંમેલનમાં જેટલો રસ પડે છે તેથી અનેક ગણો વધારે સંમેલનના પ્રમુખની, સ્વાગત મંડળના પ્રમુખની તેમજ વિષયસમિતિના * સભ્યોની ચૂંટણીમાં પડે છે. વડી ને છોટી ધારાસભાઓ, મ્યુનિસિપાલિટી વગેરેના મતદારોને ને ત્યાં જવાના ઉમેદવારોને પણ ચૂંટણીને પ્રસંગે જ એ સંસ્થાઓનું અસ્તિત્વ સાંભરી આવે છે. આપણી યુનિવર્સિટીના પદવીધરો, પોતાને એ યુનિવર્સિટી સાથે કંઈ પણ સંબંધ છે એમ 'ફેલો' વગેરેની ચૂંટણીને લીધે જ સમજી શકે છે. આમ ચટણી ને ચૂંટણી બંનેમાં ઊંઘ ઉરાડવાનો ગુણ રહેલો છે. અને તેથી આપણે જાગ્રત રહેવું હોય તો ચૂંટણીને દેશવટો આપ્યે નહિ ચાલે. ચૂંટણી નહિ હોય તો આપણાં મંડળો, સંસ્થાઓ, સમિતિઓ, મ્યુનિસિપાલિટીઓ, યુનિવર્સિટીઓ, ધારાસભાઓ—અરે! આપણો આખો દેશ ઊંઘી જશે ને સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય ફેલાઈ રહેશે.

* 'વિષયવિચારિણી સમિતિ' એવા લાંબા શબ્દ કરતાં 'વિષયસમિતિ' એવો મધ્યમપદલોપી સમાસ વાપરવો વધારે યુક્ત લાગે છે. અંગ્રેજીમાં પણ Subjects Committee જ છે.

કેટલાક એવો વાંધો ઉઠાવે છે કે ઉમેદવારો ચૂંટણી પહેલાં ને ચૂંટણીને વખતે જેટલું કામ કરે છે તેટલું કામ ચૂંટાયા પછી નથી કરતા, અને ચૂંટણી એ જ એમનો પ્રવૃત્તિહેતુ બની રહે છે. પણ આમાં કંઈ ખોટું નથી. આપણા ધર્મે પ્રવૃત્તિ ને નિવૃત્તિ ઉભયનો બોધ કર્યો છે. પૂર્વજીવન પ્રવૃત્તિમય ગાળી ઉત્તરજીવનમાં નિવૃત્તિનું સેવન કરવું એવી આપણી પ્રણાલિકા છે. તે અનુસાર ઉમેદવાર પૂર્વજીવન પ્રવૃત્તિમય ગાળી ચૂંટણી થઈ ગયા પછીના ઉત્તરજીવનમાં નિવૃત્તિપરાયણ બને તો તેમાં કંઈ ખોટું નથી. એ રીતે તો એમણે આ પ્રકારના જાહેર જીવનને પણ પ્રવૃત્તિ ને નિવૃત્તિ બંનેનો સમન્વય સાધી આપણી સંસ્કૃતિને સર્વથા અનુરૂપ બનાવ્યું છે. અને ચૂંટાયા પછી એ ઉમેદવારો કંઈ જ કરતા નથી એમ કહેવું એ ખોટું છે. એ કંઈ કરતા દેખાતા નથી, પણ ફરી વારની ચૂંટણી માટેની તૈયારી કરતા હોય છે એમાં શંકા નથી. એઓ જાણે છે કે ઐહિક જીવન જેમ પારલૌકિક જીવન માટેની તૈયારી કરવા સારુ છે, તેમ એક વારની ચૂંટણીને બળે પ્રાપ્ત થએલું જાહેર જીવન, બીજી વારની ચૂંટણીની તૈયારી કરવા સારુ જ છે. અને એમ એ ન કરે તો ચૂંટણીનું અબાધિત ચક્ર ચાલ્યાં પણ કેમ કરે?

☆

---

# સમાધિ

પ્રજારામ રાવળ

[મુક્ત હરિગીત

ત્હારૂં જે કૈં તે બધું મુજને ગમે.
તુંમાં ઘણીયે વેળ જગને ભૂલીને હૈયું રમે.
તારી છટામાં સ્હેલતું કદિ, કદિક તારી આંખના
મસ્તીભર્યા તોફાનમાં
ઊછળી રહેતું ખરા ગુસ્તાનમાં!
ગુંથવાઇ જાતું વાળના ગુંચળા મહીં
કે હીંચતું સ્વચ્છંદ તારી ઊડતી લટ સ્હાઇને.
ફરફર ઉડે ફરફર થતા તુજ સાડીના છેડા સહે!
કદિક દેહવળાંકમાં
વળી જાય અદ્ભુત ચપળતાથી લલિત આપની ચાલમાં!

પૂંઠે પૂંઠે ફરતું કદિક, કદિ આપની સંગાથમાં.
રસ્તામહિં ઘણી વેળ સામું યે મળે.
પીપળાના પાન જેવું ફર્ફરે!
ઊર્વશી મુજ હે! અજબ સુન્દર સકળ અંગાંગનું
અતિથિ બનેલું ચિત્તડું
ડેરા લગાવે ત્યાં જ દિનના દિન લગી રહેતું પડ્યું!

ના એ નવું.
આજની પણ વાત તમને શેં કહું?
કીધા વિના યે શેં રહું?
કોણ જાણે ક્યી યે રે પળ મહીં
નજરે પડી છે આજ તમ હોઠો તણી ગુલપાંદડી
કે ત્યારથી,
બેઠેલ છે ત્યાં ચિત્ત દૃઢ આસન જમાવી કયારથી!

ઊઠવા તણો સંભવ જરી દિસતો નથી!
ઊઠશે ય કે ના, તે ય કહી શકતો નથી!
દમદમ મહીં બસ એજ લગની લાગી છે!
લાગી ગઇ કંઇ અજબ તમ હોઠોની આજ સમાધિ છે!

☆

# પિંજરનાં પંખીની વાત

નાથાલાલ દવે

"કહો કહો, મહેતાજી! અમને પિંજરનાં પંખીની વાત."
કામ દિવસનું પૂરું થયું ને સાંજ તણી દીસે શરૂઆત
સહુ બાળકો હોંશભર્યાં ત્યાં માસ્તરને વીંટાઈ વળ્યાં,
પિંજરનાં પંખીની વાતો સાંભળવા ઉત્સુક થયાં.
ખોંખારો ત્યાં ખાઈ શિક્ષકે બાળકને બોલાવ્યાં પાસ,
"સારુ, સાંભળો" કહી ચલાવી પિંજરનાં પંખીની વાત.

"દૂર દૂરનાં જંગલ માંહી એક રહેતું'તું બુલબુલ,
રોજ પ્રભાતે ઊડી બેસતું એક ફૂલથી બીજે ફૂલ.
નીલ ગગનમાં ઊંચે ઊંચે ફફરે એની નાની પાંખ;
હવા તણા સાગરમાં તરતું, ગિરિશિખર પર માંડે આંખ.
સવાર સાંજે ખીલી ઊઠતા વિધવિધ વાદળીઓના રંગ,
જોઈ જોઈ એના નાનકડા હૈયામાં નવ માય ઉમંગ.
દિશે દિશામાં ઢોળે સૂરજ તેજ તેજ કેરા અંબાર,
પંખી ત્યાં અંતરનાં મીઠાં ગીત તણી રેલાવે ધાર.

અને અખિલ આસ્માન ભરી ગુંજે એનાં નાનકડાં ગીત,
પંખી મુક્ત ગગનનું પ્યાસી, પ્રકાશ સાથે એને પ્રીત.
એક દિવસ નિષ્ઠુર પારધી જંગલમાં પાથરતો જાળ;
સૂર્યે તે દિન વ્યોમ આખું યે કરી મૂકેલું લાલમલાલ.
ભોળું બુલબુલ ગાતું ગાતું જાળ મહીં જ ગયું સપડાઈ,
પગ બંધાયા, પાંખો થાકી, ચાલ્યો ના એકેય ઉપાય.
પંખીને લઈ ગયો પારધી ઊંચા જ્યાં રાજાના મહેલ,
રાજકુમારી રોજ ખોળતી નવા નવા મનગમતા ખેલ.
ઉમંગથી એણે લઈ લીધું સુંદર એ નાનું બુલબુલ,
સોનાનાં પિંજરમાં પૂરી લાખું ચૂકવી દીધું મૂલ.

નોકરચાકર દાસદાસીઓ સહુ રાખે પંખીનું ધ્યાન,
મીઠાઈમેવા ખાવા આપે, પંખીને બહુ આપે માન.

તોય પંખીને ચેન પડે ના    જંગલ એને આવે યાદ,
લાખ લાખ ફૂલોના જાણે    દૂર દૂરથી આવે સાદ.
બોલાવે વનવનનાં વૃક્ષો,    બોલાવે નદીઓનાં નીર,
'આવ! આવ!'ના અવાજ દેતો    દશે દિશામાં વાય સમીર.
પિંજરની જાળીમાં પંખી    ફરી ફરી ફફડાવે પાંખ,
સોનાના સળિયા નવ તૂટે    થાકી રે નાનકડી ચાંચ.
રાજકુમારી રડે 'પંખી આ    કેમ રહે છે છેક ઉદાસ?
ખાય પીએ ના ગીત ગાય ના    શી એના જીવવાની આશ?'
રંગરંગનાં ઊડે પક્ષીઓ    નવાં મધુરાં ગીતો ગાય,
પિંજરનાં પંખીનું હૈયું    સૌની પાછળ દોડ્યું જાય.
આખું વ્યોમ પ્રકાશે છલકે    ખલકે રે નદીઓનાં નીર,
હાય! પંખીની હૃદયજંખના    સમજે ના કોઈ જ લગીર."
વાત વાતમાં મહેતાજીની    આંખોમાં છલકાયાં નીર.
"પછી શું થયું? પછી શું થયું?    કેમ અધૂરી મૂકી વાત?"
પૂછી રહ્યાં બાળક સૌ સાથે    મહેતાજીનો ઝાલી હાથ.
જાણે શું ભોળાં બાળક કે    શિક્ષકના હૈયે ઉતપાત,
ગઈ મચાવી ઊંડા ઊંડા    પિંજરનાં પંખીની વાત.
હૃયે એને કૈંક અધૂરી    હતી કામના લાખમલાખ,
તુચ્છ જીવનનાં પિંજરમાંહીં    પૂરાઈને તૂટી રે પાંખ,
રોળાતી જીંદગી તણા રે    આક્રંદે ભીંજાણી આંખ.
"પછી શું થયું? શું થયું?" તણી    ચાલી જે ચોમેર ધમાલ,
"થાય પછી શું? રાજકુમારી    કેરા મનમાં આવ્યો ખ્યાલ,
છોડી મૂક્યું પંખી." કહીને    લાવ્યા વાત તણો જ નિકાલ.
રાજી થઈને છૂટાં પડીયાં    સમય થતાં શાળાનાં બાળ,
માન્યાં બાળક, મન મનાવવું    સ્હેલો એ નહોતો જ સવાલ.×



× પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'કાલિંદી'માંથી.

# મધ્યકાલીન નોર્વેની ચિત્રલેખા:
# સીગરી ઉંસેટ

કૃષ્ણવદન જેતલી એમ. એ.

> " Undset writes with the steady hand of the mature, the wise, the experienced matron. She is always, as it were, plunging her hand into the bag of human passions–domestic human passions – and examining her haul; but they are all, to borrow a stage-phrase, quite 'straight': they never deviate from the regular; the reactions that are expected of humanity in stated circumstances. Undset's bag is, to mix the metaphor like a peal of bells on which she rings the changes, but never monotonously. "
>
> —*J. E. S. Arrowsmith.*

પ્રકાશિત સ્વપ્નોથી સભર નૂતન રંગદર્શી હીલચાલને ફગાવતા ભ્રાંતિમુક્ત નવીન વાસ્તવવાદે નોર્વેમાં પોતાના મુખ્ય પ્રતિનિધિ તરીકે લેખિકા સીગરી ઉંસેટને પસંદ કરી. ૧૯૨૮માં નોર્વેજિયન લેખિકા સીગરી ઉંસેટને સાહિત્યનું નોબેલ ઈનામ અર્પણ થયું, તે પહેલાં કેટલાંક વર્ષોથી ઈનામને યોગ્ય ઉમેદવારો તરીકે તેનું નામ ચર્ચાતું હતું. યુરોપના અનેક દેશોમાં અને અમેરિકામાં તેની ઉમદા પોતદાર તથા રસલીન કરનારી નવલકથાઓથી તેણે અનેક વાચકોને પરિચિત કર્યા હતા. શરૂઆતમાં ઘણીવાર શંકા અને બેપરવાઈ બતાવનાર વાચકોએ પણ તેનામાં, સેંકડો પાનાંના અનેક ગ્રંથો સુધી કલ્પનાની યુક્તિઓ કે લાગણીવેડા સિવાય ફક્ત સબળ પાત્રાલેખન અને સજીવ વાતાવરણથી જ આશ્ચર્યમુગ્ધ કરનાર લેખિકાનું દર્શન કર્યું હતું. આ પાત્રો અને તેમની ભૂમિકા, સામાન્ય રીતે નોર્વેની ચૌદમી કે પંદરમી સદીના હોવા છતાં, સહાનુભૂતિ ભરી સમજણ પર એમની પ્રબળ અસર થતી અને એ સ્ત્રીપુરુષોના કાયદાઓ એટલા જીવંત સત્ય સમા લાગતા કે આ વિશ્વવ્યાપી માનવસ્વભાવના આલેખનમાં સમય અને સ્થળ ગૌણ બની જતાં. લેખિકાએ તેની નવલત્રિપુટી *Kristin Lavransdatter* અને નવલચતુષ્ટય *The Master of Hesviken* માં દાખવેલી સહૃદયતા અને પ્રામાણિકતા તથા મધ્યકાલીન રીતરિવાજોનાં ગૂંથણમાં વપરાયેલ અનેકરંગી ઝીણી વીગતોમાં પણ એક લક્ષ્યને સાચવી રાખવાની કલા માટે વાચકો તેને પ્રશંસાના અનેક અર્ઘ્યો આપતાં અને આપે છે. સીગરી ઉંસેટનો સુંદર પરિચય તેને સૌથી સારી રીતે સમજનાર કુમારી હાના એસ્ટ્રુપ લારસને આપેલ છે.

ચિંતનમય ગંભીર વદન, દીર્ઘદૃષ્ટિ ફેંકતી આંખો, અને દૃઢ મોં તથા હડપચી રાખી આજે પણ સીગરી તેના રેમ્બ્રેન્ટે પાડેલા પરિચિત ફોટામાંથી વાચકને તાકી રહે છે. ૧૮૮૨માં કાલુન્ડબોર્ગ નામે એક મોટા ગામમાં ડેનમાર્કમાં તેનો જન્મ થયો હતો. તેનો પિતા ઇંગ્વાલ્ડ માર્ટિન ઉંસેટ જાણીતો જૂના શિલ્પનો અભ્યાસી–પુરાતત્ત્વજ્ઞ હતો. ઐતિહાસિક

સંશોધનની કોઈ પણ કડી ખંડિત રાખ્યા સિવાય નોર્વેના ઇતિહાસના અધ્યયનમાં રસ અને ઉત્સાહ આપવા માટે તે તેના પિતાની ઋણી હતી. તેના પિતાની માફક તેને પણ પોતાના ક્ષેત્રમાં સત્યની શોધ માટે થવાય એટલા વેધક અને સ્પષ્ટ બનવું એ તેનું ધ્યેય હતું. તેની માતા ડેનિશ હતી. સીગરી ઓસ્લોના ઓઓના મહાવિદ્યાલયમાં શિક્ષણ પામી હતી.

પિતાના મૃત્યુએ તેના લેખિકા થવાના વિચારને થોડા વખત માટે પડતો મૂકવાની ફરજ પાડી અને દશ વર્ષ સુધી તેણે ઓસ્લોમાં મંત્રીકાર્ય કર્યું. દિવસ દરમ્યાન તે આ કાર્ય કરતી, પણ સાંજ પછી અને રજાઓમાં તે લેખનપ્રવૃત્તિ અટકાવી શકવા અસમર્થ હતી. પરિણામે, ૧૯૦૭માં નોંધપોથીના રૂપમાં લખેલ *Fru Martha Oulie* તેની પ્રથમ નવલકથા પ્રગટ થઈ. માનવસ્વભાવના આલેખનમાં પ્રામાણિક, કાંઈક અનંગત તે એક સ્ત્રીની લાક્ષણિક કૃતિ છે. એક સ્ત્રી પોતાના પ્રામાણિક પણ સંકુચિત માનસના પતિને બેવફા બને છે અને તે માટે પસ્તાય છે—આ પુસ્તકનો કેન્દ્રસ્થ વિચાર છે. ૧૯૦૮માં *The Happy Age* નામના વાર્તાસંગ્રહમાં લેખિકાએ કંટાળાજનક, એકધારા, મુશ્કેલીઓ ભર્યા જીવનમાં પણ સ્વતંત્ર મિજાજ રાખનાર બાળાઓ સુખના સ્વપ્નાં સેવે છે અને તે સ્વપ્નો અફળ જતાં પણ તેઓ અણુનસ જીવન જીવ્યે જાય છે, એવાં આત્મવિશ્વાસસભર પાત્રોનું આલેખન કરી પોતાના વધતાં જતાં આત્મવિશ્વાસને સબળ રીતે વ્યક્ત કર્યો છે. સીગરી ઉંસેટ પ્રથમ સફળતા *Jenny* (૧૯૧૧) નવલ દ્વારા પામી. આ હિંમતભરી વાસનાપ્રધાન નવલકથામાં એક આઝાદ જુવાન કલાકાર યુવતી એક જુવાન અને તેના પિતાના પ્રેમમાં પડેલી આલેખવામાં આવી છે. આ નવલકથા પાત્રાલેખનની દૃષ્ટિએ પ્રગતિ બતાવે છે અને તેની સાથે જ સીગરી ઉંસેટના યૌવનકાળની કૃતિઓનો તબક્કો પૂરો થાય છે.

આ નવલપ્રસિદ્ધિ પછી થોડા સમયમાં જ તેણે કલાકાર એ. મિ. સ્વાર્ટેડ સાથે લગ્ન કર્યું અને પત્ની, માતા અને લેખિકાની મિશ્રિત જિંદગી તે ગાળવા લાગી. ૧૯૧૪માં પ્રગટ થયેલ *Spring* નવલકથામાં તે નીતિવાન તરીકે દેખા દે છે. ગૃહજીવનના આનંદો, સ્ત્રીપુરુષના એક બીજાના પ્રેમથી થતાં આનંદવૃદ્ધિ અને વિકાસ તથા મુશ્કેલીઓમાંયે આશાવંત દૃષ્ટિબિંદુ આ પુસ્તકના વર્ણનનાં સાધનો છે. શેઠ અને શેઠિયા પરણી છૂટાં થાય છે અને ફરી વધુ દૃઢ પ્રેમબંધનમાં જકડાતા જોવાં થાય છે.

૧૯૨૧થી તે 'લિલે હૅમર'માં ગૃહકાર્ય, પ્રકાશકો અને થોડાં વર્ષોથી કૅથોલિક સંપ્રદાયમાં ભળેલી હોવાથી કૅથોલિક દેવળની ફરજોને માન આપતી ઉદ્યોગી રહે છે. તે ધીમે પણ સતત લખ્યા કરે છે. જ્યાંસુધી પાત્રો સાથે તાદાત્મ્ય ન સધાય, ત્યાંસુધી તે તેમની સાથે રહે છે. તેથી જ તેમના આનંદોમાં તથા ઘણીવાર રાતદિવસો સુધી ચાલતાં માનસિક અને આધ્યાત્મિક ઘર્ષણોમાં, એ પાત્રો વાચકોને સબળ જીવંત લાગે છે. પહેલાંની વાર્તાઓમાં તે નિરીક્ષક અને આલેખિકા તરીકે વર્તે છે, પણ મધ્યકાલીન નોર્વેની નવલોમાં તેણે ચોક્કસ રચના અને જીવનસિદ્ધાંતનું ઘડતર કર્યું છે. જ્યારે પાત્ર જાતિનાં બંધનો અને નીતિના કાયદાઓનો અનાદર કરે છે, ત્યારે તેનું સામાન્ય વલણ કરુણિકા તરફ ઢળે છે. ગ્રીક નાટકોમાં અનિવાર્ય હોય છે તેમ, વસ્તુવિકાસ પશ્ચાતાપ અને પ્રાયશ્ચિતનાં દશ્યોમાંથી થાય

છે. પછીની તેની નવલકથાઓમાં આધ્યાત્મિક દર્દની દવા શાંતિમય મઠો અને દેવળની આત્મબલિદાનમય વ્યવહારુ સેવામાં તેને જડી છે. તેનું લલિત આલેખન તેનો માનવતા પ્રત્યેનો અત્યંત રસ દર્શાવે છે.

સીગરી ઉંસેટનાં પાત્રો ચૌદમી અને પંદરમી સદીના નોર્વેના મધ્યમ વર્ગમાંથી ઝડપવામાં આવ્યાં છે. ખેતરમાં કે બજારમાં, ઘરમાં કે નાના સામાજિક વર્તુળમાં વસતાં શ્રમજીવીઓના દૈનિક જીવનને તે એટલું તાદૃશ બનાવે છે કે આપણે તેમના ક્ષુદ્ર શોખો અને મોટી મૂંઝવણોમાં ભાગ લઈએ છીએ. તેની જ કોટીના નવલકથાકાર Jonas Lieની પ્રસન્ન પ્રકૃતિ સાથે સીગરીના ગાંભીર્યને સરખાવતાં બંનેની પ્રકૃતિ વચ્ચેનો તફાવત આપણને માલૂમ પડે છે. આધુનિક સમયની વાર્તાની 'જેની'થી માંડીને તે મધ્યકાલીન નવલોમાંની ક્રિસ્ટીન અને ઇંગલ સુર્વેનાં તેનાં સ્ત્રીપાત્રો તેમના ઝીણામોટા લક્ષણો દ્વારા 'સનાતન સ્ત્રીત્વ'ની ભાવના રજૂ કરે છે. બીજી દૃષ્ટિએ જોતાં, તે તેમનો યુગ અને સંજોગોને યોગ્ય જ લાગે છે. તેમનાં સંજોગો ઝીણી વીગતો દ્વારા વર્ણવવામાં આવે છે અને ઘણી વખત આ બાહ્ય અસરો દ્વારા જ પાત્રનું અનાવરણ થાય છે. ચૌદમી સદીના નોર્વેનું આમ વાતાવરણ વીસમી સદીના અનેક અંતરોથી વિખૂટાં પડેલ સ્થળોમાંના વાચકોને પણ પરિચિત લાગે એટલી પૂર્ણતાથી સીગરીએ પચાવ્યું છે. ભૂમિકાની ગદ્યાત્મક વાસ્તવિકતામાં જૂની કથાઓ અને રાસોમાંથી, માનનીય ધાર્મિક નેતાઓના તત્ત્વજ્ઞાનમૂલક વેરી, વિચાર અને શૈલીનું કવિત્વ રેડ્યું છે.

મધ્યકાલીન સાહિત્ય સમીપ તે ખૂબ આસ્તે ગઈ છે. યુવાનોના જીવનકલહો અને મનસ્થાનો, સ્વાશ્રયી યુવતીઓનાં વિચ્છેદ અને આલિંગનમાં પરિણમતાં કજોડાં-લગ્ન, વગેરે આધુનિક વસ્તુને લક્ષમાં રાખી તેણે નવલલેખિકા તરીકે પોતાની શક્તિ માપવા વાર્તાઓ લખી. આ પૂર્વાલાપોની સૌથી હૃદયસ્પર્શી નાયિકા *A Stranger*માંની Edele—એડેલા—છે.

એડેલા તેની આ લેખિકાને આંતરરાષ્ટ્રીય નામના અપાવનાર નવલ 'જેની'ની નાયિકા જેનીની પુરોગામી હતી. મધ્યકાલીન નવલોની સફળતા પછી 'જેની' તેની મૂળગત કરુણતા અને સાહિત્યકલા માટે અનેક આવૃત્તિમાં પ્રગટ થઈ છે અને રસપૂર્વક વંચાય છે. નોર્વેમાં રૂંધાયેલ જુવાનીના બંધન તોડી, રોમમાં કલાનો અભ્યાસ કરી, તેમાં દક્ષતા મેળવવા જતી એક પ્રભાવશાળી લાગણીપ્રધાન યુવતીની આધુનિક વાતાવરણના ચોકઠામાં જડેલી આ વાર્તા છે. તેનો કલાપ્રેમ તેના સ્વભાવની એકબાજુ સંતોષે છે, પણ અઠ્ઠાવીસમે વર્ષે તેની બીજી પીપાસા વ્યક્ત થવા ઝંખના કરે છે—પ્રેમ અને પ્રેમી માટે ઇચ્છા. તેના પ્રેમાતુર સ્વભાવમાં આ લાગણી જગાડનાર હેલ્ગે જેની કરતાં માનસિક અને નૈતિક હિંમતમાં વધુ નબળો છે. જેની તેના પ્રત્યે પત્નીના અને માતાના પ્રેમને મિશ્રિત કરતો પ્રેમ ધરાવે છે. પતિને ત્યાં પાછી તે નોર્વેમાં આવે છે અને બાળમુક્ત બની શોક અનુભવે છે. ફરીથી કલાની રસજાગૃતિમાં પ્રેમની નિરાશાને દફનાવવાના ઇરાદાથી તે આખરે રોમ જાય છે. પણ વાચકને ત્રાસ આપતા રસહીન, કરુણ અનુભવોથી પીડાતી, તે જિંદગીનો અંત આણે છે ત્યાં સુધી ભગ્નહૃદયની અસહ્ય વેદના સહન કરે છે. અત્યંત કરુણ ઊર્મિભરી આ કથા

છે. પોતાના મિત્ર કલાકાર ગુન્નાર હેગનને જેની જે શબ્દો કહે છે, તેમાં લેખિકા પ્રેમથી અતૃપ્ત સ્ત્રીઓનો દ્વિવિધ સ્વભાવ દર્શાવતી પોતાની વાર્તાઓનો પ્રધાનસૂર રજૂ કરે છે: 'કાર્ય પૂરતું નથી, કારણ, તે એટલું બધું સ્વાર્થમય છે. આપણે કાર્યના આનંદમાંથી જે ઊંડો રસ પ્રાપ્ત કરીએ છીએ, તે બીજા સાથે સમભાગે અનુભવી શકતાં નથી. જ્યાં સુધી બીજું કોઈ આપણા રસાનંદમાં ભાગ ન લે, ત્યાં સુધી તે આનંદ સુખમાં રૂપાંતર પામતો નથી.'

સીગરી ઉંસેટે જુદાં જુદાં પાત્રો લઈ ટૂંકી મર્યાદામાં ઘણી લઘુનવલો લખી છે. ૧૯૧૨માં પ્રગટ થયેલ *The Poor Fates* નામના સંગ્રહમાંની *Simonsen* નામની વાર્તા નોર્વેની સર્વોત્તમ કથાઓના સંગ્રહમાં મુકાઈ છે. એમાં એક વીરગુણોવાળા ગરીબ દરજીનું પાત્ર કાવ્યમય ગહનદષ્ટિથી આલેખવામાં આવ્યું છે. ૧૯૧૮માં પ્રગટ થયેલ *The Wise Virgins*માં પ્રશંસાથી મુક્ત, તૃપ્તપ્રેમના લક્ષ્યહીન, આત્મબલિદાન દેતી ઉદાર-ચરિત સ્ત્રીઓનાં પાત્રો છે. કેટલીક વખત તે વાર્તાઓમાં પોતાની માતા જેવી ડેનિશ માતાનું ચિત્ર આલેખે છે અથવા પશ્ચાદ્ ભૂમિકામાં ડેનિશ દૃશ્ય દોરે છે, પણ મુખ્યત્વે તે નોર્વેજિયન ભૂમિકા અને મધ્યમ વર્ગનાં એકધારું શ્રમજીવી જીવન ગાળતાં સ્ત્રીપુરુષોને જ આલેખે છે.

સીગરીએ મધ્યકાલીન વાર્તાઓ તરફ વળતાં પહેલાં એ વિષયનો અત્યંત ઝીણવટથી અભ્યાસ કરી લીધો હતો અને જૂની ગાથાઓ અને રાસોને અર્વાચીન રૂપ આપવા પ્રયાસ કર્યો હતો. જૂની ગાથાની ભૂમિકા પર રચાયેલ પુરાણા નોર્વેના જીવનની કથા *Viga Ljot and Vigdt*, તેણે ૧૯૦૯માં, તેની નવલત્રિપુટીનો પહેલો ભાગ પ્રસિદ્ધ થયો તે અગાઉ અગિયાર વર્ષ પહેલાં, લખી હતી. ૧૯૧૫માં તેણે રાજા આર્થર અને તેના દરબારીઓની કથાઓ નોર્વેજિયન ભાષામાં ઉતારી. આ રીતે તે છેલ્લાં કેટલાંક વર્ષોથી સુંદર વર્ણનોથી ગુંથાએલી મધ્યકાલીન નવલકથાઓ લખે છે તેની તેણે માનસિક અને કાલ્પનિક તૈયારી કરી રાખી હતી. અને તે જ વાતાવરણમાં તે વસી રહી હતી. આ જમાનામાં યે તે પુરાણા કાળની ભાતવાળો પોશાક પહેરે છે. તેને નોબેલ ઈનામ મળ્યું ત્યારે તેની મુલાકાતે આવનાર વર્તમાનપત્રોના પ્રતિનિધિઓને પણ તેણે જણાવી દીધું હતુંઃ "માફ કરજો, તમારી સાથે વાતો કરવા મને ફુરસદ નથી. હું અભ્યાસમાં રોકાયેલી છું."

*Kristin Lavransdatter* નવલ લખવી શરૂ કરતાં પહેલાં તે બે નિર્ણયો વિશે ખાત્રી કરી ચૂકી હતી. એક તો, ચૌદમી સદીનાં સ્ત્રીપુરુષો મુખ્ય બાબતોમાં વીસમી સદીનાં માનવો જેવાં જ હતાં. બીજું, આધુનિક કર્મ અને વિચારમાં ઉદારત્વ દાખલ કર્યે, ખરાં અને ખોટાં તથા પાપ અને તેનાં પરિણામોને નજીવી ક્ષુદ્ર માન્યતાઓ બનાવી શકાતાં નથી. "'સમજવું એટલે માફ કરવું' એ સિદ્ધાંત જેઓ પોતાની યુવાનીના આદર્શોને વફાદાર જીવન ગાળી શકતાં નથી તેઓ માટે સરલું, નામર્દને યોગ્ય બહાનું છે." ૧૯૧૯માં પ્રગટ થયેલ તેના *A Woman's Viewpoint* નામના નિબંધસંગ્રહમાં તે જણાવે છે કે મધ્યકાળમાં પ્રેમ ત્રણ દૃષ્ટિથી સમજાતો હતો અને ચર્ચાતો હતો. 'સર્વ વસ્તુઓને તુચ્છ ગણનાર ઉન્નત વાસના તરીકે, નીચ અને ક્ષુદ્ર કાર્યપ્રેરક લાલચ તરીકે, અને સામાજિક બળ તરીકે: અર્વાચીન વિચાર પાસે તેમાં ઉમેરવા જેવું નવીન કાંઈ નથી.'

સીગરીડ ઉંડસેટની નવલકથાઓ અને વાર્તાઓનો મુખ્ય વિષય સ્ત્રીત્વ હોય છે. તેની શરૂઆતની વાર્તાઓમાં સ્ત્રીપાત્રો પુરુષપાત્રો કરતાં વધુ ચડિયાતાં અને આલેખનમાં પણ વધુ સજીવ હતાં. તેના મનમાં જ્યારે તે તેની નવલત્રિપુટીના વસ્તુ અને પાત્રોનો ઘાટ ઘડી રહી હતી, ત્યારે તે તેની નાયિકા ક્રિસ્ટિનાનાં બાળપણ, યૌવન અને છેલ્લા દિવસોમાં તેની સાથે જ રહી હશે એવું લાગે છે; કારણ, એ પાત્ર વાચકના મનમાં વસી રહે એટલું અનોખું અને અસરકારક વ્યક્તિત્વ ધરાવે છે. ક્રિસ્ટિનાના જીવનમાં બીજી અનેક સ્ત્રીઓ આવે છે, જેમાં તેની મા રેગ્નફ્રિડ પણ છે, પણ *The Bridal Wreath* નામના ભાગના છેલ્લા દૃશ્ય સુધી તેનું વ્યક્તિત્વ પછીતે જ અર્ધઢંકાયેલું રખાયું છે. ક્રિસ્ટિનાના લગ્ન પછી તે તેના પતિને પોતાના પૂર્વજીવનમાં અનુભવેલી લાગણીઓના સંવેદનોની ગ્રમકથા કહે છે. ત્રણમાંના પ્રથમ ભાગમાં ક્રિસ્ટિનાની માતા કરતાં તેના પિતાનું સબળ પાત્ર પ્રાધાન્ય ભોગવે છે.

લાવ્રાન્સ ( લોરેન્સ ) બ્યોર્ગુલ્ફસન નોર્વેના કિસાનોમાં સારા કુળનો હતો. તે તેના મધ્યયુગના વારસાને વફાદાર હતો, છતાં પણ ખ્રિસ્તીધર્મના સ્વીકારે તેને વધુ મૃદુ અને ધર્મયુક્ત બનાવ્યો હતો. પત્ની અને પુત્રી તરફ પ્રેમમાં, જમાઈ તરફ સહાનુભૂતિભર્યું સમજણનું વલણ દાખવવામાં તે એક ધીરોચિત પિતા જેમ વર્તે છે. પિતા અને પુત્રી પર્વતનો રમણીય પ્રદેશ ખેડી રહ્યાં હોય છે, એ દૃશ્યના ઘટના અને વિકાસ કરતાં સાહિત્યમાં વધુ મનોહર અને સુંદર વર્ણનો બીજાં થોડાં જ હશે. 'જે મજબૂત અને તેજીલા, ઘોડા ગુલ્ડસ્વેનની કીર્તિ આજુબાજુના પ્રદેશમાં ફેલાઈ છે, પણ જે તેના માલિક પાસે નમ્ર ઘેટા જેવો છે, અને લાવ્રાન્સ એને માટે કહેતો કે એ ઘોડો તેને નાનાભાઈ જેવો વહાલો છે.' એ ઘોડા પર લાવ્રાન્સે બનાવેલી ઝભ્ભાની બેઠક પર પિતાની પાછળ સ્વાર થઈ સાત વર્ષની ક્રિસ્ટિના જાય છે, તે મુસાફરીના આનંદ અને ઉત્સાહમાં વાચક પણ ભાગ લે છે. ખીણની સુંદરતા, રંગીન ફૂલો, સુવાસિત ઘાસના ઝુંડ, ખેતર પાસેથી પસાર થતા ખેડૂતોની શુભેચ્છાઓ સાથે 'નાની છોડી તો ગુલાબ જેવી છે અને ક્ષત્રિયની દીકરી જેવી લાગે છે' એવી પ્રશંસા, વગેરે દૃશ્યોનું આલેખન સજીવ બને છે. વધુ ઉત્તેજક અને રોમાંચક તો ક્રિસ્ટિનાનો ઘોડા સાથે તથા તેણે કલ્પેલ 'વામન-સુંદરીઓ'ના દૃશ્યનો પ્રસંગ છે.

ક્રિસ્ટિના અને એરલેન્ડના લગ્નના ઉત્સવમાં રસિક રિવાજ સાથે રંગીન ભૂમિકાની ગૂંથણી થઈ છે. કૌમાર્યત્વના પ્રતીક સમી વધૂએ પહેરેલી સોનાની દામણી પાછળ એ પ્રેમીઓના વાસનારૂપ ગર્ભસ્થ બાળકની માતા છે અને એ કપટ તેમણે ઉત્સવમાં રમમાણ પરોણાથી છુપાવ્યું છે, તે જ્ઞાનનો ઘેરો પડછાયો એ દૃશ્યના પ્રકાશ પાછળ પડી રહે છે. જેમ વાર્તા આગળ ધપે છે, તેમ પરાક્રમી, હિંમતવાન અને આકર્ષક એરલેન્ડનાં કૃત્યોથી તે અને ક્રિસ્ટિના ખૂબ આનંદ અને પશ્ચાત્તાપ અનુભવે છે. *The Mistress of Husaby* નામના બીજા ભાગમાં આ યુગલ અનેક રસોર્મિઓ અને સંવેદનની વેદનાઓમાંથી પસાર થાય છે. એરલેન્ડની પિછાન થયા પહેલાં ક્રિસ્ટિનાનું વાગ્દાન તેના પ્રેમી સિમોન એન્ડ્રેસનને થયું હતું. એના પ્રયાસોથી જ એરલેન્ડ રાજકીય કાવતરાંને અંગે થયેલી ભયંકર સજામાંથી મુક્તિ મેળવે છે અને પાછો કુટુંબમાં ભળી શકે છે. પણ તેને જપ્ત થયેલ 'હુસાબી'ની જમીન છોડવી પડે છે.

ક્રિસ્ટિના પત્ની યે છે ને માતા પણ છે. તેની પ્રથમ પ્રસૂતિના તાદૃશ દૃશ્ય પછી, તેનો પ્રેમ તેના ધૂની અને બદનામ થયેલ પતિ તરફ અને બીજી બાજૂ તેના સશક્ત પુત્રો, સ્કુલ અને ગૌટ તરફ આમતેમ અથડાય છે, જ્યારે પુત્રો પરણીને, પોતાનાં ઘર સંભાળે છે; *ત્યારે ઍરલૅન્ડના મૃત્યુ બાદ, કરુણાજનક દૃશ્યમાં આપણે ધાર્મિક આશ્રમમાં બીજાની સેવા કરતાં તેને વીર જેમ કાળા મૃત્યુની ભોગ થતી જોઈએ છીએ. The Cross*માં તે પોતાની *લગ્નની અંગૂઠીને ભેટ તરીકે આપે છે, તે પ્રસંગ યાદગાર છે.* પોતાનું વચન પાળવા તે વીંટી આપે છે, ત્યારે તે વીંટીનું પોતાના જીવનમાં શું સ્થાન હતું, તે યાદ આવતાં તેની આંખમાં આંસુ ઉભરાય છે. તે વીંટીએ તેને જે જીવન સાથે જોડી હતી, તેની તે વિરોધી હતી, તેની સામે તે બબડતી હતી, ચીડાતી હતી અને સામે થવા હિંમત કરતી હતી; છતાં યે તેને ચાહતી હતી, તેમાં આનંદ માણતી હતી સારા અને ખરાબ દિવસોમાં તેને જીવન પ્રભુ પાસે ધરતાં ખૂબ આકરું લાગશે એવું નહોતું લાગ્યું. તે સ્મરણો જગાડનાર વીંટીને છોડતાં તેને શોક થાય એ સ્વાભાવિક હતું. બચપણથી ૧૩૫૦ની મરકીમાં ક્રિસ્ટિના મૃત્યુ પામે છે ત્યાં સુધી આપણે તેની જિંદગી પર થતી સમયની વિવિધ અસરો અને તેમાં થતા ફેરફારોને રસપૂર્વક અવલોકીએ છીએ અને તેને સ્મૃતિમાં જાળવી રાખીએ છીએ. 'વાચકને ફરજિયાત ૫૦૦ વર્ષ પહેલાંના ભૂતકાળમાં જવું પડે છે.' રાજા પાંચમા હાકોન અને મૅગ્નસનો એ યુગ સંપૂર્ણપણે આપણને લેખિકાના નક્કર જ્ઞાન અને જીવંત વિરાટ કલ્પના *દ્વારા અસરકારક રીતેથી સજીવન અને રસપૂર્ણ લાગે છે.*

Harry scherman ચીક ભાષામાં અનુવાદિત થયેલ આ પુસ્તક વિશે લખે છે:

"The book inspires one in its *spaciousness*, its *spirituality*, and its warm *human* details with the same *feeling* as a Gothic cathedral does. The folk-ways of the time, *all* the minutiae of that olden life, are here as inextricable background to a story that *is as modern and as ancient as the passions of human kind.*"

હ્યુ વૉલ્પોલ ક્રિસ્ટિનાને પશ્ચિમના સાહિત્યની અમર નાયિકાઓ, ટૉલ્સ્ટૉયની આના *કેરેનિના, ફ્લોબેરની માદામ બોવારી અને બાલ્ઝાકની યુજેની ગ્રાંદેની કક્ષામાં મૂકી તેને* 'બધા યે યુગોની સ્ત્રી'. કહે છે. પુસ્તક વિશે તે લખે છે: 'As you read you feel the movement of the turning world.'

માનવજીવનમાં હર્ષ અને શોકને ગૂંથી, તટસ્થ રીતે પાત્ર આલેખી, ડહાપણભર્યું તત્ત્વજ્ઞાન દાખવી સીગરી ઉંસેટ વાચકને જીવન અને તેના ચંચળ સંજોગો પર વિચાર કરવા પ્રેરે છે. શબ્દોની સરળતા અને મધુરતા સાથે ઉન્નત વિચાર અને લાગણીનું સુંદર મિશ્રણ કરવામાં જ તેની સાહિત્યકલાની લાક્ષણિકતા છુપાઈ છે. તેની નવલચતુષ્ટય *The Master of Hestviken*માં (*The Axe; the Snake Pit; In the Wilderness; The Son Avenger*) તેની નવલત્રિપુટી જેટલો નાટ્યતત્ત્વનો પ્રભાવ નથી. અમુક પ્રશ્નોની ચર્ચા અને અમુક પ્રકારનાં પાત્રોના આલેખનની મર્યાદામાં જ જ્યારે પુસ્તકોનો વધારો થયે જ જાય, ત્યારે લેખકની પ્રતિભા એક જ રસસપાટી પર રહી ક્ષણે ક્ષણે નવીનતા કે ચમત્કૃતિ ન

દાખવી શકે, તો તેમાં કાંઈ અસ્વાભાવિક નથી. એમાં કેટલીક વખત પાત્ર કે દૃશ્યનું પુનરાવર્તન થતું લાગે છે અને રસક્ષતિ થતી જણાય છે; નવલત્રિપુટી અને નવલચતુષ્ટયના અંતો કાંઈક સામ્ય ધરાવે છે—કારણ બીજી નવલકથાનો નાયક પણ ક્રિસ્ટિના જેમ મઠમાં આત્મવિસર્જનમાં જીવનનો અંત વીતાવે છે. આવી સામાન્ય ન્યૂનતા છતાં આ નવલોમાં જીવંત માનવપ્રશ્નો છેડાયા છે; તેઓમાં મધ્યકાલીન ઇતિહાસ અને દંતકથાઓ મૂર્ત થાય છે અને પાત્રવિકાસ પણ રસપ્રદ છે. તેઓ છૂટક પણ વાંચી શકાય, છતાં સળંગ માળામાં વાંચતાં લેખિકાની પાત્રવિકાસ કરવાની અજબ ચાતુરીનું આપણે સાચું મૂલ્યાંકન કરીએ છીએ.

*The Master of Hestviken*ના મુખ્ય પાત્ર ઑલવ ઓડનસનની પત્ની ઇંગન અને ક્રિસ્ટિના વચ્ચે વ્યક્તિત્વનો અને હિંમતનો ઘણો તફાવત છે. લાવ્રાન્સ જેટલો ધરાપ્રેમી હતો તેટલો ઑલવ સમુદ્રપ્રેમી છે. તેના જીવનની કથા નોર્વેજિયન ઇતિહાસ અને વ્યાપારિક સાહસોથી વણાયેલી છે. ઑલવ જેમ ઍરિકના પાત્રનો વિકાસ પણ એક યુગથી બીજા યુગ સુધી થતો દર્શાવ્યો છે. ઍરિક ઑલવનો પુત્ર છે, એમ મનાય છે. છતાં તે આઇસલૅન્ડવાસી ઇંગનના પ્રેમી ટેઇટથી ઇંગનને થયેલ પુત્ર છે—ટેઇટનું ઑલવે ખૂન કર્યું હતું. તેને વારસામાં શારીરિક અને આત્મિક નબળાઈ મળી છે. ઘણા વખત સુધી ઑલવ પોતાના કુકૃત્યને યાદ કરતો નબળા અને માયકાંગલા ઍરિકને ધિક્કારે છે. પણ વખત જતાં લકવા અને એકલતાથી પીડાતો ઑલવ ઍરિકના પ્રેમ પર જ આધાર રાખે છે. ઍરિક જ તેની ઓરમાન બહેન સેસિલિયાને પિતા તરફ લાગણી ન રાખવા બદલ દરેક જાતિ અને યુગને લાગુ પડે તેવા શબ્દોમાં ઠપકો આપે છે:

'પ્રભુ આપણને માફ કરે બહેન—આપણે આપણા પિતા કેવા હતા તે જાણ્યું જ નહિ. પણ તું મોટી થશે ત્યારે તને સત્ય જણાશે કે તેમના સંતાન માટે સૌથી સારો વારસો તેમના શુભ નામની સ્મૃતિ છે. પ્રામાણિક માણસના વંશજો માટે એ પ્રભુની ભેટ છે.'

સેસિલિયાનું જીવંત પાત્ર તેની આગળ મા ઇંગનના પાત્ર સાથે સરખાવતાં નોંધપાત્ર તફાવત દર્શાવે છે. તેની કૌમાર્યાવસ્થામાં તે તેના પિતાને મન 'ઉષા જેવી શાંત અને સુશીલ લાગે છે; એ પવિત્ર અને દૃઢ મનની બાળાને કોઈ માણસ સુમાર્ગથી આડે રસ્તે દોરશે, એ વાત જ માન્યામાં ન આવે એવી લાગતી.' સેસિલિયાની પિતા અને પતિ જોરુન્ડ પ્રત્યે ફરજ અને સમાજથી બહિષ્કૃત પ્રેમી આસ્લાક તરફ તેનો પ્રેમ—તે 'વચ્ચે અપ્રાપ્યના આલેખનમાં લેખિકા પ્રેમ અને તિરસ્કારની લાગણીઓથી આલિલિત ઓલ્વના મૂળ તત્ત્વ દર્શાવે છે. આ ઘર્ષણ અને તેના કરુણ અનુસંધાનને પરિણામે ઍરિકને સેસિલિયાના વદનમાં અને સ્વભાવમાં મ્લાન ફેરફાર જણાતો. તે કદી હસતી નહિ અને તેનાં બાળકો સાથે રમતી નહિ અને 'તેની ચમકતી આંખોનું નૂર ઓછું થયું હતું. તે દરિયાકિનારા પર પડેલા ફિક્કા ખૂબરા ઝીણા પથ્થરના કાંકરા જેવી લાગતી.'

લેખિકાની નવલકથાઓનો પાયો કુટુંબ અને તેના આંતરિક સંબંધોમાં છે; આ વિષયની આસપાસ જ તે સંવાદ અને પ્રસંગોની ફૂલગૂંથણી કરે છે. વડિલ પુરુષની છત્રછાયા તળે ઘણાં સગાં અને ચાકરોવાળા કુટુંબની આબાદી માટે સંગઠિત થઇ કાર્ય કરતો એ નાનો જનસમૂહ છે. ક્રુઝેડની કૂચોમાં ઓલવ ઇંગ્લાંડ સુધી જાય છે, પણ તેને મધ્યકાલીન લંડનનાં ગૂંચવણભર્યાં દશ્યો છોડી પોતાના દેશની— ગૃહની સરળ જિંદગીમાં પાછા ફરતાં આનંદ થાય છે. કેટલીક વખત ઘરનાં સામાન્ય કામોની વીગતોથી અને ખેતરો તથા ટેકરીઓની વારંવાર આવતી ભૂમિકાથી પૃષ્ઠો ભરચક લાગે છે, છતાં સામાન્ય બનાવો કાર્ય અને પાત્રોને રંગભૂમિ પર રજૂ કરવા માટે સુંદર ગૂંથેલો પડદો બનાવે છે. એમાંથી કોઈ વીગત દૂર કરતાં, દશ્યને આપણે હાનિ પહોંચાડીએ છીએ એમ લાગે છે. ક્રિયાવેગ ઘણો ધીમો છે, કારણ, સીગરી ઉંડસેટની નવલો ઉતાવળે કલાકોમાં વાંચવાની નહિ, પણ દિવસો અને અઠવાડિયાં સુધી વાંચવાની અને યાદ રાખવાની છે. છતાં તે અમુક ધ્યેય અને પાત્રવિકાસમાં પ્રગતિ કરવાનું ચૂકતી નથી. કુકર્મો બદલ પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તની આધ્યાત્મિક અશાંતિ પછી દૈવળ દ્વારા શાંતિ આવે છે. લેખિકા આમ કેવળ આશાવાદ જ નથી બતાવતી. તે જિંદગી પર પડતા પડછાવાઓ ઢાંકવા કદી યે પ્રયત્ન કરતી નથી; તે તો એરિકના શબ્દોદ્વારા કહે છે: 'જિંદગીમાં કોઈ માણસ પાપ વિના પસાર થતો નથી.'

આ પછી ૧૯૩૧માં પ્રગટ થયેલ *Wild Orchid* ૧૯૦૫થી ૧૯૧૪નો સમય આલેખતી તેની આધુનિક નવલકથા છે. પોલ સેલમરના જુવાનીના અનુભવો આલેખવા માટે તે ધીમે ધીમે માનસનું અનાવરણ કરતી પાત્ર અને નવલનો વિકાસ સાધે છે. તેના બે પ્રેમપ્રસંગો અને જીવન તથા ધર્મ વિષેના ખ્યાલો વસ્તુગૂંથનની દોરીઓ છે. તેની માતા જુલીનું પાત્ર અબળ છે. લેખિકા તેની મધ્યકાલીન નવલો જેટલું સળંગ નાટ્યતત્ત્વ આણી શકી નથી. 'પાર્થિવ પ્રેમ'ને રજૂ કરતી આ નવલકથાનું અનુસંધાન 'દિવ્ય પ્રેમ' દર્શાવતી નવલ *The Burning Bush*માં છે. તે પછીની નવલ *Gunnar's Daughter*માં આપણે ફરીથી દરિયાખેડૂઓનું જીવન જોઇએ છીએ. ગુનારની પુત્રી વીગડીસ અજાણ્યા ખડતલ આઇસલેન્ડવાસી લ્યોટના પ્રેમમાં પડે છે. લ્યોટ તેનાથી છૂટો થતાં તેને અત્યંત નુકસાન પહોંચાડે છે, અને તેનું વેર લેવા વીગડીસ શું કરે છે—એ વાર્તાનું વસ્તુ છે. આ નવલ સબળ અને સુંદર છે.

સીગરી ઉંડસેટ અને સ્વિડિશ લેખિકા સેલ્મા લેગરલોફને સરખાવીએ તો, આ બે મહાન લેખિકાઓ વચ્ચે આપણને સ્વભાવ અને કલાનો તફાવત જણાયા વિના રહેશે નહિ. ૧૯૩૦માં સીગરી ઉંડસેટની *The Son Avanger* અને સેલ્મા લેગરલોફની *The Ring of Howenskolds* નવલો પ્રગટ થઈ. પહેલી નવલમાં માનવની ભૂલો, વેદના, પશ્ચાત્તાપ, ક્ષમાનાં ઘેરાં દશ્યોમાં કુટુંબપ્રેમનો પ્રકાશ આંખું અજવાળું કરે છે; જ્યારે બીજું પુસ્તક આનંદજનક, હર્ષભર્યાં હૃદયને દર્શાવતાં દશ્યો, તરંગી પાત્રો અને નિશ્ચિત આશાવાદ બતાવે છે. મિસ લેગરલોફે પણ *Gosta Berling Saga*, *Lilliecrona's Home*, *The Outcast* વગેરે ગંભીર ઉપન્યાસો લખ્યાં છે, પણ તેની પકવ કૃતિઓમાં દેશનો આનંદ, સ્વીડનની દંતકથાઓ, સહાનુભૂતિમય દષ્ટિની ગહનતાથી આલેખેલ પ્રસંગો અને પાત્રો, વિષાદ કરતાં મૈત્રીભર્યાં અને ઉલ્લાસમય લાગે છે. 'બંને લેખિકાઓએ ગૃહજીવનને

નવલકથાઓની અને વાર્તાઓની મુખ્ય ભૂમિકા તરીકે સ્થાપે છે. અનેએ તાદૃશ આલેખન, પ્રેમી અને રાષ્ટ્રીય પરંપરા તથા સ્પષ્ટ પ્રબળ પાત્રોનું સચોટ ચિત્રણ કરી દુનિયાના સાહિત્યમાં ફાળો આપ્યો છે.' સીગરી ઉન્સેટમાં સેલ્મા લેગરલોફના શાસ્ત્રિક સાહિત્ય દ્રવ્યનો અભાવ છે. Life in its richness, and sterile griefs, in its moods of depression but compensating moods of hope and heroic purpose is *reflected in their fiction.*'

ઐતિહાસિક નવલકથાઓ લખવામાં સીગરી ઉન્સેટે જે સફળતા પ્રાપ્ત કરી છે, તેવી થોડાઓએ જ કરી છે. 'She has demonstrated her ability to project human emotions and problems of the twentieth century, of any age and race, into an atmosphere of seven centuries ago and maintain the perfect consistency of past and present.' પંદર વર્ષો સુધી તેણે મધ્યકાલના નોર્વેના ઇતિહાસનો અભ્યાસ કર્યો હતો. નાટ્યતત્ત્વભરી કલ્પના ધરાવતી તે એક વાસ્તવવાદી છે. ખરાબ કામ અને તેનાં ફળો બતાવતાં તે સંકોચ પામતી નથી, કારણ, એ સત્યો અવગણી શકાય તેવાં નથી. તે ધર્મથી વિશુદ્ધ બનતાં પાત્રના વિકાસમાં પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્તની શુદ્ધિકારક અસરમાં દૃઢ માન્યતા ધરાવે છે. ભૂમિકા અને માનવસંબંધો આલેખવાની તેનામાં અદ્ભુત સર્જનાત્મક કલ્પના અને શક્તિ છે.

તેની ભૂતકાળની સફળતાઓ સાથે શક્તિ અને ઉચ્ચાકાંક્ષાઓભર્યાં વર્તમાનનાં વર્ષોનો ખ્યાલ કરતાં, તે આ સદીની એક પ્રતિભાવાળી સાહિત્યસ્વામિની છે. ધીમી પણ દૃઢ ગતિદ્વારા તેણે સર્જનના ગુણોમાં તેમજ સાહિત્યકલામાં પ્રગતિ સાધી છે. તેની એકત્રિત અને સંગઠિત કરવાની ચાતુરી જાણવા તેની ૧૯૦૭ની વાર્તા *Fru Martha Oulie* અથવા 'જેની' સાથે તેની નવલત્રિપુટી અથવા નવલચતુષ્ટયને સરખાવવાની જરૂર છે. તરંગી ધણી એરલેન્ડની સશક્ત અને સબળ પ્રેમધારી પત્ની ક્રિસ્ટિના અથવા નવલચતુષ્ટયના ધીરજવાન અને બળવાન ઓલવ અને તેની બાળપણથી મરણ સુધી નબળી અને દુઃખી પત્ની ઇંગન અને તેમની આસપાસનાં સ્ત્રીપુરુષો અને બાળકોની જો છબિઓ પાડવામાં આવે તો એક મોટો ચિત્રસંગ્રહ તૈયાર થાય.

જ્યોર્જ એન. શુસ્ટરે ૧૯૨૯ના ૬ઠ્ઠી માર્ચના *The Commonweal*માં *The Snake Pit* ને અમેરિકન લેખક હોથોર્નની નવલકથા *The Scarlet Letter* સાથે સરખાવી છે:

"In both the keynote is suffering from unatoned sin but Sigrid Unset has more of the mystical, more of the saga form, while she is even more grim in her realism than is Hawthorne.' ૧૯૨૯ માર્ચના *The Literary Digest of International Book Review* માં હાલા-ઍન્ડ્રુપ હાન્સને '*A Norwegian Epic of Womanhood*'માં સીગરી ઉન્સેટનાં લક્ષણો બતાવ્યાં છે. તેના ધર્મનો આવેગ,

ભ્રાંતિધ્વંસ, વેદના વગેરે વિશે દઢ ખ્યાલોમાં તે નટ હાસસનનાં સૂચનો જુએ છે. સોગરી ઉંસેટ ઉપદેશક નથી. તે તેનો સંદેશો બોધવા માટે કોઇપણ કૃત્રિમ ઉપાયો યોજતી નથી. તેનાં પાત્રો અને તેમને જે પ્રશ્નોનો સામનો કરવો પડે છે, તે વિશે તે ખૂબ ચુસ્તતા બતાવતી નથી. એટલા માટે જ તે મહાવિદ્યાલયોમાંનાં જુવાન સ્ત્રીપુરુષોમાં તેને ટેકો આપનાર મોટું મતદાર મંડળ ધરાવે છે. જુવાનો તેનાં ઊર્મિ અને નાટ્યતત્ત્વભર્યાં પૃષ્ઠો અને તાદ્દશ વિકાસ પામતાં પાત્રોના લાગણીનાં આંદોલનો ઝીલી લે છે. તેમને મન તે બધું સજીવ છે. કારણુ મિસ લારસન જણાવે છે:

"She lives with her people and makes us experience with them the struggles through which their view of life changes and develops. The message of the book is never a forgone conclusion; it is born in travail.' તે જીવનબીજને વાવે છે અને તેના નૈસર્ગિક વિકાસમાં જ તેનો જીવનસંદેશ છુપાયેલો છે.

# ખોટું ન લાગે તો કહું!

રમણલાલ છોટાલાલ મહેતા

"ઉષા! તને ખોટું ન લાગે તો કહું!"

"શું?"

"પણ જો, ખોટું ન લગાડતી હોં!"

"વારુ."

"—અરે, પણ ઉષા! સીનેમા જોવા જવાનાં છીએ તે જમવાનું શું કર્યું? આવીને પછી બનાવશે?"

"સવારનું છે."

"તે તું ટાઢું ખવડાવવાની?"

"હા."

"લગ્ન પહેલાં તો તું મને હરરોજ ફોસલાવતી'તી કે 'વ્હાલા, તમને કોઈ દિવસ, વ્હાલા, ટાઢું નહિ ખવડાવું, વ્હાલા!'"

"—હમણાં તમે મને શું કહેવા જતા હતા?"

"હું?"

"હા, તમે કંઈ—"

"જા જા, ખોટું આળ નહિ મૂક."

"'તને ખોટું ન લાગે તો કહું!' કહીને તમે કંઈ કહેવા નહોતા જતા?"

"હા, હા, કંઈ કહેવા જતો હતો ખરો."

"શું?"

"શું તે તેં વચ્ચે બોલીને ભુલાવી કાઢ્યું."

"વચ્ચે હું બોલી!"

"અંહ, જો યાદ આવ્યું. પણ ખોટું ન લગાડવાનું વચન આપે તો જ—"

"વારુ."

"એ તો ગયા મંગળવારે દાળમાં જરા મીઠું ઓછું હતું. . . જો મોઢું પડી ગયું ને? તને જરા જરા વારમાં ખોટું બહુ લાગી જાય છે. એ તો જરાક જ ઓછું હતું. ચાલી જાય એવું હતું. . . કેમ રડવા જેવી થઈ ગઈ? જા, ભઈ, જા, તને ખોટું લાગે એવું કંઈ કહેવું જ નહિ જોઈએ."

"મારે હાથે કોઈ દિવસ મીઠું ઓછું નખાય જ નહિ. તેમાંયે દાળમાં તો કોઈ દિવસ એવી ભૂલ થાય જ નહિ."

"તો ભાતમાં હશે."

"તમારામાં તો કંઈ સમજ જ નથી."

"હું એમ. એ., એલએલ. બી., ને મારામાં કંઈ સમજ જ નહિ ? !! અરેરે, મુંબઈ યુનિવર્સિટી !"

"ભાતમાં મીઠું નખાય જ નહિ એટલું તો ખબર નથી."

"એમ ? હશે, હશે. જવા દે એ વાત . . . જો, સીનેમામાંથી આવતાં આજે સાડાઆઠ-નવ થઈ જશે, હોં ! ફિલ્મ જરા લાંબી છે."

"હું નથી આવવાની."

"કેમ ?"

"બસ એમ જ."

"પણ કંઈ કારણ ?"

"કારણબારણ કંઈ નહિ. અમારી જેવી મરજી."

"ઓહો, એટલું બધું ? !—પણ એટલી વારમાં તને શું થઈ ગયું ? સીનેમાનું તેં જ ઊભું કરેલું, રમેશ અત્યારે વાટ પણ જોતો હશે, ને તું જ આમ ભાંગી પાડે તે કેમ ચાલે ? . . . તે મેં તને એટલામાં કહી પણ શું નાખ્યું ? . . . કેમ બોલતી નથી ? મંગળવારે દાળમાં મીઠું ઓછું પડેલું એવું કહ્યું એમાં માઠું લગાડવાનું ! જા, ભાઈ જા, તારે જોઈએ તો કાલે વધારે નાખજે, પણ . . . કેમ, પાછું મોઢું ચઢી ગયું ? ! ઉષા, રમેશ વાટ જોતો હશે ને ઊંચોનીચો થતો હશે. ચાલચાલ હવે, તાજી પરણેલી છોકરીની જેમ રીસા નહિ—

"—ઉષા ! મારી ભૂલ થઈ. મંગળવારે દાળમાં મીઠું બરાબર, જેટલું જોઈએ તેટલું જ, તદ્દન યોગ્ય પ્રમાણમાં હતું. તારે હાથે દરેક મંગળવારે મીઠું બહુ જ પ્રમાણસર પડે છે—ખાસ કરીને દાળમાં. એ તો મારું મોઢું જ ફિક્કું પડી ગયું હશે. તું જાણે છે ને મારી તબિયત લગભગ મંગળવારથી જ બગડેલી છે તે ? તે દિવસે મારા મોઢામાં ફિક્કાશ ચઢી આવી હશે, નહિ તો કોઈ દિવસ તારે હાથે દાળમાં મીઠું ઓછું, નહિ પડે ને બધા મંગળવારે જ કેમ પડે ? નહિ, નહિ, ઉષા, મારી જ ભૂલ હશે.—

"—ચાલ ઉષા, જલદી જલદી કપડાં બદલી નાખ, અને—"

"તમારે કપડાં નથી બદલવાં ? મારે તો ચાલી જશે. એક જરા કાંસકી ફેરવી લઉં . . . ચાલો, હવે તમે ધોતિયું બદલશો ને ખમીસ બદલશો. પછી મોડું થશે ને મારો વાંક કાઢશો. ચાલો, ચાલો, રમેશભાઈ આપણી વાટ જોતા હશે."

"તે તું પેલી ભૂરી સાડી પહેરી લે ને."

"ચાલો, વાતમાં વખત ન બગાડો, જલદી કરો."

"શરૂઆતમાં વાતમાં તેં વખત બગા—"

"શું ? તમે શું કહો છો ?"

"ના, ના, કંઈ નહિ. એ તો હું એમ કહેવા જતો હતો કે આજે મંગળવાર હોવાથી દાળ બહુ જ સરસ બની હતી."

"પાછા વાત પર ચડ્યા ? . . . ચાલો, હું તો આ ઊતરી."

"દાદર ખરાબ છે તે જરા સંભાળીને ઊતરજે."

☆

અનુસંધાન પૃ. ૧૩૬ ]
સ્વામીજી પોતે એ 'ભવિષ્ય'ને વર્તમાનમાં ઉતારી શક્યા નથી, એ એમની મર્યાદાને અંગે હશે અથવા તત્કાલીન પરિસ્થિતિને પરિણામે હશે. સંસ્થા અત્યારનાં મકાનમાં તો સંવત ૧૯૭૭ના આખર ભાગમાં આવી છે. પણ એ પહેલાં મુંબઈમાં મુખ્ય કચેરી હતી અને એની શાખા અહીં અમદાવાદમાં હતી. પાછળથી અમદાવાદ જ સ્વામીજીનું મુખ્ય કેન્દ્ર થયું અને અહીં જ એ પ્રવૃત્તિએ નિતનિત પાંગરવા માંડ્યું.

સ્વામીજીની આ પ્રવૃત્તિએ ગુજરાતમાં 'અનુકરણ, સ્પર્ધા, અને નવીનતા' આણ્યાં છે, એ આજે સમજાવવાની ભાગ્યે જ જરૂર હોય. પણ, પરપ્રાંતોમાંય આ પ્રવૃત્તિએ નવીન માર્ગો ચીંધ્યા છે એ નોંધપાત્ર છે. હિંદીમાં ચાલતું 'સસ્તું સાહિત્ય મંડળ' (દિલ્હી) તો સ્વામીજી પાસેથી જ સૂચના મેળવીને કામ કરતું થયું છે. પણ 'કલ્યાણ' મંડળને (ગોરખપુર) સુદ્ધાં આ પ્રવૃત્તિમાંથી જ પ્રેરણા મળી છે, એમ માની શકાય છે. ગુજરાતમાં આજે અમુક વિભાગો બાદ કરતાં સાહિત્ય સસ્તું થયું છે, એ અનુભવની વાત છે. આજે 'નવજીવન,' અને એવી બીજી જાહેર સંસ્થાઓ પોતાનાં પ્રકાશનોની કિંમત સામાન્ય જનતાને પોસાય એવી રાખે છે, પણ તેમાંય 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય'ની છાપ છે જ. આ રીતે માત્ર પાંચ છ ચોપડી ભણેલો અને માત્ર સાધુસંતોના પ્રાચીન પદ્ધતિના સહવાસથી પ્રેરણા પામેલો માણસ, કેવળ હૃદયની ઉત્કટ ભક્તિથી, અણનમ પ્રતિજ્ઞાથી, એકલવીરના જેવી શૂરવીરતાથી, અને કર્મયોગીની અદ્‌ભુત નિષ્કામતાથી ગુજરાતને કંઈ નવીનો ફૂદડો ફરાવે છે. એ છલંગને પ્રતાપે ગુજરાત નવપ્રભાતની તાઝગી અનુભવતું થાય છે, પોતાનો પ્રાચીન વારસો સંભાળવા લાગે છે, નવી મૂડી મેળવવાનો ઉત્સાહ મેળવે છે, અને ગાંધીજીના મંગલ આદેશને ઝીલવાની જાણે ભૂમિકા રચે છે.

સ્વામીજીના કર્મયોગનું કૌશલ ગુજરાતે આમ પ્રત્યક્ષ જોયું છે. વેપારીને પણ આંગળાં કરડાવે એવી આવડતથી એમણે કાગળો ખરીદ્યા છે, છાપખાનું ચલાવ્યું છે, સોદાઓ કર્યા છે, અને વેચાણો ચલાવ્યાં છે. વ્યવસ્થાશક્તિ તો તેમની જ કહી શકાય. ચાહે પોતે અમદાવાદમાં હોય, મુંબઈમાં હોય, કે હિમાલયના પ્રદેશમાં હોય, પણ તેમણે કાર્યાલયના હિસાબોની તેમજ વ્યવસ્થાની હમેશાં ખબરદારી રાખી છે. કાર્યને માટે, લોકસેવાને અર્થે તેમણે ટાઢતડકા વેઠ્યાં છે, આગગાડીઓની અગવડો સહી છે, ઊંઘઆરામને અળગા રાખ્યા છે, નિંદા મશ્કરીઓને પચાવી છે, અને બોતેર બોતેર કલાક સુધી પલાંઠી વાળીને ગુજરાતને જ્ઞાનામૃતની પ્રસાદી વહેંચ્યા કરી છે. છેલ્લાં દાયકાથી સ્વામીજી અનેક રોગોથી પીડાતા રહ્યા હતા, બોલવુંચાલવું પણ મુશ્કેલભર્યું થયું હતું અને મગજના અનેક પ્રકારના વ્યાધિઓ ઊપડી આવ્યા હતા, તોપણ તે પોતાના કાર્યમાં અવિચલ શ્રદ્ધા અને અવિચલ ઉત્સાહ રાખતા હતા. જ્યારે વાચનની અભિરુચિ જ થોડી હતી, સદ્‌વાચનની સામગ્રીઓ દુર્લભ જેવી હતી, અને અક્ષરજ્ઞાન અલ્પ હતું, ત્યારે તેમણે ગુજરાતને નવપ્રેરણાની ઉષ્મા આપી છે. એક જમાનામાં માણભટ્ટોએ માણો રણકાવીને અને કીર્તનકારોએ કરતાલો બજાવીને આપણા પ્રાચીન વારસાને પ્રાણ આમળ જીવતો રાખ્યો હતો; તો આજના આપણા પલટાયેલા સંજોગોમાં સ્વામીજીએ પોતાની કાયા ઓગાળીને ગુજરાતને ખૂંપડેખૂંપડે હજારો પુસ્તકો પહોંચાડી તે વારસાને સજીવન

રાખ્યો છે. ધાર્મિક ગ્રંથો, ઈતિહાસગ્રંથો, ચરિત્રાવલિઓ, બાલોપયોગી પુસ્તકો, વૈદકીય પુસ્તકો અને વાર્તાસંગ્રહો એમ વિવિધ ગ્રંથોદ્વારા સ્વામીજીએ ગુજરાતમાં જ્ઞાનગંગા વહાવી છે.

પણ, આ બધું 'સાહિત્ય' 'સસ્તું' કરવાની ઉલટમાં સ્વામીજી કંઈવાર 'સાહિત્ય' તરફ ઉપેક્ષાદૃષ્ટિ કરતા હતા. એમનાં પુસ્તકોમાં વિષય અને વિચારનો ક્યારેક વિવેક પણ વીસરાઈ જતો હતો. આમ તો, સ્વામીજીએ સંન્યાસની નવી જ વ્યાખ્યા જીવનમાં સ્પષ્ટ કરી હતી. તેમણે સુધારક વિચારો રાખ્યા હતા, અને ચેલાઓની જમાત સ્થાપવાનો કદી અભખરો રાખ્યો જ નહોતો. છતાં, પ્રાચીનતા પ્રત્યે એમને ગાઢ અનુરાગ હતો, અને તે કદીક નર્યા પક્ષપાતની જડતાને પણ ધારી બેસતો. આ જ ઉલટને પરિણામે એમણે લેખક વર્ગ પાસે ભારે ભોગ અપાવડાવ્યા છે. પણ પોતે યજ્ઞ માંડ્યો છે, તો એ યજ્ઞમાં સહાય કરનારાઓએ પણ એમની સાથે હોમદ્રવ્ય આપવાં જોઈએ ને ! આને કારણે સંસ્થાનાં પ્રકાશનો સુધારણાનો અવકાશ માગતાં રહ્યાં છે, અને એની દૃષ્ટિમાં યુગદર્શનની અધૂરપ રહી છે.

સ્વામીજીનું જીવન કર્મમય રહ્યું છે, પણ તે નિષ્કામ કર્મયોગની સાધનારૂપ છે. તે આશુક્રોધ હતા, તો આશુતોષ પણ હતા. ભૂતદયાને તે એક યજ્ઞ માનતા હતા. વાતવાતમાં રાતી આંખો કરનારા આ બાવાજી, આવે તે વસ્તુને ફીંકી નાખતા હતા; છતાં એક અપંગ, નિર્ધન ને નાગા બાળકને જોતાં જ તેમની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવતાં હતાં. મધરાતે ટાઢમાં થરથરતાં આળોટતાં કંઈ ભિખારીઓને તે જાતે જ કામળ ઓઢાડી આવતા હતા ! કટુ શબ્દો કહેતાં તે અચકાતા નહોતા, પણ ઘડી પછી એના ભોગ થઈ પડનારા નાનામાં નાના પગારદાર પટાવાળાની પણ તે માફી માગતા. 'ભાઇ !' તે ઘણીવાર કહેતા : 'આ શરીર આવું ભૂંડું છે, શું કરું ?' અને, સ્વામીજીના હૃદયમાં કેટલી બધી આર્દ્રતા હતી તે ઘડીઘડીએ સુતાંઊઠતાં 'મો સમ કૌન કુટિલ ખલ કામી' એ એમની ભક્તના જેવી વેદનામાં પ્રત્યક્ષ થતી હતી. તેમણે હરિજનો માટે, દુષ્કાળપીડિતો માટે અને અનાથો માટે હજારો રૂપિયા આપ્યા છે, અને પોતાનો અલ્પ અંગત ખર્ચ સંસ્થામાંથી લીધો હોવા છતાં તે બીજે 'જન્મ સધને' પણ વાળી આપવાનો તેમણે વિચાર સેવ્યો છે. ભજનો જાણે એમનો મહાઆનંદ રહ્યો છે, અને એમાં એમણે જીવનનાં સર્વ દુઃખો ઓગાળી નાખ્યાં છે. એમનું મુક્ત હાસ્ય જોતાં જોનાર ઘડીભર વિચારમાં પડી જતો. આટલી ભભૂકતી આગ જેવો, કઠોર વ્યવહારવાળો, અને પ્રવૃત્તિની ભીડમાં ભીંસાઈ રહેલો માણસ જાણે સર્વ આધિ વ્યાધિ ને ઉપાધિથી મુક્ત હોય તેમ મુક્ત હાસ્ય વેરતો હતો, અને એમના હાસ્યે ખૂણેખૂણા ગાજી ઊઠતા હતા, ત્યારે એની પાછળ રહેલી નિર્વ્યાજતા વિરોધીઓ તથા શંકાશીલોને ભારમુક્ત કરી દેતી હતી પોતે પોતાના ઉપર પણ ગજબનું હસી શકતા હતા ! પોતાની જાતને 'પ્રેત', 'ચક્રમ', અને 'બગોટિયો' વગેરે સરપાવોથી નવાજીને વિરોધોનાં વિષ જીરવી કાઢ્યાં છે, એમને મર્યાદા છે, પણ એ એમની મોટાઇ છે. જનેતાને ખોળે સૂવાનું એમને સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું, તે જનતા ગુર્જરીને અંકે જ એમણે અંતકાળની પથારી કરી છે. પોતાની જાતને 'ખરાબ', 'મેલી-ઘેલી' અને 'અવગુણસાગર' બતાવનાર આ સંન્યાસીએ સંસાર સફળતાથી જીત્યો છે. તા. ૩-૧-૧૯૪૨ ને રોજ એમની લીલા સંકેલાઇ ગઇ છે, પણ એમના જીવનની સુવાસ ગુજરાતને લાંબા કાળ સુધી મહેંકતું રાખશે એ નિર્વિવાદ છે.

❧

# વળામણાં*

વેણીભાઈ જ. પુરોહિત

[ મિશ્રોપજાતિ ]

સંન્યસ્તના મંદિર પે સુહાતી,
ઉદ્બોધતી કોટિક જિન્દગીને,
કલ્યાણભાવી તુજ કાય, યોગી !
શી ફરૂફરંત લગાવી ભવજેય ઝંડી !
હે કર્મદંડી !
જગાડનારો લખ અંતરોને
પોઢી ગયો સસ્મિત તું ય આજે.

અહ્લેકઘોષે—
હે ટેલિયા ! માનવજાડ્ય ભેદતો
ઘૂમી વળ્યો અંતરની ગલી ગલી.
અંધારિયા કૂપ સમાન હૈયે
તેં મૂકિયાં કોટિક દીપ કોડિયાં.
પંપાળીને કૈંક સૂતાં જગાડિયાં,
કેવું જગન્મંગલ ગાન ગાયું !
નિર્મોહ હે શ્રેયસના પ્રવાસી !
તું તો ગયો નશ્વરથી અનશ્વરે.

કાલે ભલે જીવનવારિ ડહોળિયું,
આજે ભલે જા, તજી વૃદ્ધ ખોળિયું;
વિદાયવેળા ચખ ના ભીંજાવવાં,
તેં લીધ દિવ્ય અજરામર પંથ સાધી !

હે કર્મદંડી !
આજે દઉં છું હરખે વળામણાં,
કાલે હશે વિશ્વમહીં વધામણાં !



* કૈલાસવાસી સ્વામીશ્રી ભિક્ષુ અખંડાનંદજીને નિવાપાંજલિ.

હરિવલ્લભ ભાયાણી

## યુધિષ્ઠિરનું એક અધન્ય વચન

**એ** તો સર્વવિદિત છે કે ગ્રીસ, રોમ, ભારતવર્ષ આદિનાં વીરચરિત કાવ્યો ('એપિક્સ') ઘણાં જ મૂલ્યવંત ગણાય છે તેમાં, તેમની દ્વારા તે તે પ્રજાના હીર–ખમીરનો અમુક અંશે થતો આવિષ્કાર, પ્રજાના સંસ્કાર–ઘડતર પર પડેલો અને હજી પણ પડી રહેલો તેમનો પ્રબળ પ્રભાવ, અને તેમનો ચિરંજીવ સાહિત્ય–અંશ એ સૌ કારણભૂત છે. વીરચરિત કાવ્યોનાં પાત્રો અને પ્રસંગો યુગયુગોથી તે તે પ્રજાને માટે આદર્શરૂપ અને પ્રેરણાદાયી બન્યાં છે. વ્યક્તિ, કુટુંબ ને સમાજની પવિત્રતાને અને સ્થિરતાને અખંડ રાખતા તેમજ અસમધારણ તત્ત્વોનું નિયમન કરતાં એવાં સનાતન નીતિસૂત્રોને, કંઈક અંશે પાત્રસૃષ્ટિ દ્વારા જીવંતરૂપે રજૂ કરીને તો કંઈક અંશે બોધ–ઉપદેશ દ્વારા સીધા આદેશોને વીર–કાવ્યોએ અબાધિત પરંપરાથી સમાજના જીવનપ્રવાહના એક માર્ગદર્શક, સંરક્ષક અને પાવનકારી નિયામક તરીકે કાર્ય કર્યું છે. તેમાં યે આપણાં વીરકાવ્યો તો ધર્મ ને નીતિની સામગ્રીથી નીતરતા હોવાથી, આપણા સમાજ જેવા મુખ્યત્વે ધર્મપ્રણિત સમાજ માટે, તેમનું મૂલ્ય અનેકગણું વધી જાય છે. આ દૃષ્ટિએ તે કાવ્યોમાં રજૂ થયેલા આદર્શરૂપ પાત્રોમાં ઘણી જ ઉચ્ચ કક્ષાની ઉદાત્તતાની આપણે આશા રાખીએ એ તદ્દન સ્વાભાવિક છે.

અને બીજી દૃષ્ટિએ, સાહિત્યને લક્ષમાં રાખીને પણ આપણે એવું જ વિધાન કરી શકીએ. વીરકાળનું સ્વરૂપ તેના પછીના શિષ્ટકાળના સ્વરૂપથી અમુક અંશે તાત્વિકપણે ભિન્ન છે, વીર પાત્રોની જીવનવાટિકામાં સંસ્કારિતાની ભભક કે શિષ્ટતાનો પમરાટ બહુ નહિ મળે. સુશ્લિષ્ટતા, સૌમ્યતા, કલાત્મક સંયમ એ શિષ્ટકાળનાં લક્ષણોના વિરોધે વીરકાળમાં ઉત્કટ આવેગ, કાર્યનો તરવરાટ, સમુદાચારની સૂક્ષ્મતાઓથી વંચિત, ને સંસ્કાર–ક્રમકને અભાવે ઔદ્ધત્યભરી લાગે તેવી રીતભાત: એ સૌ લાક્ષણિક રીતે નજરે ચડશે. પણ વીરકાળનાં પાત્રોનું વ્યાવર્તક ગણી શકાય તેવું લક્ષણ તે તેમની ઉદાત્તતા, તેમની તેજસ્વિતા. આ તેજસ્વિતા તેમને પડછંદ દેહ બક્ષે છે, અને માનવહૃદયના શાશ્વત ભાવો આપણી જેમજ તેમના હૃદયમાં ધબકતા જોઈ શકાતા હોવા છતાં તેઓ કોઈ ઉચ્ચતર ભૂમિકા પર વિહરતા પાત્રો હોય એવું આપણને ભાસે છે. તેમની ચરિત્રલીલા આપણે ઊર્ધ્વદૃષ્ટિ બનીને જ નિહાળવી પડે છે. તેમની ઓજસભરી મહાકાયતા માપવા માટે આપણને કેટલીક વાર આપણી દૃષ્ટિ વામન લાગે છે. અને, એ તો દીવા જેવું છે કે આચરણની ઉદાત્તતા વીરપાત્રોના પ્રાણરૂપ હોઈ, તેને વ્યક્ત કરતા પ્રસંગો પણ ઉચ્ચ પ્રતિના હોવા જ જોઈએ. જ્યાં સળંગ ચરિત્રગુંથણી સંગીન બનાવવાની હોય, ત્યાં ઊતરતી વૃત્તિઓને વ્યક્ત કરવું હોય તેવા આચરણને અવકાશ જ ન હોય.

એક બીજી વસ્તુઘટના પણ લક્ષમાં રાખવાની છે. પાત્રોના ચરિત્રના પ્રકટીકરણ માટે કાવ્યમાં વણાયેલા કથાપ્રસંગો અમુક પ્રમાણમાં ચંચળ સ્વરૂપના છે. પરિવર્તનના સદાગતિ

આજને વધ વતી'ને યુગયુગે લોકોના જીવનવ્યવહારના દરેક પ્રદેશમાં કોઈ નહિ ને કોઈ પ્રકારનો પલટો આવ્યા કરતો હોય છે અને તદનુસાર લોકરુચિના રંગ પણ અવનવા પલટા લે છે. પરિણામે, વીરકાવ્યોના પ્રસંગોના ઘાટ પણ બદલાતા રહે છે; કેમકે નવતર પ્રણાલીઓના વિકસવાને પરિણામે કોઈ એક યુગનાં લોકોનું જીવન અને તેમનાં વીરકાવ્યોના પ્રસંગોમાં વ્યકત થતું પ્રાચીન જીવન એ બે વચ્ચે વધારે અંતર પડે તો એ વીરકાવ્યો જીવંત સ્પર્શ ગુમાવી બેસે અને સમય જતાં વિસ્મૃતિમાં ગરક થઈ જાય એ દેખીતું છે. લોકોને અંશતઃ પણ આત્મીય લાગે તેવું સ્વરૂપ જળવાઈ રહે તે માટે વીરકાવ્યોના પ્રસંગોની કાપકૂટ થતી રહે એ તદ્દન આવશ્યક છે. આને પરિણામે કાવ્યપાત્રોના મૂળ લક્ષણોમાં અમુક પ્રકારની વિકૃતિ દાખલ થાય કે તેમનું સમૂળગું રૂપાન્તર થઈ જાય એ પણ બહુ જ સંભવિત છે.

આ સામાન્ય વિચારણા પરથી એક એ નિર્ણય બાંધી શકાય કે લોકોનો જીવન્ત સ્પર્શ જાળવીને રહેલા કોઈ પણ વીરચરિત કાવ્યના પાત્રોના મૂળ સ્વરૂપમાં સમયાનુસાર જે જે નવતર અંશો પ્રવેશ પામ્યાં છે, તેમની ઉપપત્તિ લોકોની તે તે સમયની જીવનપ્રણાલીને પાયારે આપવી શકય છે. અને તો, ઉદાત્ત વીરપાત્રોના બકતરમાં મળી આવતા તદ્દન ઊતરતી કોટિના અંશો કે તેમના નિરૂપક પ્રસંગોને વિકૃતિ ગણી તેમને લોકોની તે તે સમયની અધોગત જીવનદૃષ્ટિના અભિવ્યંજક ગણવા એમાં કશું ખોટું નથી.

સદીઓ થયા મહાભારત આપણા લોકપ્રિય સાહિત્યધનના ભંડારમાં ઉત્કૃષ્ટ સ્થાને બિરાજે છે. તેની અનેક વાચનાઓ અને તે દ્વારા વ્યકત થતો કાવ્યસામગ્રીનો અતીવ સંકુલ રૂપપલટો એ આ જ હકીકતનાં દ્યોતક છે. એટલે સામગ્રીના અન્યાન્ય રૂપાન્તરોમાં ભારતીય સંસ્કૃતિના ક્રમિક હ્રાસનાં પણ કેટલાક પદચિહ્નો મળી આવ્યા વિના ન રહે એ સ્વાભાવિક છે. એ વિષય પરના શાસ્ત્રીય નિર્ણયો તો એકાદ દસકા પછી જ વિદ્વાનો આપણી પાસે રજૂ કરી શકશે. પણ જો કેટલેક સ્થળે આપણી રસવૃત્તિને, આપણી ઉદાત્તપ્રેમી ભાવનાને અસહ્ય લાગે તેવો આઘાત ઉત્પન્ન કરતી હીનરુચિ કે હીન પ્રસંગઘટના દેખા દે છે અને ઘણી ઊંચી મૂલ્યવત્તાવાળી સામગ્રીમાં આવો હલકો કચરો કઈ રીતે પ્રવેશ પામ્યો અને કદાચ પ્રવેશ પામ્યો તો આજ સુધી જળવાઈ કેમ રહ્યો એ બાબત આપણને વિચાર કરતા કરી મૂકે છે, તે અંશો પ્રક્ષિપ્ત જ પુરવાર થશે એમ લાગ્યા વિના નથી રહેતું.

મહાભારતના સભાપર્વના એક ખૂબ જાણીતા પ્રસંગમાં આવા પ્રકારની ધાલમેલ થઈ હોય તેમ લાગે છે. દ્યુતમાં બધું ય હારી ગયેલા પાણ્ડવો દાસ તરીકે હીન દશામાં કૌરવસભામાં ઉપસ્થિત થયા છે. તેમની માનહાનિને પરાકાષ્ઠાએ પહોંચાડવા માટે દુર્યોધન દ્રૌપદીને દાસી તરીકે સભામાં લઈ આવવા સૂતપુત્ર પ્રાતિકામીને મોકલે છે. ઉત્તરમાં યુધિષ્ઠિરને દ્રૌપદી પુછાવે છે કે પહેલા તમે તમારી જાતને હારી ગયા કે મને! પ્રાતિકામી તે પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછે છે ત્યારે દુર્યોધન દ્રૌપદીને પ્રાતિકામી દ્વારા કહેવરાવે છે કે અહીં સભામાં આવીને જ એ પ્રશ્નનો નિર્ણય કર. ઉત્તરમાં ફરી દ્રૌપદી કહેવરાવે છે કે આ બાબતમાં ધર્મ શું છે તેનો સભાસદો નિર્ણય કરે એટલે તે પ્રમાણે હું કરીશ. પ્રાતિકામી દ્રૌપદીનાં વચન સભા સમક્ષ મૂકે છે. પણ દુર્યોધનથી પ્રભાવિત સભાસદો નીચાં મુખ રાખી મૂંગા રહે છે. પછી,

युधिष्ठिरस्तु तच्छ्रुत्वा दुर्योधनचिकीर्षितम् ।
द्रौपद्याः संमतं दूतं प्राहिणोद् भरतर्षभ ॥
एकवस्त्रा त्वधोनीवी रोदमाना रजस्वला ।
सभामागम्य पाञ्चाली श्वशुरस्याग्रतो भव ॥
अथ त्वामागतां दृष्ट्वा राजपुत्रीं सभां तदा ।
सभ्याः सर्वे विनिन्देरन् मनोभिर्धृतराष्ट्रजम् ॥

[ સભાપર્વ (નીલકંઠી વાચના), અ. ૬૭, શ્લો. ૧૮–૨૦ ]

"હે ભરતોમાં શ્રેષ્ઠ, યુધિષ્ઠિરે તે (વચનો) સાંભળીને અને દુર્યોધન શું કરવા ઇચ્છે છે (તે જાણીને) દ્રૌપદી પાસે તેનો વિશ્વસનીય દૂત મોકલ્યો (અને તેની સાથે કહેવરાવ્યું કે) 'હે પાંચાલી, તું એકવસ્ત્રા, અધોનીવી, રજસ્વલા અને રડતી (એવી અવસ્થામાં–) સભામાં આવી તારા શ્વશુરની આગળ ઉપસ્થિત થા; એટલે, તને રાજપુત્રીને (એવી અવસ્થામાં) સભામાં આવેલી જોઈને બધા સભાસદો મનમાં મનમાં ધૃતરાષ્ટ્રના પુત્રને દોષ દેશે.''

અર્થ તદ્દન સ્પષ્ટ છે. યુધિષ્ઠિર પોતાના સર્વસ્વ પાછળ પોતાનો આત્મા પણ હારી બેઠા હોય તેમ લાગે છે. કુરુવૃદ્ધોની ધર્મબુદ્ધિ દુર્યોધનના પ્રભાવે કુણ્ઠિત થઈ ગયેલી હોવાથી, તેમને પોતાની તરફેણમાં લાવવા માટે યુધિષ્ઠિર માટે એક જ રસ્તો હતો : દુર્યોધનનું દુષ્કાર્ય ખૂબ જ પ્રકટપણે તેમના લક્ષ પર આવે તેવું કંઈક કરી તેમની અનુકમ્પાવૃત્તિ જગાડવી. આ તદ્દન સામાન્ય કોટિના સ્વાર્થી હેતુ માટે યુધિષ્ઠિર ન્યાય, વિવેક, ક્ષત્રિયવટ, કુલપ્રતિષ્ઠા, સ્વમાન, રાજવીને ઉચિત ઉદાત્તતા બધાયનું લીલામ કરે છે અને પોતાની પત્નીને આમાં સાધન તરીકે વાપરવી યોગ્ય ધારે છે! ખૂબ જ શોચનીય અવસ્થામાં રહેલી દ્રૌપદીને સભામાં આવી પોતાનું પ્રદર્શન કરવાનું કહેણ મોકલે છે! ઉદાત્ત ચરિત જેના પ્રાણરૂપ હોય તેવા વીર-પાત્રોનું આથી વધારે અવનતિભર્યું આચરણ કલ્પી શકાય ખરું? ઉદાત્ત ઊર્મિ-આવેગોના વાતાવરણમાં વીંટળાયેલા અને દ્રૌપદીના જ્વલંત વીર-પાત્રોચિત સ્વભાવને મૂર્તિમંત કરતા સભાપર્વના આખાયે ઊજળા પ્રસંગ પર યુધિષ્ઠિરનું એ એક વચન મશનો કૂચડો ફેરવી દેતું હોય એમ લાગે છે. આવું પ્રસંગનિરૂપણ મહાભારતનો મૌલિક અંશ હોય એ માન્યામાં નથી આવતું. સંસ્કારિતાની ઓર પરિસીમાએ પહોંચતાં, લોકોમાં ઘર કરી રહેતી હીનરુચિ જ આવું નિરૂપણ કરે કે સહી લે. ઉદાત્ત સર્જનમાં આવી મલિનતાને અવકાશ જ ન હોય. વીસમો શ્લોક પાછળથી જ પ્રવેશ પામ્યો હોવો જોઈએ એવી આપણી દૃઢ માન્યતા થયા વિના રહેતી નથી.

✩

# યુદ્ધનોંધ

રામભાઈ પટેલ

## પાસિફિકના વિગ્રહની સમાલોચના

ગયા અંકમાં મેં પાસિફિકના વિગ્રહની શરૂઆત વિશે ઉલ્લેખ કર્યો હતો. એ પછીના લગભગ બે માસમાં ત્યાં ઘણા મહત્ત્વના બનાવો બની ગયા. એ બનાવોની અસર મિત્રરાજ્યોના વ્યૂહતંત્ર ઉપર લડાઈ પૂરી થશે ત્યાં લગી પહોંચશે. કારણ કે પાસિફિકની પીછેહઠ મિત્રરાજ્યોને એઓ લડાઈ પૂરી કરશે–અને વિજયવંત બનીને પૂરી કરે તો પણ—ત્યાં સુધી કાયમને માટે ગેરલાભની સ્થિતિમાં મૂકી રાખશે. ફિલિપાઈન્સમાં અમેરિકન ફોજોની હાર, આખા મલાયાના દ્વીપકલ્પની જાપાનીઝ કબજેગીરી, ડચ બેટોઓ ઉપર જાપાને કરેલું ફતેહમંદ આક્રમણ, ઑસ્ટ્રેલિયા ઉપર વિમાનવાહક જહાજો મારફત શરૂ કરેલું વિમાની આક્રમણ ને એમાં એમને મળી રહેલી સફળતા, ને છેવટે આજથી (તા. ૧–૨–૪૨) જાપાને સિંગાપોરને ઘાલેલો ઘેરો : આ બધી મહત્ત્વની પીછેહઠો ને દુશ્મનને મળેલા વિજયો છતાં પાસિફિકમાં મિત્રરાજ્યો ટકી શકશે અને આગામી થોડા માસમાં જાપાનીઝ આક્રમણકારોને ખતરનાક ખુવારીમાં ઉતારી શકશે તો જ આ વરસે તેમને ગુમાવવા પડેલા પ્રદેશો પાછા મેળવવાની શક્યતા ઊભી થાય. જાપાન ઉપર સીધું આક્રમણ કરી શકવાની તો આ વરસે વાત જ નથી. હવેથી મિત્રરાજ્યોના પાસા સવળા પડે તો પણ, એમને ગુમાવેલું મેળવતાં જ આ આખું વરસ નીકળી જશે એમાં શંકા નથી. બ્રિટિશ વડાપ્રધાને હમણાં જ પાર્લમેંટમાં દોઢ કલાકનું જે લાંબું યુદ્ધઅવલોકન કરેલું તેમાં પાસિફિકના મામલા વિશે એમણે કરેલા ઉલ્લેખ ઉપરથી માલૂમ પડે છે કે સૈન્ય, વિમાનો અને નૌકાઓ એ ત્રણે બાબતમાં મિત્રરાજ્યોનાં સાધનો ઓછાં હોવાને કારણે જાપાન અત્યાર સુધી ફાવી શક્યું છે અને હજી પણ વધારે ફાવશે. સાધનસામગ્રી ને સૈન્ય બાબતમાં જાપાનની હાલની સરસાઈને પહોંચી શકે એવું એક ચિહ્ન હમણાં તો દેખાતું નથી. ઉપરાંત, ગુમાવેલા ને ગુમાવાતા જતા પ્રદેશોમાં એમને જે સાધનસામગ્રી ને એ પ્રદેશોની ખનિજ અને કુદરતી સંપત્તિની ખોટ એમને લાગવાની અને એનો લાભ વિજેતાને મળવાનો. આમ હમણાં તો મિત્રરાજ્યોને બેવડો ગેરલાભ બરદાસ્ત કરવાનો રહેશે.

મિત્રરાજ્યોને પક્ષે બીજો ગેરલાભ, અને તે મહત્ત્વનો ગેરલાભ, એ છે કે બ્રિટન અને અમેરિકા બંનેમાં શીઘ્ર નિર્ણયશક્તિ ને દૂરંદેશીનો ખતરનાક અભાવ માલૂમ પડ્યો છે. કેટલાં યે વરસોથી જાપાનની તૈયારીના હેવાલો એંગ્લો–અમેરિકન અખબારોમાં પ્રસિદ્ધ થતા હતા, અને બ્રિટિશ કે અમેરિકન સરકારોમાં તો જાપાનમાં એલચી ખાતાં ને માહિતી ખાતાં પણ હતાં. એ સાધન દ્વારા એમને જાપાનની વરસો સુધી પથરાયેલી તૈયારીની અંતિમ અચાનકતાની ખબર જ નહોતી પહોંચી એમ આપણે માનીશું ! મુખ્ય વસ્તુ એ છે કે એંગ્લો–અમેરિકન સરકારો પોતાના પરંપરાગત ઘમંડમાંથી જ ઊંચી નહોતી આવી. અમેરિકન પ્રજામતને યુદ્ધ નહોતું જોઈતું. એમને અલગતાવાદની અને અમેરિકન ગોળાર્ધની દરિયાઈ સુરક્ષિતતાની ઘેલે લાગી હતી. એને લીધે એમણે શસ્ત્રઅસજ્જતા તરફ બિલકુલ બેદરકારી બતાવી હતી. એમણે એમ માનેલું કે બ્રિટન–અમેરિકાના સંયુક્ત સામર્થ્યની વિરાટતાને લીધે જાપાન એમની સામે વિગ્રહ કરવા સુધીના અખાડા નહિ જ કરે. કારણ કે

એઓ એમ માનતા હતા કે મહત્ત્વની કાચી વસ્તુઓ ને મોટા ભાગના નિકાસ-વેપાર માટે પોતાના ઉપર આધાર રાખનાર જાપાન એમની સામે વિગ્રહ માંડે એ એને માટે આત્મઘાત — હારાકીરી — નો રસ્તો હતો. પણ પોતે સામાને વિશે જે માનતા હોય તેવું જ સામો એને પોતાને વિશે માને છે એવું માનવાની ભૂલ કરવી એ રાજનીતિપટુતાની ભારે ખામી ગણાય. ઊલટું સામો પોતાને વિશે (સાચું યા ખોટું) જે માનતો હોય છે તે જ રાજકારણમાં અને ખટપટિયા સામ્રાજ્યવાદી રાજકારણમાં તો મહત્ત્વનું હોય છે. અને આત્મઘાતનો તો જાપાનમાં શિરસ્તો છે. હારાકીરી એ જાપાનીઝ પ્રજાની ખાસિયત છે, એ શું એંગ્લો–અમેરિકન રાજપુરુષો વીસરી ગયા હતા? ચર્ચિલ પહેલાંના બ્રિટિશ વડાપ્રધાનો બાલ્ડવીન અને ચેમ્બરલેઇન એ બાબતમાં સજાગ નહોતા રહ્યા અને એને લીધે જ એમણે ફાસિસ્ટ આક્રમણનો ભય જ્યારે પિછાણવો જોઈતો હતો ત્યારે નહોતો પિછાણ્યો. એમની આ નબળાઈને લીધે તો ફાસિસ્ટ આક્રમણકારો પોતાની યોજનાની સફળતા પરત્વે વધારે શ્રદ્ધાવંત બન્યા. હું ધારું છું પ્રિન્સ બિસ્માર્ક જ કહી ગયો છે કે, 'To know the weak spot in your opponent and to know it for certain, is the key to success in war and in diplomacy.' હિટલર, મુસોલિની અને જનરલ ટોજોએ એ બાબત બરાબર જાણી હતી. પણ આ તો આડી વાત થઈ.

મુખ્ય બાબત એ છે કે પુરોગામીઓની ભૂલો ચર્ચિલને બરદાસ્ત કરવી પડે છે. પોતાના છેલ્લા ભાષણમાં એણે એ જણાવ્યું છે કે રશિયાથી માંડીને ફિલિપાઈન્સ સુધીના અરધી પૃથ્વીના પટ જેટલા વિસ્તારમાં પથરાયેલા મોરચા માટે જરૂરી સરંજામ કે સૈન્યો સામ્રાજ્ય પાસે નહોતાં. એટલે એણે મહત્ત્વના મોરચા ઉપર જ લક્ષ્ય એટલી સાધન-સૈન્યની શક્તિને કેંદ્રિત કરી. અને હમણાં જ બ્રિટિશ વડાપ્રધાને પાર્લામેન્ટમાં કરેલા જાપાનનો ઉલ્લેખ ઉપરથી એમ માલમ પડે છે કે ખુદ ચર્ચિલને પણ ખાતરી નહોતી કે જાપાન યુદ્ધમાં ઊતરશે અને ઊતરે તો પણ આમ અણધાર્યું ને અણધારેલે વખતે. આથી મલાયામાં જાપાનનો સફળ સામનો થઈ શકે એટલી તૈયારી રાખેલી નહિ.

આ ઉપરાંત, થાઈ દેશ જાપાનને શરણે થઈ ગયો એનો પણ જબરદસ્ત ગેરલાભ મિત્રપક્ષને વેઠવો પડ્યો છે. કારણકે મલાયા ને બર્માની વચ્ચે એ દેશ આવેલો હોઈ બર્મા ને મલાયાની સરહદો ઉપર થાઈ દેશમાંથી જાપાને આક્રમણનો મુખ્ય ધસારો ચાલુ કર્યો. નહિ તો બર્મા ઉપર આક્રમણ કરવા માટે જાપાનને સિંગાપોર સામેના દરિયામાં થઈ ને લશ્કર લઈ જવું પડત. જ્યાં બ્રિટનને સિંગાપોરની નાકાબંધીને કારણે એક જ સ્થળે સામનો કરવાનું આવત. થાઈલૅંડ મળવાને લીધે બર્મા અને મલાયાની એમ બે સરહદો તરફથી આવતા આક્રમણને ખાળવા માટે બ્રિટનને બે મોરચા રચવા પડ્યા. જેથી બમણું સૈન્ય ને સાધન રોકાયાં.

પ્રારંભિક આક્રમણમાં જાપાને મિત્રપક્ષ ઉપર ઓચિંતાનો છાપો માર્યો એટલે એમની સ્થિતિ પીઠ પાછળથી અજાણતાં ગળચીએ પકડાયેલા માણસ જેવી થઈ. પીઠ પાછળથી ગળચી પકડાવાને લીધે મજબૂત માણસના હાથપગ પણ નકામા થઈ પડે છે. પાસિફિકમાં બ્રિટન–અમેરિકાની જાપાને ગળચી પકડી છે. આથી ત્યાં એ ઓછામાં ઓછા નુકસાને સામાને પરાસ્ત કરી શકશે છે. ચોગરદમ મોરચા ખડા કરીને એણે મિત્રરાજ્યોની હવાઈ,

દરિયાઈ, અને-પુરકી તાકાત પહોળી કરી નાખી છે. અને પોતાને પક્ષે પુરવઠો પહોંચાડવાનું મથક–base of supply–પાસે હોવાથી ખુવારીનું સમારકામ તરત જ થઈ શકે છે. મિત્રપક્ષને મદદ પહોંચાડવા માટે સાગરો વીંધવા પડે છે.

## મલાયા

મલાયા તો સમગ્રપણે ગયું જ. એની ભરપૂર ખનીજસંપત્તિનો લાભ જાપાન પૂરેપૂરો ઉઠાવશે. હવે સિંગાપોરનો બેટ રહ્યો, એની સ્થિતિ હોંગકોંગ ને પિનાંગ જેવી થશે —સિવાય કે પૂરતી અને વખતસર મદદ એને મળી રહે. અલબત્ત, હોંગકોંગ કે પિનાંગના કરતાં સિંગાપોરમાં બચાવનાં જબરાં સાધનો છે. આખો બેટ મજબૂત કિલ્લેબંદીવાળો છે. ત્યાં ભારે તોપખાનાં પણ છે. એટલે, બેટમાં લશ્કર ઉતારતાં જાપાનને કઠે પ્રાણ આવશે. પણ ઉપરથી ભયંકર બોંબમારો કરતાં એને અટકાવી શકાય એમ નથી. એ અટકાવવા માટે સંખ્યાબંધ વિમાનો ત્યાં જઈ પહોંચે એવું કરવાનો જાનતોડ પ્રયત્ન મિત્રપક્ષ કરી રહ્યો છે અને લાગે છે કે સિંગાપોરની કોઠી નહિ ફૂટે.

## ફૂટે તો ...?

પણ, સિંગાપોરનું પતન થાય એટલે પાસિફિકમાં નીચે પ્રમાણે લાભ જાપાનને મળે એવો સંભવ પેદા થાય:

૧. મલાયાનું યુદ્ધ ખતમ થયું ગણાય એટલે ત્યાં શાંતિ ને વ્યવસ્થા સ્થાપવા માટે જરૂરી સિવાયનું બધું લશ્કર જાપાન ફાજલ પાડી શકે. એ લશ્કરને એ બર્મા ઉપરના આક્રમણને મજબૂત કરવા મોકલી શકે. એમ થાય એટલે ત્યાં મલાયા જેવી સ્થિતિ થવાનો સંભવ. બર્મામાં ચીની અને હિંદી સૈન્યનો બરોબર ઉમેરો વખતસર ન કરવામાં આવે તો બ્રિટને બર્મા ગુમાવવા તૈયાર રહેવું પડે. એ સ્થિતિ એ સાંખી શકે? મને નથી લાગતું. એટલે એવી અવદશા ન થવા પામે એટલા માટે ત્યાં મદદનો ધસારો થવા માંડ્યો છે.

૨. ફિલિપાઈન્સને કબજે કરવા માટે પણ સૈન્ય ફાજલ પાડી શકાય.

૩. સિંગાપોર હાથમાં હોવાને કારણે આજસુધી બ્રિટનની જે વર્ચસ્વભરી સ્થિતિ પાસિફિકમાં હતી તે જાપાનની થાય. અને એનો લાભ એ પૂરેપૂરો ઉઠાવે. એટલી કળ, સૂઝ ને તકેદારી એનામાં છે.

૪. પાસિફિકમાં આવેલાં ડચ અને બ્રિટિશ સંસ્થાનો ઉપર ચઢાઈ કરવાની વધુ સરળતા મળે.

૫. હિંદ ઉપર આક્રમણનો ભય ઊભો બને. આખા પૂર્વકિનારા ઉપર ભયનો ડોકોરો પડી જાય.

આમ અતિગંભીર ઘડી આવવા લાગી છે. હવે પ્રશ્ન એ થાય છે કે અમેરિકન કાફલો ગયો ક્યાં? અમેરિકાથી મદદ આવવાની જાહેરાતોનું શું થઈ રહ્યું છે? કે પછી હજી એને માટે આવતી સાલ સુધી રાહ જોવી રહેશે? દરમિયાન આ રીતે જાપાન ફાવતું જશે તો પછી એ આવતી સાલ સુધીમાં ક્યાં જઈને ઊભું રહેશે?

બીજી બાજુ રશિયન મોરચા ઉપર શિયાળાના દિવસો હવે ઓછા થતા જાય છે. ઉનાળો આવશે એટલે હમણાં જ હિટલરે જાહેરાત કર્યા પ્રમાણે પાછું જોરદાર જર્મન આક્રમણ શરૂ થશે. તો શિયાળા દરમિયાન સોવિયેટ પક્ષ તરફથી જાપાન સામે પાસિફિકમાં આક્રમણ કરવાની વ્યવસ્થા કેમ થતી નથી? હમણાં જો રશિયા જાપાન સામે આક્રમણ શરૂ કરે તો ઉનાળામાં જર્મની તરફથી ફરી-આક્રમણ થશે તે વખતે જ જાપાન પણ

આક્રમણ કરવાનું. સો હમણાં જ્યારે જાપાન એક તરફ રોકાયેલું છે અને જર્મની શિયાળાને કારણે ખૂંપી ગયું છે તે વખતે જાપાન સામે રશિયા વિગ્રહ શરૂ કરે તો જ પરિસ્થિતિમાં મિત્રપક્ષની સ્થિતિ સુધરી શકે એવું દેખાય છે.

પણ નવું આક્રમણ કરવા માટે રશિયાને અમેરિકા સાધન પૂરાં પાડી શકે એમ છે? આ જ એક મહત્વની ગૂંચ છે અને એનો ઉકેલ જેટલો મુશ્કેલ તેટલી હાનિનો એમને પાસિફિકમાં મુકાબલો કરવાનો રહેશે.

### યુદ્ધ બ્રિટનમાં

હમણાં જ ઉત્તર આયર્લેંડમાં અમેરિકન સૈન્ય બ્રિટનની મદદે ઊતર્યું છે. દક્ષિણ આયર્લેંડ તરફથી ડી વેલેરાએ એ સામે વાંધો ઉઠાવ્યો છે. અને એવો પણ શક જાય છે કે દક્ષિણ આયર્લેંડમાં મિત્રપક્ષ વિરુદ્ધ બર્લિન તરફથી દોરીસંચાર થઈ રહ્યો છે. શું દક્ષિણ આયર્લેંડનો ઉપયોગ, બ્રિટન સામે કરવામાં ડી વેલેરા હિટલરને મદદ કરશે? એવી શક્યતાની વધારે માહિતી બ્રિટિશ સરકારને વધારે હોય. તો પછી જેમ ઈરાનમાં કર્યું એ પ્રમાણે દક્ષિણ આયરનો વિગ્રહપૂરતો કબજો લેવો એ મિત્રપક્ષને માટે જરૂરી પગલું ગણાશે.

### હિંદનો પ્રશ્ન

બર્મા અને સિંગાપોરમાં આવી પહોંચેલી લડાઈના પડઘા હિંદમાં પડવા લાગ્યા છે. હિંદના પૂર્વ કિનારાઓ તરફ બચાવની તૈયારી કેવીક હશે તે તો હિંદી સરકાર જાણે. હિંદના બચાવનો ઈજારો હિંદી સરકારે રાખેલો હોવાથી હિંદની પ્રજાને દિલ્હી તરફ આંખ માંડવા સિવાય બીજો આરો રહ્યો નથી.

પણ સિંગાપોરનું પતન થશે? તો હિંદ ઉપર જાપાન આક્રમણ કરી શકશે? આ સવાલ હવે દરેક હિંદીના મનમાં છતો થઈ રહ્યો છે. એનો જવાબ તો પાસિફિક મોરચાના સરસેનાપતિ જનરલ વેવેલ પણ નહિ આપી શકે. કારણકે જાપાન શું કરશે એ કહી શકાતું નથી અને મિત્રપક્ષનાં સંરક્ષક સાધનો અત્યાર સુધી અપૂરતાં જણાયાં છે. હવે આપણે પૂર્વીય યુદ્ધવ્યૂહના વર્તુળમાં આવી ગયા છીએ એટલે લશ્કરી માહિતી વિના કોઈ પણ જાતનો નિશ્ચયાત્મક અભિપ્રાય આપવો કઠીન બની જાય છે. અને લશ્કરી માહિતી ધરાવનારા પણ ભાગ્યે નથી વાટતા? એનું તો પાસિફિકની હાલની દશા એ પરિણામ છે.

### અગત્યનો સવાલ

હવે આપણે માટે અને બ્રિટિશ સરકારને માટે હિંદના આંતરિક અને બાહ્ય સંરક્ષણનો સવાલ ગંભીરપણે ખડો થાય છે. દહાડો પાધરો હશે તો ય હવે બાહ્ય અવ્યવસ્થા થોડીઘણી તો ફેલાવાની એમ લાગે છે. તેવે વખતે આંતરિક અવ્યવસ્થા ફેલાશે? હજી પણ સરકાર અને પ્રજાના જવાબદાર પક્ષો વચ્ચે મેળમેળાપ થાય તો એને પહોંચી શકાય. પણ હિંદની અઢળક માનવશક્તિ ને ઉત્પાદક શક્તિનો સહકારને ધોરણે લાભ ઉઠાવવા જેટલી ઇચ્છા બ્રિટિશ સરકારમાં પેદા થયેલી જણાતી નથી. યુદ્ધસંચાલનની આ પણ એની એક જબરી ખામી છે. અને એ સુધરે એવું જણાતું નથી. અને લીધે પ્રજાનું યુદ્ધસંચાલન માટે સહકારી ને સામુદાયિક સંગઠન હિંદમાંથી મિત્રપક્ષને યોગ્ય સમયે મળી શકે એમ લાગતું નથી. એની હાનિ એકલી હિંદી પ્રજાને જ ભોગવવી પડે એમ નથી, બ્રિટનને પણ વેઠવાની રહેશે. પ્રજાને પક્ષે વૈમનસ્યજનિત નિષ્ક્રિયતા છે અને શાસકને પક્ષે ઘમંડી આત્મપ્રમાદ છે. પણ યુદ્ધમાં તો એ બંને આત્મઘાતી તત્ત્વો છે.

૧-૨-૪૨

“ કદાચ પસ્તાવું પડે તે પહેલાં ” ૪

તમારા કુટુંબની સલામતી ખાતર    તમારા ઘડપણની સલામતી ખાતર

# તમારો વીમો

## ધી નાગપુર પાયોનિયર ઈન્સ્યુરન્સ કંપની લીમીટેડ

સ્થાપના : ૧૯૨૧    હેડ ઑફિસ : નાગપુર

માં જ ઉતરાવી

તમારા કુટુંબ પ્રત્યેની ફરજ અદા કરો.

છેલ્લા વેલ્યુએશન રિપોર્ટમાં જાહેર થયેલું
ત્રિવાર્ષિક બોનસ

દર હજારે

હયાતીના વીમા ઉપર    જિંદગીના વીમા ઉપર

રૂા. ૩૬    રૂા ૪૫

વાર્ષિક પ્રિમિયમ ઉપર ૧૬⅔ ટકા વળતર.

મહેનતુ તેમજ લાગવગવાળા પ્રામાણિક એજન્ટો
પગારથી અગર કમિશનથી જોઈએ છીએ.

વધુ ખુલાસા માટે મળો યા લખો:—

ઑફિસો:—    મુંબઈ ઈલાકાના બ્રાન્ચ મેનેજર્સ

મુંબઈ, પુના, કલકત્તા.    મેસર્સ ઇશ્વરલાલ આર. દેશાઈની કું.

બુરાનપુરી ભાગોળ, સુરત

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ પોષ : ૧૯૯૮ અંક ૩

# રેલ

'સ્નેહરશ્મિ'

આજે જીવનના વિશાળ તટ પે ઉલ્લાસ આદર્શનાં
ઘોડાપૂર ચડી વહે સભર જે, ને ઊર્મિના શીકરે
ભીંજે પ્રાણ પ્રફુલ્લ તે હ્રદયને ના તું ડરાવીશ રે!
એવી કો અનુભૂતિ કે વહી જશે વેગે પ્રલો, જ્યાહરે
એકેએક દિશાથી ઓસરી બધાં પૂરો ઘુવાની તણાં
ત્યારે, શેષ પ્રશાન્ત સૌ વિફળ હા! એ જિન્દગીને તટે
રે'શે કાદળ કો સડયા જીવનના કોંવાટવાળો અને
ગંધાતાં મૃત માછલાં અણફળ્યાં સ્વપ્નાં તણાં કેવળ!

તું તો રેલ વહાલ એવી નિત કે જેથી કિનારા તણી
ધોવાઇ સઘળી જશે મલિનતા ને નૈક રે'શે ફૂટી
નિત્યે હૂર સુહ્રરતા ય રણની વેરાનતમાં ઝરા;
ને લોકે મૂકી જાય તે વહી જતાં એવાં ઊંડાં નીર કે
તેને નિર્મળ અન્તરે ગગનની રે'શે બધી શ્રી લસી!—
નિર્યું ઓસરવું જ જીવન મહીં—સૌને ન તો આવું કાં?

☆

# હિંદ વિજ્ઞાન પરિષદ:

## વડોદરા અધિવેશનનું વિહંગાવલોકન

ડૉ. 'નૃસિંહ'

**ચાલુ** વર્ષના જાન્યુઆરી માસના પહેલા અઠવાડિયામાં વડોદરાને આંગણે વિજ્ઞાન-સત્ર મંડાયું હતું: હિંદ વિજ્ઞાન પરિષદનું ઓગણત્રીસમું અધિવેશન શ્રી૦ ડી. એન. વાડિયાને પ્રમુખપદે મળ્યું હતું. વિજ્ઞાન પરિષદની સાથોસાથ વિજ્ઞાન-વિષયક અન્ય પરિષદો પોતાની બેઠકો ભરે છે. આ વર્ષે હિંદ આંકડાશાસ્ત્ર પરિષદ (Indian Statistical Conference)નું પાંચમું અધિવેશન સર. ટી. વિજયરાઘવાચારિયરના પ્રમુખપદે, અને ફાર્માસ્યુટિકલ કૉન્ફરન્સનું દ્વિતીય અધિવેશન રાયબહાદુર ડૉ૦ કે. એન. બાગચીના પ્રમુખપણા નીચે ભરાયું હતું. આંકડાશાસ્ત્ર પરિષદની ઉત્પત્તિનો ઇતિહાસ રમૂજી છે. પોતાના વિષયની ચર્ચા કરવા આંકડાશાસ્ત્રીઓએ વિજ્ઞાન પરિષદને આગ્રહભરી વિનંતિ કરી કે આંકડાશાસ્ત્રનો (Statistics) એક વિભાગ (section) પરિષદમાં રાખવો. વિજ્ઞાન પરિષદે એ માગણી અસ્વીકાર્ય ગણી અને જવાબ વાળ્યો કે "જો તમને વિભાગ આપવામાં આવે તો પછી જ્યોતિષશાસ્ત્રને પણ એક વિભાગ આપવો પડે." પરિણામે, જુદી સંસ્થા અસ્તિત્વમાં આવી. અત્યાર સુધી સરસ્વતીનાં ધામ જેવાં વિદ્યાપીઠોનાં કેન્દ્રસ્થળોમાં આ પરિષદો મળતી આવી છે. ગુજરાતને આંગણે આવી વિજ્ઞાન પરિષદો ભરવા માટે વડોદરાએ પહેલ કરી છે. વિજ્ઞાન પરિષદને વડોદરામાં આમંત્રી સફળ રીતે પાર ઉતારવી એ નાનુંસૂનું કામ નહતું. શ્રીમંત ગાયકવાડ સરકારની સંપૂર્ણ સહાનુભૂતિ વિના આ મનોરથ કદાચ ફળ્યો ન હોત. પરિષદના સ્થાનિક મંત્રી ડૉ૦ કુંવરજી ગો. નાયક અને તેમના સહકારીઓએ ખડે પગે રહી પરિષદની ભેક ફતેહમંદ પાર ઉતારી છે. તેમનો અદમ્ય ઉત્સાહ શબ્દોમાં ઉતારવાનું કાર્ય મુશ્કેલ છે.

વિજ્ઞાન પરિષદ એટલે સમગ્ર હિંદમાંથી એકત્ર થયેલા ભિન્ન ભિન્ન વૈજ્ઞાનિકોનો સમુદાય—સાદી ભાષામાં કહીએ તો મેળો. ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ હિંદના સઘળા પ્રાંતોમાંથી અને દેશી રાજ્યોમાંથી પ્રતિનિધિઓ આવે. અને વિજ્ઞાન પરિષદ વિજ્ઞાનની અનેક શાખાઓને આવરી લે, એટલે ગણિત, પદાર્થવિજ્ઞાન, રસાયન, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, ખેતીવાડીવિદ્યા, માનસશાસ્ત્ર, વૈદકીય સંશોધન એવા એવા બધા મળીને ૧૪ વિભાગો છે. આવી વિશાળ સંસ્થા તથા તેના પ્રતિનિધિસમુદાયની સગવડો તૈયાર કરવી અને સાંચવવી એ કાર્ય ખૂબ વ્યવસ્થાપૂર્વક થવું જોઈએ. અને વડોદરામાં આ બધી સગવડો ઊભી કરવા ત્યાંના સ્થાનિક કાર્યકર્તાઓએ ખૂબ જહેમત ઉઠાવી હતી.

સ્વયંસેવક દળે પોતાનું કાર્ય અચ્છી રીતે બજાવ્યું હતું. તેમને તાલીમ સારી મળી હતી અને તેમની સેવાવૃત્તિ સ્પષ્ટ દેખાતી હતી. પરંતુ કંઈક અનુભવની ખામી અને કંઈક નવીનતાનું વાતાવરણ ઊભું થયેલું હોવાને લીધે રમૂજી પ્રસંગો પણ ઊભા થતા. જેમ (jam)ની માગણી જામફળથી (guava) સંતોષવા દોડધામ થતી. પેટ્રોલની આપબંધીને લીધે મોટરની અગવડ ઊભી થતી એમાં સ્વયંસેવકોનો દોષ કાઢવા કરતાં સંજોગોને એ આભારી હતું એમ કહેવું મને વ્યાજબી લાગે છે. જો યુદ્ધ ન હોત તો હૈદ્રાબાદમાં જેમ

પ્રતિનિધિઓ માટે વ્યવહારની વિપુલ સગવડો તૈયાર રાખી હતી તેમ વડોદરાએ પણ કરી બતાવ્યું હોત. કુપન પદ્ધતિ સારી છે. પણ સ્વયંસેવકોની એ અંગેની ફરજ અમુક કિસ્સાઓમાં જરા મુશ્કેલીભરી બની હતી. સરકારને અર્ધું ભાડું ભરી લઈ અધિવેશનમાં હાજરી આપનારા સભ્યો એક સવાઆનાની કુપન ભરાવવા જેવું સંકુચિત માનસ દાખવે એનું વર્ણન કયા શબ્દોમાં કરવું ?

* * *

"Society, Science and the individual are one indivisible whole."

વડોદરાનું અધિવેશન આ વિશ્વયુદ્ધની અસરમાંથી બચ્યું નથી. પ્રતિનિધિઓની સંખ્યા ધાર્યા કરતાં ઓછી હતી. બંગાળ તરફના પ્રતિનિધિઓ ધારેલી સંખ્યામાં હાજર રહી શક્યા નહોતા. 'જૂના પુઢારીઓ'ના દર્શન ઓછાં થતા. વિજ્ઞાન એકતાપ્રેરક બળ છે અને તેના પૂજારીઓ તડ અને વાડામાં રાચતા નથી. છતાં વિજ્ઞાન પરિષદમાં ભીતરું દૃશ્ય દેખાવા લાગ્યું છે !! આવતી વિજ્ઞાન પરિષદના ચુંટાયેલા પ્રમુખ શ્રી૦ પંડિત જવાહરલાલ નેહરુને આ પરિસ્થિતિનો સંતોષકારક નિવેડો લાવવાનું કાર્ય હાથ પર લેવું પડે. વિજ્ઞાન પરિષદની ત્રીસમી બેઠક લખનૌ વિદ્યાપીઠે આમંત્રી છે એને આ આમંત્રણ સ્વીકારવામાં આવ્યું છે એમ વાત જાહેરમાં આવી છે.

એલેમ્બિક કેમિકલ વર્કસ, કલાભવન, ગ્રામઉદ્યોગ સંસ્થા, સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરાનો સુપ્રસિદ્ધ 'કામેટી' બાગ અને સંગ્રહસ્થાન, શ્રીમંત ગાયકવાડનો નઝરબાગ મહેલ તથા ત્યાંનું ઝવેરાત ઈત્યાદિ વડોદરાનાં જોવાલાયક સ્થળોનાં પર્યટનો ગોઠવવામાં આવ્યાં હતાં. એલેમ્બિક ગુજરાતની — આખા મુંબઈ ઈલાકાની એક જોવાલાયક ઔદ્યોગિક સંસ્થા છે. દવા-ઔષધિઓ અને રસાયનોની બનાવટમાં એલેમ્બિકે નામના કાઢી છે. એલેમ્બિકવાળા રાજરત્ન ભાઈલાલ અમીને બધી પરિષદોના પ્રતિનિધિઓને પોતાના કારખાનામાં આમંત્રી ચાપાણીનો મેળાવડો ગોઠવ્યો હતો. કલાભવન ઔદ્યોગિક કેળવણીની એક ઉત્તમ સંસ્થા તરીકે મશહૂર થતું જાય છે, એ ગુજરાતને આનંદવા જેવું છે. મરહૂમ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની દીર્ઘદૃષ્ટિનો આ પરિપાક છે.

નામદાર મહારાજા ગાયકવાડનો 'એટ હોમ' કામેટી બાગમાં ગોઠવવામાં આવ્યો હતો. રંજનાર્થે જુદી જુદી રમતો, સંગીત, નાચ, હાથીસવારી ઈત્યાદિનો પ્રબંધ કરેલો હતો. ખાસ ધ્યાન ખેંચે તેવો પ્રયોગ પોપટોનો હતો. પોપટ જેવું ચંચળ પક્ષી મોટર ચલાવે છે, એટલું જ નહિ પણ તોપ પણ ફોડી શકે છે એ ખાસ ધ્યાન ખેંચે તેવું દૃશ્ય હતું. સ્વાગત સમિતિનું ખાણું ગુજરાતની ચિરપરિચિત અતિથિસત્કારની ભાવનાના પ્રતીક રૂપ હતું. સયાજી વિજ્ઞાન કોલેજની ભવ્ય ઈમારતના અગ્રભાગે સુંદર બગીચાના મેદાનમાં વીસેક વાનીઓ પીરસવામાં આવી હતી અને આને કળશ ચઢાવવા સર ટી. વિજયરાઘવાચારીની રમૂજી વાગ્છટાએ સૌને આહ્લાદ્યા હતા. પ્રયોગશાળાઓમાં ગોંધાઈ રહેતા વૈજ્ઞાનિકોને માણેકરાવનો અખાડો અને ત્યાંનાં પ્રાચીન હથિયારોનો સંગ્રહ જોવાની તક આપવાનું કેમ વીસરાઈ ગયું હશે ?

* * *

આ બધી વાતો પછી પરિષદના મુખ્ય કાર્ય પર આવીએ. પહેલે દિવસે વિજ્ઞાન પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયા હતી. વડોદરાના દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમચારીએ સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે ભાષણ કર્યું. તેમણે વિજ્ઞાન પરિષદના પ્રમુખ તથા પ્રતિનિધિઓને વડોદરામાં આવકાર્યા. માનવસંહારમાં ચાલી રહેલા વિજ્ઞાનના દુરુપયોગ સંબંધી બોલતાં તેમણે કહ્યું કે વૈજ્ઞાનિક સત્યો નિરબાધિત જાહેર કરવા માટે ભૂતકાળમાં ઘણા વૈજ્ઞાનિકોને શહીદી લેવી પડી હતી. વિજ્ઞાનની શોધોનો યુદ્ધમાં દુરુપયોગ કરવા માટે વૈજ્ઞાનિકનો દોષ ન કાઢી શકાય. પણ આવી સ્થિતિમાંથી દુનિયાને મુક્ત કરવી જોઈએ. કેવી રીતે આ સાધવું એ વિષે વિચારકોએ જુદા જુદા દૃષ્ટિબિન્દુથી પુષ્કળ વિચાર કર્યો છે. આ સંબંધમાં સર રાધાકૃષ્ણન્ કહે છે કે " The aim should be to insist on the high mission of science and relate it organically to the central purpose of human life and society, to reconcile religious wisdom with scientific achievement." ભૌતિક વિજ્ઞાન કરતાં સામાજિક વિજ્ઞાન પર વિશેષ ભાર મૂકવો જોઈએ. ચાલુ વકરેલી પરિસ્થિતિમાંથી બચવા વૈજ્ઞાનિક સંશોધનનો પ્રવાહ અટકાવવાની જરૂર નથી, પણ માનવ સંબંધો તેમજ તત્ત્વજ્ઞાનને સ્પર્શતાં વિશેષ સંશોધનની—તેના વિશાળ અર્થમાં—જરૂર છે. આ સંશોધનનો ઉદ્દેશ પ્રત્યેક જિંદગીની એકતા દર્શાવતો હોવો જોઈએ : તો જ દરેકને પોતાનો સંપૂર્ણ વિકાસ સધાય એવી નવી સંસ્કૃતિનું નિર્માણ થઈ શકે.

પછી નામદાર મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડે એક નાનું ભાષણ કરી આ અધિવેશનની સફળતા ઈચ્છી હતી. ત્યારબાદ શ્રી. ડી. એન. વાડિયાએ પોતાનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચ્યું. પ્રમુખના ભાષણનો વિષય " હિંદુસ્તાનની ભૂસ્તરીય બનાવટ " હતો. આ ભાષણમાં હિંદુસ્તાનના ભૂસ્તરીય બંધારણના અમુક દૃષ્ટિબિન્દુઓની સમાલોચના હતી. આ વિષય પર શ્રી. વાડિયાએ વર્ષો સુધી સંશોધન કર્યું છે અને છેલ્લાં ત્રણ વર્ષથી સિલોનમાં જે કાર્ય તેમણે હાથ ધર્યું છે તેનાં પરિણામો આ વિષય પર વિશેષ પ્રકાશ ફેંકે છે. આખું ભાષણ ભૂસ્તરશાસ્ત્રીઓએ મનન કરવા જેવું છે. હિંદુસ્તાન એક નાનકડો ખંડ છે. તેની રચનામાં ગુણ અને બંધારણમાં એકદમ ભિન્ન એવાં બે વિશિષ્ટ જમીનનાં પડો આવેલાં છે. આ નિરાળાં પડો કેવી રીતે હિંદુસ્તાનની રચના કરી શકયાં એ ભૂસ્તરશાસ્ત્રનો એક વણઉકેલ્યો વિષય છે. કેટલાક ભૂસ્તરશાસ્ત્રીઓ માને છે કે હિંદ એશિયાનો ભાગ નથી. તેઓ એમ સૂચવે છે કે એશિયાના દ્વીપકલ્પો જુદા પડીને દૂર દૂર ચાલી ગયા છે અને આફ્રિકા આ પ્રદેશનું બાકી રહેલું કેન્દ્ર છે. બીજા ભૂસ્તરશાસ્ત્રીઓ એમ માને છે કે હિંદની બનાવટ એક ઉત્ક્રાંતિકારક ક્રિયા છે અને જે બે પડો આવેલાં છે તે ભિન્ન પ્રકારનાં છે. હિમાલયની રચના આ સંયોગીકરણમાંથી પેદા થયેલ એક પ્રકારના દબાણને આભારી છે. દક્ષિણ હિંદ અને સિલોનની રચનામાં કાંઈક સામ્ય રહેલું છે. આ થયો પ્રથમ દિવસના પ્રભાતનો કાર્યક્રમ. બપોરના ફાર્માસ્યુટિકલ કૉન્ફરન્સ મળી હતી. પ્રમુખના ભાષણ બાદ 'ઔષધોમાં રસાયનનો હિસ્સો' એ વિષય પર ચર્ચા થઈ હતી. ડૉ. એસ. કે. સેને આ ચર્ચા શરૂ કરી હતી અને બીજા વક્તાઓમાં મુંબઈના ડૉ. આર. સી. શાહે સારું વિવેચન કર્યું હતું.

વિભાગીય સંશોધનના લેખો યા નિબંધો સંબંધી અહીંયા વિશેષ ઉલ્લેખ કરવાનું

થાયું નથી, કારણકે પુષ્કળ લેખો હોવાથી તેમાંથી કોનો ઉલ્લેખ કરવો યા ન કરવો એ મુશ્કેલ કાર્ય છે. આ બેઠકમાં એવી લોકવાયકા સંભળાઈ હતી કે કેટલાક વિભાગોમાં લેખો મોકલનારા લેખ વાંચવા ઉત્સુક ન હોતા : ચર્ચાની તો વાત શી કરવી ?

હવે વિભાગીય પ્રમુખોનાં ભાષણો જોઈએ.

ખેતીવાડી વિભાગના પ્રમુખ ડૉ. નાઝીર અહમદ માટુંગામાં કૉટન ટેક્નોલૉજિકલ પ્રયોગશાળાના નિયામક છે. તેમના ભાષણનો વિષય 'વણાટમાં ઉપયોગી બનાવટી તંતુઓ' હતો. ભવિષ્યમાં રૂની સાથે હરીફાઈ કરી શકે એવા તંતુઓની બનાવટના અખતરા સફળ થતા જાય છે. રૂનું ભાવિ શું થવાનું છે? એ અત્યારથી કેવી રીતે ભાખી શકાય. ભૌતિક વિજ્ઞાન વિભાગના પ્રમુખ પ્રો. બી. બી. રાય કલકત્તાની યુનિવર્સિટી કૉલેજમાં ખૈરા પ્રોફેસરની ખુરશી શોભાવે છે. તેઓએ 'સ્ફટિક રચના (Crystal Structure) અને ક્ષ-કિરણો' પર એક લાંબું ભાષણ કર્યું હતું. ભૂસ્તર વિભાગના પ્રમુખ ડૉ. રાજનાથ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં એ ખાતાના વડા છે. અને તેમના ભાષણનો વિષય 'કચ્છની ભૂસ્તરીય રચના' હતો. રસાયન વિભાગના પ્રમુખ ડૉ. એમ. કુરેશી હૈદ્રાબાદની ઓસ્માનિયા વિદ્યાપીઠમાં રસાયન ખાતાના વડા છે. તેઓએ 'પ્રકાશ–રસાયન'ના (photo-chemistry) અમુક મુદ્દાઓ પર પોતાનું ભાષણ આપ્યું હતું. પ્રકાશ–રસાયનનો સિદ્ધાંત અને વ્યવહારમાં આ રાસાયનિક ક્રિયા કેવી રીતે ઉપયોગી થાય છે તે સંબંધી કેટલીક સવિસ્તર માહિતી આપી હતી. ફોટોગ્રાફીમાં આ ક્રિયાની અગત્ય તથા તેમાં થયેલી આધુનિક પ્રગતિ સંબંધી સવિસ્તર ઉલ્લેખ કર્યો હતો. દહેરાદૂનના ફૉરેસ્ટ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટના વનસ્પતિશાસ્ત્રી ડૉ૰ એન. એલ. બોર વનસ્પતિશાસ્ત્ર વિભાગના પ્રમુખ હતા. તેમના ભાષણનો વિષય રસમય હતો. જેમ મનુષ્યો સમૂહમાં રહીને પોતાનો વાડો બાંધી તેમાંથી સમાજ–રચના કરે છે તેવી રીતે વનસ્પતિ પણ સમૂહમાં ઊગે છે. આવી રીતે વનસ્પતિસમૂહમાં એક જાતની વનસ્પતિ અમુક જગ્યાએ વધારે પ્રમાણમાં, તો કોઈ જગ્યાએ ઓછા પ્રમાણમાં સંજોગોનુસાર ઊગે છે. આ વિષયને Ecology કહેવાય છે. ગુજરાતીમાં તેનો પર્યાય 'વનસ્પતિ સમાજશાસ્ત્ર' યોજી શકાય. ડૉ૰ બોરે હિમાલયની વનસ્પતિનો સારો અભ્યાસ કર્યો છે અને તેના દાખલા લઈ મૅજિક લૅન્ટર્ન વડે ભાષણ રસમય બનાવ્યું હતું. ડૉ૰ બોરનો વિષય Ecology: Its Theory and Practice એમ હતો, એટલે તેમણે સૈદ્ધાંતિક અને વ્યાવહારિક બંને દૃષ્ટિબિંદુથી વિષયને છેડ્યો હતો. પ્રાણીશાસ્ત્ર વિભાગના અધ્યક્ષ ડૉ૰ એચ. શ્રીનિવાસ રાવ કલકત્તામાં હિંદી સરકારના ઝૂઓલૉજિકલ સર્વેમાં સુપરિન્ટેન્ડન્ટ છે. 'હિંદુસ્તાનમાં બાયોલૉજિકલ સ્ટેશનો સ્થાપવાની તાત્કાલિક જરૂરિયાત' એ વિષય પર તેમણે ભાષણ આપ્યું. આ જીવંત પ્રશ્ન છે અને છેલ્લા દશકા થયાં વારંવાર ચર્ચાયા કરે છે. ત્રાવણકોર રાજ્યે આ દિશામાં પ્રગતિશીલ પગલું ભર્યું છે અને ત્રિવેન્દ્રમમાં શિક્ષણ અને સંશોધન માટે એક આવું સ્ટેશન સ્થાપ્યું છે. એકલા યુરોપમાં જ ૭૫ આવાં સ્ટેશનો છે. નેપલ્સનું સ્ટેશન જગમશહૂર છે. ગણિત વિભાગમાં પ્રોફેસર પી. સી. મહાલાનોબીસ, ભૂગોળ વિભાગમાં શ્રી. જ્યોર્જ કુરિયન, જંતુવિજ્ઞાન વિભાગમાં શ્રી. ડી. મુખરજી, વૈદકીય સંશોધન વિભાગમાં ડૉ૰ સી. જી. પંડિત, માનવશાસ્ત્ર વિભાગમાં પ્રો૰ એમ. એચ. કૃષ્ણા, માનસશાસ્ત્ર

અને શિક્ષણ-કેળવણી વિભાગમાં ડૉ૦ ગોપેશ્વર પાલ; શરીરવિજ્ઞાન વિભાગમાં પ્રો૦ બી. ટી કૃષ્ણન્ અને ઇજનેરી વિભાગમાં ડૉ૦ એ. એચ. પંડયા—આ બધા પ્રમુખોએ પોતપોતાના વિભાગના પ્રમુખ તરીકેનું ભાષણ જુદા જુદા દિવસોએ આપ્યું હતું.

* * *

લેખો અને નિબંધો ઉપરાંત વિભાગોમાં સામાન્ય ચર્ચાઓ ગોઠવવામાં આવી હતી કેટલીક ચર્ચાઓ સંયુક્ત વિભાગોની હતી. આ બધી ચર્ચાઓની વીસ જેટલી સંખ્યા જાહેર થઇ હતી, પરંતુ કેટલીક ચર્ચાઓ સભ્યોની ગેરહાજરીને લીધે મુલતવી રાખવી પડી હતી યા તો ટુંકાવવામાં આવી હતી. એવી ફરિયાદ આ વખતે સાંભળવામાં આવી હતી કે વિજ્ઞાન પરિષદ એક સામાજિક મેળાવડો બનતો જાય છે; વૈજ્ઞાનિક તત્ત્વ ઓછું થવા લાગ્યું છે. આ વખતનાં જાહેર ભાષણોમાં પણ શ્રોતાઓની સંખ્યા ઓછી રહેતી. ભાષણોમાં એક સભ્યે કહેલું મને યાદ આવે છે કે "સર રામન અને ભાટનાગર એવા વક્તાઓની ગેરહાજરી સ્પષ્ટ દેખાઈ આવે છે."

રંજન કાર્યક્રમનો ઉલ્લેખ કર્યા વિના આ અવલોકન અપૂર્ણ રહેવાનું. વડોદરા કૉલેજના વિદ્યાર્થી અને વિદ્યાર્થિનીઓએ સંગીત–ગરબા–નાટ્યપ્રયોગો ઇત્યાદિ કાર્યક્રમ ગોઠવી ગુજરાતની રસિકતાનું હિંદી વૈજ્ઞાનિકોને ભાન કરાવ્યું છે. ફયાઝખાન, લક્ષ્મીબાઈ વગેરેનું સંગીત આલ્હાદક હતું. બર્નાર્ડ શૉનું *Fascinating Foundling* એકાંકી નાટક સરસ ભજવાયું હતું. પણ પાંચમી તારીખે ભજવેલો મરહૂમ રવીન્દ્રનાથ ટાગોરનો બંગાલી ઑપેરા રંજન કાર્યક્રમની પરાકાષ્ઠા રૂપ હતો.

આ ઑપેરા *The Genius of Valmiki* ટાગોરે વીસ વર્ષની વયે લખ્યો હતો, અને વિદ્વાન શ્રોતાવર્ગ સમક્ષ કલકત્તામાં ટાગોર કુટુંબના પૂર્વજોના ગૃહમાં પ્રથમ ભજવાયો હતો. રવીન્દ્રનાથે પોતે વાલ્મીકિનો ભાગ લીધો હતો. આખું ઑપેરા સંગીતમય, બંગાલી ભાષામાં ભજવાયું હતું. સરસ્વતીનું કાર્ય વડોદરાના નાયબ દીવાન મિ૦ મુખરજીની પુત્રી રીટા મુખરજીએ સુંદર રીતે બજાવ્યું હતું. આ ઑપેરાનું સુકાન મિસિસ મુખરજીના હાથમાં હતું. અને બધું કલામય વાતાવરણ ઊભું કરવામાં આવ્યું હતું. ડૉ. કૃષ્ણન્ એફ. આર. એસ.ના શબ્દો ટાંકીએ તો "ઑપેરા સંપૂર્ણ ફતેહ હતો. બંગાળ બહાર ઇતર પ્રાંતવાસીઓને આવા શુદ્ધ ઉચ્ચારવાળા બંગાલીમાં ગાતાં મેં વડોદરામાં સાંભળ્યાં." આ ઑપેરામાં ગુજરાતી વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. સર વિજયરાઘવાચારિયરે કહ્યું તેમ, "કૉલેજમાં ડૉ૦ નાયક માત્ર રસાયન શીખવતા નથી, પરંતુ કલાના સુંદર પાઠો પણ ભણાવે છે."

આ પરિષદ ગુજરાતમાં વિજ્ઞાનો પ્રત્યે વિશેષ અભિરુચિ પેદા કરે અને માનવકલ્યાણમાં ગુજરાત પોતાનો હિસ્સો આપે એમ ઇચ્છી આ અવલોકન પૂરું કરું છું.

●

# હિંદ વિજ્ઞાન પરિષદ

## ૨૯ મું અધિવેશન : વડોદરા

ડૉ. યશવંત ગુલાબભાઈ નાયક

પૂર્વમાં ચાલતી લડાઈના ભયે આ વર્ષે વડોદરામાં ભરાયેલી વિજ્ઞાન પરિષદમાં સભાસદોની હાજરીની સંખ્યા પ્રમાણમાં જુજ હતી. ગુજરાતમાં આ પરિષદ પ્રથમ વાર ભરાય છે, એટલે શરૂઆતમાં અમને ઘણો ખેદ થયો. દરેક વિભાગના સંશોધનના જે નિબંધો વાંચીને તેના ઉપર ચર્ચાઓ થતી તેમાં આ વખતે કંઈક નિરસતા લાગતી હતી. આમ છતાં, દરેક વિભાગીય પ્રમુખનાં ભાષણો અને શોધખોળની વસ્તુ તપાસતાં નિઃસંશય એમ કહી શકાય કે આ પરિષદ ઘણી સફળ થઈ છે. આ પરિષદ અંગેની મહત્ત્વની બે બાબતોનું પ્રથમ સૂચન કરી લઉં.

આવતે વર્ષે વિજ્ઞાનની પરિષદ લખનૌ ખાતે પંડિત જવાહરલાલ નહેરૂના પ્રમુખપદે મળશે. પંડિત નહેરૂની ચૂંટણી બે રીતે યુક્ત કહી શકાય : એક તો એ કે પંડિતજી વિજ્ઞાનના ગ્રેજ્યુએટ છે. એમણે બાયોલોજી (જીવ અને ઉદ્‌ભિજશાસ્ત્ર) નો અભ્યાસ કર્યો છે. બીજું એ કે, પંડિત નહેરૂ નેશનલ પ્લાનિંગ કમિટિના પ્રમુખ છે. એ કમિટિના પ્રમુખ તરીકે એમને અનેક ઔદ્યોગિક વિજ્ઞાનના મુદ્દાઓનો અભ્યાસ કરવો પડ્યો હશે. પંડિતજીની હાજરીથી વિજ્ઞાન પરિષદના કાર્યને અદ્‌ભુત વેગ મળશે એમાં તો શંકા જ નથી.

આ પરિષદની સફળતાનો મોટો યશ ડૉ. કુંવરજી નાયકને જાય છે. ડૉ. નાયક એક મોટા વૈજ્ઞાનિક છે એ ઉપરાંત એક ઘણા નિપુણ અને કાર્યદક્ષ વ્યવસ્થાપક પણ છે એ આ પરિષદ વખતે ઘણાનાં લક્ષમાં આવ્યું છે. એમણે ખડે પગે રાતદિન જે મહેનત કરી છે તેનાથી સભાસદોને અનેક જાતની રાહતો મળી શકી હતી અને તેમનો સમય જ્ઞાન મેળવવા ઉપરાંત અનેક જાતના સુખચેનના ઉપભોગ ઘણા આનંદમાં વ્યતિત થયો હતો. એલેમ્બિક કેમિકલ વર્ક્સ, ગ્રામઉદ્યોગ શાળા, કલાભવન, રાજમહેલ વગેરે સ્થળોની મુલાકાતો, ફૈયાઝખાન અને ઓમકારનાથજીનું સંગીત, નાટક પ્રયોગો અને અભિનયો, અને અનેક પાર્ટી અને જમણોના કાર્યક્રમોથી વિજ્ઞાન પરિષદનો મનોરંજન કાર્યક્રમ બહુ જ ફતેહમંદ કહી શકાય.

દરેક વિભાગના પ્રમુખનાં ભાષણોમાં આંતરદેશીય વિજ્ઞાનની પ્રગતિમાં મહત્ત્વનો ફાળો આપે એવી ચર્ચાઓ હતી. એ સિવાય દરેક વિભાગમાં જે શોધખોળના નિબંધો વંચાયા હતા તે પણ અનેક મૌલિક હોઈને હિંદમાં ચાલી રહેલી સંશોધન પ્રવૃત્તિનો ઠીક ખ્યાલ આપતા હતા.

હિંદ વિજ્ઞાન પરિષદની ૨૯મી બેઠક ખુલ્લી મૂકતાં શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ગાયકવાડે જણાવ્યું હતું કે બીજા પ્રાંતોની સરખામણીમાં ગુજરાતનો વિજ્ઞાનમાં અપેક્ષિત

ફાળો ઓછો છે. વડોદરામાં છેલ્લાં થોડાં વર્ષો થયાં વિજ્ઞાનના વિકાસને માટે જે અલ્પ પ્રયાસો કરવામાં આવે છે તેનો નિર્દેશ કરતાં તેમણે તેમનો વિજ્ઞાન પ્રત્યેનો અનુરાગ જાહેર કર્યો હતો. વિજ્ઞાન પરિષદ વડોદરામાં મળી તેથી તેમની વિજ્ઞાનમાં વિકાસ સાધવાની પ્રવૃત્તિમાં ખૂબ વેગ મળશે એવી શ્રદ્ધા તેમણે બતાવી હતી. વિજ્ઞાનની શોધખોળ દ્વારા માણસની સુખ, સંપત્તિ અને સ્વાસ્થ્યનાં સાધનો અનેક રીતે વિપુલ થયાં છે એ નિર્વિવાદ વાત છે. એ શોધખોળોમાં હિંદે પણ ખૂબ જ ફાળો આપ્યો છે અને સર સી. વી. રામન, પ્રો. મેઘનાદ સહા, સદ્‌ગત સર જગદીશ બોઝ, અને સ્વ. શ્રી. રામનાજુમ જેવા વૈજ્ઞાનિકોએ હિંદનું નામ અમર કર્યું છે એ બધાને માટે અત્યંત ગૌરવ લેવા જેવી બાબત છે.

વિજ્ઞાન પરિષદના પ્રમુખે "હિંદનું ઘડતર" (The Making of India) એ વિષય ઉપર એક મનનીય ભાષણ કર્યું. શ્રી. વાડિયા હિંદના ભૂસ્તર સંશોધન ખાતામાં નોકરીએ હતા, અને હાલમાં સિલોનની સરકાર તરફથી સિલોનના ભૂસ્તરના વડા તરીકે કામ કરે છે.

એમણે પોતાનાં ભાષણમાં જણાવ્યું કે હિંદ પુરાતન કાળમાં એશિયાનો એક ભાગ ન હતો. અસલ હિંદ અને બીજા દ્વીપકલ્પો દક્ષિણમાં આફ્રિકા અને ઓસ્ટ્રેલિયાને સાંધતા એક વિશાળ ભૂમિપટના અવશેષો છે. એ વિશાળ ભૂમિપટનો વચ્ચેનો ભાગ કાળક્રમે સમુદ્રને તળિયે જઈને બેઠો અને ઓસ્ટ્રેલિયા, આફ્રિકા હિંદ વગેરે છૂટાં પડી ગયાં. હિંદના ઘડતરમાં પુરાતન પ્રદેશ—સહ્યાદ્રિ પ્રદેશ—જે ડક્કન ટ્રેપને નામે ઓળખાય છે એ છે. એ પ્રદેશના તળમાં અનાદિ કાળથી લાવા રસનાં મોટાં પડો વિસ્તરેલાં છે. એ લાવા રસનાં પડોથી, દક્ષિણ હિંદ એક અચળ અને અપરિવર્તનશીલ પ્રદેશ થઈ પડ્યો છે. એક કાળે એ દક્ષિણ પ્રદેશની ઉત્તરે, હિમાલય, રાજપુતાના, ગંગાપ્રદેશ અને બંગાળ પ્રદેશોમાં ભૂમધ્ય સમુદ્ર સુધી વિસ્તરતા સમુદ્રનાં પાણીઓ ઊછળતાં હતાં. તિબેટ અને ચીન હિંદથી વિભક્ત હતાં. ભૂમિતળની નીચેના ભૌતિક ફેરફારોને લીધે ઉત્તર એશિયાનો ખંડ ધીમે ધીમે દક્ષિણ તરફ ખસવા લાગ્યા. આ ખસારાને દક્ષિણ હિંદના ટ્રેપ (ખડક)ના પ્રદેશે અટકાવી દીધો. આને પરિણામે, ઉત્તર એશિયા અને હિંદ વચ્ચેના સમુદ્રતળનો મોટો પ્રદેશ ખેંચાઈ વળીને ઊંચો થવા લાગ્યો. કાળક્રમે હિમાલય સહિત આખો એ ઉત્તર ભાગ સમુદ્રથી બહાર આવી હિંદના દક્ષિણ ભાગને એશિયાની સાથે જોડી દીધો. હિમાલય હજી યે ધીમે ઊંચો થતો જાય છે, કારણકે ઉત્તર એશિયાના વિશાળ ભૂમિતળનો ખસારો હજી બંધ થયો નથી. અંતમાં, તેમણે હિંદની ભૂમિપડની સપાટી ઉપર પવન, પાણી, આબોહવા અને ધરતીકંપથી કેવા ફેરફારો થઈ રહ્યા છે તે તરફ ધ્યાન દોર્યું હતું. શ્રી. વાડિયાનું આખું યે ભાષણ હિંદના ભૂમિપડના ઇતિહાસની એક સુંદર સમીક્ષા રૂપ હતું.

ખેતીવાડી વિભાગના પ્રમુખ, ડૉ. નાઝિર અહમદે (માટુંગાના કૉટન ટેક્નોલોજિકલ લેબોરેટરીના નિયામક) બનાવટી રેસા (artificial fibres) ઉપર વિવેચન કર્યું હતું. એમણે એમની પ્રયોગશાળામાં ચાલતા પ્રયોગો ઉપર ચર્ચા કરી બતાવ્યું કે કાપડને માટે વનસ્પતિમાંથી બનાવટી રેસાઓ ઘણા મોટા પાયા ઉપર બનાવી શકાશે એ તદ્દન શક્ય

# અનુક્રમણિકા

પુસ્તક ૩૩ મહા : ૧૯૯૮ અંક ૪






લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવા
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૦-૨-૪૨

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ મહા : ૧૯૯૮ અંક ૪

## ———સત્તાવનમે*

ઉમાશંકર જોષી

તમે જ વનમાં નથી. શિશુક ત્રીશ ને વીશના
અમે ય ભમતા અઘોર વન — શૂન્ય વેરાન-માં!
દિશા નવ સૂઝે, ન પંથ, નહિ કંટકોની મણા,
પડે ઉઝરડાયલા પગ ડગંત ભેભાનમાં.
—તહીં મનુજ હિંસ્ર વન્ય બની સામસામાં સજી,
સુતીક્ષ્ણ નખદંત તાંડવ રમે મહાનાશનાં,
અહીં ગભરુ યૂથ કોટિ હરિણોનું તંદ્રા ભજી
પડ્યું હિંણક ખાઈ કો પરમ સત્ત્વની આશમાં.—

તમે ય વનમાં? તમે પથિકવર્ય? હો તોય, શે
હવે પદતલો ય કે હૃદય હોય આળાં? હશે
દૃગો ધ્રુવરશ્મિસેર પર, ચિત્ત શાતાભર્યું.
તમે કુટિર પામશો, વન વટાવશો પાસમાં;
તમે ન વનમાં, અમે ભરઅરણ્ય ભૂલા સમા.
તમારી પગકેડીએ વિતરજો સુતેજસ્ નર્યું.



* કાર્તિક વદ દશમે શ્રી. કાકાસાહેબ કાલેલકરને ૫૭મું વરસ બેસતાં.

# કવિનું પહેલું નાટક—૧

પ્રો. અનંતરાય મ. રાવળ એમ. એ.

("...It is graceful and idealistic of course; but it is not heavy with learning. Airy, fine, elevated at times: passionate, volcanic, thundering, deep and prophetic every now and then, and always beautiful—such words come to me as I think of Indukumar."

[સ્વ. કાન્તના કવિશ્રી ન્હાનાલાલ પરના પત્રમાંથી])

ઈ. સ. ૧૯૦૯ માં છપાયેલા 'ઇન્દુકુમાર'નાં પહેલા અંકે આમ એકલા કાન્તને જ નહિ, અનેકોને તે વેળા અને ત્યાર પછી મુગ્ધ કરી કેટલાકોના તો પ્રિય પુસ્તકની પદવી પ્રાપ્ત કર્યાનું હવે આપણે જાણીએ છીએ.[1] ઘણાને એની કવિતાએ કામણ કર્યું હશે, કેટલાકોને એનો વાગ્વિભવ ગમ્યો હશે, કેટલાકોને એમાંની સ્વદેશસેવાની ભાવનાએ આકર્ષ્યા હશે અને ઘણાને, ખાસ કરીને જુવાન દિલોને, એમાં નિરૂપાયેલી ઉજ્જ્વળમનોહર લગ્નભાવનાએ મુગ્ધ

1. આનું સમર્થન કરશે નીચેના ઉતારા :—

(અ) "૧૯૦૯માં 'ઇન્દુકુમાર'નો પ્રથમ અંક છપાયો; અને ભાવનગરથી માંડીને—મણિશંકર ત્ય્હાં હતા; 'ઇન્દુકુમાર'ને volcanic કહેતા—મુંબઈ પર્યન્ત—મુંબઈમાં હતા પ્રો. ગજ્જર ને સાહિત્યપરિષદના પિતા રણજિતરામ: બન્ને યે 'ઇન્દુકુમાર'ના અનન્ય ભક્તો હતા.—ભાવનગરથી માંડીને મુંબઈ પર્યન્તનું વાતાવરણ હિલોળે ચ્હડ્યું હતું. ભાવનગરમાં ત્ય્હારે એક વીસપચ્ચીસ વર્ષની યુવતી હતી, ને મુંબઈમાં રહેતી. એણે વસંતસ્વપ્નાં સેવેલાં હતાં; પણ ફૂલ ઉપર હિમ પડે એમ એને હિમ પડ્યાં હતાં........એણે 'ઇન્દુકુમાર' વાંચ્યો, અને વાંચ્યો એવો જ ઝડપી લીધો. પછી ડોલનશૈલીમાં નાટક લખ્યું ને બીજે વર્ષમાં છપાવ્યું. મ્હારી ડોલનશૈલીને પ્રથમ અપનાવનારી એ મ્હારી સૌથી વ્હેલી આત્મપુત્રી સ્વર્ગસ્થ સૌ. સુમતિ."

(મુંબઈમાં સં. ૧૯૮૧ની વસંતપૂર્ણિમાને દિને 'સ્વપ્નસ્વામી અથવા વસંતનો ટહેલિયો' નામે કવિશ્રી ન્હાનાલાલે કરેલું ભાષણ, પૃ. ૧૯.)

(આ) "....બી. એ. પાસ થયો ને તરત 'ઇન્દુકુમાર' ભા. ૧લો વાંચવા મળ્યો. કવિએ પોતે મારા પિતાને તે ભેટ આપેલો. ઘણાં વરસ સુધી એ મારું પ્રિય પુસ્તક રહ્યું છે. મેં એને અનેકવાર વાંચ્યું છે. એ અનેકવાર વાંચેલી મારી નકલ કોઈ લઈ ગયું છે તેનો ખેદ હજી મટતો નથી. તે પછી ન્હાનાલાલનાં બીજાં ઘણાં વાંચ્યાં. તેમનાં કેટલાંક ઊર્મિ કાવ્યો—જેવું કે શરદપૂર્ણિમા—ઘણાં જ ગમે છે. પણ 'ઇન્દુકુમાર' ભા. ૧લા જેવું તેમનું કોઈ બીજું પુસ્તક મને પ્રિય થયું નથી."

(રામનારાયણ વિ. પાઠક : 'મારું પ્રિય પુસ્તક,' રેખા, વર્ષ ૧ લું, અંક ૨.)

(ઇ) "મ્હારા મિત્ર મંજુલાલ જમનારામ દવે-પ્રણયી-કવિ ન્હાનાલાલના 'ઇન્દુકુમાર'નો સંદેશો લાવ્યા....'ઇન્દુકુમાર' વાંચીને મેં પણ અજબ ઊર્મિઓ અને કલ્પનાઓ અનુભવી. 'ઇન્દુકુમાર'માંથી આખી ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિનો હું પૂજક બની ગયો."

(રમણલાલ વ. દેસાઈ : 'મારું પ્રિય પુસ્તક', રેખા, વર્ષ ૧, અંક ૪.)

કરેલ હશે. ગદ્યમાં નહિ પણ ગદ્યથી સહેજ ચઢિયાતી અને ગદ્યપદ્યના સીમાડા ભૂંસવા મથતી ભાર ને છટાવાળી ડોલનશૈલીમાં લખાયેલા એ નાટકનું ગુજરાતને તે વખતે તો પહેલી વાર જોવા મળતું બાહ્યાભ્યંતર સ્વરૂપ પણ તેની નવીનતાને લીધે સૌ સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચે તેવું હતું. કવિએ એની પછી તો કંઈક ઉપરાંત નાટકો લખ્યાં છે, પણ તેમણે સ્વીકારેલા ને પ્રસારવા ઈચ્છેલા નાટ્યસ્વરૂપનો પ્રથમપહેલો ઢાળો જે એમાં બંધાયો—કહો કે કવિથી બંધાઈ ગયો—તે જ એ બધાં અનુગામી નાટકોનો પણ રહ્યો છે. એ દૃષ્ટિએ જોતાં, 'ઈન્દુકુમાર'નો પહેલો અંક ભલે સમગ્ર નાટક નથી પણ તેનો એક અંક જ છે તેમ છતાં, કવિનાં બધાં નાટકોનું નાટ્યસ્વરૂપ તેમાં એટલા ભાગ પૂરતું જે આદ્ય આકાર પામ્યું છે તે કારણે તેને સુખેથી કવિનું પહેલું નાટક કહી શકાશે. કવિનું આ પ્રથમ નાટક જેટલું વખણાયું છે તેટલું વિવેચાયું નથી એ આપણા વિવેચનસાહિત્યનું દારિદ્ર્ય સૂચવે છે. આપણા વિવેચન-સાહિત્યના એ દારિદ્ર્યને ફીટાડવા સારુ નહિ—એને ફીટાડનાર હું તે કોણ?—પણ એ કૃતિના વાચન અને અધ્યાપનથી મને મળેલા આનંદમાં અન્ય વાંચનારાઓને સહભાગી કરવાની, *અથવા બીજા શબ્દોમાં, એક સહૃદય અન્ય સહૃદયોને પોતાના ચિત્ત પર પડેલી* પુસ્તકની છાપની વાત કહે તે રીતે એને વિશે કહેવાની હૃદયમાં સ્ફુરેલી, પણ સ્ફુરીને પછી અક્રિય રહેલી, વૃત્તિને 'પ્રસ્થાન'ના સંચાલકની આગ્રહભરી માગણી બહાર ખેંચી લાવી, તેને પરિણામે આ લેખ લખાય છે.

'ઈન્દુકુમાર' અંક ૧લો નાટક છે, પણ એ એક એવા સાહિત્યકારનું નાટક છે જે તત્ત્વતઃ કવિ છે અને જે, જે કંઈ લખે તેમાં ને ત્યારે ભાવનાવિહારી કવિ જ રહે છે. એવા ભાવનાવિહારી કવિએ સર્જવા ધારેલા એક વિશિષ્ટ પ્રકારનું એ નાટક છે એ ભાન એનો અભ્યાસ કરતાં ઘડીભાર પણ વેગળું કરવું ઘટતું નથી. નહિતર, કવિની અન્ય નાટ્ય-કૃતિઓ વિશે બોલતી-લખતી વેળા વાસ્તવદર્શી દૃશ્ય નાટક પાસે રખાતી અપેક્ષાઓ તેમની પાસેથી રાખી દૃશ્ય નાટકને કાટલે તેમને જોખવાનું કરતાં કેટલાકોથી અજાણતાં થઈ ગયો છે, તેવો અન્યાય કવિને થઈ જવા પૂરતો સંભવ છે. લેખકના આશયને બરાબર સમજી લઈ, એ આશયને કેટલે અંશે પોતાની કૃતિમાં એ સિદ્ધ કરી શક્યો વા નહિ અને તે શાં શાં કારણે, એ તપાસવામાં જ ખરો સહૃદયધર્મ રહેલો છે.[2] આખ્યાનકાર પ્રેમાનંદને નરસિંહમીરાંનાં પદોને ધોરણે તમે મૂલવી શકો નહિ, તેમ દયારામની ગરબીઓને કે નરસિંહ ને મીરાંનાં

---

૨ આ સુધીને ગટેના નીચેના અભિપ્રાયનો આધાર છેઃ—

".There is a destructive and a creative or constructive criticism; the first measures and tests literature according to mechanical standards: the second answers the fundamental question, 'What has the writer proposed to himself to do, and how far has he succeeded in carrying out his plan?"

કાર્લાઈલનું નીચેનું વક્તવ્ય આ જર્મન કવિ-ફિલસૂફના મતનો ભાષ્યવિસ્તાર જ છેઃ—

"The critic's first and foremost duty is to make plain to himself what the poet's aim really and truly was, how the task he had to do stood before his eyes, and how far with such materials as were afforded him he has fulfilled it."

પહોતે પ્રેમાનંદી આખ્યાનને માપે માપી શકો નહિ. આ વિચારસરણિએ ચાલતાં, કવિએ પોતાની નાટ્યરચનાના સ્વરૂપ વિશે 'ઇન્દુકુમાર'ના પહેલા અંકની પ્રસ્તાવનામાં જે કહ્યું છે તે ખાસ લક્ષમાં લેવું પડશે. તેઓ કહે છે :

"નાટકો યે જુદી જુદી જાતનાં છે, ને આ નાટકને પણ અનેક દૃષ્ટિબિન્દુથી લેઈ શકાય. એક દૃષ્ટિબિન્દુથી નિરખતાં આ ભાવપ્રધાન નાટક—Lyrical Drama—છે. ભાવપ્રધાન કાવ્યો–Lyrics–ટૂંકાં જ હોય એવું નથી. મેઘદૂત, ગીતગોવિંદ અને શ્રીમદ્ ભાગવત એ આપણાં મનોરમ ને વિશાલ ભાવપ્રધાન કાવ્યો છે. ઈંગ્લેન્ડનું લાંબામાં લાંબું ભાવપ્રધાન કાવ્ય કવિ શેલીનું સુવિખ્યાત નાટક 'પ્રોમિથિયસ અનબાઉન્ડ'—*Prometheus Unbound*—નામનું છે. યુરોપનું સુવિખ્યાત ભાવપ્રધાન નાટક ગોઈથેનું 'ફાઉસ્ટ'—*Faust*—છે. ભરતનાટ્યશાસ્ત્રમાંના ભેદ વિચારતાં આ દશ્ય નહીં પણ શ્રાવ્ય નાટક છે. વળી યુરોપીય રસશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકતાં આ કાવ્ય ગ્રીસની Classical કહેવાતી પદ્ધતિનું નથી, પણ Romantic પદ્ધતિનું છે. જગતના અસંખ્યપ્રવેશી મ્હોટા નાટકમાંના આન્તર નાટક જેવું આ એક ઈન્દ્રજાળનો વસ્તુતા છે જ. 'નાટક' શબ્દથી 'કાલિદાસ–શેક્સપિયર શૈલીનું દશ્ય નાટક' એવો અર્થ સામાન્યતા સમજાય છે. આ નાટક ગોઈથેની ને શેલીની શૈલીને મળતું છે, શેક્સપિયરશૈલીનું નથી."

(પોતાના 'ઇન્દુકુમાર'ને અગ્રેજી ભાષામાં શેલી ને ગટેની શૈલીના ભાવપ્રધાન રોમાન્ટિક શ્રાવ્ય નાટક તરીકે ઓળખાવતાં કવિ એની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓને અણકહી રાખીને કથી નાખે છે. કવિ શેલી ને ગટેની પાસે પોતાનો પાટલો નાખે છે — એમની પ્રકૃતિ, પ્રતિભા ને કાવ્યદૃષ્ટિ એ બે કવિઓના જ પ્રકારની છે: એથી જ શેક્સપીયર તરફ એ બહુ આકર્ષાયા નથી ને બર્નાર્ડ શૉ તો એમને મુદ્દલ ગમ્યો નથી: વાસ્તવનું જ ચિત્રણ ભાવનાપ્રધાન માનસને બહુ રુચતું આવે નહિ—અને પોતાના નાટકના સ્વરૂપપરિચય માટે *Prometheus Unbound* અને *Faust* ના નમૂના આગળ ધરે છે તે હકીકત બહુ સૂચક છે. આગલી કૃતિ નાટકદેહી Lyrical કવિતા જ છે અને કવિની પ્રતિભા પણ શેલીનીની માફક Lyricની છે એ પ્રસિદ્ધ બિના છે. બીજી કૃતિમાં, સૌષ્ઠવયુક્ત કલાવિધાનની ને વિસ્તારની પરવા વિના ગટેના કવિસ્વરૂપે અને ફિલસૂફસ્વરૂપે કરેલી જીવનસમીક્ષા અને યુગમીમાંસા છે, જેને પરિણામે એ કેટલેક અંશે Epic-Drama બની જાય છે. કવિ ન્હાનાલાલ પણ ભવ્યતાના ઉપાસક છે, epic-scaleના શોખીન છે અને એને પહોંચવાની શક્તિ પણ ધરાવે છે. એ સાથે જીવનસમીક્ષા ને યુગમીમાંસા પણ એમની પ્યારી પ્રવૃત્તિ છે જે એમની કેટલી યે કૃતિઓની અંદર કોઈ ને કોઈ રીતે આવતી દેખાય છે.) આમ હોવાથી, સામાન્ય પ્રેક્ષકસમુદાય સમગ્ર રંગભૂમિ પર નટમંડળી વડે ભજવી બતાવવી ફાવે એવી રચના તે નાટક એવી વ્યાખ્યાને સંતોષતાં નાટકો કરતાં કવિનાં આ અને અન્ય નાટકોની માંડણી હમેશાં ઘણી ઊંચી રહે છે. આ સામાન્ય ખ્યાલ સાથે કવિનાં 'ઇન્દુકુમાર' અને ત્યારપછી પ્રગટ થયેલાં નાટકોના અભ્યાસને આધારે કવિના નાટ્યપ્રકારનાં મુખ્ય લક્ષણો તપાસવા જેવાં છે.

સૌથી આગળ તરી આવતું લક્ષણ તો એ કે કવિનાં નાટકો બધાં ભાવનાપ્રધાન હોય છે. નાટકમાં રજૂ કરવાની કે વણવાની કેન્દ્રવર્તી ભાવના જ નાટક લખતી વેળા કવિને મન સૌથી મહત્ત્વની ધ્યાનપાત્ર વસ્તુ હોય છે. એ ભાવના ને વિચાર પણ કોઈ

કવિ પાસેથી આવે એવાં હોય છે: કોઈ સમાજશાસ્ત્રી કે તર્કવીર વિચારકનાં નહિ. બેકારી, નોકરી કે રોટીના પ્રશ્નોને બદલે જીવન અને જગતને સ્પર્શતા ઊંડા ને વ્યાપક પ્રશ્નો જ કવિ ઉપાડે છે ને પોતાની રીતે નાટકોમાં ચર્ચી પોતાનો કવિસંદેશ જનતાને આપે છે. આવી ભાવના પ્રથમથી વિષય તરીકે નક્કી કરી કવિ તેના પર નાટક લખતા હોય એમ પણ ઘણાને લાગવા સંભવ છે. પરિણામે વસ્તુ, પાત્રાલેખન, સંવાદ આદિ નાટકનાં અંગોને, કવિને હાથે સાધ્યરૂપ બની જતી આવી ભાવનાનાં સાધન જ બનવું પડે છે. આથી, નાટકમાં વસ્તુ નહિ પણ માલાસૂત્ર જેવી ભાવના જ મુખ્ય, વસ્તુ તે ભાવનાને જ વ્યક્ત કરવા પૂરતું, વસ્તુવિકાસ તે નાટકમાંના સંવાદ કે પ્રસંગો દ્વારા એ ભાવનાનો જ તેના સ્થાપન કે સિદ્ધિ તરફ દોરી જતો વિકાસ, નાટ્યોચિત આંતર્બાહ્ય સંઘર્ષણ ને છેલ્લે પરાકાષ્ઠા તે પણ ભાવનાનાં જ, પાત્રો તે એ ભાવનાને મિત્રભાવે યા શત્રુભાવે ઉચ્ચારતાં ને આચરતાં તેનાં પ્રતિનિધિ કે વિરોધી માનવીઓ અને સંવાદકવિતાદિ તે ભાવનાના ઉચ્ચારણ–પ્રતિપાદનનાં સાધન, એવી કવિના ચિત્તમાંની કોઈ અંતર્ગૂઢ વ્યવસ્થા એમનાં નાટકોમાં કામ કરતી હોવાનું સહેજે કલ્પી શકાય છે. આથી બન્યું છે એવું કે કવિનાં બધાં જ નાટકોનું વસ્તુ તેમાંની ભાવના કે કવિસંદેશ બતાવનારા એકબે શબ્દોમાં તમે સહેલાઈથી સમજાવી શકો.

ઉદ્દિષ્ટ વક્તવ્ય પર બધી નજર રહેવાને કારણે નાટકના વસ્તુ પ્રત્યે કવિ બહુ ઝાઝું લક્ષ આપતા નથી; આપી શકતા નહિ હોય અથવા પોતાનો ઉદ્દેશ સારે એવડું પ્રસંગાદિનું માળખું તૈયાર કરી એટલાથી સંતોષ માની લેતા હશે. માનવી ક્રિયાઓ અને પ્રસંગોને બદલે તેના પ્રેરક હેતુઓ અને માનવી આંતર ભાવોનું દર્શન અને નિરૂપણ કવિને વધુ ફાવતું હોઈ, એક પ્રસંગ પછી બીજો તરત આવ્યો જ છે એવી દોડતી પ્રસંગબહુલતા તેમનાં નાટકોમાં બહુ જોવા મળતી નથી અને વસ્તુના જીવાતુભૂત અંશ રૂપ જે થોડાઘણા પ્રસંગો તેમણે લીધા હોય છે તેની ગૂંથણી ઘટ્ટ વણાટવાળી હોતી નથી. આનો અર્થ એમ નહિ કે તેમનાં નાટકો વસ્તુશૂન્ય હોય છે, ભલે પાંખું અને અગરબત્તીની આછીપાતળી તથા આડી અવળી લહેરાતી ધૂમ્રસેર જેવું પણ વસ્તુ તેમનાં બધાં નાટકોમાં હોય તો છે જ. પણ એમાંની કેટલીક વિગતો જેટલી કવિના મનમાં સ્પષ્ટ હોય છે તેટલી વાચકોને કેટલીક વાર ગમ્ય કે સ્પષ્ટ બની શકતી નથી હોતી. એમાં વાચકની ઊંડું જોઈ ન શકતી દૃષ્ટિનો કે બધું સમજવા મથવાની ધીરજ કે સહૃદય વૃત્તિના અભાવનો જ એકલો દોષ નહિ કાઢી શકાય; કવિપક્ષે પણ, મૂર્તને વર્ણવતાં વર્ણન અમૂર્તનું બની જાય એવી એમની પ્રકૃતિદત્ત લખાવટ, બનાવો ને વિગતોની કડીએ કડી સાંધવાની ને સમજાવવાની બેપરવાઈ, અને માત્ર સૂચન કરીને બીજું ઘણું પડતું મૂકી વાચકોને પોતાની મેળે સમજી લેવા સારુ બાકી રાખવાની પાછળ કામ કરતો તેમનો લાક્ષણિક ધ્વનિશોખ, એ ત્રણ બાબતો પણ એને માટે કેટલેક અંશે જવાબદાર ગણાશે. કાર્ય (action) પણ આ નાટકોમાં ઝાઝું ને ઝડપી કે એકધારી સતતતાથી ગતિવાળું નથી હોતું પણ પાત્રદ્યોતક ને બહુ તો પ્રતિપાદ્યભાવના-દ્યોતક સંવાદની ઝાડી વચ્ચે અટવાતું ચાલે છે. આથી જે કંઈ વસ્તુવિકાસ નાટકોમાં સધાય છે તે સૂક્ષ્મદર્શી નજરે જ જોવો શક્ય બને છે. વસ્તુની સંકલનામાં 'જયા જયન્ત'માં,

એને રંગભૂમિયોગ્ય બનાવવાનો આશય હોવાથી, જરા વધુ (જોકે તે પણ કવિ આપી શકે તેટલું જ,) ધ્યાન અપાયું લાગે છે. જહાંગીર અને અકબર પરનાં ઐતિહાસિક નાટકોમાં એમના જીવનના મહત્ત્વના પ્રસંગો એક પછી એક પ્રવેશમાં નિરૂપાતા જાય એવી યોજના થઈ છે, અને 'વિશ્વગીતા'માં વસ્તુની એકતાને વેગળે મૂકી સ્વયંપર્યાપ્ત ને નિરાળા પ્રસંગવાળા પ્રવેશોને એક ભાવના દોરમાં પરોવીને ભાવએકતાને વસ્તુની એકતાને સ્થાને બેસાડવાનો પ્રગલ્ભ સંકલનાપ્રયોગ થયો છે. આ ચાર સિવાયનાં કવિનાં બીજાં નાટકોમાં 'પ્રેમકુંજ', 'પુષ્પકથા' જેવામાં આછું ને 'ઇન્દુકુમાર', 'ગોપિકા', 'રાજર્ષિ ભરત' જેવામાં તેથી જરાક વધુ એમ વસ્તુનું પ્રમાણ ક્યાંક વધુઓછું હોય છે પણ તેની સંકલના અને આંતરપ્રવાહ પ્રકારદૃષ્ટિએ એક સરખાં છે. આ ઉપરાંત (વસ્તુનાં આરંભ ને જમાવટ, કાર્યત્વરા, આંતરબાહ્ય સંઘર્ષણ, નાટ્યોચિત તંગદિલી સર્જતી પરિસ્થિતિ (dramatic tension), અને અંતિમ પરાકાષ્ઠા જેવાં તત્ત્વો અહીં સાવ નથી હોતાં એમ નહિ પણ તે ભાવપ્રધાન કાવ્યનાટકનાં બરનાં, રંગભૂમિનાં દૃશ્ય નાટકોના બરનાં નહિ.)

આ નાટકોમાંનાં પાત્રો પણ આપણી ચોમેર જોવામાં આવે તેવાં સ્વાભાવિક માનવીઓ કરતાં ભાવનાનાં પ્રતિરૂપો વિશેષ બની જાય છે. એમનાં પોશાક, ભાષા, વર્તન, વૈયક્તિક ખાસિયતો ઇત્યાદિની વિગતો, જે અત્યારના નાટકકારો પાનાં ભરીને આપતા હોય છે તે, કવિ આપવાના જ નહિ. વળી પાત્રો ભાવનાને જ ખાતર યોજાતાં હોય છે. નૃત્યદાસી ને વામાચાર્ય દેહવાસના, વિલાસ અને સ્વૈરાચારનાં પૂતળાં જેવાં ચીતરાય તો, જયા અને જયન્ત ઇંદ્રિયનિગ્રહ અને આત્મલગ્નની ભાવનાનાં માનવી પ્રતીક જેવાં બની જાય એ પ્રકારની પરિસ્થિતિ કવિનાં ઘણાં નાટકોમાં 'જયા અને જયન્ત'ની માફક બતાવી શકાય તેમ હોય છે. આને પરિણામે પાત્રો ઘણી વાર સાવ ઊજળાં, તો ક્યારેક પૂરાં કાળાં બની અમુક વર્ગ કે ખાનામાં વહેંચાઈ જાય તેવાં બની જાય છે અને એકમેકની વ્યક્તિતા એટલે અંશે બીજા કરતાં નિરાળી હોય છે તોપણ પ્રધાનતઃ એ (જાતિ કે પ્રકાર (type)ના નમૂના બની જાય છે ને વ્યક્તિના (individual) નમૂના રહેતાં નથી. એટલે અંશે વાસ્તવિકતાનો પ્રતીતિકર અંશ એનામાં ઓછો હોય છે; અને ઘણી વાર તો એમ પણ લાગી આવે કે કવિ પોતે જ એકના બહુ થઈ પાત્રોરૂપે વહેંચાઈ ગયા છે. વળી એમનો દેહ એવો ભાવના-કવિતાઘડ્યો ને કેટલીક વાર કલ્પનારંગ્યો હોય છે કે એમને અપાર્થિવ કવિસૃષ્ટિનાં જ નિવાસીઓ માનવાં પડે. પાંખડી કે જયા, ઇન્દુકુમાર કે જયન્ત રંગ ને રેખાનાં ચિત્રમાં રજૂ થાય તો ગમે તેવો કુશળ એનો ચિત્રકાર હશે તો પણ નાટકો વાંચીને આપણા મનમાં ઊભી થએલી એ પાત્રોની કલ્પનાને એ સંતોષ આપી શકે જ નહિ એવાં ભાવનારંગી એ હોય છે. એ પાત્રોનાંય મંથન (દા. ત. કાન્તિકુમારીનું 'ઇન્દુકુમાર'માં) અને વિકાસ નાટકમાં દર્શાવાય તો છે. પ્રથમ અંકના આરંભનો ઇન્દુકુમાર વિકસીને ત્રીજા અંકને છેડે ઇન્દુદેવ બને છે, અને જયા અને જયન્તનો ય વિકાસ, જેમાં પોતાના જેવાં વીતકો અનેક સીતામાતાઓને રાવણોને હાથે વેઠવાં પડતાં હોય છે એવા જગતનો જયાને અનુભવ કરાવીને અને જયન્તને વચગાળામાં તપશ્ચર્યાથી હિમાના દૈત્યોને જીતવાનો અનુભવ આપીને, કવિએ નિરૂપી બતાવ્યો છે. નૃત્યદાસી[૩], વિલાસ[૪], અને

[૩] 'જયા અને જયન્ત'; [૪] 'ઇન્દુકુમાર' અંક ૩.

'પુષ્પકંધા'ના નાયક જેવાં પાપથી ખરડાયેલાં પાત્રોનું અન્તમાં તેમનો ઉદ્ધાર અને ઊર્ધ્વારોહણ બતાવીને આમૂલાગ્ર પરિવર્તન થતું કવિ દર્શાવે છે તેમાં પણ આવો પાત્રવિકાસ દેખાય છે. પણ એમાં યે માનસશાસ્ત્રીય ઝીણવટથી એનાં સ્વાભાવિક પગથિયાંનો વચલો અથવા ક્રમ નિરૂપવાની બહુ કાળજીભરેલી કોશિષ કવિને હાથે થવાની નહિ. એ જાણે કે એમના પ્રયોજનક્ષેત્રમાં આવતું જ નથી.

એ પાત્રો જે કવિસૃષ્ટિનાં છે તે સૃષ્ટિનું વાતાવરણ પણ એવું જ કવિતારંગ્યું અને અદ્ભુતરસિક હોય છે.) કવિ જેવા પૂરેપૂરા રોમેન્ટિક પ્રકૃતિના કલ્પકની નિર્મિતિ એવી બન્યા સિવાય રહે જ નહિ. (કવિની સૌંદર્યદૃષ્ટિ અને પ્રકૃતિપ્રેમ પણ એમાં કામ કરે છે. પાત્ર બનેલાં માનવીઓની લીલા સરોવર, વનઘટા, આમ્રકુંજ, ગિરિશિખરો ને સાગર જેવાં પ્રકૃતિનાં રમ્ય ને ભવ્ય દૃશ્યોની પશ્ચાદ્ભૂની ઓથે ખેલાતી બતાવવાનું કવિને બહુ ગમે છે એ 'ઇન્દુકુમાર,' 'જયાજયન્ત,' 'ગોપિકા,' 'પુષ્પકન્યા,' જેવાં નાટકોમાં રજૂ થયેલી એવી વાતાવરણભૂત પશ્ચાદ્ભૂ જોવાથી સમજાય છે. નાટકનાં સ્થળકાળ પણ વાસ્તવદર્શી વિગતોથી વિસ્તારી રીતે કહી બતાવવાની અત્યારનાં—ઘણાં નાટકોમાં—જે પ્રથા હોય છે તેને બદલે અસ્પષ્ટતા જે મનોહરતા આપે તેવી મોહક અસ્પષ્ટતાથી તે વિંટાયેલ રહે છે. તે પણ કવિની 'રોમેન્ટિક' વૃત્તિનું એક સહજ પરિણામ. એમનાં પ્રેમોદિયું,[5] રાજોદિયું[6] અને અમૃતપુર[7] આથી વાસ્તવ સૃષ્ટિ પરનાં ગુજરાત કે કાઠિયાવાડનાં ગામડાં હોવાનો ખ્યાલ જન્માવવાને બદલે કવિનાં સુંદર કલ્પનાગ્રામો (Utopias) બની જાય છે. ત્યાંનાં લોકો, તેમની ભાષા, વ્યવહાર, ભાવનાઓ આદિ એ જ છાપને મજબૂત કરે એવાં હોય છે.) કાળમાં, મુગલ જમાનાનાં અને નાટકો, 'સંઘમિત્રા', 'રાજર્ષિ ભરત,' અને 'વિશ્વગીતા' જેવામાં ઐતિહાસિક ને પૌરાણિક સમય એમાંનાં પાત્રો ને પ્રસંગોને લીધે કવિને સ્પષ્ટ રીતે બતાવવો ને જાળવવો પડ્યો છે, પણ બાકીનાં નાટકોમાં 'જયા અને જયન્ત' (જેનો સમય 'દ્વાપર અને કલિની સંધ્યા' નો નિર્દિષ્ટ કરાયો છે: જેથી તો પવનપાવડીએ ઊડતા દેવર્ષિ ને અપ્સરાઓ જેવાં પાત્રો અને જયાને ચાપમાં ભરાવી જયન્તનું કૂદવું, મંદિરનો ઘુમ્મટ ફોડી જયાનું બહાર નીકળવું, આકાશવાણી ને ત્રિકાળદર્શન જેવા અદ્ભુત બનાવોને તેમાં સ્થાન મળ્યું છે) સિવાય બીજાંના ચોક્કસ સમયનિર્દેશને અભાવે, વાંચનારે તેમાંની આંતરિક સામગ્રી પરથી તેના કાળ વિશે પોતાપૂરતા અમુક નિર્ણય પર આવવું પડે એવી સ્થિતિ હોય છે. સમગ્ર રીતે જોતાં એ નાટકો વાંચતા હોઈએ તેટલો વખત આપણી રોજની દુનિયાને સાવ ભૂલાવી દઈ કવિનિર્મિત સૃષ્ટિમાં આપણને ઉપાડી જઈ ત્યાંના વાસી ને સહૃદય પ્રેક્ષક આપણને બનાવી દે એટલું કલ્પનાબળ તો કવિનાં નાટકોના વાતાવરણના સર્જનમાં અવશ્ય પ્રવર્તતું હોય છે. (કવિની ભારતીનો ખરો વિજય તો 'વિશ્વગીતા'ના ત્રીજા અંકના છેલ્લા બે જેવા પ્રવેશોમાં છે. લોકોત્તર કલ્પનાને બળે એવી રસપૂર્ણ, ઉન્નત ને સાત્ત્વિક ધર્માંબર ભાવસૃષ્ટિનું દર્શન (Vision) કવિ ત્યાં ખડું કરે છે કે સમભાવી વાચકો અણુભાવ અનુભવતા મુગ્ધભાવે એક કોર ઊભા રહી એની ઝાંખી કરી એટલા સમય પૂરતો તો વિગલિતવેદ્યાન્તર આનંદનો સાક્ષાત્કાર કરે છે.)

---

(૫) 'પ્રેમકુંજ'માં. (૬) 'ગોપિકા'માં. (૭) 'ઇન્દુકુમાર'માં.

બહાર પણ માનભર્યું સ્થાન પામી શકે એવાં બને છે તે) નાટકના સંદર્ભથી સ્વતંત્ર એવા (એમાંના ધ્વનિસ્ફુરણ અને સર્વકાલીનતા (universality)નાં તત્ત્વોને લીધે.) કવિને હાથે થતી (ગીતોની ગોઠવણી પણ ધ્યાન ખેંચે તેવી હોય છે. ગીતોને બધી વેળા કવિ એક સ્થળે આખાં જ નથી છાપી દેતા, પણ પ્રથમ ગાનારને અદૃશ્ય રાખી તેના ગીતટહુકારને દૂર દૂરથી તરતો આવતો વર્ણવી, એ સંગીતમય પાર્શ્વભૂમિકામાં અન્ય પાત્રોના સંવાદ મૂકી, પછી એ ગીતધ્વનિને ને કોઈ વાર તેના ગાનારને પાસે લાવી, પાત્રોના ચાલુ સંવાદને વચ્ચે વચ્ચે તેનાથી આંતરી, વર્ણ્ય પ્રવેશના ઉદ્દિષ્ટ ભાવને કે વાતાવરણને એ ગીતો વડે કવિ જમાવે કે પુષ્ટ કરે છે. એમનાં ઘણાં નાટકમાંથી આનાં કેટલાંય ઉદાહરણો આપી શકાય તેમ છે પણ વિસ્તારભયે તેમ કરવું અત્ર પોસાય તેમ નથી. ઘણાં નાટકો તો ગીતથી શરૂ થાય છે અને ગીતની સુરાવલિને તરતી મૂકી સમાપ્ત થાય છે. અને વચમાંય ગીત વિનાના તો બહુ જ ઓછા પ્રવેશો આવે છેઃ જરા આગળ વધાયું કે ગીત આવ્યું જ છે! (આ ગીતો નાટકસમગ્રના વાતાવરણને ભરી દઈ) આખા નાટકની અંદર સંગીતમુખરિત પશ્ચાદ્ભૂમિ જાણે ઊભી કરી કવિનાં (નાટકોને ખરેખર Lyrical-સંગીતપ્રધાન-બનાવી દે છે) એ સૂક્ષ્મ પણ એનો અભ્યાસ કરવા માગનારથી જરાય વિસરાવો ઘટે નહિ.

(આ બધાં લક્ષણો કવિનાં નાટકોની વિશિષ્ટતાઓ ય ગણાય ને મર્યાદાઓ પણ ગણાય. પોતાના આવા નાટ્યપ્રકારને તેઓ શેલીની શેલીનું ભાવપ્રધાન નાટક એમ કહી ઓળખાવે છે ત્યાં 'ભાવપ્રધાન નાટક' Lyrical Dramaના ગુજરાતી પર્યાય તરીકે વાપરે છે. પણ ખરી રીતે કવિતાપ્રધાન નાટકજાતિના Poetic Drama અને Lyrical Drama એવા બે મુખ્ય પ્રકારો અંગ્રેજી સાહિત્યમાં ગણાય છે. પ્રથમ પ્રકારમાં, નાટકના વિષય અને સંવાદભાષા કાવ્યમય હોય એટલું જ, બાકી આખી કૃતિ સ્વરૂપે ને પ્રાણે તો નાટક જ રહે છે, એટલે કે નાટ્યલેખક પોતે તટસ્થ રહી પાત્રો ને તેમના આશયો ને કાર્યોને પરલક્ષી કળાથી રજૂ કરી શકે છે. બીજા પ્રકારમાં, એથી ઊલટું, નાટ્યલેખક એવી તટસ્થતા (objectivity) પ્રારંભમાં જાળવવા જાય છે પણ તરત જ એ આત્મલક્ષિતામાં સરી પડી પાત્રો અને તેમનાં આશયો, ભાષા ને કાર્યો મારફત પોતાને જ વ્યક્ત કરવા મંડી પડે છે. આ બન્ને પ્રકારમાં પાત્રો દ્વારા કવિ પોતાની લાગણી વહાવે ને વ્યક્ત કરે, એટલે લાંબાં સ્વગત ભાષણો (soliloquies) પણ સારા પ્રમાણમાં આવે. (આપણા કવિનાં નાટકોમાં પણ આવે છે જ.) શેલીનું *Prometheus Unbound* એ આ બીજા પ્રકારનું નાટક છે, કારણ તેમાં પાત્રો આખરે સૂરો (voices) બની જાય છે ને એ સૂરો શેલીના જ છેઃ શેલી જ તેમાં જગતમાં પોતે જે જોયું, કવિહૃદયથી અનુભવ્યું ને ઝંખ્યું છે તેને વાચા આપે છે. તેના બીજા નાટક 'સેન્સી'ને પહેલા એટલે Poetic Dramaના પ્રકારનું વિવેચકો ગણે છે. કવિશ્રી ન્હાનાલાલનાં નાટકો સમગ્ર દૃષ્ટિએ જોતાં તો કવિતાપ્રધાન નાટકજાતિનાં જ છે એમાં શક હવે છે જ નહિ, પણ એમાં આ બન્ને પ્રકારનું મિશ્રણ થએલું જોવાય છે. એમનાં 'પ્રેમકુંજ', 'ઇન્દુકુમાર' અં. ૧, ને 'પુણ્યકંથા' જેવાં નાટકોને તમે Lyrical અને 'જયા અને જયન્ત,' 'ગોપિકા,' 'જહાંગીર-નૂરજહાં,' 'રાજર્ષિ ભરત' જેવાંને Poetic નાટકોના વર્ગમાં મૂકવાનો, કરવો હોય તો, પ્રયત્ન કરી શકો. એમનાં નાટકોમાં આખું આખું તોય અમુક નિશ્ચિત વસ્તુ ને સ્પષ્ટ ધ્યેય હોય છે અને એમના વિશિષ્ટ પ્રકારની

પણ નાટકની જરૂરી સામગ્રી હોય છે એ દૃષ્ટિએ એ *Prometheus Unbound*ના કરતાં જરા જુદાં પડતાં ને Poetic Dramaના વર્ગમાં જતાં માલૂમ પડશે, તો બીજે પક્ષે નાટકોમાં એમનાં પાત્રોમાં કવિનો જ પ્રસન્ન આત્મા ગુંજતો ને પોતાનાં જ દર્શન, અનુભવ અને હૃદયરસમાં ભીંજેલી ભાવનાઓને વ્યક્ત કરતો જણાય છે. એટલે અંશે એમાં Lyrical Dramanું તત્ત્વ પણ હોય છે, અને એમ ઘણીવાર બનતું હોવાથી એ અંશ એમનાં નાટકોમાં વધુ પ્રમાણમાં છે એમ પણ કહેવાશે. આપણે તો 'ભાવપ્રધાન' એ શબ્દમાં કવિનાં નાટકોમાંના આ બંને પ્રકારના અંશોનો સમાવેશ માની લઈ, એ શબ્દથી જ કવિનાં નાટકોને ઓળખીશું તો સુગમ થશે.)

આ કવિતાપ્રધાન નાટ્યપ્રકાર, એક લેખક કહે છે તેમ, બહોળી જનતા સમક્ષ કવિતાને લઈ જવાનું એક સૌથી વધુ સફળ નીવડે એવું સાધન છે એ ખરું, પણ તેમાં બધું કામ કવિને જ કરવું પડવાનું, પ્રેક્ષકો કે શ્રોતાઓ કશી તસ્દી લેવાના નહિ. અને જેમ કવિને માટે તેમ એના અભ્યાસી કે વિવેચકને માટે પણ એ એવું જ ભારે કામ ઊભું કરે છે. વિવેચકે તેને કવિતા તરીકે અને નાટક તરીકે એમ બે રીતે જોવાનું હોય છે, અને તે બેઉ કાર્ય એક જ વખતે સફળતાથી પાર ઉતારે તેવી શક્તિ બધાની પાસે કંઈ ઓછી જ હોય છે? એટલે મોટો સંભવ તો એવો જ કે એને માત્ર નાટક તરીકે જોવાવિવેચવાની તૈયારી આદરી બેઠેલો અભ્યાસી એના કવિતાપાસાને ઉવેખશે, જ્યારે બીજા કેટલાક એની કવિતા પર જ દૃષ્ટિ એકાગ્ર કરી એના નાટ્યસ્વરૂપ પર બહુ ધ્યાન નહિ આપે, અને એમ સમગ્રદૃષ્ટિએ એનું સાચું તોલન થઈ શકવાનું નહિ.

(કવિતા લેખેની અંતર્ગત વિશિષ્ટતાઓ આવાં નાટકોને માટે રંગભૂમિ પર તેમની મર્યાદાઓ કેમ બની જાય છે એ જોવું અઘરું નથી. બાયરનના 'મેરિનો ફેલીરો' અને રૉબર્ટ બ્રાઉનિંગના 'સ્ટૅફર્ડ'ની માફક શેલીના 'પ્રોમિથિયસ અનબાઉન્ડ'નો ભાવ રંગભૂમિએ જેમ ઈંગ્લાંડમાં બહુ પૂછ્યો નથી, તેમ કવિનાં નાટકો પણ ગુજરાતી રંગભૂમિ પર આવી શક્યાં નથી. કવિએ પોતે જ પોતાના નાટ્યપ્રકારને શ્રાવ્ય તરીકે ઓળખાવ્યો છે તે બતાવે છે કે તેમને એ બાબતમાં કંઈ ભ્રમ કે અપેક્ષા મૂળથી જ હતી નહિ. તેમ જ શિષ્ટ નાટકો જોડેનો સંપર્ક ગુમાવી બેઠેલી અને પોતાની પુરાણી પ્રણાલિકામાં જ મસ્ત અને પરિણામે અપ્રગતિશીલ એવી ધંધાદારી ગુજરાતી રંગભૂમિએ તો નહિ જ, પણ ખેદની વાત છે કે બિનધંધાદારી અભિનયકલાશોખીનો ('એમેચ્યોર')ના વર્ગે પણ, આ વાંચવે અને કવિને કહે શ્રાવ્ય મનાતાં ભાવપ્રધાન નાટકોને દૃશ્ય અભિનયપ્રયોગથી કસી જોવાનું, ભલે સાહસ તો સાહસ, બેત્રણ છૂટક અપવાદો સિવાય કર્યું નથી. એટલે ખરું પૂછો તો કવિનાં નાટકોને એવી રંગભૂમિની ખરી ચકાસણી (trial) જ મળી નથી. યુરોપમાં તો ચીટ્સનાં તેમ જ જેનાં પાત્રો અને વાતાવરણ કલ્પનાપ્રધાન, રૂપકમય કે પ્રતીકાત્મક અને ભાવાત્મક છે તેવા મેટરલિંક જેવાનાં 'નીલ પંખી' (*The Blue Bird*) જેવાં નાટકો, અને જેમ્સ બેરીનાં 'પિટરપેન' જેવાં નાટકો સફળતાપૂર્વક ભજવાયાં છે. એટલું જ નહિ, જેની પ્રસ્તાવનામાં 'વસ્તુ પાત્રો ને આશયની સુગ્રથિત સંકલના કે વ્યવસ્થિત રૂપવિધાન અહીં નથી, ભાઈ! અહીં તો વિહંગમદૃષ્ટિએ જોવાતી ચિત્રસૃષ્ટિ છે,' એવું કંઈક કહી લેખકે જેને માત્ર

કલ્પના સમક્ષ ભજવવા ( mental performanceને ) માત્ર જાહેર કરેલું તે થૉમસ હાર્ડીના *Dynasts*ને ય ગ્રૅનિવલ બાર્કરે સફળતાપૂર્વક રંગભૂમિ પર દૃશ્ય કરી બતાવવાનું સાહસ કર્યું છે ! આપણે ત્યાં રવીન્દ્રનાથનાં ' ચિત્રાંગદા ' ને ' પૂજારિણી ' જેવાં ઘણાં નાટકો શાંતિનિકેતનમાં (અને અન્યત્ર) સુંદર રીતે ભજવાયાનું જાણીએ છીએ. આમ છે તો, સંસ્કારી કલાદૃષ્ટિને સૂક્ષ્મની બનાવીને, સંગીત નૃત્ય પોશાક પ્રકાશ આદિની યોગ્ય મદદ વડે ઊંચી રસભાવનાવાળા મર્યાદિત પ્રેક્ષક સમુદાય સમક્ષ કવિનાં નાટકોમાંથી યોગ્ય જણાય તેનાતેના પ્રયોગ જો તેમાંથી નિર્ણય બાંધવા જેટલી સંખ્યામાં થાય તો કવિનાં નાટકો શ્રાવ્ય જ છે કે દૃશ્ય થઈ શકે એવાં પણ છે, એની ખબર પડે. એવા પ્રયોગો કદાચ સફળ પણ નીવડે, કદાચ નિષ્ફળ પણ જાય. સફળ થાય તો તો કંઈ કહેવાનું રહેતું નથી અને નિષ્ફળ જ નીવડે તો પછી નિર્ણાયક રીતે એમ ઠરે કે ટાગોર ને યીટ્સનાં નાટકોમાં રંગભૂમિયોગ્ય અંતર્હિત તત્ત્વો છે, જ્યારે કવિનાં નાટકોમાં તે નથી.)

પણ નાટકની અભિનેયતા ( stageability ) પર આટલો બધો ભાર મૂકવો વાજબી છે ખરો ? કેટલીક વાર તો સૂત્રધારની આવડત, રંગભૂમિસજાવટ અને ભજવનાર નટવર્ગના અભિનયનો એમાં અધકઝેરો હિસ્સો હોય; એટલે એ તો એમના પર અવલંબતી વસ્તુ બની જાય છે. રંગભૂમિ પર ભજવી શકાય તે જ નાટક નામને પાત્ર કૃતિ[10] એવો અનેક નાટ્યવિવેચકોનો અભિપ્રાય છે એ ખરું, પણ સર્જન જેવા પ્રતિભા અને સૂક્ષ્મ મનોવ્યાપારના વિષયને કોઈ કાયમી બંધનો કે મર્યાદાઓ જકડી શકતાં નથી; કેટલીક એવી યે નાટ્યકૃતિઓ હોય જે એટલી નાજુક હોય કે રંગભૂમિનો સ્થૂળ સ્પર્શ એને પીમળાવી નાખે અને કેટલીક એવી વિશાળફલકી પણ હોય કે રંગભૂમિની સીમા એને સાંકડી પડે. એવી કૃતિઓને રંગભૂમિ પર લાવતાં કવિની કલ્પના ને ભાવનાનું વિકરણ[11] થવાનો સંભવ ઓછો ન ગણાય. પુસ્તકના વાચન પરથી પાત્રોની ને વાતાવરણની પ્રેક્ષકોએ બાંધેલી કલ્પનાને તેમને નાટ્યગૃહમાં ખંડિત થતી દેખાડવા કરતાં નાટકને માત્ર પુસ્તકમાં જ અને એ રીતે સમજાવી વાચકોના મગજમાં જ રાખવાનો માર્ગ, તો પછી, વધુ સારો નહિ ? અને વસ્તુતઃ એવી કૃતિઓ ક્યાં સાવ અણભજવાયેલી રહે છે ? સ્થૂળ રંગભૂમિ પર ભલે ન ભજવાય, પણ એના વાસ્તને રસાસ્વાદ વેળા કલ્પનાની રંગભૂમિ પર પોતાના માનશ્ચક્ષુથી એને ભજવાતી તો દરેક સહૃદય જુએ છે જ. અને દુનિયાની મોટી નાટ્ય-

૧૦ જાણીતા નાટ્યવિવેચક પ્રો. ઍલાર્ડાઇસ નિકોલ કહે છે :—

' A drama is never really a story told to an audience; it is a story interpreted before an audience by a body of actors.'

૧૧ વાંચો:

'Are not greatest emotions inexpressible, greatest pictures unpainted, greatest plays not only unproduced but also unwritten? What is most suggestive and elusive is either altogether lost or hopelessly vulgarised in a theatre. . . . .'

( Barrett H. Clark )

કૃતિઓમાંની ઘણીખરી તો, એક નાટ્યવિવેચક કહે છે તેમ, આવા 'માનસિક અભિનય-પ્રયોગ'ને જ પાત્ર હોય છે.[12] કવિનાં નાટકોને રંગભૂમિની કસોટી પર ઘસી જોતાં એ જો પૂરો કસ ન કરે તોય, આ દૃષ્ટિએ જોતાં એને કશી જ હાનિ નથી.

અને એમ તો કવિનાં નાટકોને 'નાટકો' નામ નહિ આપો તોય એને કશી હાનિ પહોંચવાની નથી. શેલીના *Prometheus Unbound*ને વિવેચકો કવિતા જ ગણે છે અને નાટક તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરતા નથી. કવિશ્રી ન્હાનાલાલને પણ પોતાનાં નાટકોને 'નાટકો' તરીકે જ ઓળખાવવાનો આગ્રહ નથી. બલકે એમણે તો પોતાના 'ઇન્દુકુમાર' અંક ૧લાના નાટ્યસ્વરૂપનો પરિચય આપતાં, ભાવપ્રધાન કાવ્યની વાત કરી, આપણે ત્યાંના તેના નમૂના બતાવી, જે નમૂનાને પોતે અનુસર્યા છે તે શેલીના *Prometheus Unbound*ને ભાવનાપ્રધાન કાવ્ય જ કહ્યું છે (જુઓ પૃ. ૧૮૦ પરનો ઉતારો). એ જ સ્થળે ઉપર 'નાટક' શબ્દને અવતરણમાં મૂકીને અને પોતાના નાટકને શેલી-ગટેની શૈલીનું કહી પણ તેમણે પોતાની એ સમજ સ્પષ્ટ બતાવી દીધી છે. નાટકને કવિતાનો જ એક પ્રકાર ગણવાની પ્રાચીન આર્યાવર્તવાસીઓની તેમજ પ્રાચીન ગ્રીકોની માન્યતા કવિની પોતાની પણ છે એ, ત્યાં તેમજ નીચેના જેવા અન્યત્ર ઉચ્ચારાયેલા કે લખાયેલા તેમના ઉદ્‌ગારોથી પુરવાર થાય છેઃ—

(૧) "નવકવીશ્વરો! વિચારશો મા; નાટક કાવ્યનો એક પ્રકાર છે. ગ્રીસ એ માનતું; ફ્રાન્સમાં રેસીન–હ્યુગો એ માનતા; ઇંગ્લાંડમાં શેક્સપીયર–માર્લો એ માનતા; કાલિદાસ એ માનતા. હું તો **કહી કહીને થાક્યો કે મ્હારાં બારે નાટકો કાવ્યો છે.**" (કાળા ટાઈપ મારા છે.)

('કવિકુલગુરુ કાલિદાસ'—મુંબઈમાંના તા. ૨૪-૨-૪૦ના ભાષણમાં).

(૨) (કુમારસંભવાદિ પાંચ સંસ્કૃત મહાકાવ્યો ગણાવી પોતાનું 'કુરુક્ષેત્ર' એ પ્રકારનું નથી એમ સ્પષ્ટ કરી કવિ કહે છે કે) "આ કાવ્યલેખકનાં કંઈક એ કોટિનાં મહાકાવ્ય તે તો એનું વિશ્વપ્રશ્નો ચર્ચતું સંહિતાશૈલીનું નાટિક 'વિશ્વગીતા' અને સુભગ શિવ મંગલના નાટક સમું સખ્યનાટક "ઇન્દુકુમાર."

('કુરુક્ષેત્ર'ઃ 'અર્પણ અને પ્રસ્તાવના' પૃ. ૨૪)

(૩) "...'૯૮ની વસન્તમાં 'ઇન્દુકુમાર'નું મહાકાવ્ય આરંભાયું ને વર્ષોમાં 'વસંતોત્સવ' રચાયો ને છપાયો."

(એજન પૃ. ૨૭)

'ઇન્દુકુમાર' ને 'વિશ્વગીતા' મહાકાવ્યો ગણાય કે નહિ તેની ચર્ચા અત્ર અપ્રસ્તુત છે, પણ કવિ પોતે એને કાવ્ય કહી ઓળખાવે છે એટલું જ અત્યારે તો ધ્યાનમાં રાખવા જેવું છે. અને વાત ખરી છે. કવિ પ્રકૃતિએ કવિ જ છે અને જેમ એમના સમગ્ર

---

૧૨ ક્રેગ લખે છે :—

"Truly most of the world's great plays are for mental performance alone. . .Either the plays of the Greeks are not plays at all, or we must consider them as fit only for the theatre of the mind."

સર્જનમાં તેમ નાટકમાં પણ કવિ જ રહ્યા છે. એકલાં ટૂંકાં ઊર્મિગીતોમાં પોતાનું આત્મનિવેદન (self-expression) પૂરું નહિ થઈ શકે એમ જોતાં કવિશ્રીએ વસ્તુતઃ તો પોતાના આત્માના જ ટુકડા જેવાં પણ આભાસે ભિન્ન દેખાતાં પાત્રોની એક કાલ્પનિક નાટ્યસૃષ્ટિ રચી તેમનાં હૃદયમાં પોતાનાં કાવ્યરસ ને ભાવનારસ ઠલવ્યો છે. એટલે એમનાં નાટકોનો પ્રાણ તો કવિતા જ છે એમાં શક નથી. ખરી રીતે તો કવિની ઊછળતી પ્રવાહવાળી કાવ્યસરિતા નાટકના નવા વહેણમાં વહેવા લાગી છે એમ જ ગણવું જોઈએ.

પણ પ્રાણ કવિતાનો તોય એનો દેહ નાટકનો છે એ ભૂલવું જોઈએ નહિ, અને તેટલે અંશે એને નાટક કહેતાં અચકાવું જોઈએ નહિ. જો યીટ્સ, મેટરલિંક ને ટાગોરનાં નાટકોને અને ગ્રીક નાટકોને ભલે Symbolic કે Poetic કે Mystic કે Lyrical એવા વિશેષતાવાચક શબ્દો લગાડીને પણ, નાટકો કહેવામાં આવે તો કવિશ્રી ન્હાનાલાલનાં નાટકોને પણ 'નાટકો' કહ્યા વિના ચાલશે નહિ. આપણે જોયો તેવો, ગુજરાતી સાહિત્યનો અને ગુજરાતી નાટકનો એ એક વિશિષ્ટ પ્રકાર છે અને કવિનું આપણા સાહિત્યને સ્મરણીય અર્પણ છે એ ખાસ યાદ રાખવાનું છે. એને એવા તરીકે ઓળખી તેનો પોતપોતાની શક્તિ-મતિ-રસવૃત્તિ પ્રમાણે આસ્વાદ લેવો જોઈએ.

'ઇન્દુકુમાર'નું રસદર્શન તેના આ નાટ્યસ્વરૂપને લક્ષમાં લઈને હવે કરીએ. આટલી ભૂમિકા લાંબી છતાં અભ્યાસની દૃષ્ટિએ જરૂરી હતી.

[ ચાલુ

# વિગ્રહના આર્થિક પ્રત્યાઘાતો

જયસુખલાલ કે. મહેતા એમ. એ.
ઇંડિયન મરચન્ટ્સ ચેમ્બર, મુંબઇ

**આજ** લગભગ અઢી વર્ષથી હાલનું યુદ્ધ ચાલી રહ્યું છે અને તેથી આ વિગ્રહની આપણા આર્થિક તંત્ર ઉપર કેવી અસર થઇ છે તેનો આપણે જો હવે અભ્યાસ કરીએ તો તે રસપ્રદ થઇ પડશે. જુદી જુદી ચીજો અને વસ્તુઓના ભાવતાલ ઉપર લડાઇની જે અસર થવી જોઇએ અગર તો દેશના ચલણ ઉપર અથવા તો સામાન્ય વેપાર-રોજગાર અને ઉદ્યોગ ઉપર લડાઇની જે અસર થવી જોઇએ તેને લગતાં અર્થશાસ્ત્રીઓના પ્રખ્યાત સિદ્ધાંતો અને તેઓની માન્યતાઓ હાલની લડાઇએ જુઠ્ઠાં સાબિત કર્યાં છે. એક વખત ગંભીરપણે એમ મનાતું હતું કે લડાઇની આર્થિક અસર એટલી બધી ગંભીર અને હાનિકારક છે કે કોઇપણ પ્રજા ચાર કે છ માસથી વધુ વખત માટે લડાઇ ચલાવી શકશે જ નહિ અને લડાઇ તેટલા વખતમાં જ ખતમ થઇ જશે. પણ, છેલ્લા મહાન યુદ્ધે આપણને બતાવી આપ્યું કે દુનિયાના આગેવાન દેશો પાંચ પાંચ વર્ષ સુધી ભયાનક જંગ ચલાવી શક્યા. લાખો માણસોની કતલ ઉપરાંત કીમતી માલની પણ ખુવારી થઇ, અને તે છતાં આર્થિક વ્યાપક પ્રવૃત્તિઓ ઉપર કોઇપણ જાતના દાબ વગર જુદી જુદી પ્રજાઓએ લડાઇ ચલાવે રાખી. હજુ તો બે દાયકા માંડ વીત્યા અને ત્યાં તો છેલ્લાં અઢી વર્ષથી ભયંકર ખુનામરકી અને પારાવાર માલની હોનારત ચાલી રહ્યાં છે. અને અત્યારે લડાઇના સંચાલન માટે સઘળા પ્રયત્નો એકત્રિત કરવામાં આવે છે. કોઇ પ્રજા થાકી ગઇ હોય તેમ જણાતું નથી; ઊલટું બન્ને બાજુએથી એમ જાહેર કરવામાં આવે છે કે લડાઇ આગળ ધપાવવાની અને દુશ્મનોને હાર આપવાની અમે મહાન તૈયારીઓ કરી રહ્યા છીએ. એટલે સૌ કોઇએ એટલું સમજવાનું છે કે જે આર્થિક નિયમો અને સિદ્ધાંતોને આપણે સામાન્ય રીતે અત્યાર સુધી સ્વીકારતા આવ્યા છીએ તે છેલ્લા મહાન યુદ્ધની માફક હાલના યુદ્ધના સમયમાં પણ જરાય ખપના નથી.

હાલની લડાઇના શરૂઆતના કેટલાક મહીનાઓ દરમિયાન વસ્તુઓના ભાવતાલમાં સારો વધારો થયો હતો, ત્યારબાદ ભાવો અગાઉની હદે પાછા આવી ગયા હતા અને કેટલાક કિસ્સાઓમાં તો ભાવો ખૂબ નરમ થઇ ગયા હતા. ૧૯૪૦માં દાળદાણાના તથા ચાના ભાવમાં અને ધાતુઓના ભાવમાં વધારો થયો હતો. ૧૯૩૯ના ઓગસ્ટ મહીનાની સાથે સરખામણી કરીએ તો દરેક ચીજના ભાવમાં લગભગ ૧૯ ટકાનો વધારો થયો હતો, પણ ખાંડના ભાવમાં કંઇક ઘટાડો થવા પામ્યો હતો, જ્યારે તેલીબીયાંના ભાવ જેમના તેમજ રહેલા; રૂ અને સુતરાઉ કાપડના ભાવો કંઇક વધ્યા હતા, પણ ચામડાના ભાવોમાં કંઇ ફેરફાર થયો ન હતો. છેલ્લી લડાઇ વખતની પરિસ્થિતિ જો આપણે તપાસીશું તો આપણને જણાશે કે લડાઇનાં શરૂઆતનાં ત્રણ વર્ષ સુધી અનાજ અને દાળદાણાના ભાવોમાં કંઇ ખાસ ફેરફાર થયો ન હતો. તેવી જ રીતે ચા, ખાંડ, અને તેલીબીયાંના ભાવ પણ

કાયમ રહ્યા હતા; જ્યારે ધાન્યના ભાવોમાં ઘણો જ ઘટાડો થયો હતો. પણ ૧૯૧૬ અને ૧૯૧૭ની સરખામણીમાં ૧૯૧૮ માં શણની બનાવટોના ભાવો અતિશય ચઢી ગયા હતા. રૂ અને સુતરાઉ કાપડના ભાવોનું પ્રમાણ ૧૯૧૮ માં અનુક્રમે ૩૩૫ અને ૨૦૨ હતું, ત્યારે ૧૯૧૯માં ૩૬૧ અને ૩૦૦ હતું; ૧૯૧૬ માં અનુક્રમે ૧૦૨ અને ૧૨૧ હતું, ત્યારે ૧૯૧૭ માં અનુક્રમે ૧૨૩ અને ૧૮૬ હતું. ૧૯૧૭ ની સાલ પછી ધાતુઓના ભાવોમાં પણ સારો વધારો થયો હતો. લડાઈના પાંચ વર્ષ પછી એટલે કે ૧૯૧૯ માં લગભગ દરેક ચીજના ભાવો ઘણી ઊંચી હદ સુધી ચઢી ગયા, પણ રૂ અને સુતરાઉ કાપડ, અનાજ, દાળદાણો, ખાંડ, ધાતુ, ચામડું અને બાંધકામમાં જરૂરી ચીજોના ભાવોનું પ્રમાણ ૧૮૦ થયું જે ૧૯૧૬માં ૧૨૩ હતું. આ ઉપરથી એટલું જણાશે કે ગઈ લડાઈમાં ઉત્તરોત્તર ભાવો વધવા માંડ્યા હતા, જ્યારે આ લડાઈમાં લડાઈ શરૂ થયાને ત્રણ માસ થયા ત્યાં તો ભાવોમાં ઉછાળો આવેલો.

હવે આપણે આપણા ઉત્પન્નની બાજુ તપાસીએ. ૧૯૩૯-૪૦ માં સુતરાઉ કાપડનું ઉત્પન્ન ૧૦૧ કરોડ વાર હતું જ્યારે ૧૯૪૦-૪૧ માં ૪૨૭ કરોડ વાર હતું. ૧૯૪૧-૪૨ ના એપ્રિલમાં ૩૮, મેમાં ૩૪, જુનમાં ૩૭, જુલાઈમાં ૩૮ અને ઓગસ્ટમાં ૩૮ કરોડ વાર કાપડનું ઉત્પન્ન હતું. ત્યાર પછીના મહીનાઓના ઉત્પન્નના આંકડાઓ હજુ મળતા નથી. આપણને એ જાણીને નવાઈ લાગશે કે ૧૯૦૮-૦૯ માં આપણા કાપડનું ઉત્પન્ન ફક્ત ૮૨ કરોડ વારનું હતું જે ૧૯૧૩-૧૪ માં વધીને ૧૧૬ કરોડ વાર થયું, ૧૯૧૮-૧૯ માં ૧૪૫ કરોડ વાર થયું, ૧૯૨૧-૨૨ માં ૧૭૩ કરોડ વાર થયું, ૧૯૨૪-૨૫ માં ૧૯૧ કરોડ વાર થયું અને ૧૯૨૫-૨૬ માં ૧૯૫ કરોડ વાર થયું.

છેલ્લી લડાઈ શરૂ થઈ તેના આગલા વર્ષમાં એટલે કે ૧૯૧૩-૧૪ માં કુલ ૩૧૩ કરોડ વાર કાપડ આયાત થયું હતું. ૧૯૧૪-૧૫ માં આ આયાત ઘટીને ૨૪૦ કરોડ વારની થઈ અને ૧૯૧૮-૧૯માં ૧૦૭ કરોડ વારની થઈ. ત્યારબાદ આયાતનો આ ઘટાડો ચાલુ રહ્યો અને ૧૯૧૯-૨૦ માં ૧૦૦ કરોડ વાર આયાત હતી, જ્યારે ૧૯૨૯-૩૦ માં કાપડની આયાત ૧૯૧ કરોડ વાર હતી અને ૧૯૩૦-૩૧ માં ફક્ત ૮૯ કરોડ વાર હતી. ત્યારે આ આંકડાઓમાં થએલો ફેરફાર જાણી આપણને બહુ આશ્ચર્ય થાય છે. આ પ્રમાણે છેલ્લા બે દાયકામાં બ્રિટિશ કાપડની આયાત ધીમે ધીમે ઓછી થઈ ગઈ છે. જાપાન એ ગ્રેટબ્રિટનથી ઊતરતી પંક્તિનું હિંદુસ્તાનનું હરીફ નીવડ્યું છે. અને આ લડાઈ પછી જાપાનીસ કાપડની આયાત બંધ થશે એવું અનુમાન આપણે બાંધી શકીએ છીએ.

હિંદુસ્તાનની ૧૯૧૪-૧૫માં બધા પરદેશોમાંથી કુલ આયાત રૂ. ૧૨૭ કરોડની હતી જે ૧૯૧૮-૧૯ માં વધીને રૂ. ૧૬૯ કરોડની થઈ; ૧૯૧૪-૧૫માં આપણી નિકાસ રૂ. ૧૭૭ કરોડની હતી ત્યારે તે વધીને ૧૯૧૫-૧૬માં રૂ. ૧૯૨ કરોડની થઈ, ૧૯૧૬-૧૭ માં રૂ. ૨૨૭ કરોડની થઈ, ૧૯૧૭-૧૮ માં રૂ. ૨૩૩ કરોડની થઈ અને ૧૯૧૮-૧૯ માં રૂ. ૨૩૯ કરોડની હતી. ૧૯૩૯-૪૦માં હિંદુસ્તાનની કુલ આયાત રૂ. ૧૬૫ કરોડની હતી

અને ૧૯૪૦-૪૧ માં રૂ. ૧૫૬ કરોડની હતી, જ્યારે આ બન્ને વર્ષોમાં નિકાસ અનુક્રમે રૂ. ૨૦૩ કરોડ અને રૂ. ૧૮૯ કરોડની હતી. આ ઉપરથી જોઈ શકાશે કે છેલ્લા બે ફાયકામાં આપણો આયાત તેમજ નિકાસ વેપાર ઘટી ગયો છે. આ લડાઈ પૂરી થયા બાદ આપણા દરિયાઈ વેપાર ઉપર લડાઈની શી અસર થાય છે તે જોવાનું રહે છે. છેલ્લી મહાન લડાઈ કરતાં હાલની લડાઈની અસર આર્થિક દૃષ્ટિએ આપણા દેશને નુકસાનકર્તા છે. ગ્રેટબ્રિટન સિવાયના આખા યુરોપ સાથે આપણે વેપાર નથી કરી શકતા, અને હવે દૂરપૂર્વ સાથેનો આપણો વેપાર પણ તૂટી ગયો છે. હાલ આપણે ફક્ત ગ્રેટબ્રિટન, અમેરિકા અને બ્રિટિશ સંસ્થાનો સાથે જ વેપાર કરી શકીએ છીએ. દુશ્મનના દેશો સાથે વેપાર ચલાવવા ઉપર લડાઈના સમયમાં જરૂરી એવા પ્રતિબંધો મૂકવામાં આવ્યા છે, તે ઉપરાંત આયાત-નિકાસને લગતાં નિયમનો પણ મૂકવામાં આવ્યાં છે. આયાત ઉપર અંકુશો મુકાએલા હોવાથી ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં ખલેલ પહોંચે છે અને નિકાસ ઉપર નિયમનો લાદવાથી ઔદ્યોગિક તેમજ ખેતીવાડીની પ્રવૃત્તિઓ ઉપર અંકુશો મુકાયા છે.

ઔદ્યોગિક ઉત્પન્નની બાબતમાં બીજી પણ કેટલીક ચીજોનો ઉલ્લેખ હું અત્રે કરીશ. પણ લોખંડનું આપણું માસિક ઉત્પન્ન ૧૬ કરોડ ટન છે. ૧૯૩૯-૪૦ના એપ્રિલમાં આપણું સ્ટીલ ઇન્ગટસનું ઉત્પન્ન ૭$\frac{1}{4}$ કરોડ ટન હતું તે વધીને ૧૯૪૦-૪૧ના સપ્ટેમ્બરમાં ૧૦$\frac{1}{2}$ કરોડ ટન થયું. ખાંડનું ઉત્પન્ન પણ ઘણું જ વધ્યું છે પણ તેને લગતા છેલ્લા આંકડાઓ મળતા નથી. આ મુખ્ય મુખ્ય અને મોટા મોટા ઉદ્યોગો ઉપરાંત બીજા કેટલાય નાના નાના ઉદ્યોગોની પ્રવૃત્તિને લડાઈએ વેગ આપેલો છે અને હિંદુસ્તાન અત્યારે લડાઈમાં જરૂરી એવી અનેક ચીજો ઉત્પન્ન કરવામાં જોશભેર કામે લાગી રહ્યું છે. હિંદી સરકારના સપ્લાય ખાતા તરફથી રૂ. ૧૬૪ કરોડથી વધારે કીમતના કોન્ટ્રેક્ટો હિંદુસ્તાનમાં અપાયા છે. સપ્લાય ખાતા તરફથી વખતોવખત જે આંકડાઓ બહાર પાડવામાં આવે છે તે સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે હિંદુસ્તાન લડાઈમાં ઉપયોગી એવો કેટલો માલ પૂરો પાડે છે.

લડાઈના સમયની વેપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓ તરફ આ લેખમાં આછો દૃષ્ટિપાત કરવામાં આવ્યો છે અને આ પ્રવૃત્તિઓ ઉપર ૧૯૧૪-૧૮ના યુદ્ધની તેમજ હાલ ચાલતા યુદ્ધની શી અસર થઈ છે તે પણ આપણે જોયું. પણ હાલના કેટલાક પ્રશ્નો ઉપર, અત્યારે અભિપ્રાય આપવો એ આજે બહુ કઠણ છે. આપણાં વ્યવહારનાં સાધનો સફળતાપૂર્વક કામ આપી શક્યાં છે કે નિષ્ફળ ગયાં છે; આપણા વેપાર-રોજગાર અને ઉદ્યોગો ઉપર આ લડાઈએ સારી અસર કરી છે કે છેલ્લી લડાઈની માફક ટૂંક મુદત વાસ્તે જ અસર કરી છે; આપણી પ્રજાના જીવનનું ધોરણ ઊંચું ગયું છે કે નીચું ઊતર્યું છે, અને આપણા દેશની આર્થિક પ્રગતિ થઈ છે કે અધોગતિ : આ અને આવા સવાલોનો જવાબ લડાઈ ખતમ થયા પછી જ આપી શકાય. અત્યારે તો, અનિશ્ચિત વાતાવરણ વચ્ચે, આપણો દેશ પોતાની પ્રવૃત્તિઓ આગળ ધપાવ્યે જાય છે. એક ગામડી કહેવત પ્રમાણે, ધીડો ચાક ઉપર છે—ગોળો ઊતરશે કે ગાગર, તે અત્યારે કહી શકાય નહિ.

☆

# ફેર*

'સ્નેહરશ્મિ'

[ મિશ્ર ]

'પડયો મહેતાબ, મહેરચંદ,
રહીમ, ને તે ત્રીજી ટૂકડીના
સિપાઈ ગોળી થકી ચાળણી થા
અંગે સૂતાં સહુ વીર સૂતા—'

રહે કરી કાસદ વાક્ય પૂરું, તે
પ્હેલાં રહ્યા ગાજી અધીર શબ્દ—
'થયું, થયું! હા, સહુ એ પડયા તો
કરાવી દેવાં કમી નામ તેમનાં
ને હૈ' ને આ યુદ્ધના હાલ બીજા!'

પછી વધુ વાસદનું સુણીને,
જાણે બન્યું ના કશું હોય તેમ
નિમગ્ન સેનાપતિ તે થયો, ફરી,
નિહાળવામાં નકશો જ યુદ્ધનો!

'પડયો મહેતાબ!' ફરીથી શબ્દ એ
પડયા બીજા કાન પરે અને હા!
ત્યાં — 'હાય, બેટા!' વદી પાછી મૂર્છા
અનાથ શી એક બુઝર્ગ માતા!
હા! એક શબ્દો! — પણ ફેર એનો!"

☆

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર કાવ્યગ્રંથ 'પતઝર'માંથી.

## સંવાદ

'સ્વપ્નસ્થ'

હેન્ગીંગ ગાર્ડનનાં ઝાડઝુંડોમાંથી સાંજનો કોમળ તાપ વિદાય લઈ રહ્યો હતો. લાલ લાલ કિરણો મેરાં લીલાં, મંદ પવનમાં હલતાં પાંદડાંઓ પર રમતાં લાગતાં હતાં. બાગમાંથી લગભગ બધાં ચાલ્યાં ગયાં હતાં. હું આજ હંમેશ કરતાં સહેજ મોડો હતો. કોઈ ખૂણામાં છુપાયેલું યુગલ કે ઉતાવળી આયાગાડી સાથે રહેલી આયા પણ અદૃશ્ય થઈ ગયાં હતાં. છતાં પ્રબળ ઇચ્છાવિનાથી પથ્થરોમાં જામી પડેલી વનસ્પતિની માદક સુગંધના મોહે હું બેસી રહ્યો હતો.

પાછળનાં ઝુંડમાંથી ખબર ન પડે તેવી ચાલે એક દેશી ક્રિશ્ચિયન પહેરવેશવાળો માણસ નીકળી આવ્યો. હું મારા વિચારોમાં એટલો ગુલતાન હતો કે મને, એ મારા જ બાંક ઉપર બેસી ગયા છતાં ખબર ન પડત, પણ એ બેસવા જતો હતો એ જ વખતે મને તેની કડક બરમીઝ ચીરૂટની વાસ આવી. બાંકને બીજે છેડે હું જરા સંકોચાઈને ખસ્યો.

બેસતી વખતે એની વિવેકભરી કાળી સમજદાર લાગતી આંખો મારા તરફ ફેરવી એણે પૂછ્યું :

"હરકત નથી-ને ?"

"કાંઈ જ નહિ." મેં કહ્યું.

લગભગ પાંચેક મિનિટ અમે મૂંગા બેસી રહ્યાં. મને મુંબઈના અનેક ગૃહસ્થ-બદમાસો વિષે ખ્યાલ હતો. પરંતુ આડી નજરે જોતાં એ પણ મારી માફક બેપરવા અને પોતાના વિચારમાં લીન લાગ્યો. તેની ચીરૂટની ગંધથી અને કંઈક અંશે સાંજની ઠંડી હવાથી મને સિગરેટ પીવાની ઇચ્છા થઈ. પરંતુ દીવાસળીની પેટી હું લાવતાં ભૂલી ગયો હતો એ મોઢામાં સિગરેટ મૂક્યા પછી જ ખબર પડી. ચડ્ડીનાં બે ખીસાં અને બાંડિયાનું એક ખીસું મેં બેત્રણ વખત નકામાં તપાસી લીધા પછી એણે જ ચુપચુપ મૅચીઝ કાઢી કહ્યું: "લો."

"આભાર" કહી મેં સિગરેટ ચેતાવી. તેના દમથી પ્રસન્ન થઈ મેં સહજ કહ્યું :

"ઘણું મોડું થયું. બધા ચાલ્યા ગયા છે. હવે થોડીવાર પછી બંધ થશે."

પહેલાં તો તે જાણે મારો અવાજ સાંભળતો હોય તેમ સ્તબ્ધ બેસી રહ્યો. પછી તેના પ્રસંભવિત પડઘા પણ શમી ગયા હોય તેટલે વખતે બોલ્યો :

"મને તો આ હવાની સુગંધ બહુ ગમે છે."

તેની બોલવાની રીત હલન ચલન વગેરે તે તદ્દન અજાણ્યો, પરધર્મી લાગવા છતાં એટલાં સહજ અને સાર્વજનિક લાગતાં હતાં કે હું મારી રુચિ જણાવ્યા વિના ન રહી શક્યો :

"મને પણ. આ ફૂલ વગેરે પહાડી છોડોની સુગંધ કોઈ અંગત વસ્તુ જેટલી ગમે છે."

"સારું ફર્યા લાગો છો !" તેણે કહ્યું.

"નહિ; પણ પશ્ચિમઘાટમાં મહાબળેશ્વર, માથેરાન વગેરેમાં ઠીક રખડ્યો છું" મેં ખુલાસો કર્યો.

તેની આંખો, અરે એ કાળો શાંત ચહેરો પણ અસ્ત થતા લાલસૂર્યનાં તેજે કે પછી જૂની યાદની ઝલકથી ઝબકી ઊઠયો.

"એ સોઢીમાં છે." એણે કહ્યું.

મને જરા નવાઈ લાગી. એક બીજાના વિચારો અનુપૂર્તિરૂપ બને એવું ભાગ્યે જ બને છે. અને ક્રિશ્ચિયનો વિષે મારો મત 'અનુકરણ કરનારાં'થી વિશેષ ઉપર ભાગ્યે જ ગયેલો. તિરસ્કાર નહિ, માત્ર બીન-અનુભવ એનું કારણ હતું. જો કે મને દલિતવર્ગનું એક નવું ધોરણ જોઈ કદિ કદિ અનુકંપા થઈ હતી ખરી.

મેં પૂછયું: "ખરેખર? શું તમે એ બધું માનો છો?"

"અલબત્ત, સોઢી એ કાંઈ જેવી તેવી વસ્તુ નથી." અને જરા રહી ઉમેર્યું: "અને માણસની ઉત્ક્રાંતિમાં, સંસ્કારની પ્રગતિમાં, માન્યા છતાં એ પણ માનું છું."

'પણું ઊંડું પાણી.' મેં વિચાર્યું; પછી બોલ્યો: "પ્રમાણ કેટલું, બન્નેનું!"

એણે ચોંકીને મારા તરફ જોયું પરંતુ એ જ વખતે બાગનો રખેવાળ આવી બોલ્યો: 'દરવાજા બંધ કરના હૈ, આપકો જાના હોગા."

અમે બન્ને સાથે જ ઊભા થઈ બહાર નીકળ્યા. ટેકરી ઊતરતાં ઊતરતાં એણે કહ્યું: "માથેરાન તમે જોયું છે? એ ડુંગરાઓના મૂળ વસનારા મારા બાપદાદાઓ હતા!"

મારી સમજમાં એનું કહેવું ઉતારવું હોય એમ એ બે મિનિટ મૂંગો રહી બોલ્યો:

"આદિવાસીઓ. દસ-બાર વર્ષનો થયો ત્યાં સુધી હું એ બધાની જ સાથે હતો, એ જ જિંદગી જીવતો. ડુંગરાઓને છાઈ દેતાં ગાઢ વનોમાં મારો પ્રાણ પૂરા મજબૂત બન્યો છે. હવે તમને સમજાશે કે વનની સુગંધ એ મારે માટે શું છે? એક માત્ર વન નહિ, ઝાડેઝાડને હું આજ સુધી તેની સુગંધથી ઓળખી શકું છું. એક વખત તેનાં જીવજંતુ, પ્રાણી, બધાંનાં સહજ હલનચલન પણ ઓળખી જતો: આજે એ શક્તિ મંદ પડી ગઈ છે."

"તમે ગુજરાન કેવી રીતે ચલાવતા?" મેં પૂછયું.

"બાપબકરાં ચરાવીને, જંગલી સસલાં વગેરેના શિકાર કરીને; મુરઘી પાળતા, ફળો ખાતા. એ મુશ્કેલ નહોતું."

"એટલે!" મેં પૂછયું.

"એ જ કે આજે આપણે જેટલી સાહજિકતાથી આ મોટરો અને ટ્રામો વચ્ચેથી માર્ગ કાઢીએ છીએ એથી વધુ મુશ્કેલ નહોતું. કોઈ વખત વાઘ વગેરેથી ચેતતા રહેવું પડતું, પણ એ આજની આપણી સમાજનાં કેટલાંક ભયંકર બળોથી ચેતતા રહેવા કરતાં વધુ મુશ્કેલ નહોતું."

હું જરા મોટેથી હસી પડયો; પછી કહ્યું:

"તમે પણ ઠીક તટસ્થ રહેતા થયા છો."

"જરા સમજાવશો!" એણે પૂછ્યું.

મને નવાઈ લાગી છતાં મેં કહ્યું:

"આપણા સમાજનો સડો..." અધવચ્ચે જ તેણે કહ્યું:

"હા, પણ હું તટસ્થ છું જ, રહેવા મથતો નથી. માણસજાતની વચ્ચે રહી જે

પ્રેમ હું પામ્યો છું તેનું પ્રમાણ કદાચ ઓછું હશે પણ એનું મૂલ્ય મારે માટે, સમાજ માટે પણ, બહુ વધુ છે. સેક્સ તો નાશ પામતો જ આવે છે પણ પ્રેમ !—"

મેં પણ અધવચ્ચે જ કહ્યું :

"મારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર મળી ગયો. પણ તમે જંગલના જીવનને તેના કરતાં ઊતરતું ગણતા લાગો છો એ જ નથી સમજાતું."

એ જરા હસ્યો : "બહુ લાંબી વાત છે. એ જ કહેવાની મેં શરૂઆત કરી હતી. પરંતુ તેનો અંતિમ ભાગ વચમાં કહેવાઈ ગયો."

હું સાંભળવા શાંત રહ્યો. એણે કહેવાનું શરૂ કર્યું. તે પહેલાં ચોપાટીના બાંક ઉપરની બત્તીના તેજમાં મેં એને ધારીધારીને જોવાનો પ્રયત્ન કર્યો : લગભગ ચાલીસેક વર્ષનો સારામાઠા અનુભવો પાર કરેલો, આધુનિક રીતભાતને સમજતો, સ્વસ્થ બાંધાનો એ માણસ હતો : તેના સામાન્ય શામળા ચહેરામાં અચાનક શ્વાસમાં વહેતાં પવન જેવું સ્મિત સરી આવતું, તો વળી કોઈ ક્ષણે એક ગંભીરતા, કોઈ માનસિક એકાગ્રતા અને આંતરિક જુસ્સાના વેગે તેને આપણાથી જુદો એવો ધૂની માણસ બતાવતી. પણ બધે વખતે એની વાતચીત એકસરખી સમજપૂર્વક વહેતી હતી.

"જંગલ એટલે શું ? એ આપણે જંગલી હોઈએ ત્યારે પૂરેપૂરું સમજાતું નથી. જંગલમાં રહેનારાં તેના અર્થને નથી સમજતાં. એને માટે જુદી જ દૃષ્ટિ જોઈએ છીએ. જંગલમાં આપણે તેના એક અંશ જ બની જઈએ છીએ. એવી જ રીતે બહારના માણસો પસંદ કરેલા સમયે, પસંદ કરેલી સોબતમાં જંગલનું ખૂબ નિરીક્ષણ કરી જાય પણ જંગલી જીવનનો અર્થ કદિ પામી શકતા નથી."

"તમે . . ."

"હું બારેક વર્ષનો થયો ત્યાં સુધી મારાં માબાપ વચ્ચે જંગલોમાં જ રહેતો હતો. એક વખત બેલાસીસ કરીને એક આયરિશ પાદરી મને એની સાથે લઈ ગયો. એ બધી વાતને આપણી વાત સાથે કંઈ સંબંધ નથી. હું કામ કરતો, ભણતો અને આખરે એક વિદેશી કંપનીમાં સેલ્સ મેનેજર પણ થયો. દરમ્યાનમાં હું ખ્રીસ્તી થયો. પરણ્યો અને વિધુર પણ થયો."

હું તેના ચહેરા સામે જોઈ રહ્યો હતો. ઘણી વાર માણસ પત્નીનાં કે સ્વજનનાં મરણની વાત કરે ત્યારે આડું જુએ છે. પણ આણે બરાબર મારી આંખોમાં જોયું. એ ગમતા અને ખિન્નતાની ગાઢ સંધ્યામાંથી જોતાં કોઈ તત્ત્વ જેવી આંખો મને શબ્દોથી અનેકગણું વધારે સમજાવી રહી હતી. મારી આંખોના જવાબથી નચિંત થઈને કે પછી મેળે જ એ જરા નિરાંતથી બાંકને અઢેલ્યો અને બોલ્યો :

"બે જ પ્રસંગ છે : એક વખત હું ચિરસાની માંદગીને કારણે અહીંથી માથેરાન નાસી છૂટ્યો હતો. પહેલેથી જ એની તબિયત બહુ નાજુક હતી. હું, જ્યારે જંગલી હોવા છતાં શાંત લાગું છું ત્યારે એ વર્ષોનાં સંસ્કારી કુટુંબની હોવા છતાં કુદરતની આનંદની એક લહર જેવી મસ્ત અને નાજુક હતી. બહુ સુંદર નહોતી પણ જ્યારે હસે ત્યારે જાણે એક સ્વર્ગ છલકી જતું લાગતું. અને એવી માંદગીમાં પણ એ હમેશાં હસતી જ રહેતી !"

"હું આ બધું શા માટે કહું છું એ સમજાતું નથી. હા, આ જાણ્યા વગર તમે પાછળની વાત પણ નહિ જાણી શકો."

"માથેરાન મારું મૂળ સ્થળ છે એ હું ભૂલી ગયો નહોતો. એટલી સહેલાઈથી હું કદિ કાંઈ ભૂલી શકતો નથી. પરંતુ, હું મારી જૂની જાતને તો ભૂલી જ ગયો હતો. તમે તમારાં બાળપણના, આજનાં જીવનથી તદ્દન ઊલટા એવા કોઈ પ્રસંગો યાદ કરશો તો કદાચ મારી ભૂલી જવાની વાત સમજાશે."

અચાનક એણે ઊંચું માથું કરી અંધારામાં છુપાયેલા હેન્ગીંગ ગાર્ડનની કાળી ઝઝૂમી રહેલી ધરાઓમાં નજર કરી. મારી નજર પણ એની પાછળ ગઈ અને તેથી પણ ઉપરના આકાશમાં જઈ તેમાં ટમકતી દુનિયાઓથી અંતરને સચેત કરતી પાછી ફરી.

"સૂર્યાસ્તની અકલંક ગુલાબ–સોનેરી શોભામાં સૃષ્ટિ ડૂબી ગઈ હતી. પવનની ધીરી લહરોમાં નાચતાં વનોનાં પાંદડાંમાંથી અસંખ્ય આનંદબિન્દુઓ આંખમિચામણાં કરતાં હતાં. લાલ માટીની સુરેખ ગલીઓને કિનારે સોનેરી ઘાસમાં એ હાસ્ય શાંત થઈ રહેતું તો વળી કાળી નગ્ન શિલાઓને બેટી જઈ અદૃશ્ય થઈ જતું. ઝાડીનાં ગીચ ઊંડાણમાંથી પંખીઓ સશબ્દ તેજના સૂરો વહાવતાં લાગતાં હતાં. એવે સમયે અમે વનટ્રી હીલના પથ્થર-સ્થંભ પર આવી ઊભાં હતાં કે, જ્યારે સમસ્ત સૃષ્ટિ અમારા પર થતા સંભાષિપેકથી આનંદમાં આવી ગયેલી લાગે.

"મુખ્ય ખડકથી જરા ઊંચે આવેલી વન્ટ્રી હીલના સ્તંભ પર ચઢતાં થિરસા પૂરા જ થાકી ગઈ હતી. પરંતુ મેં તમને કહ્યું તેમ, એ હમેશાં હસતી જ હતી. એના ચંદ્રિકા ચહેરા પર કોઈ અનિર્વચનીય સ્મિત રમી રહ્યું હતું. તેનાં સફેદ વસ્ત્રોની ગડીઓમાં છુપાવા મથતાં ગુલાબી કિરણો જાણે મુગ્ધ થઈ ત્યાં જ પડી રહ્યાં હતાં.

"ઉપર ચઢી અને એણે મારા ખભા પર એનું માથું મૂકયું. એ વખતે જ મને લાગ્યું કે વિશ્વસમસ્તની સુંદરતા આજ મારાં હૃદયમાં આવી બેઠી રહી છે. આજે જાણે હજારો વર્ષોમાં ક્વચિત જ ઝળકતું એવું સૂર્યના પ્રેમનું રૂપ દુનિયાની દરેક વસ્તુને એક બીજાથી બેહદી પ્રેમ કરાવી ઉપર અસીમ આનંદનાં મોજાં ઉછાળી દિક્પ્રાન્તોમાં સરી રહ્યું છે."

"જરા નિશ્વાસ મૂકી થિરસા પણ મારા વિચારો જ બોલી: 'પ્રેમ અને સૌંદર્ય!' અને માથું સરકાવી મારી આંખોમાં જોયું. એ સ્વચ્છ કાળી રેશમી આંખોમાં આ બધા આનંદોનાં મોજાંનાં શૃંગ જેવો ઉચ્ચ, છતાં મર્યાદા પાર ફેલાયેલી આશાભર્યો, સરળ આનંદ ઝલકી રહ્યો હતો. મેં એનાં સ્નિગ્ધ સ્નેહનાં ઊંડાણોમાં જોતાં એને ચૂમી ભરી.

"'આજ બહુ સારું લાગે છે. થાક નહિ જેવો જ લાગ્યો.' એ થોડી વારે બોલી. એનો ધીમો છતાં સ્પષ્ટ અવાજ સંગીતનો રૂપ હતો. પાછલા દિવસોમાં દરરોજ વધુ ને વધુ ફિક્કી પડતી થિરસાએ મારા હૃદયમાં સતત એક ભય બિછાવી દીધો હતો: 'કદાચ હું એને ખોઈ બેસીશ!' હજી પણ એ મારે ખભે જ અઢેલીને ઊભી હતી. પાછળ જરા અવાજ થતાં મેં જોયું કે, કોઈ કુટુંબ ફરવા આવ્યું હતું પણ અમને જોઈ ત્યાં જ

ઊંચુ રહી ગયું હતું. એ બધાંના મોં પર પણ મને ચોપાસ લહેરાતી મુખની લહેરોના મર્મર પ્રકટ થતાં લાગતા હતા.

"અમે એ બધાંની સાથે ઓળખ કરી. અને ખૂબ આનંદ કરતાં ઘેર ગયાં."

અમે બેઠા હતા એ બાંક જાણે નવું વજન આવ્યું હોય તેમ ચરકી ઊઠ્યો અને જરા નીચે મૂકાયો લાગ્યો. મેં એની સામું જોવા પ્રયત્ન કર્યો પણ એ અંધારામાં હતો. થોડી વાર એમ લાગતું હતું કે એ સાંધ્ય રંગોની કણીઓની બનેલી આંખો મારી તરફ સીધી મંડાઈ છે. અને તેના લાલ લીટા મારાં મોઢાં પર પડે છે તો થોડી વારમાં તેના શામળા ચહેરામાં ગાલનાં હાડકાં પર પોપચાં નિઃસીમ વેદનાથી ઢળી પડ્યાં લાગતાં હતાં. પરંતુ એ બધી મારી પોતાની જ અંધારસૃષ્ટિ હતી.

લાંબી વાત સાંભળવાના ભારથી કે પછી ગમે તેમ પણ, મને સિગરેટ પીવા ઇચ્છા થઈ હતી. પરંતુ દીવાસળીનું અજવાળું કરવું એ એને સંકોચ આપવા બરોબર હતું. ના, મેચીઝ તો એની પાસે જ હતી પણ તે માગવી કેમ? તેના બાજુ પર ઢળેલા હાથમાં અર્ધ-જલી, ઠરેલી લાગતી ચીરૂટ હજી પણ હતી.

અમારી આજુબાજુમાંથી મોટરો, માણસો ઘણાં પસાર થઈ ગયાં હશે પણ મને હજી સુધી ખ્યાલ ગયો નહોતો. હવે મેં જરા આજુબાજુ જોયું. ચોપાટીની મુખ્ય ધમાલ ઘણી દૂર હતી પણ ત્યાંની ટોળીઓના અવાજ તથા મોટરોનાં કોઈ હોર્નના અવાજ અહીં સુધી આવતા હતા. એ તરફ જોતો હતો ત્યાં જ અચાનક તેના ચહેરા પર લાલ ચીરૂટ ઝમકી ઊઠી; એટલે જરા રહીને મેં મેચીઝ માગી. સિગરેટ સળગાવતી વખતે તો એનો ચહેરો જોવાની મારી ઇચ્છા શમી ગઈ હતી. પણ હું એને વિષે વિચાર દોડાવ્યા વગર ન રહી શક્યો.

ચિરસાની વાત અજબ સુંદર હતી. એની ખોટ ગમે તેને વસમી લાગે. ત્યારે આ અનુભવોનાં ઊંડાણ ખોળતા માણસને કેટલું લાગ્યું હશે? આમ તો દુનિયામાં ઠીક આમળ વેઠ્યા છે પણ જંગલનાં જીવનથી તે આજ સુધીમાં બીજાં પણ દુઃખો-નિરાશાઓ પણ શું નહિ પામ્યો હોય! એવી શી વસ્તુ છે કે દરેક માણસ જુદી જ જાતના અનુભવો મેળવે છે અને સરવાળે સુખ અને દુઃખ જ ભોગવે છે? દિવસના સામાન્ય પ્રકાશમાં આ માણસ આવા અનુભવો પોતામાં સંઘરી બેઠો છે એ કલ્પના મને આવત ખરી?

મારી સિગરેટ અર્ધીક જલી રહી હશે ત્યારે તેણે ફરી શરૂ કર્યું:

"એક વર્ષમાં તો બધું પતી ગયું. નવાઈની વાત છે કે એ સૂર્યાસ્તની બીજી જ સવારે એની તબિયતે ઊથલો ખાધો અને ઉત્તરોત્તર એ બગડતી ગઈ. એ પછીની મારી સ્થિતિનું વર્ણન હું કરી શકું તેમ નથી. પણ તમે જાણશો અથવા જાણી ગયા છો.

"મૂળ વાત પર હવે આવું છું. દુઃખના સતત અનુભવથી પણ હું સંસ્કૃતિ અને જંગલી દશાનો ભેદ પામી શક્યો નહોતો. ફરી, શેઠના બોલાવવાથી માથેરાન જવું પડ્યું અને બીજો અનુભવ મળ્યો ત્યાં સુધી હું પ્રથમની જ અજાણ મનોદશામાં હતો.

"નવો વેપાર હાથ ધરવાની ઇચ્છાથી શેઠે મને બહારની ખબર પૂછવા બોલાવ્યો હતો. પણ કામ એટલું બધું નીકળ્યું કે મને ક્યાંય ફરવા જવાનો પણ વખત મળતો નહિ. બંગલામાં બેઠાં બેઠાં, દારૂપિ કરતાં કરતાં, એક પછી એક સવાર-સાંજ જોતાં જાણે ઊંઘ

ગયેલી ચિરસા મારા અંદર રહી બહારની દુનિયાની અસ્ખલિત પ્રવૃત્તિની અંદર શાંત જિંદગી જીવી રહી લાગતી હતી. તેની અર્ધી ઉઘડેલી આંખોમાં પસાર થતી અનેક, બાળક–વગેરેની આશાઓ હું મારા હૃદયમાં ધબકતી અનુભવતો હતો.

"એવા ગંભીર વાતાવરણમાં પત્રો લઈ બેઠો હતો ત્યાં શેઠે આવીને બધા પત્રો રદ કરાવ્યા અને હું તદ્દન નવરો પડી ગયો.

"સુમારે ચારેક વાગ્યા હશે. અને મેં બહાર પગલાં માંડ્યાં. લુઈસાની ઝાડીઓમાંથી મન ફાવે તેમ રસ્તો કાપતો હું નવા જ વાતાવરણનો પ્રબળ પ્રવાહ અનુભવવા લાગ્યો: ચોપાસ જામી પડેલાં વનનાં કાળાં લીલાં પાંદડાંઓમાંથી એક જાતનો પીળો પ્રકાશ સ્તબ્ધ થયેલી હવામાં જાળાં બની વહેતો હતો. અચાનક જાણે બધું મૂંગું બની ગયું હોય તેમ મારા પગલાં અને ચાલવાથી હલતાં કપડાંના અવાજ મારા કાન પર આવવા લાગ્યા. એકેક પંખીઓ મૂંગાં મૂંગાં મારી આગળ આગળ એક પછી એક ડાળી વટાવતાં જાણે મારી ખબર રાખવા વારેવારે ચાંચ ફેરવી જોયા કરતાં હતાં. મારી નસેનસ સખ્ત બની ગઈ અને તેમાં ગરમ લોહી ફરવા લાગ્યું ત્યારે જ મને આ બાહ્ય વાતાવરણની સૂચકતા સમજાઈ. મારી આગળની કેડી એક કરાડ પર થઈ અટકી ગઈ હતી. પાછળ કેડી જેવું કશું જ નહોતું. વનનાં સ્તબ્ધ પાંદડાં પર ઇન્દ્રજાલ ફેલાવી બેસેલ સૂર્યનાં પીળાં પ્રકાશ જાળાંમાં કલ્પો તેટલી કેડી મળતી હતી પરંતુ પગરસ્તાનું નાનું સરખું પણ નિશાન નહોતું.

"મેં તમને કહ્યું તેમ, એક જાતની સચેતતા મારે રૂંવેરૂંવે ફરકતી હતી. જ્યારે પગ નાની સરખી કાંકરીનો સ્પર્શ જાણી શકે છે, જ્યારે ચામડી પર અડતાં તેજની કે હવાની ક્ષણે ક્ષણે પલટાતી ઉષ્ણતા કે ઠંડકની લહરો શરીર નોંધે છે, જ્યારે ચિત્તમાં ભયરહિત એકાગ્રતા આવી જાય છે, જ્યારે હૃદયમાં લોહી ધસતું અને પાછું ફરતું અનુભવી શકાય છે, એવી વનની સહજ ગંભીરતામાં છૂપેલી જાગ્રતિની સમાજમાં હું પ્રવેશી ગયો હતો."

"બૂટ મોજાંને નિરર્થક અડચણ રૂપ સમજી મેં કાઢી નાખ્યાં અને બરાબર છુટો થઈ કરાડની કિનારી પર બેઠો. નીચેનાં છસો સાતસો ફીટનાં સીધાં ઊંડાણમાં કોઈ અજીબ લીસો અજગર ગૂંચળું વાળી પડ્યો હોય તેવી વનોની એકાકાર નીરવતા છવાઈ ગઈ હતી. ક્વચિત્ જાણે એ શ્વાસ લેતો હોય તેમ આખાં વનો હલી ઊઠતાં. કોઈવાર જાણે એણે ખાધેલું કાંઈ પેટમાં ચાલતું હોય તેવો અંતરથ કોઈ ઝરાનો મંદ અવાજ કાન પર કંપી જતો.

"અજાણે જ મારી નજર બાજુની ખાડવાળી જમીનમાં ગઈ. અનેક જંગલી કીડીઓ મારી સજીવતાથી ગભરાતી આમથી તેમ દોડી રહી હતી. બાજુનાં એક નાનાં સરખાં કાળાં થડ આગળ એક કરોળિયાની મોટી માદા લપાઈને બેઠી હતી. સાધારણ રીતે એ અમસ્તી જ બેઠી હશે એમ લાગે, પરંતુ એના ડોળામાં ચમકતાં તેજથી જ હું સમજી ગયો કે, મારી હાજરીથી એ પરિચિત છે. ઘાસ પર પડતાં એક પાંદડાનો પડછાયો હલતો જોઈ મેં મારી પાછળ ઊંચે જોયું તો નાનો સરખો દૂબળો કરોળિયો તેનાં જાળાંમાં જવા દોડી રહ્યો હતો. મેં એ બાજુ જોયું એટલે એ અટકી જરા વાર નિર્જીવ પડી રહ્યો. છતાં પણ જોયે રાખ્યું એટલે બેપરવાની માફક ડાળીઓ પર ફરવા નીકળ્યો. મેં એની પરિક્રમા જોયા કરી: મારી પાછળ, ઉપર, બીજી બાજુ અને લગભગ સામે પણ એણે અનેક ચક્કર માર્યાં.

"અચાનક મારી બરોબર સામે પચીસેક ડગલાં દૂર કરાડની અસ્પષ્ટ દેખાતી ખાડમાંથી એક નોળિયા જેવડું વાંદરાનું બચ્ચું ચડી આવ્યું અને એક પાતળા થડ પાછળ

છુપાઈ ગયું. મોટા દેડકા જેવો; 'ક્રિકિક–ક્રિકિક' અવાજ કરી એ સ્તબ્ધ હવામાં ચંચલ મોજાં ઉછાળવા મંડ્યું. એકવાર બોલ્યું ત્યાં સુધી કાંઈ ન બન્યું. પણ થોડીવાર રહી ફરી એણે જોરથી ચીખવાનું શરૂ કર્યું. તરત જ નીચેનાં ગાઢ વનોમાંથી 'ડુક્રો, ડુક્રો' નો ખિજવાટભર્યો, ટૂંકો, પડઘાતો અવાજ એને ઉત્તર દેવા માંડ્યો. હવે એ નાનું માંકડું ઘડની બહાર નીકળવાની હિમ્મત કરી શક્યું. એકથી બીજા ઘડામાં ઘૂમતું એ 'ક્રિકિક, ક્રિકિક'ની તીવ્ર સિસોટીઓ બજાવતું હતું અને વનમાંથી પ્રથમ મોટો અને પછી બેપરવાહી ધીમો અને મોડીવારે મળતો 'ડુક્રો'નો જવાબ મને ખીજ ચડાવતા હતા. એની સાવચેતી હું સમજતો હતો પણ હું કશું જ કરતો નહોતો, છતાં દસ-પંદર મિનિટ ચાલેલી આ વાતોથી હું કંટાળી ખીજાયો હતો. એક પત્થર ઉપાડી મેં એની ઉપર નાખ્યો એટલે એ 'ચકૂ ચકૂ' કરતું પાછું કરાડને ખૂણે ઊતરી ગયું."

"એની મેળે જ ફરી એક સચેતતાની લહર મારા શરીર પર ફરી વળી. એને જવાબ મળતાં પંદર–વીસ પળ ગઈ હશે. ચુપચુપ ત્રણેક લાલ માંકડાં–હવે જરા મોટાં હતાં–કરાડ પર ચડી આવ્યાં. અને ત્યાં બેસી અવિશ્વાસુ આંખો ટમટમાવી મારી સામું જરા આડું જોતાં, કંઈક ચાવતાં, એકબીજાના કાન સુધી વાતો કરવા લાગ્યાં. કાળી રાખના રંગની ચળકતી આંખોવાળું એક જુવાન માંકડું જીવડાં મારવાના બહાને બીજાનું માથું ઉખેળતું મારી સતત ભાળ રાખતું હતું. મેં બીજી તરફ જોયું તો પેલી કરોળિયાની જાળ ગુમ થઈ હતી. મેં પાછળ જોયું તો એ અને બીજો કરોળિયો મને ફરીને જ દેખાય તેવી જગ્યાએ મોટું જાળું ગૂંથી ધ્યાન રાખવા બેઠાં હતાં.

"આ સાવચેતીઓની ચીડથી મેં મારા કાન ઉપર લોહી ફરકતું અનુભવ્યું. અચાનક એક કાંખળી-લઈ મેં એ જાળું તોડી નાખ્યું. પરંતુ જાણે એ જ કૃત્યની રાહ જોવાઈ રહી હોય તેમ માંકડાં અદૃશ્ય થઈ ગયાં અને વનનાં પીળાં પાંદડાંઓ તેના પ્રકાશે જાળાંઓ સાથે ફરકી ઊઠ્યાં. મેં ઝીણી આંખો કરીને જોયું તો જાણે મારી ચોપાસની ઝાડી નવો પ્રબલ શ્વાસ લેતી હતી. મારી હિંસ્ર વૃત્તિની ગંધ લઈ એકપછી એક પાંદડાંઓદ્વારા આખી સજીવ-સૃષ્ટિને સાવધાન કરતી હતી. પળભર હું સ્તબ્ધ બની ગયો. મારાથી આટલા ચેતવાની કોઈને પણ શી જરૂર હતી? બીજી જ પળે હું ઊભો થઈ ગયો. વનનાં પાંદડાંઓમાં ગુંજતી મારા જંગલી જાતિભાઈઓની કૂચની ઘુઘરીઓનો 'ઝિલ્લક, ઝિલ્લક'નો અવિશ્રાંત આભા-રવ મને અચૂક વરતાઈ આવ્યો. થોડી વારમાં એ તદ્દન બંધ પડી ગયો. બેએક પાંદડાં ફરફરવાનો અવાજ આવ્યો અને તરત મારી સામે કરાડની કિનારી પર ચારેક કાટવડી ચડી આવ્યા. એનાં નાનાં, પાતળાં, કાળાં, લીસાં શરીર, જાણે ચિત્તાની માફક ઠેકવા તૈયાર હોય એમ મને જોઈને સ્તબ્ધ થઈ ગયાં. એ બધાંની આંખો મારી આંખોમાં સ્થિર મંડાઈ હતી. મારો વેશ જોઈને એ લોકો સમજતાં હતાં કે આ માણસ હુમલો કરે એવો નથી, પણ હજારો વર્ષની ટેવ એમની કાળી–પીળી–વાદળી આંખોમાં ચમકી રહી હતી. બે સ્ત્રી અને બે પુરુષ હતાં. એમનાં લગભગ નગ્ન, જુવાન, તંદુરસ્ત શરીરમાં મારા સહેજ જાડા થયેલા દેહ કરતાં વિશેષ સૌંદર્ય હતું.

"બાળપણનાં અનેક અસ્પષ્ટ દૃશ્યો મારા મગજમાં પસાર થઈ ગયાં. ચોમાસાનાં સંધ્યા અંધારાયેલા વરસતાં વનમાં ઝૂંપડીમાં ભરાઈ બેસતા એ, શિયાળાના કાચાં માંસ માટે ઝગડતા

એ ઊઘડતા દિવસો અને પછી ઉનાળામાં ગરમ લાંબા દિવસોમાં સાપ અને વાઘના રોજ બરોજનાં દર્શનો. અને બધાંની વચ્ચે દારૂના કલ્બા પી પી ને ખૂન વહાવતા અમે! અને પૂર ચાંદનીમાં જંગલના પેલા લાલ પાણા આમળ-આમે નાચતા એ!

"પરંતુ બધું ધૂસર સરખું અસ્પષ્ટ હતું. સ્પષ્ટ હતાં: સાવચેતી, અવિશ્વાસ, ડર અને કેફ! એના પ્રબલ શ્વાસોચ્છવાસથી જળી રહેલી અમારી જંગલી જાતિઓની જિંદગી!

"અરે જા! હું એને જિંદગી નથી કહેતો! એના કરતાં તો પત્થર રહેવું સારું છે. *જે મવાઈને ખૂન કરતો નથી, જે એને તેને વિશ્રામ આપે છે! જેમ જેમ હું એમને જોતો* ગયો એમ એમ એ બધાંનાં સહજ માનવી સૌંદર્યની પાછળની એક અવિર્યાત દારુણ બાર્યતા મારાં હૃદયમાં સળગી રહી હતી. પરંતુ ભાષાઓથી પણ ન સમજાવાય એવો એ બધાંનો આજનો પૂર્વગ્રહ જાણે નિર્ઝવર્તું જીવનને આવાહ્ન હતું. જાણે સૃષ્ટિમની વિરાટ અર્થહીનતા આપણી માનવ સંસ્કૃતિના નાના શા પ્રેમળ અર્થને એ અવિશ્વાસ આપી વારે ક્ષુદ્ર જણાવતી હતી!"

આ બે પ્રસંગોનાં સત્ય દર્શનથી હું સાવ મૂંગો બની ગયો હતો. પળેક મને થયું કે એનો હાથ લઈ હું દાબું, પણ શાંત રહ્યો. પરંતુ એ દર્શનોને સાંધનાર દ્રષ્ટા મૂંગો રહી શકે તેમ નહોતો: અવાજને જોર આપીને એણે પૂછ્યું:

"તમે શું કહો છો? આપણો સહો, આ પરોપકારી માણસો અને દંભી સંસ્કૃતિની અંદર શું નાનો શો પ્રેમ, એક સારા માણસનો બીજા પર વિશ્વાસ, આનંદ, શિક્ષણ, જ્ઞાન અને જીવનને સુંદર કરતો-જોવા પ્રેરતો સંસ્કૃતિનો અપારદીપ પ્રેમ! અદ્વિતીય નથી? તમે શું કહો છો?"

મેં તુરત કાંઈ પ્રત્યુત્તર ન દીધો. પછી કહ્યું:

"તમારી શ્રદ્ધા અને સ્વપ્ન મહાન છે!"

"એટલે!" એણે પૂછ્યું.

મેં કહ્યું: "હું જોઈ શકું છું કે, સંસ્કૃતિ અથવા જીવનની સાર્થકતા માટેના પ્રેમે તમારા હૃદયમાં એવી અજબ શ્રદ્ધા ભરી દીધી છે કે તમારાં સ્વપ્નો વિષે કાંઈ ન કહેવા કરતાં, આપણા સહ કે પ્રેમ વિષે કાંઈ મન બાંધવા કરતાં, હવેની જિંદગીને વધુ ઊંચે સ્તરે લઈ જવા મન થાય."

હવે એણે મારો હાથ પકડ્યો:

"મારી શ્રદ્ધા પણ અનંત નથી. આપણી અંદરના દ્વેષ-દગા, લોભ, મને પણી વખત ચલવિચલ કરી નાખ્યો છે. મારા પોતાનાં જ ક્રોધ અને પ્રબલ ઇચ્છાઓ મને ચોંકાવી દે છે. પરંતુ ચિરસાની અંતિમ વાત જેવી એ સાંજ અને વનનો એ ભીતરનો બપોર, એ જાત બાઈઓની દશા મને ફરી દૃઢ કરી દે છે. હું વિચારું છું: એક આશા જ આ બધું રચી શકે છે. તો એની જ વાત અંતરમાં ધરવી. કદાચ, કોઈ દિવસે, સમસ્ત સુખી માનવ-જાતિથી અલંકૃત આ પૃથ્વી તેનાં અપરિમિત પ્રાણીજીવન અને ન જોયેલાં સ્વર્ગો સાથે, એ સાંજથી અનંતગણી સુંદર બની જશે!"

☆

# અલ્પાત્માનું આત્મપુરાણ*

સંપાદક : જ્યોતીન્દ્ર હ. દવે એમ. એ.

## અથ પ્રસ્તાવના

"હું લેખ લખવા માગું છું ત્યારે પ્રથમ વિષયની શોધ કરું છું," પહેલા સાહિત્યકાર બોલ્યા.

"મારી ટેવ એવી છે," બીજા સાહિત્યકારે કહ્યું, "કે વિષય જડી આવે—"

"ને હું તો સ્ફુરણા થઈ આવે—" ત્રીજાએ કહ્યું.

"વિષય એક એટલે તે પર વિચાર કરું, મુદ્દાઓ—" પહેલાએ પોતાની કથા આગળ ચલાવવા પ્રયત્ન કર્યો.

"—કે વિષય જડી આવે તો જ તેના પર લખવાનો વિચાર કરવો. લખવાનો વિચાર કર્યો એટલે—" બીજાએ પોતાની આત્મકથાનો તંતુ સંધાવવા પ્રયાસ કર્યો.

"ત્યારે જ લખું, નહિ તો—" ત્રીજાએ પોતાની વાત આગળ ચલાવવા યત્ન કર્યો.

"—મુદ્દાઓ શોધી કાઢું, પ્રત્યેક મુદ્દા પર વિચાર કરું, પછી બધા મુદ્દાઓનો સામટો વિચાર કરું, બધો વિચાર કરી રહ્યા પછી—" પહેલા સાહિત્યકારે વાત આગળ ચલાવવા ભગીરથ પ્રયાસ કર્યો.

"નહિ તો લખું જ નહિ. પ્રયત્નસાધ્ય લેખનરીતિ મને—" ત્રીજાએ કહ્યું.

"—લખવાનો વિચાર કર્યો એટલે લખવાનું કાર્ય તરત જ આરંભ્યું. ને એક વેળા કાગળ પર ફાઉન્ટન પેન ચાલી કે પછી—" બીજાએ કહ્યું.

"—પ્રયત્નસાધ્ય લેખનરીતિ મને લેશ પણ રુચતી નથી. મને તો પ્રતિભા ને પ્રેરણા—" ત્રીજાએ કહ્યું.

"હું કેમ લખું છું તેની હું વાત કરતો હતો. તમારે ન સાંભળવું હોય તો—" પહેલાએ કંટાળીને કહ્યું.

"ના, ના, સાંભળું છું ને. હું પણ એ જ વાત કરતો હતો. હું મારી વાત કરતો હતો." બીજાએ કહ્યું.

"ને હું મારી કથા કહેતો હતો," ત્રીજાએ જણાવ્યું.

*

"હું જ્યારે યરવડાની જેલમાં હતો—" એક દેશભક્તે પાસે બેઠેલા બીજા દેશભક્તને જણાવ્યું.

---

* 'ગુજરાત' ત્રૈમાસિકમાં 'વિક્રમ' નામક કોઈ 'અલ્પાત્મા'એ આ આત્મપુરાણ શરૂ કર્યું હતું. પરંતુ તે પછી 'ગુજરાત' બંધ પડતાં એ પુરાણ પણ અટકી પડ્યું હતું. અલ્પજ્ઞ પુરાણપ્રિય દેશમાં કોઈ પણ પ્રકારનું પુરાણ અટકી પડે એ ઠીક ન લાગવાથી મેં 'અધૂરા પુરાણનું' સંપાદન કરી 'પ્રસ્થાન' દ્વારા પ્રસિદ્ધ કર્યું છે. —સંપાદક

"તમે યરવડાની જેલમાં હતા કે? આપણે તો સાબરમતીમાં જઈ આવ્યા છીએ." દેશભક્ત નંબર બીજાએ કહ્યું.

"ત્યારે મહાત્માજી પણ ત્યાં જ હતા. હું એમને મળી શક્યો—" દેશભક્ત નંબર એકે કહ્યું.

"એમ કે? તમે મહાત્માજીને મળેલા? હું પણ મળ્યો હતો. પણ યરવડામાં નહિ. આપણે તો એમના સાબરમતીના આશ્રમે જ જઈને ધામા નાંખેલા."

"આ દેશનો ઉદ્ધાર ખાદી વડે જ થઈ શકશે એમ એમની વાતચીત પરથી હું સ્પષ્ટ સમજી શક્યો. એમની સાથે વાત નહોતી થઈ ત્યાં સુધી—"

"ને આપણે તો પહેલેથી જ ખાદીમાં શ્રદ્ધા રાખી છે."

"ત્યાં સુધી મને ખાદીથી દેશનું દળદર ફીટે એમ લાગતું નહોતું. હવેથી મેં ખાદી ને રેંટિયાને મારો જીવનમંત્ર ગણ્યો છે. દેશની સેવા—"

"ને આપણે પણ બસ રેંટિયો ને ખાદી જ—"

"પણ હું વાત એ યરવડાની જેલ વિષે કરતો હતો. રાજદ્વારી કેદી ને સામાન્ય કેદી વચ્ચે કશો ભેદ જ નહોતો રાખવામાં—"

"અમારી સાબરમતીમાં પણ કશો ભેદ રાખવામાં નહોતો આવ્યો."

"સદ્ગૃહસ્થને ન છાજે એવી રીતની વર્તણૂક અમારી સાથે ચલાવવામાં આવતી—"

"અમારી સાથે પણ એમ જ—"

"મેં તો જેલ સુપરિન્ટેન્ડન્ટને કહ્યું—"

"આપણે પણ સુપરિન્ટેન્ડન્ટ સાહેબને સંભળાવી દીધું—"

"—કે અમે સામાન્ય ગુનેગારો નથી, સદ્ગૃહસ્થ છીએ. જેટલી એમની પોતાની આબરૂ જગતમાં છે તેટલી જ અમારી પણ છે. અમે—"

"કે અમે પણ તારા જેવા જ છીએ સમજ્યો ને? ને અમારી જોડે સીધાસીધા નહિ ચાલશો તો—"

"અમે સત્યાગ્રહીઓ જેલના નિયમોનો ભંગ કરવા નથી માંગતા. પરંતુ અમારી સાથે સારી વર્તણૂક રાખવામાં નહિ આવે તો—"

"—સીધાસીધા નહિ ચાલશો તો સત્યાગ્રહ કરીશું, તમારાં પોકળો છાપામાં પ્રગટ કરીશું ને તમને બેઆબરૂ કરીશું."

"મેં કહ્યું કે અમારી સાથે જો તમે સારી રીતે—સદ્ગૃહસ્થને છાજે એવી રીતે—"

"આપણે પણ એમ જ કહી દીધું. આપણે તો સંભળાવી દીધું કે આ એક વાર કરી દઈએ છીએ. સીધાસીધા નહિ ચાલશો—"

"પણ સારી વાત જરા સાંભળશો!"

"ત્યારે આ શું કરું છું!... આપણે તો ચોખ્ખું કહી દેવાના—જેવું હોય તેવું. પછી મોટા સુપ્રીટેંડંટ હોય કે તેનો બાપ!"

"તારે જો તારી જ વાત કરવી હોય તો હું મૂંગો રહું."

"ના, ના, ભાઈ! તું તારે તારી વાત કરની. સૌને પોતપોતાની વાત મીઠી લાગે."

*

"તે દિવસે પાર્ટીમાં પેલી મિસ દસ્તુર પીરોજી સાડી પહેરીને આવી હતી તે તેં જોઈ હતી?" એક સન્નારીએ બીજા સન્નારીને પૂછ્યું.

"હા. મારી પાસે એવા જ રંગની, બરાબર એ જ નમૂનાની, સાડી હતી. પણ મારી બબલી નાની હતી ને—" બીજાં સન્નારીએ જવાબ દીધો.

"મને પણ એવી સાડી લેવાનું મન થયું. પણ શું કરું? એમનો સ્વભાવ આકળો બહુ—"

"બબલી નાની હતી ત્યારે એક દિવસ બબલીના બાપા, હું ને બબલી સીનેમા જોવા ગયાં હતાં. ત્યાં—"

"એમનો સ્વભાવ આકળો એટલે મેં વિચાર કર્યો કે આમ માંગીશ તો ચીઢાશે માટે લાવ એક યુક્તિ કરું—"

"ત્યાં એકદમ અંધારું થઈ ગયું એટલે બબલી ગભરાઈ ગઈ ને રડવા મંડી—"

"આમ એમનો સ્વભાવ જરા આકળો ખરો, પણ પોતાનાથી કંઈ પણ વસ્તુ બગડે તો જેની એ વસ્તુ હોય તેને એ તેના કરતાં દશગણી સારી વસ્તુ અપાવે. મેં પેલી તપખીરિયા રંગની મારી સાડી છે ને—"

"બબલીને છાની રાખવા મેં તો બહુ બહુ કર્યું પણ એ કેમે કરી છાની રહે જ નહિ! બબલીના બાપાએ કહ્યું: 'લાવ, હું એને જરા બહાર ફેરવી આવું.' મેં એમને આપવા—"

"એમને એવી ટેવ છે કે રાતે મોડા ભણાવીને થાક્યાપાક્યા આવે તેવા તરત સૂઈ જાય. તે મેં પેલી મારી તપખીરિયા રંગની સાડી છે ને—"

"હા. તે બબલી તો એવી રડે કે કંઈ પૂછવાની વાત જ નહિ. આસપાસનાં બધાં કંટાળી ગયાં. પછી બબલીના બાપા કહે છે: 'અલી! લાવ તું મને આપ. હું એને જરા બહાર ફેરવી આવું.' મેં બબલીને એમના હાથમાં—"

"હા. તે પેલી મારી તપખીરિયા રંગની સાડી છે ને તે મેં એમના ઓશીકા નીચે ડૂચો કરીને મૂકી. એ તો બહારથી ભણાવીને રાતે મોડામોડા આવ્યા ને—"

"હું એમના હાથમાં બબલીને આપવા ગઈ. પણ અંધારું બહુ એટલું બધું હતું કે મને કંઈ દેખાયું નહિ ને—"

"એ તો મોડામોડા આવ્યા ને તરત સૂઈ ગયા. કાલે સવારે કેવી રીતે વાત કરવી તેનો વિચાર કરવામાં મને રાતના ઊંઘ પણ ન આવી. બીજે દિવસે—"

"અંધારામાં એમના હાથ ક્યાં છે તે મારાથી દેખાયું નહિ ને મેં તો એ લેશેરતો એમ ધારીને બબલીને મારા હાથમાંથી છોડી દીધી. ને બિચારી બબલી તો જમીન પર જોરથી—"

સાનાં રણો ઓળંગી કાવ્યતીર્થને કાંઠે સાહિત્યનાં પરમામૃત પીધાં હોય; કોઈ મહાધર્મધુરંધર હોય, જેણે કોટિ પામર જીવોને સ્વર્ગના દરવાજા બતાવ્યા હોય; કોઈ મહામુત્સદ્દી હોય, જેણે સેંકડો રાજ્યોને પાયમાલ કરી આત્મસમૃદ્ધિ સાધી હોય : આવો કોઈ મહાન આત્મા હોય ને તે આત્મચરિત્ર લખે તે છાજે. જેણે કશું કર્યું ન હોય; છેક અંધકારમાં એક ખૂણામાં અજાણ્યા પડી રહી જિંદગી પૂરી કરી હોય; જેણે હીરાની બંગડીથી માંડી કટાઈ ગએલાં તાળાંઓ ખોઈ નાખી તે શોધવામાં આ અમૂલ્ય માનવજીવનનો અર્ધો ઉપરાંત ભાગ વ્યતીત કર્યો હોય; જેણે નાનપણમાં કૂતરાની પૂંછડી આમળી તેને રડાવ્યાં હોય; યૌવનમાં સ્ત્રીનાં અલંકાર વેચી તેને રડાવી હોય ને વૃદ્ધાવસ્થામાં દાંત વિનાના બોખા મોં વડે ખાંસી ખાંસી બાળકોને રડાવ્યાં હોય : એવા અલ્પાત્મ પ્રાણીઓનાં જીવન શાં ? તેની કથા શી ? તેનાં પુરાણ શાં ? એનાં આલેખન શાં ને વાંચન શાં ?

ભાદરવાના ભીંડાની પેઠે આવા એક પછી એક પ્રશ્નો વાચકની મનોભૂમિમાં ફૂટી નીકળશે એમ હું માનું છું. હું કબૂલ કરું છું કે હું અલ્પાત્મા છું. શીર્ષકમાં જ મેં મારું અલ્પાત્મત્વ સ્વીકારી લીધું છે. મને એમાં શરમ નથી. ખરું કહું તો અલ્પાત્મા થવામાં હું ગૌરવ માનું છું. મેં કરોડો મનુષ્યોનાં જીવન સુધારી નાંખ્યાં નથી. દેશદેશાન્તરોમાં ધાર્મિક, રાજકીય કે સામાજિક સુધારણાની ધગશભરી ચળવળો ચલાવી નથી. તેથી મારું કાંઈ પણ નુકસાન થયું નથી તેમ જ કોઈ બીજાને પણ ગેરલાભ નથી થયો એની મને ખાતરી છે. હું અલ્પાત્મા છું તેની મને ખાતરી છે. ને મારા અલ્પાત્મા રહેવામાં જ મારું તથા જગતનું કલ્યાણ સમાયું છે એમ હું દૃઢતાથી માનું છું.

પરંતુ અલ્પાત્માનાં આત્મપુરાણો ન હોય એમ હું માનતો નથી. મહાત્મા કે અલ્પાત્મા પ્રત્યેક આત્માનાં પુરાણ હોય જ. મહાત્માનાં મહાન આત્મપુરાણોમાંથી ન જડે એવું અલ્પાત્માઓનાં ક્ષુદ્ર આત્મપુરાણોમાંથી મળી શકે છે. મહાત્માઓનાં જીવનમાં જે નથી હોતું —અલ્પતા—તે અલ્પાત્માઓનાં જીવનમાં છલોછલ ભરેલું હોય છે, ને અલ્પતાનો આસ્વાદ ફેંકી દેવા જેવો તો નથી જ એમ હું સ્વાનુભવને આધારે કહી શકું છું. આ કારણથી હું મારું આત્મપુરાણ ઊકલું એમાં કાંઈ ખોટું નથી. વાચકને એ વાંચે તો તેમાં પણ બહુ નુકસાન જેવું નથી. જે અનેકાનેક મહાપુરુષોની જીવનકથામાંથી એને નહિ લાધ્યું હોય તે આમાંથી મળશે એની તેને ખાતરી આપું છું. ને હવે આ ઉપોદ્ઘાત, પ્રસ્તાવના કે જે ભોગ પૂરા કરી, હું આત્મપુરાણ લખવા શી રીતે પ્રેરાયો તેની કથા ઉપર આવું છું.

નૈયાયિકો કહે છે કે અમુક વસ્તુનું અમુક જ પરિણામ આવે. પરંતુ ઈશ્વર અથવા કુદરત નૈયાયિકોને ખોટા પાડવા હંમેશ તૈયાર હોય છે. કુદરતના કાયદા ઉપર નૈયાયિક ભલે ભાર મૂકે પરંતુ કુદરત પોતે જ, કુદરતના કાયદા જેવું કાંઈ નથી અને જો હોય તો તે કાયદા કોઈથી સમજાય એવા નથી, એમ પ્રતિપળે દર્શાવે છે. જે કારણથી જે ન બનવું જોઈએ તે કારણથી તે બને છે. બિલાડી ઉંદરનો સંહાર કરવાને બદલે તેને જન્મ આપે છે; શરીર સાચવનાર હંમેશ માંદો રહે છે; શરીરની દરકાર કર્યા વગર ચાહોમ કરી ઝોકાવનાર અલમસ્ત જેવો ફરે છે. આવા આવા અનેક ચમત્કારોનું સ્વાભાવિક પરિણામ એ આવવું જોઈએ કે કુદરતના કાયદા જેવું કાંઈ નથી એમ માણસને સમજાવું જોઈએ. છતાં

એ ચમત્કારોને પરિણામે માણસની કુદરતના કાયદા વિષેની શ્રદ્ધા વધતી જાય છે એ પણ એક ચમત્કાર જ છે ને!

આ આત્મપુરાણ પણ એવો એક ચમત્કાર જ છે. નયનોમાંથી તેજોધારા રેલતી, મુખમાંથી સ્મિતના અમૃતફુવારા ઉરાડતી, કોકિલકંઠે માનવકુલને પ્રેરતી કોઈ હૃદયડોલન સુંદરીએ મને સંબોધ્યો નથી કે 'ઉઠો તમારી આત્મકથા ને જગતને પાટલે વાંચો તમારાં આત્મપુરાણ.' કોઈ કવિરાજ સમા પ્રોજ્જ્વલ ને પ્રતાપી શાસ્ત્રરત્નએ સાગર સમા ઘોર-ગંભીર ભેરીનાદે ઉચ્ચાર્યું નથી કે 'અલ્યા! તું તારી આત્મકથા આલેખ.' જીવનની કોઈ ધન્ય પળે આત્માના ઊંડાં ઊંડાણમાંથી ફૂલની ફોરમ સમો અવાજ પણ નથી સાંભળ્યો કે 'જગતને સંભળાવ તારી જીવનકથાની અમૃતાક્ષરી.' તેમજ મદન ને મદિરાથી યે વધુ માદક એવી ચાના નશામાં પણ મેં આ કથા નથી ચીતરી નાંખી. સાહિત્યસર્જનનાં જે સામાન્ય કારણો હોય છે તેમાંના એકથી પણ પ્રેરાઈને મેં આ આત્મપુરાણ ઉકેલ્યું નથી.

પ્રાચીન કવિઓ મરણના ભયનું જગતને ભાન કરાવવામાં, માણસને પ્રતિક્ષણ મૃત્યુના કારમા ચિત્રથી ગભરાતો રાખવામાં કૃતકૃત્યતા માનતા. હવેના સાહિત્યકારોએ એ પ્રણાલિકા છોડી દીધી છે. પરંતુ પ્રાચીન કવિઓનાં આદર્શ અધૂરાં રહ્યાં નથી. વીમાકંપનીના એજંટોએ ઉત્સાહભેર એ કાર્ય ઉપાડી લીધું છે. પ્રાચીન કવિઓ તો મૃત્યુ વિષે લખીને સંતોષ માનતા. વાંચવું હોય તે વાંચે, ન વાંચવું હોય તે ન વાંચે; પરંતુ વીમાકંપનીના એજંટો તો તમારે ઘેર આવીને કોઈપણ કાલ્પનિક કારણથી ગભરાઈ જવાને આતુર એવા શ્રીવર્ગ તથા બાલવર્ગ સમક્ષ મૃત્યુની ભયંકરતા ને જીવનની ચંચળતા વિષે સચોટ, વિસ્તારી ને હૃદયભેદક ભાષણો કરે છે.

થોડા દિવસ પર એવા એક વીમાકંપનીના એજંટ મારે ત્યાં આવ્યા હતા. એઓ મારા ઓળખીતા હોવાથી હું એમને, મારા હંમેશના રિવાજ મુજબ, ઘર બહાર ન કાઢી શક્યો. થોડીવાર આડીઅવળી વાતચીત કર્યા પછી એમણે અમારા આખા કુટુંબને ભેગું થએલું જોઈ ગંભીર બની મારા પરમ હિતૈષી હોવાનો ડોળ કરી જણાવ્યું: "ભાઈ! આપણે હજી પોતાનો વીમો કેમ નથી ઉતરાવ્યો?"

"હું શું જાણું?" અણધાર્યો ઉત્તર મળ્યો.

પણ નિરાશ ન થતાં એમણે આગળ ચલાવ્યું: "એમ નહિ. જુઓ આ વખત કેવો છે?"

"સારો છે. શો ખોટો છે?" મેં પૂછ્યું.

"અરે! તમને તો એમાં તેમાં મજાક કરવી જ સૂઝે છે. પણ વખત કેટલો બારીક છે તેની ખબર છે?"

"ઘણો જ બારીક છે—વખત બતાવનાર ઘડિયાળના કાંટા કરતાં પણ વખત પોતે વધારે બારીક છે એ હું જાણું છું." હું બોલ્યો.

"હું મજાકની વાત નથી કરતો." થઈ શકાય એટલા ગંભીર થઈને એમણે જણાવ્યું.

"પણ હું કરું છું ને!" મેં પ્રત્યુત્તર વાળ્યો.

"આ તો કંઈ સમજવાના જ નહિ. ભાઈ! તમે સાંભળો."

"ભાઈ નહિ સમજે તે ભાભી પણ નહિ સમજે. હજી અમારા વચ્ચે આવુંસમજની એકતા રહી છે." મેં કહ્યું.

હું જાણે બોલ્યો જ ન હોઉં એમ એમણે આગળ ચલાવ્યું: "અત્યારે વખત એવો આવ્યો છે કે કોઈ માણસના જાનમાલનો ભરોસો રાખી શકાય નહિ. હું અહીંઆં બેઠો છું પણ એક મિનિટમાં મારું હૃદય બંધ પડી જાય ને મરી પણ જાઉં!"

"અમારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી?" હું મનમાં બબડ્યો.

"તમે સમજો છો કે આ ભીંત નક્કર છે. આ છાપરું સલામત છે. પણ તમે ઊંઘતાં હો ને ભીંત તૂટી પડે, આખું છાપરું કડડભૂસ કરીને તમારાં બધાંની ઉપર તૂટી પડે ને—"

"હેં!"

"હેં શું? અત્યારે જ ધરતીકંપ થાય ને આ તમારું નાનું બેબી છે તે તમારા હાથમાંથી છટકીને બારી બહાર ગબડી પડે—"

"ઓ મા!" કહી, ભાભીએ બેબીને છાતી સરસું ચાંપ્યું.

"સામેના ખૂણામાંથી ભયંકર ઝેરી સાપ એકાએક નીકળી આવીને તમને કરડે, ભાઈ ભૂલમાં દવાને બદલે ઝેર પાઈ દે—"

"એમ!" જરા ડોળા કાઢી મારી સામું જોતાં, ભાભી બોલ્યાં: "એ જરા ભૂલકણા તો છે."

"ભાઈ બધાંની મજાક કરે છે પણ એકાદ દિવસ મોટરની હડફટમાં આવી જાય, ટ્રામ નીચે ચગદાઈ જાય, એમના પર મોટી દીવાલ એકાએક તૂટી પડે ને એમનું એકે હાડકું હાથમાં ન આવે, કોઈ ઉશ્કેરાએલો મવાલી પાછળથી આવી એમની છાતીમાં છરી ભોંકી દે, રેલવેના પાટા ઓળંગતાં ગાડી નીચે કચરાઈ જાય, એમના પર વીજળી પડે કે ઇલેક્ટ્રિસિટીનો તાર તૂટી પડે—"

"ઓ ભગવાન!" મારાથી વિના પ્રયત્ને બોલાઈ ગયું.

"હિંદુ-મુસલમાનનાં હુલ્લડ ફાટી નીકળે ને તેમાં એ સપડાઈ જાય ને પોતાની ઇચ્છા વિરુદ્ધ 'હુતાત્મા' બને, કોઈના ખૂનનો આરોપ એને માથે આવે ને ફાંસીએ ચડવું પડે, એકાએક ગાંડા થઈને આપઘાત કરે—"

"બસ-બસ!" મેં કહ્યું, "બહુ થયું ભાઈ! હું સમજ્યો. જીવન ક્ષણિક છે. હું ક્યારે મરી જઈશ તે નક્કી નથી. ક્યા ખૂણામાંથી ક્યારે મૃત્યુ ધસી આવશે તે કોઈ કહી શકે એમ નથી વગેરે વગેરે. પણ તમે દાખલા ન આપો. ને આપવા જ હોય તો મારા નહિ, કોઈ બીજાના આપો."

"ના, હું ખાસ તમને જ કહેવા માગું છું. પોતાની વાતથી માણસને જેટલી અસર થાય તેટલી બીજાની વાતથી ન થાય, કેમ કાકી!" એણે મારાં વૃદ્ધ કાકીને સંબોધીને કહ્યું.

"હા ભાઈ! ખરી વાત છે. હવે આપણે જેટલાં કાઢ્યાં છે તેટલાં કાઢવાનાં નથી."

"કાકી! પણ અમે તો હજી જુવાન છીએ." મેં કહ્યું.

"તેમાં શું? મારો દીકરો જુવાનજોધ ફાટી ગયોને! જુવાનીઆની જિંદગીનો તો ભરોસો જ નહિ. નહિ મનમાં ને નહિ ચિત્તમાં: એક રાતમાં ને રાતમાં ઝીપડી ગયો. હું છું, પણ એના જેવો નહિ. એ તો શરીરે એવો હતો—" કાકી બોલ્યાં.

"જિંદગીનો ભરોસો જ નથી." વીમાકંપનીના એજંટે ફરી પોતાની વાત શરૂ કરી. "મોત ક્યારે ને ક્યાંથી આવશે તે કલ્પી શકાય એમ નથી."

અને આ હજી ઓછું હોય એમ, અર્ધો કલાક ભાષણ કર્યા પછી કોઈ વકતા 'હવે હું મૂળ વિષય પર આવું છું' એમ કહે તેવી રીતે એમણે કહ્યું: "ને હવે આ લડાઈની વાત લો."

"નથી લેવી," મેં અકળાઈને કહ્યું.

"એ કંઈ તમારા હાથની વાત નથી," કહી એમણે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું: "આ લડાઈમાંથી કોઈ દેશ છટકી શકે એમ નથી. જ્યાં નજર નાંખો ત્યાં મુડદાં સિવાય બીજું કંઈ દેખાતું નથી. રોજના કરોડો માણસો મરે છે. દરિયામાં પાણીને બદલે લોહીની નીકો વહે છે. જમીન પર માણસનાં મુડદાં પડ્યાં પડ્યાં ગંધાઈ ઊઠે છે. સમુદ્રની સપાટી પરથી, જમીન પરથી ને આકાશમાંથી હજાર હાથે મોતની લહાણી કરી રહેલાં આ અવનીવત્ યંત્રો આગળ માણસ લાચાર થઈ ગયો છે. આપણે અત્યારે આમ બેઠાં છીએ ને એક બૉમ્બ ઉપરથી પડે ત્યાં એક ક્ષણમાં આપણો સૌનો ભૂકો નીકળી જાય અને આપણાં હાડકાં શોધ્યાં નહિ જડે."

આ પ્રમાણે મુંબઈના મવાલી ને મોટરથી માંડી ઈશ્વરદત્ત મરકી, કોલેરા ને વિશ્વ-યુદ્ધ સુધીના યમરાજના સંદેશવાહકોની એમણે સવિસ્તર ચર્ચા કરી.

આખા ઘરમાં મૃત્યુનો સુનકાર પથરાઈ રહ્યો. હૈયેહૈયામાં મૃત્યુના કારમા ભયનું સામ્રાજ્ય સ્થપાઈ ચૂક્યું. અમે બધાં મજબૂત ઘરના એક ઓરડામાં નહિ, પણ ડૂબવાની અણી પર આવેલી નૌકામાં બેઠેલાં ઉતારુઓ હોઈએ એમ અમને લાગ્યું. ધારેલી અસર થએલી જોઈ એમણે મને પૂછ્યું: "ત્યારે શો વિચાર કર્યો?"

ગાઢ નિદ્રામાંથી જાગતો હોઉં તેમ ચમકીને મેં જવાબ દીધો: "હેં! હા. ખરી વાત છે. કોણ ક્યારે મરી જશે તે કોઈથી પણ કહી શકાય એમ નથી."

"ના, ના, એમ નહિ," એમણે કહ્યું.

"હા, હા. એમ જ." મેં ઉત્તર આપ્યો.

"હું એમ પૂછું છું કે પછી વીમો ઉતરાવવા સંબંધી શો વિચાર કર્યો?"

"કાલે વિચાર કરીને જવાબ દઈશ." મેં જણાવ્યું.

"હજી વિચાર કરવાનો બાકી છે?"

"હા. હમણાં તો મૃત્યુ સિવાય બીજા કશાનો વિચાર આવતો નથી."

"તેથી જ કહું છું ને કે વીમો ઉતરાવી દો."

"ના. આજે તો મારું વિલ કરી લઉં. પછી બીજી વાત."

"ભલે ત્યારે. હું કાલે આવીશ. નક્કી કરીને—અરે! એમાં નક્કી શું કરવાનું છે! કાલે જ વીમો ઉતરાવી નાંખીશું. ત્યારે જરૂર કાલે આવીશ."

"હા, કાલે જીવતા હો તો આવજો. હું જીવતો હોઈશ તો તમને મળીશ." મેં જવાબ દીધો.

"અરે! એમ ગભરાઈ શું જાઓ છો?"

"એ તમારા જ પ્રતાપ."

તે રાતે કોઈ ઊંઘી શક્યું નહિ. મારાં કાકીએ આખી રાત ફાનસ લઈને કદાચ કોઈ ઠેકાણે સાપ ભરાઈ રહ્યો હોય એવી બીકથી ખૂણાએ તપાસ્યા કીધા. મારાં ધર્મપત્નીએ દીવાલ તૂટી પડશે એવા ભયથી ફાટી આંખે ને ધબકતે હૃદયે ઈશ્વરપ્રાર્થનામાં—પ્રાર્થનાની ચેષ્ટામાં—રાત ગાળી. કોની મોટરમાં ને ક્યારે કચરાઈ જઈશ, કયા ખૂણામાંથી ક્યારે ને કેવે સ્વરૂપે મૃત્યુ આવશે તેના વિચારમાં મેં તરફડિયાં માર્યાં કર્યાં. 'ઓ! ઓમ્બ પડ્યો' કરી જરા અવાજ થતાં અમે બધાંએ આખી રાત ગભરાટ ને બીકમાં વીતાવી.

પહેલાં મૃત્યુનો મેં ઝાઝો વિચાર કર્યો નહોતો. પણ તે રાત્રિએ તો મૃત્યુ સિવાય વિચારનો મારે માટે બીજો કોઈ વિષય ન હતો. હું મરી જઈશ? હમણાં ને હમણાં અકસ્માતનો ભોગ બનીને નહિ તો ખરડો થઈને મરીશ તો ખરો જ ને! મારા મર્યા પછી શું થશે? મેં વિચાર કરવા માંડ્યો. શું થશે? કંઈ નહિ થાય. મારું નામનિશાન પૃથ્વીપટ પરથી લુપ્ત થઈ જશે! હું હતો કે નહિ તે પણ લોકો ભૂલી જશે. એ તો ખોટું. મારે કાંઈ કરવું જોઈએ. . . .

પણ કરું શું? ફોટો પડાવું? પણ તે પણ શાશ્વત નહિ રહે. ત્યારે. . . . હા, મારું જીવનચરિત્ર કોઈ લખે તો હું અમર થાઉં. પણ કોણ લખે? એક સાક્ષરના ભાઈનાં સાસુ મૃત્યુ પામ્યાં ત્યારે તે સાક્ષરે એમનાં મૃત્યુ પર નિવાપાંજલિ આપી તેમને અમર કર્યાં હતાં. પણ મને કોણ કરવાનું હતું? મારી જીવનકથા કોણ લખશે? ખરી વાત છે. પારકી આશ સદા નિરાશ. હું જ શા માટે મારી આત્મકથા ન લખું? પણ હું—હું અલ્પાત્મા—મારે શું લખવાનું હોય? . . . લખવું હોય તો ઘણું લખાય. લોકો પોતાના 'અંધેરીથી મુંબાઈ'નાં, 'મોદીખાનેથી માર્સેલ્સ'નાં, 'ચોરવાડથી જપાન'નાં, 'યુરોપની મુસાફરી'નાં, 'કતારગામથી ઉધના'નાં પ્રવાસવર્ણનો લખે; રાજનીતિજ્ઞો 'છેલ્લો યુરોપનો મહાવિગ્રહ ને તેમાં મારો ફાળો,' 'પાર્લમેંટમાં પચ્ચીસ વર્ષ,' 'જેલમાં સાત મહીના,' ઇત્યાદિ વિશે પોતાની અનુભવકથાઓ આલેખે; સાહિત્યકારો પોતાનાં 'સંસ્મરણો'. ને 'સ્મરણમુકુરો' પ્રસિદ્ધ કરે તો હું યે 'આત્મપુરાણ' કેમ ન લખું!

બીજે દિવસે વીમાકંપનીના એજંટ અકસ્માતથી મરી ન જવાથી વાયદા મુજબ મારે ત્યાં આવ્યા. હું પણ રાત્રિ દરમ્યાન મૃત્યુ ન પામ્યો હોવાથી એમને મળી શક્યો.

"બોલો, પછી નક્કી કર્યું કાંઈ?" એમણે પૂછ્યું.

"હા. નક્કી કરી દીધું." મેં જવાબ દીધો.

"ચાલો ત્યારે, હું જાણતો જ હતો. કેટલાનો ઉતરાવવો છે?"

"હં! વીમાની વાત કરો છો!"

"ત્યારે તમે શું સમજ્યા!"

"મેં કંઈ વીમાનું નક્કી નથી કર્યું."

"ત્યારે!"

"મેં તો 'આત્મપુરાણ' લખવાનું નક્કી કર્યું છે."

"એટલે?"

"આત્મપુરાણ—આત્મકથા—મારું પોતાનું જીવનચરિત્ર."

"પણ તેથી શો ફાયદો?"

"કેમ! હું મરી જઈશ તો યે અમર રહીશ. લોકો મને ભૂલી નહિ જાય."

"પણ—પણ વીમાનું શું?"

"વીમાનું? વીમાનું હમણાં કંઈ નહિ. હું આ લખી રહું પછી વાત."

"પણ કાલે આપણે વાત કરીને—"

"તે પરથી જ આત્મપુરાણ લખવા પ્રેરાયો છું ને! તમે જ મારા પ્રેરક છો."

"તે તો ઠીક; પણ વીમો—"

"નહિ, નહિ; વીમાની વાત હમણાં નહિ. જુઓ પહેલું પ્રકરણ હું આમ લખવાનો છું—"

"પછી કહેજો. હમણાં મારે જરા કામ છે. એકેક જણના વીમા ઉતરાવવાના છે. પછી આવીશ, સાહેબજી."

એ ગયા ને મેં આત્મપુરાણ આલેખવાનો આરંભ કર્યો.



[અપૂર્ણ

# કલ્કિ અવતાર

પ્રો. ડોલરરાય ર. માંકડ

સામાન્ય રીતે આપણે માનીએ છીએ કે કલ્કિ અવતાર હજી હવે થવાનો છે. પણ આ અવતારનું ખરું રહસ્ય શું છે એ એની પાછળ કોઈ ઐતિહાસિક ભૂમિકા છે કે નહીં એની તપાસ કોઈ વિદ્વાને હજી સુધી કરી નથી. એટલે આ પ્રશ્ન ઉપર અહીંઆં કેટલોક વિચાર કરવાની છૂટ લઉં છું.

જુદાં જુદાં પુરાણોમાં કલ્કિ વિશે માત્ર નીચે પ્રમાણે હકીકત મળે છે : "શમ્ભલ-ગ્રામમાં વિષ્ણુયશસ્ નામના બ્રાહ્મણમુખ્યને ત્યાં એનો જન્મ થશે અને એ કલિયુગનો સંહાર કરશે અને કૃતયુગનો (= સત્યયુગનો) પુનરુદ્ધાર કરશે."[1] આમાંથી તો કોઈ જાતની ઐતિહાસિક ભૂમિકા મળે એમ નથી પણ કલ્કિપુરાણમાંથી કલ્કિ અવતારને માટે કેટલીક માહિતી મળે છે, જે, મારા મતે ઐતિહાસિક છે. કલ્કિપુરાણમાં કહ્યા પ્રમાણે શમ્ભલ-ગ્રામ માહિષ્મતીનાં રાજ્ય નીચે હતું, અને માહિષ્મતીમાં એ વખતે વિશાખયૂપ નામે રાજા રાજ્ય કરતો હતો.[2] આપણી પૌરાણિક વંશાવલીઓમાં વિશાખયૂપ નામનો એક જ રાજા આવે છે. પ્રદ્યોતવંશના ત્રીજા કે ચોથા રાજાનું નામ આપણાં બધાં જ પુરાણો વિશાખયૂપ આપે છે. એટલે કલ્કિ, જે વિશાખયૂપ રાજાનો સમકાલીન હતો તેનું રહસ્ય અને તેની ઐતિહાસિકતા સમજવાને માટે આપણે તે વખતના ઉત્તર હિન્દુસ્થાનની રાજકીય પરિસ્થિતિની કેટલીક વીગતોમાં ઊતરવું પડશે.

આપણાં પુરાણોમાં પહેલાં પ્રદ્યોતવંશ અને પછી શૈશુનાગવંશ એમ ક્રમ છે, પણ ડૉ. સીતાનાથ પ્રધાને સિદ્ધ કરી બતાવ્યું છે કે[3] પ્રદ્યોતવંશ અને શૈશુનાગવંશ સમકાલીન હતા. ખરી રીતે ઉત્તર હિન્દનાં તે કાળનાં જુદાં જુદાં રાજ્યની વંશાવળીઓનો બારીક અભ્યાસ કરીને એમણે એક કોષ્ટક બનાવ્યું છે, જે આપણને આ વિષયમાં બહુ ઉપયોગી છે. એ કોષ્ટક આ સાથે છાપ્યું છે (કોષ્ટક સં. ૧). એ કોષ્ટક ઉપરથી સમજાશે કે વિશાખયૂપ, સૂર્યવંશનો છેલ્લો રાજા સુમિત્ર, ચંદ્રવંશનો છેલ્લો રાજા ક્ષેમક અને શિશુનાગ નન્દિવર્ધન વગેરે સમકાલીનો હતા. વળી ડૉ. રાયચૌધરીએ બતાવ્યું છે કે[4] એ વખતના સો વર્ષના ગાળામાં ઉત્તર હિન્દુસ્થાનમાં નીચે મુજબ મુખ્ય રાજ્યો હતાં—મગધ, વૈશાલી, કાશી, કોશલ અને વત્સ. એ બધાંમાં કાશી અને મગધનાં રાજ્યો બળવાન હતાં. તો પશ્ચિમ હિન્દમાં અવન્તીનું રાજ્ય મગધની સાથે સ્પર્ધામાં ઊતરે એટલું જોરદાર હતું.

---

૧ જુઓ ભાગવત (૧૨, ૨, ૧૮-૨૦); અગ્નિ (૧૬, ૮-૧૦) વગેરે.

૨ કલ્કિપુરાણ, પહેલો અંશ.

૩ જુઓ એમનું પુસ્તક *The Chronology of Ancient India* પૃ. ૨૨૧

૪ જુઓ એમનું પુસ્તક *Political History of Ancient India* પૃ. ૧૧૬ અને પછી.

બાર્હદ્રથ વંશનો છેલ્લો રાજા રિપુંજય જ્યારે મગધની ગાદીએ હતો ત્યારે મગધનું રાજ્ય નબળું પડી ગયું હતું. અને થોડા જ વખતમાં બિમ્બિસાર હર્યંક નામના મહત્વાકાંક્ષી પુરુષે મગધ ઉપર ચડાઈ કરી રિપુંજયને મગધથી અવન્તી નાસી જવાની ફરજ પાડી. પણ ભાગ્યહીન રિપુંજયને અવન્તીમાં પણ સુખે બેસવા વારો આવ્યો નહીં; કારણ કે થોડા જ વખતમાં તેના મંત્રી પુલિક તેનું ખૂન કર્યું અને પોતાના પુત્ર પ્રદ્યોતને અવન્તીની ગાદી ઉપર બેસાર્યો. આવી રીતે બાર્હદ્રથ વંશના વિનાશ પછી મગધમાં બિમ્બિસાર ગાદીએ આવ્યો અને અવન્તીમાં પ્રદ્યોત ગાદીએ આવ્યો. પણ રિપુંજયના વારસ તરીકે પ્રદ્યોતની આંખ મગધ ઉપર ચોટેલી રહેતી અને તેથી મગધ અને અવન્તી વચ્ચે વૈર બંધાયું. એટલામાં આ વૈરને વધારે દૃઢ બનાવે એવું એક કારણ બન્યું. મગધના રાજા બિમ્બિસારે, તાજેતરમાં જ, પાંચપચીશ વર્ષમાં જ શરુ થએલા જૈનધર્મ તેમ જ બૌદ્ધધર્મ તરફ પક્ષપાત બતાવવા માંડ્યો. અવન્તી તો શૈવધર્મનું મુખ્ય ધામ હતું. એટલે પ્રદ્યોત અને બિમ્બિસાર વચ્ચે રાજકીય દૃષ્ટિએ તો વૈર હતું જ તેમાં ધાર્મિક વૈર વધુ ભળ્યું. છતાં બિમ્બિસારે પોતાની સત્તા એટલી બધી જમાવી દીધી હતી કે પ્રદ્યોત મગધના રાજ્યને સીધી રીતે કોઈ પણ હાનિ કરી શક્યો નહીં. બિમ્બિસારનાં મૃત્યુ પછી એના પુત્ર અજાતશત્રુને પ્રદ્યોતની ચડાઈનો બહુ ભય રહેતો, પણ અજાતશત્રુ ગાદીએ આવ્યો પછી પાંચેક વર્ષમાં જ પ્રદ્યોત મરી ગયો. આથી કરીને અજાતશત્રુને પ્રદ્યોતની બીક તો ટળી, પણ પોતાના રાજ્યને દૃઢ બનાવવા માટે એક પછી એક વૈશાલી, કાશી, કોશલ અને વત્સ દેશના રાજાઓને એણે હરાવ્યા, તેથી કરીને મગધને આ બધા દેશો સાથે વૈર બંધાયું. આ રાજ્યોમાંથી કાશીનું રાજ્ય વધુ બળવાન હતું અને શૈવધર્મનું મુખ્ય મથક હતું. બિમ્બિસારની પેઠે અજાતશત્રુએ પણ બૌદ્ધધર્મને પોષ્યો હતો.

પ્રદ્યોતનાં મરણ પછી અવન્તીમાં પાલક, એની પછી અજક અને એની પછી અવન્તીવર્ધન એમ રાજાઓ થયા. અવન્તીવર્ધનનો ભાઈ વિશાખયૂપ અવન્તીના પશ્ચિમ ભાગની રાજધાની માહિષ્મતીનો રાજા હતો. જ્યારે માહિષ્મતીમાં વિશાખયૂપ રાજ્ય કરતો હતો ત્યારે મગધમાં અજાતશત્રુના પુત્ર ઉદાયીનું રાજ્ય પૂરું થયું હતું અને ઉદાયીનો એકાદ નબળો પુત્ર ગાદીએ હતો.

કલ્કિ, જે વિશાખયૂપનો સમકાલીન હતો તે જ્યારે મોટો થયો ત્યારે ઉત્તર હિન્દમાં અને પશ્ચિમ હિન્દમાં રાજકીય સ્થિતિ આવી હતી. ધાર્મિક દૃષ્ટિએ છેલ્લા પોણોસોથી સો વર્ષમાં બે નવા ધર્મો (જૈન અને બૌદ્ધ) સ્થપાયા હતા અને લોકપ્રિય બનતા જતા હતા. એમાંથી બૌદ્ધધર્મને તો મગધનો રાજ્યાશ્રય પણ મળ્યો હતો. આ વખતે બુદ્ધ અને મહાવીરનાં મરણને ૪૦–૫૦ વર્ષ થઈ ગયાં હતાં. કલ્કિપુરાણમાંથી એમ હકીકત મળે છે કે બૌદ્ધ અને જૈનધર્મનો સંહાર કરવા માટે કલ્કિએ તે વખતના જુદા જુદા રાજાઓને એક સંઘમાં ભેગા કર્યા.[૫] કલ્કિપુરાણ પ્રમાણે કલ્કિને સૌથી પહેલો ટેકો આપનાર વિશાખયૂપ હતો. તે પછી સૂર્ય અને ચન્દ્રવંશના રાજાઓ, સુમિત્ર અને ક્ષેમક પણ એમની સાથે જોડાયા.[૬] ઉપરાંત, એકએ બીજા રાજાઓને પણ કલ્કિ પોતાની સાથે મેળવી શક્યો.

---

૫ કલ્કિપુરાણ અંશ ત્રીજો પછી.

પછી કાશીના રાજાને પોતાની સાથે મેળવવાને માટે આ એકત્રિત થએલા રાજાઓ પોતાનાં સૈન્ય સાથે કાશી ગયા. કલ્કિપુરાણમાં કાશીને ભલ્લાટ કહ્યું છે, પણ ભલ્લાટ કાશીનું બીજું નામ હતું.[૭] કલ્કિપુરાણ પ્રમાણે કાશીમાં એ વખતે શશિધ્વજ નામે રાજા હતો. શશિધ્વજ પહેલાં તો આ નવાં સંગઠનમાં ભળ્યો નહીં. તેથી એકત્રિત રાજાઓએ તેની સાથે લડાઈ કરી પણ એમાં શશિધ્વજ જીત્યો. છતાં એની જીત પછી પણ, એમ લાગે છે કે, કલ્કિની સમજાવટને લીધે શશિધ્વજે એ સંગઠનમાં જોડાવાનું કબૂલ કર્યું.[૮] આવી રીતે સંગઠિત થએલું લશ્કર મગધ ઉપર ચડાઈ લઈ ગયું. કલ્કિપુરાણમાં મગધને કીકટ કહ્યો છે, પણ કીકટ એ મગધ જ છે.[૯] જે યુદ્ધ થયું તેમાં મગધનો રાજા હાર્યો. આવી રીતે કલ્કિના ઉત્સાહથી મગધનો અને બૌદ્ધધર્મનો પરાજય થયો અને બ્રાહ્મણધર્મનો વિજય થયો.

પછી શું થયું તેના વિશે તથા કલ્કિના પોતાના આગળપાછળના ઇતિહાસ વિશે કલ્કિપુરાણમાં ખાસ વધારે કાંઈ કહ્યું નથી. પણ મારી એવી કલ્પના છે કે મગધના પરાજય પછી સંગઠિત રાજાઓએ શશિધ્વજને મગધની ગાદી ઉપર બેસાર્યો હશે. હું માનું છું કે આ શશિધ્વજ તે જ પુરાણોનો શિશુનાગ છે. ડૉ. પ્રધાને બતાવ્યું જ છે કે બિમ્બિસાર વંશના અન્ત પછી શિશુનાગ મગધની ગાદીએ આવ્યો, અને એમના કોઠા ઉપરથી જણાઈ રહેશે કે શિશુનાગ વિશાખયૂપ, સુમિત્ર વગેરેનો સમકાલીન હતો. વળી શિશુનાગ વિશે પુરાણો એકી અવાજે એમ કહે છે કે એ, પોતાના પુત્રને વારાણસીમાં ગાદી ઉપર બેસારશે અને પોતે ગિરિવ્રજમાં (જે મગધની રાજધાની હતું) જઈને રાજ્ય કરશે.[૧૦] આનો અર્થ એટલો જ હોઈ શકે કે શિશુનાગ પહેલાં કાશીનો રાજા હતો અને પછી તે મગધનો રાજા થયો. તેથી કરીને પુરાણો તેમ જ સમકાલીન ઇતિહાસ ઉપર દૃષ્ટિ રાખીને હું એમ સૂચવું છું કે શશિધ્વજ તે જ શિશુનાગ હતો. બૌદ્ધધર્મનાં પુસ્તકો ઉપરથી એમ જણાય છે કે શિશુનાગને લોકોએ પોતાના રાજા તરીકે પસંદ કર્યો હતો.[૧૧] એનો અર્થ પણ એ થાય કે મગધના પરાજય પછી સંગઠિત રાજાઓએ તેમ જ મગધના લોકોએ શશિધ્વજને (= શિશુનાગને) મગધના રાજા તરીકે પસંદ કર્યો. બીજા કોઈને નહીં અને શિશુનાગને પસંદ કરવાનું કારણ તો એટલું જ કે એ બધાથી વધુ બળવાન હતો. એણે એકત્રિત સૈન્યોને હરાવ્યાં હતાં. કાશી તો એનું પોતાનું હતું જ. માતૃપક્ષે એ વૈશાલીનો હતો.

૬ કલ્કિપુરાણમાં તો સૂર્યવંશના રાજાનું નામ મરૂ અને ચન્દ્રવંશના રાજાનું નામ દેવાપિ આપ્યું છે. પણ મરૂ અને દેવાપિ તો વિશાખયૂપથી ૩૦–૩૫ પેઢી આગળ થઇ ગયા છે. તેથી એ એના સમકાલીન હોઇ શકે નહીં: ડૉ. પ્રધાને સિદ્ધ કર્યું છે જ કે સૂર્ય અને ચન્દ્રવંશના વિશાખયૂપના સમકાલીન રાજાઓ સુમિત્ર અને ક્ષેમક જ હતા; અને કલ્કિપુરાણને પણ એ જ અભિમત છે. એ જગ્યાએ તો મરૂ પોતાનું બીજું નામ સુમિત્ર હતું એમ કહે પણ છે. (અંશ ૩૦૪). છતાં દેવાપિ અને મરૂનાં નામો અહીં મૂક્યાં છે તે બીજાં કારણે છે ને હું ભવિષ્યમાં બતાવીશ.

૭ જુઓ: *A Political History of India* પૃ. ૬૨.

૮ જુઓ કલ્કિપુરાણ, ૪ થો અંશ.

૯ કલ્કિપુરાણ, અંશ પહેલો. નિરુક્તમાં કીકટ તે જ મગધ છે એમ સ્પષ્ટ છે.

૧૦ જુઓ પાર્ગીટર *Dynasties of Kali Age*, પૃ. ૬૧.

૧૧ જુઓ *A Political History of India*. પૃ. ૧૩૨.

તેથી વૈશાલી પણ એવું હતું. આમ સર્વશ્રેષ્ઠ રાજાને જ મગધ આપવામાં સંગઠિત રાજાઓએ તથા લોકોએ યોગ્ય જ કર્યું હતું.

આવી રીતે કલ્કિ અવતારની ઐતિહાસિકતા સિદ્ધ કરી શકાય છે. તેણે જૈન અને બૌદ્ધધર્મના ઉદય પછી પહેલો જ તર્ક તેનો સામનો કરીને બ્રાહ્મણધર્મને ફરીથી સંસ્થાપિત કર્યો: માટે તો કલ્કિને અવતાર તરીકે ગણવામાં આવ્યો હશે.[૧૨]

આટલું છતાં વ્યક્તિ તરીકે કલ્કિ કોણ હતો એનો ખુલાસો ક્યાંય મળતો નથી. એનાં નામની પેઠે એનું વ્યક્તિત્વ પણ હાથતાળી દઈને છટકી જાય છે. છતાં એના વિશે એકબે સૂચનો કરું છું, તે માત્ર સૂચન રૂપે જ, સિદ્ધાન્ત રૂપે નહીં. કલ્કિપુરાણ પ્રમાણે મગધના પરાજય વખતે વિશાખયૂપ અને શશિધ્વજ બન્ને સારી પેઠે વૃદ્ધ હતા. તેથી હું એમ ધારું છું કે મગધના પરાજય પછી એ બન્નેનાં મરણો તરતમાં જ થયાં હશે. ડૉ. પ્રધાનનાં કોઠક ઉપરથી જણાશે કે વિશાખયૂપનાં મરણની સાથે જ અવન્તીવર્ધનનું મરણ (અવન્તીમાં) થયું હશે. આમ કલ્કિએ મેળવેલા મહાન રાજકીય અને ધાર્મિક વિજય પછી તરતમાં જ અવન્તી અને માહિષ્મતીનાં સિંહાસનો ખાલી પડ્યાં. અને મારી કલ્પના એમ છે કે વિશાખયૂપ અને અવન્તીવર્ધન પછી અવન્તીમાં કલ્કિને પોતાને લોકોએ રાજા તરીકે સ્થાપિત કર્યો હશે. આ કલ્પનાને માટે કશો જ આધાર નથી પણ એ વખતમાં બનેલા બધા જ બનાવોને દૃષ્ટિમાં રાખતાં આ વાત મને પોતાને વધુમાં વધુ સમ્ભવિત લાગે છે. આની સાથે જ એક બીજી કલ્પના પણ જોડવાનું મન થાય છે. આપણા સાહિત્યમાં જેવું અસ્પષ્ટ અને રહસ્યમય વ્યક્તિત્વ કલ્કિનું છે તેવું જ અસ્પષ્ટ અને રહસ્યમય વ્યક્તિત્વ એક બીજી વ્યક્તિનું પણ છે. મૃચ્છકટિકના કર્તા શૂદ્રક વિશે આપણે લગભગ કંઈ જ જાણતા નથી, માત્ર એટલું જાણીએ છીએ કે એ પોતે બ્રાહ્મણ હતો અને પાછળથી અવન્તીનો રાજા થયો હતો. વળી મૃચ્છકટિકમાં વર્ણવેલો આર્યકનો પ્રસંગ ઐતિહાસિક છે એવું તો હવે સાબિત થઈ ગયું છે. તેથી અને વળી આવા નાના પ્રસંગોમાં લગભગ એક જ કાળના અને એક જ સ્થળના લોકોને રસ પડે તેથી હું એમ માનવાને લલચાઉં છું કે મૃચ્છકટિકનો શૂદ્રક આર્યકના જમાના પછી તરત જ થઈ ગયો હશે. ડૉ. પ્રધાને બતાવ્યું છે કે મૃચ્છકટિકનો આર્યક તે જ પ્રદ્યોતવંશનો ત્રીજો રાજા અજક છે.[૧૩] એટલે એ કાળના અવન્તીના ઇતિહાસને લક્ષમાં લેતાં અજક પછી તરતના જ કાળમાં જો શૂદ્રક અવન્તીનો રાજા થઈ ગયો હોય તો એ કોણ હોઈ શકે? શૂદ્રક જન્મે બ્રાહ્મણ હતો અને પછી અવન્તીનો રાજા થયો હતો[૧૪] એટલો જ આધાર છે છતાં એ નજીવા આધારે પણ હું એમ સૂચવું છું કે કલ્કિ તે જ શૂદ્રક હતો. કલ્કિ પણ જન્મે બ્રાહ્મણ હતો. અને વિશાખયૂપનાં મરણ પછી એ અવન્તીનો રાજા થયો હોય એવો સમ્ભવ છે. આટલી આ એક જ વાત ઉપરથી એ ભિન્ન વ્યક્તિઓની એકતા સિદ્ધ ન થઈ શકે એ ખરું છે છતાં તે કાળના ઉત્તર

૧૨ આ જ વિષય ઉપર જરા વીગતોમાં ઉતરીને મેં અંગ્રેજીમાં એક લેખ લખ્યો છે: *Kalki: the Earliest Check to Buddhism;* જુઓ *New Indian Antiquary*. *January*, 1942.

૧૩. જુઓ *Chronology of Ancient India*, પૃ. ૨૩૨ અને પછી.

૧૪ મૃચ્છકટિક: પ્રસ્તાવના.

હિન્દુસ્થાનના તેમ જ અવન્તીના ઇતિહાસમાં કલ્કિ અને શૂદ્રકની એકતા યોગ્ય રીતે બંધ બેસતી થઈ જાય છે તેથી માત્ર સૂચન રૂપે જ એ વાત અહીં મૂકી છે.[૫૫]

છતાં પ્રશ્ન ઊભો રહે છે કે આમ જો કલ્કિ ઐતિહાસિક વ્યક્તિ હોય તો પછી એને ભવિષ્યમાં થનારો અવતાર શા માટે ગણવામાં આવે છે. પણ જેમણે પુરાણોની વંશાવળીઓ ધ્યાન દઈ ને વાંચી છે તેને માટે આ પ્રશ્ન જરા યે મહત્ત્વનો નથી. મહાભારતના યુદ્ધ પછી પાંચમી કે છઠ્ઠી પેઢીના રાજાઓને પુરાણો સાંપ્રત રાજાઓ તરીકે ગણાવે છે. આવી રીતે સૂર્યવંશમાં દિવાકર અને ચન્દ્રવંશમાં અધિસીમકૃષ્ણ સાંપ્રત રાજાઓ ગણાય છે. આ રાજાઓને સાંપ્રત ગણવા છે તેનો અર્થ એક જ હોઈ શકે કે પુરાણકારોએ એમના વખતમાં વંશાવળીઓને અદ્યતન બનાવી. ખરી રીતે તે તે રાજાઓનાં નામ આવે છે ત્યારે પુરાણોમાં એમ કહ્યું છે કે — આ રાજાઓ હાલ રાજ્ય કરે છે અને હવે પછી બીજા રાજાઓ રાજ્ય કરશે એટલે કે હવે પછી જે રાજાઓ રાજ્ય કરશે તે ભવિષ્યના રાજાઓ થશે. આવી રીતે વંશાવળીની યાદી બંધ થયા પછી અમુક પેઢીઓ પછી વળી નવા વંશાવળીઓને અદ્યતન બનાવવાનો વખત આવ્યો ત્યારે "હવે પછી બીજા રાજાઓ થશે એટલે કે ભવિષ્યના રાજાઓ થશે" એ પુરાણનાં વાક્યને ધ્યાનમાં રાખીને પુરાણકારોએ સાંપ્રત રાજાઓ પછીના રાજાઓ માટે ભવિષ્યકાળ વાપર્યો. વિશાખયૂપ, સુમિત્ર વગેરે મહાભારતના વખત પછી ૨૯મી—૩૦મી પેઢીએ થઈ ગયા છે. તેથી તેમને પણ ભવિષ્યના રાજાઓ ગણવામાં આવે છે. અને તેથી જ તેમની સાથે થઈ ગયેલા કલ્કિને પણ ભવિષ્યનો અવતાર ગણવામાં આવે છે. એટલે એ તો માત્ર ભાષાવ્યક્તિનો પ્રશ્ન છે, હકીકતનો નથી

## કોષ્ટક સં. ૧

[ ડૉ. સીતાનાથ પ્રધાનનાં પુસ્તકમાંથી ઉદ્ધૃત પૃ. ૨૨૯ ]

| | અવન્તી | મગધ | કોસલ (સૂર્યવંશ) | કૌસામ્બી (વત્સ) (ચન્દ્રવંશ) |
|---|---|---|---|---|
| [ મહાવીર ] | પુલિક | રિપુંજય | | |
| | પ્રદ્યોત | બિમ્બિસાર | મહાકોસલ | શતાનિક ૨ |
| [ બુદ્ધ ] | પાલક | અજાતશત્રુ | પ્રસેનજિત | ઉદયન |
| | અજક | ઉદાયી | ક્ષુદ્રક | વહીનર (નરવાહન દત્ત) |
| | અવન્તીવર્ધન | { અનુરુદ્ધ, મુંડ | કુલક | દણ્ડપાણિ |
| [ કલ્કિ ] | [વિશાખયૂપ] | { શિશુનાગ | સુમિત્ર | ક્ષેમક |

[ કાંઉસમાં લખેલા નામો મેં મૂક્યાં છે. ]



૫૫: આ દૃષ્ટિએ મૃચ્છકટિકની અમુક હાથપ્રતમાં શૂદ્રકને બદલે શૂરક નામ મળે છે તે સૂચક છે. બન્નેનું પ્રાકૃત સૂદક હોય અને શના દીર્ઘ ઊને લીધે એમાંથી શૂદ્રક અને શૂરક બન્ને વ્યુત્પન્ન થઈ શકે. અને કલ્કિ જેવા વીરને માટે શૂરક યોગ્ય જ છે.

## સ્વ૦ દવેને*

'ભાનુ'

સાદાઈની સરલતા વસને વસેલ,
સદ્ભાવની સુભગતા નયને ઠરેલ,
સૌજન્યની સહજતા વચને વરેલ,
સંસ્કારની મધુરતા સહને ભરેલ;
સેવામહીં વહન જીવનનાં વળેલ,
નિષ્કામયોગ નિજજીવનમાં વણેલ,
પૂર્વાર્ધ જીવનતણો પઠને ભણેલ,
ને પાઠને અવર અર્ધ લહી રહેલ;—
ત્યાં તો અરે! જગતનાટક સૂત્રધાર
આજ્ઞા કરે,—તરત હા! પડદો પડંત,
ખૂંચાય છે વિરલજ્યોત વિભૂતિવંત,
શોકે ડૂબે સ્વજન, મિત્ર, પિછાણનાર.
સત્કારતું સ્મિત વડે મુખડું દવેનું
જોવું રહ્યું સ્મરણ કે છબિમાં હવે શું?

પાટણ
૨૫-૧૨-૧૯૪૧



*પાટણના ડૉ૦ પંડ્યા અભ્યાસગૃહવાળા સ્વ૦ મણિલાલ માધવલાલ દવેના અકાળ અવસાન નિમિત્તે રચાયેલું કાવ્ય.

# શબ્દનિષ્ઠ અને સ્વરનિષ્ઠ લય : છંદ અને સંગીત

રમણલાલ છોટાલાલ મહેતા

પદ્યમાં જે શબ્દનિબદ્ધ લય હોય છે અને સંગીતમાં સ્વરનિબદ્ધ જે લય હોય છે તે બંને લયનું સ્વરૂપ વિચારવા યોગ્ય છે. એનો વિચાર થયો હોય તો તે મારી જાણમાં નથી, એટલે એ બાબત હું અહીં બેચાર શબ્દો લખી પિષ્ટપેષણ કરતો હોઉં તો માફ કરશો.

મારા નમ્ર મતે આ બંને લય વચ્ચે લય તરીકે કશો ભેદ નથી. છંદમાં કે ગીતમાં આ લય પઠનથી કે મૂકવાંચનથી ( પ્રગટ કે અપ્રગટ ઉચ્ચારથી ) વર્ણોના ધ્વનિથી ઉત્પન્ન થાય છે. છંદમાં વપરાતા આવા લયબદ્ધ ધ્વનિનું આલંબન એ સંગીતનું આલંબન છે, કારણ લયબદ્ધ ધ્વનિ એ સંગીતનો પ્રદેશ છે.

સંગીતમાં ધ્વનિ કાળના આશરા વિના અનુપસ્થિત છે, અને શબ્દમાત્ર ધ્વનિ છે. આમ સંગીતસ્થ ધ્વનિ અને શબ્દસ્થ ધ્વનિમાં તાત્ત્વિક દૃષ્ટિએ કિંચિત્માત્ર ફેર નથી. ધ્વનિએ અમુક પ્રકારની ઉત્ક્રાન્તિ ( Evolution ) કરીને સાર્થ અક્ષરો વર્ણો ને શબ્દો ઘડયા, ને એ રીતે ધ્વનિરૂપ અક્ષરોશબ્દો સાહિત્યનું આલંબન બન્યા. આ જ ધ્વનિએ બીજી દિશામાં પ્રગતિ કરી આરોહાવરોહરૂપ સ્વરાવલિ પેદા કરી, અને એ સ્વરાવલિ સંગીતનું આલંબન બની.

*

શબ્દોમાં અંતર્ગત જે લય હોય છે તેનો આપણે વિચાર કરીએ. આ અંતર્ગત લયને માનવભાવો જોડે સંબંધ છે. ઘણાય શબ્દોની વ્યંજના એના લયને આભારી છે. અર્થાનુકૂળ લય બોલવી માનવસ્વભાવ છે, અને તેને લીધે આપણે ઘણા યે લઘુ કે ગુરુ ઉચ્ચારો કરીએ છીએ. ' કરુણ ' જેવો શબ્દ બોલતી વખતે હ્રસ્વ ' રુ 'નો દીર્ઘ ' રૂ ' ઉચ્ચાર થતો ઘણાને મોઢે સાંભળીએ છીએ તેમાં પણ ભાવવ્યક્તિનું જ કારણ છે. આમ માનવભાવ સાથે, ભાવવ્યક્તિ સાથે, શબ્દાંતર્ગત લયને સંબંધ છે. આ લય શબ્દ સાથેનો સંબંધ છોડયા વગર વાક્યોમાં પણ અનેક લીલાસહિત વિસ્તરે છે, અને શૈલીઓને જન્મ આપે છે.

આ શબ્દાંતર્ગત લય માનવભાવોને અનુકૂળ એવી અનેક સુમેળ વ્યવસ્થામાં પરિણમી અનેક પ્રકારનાં પદો તેમજ છંદોમાં સ્થિર થઈ. બીજા શબ્દોમાં કહીએ તો, પદો તથા છંદોમાં અનેક પ્રકારના લયોની સુમેળ રચના જોઈએ છીએ. આ અનેક પ્રકારના લયોની સુમેળ રચના સંગીતનું જ આલંબન છે, કારણ સંગીતમાં એ તો આધારસ્તંભ છે. આ દૃષ્ટિએ પદ્ય સંગીતકળાનો ઉપયોગ કરે છે. — અને આમ કહેવામાં આપણે સાહિત્ય પ્રત્યે બેવફા નથી બનતા; બલ્કે વિશેષ અભિરુચિ સાધીએ છીએ.

*

થોડોક વિશેષ વિચાર કરીએ. લયનો સુમેળ જે લોકગીત ને પછી છંદમાં સંધાયો, તે, લયની અનેકવિધ ચિત્રવિચિત્ર ગતિલીલાઓનાં સંગીતકલાએ સાધેલાં બહુવિકસિત રૂપોની સરખામણીએ માત્ર આરંભકાળનો કે બાલકોટિનો છે. શબ્દસ્થ ધ્વનિનો ઉપયોગ પણ કાવ્યે કર્યો પણ તે ધ્વનિ પણ ધ્વનિની ઉત્ક્રાન્તિનું બહુ જ પ્રાથમિક સ્વરૂપ છે. આમ લય અને ધ્વનિ, જે સંગીતનાં આલંબન, તેનાં અત્યંત પ્રાથમિક સ્વરૂપોનો, એ બંનેની ઉત્ક્રાન્તિની નીચી કક્ષાઓનો, કાવ્ય કે સાહિત્યે ઉપયોગ કર્યો છે. સંગીત અને સાહિત્યનો સંબંધ જેવો હોય તો તે તમે અહીં જ જોઈ શકો.

☆

# 'કાન્ત'નાં ખંડકાવ્યો

પ્રો. મનસુખલાલ મ. ઝવેરી એમ. એ.

ગુજરાતી કવિઓમાં "લલિત કોમલ કાન્ત પદાવલિ"ના સર્જકનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. ડૉ. આનન્દશંકરભાઈના શબ્દોમાં કહીએ તો, તેમણે "થોડાં પણ અતીવ સુન્દર" રત્નોની ગુજરાતી કવિતાકામિનીને ભેટ ધરી છે. પ્રસન્ન, મધુર, સંસ્કારલક્ષી ભાષા, ભાવોને સર્વથા અનુરૂપ લય, પ્રવાહી અને અનવદ્ય છન્દોરચના અને રમણીયતા ભર્યો અર્થ: આ બધી કાન્તની વિશિષ્ટતાઓ છે. પણ તેમ છતાં, ગુજરાતી સાહિત્યને તેમનું સર્વોત્તમ અર્પણ તો તેમનાં ખંડકાવ્યો જ છે.

ખંડકાવ્યોના સ્વરૂપનું શુદ્ધ અને સંપૂર્ણ દર્શન કાન્તે જ આપણને પહેલી વાર કરાવ્યું. એ દર્શન, એ રીતે, અપૂર્વ તો છે જ; પણ ખંડકાવ્યોની કલાની જે સર્વોત્તમ સિદ્ધિઓ તેમણે દાખવી છે તે એવી તો અનન્ય છે કે કાન્તનું સ્થાન ખંડકાવ્યોના કવિ તરીકે હજી સુધી ગુજરાતીમાં અદ્વિતીય રહ્યું છે. નરસિંહરાવ, ન્હાનાલાલ, કલાપી અને બોટાદકરથી શરૂ કરીને સુન્દરજી બેટાઈ અને ઉમાશંકર જેવી સુધીના અર્વાચીનોએ ખંડકાવ્યો લખ્યાં છે. પણ એ બધાંની કલાસિદ્ધિને માપવાનો માનદંડ હજી સુધી તો કાન્તનાં જ ખંડકાવ્યો રહ્યાં છે.

ખંડકાવ્યો પણ કાન્તે સંખ્યાદૃષ્ટિએ ઝાઝું નથી લખ્યાં. એમની વિખ્યાત કાવ્યત્રયી—'વસન્તવિજય,' 'ચક્રવાક મિથુન' અને 'દેવયાની'—અને 'અતિજ્ઞાન': આ ચાર જ ખંડકાવ્યો પર એમનો કવિયશ પ્રતિષ્ઠિત થયેલો છે. બાકીનાં 'મૃગતૃષ્ણા', 'રમા' અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ': આ ખંડકાવ્યોમાં કાન્તની પ્રતિભા પોતાનો ચમત્કાર બતાવ્યા વિના રહી શકી નથી એ ખરું; છતાં એ કાવ્યોમાં પ્રારંભદશાની કચાશ તો રહી જવા પામી જ છે.

પણ એ બધાં કાવ્યોનું પણ સમગ્ર દર્શન કરીએ તો, પ્રથમ હકીકત એ દેખાય છે કે એ ખંડકાવ્યો કોઈ ને કોઈ પ્રકારના વસ્તુ પર આધાર રાખે છે. એ કથાવસ્તુ માનવચરિત્રમાંથી વીણાયું હોય છે. અને માનવચરિત્રમાં પણ જે પળે માનવીની સમસ્ત માનવતા, તેનું ધૈર્ય અને પૌરુષ, તેની ઉદારતા અને તેની ગંભીરતા કસોટીએ ચડી હોય છે, અને જેના પરિણામમાં જીવનનું કોઈ ગંભીર અને રહસ્યપૂર્ણ સત્ય પ્રગટ થતું હોય છે તે જ પળનું આલેખન ખંડકાવ્યમાં કરવામાં આવે છે. આમ 'વસન્તવિજય'માં પાંડુના, તો 'ચક્રવાકમિથુન'માં ચક્રવાક દંપતીના, 'દેવયાની'માં કચ અને દેવયાનીના, તો 'મૃગતૃષ્ણા'માં બાલહરિણી—જેને માનવમુગ્ધતાનું પ્રતીક ગણીએ તો જ કાવ્યનો અર્થ સુશ્લિષ્ટ રહે છે; નહિ તો 'પૂછે, કહો, જલ હશે કયહિ, એમ કેને?' અને 'માતાપિતા સ્મરણ આર્ત હિંદે કરે રે!' જેવી પંક્તિઓ નિરર્થક લાગે છે. માટે માનવમુગ્ધતાના પ્રતીક જેવી બાલહરિણી—ના, 'અતિજ્ઞાન'માં સહદેવના, 'રમા'માં રમાના, અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં

મૃગના અને મૃગની જીવનકરુણાના દ્રષ્ટા કવિના જીવનની ગંભીરમાં ગંભીર પળોનું જ આલેખન થયું છે.

એ અણીની પળના આલેખનમાં પણ કવિ આપણને ગૂઢાગૂઢ કારણોની શૃંખલાનું જ દર્શન કરાવે છે, સ્થૂલ અને અનિવાર્ય એવાં પરિણામનું નહિ. 'વસન્તવિજય'માં પાંડુનું મૃત્યુ થયું કે નહિ, 'ચક્રવાકમિથુન'માં ચક્રવાકયુગલ ખરેખર જમીન પર પછડાઈ ને મરી ગયું કે નહિ, 'દેવયાની'માં કચ અને દેવયાની પરણ્યાં કે નહિ, કે 'અતિજ્ઞાન'માં સહદેવનું ખરેખર મૃત્યુ થયું કે એ માત્ર બેભાન જ થઈ ગયેલો એ વિશે કવિ સ્પષ્ટ શબ્દોમાં કશું કહેતા નથી. એ જ પ્રમાણે 'રમા'માં પણ રમાનું હૃદય સ્વસ્થ થયું કે નહિ તે વિશે કવિ કંઈ પણ લખતા નથી. 'મૃગતૃષ્ણા' અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં એમ કરવાને બદલે કવિ છેક અન્તિમ પરિણામ સુધી કાવ્યને લંબાવે છે. પણ એ કાવ્યો પ્રારંભદશાનાં છે. કવિનું કલાભાન જેમ જેમ સતેજ બનતું આવે છે તેમ તેમ સ્થૂલ પરિણામનું મહત્ત્વ કવિની દૃષ્ટિએ ગૌણ બનતું જાય છે અને પ્રાધાન્ય એ પરિણામની ઘટક અને ઉત્પાદક કારણ-પરંપરાને મળતું આવે છે.

કાન્તનાં ખંડકાવ્યોમાં, આમ, જીવનની નિર્ણાયક પળનું જ આલેખન થયું હોય છે, એટલું જ નહિ, પણ એ પળે વ્યક્ત થતું જીવનનું કોઈ ગંભીર અને રહસ્યપૂર્ણ સત્ય પણ સુંથાયું હોય છે. કાન્ત માને છે કે દૈવ, અદૃષ્ટ, નિયતિ કે અંગ્રેજી કરુણાન્ત નાટકોમાં દેખાતું Sense of Fate જેવું કોઈ અગમ્ય તત્ત્વ માનવમાત્રના વ્યવહાર પર પોતાની છાયા પાથરે છે. એ તત્ત્વની પાસે માનવીનું કશું જ ચાલતું નથી. સર્જકે માનવીને Free Will, સ્વતંત્ર ઇચ્છા, અથવા કવિ ન્હાનાલાલના શબ્દોમાં કહીએ તો, સ્વયંભાવ અર્પ્યો છે એ ખરું; પણ, કોણ જાણે કેમ પણ, અણીની પળે માનવી પોતાની અન્તર્ગત નિર્બળતાને લીધે એને વીસરી બેસે છે અને પેલા અદૃષ્ટ બાજીગરનું રમકડું જ બની બેસે છે. પાંડવગીતામાં કહ્યું છે તેમ,

> जानामि धर्मं न च मे प्रवृत्तिः<br>
> जानाम्यधर्मं न च मे निवृत्तिः ।<br>
> केनापि देवेन हृदि स्थितेन<br>
> यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

તેથી જ પાંડુ કે ચક્રવાકયુગલ, કચ કે સહદેવ વર્તે છે તેથી જુદી રીતે વર્તી શકતાં નથી. અને તેથી જ, પ્રો. રામનારાયણ પાઠક બતાવે છે તે પ્રમાણે, 'મૃગતૃષ્ણા'માં તૃષ્ણાની અને 'કલ્પના અને કસ્તૂરીમૃગ'માં રાગમહત્તાની, 'ચક્રવાક મિથુન'માં પ્રણયૈકભાવની અને 'વસન્તવિજય'માં જ્ઞાનની, તો 'અતિજ્ઞાન'માં અતિજ્ઞાનની કરુણ આહુતિઓ અપાય છે. આ આહુતિઓ, અલબત્ત, નિષ્કર્તવ્ય, પુરુષાર્થહીન પ્રારબ્ધવાદીની નથી, પણ પ્રારબ્ધનાં પૂર સામે ઝૂઝનાર યોદ્ધાની છે. એટલે જ કાન્તનાં ખંડકાવ્યોમાં દર્શનની કરુણા સાથે ભવ્યતાના રંગો પણ પુરાય છે.

વિધિના આ દુર્જેય વૈષમ્યનું વક્તવ્ય કાન્તના પ્રત્યેક ખંડકાવ્યમાં, એક અથવા બીજી રીતે, મૂર્ત થયું છે. એ વૈષમ્ય, અલબત્ત, પ્રણયના જ વર્તુળમાં રમી રહ્યું છે.

પ્રણયવૈષમ્યના એ વક્તવ્યને કાન્ત બે પ્રકારે આલેખે છેઃ એક તો આપણે અમુક વ્યક્તિને ચાહતાં હોઈએ, છતાં એ વ્યક્તિ તરફથી આપણા પ્રેમનો પ્રતિધ્વનિ શા માટે નથી પાતો? એ પ્રશ્ન 'રમા', 'કલ્પના અને કસ્તૂરીમૃગ' અને 'દેવયાની'ના પૂર્વાર્ધમાં રજુ થયો છે. અને બીજું, બે વ્યક્તિઓ પરસ્પર પ્રેમ રાખતી હોય, છતાં કોઈ અદષ્ટ તત્ત્વ, Fate, એ પ્રેમને શા માટે પાંગરવા દેતું નથી? આ પ્રશ્ન 'વસન્તવિજય', 'ચક્રવાક મિથુન' અને 'અતિજ્ઞાન'માં વહી રહ્યો છે.)

(આમ મર્યાદિત હોવા છતાં એ વક્તવ્ય તલસ્પર્શી તો છે જ; અને એને વ્યક્ત કરવામાં કાન્તે અપૂર્વ કલાવિધાન સાધ્યું છે.)

(કાન્તનાં ખંડકાવ્યોનું સંવિધાન અંગ્રેજી કરુણાન્ત નાટકને, Tragedyને મળતું આવે છે. અંગ્રેજી કરુણાન્ત નાટકની માફક, કાન્તનાં ખંડકાવ્યોના પ્રારંભના શ્લોકોમાં Exposition–વસ્તુસ્ફોટ–થાય છે. ત્યારપછી Rising Action,–વસ્તુવિકાસ–થતાં થતાં Climax–પરાકાષ્ઠા–આવે છે. ત્યાંથી Falling Action–પરિણામગામિત્વ–શરૂ થઈને અન્તે Denoument–પરિણામ–આવે છે.)(આમ 'વસન્તવિજય'ના પહેલા ત્રણ શ્લોકમાં વસ્તુસ્ફોટ થાય છે, અને પાંડુ અને માદ્રીની કથાના આવશ્યક અંશો આપણને જાણવા મળે છે. પાંચમા શ્લોકથી વસ્તુવિકાસ થતો આવે છે; અને અનિદ્રા, દુઃસ્વપ્ન, માદ્રીવિલાસ સરોવરનું દર્શન, 'પૂર્વનાં સ્મરણો', 'મનહર વસંતપ્રસર' 'સૌંદર્યપિપાસા અને તપ વચ્ચેનું સંઘર્ષણ, માદ્રીનો સહચાર અને પહેલાં જેણે ચિત્તને વલોવી નાખ્યું હતું એ જ ઉપવનમાં 'વલ્કલ ધારિણી' અને છતાં 'લાવણ્યમયી' 'સ્રીસંગે મર્મશોષ્ઠી' અને 'ઉત્તુંગ, નમ્ર સહચાર'નું દર્શનઃ આ દ્વારા વસ્તુવિકાસ થતો જાય છે, અને પાંડુનું ધૈર્ય ગળતું જાય છે. અન્તે, 'ધીમે ધીમે જરાથી' વાળા સુપ્રસિદ્ધ શ્લોકમાં વસ્તુની પરાકાષ્ઠા આવે છે. પાંડુ પોતાનું ધૈર્ય બધું યે ગુમાવી બેસે છે. અને માદ્રીને પણ 'જરા શંકા' થાય તેવી રીતે 'પંચમ વૃત્તિથી' મ્હાવાનો–પોતાનો અભિલાષ વ્યક્ત કરે છે. અહીંથી વસ્તુ પરિણામગામી બને છે. પાંડુનું પોતાનું આત્મબળ ક્ષીણ થઈ ગયું હોવાથી, માદ્રીનો વિરોધ અન્તે તો નિષ્ફળ જ થવાનો એ સ્પષ્ટ હોવા છતાં, માદ્રી 'જરા ગાતાં રહી' જાય છે તેનાથી સહેજ આશા બંધાય છે. પણ 'સખી', 'દેવી', 'વ્હાલી', 'રંભા' વગેરે ચાટૂક્તિઓ સામે પાંડુના પોતાના હિતને માટે ટકી શકનારું માદ્રીનું ઔચિત્ય પાંડુની નિરાધારતાથી દ્રવી જાય છે; અને અન્તે, માદ્રી 'નરેન્દ્રભુજની મહીં' 'ઝંપલાવી' પડે છે. આમ અનિવાર્ય એવું પરિણામ આવે છે અને કાવ્ય પૂરું થાય છે.)

(આ જ રીતે 'ચક્રવાક મિથુન,' 'દેવયાની' અને 'અતિજ્ઞાન' વગેરે કાવ્યોમાં પણ સંવિધાન સધાયું છે. આ સંવિધાનમાં અંગ્રેજી કરુણાન્ત નાટકના કલાઅંશોની સાથે રમણીય નાટ્યતત્ત્વ અને પ્રકૃતિની મનોરમ ભૂમિકાના અંશો પણ ભળ્યા છે.)

(ખંડકાવ્યોમાં જીવનના અમુક વિશિષ્ટ જ ખંડનું સંક્ષિપ્ત છતાં સંપૂર્ણ આલેખન કરવાનું હોવાથી કાવ્યના મહાકાવ્યોચિત ધીર, ગંભીર પ્રારંભને અવકાશ રહેતો નથી.)(એટલે ઘણુંખરું તો કાન્ત કાવ્યનો પ્રારંભ, 'કલ્પના અને કસ્તૂરીમૃગ,' 'વસન્તવિજય' અને 'દેવયાની'માં' માં થયો છે તે પ્રમાણે, એકાદ પાત્રની ઉક્તિથી કરે છે; અને આ રીતે વાચકની જિજ્ઞાસાને પ્રારંભની પહેલી જ પંક્તિથી કાવ્યવસ્તુ તરફ અભિમુખ કરે છે.)

(સંભાષણથી, આ રીતે કથાવસ્તુના મધ્યમાંથી પ્રવેશ કરીને ધીમે ધીમે પૂર્વ ભૂમિકાને

સ્ફુટ કરે છે. અથવા, એ રીતે પ્રારંભ ન કર્યો હોય ત્યાં પણ વાચકનું કુતૂહલ તરત જાગ્રત થાય તે રીતે પહેલા જ શ્લોકથી વસ્તુના મુખ્ય પ્રવાહમાં ઝંપલાવે છે. એમાં શ્લોકના પૂર્વાર્ધમાં પ્રકૃતિનું નાનું સરખું ચિત્ર આપીને ઉત્તરાર્ધમાં કોઈક સામાન્ય વ્યક્તિ અથવા ભાવનો ઉલ્લેખ કરે છે. આ રીતે 'રમા'ના પ્રારંભનો શ્લોકઃ—

ઓઘમથી જલની ધારા જોરમાં પડતી હતી.
હજી પલંગને પાયે સુન્દરી રડતી હતી.

એમાં ઉત્તરાર્ધમાં વિશિષ્ટ વ્યક્તિનો ઉલ્લેખ ન કરતાં, સામાન્ય 'સુન્દરી' શબ્દનો પ્રયોગ કાન્ત કરે છે; અને તેને પરિણામે કઈ સુન્દરી? શા માટે રડતી હતી? વગેરે પ્રશ્નો તરત જ કુતૂહલ જન્માવે છે. એ જ પ્રમાણે 'મૃગતૃષ્ણા'માં બાલહરિણીનો સ્પષ્ટ ઉલ્લેખ કરવાને બદલે કાન્ત 'અરે રે! કોણ બાલા આ હોડી શ્રમિત થાય છે?' આમ પ્રયોગ કરે છે. 'અતિજ્ઞાન'માં 'લાગી બધે પ્રસરવા પુરમાંહિ વાત' એ પંક્તિ આવતાં જ કયા પુરમાં? શી વાત? વગેરે પ્રશ્નો આપણા હૃદયમાં સ્ફુરે છે. 'ચક્રવાક મિથુન'માં આ જાતના પ્રશ્નો પ્રારંભમાં સ્ફુરતા નથી એ ખરું; પણ પૂર્વાર્ધમાંઃ

પ્રસરી રહી શાખાઓ ચોપાસે શૈલરાજની;

એટલા જ શબ્દોમાં ઉત્તુંગ, ભવ્ય ગિરિમાળાનું ચિત્ર આલેખ્યા પછી, ઉત્તરાર્ધમાં,

'ન જાણાય, જરી કેવી સંધ્યા એ મધ્ય આજની.'

આ શબ્દો દ્વારા એ ગિરિમાળામાં કંઈક અપૂર્વ, કંઈક અસાધારણ, કંઈક અણધાર્યો બનાવ કદાચ બનશે એમ આપણને લાગે છે. અને તરત જ એ બનાવનું, એ ભાવિનું રહસ્ય જાણવા માટે આપણી બધી વૃત્તિઓ એકાગ્ર થઈ જાય છે. આ રીતે કોઈ ઉક્તિથી અથવા તો જિજ્ઞાસાપ્રેરક કોઈ સૂચનથી કાવ્યનો પ્રારંભ કરવામાં નાટ્યતત્ત્વ રહેલું છે. અને એ નાટ્યતત્ત્વમય પ્રારંભ કાન્તની સંવિધાનકલાનો મહત્ત્વનો અંશ છે.

એવો જ બીજો અંશ પ્રકૃતિની ભૂમિકા યોજવાનો છે. ખંડકાવ્યોમાં કાન્ત પ્રકૃતિનો ઉપયોગ માત્ર માનવભાવને સ્પષ્ટતર બનાવવાના જ હેતુથી કરે છે. માનવભાવનું જ આલેખન પ્રધાન હોવાથી, ખંડકાવ્યોમાં કાન્ત પ્રકૃતિનું આલેખન હંમેશાં ગૌણ પદે રાખે છે. તેથી કાન્તનાં ખંડકાવ્યોમાં પ્રકૃતિ કદિ પણ મુખ્ય ચિત્ર ન બનતાં, પશ્ચાદ્ભૂ તરીકે જ રહે છે.

પશ્ચાદ્ભૂ તરીકે કાન્ત પ્રકૃતિનો ઉપયોગ બે રીતે કરે છેઃ

'ફેરવી પથરાવીને વનિતા રડતી હતી.
બારીએ જલની ધારા જોરમાં પડતી હતી.' (રમા)

અથવા

'ધરા ભીંડો કુમુદવનનો માતરિશ્વા વહે છે,
ઠીક તો જ્યાં તરલ અલકશ્રેણિ સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે અભિલાષ,
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણ્ય.' (દેવયાની)

આ ઉદાહરણોમાં થયું છે તે પ્રમાણે, ક્યારેક પ્રકૃતિ અને માનવજીવનના સંવાદ રૂપે કાન્ત પ્રકૃતિની ભૂમિકા યોજે છે; અથવા તો 'ચક્રવાક મિથુન' અને 'ઉદ્ગાર અને કસ્તૂરીમૃગ'માં થયું છે તે પ્રમાણે, બન્ને ભોગવ્ય પ્રકૃતિચિત્રની વચ્ચે અલ્પ અને કરુણ

માનવજીવનને મૂકીને, કાન્ત એ બે વચ્ચેના વિરોધને ઉપસાવે છે. 'વસન્તવિજય' અને 'દેવયાની' જેવાં કાવ્યમાંના પ્રકૃતિચિત્રો માનવભાવને સર્વમાં સમભાવશીલ અને પ્રેરક બને છે, તો 'કલ્પના અને કસ્તુરીમૃગ' કે 'ચક્રવાકમિથુન' જેવાં કાવ્યોમાં પ્રકૃતિનું આલેખન કોઈ નિષ્ઠુર નિર્દય, અને માનવભાવ પ્રત્યે કેવળ ઉદાસીન તત્ત્વ તરીકે થયું છે. સંગીતલુબ્ધ કસ્તુરીમૃગ ટળવળી ટળવળીને મરે કે નિર્દોષ ચક્રવાકયુગલનું હતું તેટલું ચૈતન્ય ઓલવાઈ જાય એમાં વિકટ અને વિરતત પ્રકૃતિદશ્યની રેખા સરખી યે બદલાતી નથી, પ્રકૃતિ તો હતી તેવી ને તેવી જ, મોના લીસાના સ્મિતની જેમ, અકળ અને અગમ્ય રહે છે, અને પ્રકૃતિના આ ઉદાસીનભાવને લીધે ચિત્રની કરુણ વધારે ઘેરા રંગ ધારણ કરે છે.

આ ઉપરાંત ભાવાનુકૂલ વૃત્તવૈવિધ્ય પણ કાન્તમાં ખંડકાવ્યોનો એક સુન્દર અંશ છે. એક જ કાવ્યમાં રસપોષક દૃષ્ટિએ ભિન્ન ભિન્ન વૃત્તોનો પ્રયોગ કરવાનો પ્રારંભ પણ કાન્તે કર્યો. એક જ વૃત્તમાં વિવિધ ભાવોનું આલેખન થઈ શકે છે એ ખરું; રામાયણ, મહાભારત, રઘુવંશ અને મેઘદૂત આનાં ઉદાહરણો છે. પણ પ્રત્યેક વૃત્તને પોતાનું અન્તર્ગત સૌન્દર્ય હોય છે. સિદ્ધાંતદૃષ્ટિએ ગમે તે વૃત્તને ગમે તે ભાવનું આલેખન કરવા માટે વાપરી શકાય, પણ વ્યવહારમાં તો કરુણરસ વૈતાલીય કે મન્દાક્રાન્તાની પ્રૌઢ ધીર ગતિમાં જ વધારે સારી રીતે વ્યક્ત થઈ શકે છે. પ્રલંબ ઊર્મિઓને માટે સગ્ધરા વધારે અનુકૂલ વાહન બની શકે છે. વર્ણનમાં કે ગંભીર ભાવોના આલેખનમાં અનુષ્ટુપ સફળતાથી વાપરી શકાય છે. આમ, પ્રત્યેક વૃત્તને પોતાનું આગવું સૌન્દર્ય હોય છે. અને તેથી વિવિધ અને પ્રતિપળે બદલાતા સંચારી ભાવોને અનુરૂપ વૃત્તવૈવિધ્ય જો સિદ્ધ કરી શકાય તો કાવ્યમાં વૃત્તોનું પણ નવીન એવું સૌન્દર્ય નિર્માણ કરી શકાય.

કાન્તે પોતાનાં ખંડકાવ્યોમાં એવું સૌન્દર્યનિર્માણ કર્યું છે. અને અનુષ્ટુપની સાથે શિખરિણી, મન્દાક્રાન્તા, વસન્તતિલકા, દ્રુતવિલંબિત અને 'વસન્તવિજય'ના તેત્રીસમા શ્લોકમાં રચવામાં આવેલ છે તે પ્રમાણે સગ્ધરાની મેળવણી કરીને, પોતાનાં ખંડકાવ્યોમાં વૃત્તવૈવિધ્યના સફળ પ્રયોગો કર્યા છે.

કાન્તનાં ખંડકાવ્યોનાં વૃત્તવૈવિધ્યના આ સૌન્દર્યની સાથે, મિલ્ટન કે ટેનિસનનું સ્મરણ કરાવે તેવી, અર્થાનુસારી વર્ણરચના પણ ઓછા મહત્ત્વનો અંશ નથી. 'વિદ્યુદ્દીપ્ત પ્રબલ ચમકી જ્યોતિ સાથે મળે છે' (રમા)માં વર્ણરચનાના સંયુક્તાક્ષરો જ વીજળીના ચમકારાનું સૂચન કરે છે. તો 'ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય' (વસન્તવિજય)માં આપણે વાયુનું ખરેખરું ડોલન અનુભવી રહીએ છીએ. 'સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મન્દ અવ્યક્ત શોર' (ચક્રવાક મિથુન) માં આપણે પોલા અને ખોખરા અવાજ સાંભળી રહીએ છીએ. તો 'ફેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય' (દેવયાની)માં આપણે ઝાંઝરનો ઝનકાર સાંભળ્યા વિના રહી શકતા નથી.

કાન્તનાં ખંડકાવ્યો, આમ, તેમની ધ્વનિનિષ્ઠાથી, રહસ્યપૂર્ણ વક્તવ્યથી, સંવિધાન-કૌશલથી અને કલામય અંશોથી આપણા સાહિત્યમાં અનન્ય સ્થાન ભોગવી રહ્યાં છે.

૨૬ : ૧ : '૪૧

# યુદ્ધનોંધ

રંભાભાઈ પટેલ

## ખળભળાટ

જાપાનીઝ લશ્કરો સિંગાપોરની અભેદ્ય ગણાતી કિલ્લેબંધી ભેદી શક્યાં છે એટલું જ નહિ, પણ માંડ પંદર દિવસમાં એમનાં ધાડાંનાં ધાડાં નાનકડી હોડકીઓમાં ચડીને બ્રિટિશ સામ્રાજ્યના પૂર્વના સિંહદ્વારના દરવાજા તોડી રહ્યા છે. અને આ નોંધ પ્રસિદ્ધિ પામશે એ દરમિયાન સિંગાપોરનું પતન એ કદાચ ગઈકાલની ગુજરી બની ગઈ હશે!

સિંગાપોર શહેરથી માત્ર દશ જ માઈલ જાપાનીઓ રહ્યા છે એમ આજના (તા. ૧૩–૨–૪૨) સમાચાર જણાવે છે. અને ત્યાં તો જાણે હિંદની ભૂમિ ઉપર એમણે ખરેખાત પગ નહિ મૂકી દીધો હોય એમ સારાયે ભારતનાં કિનારા ઉપર આવેલાં શહેરોમાં અસામાન્ય ખળભળાટનું મોજું ફરી વળ્યું છે. બજારો ગગડી ગયાં છે. લોકો ભાગવા મંડ્યા છે. સોના ચાંદીનાં સંગ્રહ માટે એની ખરીદી વધી પડી છે અને એકદમ એના ભાવોમાં ઉછાળો આવી ગયો છે; જ્યારે અત્યાર લગી . commercial કે money crop ગણાતી કાચી ચીજોના ભાવો છેક નીચલી સપાટીએ પહોંચી ગયા છે. ૧૯૪૦ના જુનમાં ફ્રાંસનું પતન થયું તે વખતનાં કરતાં પણ વધારે ગભરાટ લોકોમાં માલૂમ પડે છે. લોકોને હિંદી સરકારની સંરક્ષક શક્તિમાં વિશ્વાસ નથી. લોકોમાં પોતામાં તો બ્રિટિશ રાજની કૃપાથી લશ્કરી કટોકટીમાં ધીર સ્થિર રહેવાની વૃત્તિ જ રહી નથી! પેતા વનાનાં લોકો કાળની કટોકટી સામે રક્ષવાયાં બનીને આમતેમ ભાગીને શક્ય એટલી સલામતી શોધી રહ્યાં છે. હજી કટોકટી તીવ્ર–અતિતીવ્ર બનશે અને આખી સિવિલિયન પ્રજા સરકારનાં કાળજાં ઠંડાં કરી દે એવી નાસભાગ કરશે. ગુલામ પ્રજાને શિસ્ત, સંગઠન અને આત્મરક્ષણની શક્તિ વિનાની કરી મૂકવામાં સામ્રાજ્યની રક્ષા આપણા રાજકર્તાઓએ ભલે માની હોય, પણ છેવટે તો એ એમને ગભરાવી મૂકનારી જુમ્મેદારી જ થઈને ઊભી રહે છે. નહિ તો આટલું બધું માનવધન અને જબરદસ્ત સુષુપ્ત લશ્કરી તાકાત ને સાધનસંપન્ન ભૂમિની પ્રજા સામ્રાજ્યની રક્ષણકાર થઈને નહિ ઊભી રહેત!—જો રાજના સૂત્રધારોએ દીર્ઘદૃષ્ટિ વાપરીને એ પ્રજાના દિલનો સહકાર એમણે યુદ્ધની શરૂઆતથી જ મેળવી લીધો હોત તો? વહાણવટામાં, પાસિફિકમાં સામ્રાજ્યનાં અવયવો કપાઈ રહ્યાં છે ત્યારે પણ હિંદના શાસકોને એ સહકાર માટેનો વિચાર સૂઝતો નથી એ હકીકત શોચનીય નથી?

### બે મહાસાગરો ખુલ્લા થાય છે

ઉપરની કલ્પના તો હિંદના શાસકોએ શું ન કીધું તેનાં રોદણાં રડવા માટેની છે, એઓ હવે શું કરે એ પણ વિચારવાની સ્થિતિ રહી નથી. હવે તો સિંગાપોરનો કબજો લેવાની શક્યતા ખડી કરનાર ઠીંગણા જાપાનીઓ શું કરશે એની વિચારણા આવશ્યક છે.

સિંગાપોર મિત્રપક્ષને એટલે તત્કાળ પૂરતું તો બ્રિટનને ગુમાવવું પડે એટલે પૂર્વ તરફથી ધસી આવતા જાપાનને રોકવાનો દરવાજો બ્રિટને ગુમાવ્યો ગણાય. આને લીધે એને હિંદી મહાસાગરમાં આવવા માટેનો માર્ગ ખુલ્લો થયો. બીજી બાજુ પાસિફિકમાં આવેલ ડચ તાબાના જાવા, સુમાત્રા વગેરે ટાપુઓ અને ઑસ્ટ્રેલિયા ખંડને લગભગ જાપાનના કાબૂની દયા ઉપર મૂકી દે એવી રીતે આટલાંટિકનો કાખ પણ એના હાથમાં આવે.

એક તરફ સિંગાપોર અને સામી તરફ ફેરા : હિંદના લશ્કરી બચાવની દૃષ્ટિએ એ બે દૂરની સરહદો ગણાય છે. એમાં હવે સિંગાપોર ખતમ થાય છે. એટલે દૂરની સરહદની પહેલી ચોકીનું એક મથક આપણા હાથમાંથી જાય છે. જાપાનના હાથમાં એ મથક આવતાં હિંદી મહાસાગરમાં કે બંગાળનાં ઉપસાગરમાં ઘૂસી આવવા માટે જાપાનીઝ કાફલાને વિસામામથક કે તેલ વગેરે ભરવાનું મથક હાથમાં આવ્યું છે. અહીંથી એનાં સામગ્રીવાહક જહાજો સામગ્રી વગેરે પૂરાં પાડી મૂળ મથકે પાછાં જઈ શકશે, આ જાપાનને પક્ષે એક ગંજાવર લાભ થયો ગણાય. ટૂંકમાં, સિંગાપોરની કબજેગીરીથી બ્રિટનને જે લાભ થતો હતો તે હવે જાપાનને મળશે અને બ્રિટનને જાપાન તરફ ઘૂસવું અહીંથી અટકાવી શકાય. જો કે સિંગાપોરનું બંદરીય મહત્વ બ્રિટને અકબંધ રહેવા નહિ દીધું હોય; પણ એ તો થોડા દિવસમાં સમારકામ કરીને પૂર્વવત્ સ્થિતિમાં લાવી શકાય.

સિંગાપોર હાથમાં આવવાથી જાપાન તદ્દન નિરંકુશ નથી થઈ શક્યું. કારણકે હજી એની પીઠ પાછળ ને પડખે જાવા, આસ્ટ્રેલિયા, સુમાત્રા, અને સેલિબીસ તરફ બ્રિટિશ અને ડચ નૌકાકાફલો સચેત થઈને ઊભો છે. અને જાપાન તરફથી સિંગાપોર તરફ આવતા એના કાફલાને મકાસરની સામુદ્રધુનીમાં અને જાવાના સુરાબાયા અને એથી આગળ બટેવીઆ આગળના સમુદ્રમાં સખત યુદ્ધ આપવાનો બ્રિટિશ અને ડચ કાફલા પ્રયત્ન કરશે. સિંગાપોરથી છટકી નાઠેલ કાફલો પણ એમની સાથે જોડાઈ જશે, કારણકે આપણે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે હજી સિંગાપોર ખાતે જાપાનીઝ નૌકાદળ નથી પહોંચ્યું. પહોંચ્યું હોય તો તે રડ્યુંખડ્યું એકાદ જહાજ. સિંગાપોરનો કબજો લીધો છે સામે જોહોરને કાંઠેથી આવેલાં નાનાં નાનાં હોડકાં મારફત ઊતરેલા ખુશ્કી સૈન્યે. આખો મલાયા જાપાનના હાથમાં આવ્યાને કારણે અને સામે કાંઠે જોહોરનું થાણું જાપાનીઓ કબજે કરી બેસવાને કારણે લશ્કરી દૃષ્ટિએ તો સિંગાપોર બિનમહત્ત્વનું બની જ ગયું હતું. કારણકે સામે કાંઠેથી સહેલાઈથી તોપમારો થઈ શકતો હતો. તોપગોળાની મર્યાદામાં આવી જવાને કારણે નૌકામથક તરીકે પણ એનો ઝાઝો ખપ રહ્યો નહોતો. મોટું ખુશ્કી કે તરી દળ આથી અહીં કેન્દ્રિત કરીને નિરાંતે બેસી શકાય એમ નહોતું. એની ઉપયોગિતા ચોકિયાત મથક—Watching station—જેટલી જ થઈ ગઈ હતી.

આથી હજી પણ મિત્રપક્ષનો કાફલો સબળ અને પૂરતી મદદ મળી ગઈ હોય એવી સ્થિતિમાં આવી ગયો હોય તો,—

(૧) સુરાબાયા આગળથી જાપાનીઝ કાફલાને આગળ વધતો અટકાવે, અગર ત્યાં જબરદસ્ત નૌકાયુદ્ધ થાય; અને

(૨) ત્યાંથી એ કાફલો આગળ વધવામાં ફળીભૂત થાય તો જાવા–સુમાત્રા વચ્ચેની સુંદાની સામુદ્રધુની માંહેથી નીકળી બટેવીઆ બંદરથી આગળ જતાં એને જબરદસ્ત શિકસ્ત આપે અને સિંગાપોરને જાપાન તળના મૂળ મથકથી તરી માર્ગે સંધાતું અટકાવી દે. અને સિંગાપોરના પતનને કારણે હિંદી મહાસાગરમાં જાપાનને મળનાર વિજયને નહિવત્ કરી મિત્રપક્ષને અને હિંદને એના ગેરલાભથી ઉગારી દે.

મારો ખ્યાલ એવો છે ને આપણે સૌ આશા રાખીએ કે એક બાજુએ આસ્ટ્રેલિયાના પોર્ટ ડાર્વિનથી શરૂ કરીને છેક સુમાત્રાની ટોચ અને સામે કાંઠે સિંગાપોર, બોર્નિયો અને

સેલિબસની વચ્ચે આવેલી સમુદ્રની હજારો-માઈલ લાંબી પટ્ટીના ખારા પાણીમાં ડચ અને બ્રિટિશ કાફલો ઈતિહાસમાં અજોડ એવું ભયંકર નૌકાયુદ્ધ ખેલશે અને જાપાનીઝ કાફલાને આવતો અટકાવશે અગર એને શિકસ્ત આપી એનો વિનાશ કરશે. એમ જો ન થાય તો સિંગાપોર આ દ્વિતીય મહાયુદ્ધમાં બ્રિટનને માટે પૂર્વનું ડંકર્ક બનશે. સિંગાપોરને તોબ્રુક તો ન બનાવી શકાયું; હવે એને ડંકર્કની પુનરાવૃત્તિ થતું અટકાવવું એ બ્રિટનને માટે ભારે મહત્ત્વનું છે, નહિ તો ડંકર્ક પછી બ્રિટનની છાતી ભાંગી નાખે એવી સિંગાપોરની ભયંકર હાર એને કાળજે કોરાશે.

ડચ-બ્રિટિશ કાફલો યુદ્ધ આપશે જ. એ હજી અણનમ ને સાબૂત છે. એને માટે મદદ ધસી રહી છે. અમેરિકન કાફલો પણ દૂર રહીને એના ઉપરનું દબાણ ઓછું કરવા જાપાનીઝ નૌકાકાફલાના અમુક ભાગને રોકાયેલો રાખવા પ્રયત્ન કરશે. બ્રિટિશ વહાણવટીઓનું ખરું ખમીર બતાવવાનો પ્રસંગ બ્રિટિશ ખાડીમાં નહિ પણ પૅસિફિકનાં શાંત જળોમાં આવેલી કોઈક ખાડી કે સામુદ્રધુનીમાં ઊભો થશે અને તે માત્ર ગણ્યાગાંઠ્યા દિવસોમાં. ચર્ચિલે કહ્યું છે તેમ, બ્રિટિશરો 'સુગર કૅન્ડી' નથી. એ હીરો નીકળો કે એને ચૂસવા નીકળનાર મોત માગીને જ નીકળે.

સિંગાપોર ઉપરનું જોખમ તરીમાર્ગે નહિ પણ મલાયા મારફત ખુશ્કી દળની જાપાને મેળવેલી સરસાઈને આભારી છે. હિંદી મહાસાગર કે બંગાળના ઉપસાગરમાં આવવા માટે હવે જાપાનને માટે તરીમાર્ગ સિવાય બીજો કોઈ રસ્તો છે નહિ. અને જાવા, સુમાત્રા, ઑસ્ટ્રેલિયા કે હિંદુસ્તાન ઉપર આક્રમણ કરવા માટે જાપાને પોતાના નૌકાદળને ઑસ્ટ્રેલિયન, અમેરિકન, ડચ અને બ્રિટિશ નૌકાદળોના સંયુક્ત બળ કરતાં વધારે બળવાન બનાવવું રહ્યું અને એમ કરીને એ સંયુક્ત નૌકાદળને નૌકાયુદ્ધમાં શિકસ્ત આપવી રહી. તો જ જાપાન આખા પૅસિફિક અને હિંદી મહાસાગરનાં જળસ્થળ ઉપર કાબૂ મેળવી શકે. સિંગાપોર જાય એથી કંઈ એ કાબૂ આવી જતો નથી. અલબત્ત, એથી ઇન્ડો-પૅસિફિક જળસ્થળ ઉપર કાબૂ મેળવવાની પહેલી મુશ્કેલી પૂરી થાય છે. પણ પહેલો કોઠો સર કરવા છતાં હજી એને ઘણા કોઠા પસાર કરવાના રહે છે.

## અનુભવનો મોંઘો પદાર્થપાઠ

ઉપરાંત ફિલિપાઈન્સના અને સિંગાપોરના પાણીમાં જાપાને શરૂઆતમાં કરેલા સફળ આક્રમણ પછી એના આક્રમણનો પ્રકાર મિત્રપક્ષના નૌકાદળની જાણમાં આવી ગયો છે. પર્લ હારબર ખાતે અમેરિકાએ વેઠેલી ખુવારી અને સિંગાપોરના દરિયામાં 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને 'રીપલ્સ' ગુમાવીને બ્રિટને ખમેલી ખુવારી જેમની પાસે તે સમયે હવાઈ ફાઈટર પ્લેનોનો અભાવ હતો તેને આભારી છે. હવે જણાય છે કે મિત્રપક્ષના નૌકાદળને વિમાનવાહક જહાજો મારફત ફાઈટર એરોપ્લેનોનો મબલખ પુરવઠો મળી રહ્યો છે. અને થોડા જ સમયમાં ઍંગ્લો-અમેરિકન નૌકાદળ જાપાની નૌકાદળનો મિજાજ ઓછો કરશે. 'રીપલ્સ' અને 'પ્રિન્સ ઑફ વેલ્સ' ગુમાવીને બ્રિટિશ નૌકાદળે મેળવેલ પદાર્થપાઠનો લાભ હવે એને મળશે. જાપાનીઝ નૌકાદળની લડાયક રીતરસમની એને જાણકારી મળી છે. હવે એનો સામનો બ્રિટનના નાવિકો પોતાના પરંપરાગત કૌશલ્ય ને ખેલદિલીથી કરશે.

## તાત્કાલિક ભય નથી.

આથી, હિંદી કિનારાને જ્યાં સુધી જાપાનીઝ નૌકાદળ મિત્રપક્ષના નૌકાદળને શિકસ્ત નહિ આપે ત્યાં સુધી તાત્કાલિક કટોકટી ઊભી થઈ નથી અને જાપાનીઝ નૌકાદળ એવી અસરકારક શિકસ્ત આપી શકે એમ મને નથી લાગતું. સિવાય કે, આપણા ભાગ્યવિધાતાઓનો પ્રમાદ હજી ઓછો નહિ હોય.

બર્માના સમાચારો પણ જણાવે છે કે હજી જાપાનીઓ સાલ્વીન નદી ઓળંગી શક્યા નથી. ઉપરાંત ચુંગકીંગ ખાતેના બ્રિટિશ જનરલ મેજર ડેનીના જણાવ્યા પ્રમાણે, બર્મા ખાતેનાં ચાઈનીઝ દળો જાપાનીઝ દળો સાથે અથડામણમાં આવ્યાં છે. આમ હોવાથી હવે બર્મામાં વધુ પુરવઠો મોકલ્યા વગર જાપાનીઝ આગેકૂચ શક્ય નથી લાગતી. સાલ્વીનને કાંઠે જાપાનીઝ આક્રમણને અટકાવી શકાય તો બર્માના ખુશ્કી માર્ગે પણ જાપાન હિંદ ઉપર આક્રમણ કરી શકે એમ નથી. બર્મામાં હવે અસરકારક પ્રતિકાર કરવામાં આવશે.

આનો અર્થ એમ નથી કે હિંદ ઉપરના આક્રમણની ગંભીરતા ઓછી છે. આક્રમણ તો હિંદની ભાગોળે આવી પહોંચ્યું છે અને ત્યાં જ એને અટકાવવાનો તનતોડ પ્રયાસ કરવામાં આવશે. ત્યાં એ ન અટકી શક્યું તો . . . . એનો જવાબ આપવો નિરર્થક છે.

## આફ્રિકન મોરચે

આફ્રિકામાં જનરલ રોમેલ સામે વળતું આક્રમણ કરીને થોડા માસ પહેલાં બ્રિટિશ દળે સારી સફળતા મેળવેલી અને રોમેલને જીવતો પકડવાની વાતો પણ સમાચાર સંસ્થાએ વહેતી મૂકેલી. એ વધારે પડતી બણગાંબાજી હતી તે હવે રોમેલનાં દળો સામે પાછાં હઠતાં બ્રિટિશ દળોની હાલાકી ઉપરથી લાગે છે. એમણે જે લાભો મેળવ્યા હતા તે પાછા કાઢી આપવા પડે છે.

## રશિયન મોરચો

રશિયામાં હિટલરને મળેલ વિદ્યુત્ આક્રમણની સફળતા એને માટે શાપરૂપ થઈ પડી છે. અને હમણાં જ રશિયા ખાતેના માજી બ્રિટિશ એલચી સર સ્ટેફર્ડ ક્રીપ્સે એક મુલાકાતમાં જણાવ્યા પ્રમાણે, રશિયામાં જર્મન આક્રમણને વધારે ને વધારે ઊંડે ઘુસાડી દઈ શિયાળો આવતાં મજબૂત પ્રત્યાક્રમણ કરીને એની ખાનાખરાબી કરવાની યોજના મૂળથી જ સોવિયેટ સૂત્રધારોની હતી. એટલે એમણે વ્યવસ્થિત પીછેહઠ કરીને વખત આવ્યે સામનો કરીને જર્મન આક્રમણકારોને ભયંકર હાનિ પહોંચાડી છે. હજી ત્યાં શિયાળાને દોઢ માસ બાકી છે એ દરમિયાન રશિયન આગેકૂચ લેનિનગ્રાડને જર્મન નાગચૂડથી મુક્ત કરશે, સ્મોલેંસ્ક સુધી જર્મન દળોને હાંકી કાઢશે, ખારકોવ જીતી લેશે અને સેબાસ્ટોપોલથી ઘણે દૂર જર્મન દળોને ખસેડી મૂકશે. આ યુદ્ધમાં રશિયાએ જે દીર્ઘદૃષ્ટિ, નૈપુણ્ય, બાળતી ધરાની નીતિનો સો ટકા અમલ, અને લશ્કરી વ્યૂહકુશળતા ઉપરાંત કુનાગીરીની વીરતા દાખવી છે એ કોઈ પક્ષે દાખવી નથી. નાત્સીદળોની વીરતા પણ અદ્ભુત છે પણ યુરોપમાં ઠેરઠેર એમણે મેળવેલ વિજયો, પાંચમી કતાર, આક્રમણનો ભોગ બનનાર દેશોના રાજપુરુષોના આંતરિક મતભેદો, સડો અને આગામી ભય સામે સવેળા એકત્ર થઈ શકવાની અશક્તિને આભારી

મીઠી નજરે:—લેખક: શ્રી ધનસુખલાલ મહેતા. પ્રકાશક: એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ. મૂલ્ય બે રૂપિયા.

ઈ. સ. ૧૯૦૮માં સાહિત્યની રમતમાં ઊતરી હજી પણ નૉટ-આઉટ રહેનાર શ્રી. ધનસુખલાલ મહેતાના વનપ્રવેશ વખતે તેમના સાહિત્ય તથા ચિત્ર, નૃત્ય, અભિનય આદિ કળા વિશેના વિવેચનલેખોનું આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. શ્રી. વિજયરાય વૈદ્યે તેનો હળવી કલમે પરિચયલેખ લખ્યો છે.

'મહાત્મા ગાંધી' એ શ્રી કનુ દેસાઈના ચિત્રસંગ્રહ વિશેનો લેખ કે શ્રી સોમાલાલ શાહની ચિત્રમાલા 'રંગરેખા' વિશેનો લેખ જોતાં લેખકની વિશિષ્ટ વિવેચનશૈલીનો ખ્યાલ આવે છે. એ નિરાડંબર અને મર્મગામી ચિત્રવિવેચન પરથી સહેજે સમજી શકાય છે કે એના લેખકે વિપુલ અભ્યાસ તેમજ ચિત્રોનાં અવલોકનદ્વારા ઊંડી રસિકતા કેળવી છે, અને એ વિષય પર પૂરતો વિચાર પણ કર્યો છે. તેથી પ્રાપ્ત થયેલી દૃષ્ટિને લીધે મુંબઈ આર્ટ્સ સોસાયટીના 'કૌમુદી' માટે લખાએલા 'ચિત્રપ્રદર્શન'ના પ્રાસંગિક લેખો પણ રસમય અને મનનીય બની જાય છે. પુસ્તકના બીજા વિભાગમાં સરસ નિબંધ 'રંગભૂમિ' અને બીજા 'નૃત્ય-અભિનય-કલા,' 'કૉન્સર્ટ' વગેરે લેખોમાં કર્તા જે જે દૃષ્ટિબિન્દુ રજુ કરે છે તેમાં પણ તેમની ઉચ્ચ રસિકતા અને વિષય સાથે જીવંત સંપર્ક દેખાયા વગર રહેતાં નથી.

'સાહિત્ય સમાલોચના' વિભાગમાં 'સ્નેહસંભ્રમ' વિશેનો લેખ સર્વોત્તમ છે. 'આગગાડી'નું અવલોકન, શ્રી મસ્તફકીરના 'કેળાંવાળી અને બીજી વાતો'ના પરિચય-લેખમાં હાસ્યરસ વિશેની ચર્ચા, 'એકલા ન જઈએ'ના રચનાર શ્રી અવિનાશ વ્યાસનો ગીતસંગ્રહ 'સાજનમણી' સત્કારતાં લેખકે ગરબા વિશે રજુ કરેલાં મંતવ્યો, 'નવલકથા' વિશેનો નિબંધ, વિશાળ વાચનનો અનુભવ રજુ કરતો 'મારું પ્રિય પુસ્તક' એ લેખ—વગેરે પરથી સ્પષ્ટ થાય છે કે લેખક પાસે વિશાળ અનુભવ છે, તેમણે ઘણું વાંચ્યું છે, તેમની પાસે મૌલિક દૃષ્ટિ છે જેથી આ લેખો સુવાચ્ય બન્યા છે.

'સ્વ. સર રમણભાઈ,' 'સ્વ. માદી દેસાઈ' અને 'સ્વ. કનૈયાલાલ વકીલ' એ ત્રણ નાનાં જીવનચિત્રો છે. 'ભદ્રંભદ્ર'ના કર્તાને હાસ્યરસના એક ઉપાસક ભાવભરી અંજલિ આપે એ ઉચિત જ છે. પણ ગુજરાતના સમર્થ સ્વ. વકીલ અને શ્રીશિલ્પી સ્વ. માદી દેસાઈના કાર્યનો પરિચય આપીને લેખકે અહીં અત્યંત આવશ્યક કાર્ય કર્યું છે. નહિતર ગુજરાતના લેખકોને માથે સદાને માટે આ કલાકારો તરફની ઉદાસીનતા મારેનું મહેણું રહેત.

પુસ્તકના છેલ્લા વિભાગમાં 'હાલો માડી! ઊંચો આવે!' 'કોના ચરણમાં?' વગેરે પાંચ-છ પ્રાસંગિક કાવ્યો મૂકવામાં આવ્યાં છે. પણ એમાં કાંઈ ખાસ કાવ્યતત્ત્વ રહેલું છે એમ નહિ કહી શકાય.

કલાવિવેચનનું સાહિત્ય આપણે ત્યાં નહિ જેવું છે, તેમાં સરલ અને સુરેખ લેખનશૈલીથી લખાએલા, વિવિધ કલાવિષયોને સ્પર્શતા આ લેખોનો સંગ્રહ મહત્ત્વનો ઉમેરો કરે છે.

નાથાલાલ દવે

## અનુક્રમણિકા

પુસ્તક ૩૩ ફાગણ : ૧૯૯૯ અંક ૫






લવાજમ : હિંદમાં રૂા. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂા. ૭-૮-૦; છૂટક નકલ ૦-૮-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૧૧-૪-૪

# Advertise

*in*

*The PRASTHAN*

is to successfully develope your business in Gujarati-reading public.

*

An Advertising medium should be judged by the quality and quantity of its circulation; by its editorial contents; by its advertisers; by the evidence it offers of reader interest: on all these counts *Prasthan* meet the most exacting test.

*

Ask for a specimen copy

*PRASTHAN KARYALAYA*

*Ahmedabad.*

# પ્રસ્થાન પ્રવૃત્તિઓ

: લવાજમ :

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫–૦–૦ |
| કિશોર માસિક | ૪–૦–૦ |
| સરસ્વતી ગ્રંથમાળા | ૨–૦–૦ |
| ટોલ્સ્ટોય ગ્રંથાવલિ | ૬–૦–૦ |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬–૦–૦ |
| બુદ્ધ ગ્રન્થાવલિ | છૂટક |

: પ્રસ્થાન :

## પ્રસ્થાન એટલે પ્રગતિ

'પ્રસ્થાન'માં

## જાહેર ખબરના ભાવ

### જાહેર ખબર વિભાગમાં

| | | ૧ પાનું | ½ પાનું | ¼ પાનું |
|---|---|---|---|---|
| ૧૨ | માસ | ૨૦૦ | ૧૦૦ | ૬૦ |
| ૬ | માસ | ૧૦૦ | ૬૦ | ૩૦ |
| ૩ | માસ | ૬૦ | ૩૦ | ૧૮ |
| ૧ | માસ | ૨૪ | ૧૨ | ૮ |

### રીડીંગ મેટરમાં

આખુ કાગળ–૧ વખત રૂા. ૩૦; ૧૨ માસ ૩૦૦
આર્ટપેપર–૧ વખત રૂા. ૪૦; „ ૪૦૦

### પૂંઠા ઉપર

પૂંઠા પૃષ્ઠ નં. ૨ ૧ વખત ૪૦; ૧૨ માસ ૪૦૦
„ ૩ „ ૪૦ „ ૪૦૦
„ ૪ „ ૫૦ „ ૫૦૦

(જાહેર ખબર સ્ટીચીંગ માટે પૂછાવવું)

પ્રસ્થાનમાં સારી જાતની જ જાહેર ખ. લેવામાં આવે છે.

રીડીંગ મેટરમાં મર્યાદિત પ્રકારની જ જા. ખ. અને તે પણ બહુ જ થોડી સંખ્યામાં લેવામાં આવશે.

લાંબા કોન્ટ્રાકટ માટે પત્રવ્યવહાર કરવો.

: લખો :

વ્યવસ્થાપક : 'પ્રસ્થાન' જા. ખ. વિભાગ

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ
# ચ્યવન પ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

ને

આજથી જ

સૌ કોઈ અજમાવવા માંડો

જીવનમાં

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ—પૌષ્ટિક

ખોરાક



એજ [જીવન]

લીલાં આંબળાં સાથે બીજાં પાચક
અને લોહી વધારનાર ઔષધો
મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય



ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લી૦ મુંબઈ

અમદાવાદના એજન્ટ :

ભોગીલાલ બ્રધર્સ—રીચીરોડ

અમદાવાદ

# ✥ પ્રસ્થાન ✥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ ફાગણ : ૧૯૯૮ અંક ૫

## સુકાની હો !

પ્રેમશંકર હ. ભટ્ટ.

ક્યાં છે જીવનના કિનારા ?
સુકાની હો, ક્યાં છે જીવનના કિનારા ?
સઢ તો બંધાણો પણ વાયે ક્યાં વાયરા ?
એંચે હલેસાં શેં તૂટલ આ બાવડા ?
ધૂંધળી દિશાને વીંધે કેમ તેજ મારા ?
ખૂંદાયે સમદરના આરા ?

—સુકાની હો૦

બીડેલી ભોગળો આ અંતરને બારણે,
સાંભળીને સાદ ઝૂરું મળવાને કારણે,
મૂંગા અહીં પડે કાંઠેથી સાદ,
બંધુ ! હાંકી જા હોડી મજધાર !

—સુકાની હો૦

આવો વરુણ રુદ્ર ઝંઝાને ઘોડલે,
આસન માંડો વિરાટ ! નાનકડા હોડલે,
એને દૂર દૂર પંથ કૈં બતાવો !

—સુકાની હો૦

છોને સુકાન, સઢ, તૂટે હલેસાં
ઝંખનાની પાંખને થંભવું ગમે ના !
મને કેદુનાં નોતરાં દેવાણાં,
જેથી હૈયે આ ઈંધણાં ચેતાણાં !

—સુકાની હો૦ *

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર 'વસુંધરા' નામક કાવ્યસંગ્રહમાંથી.

# बे सम्राटोनी शिखामण

श्री० काकासाहेब कालेलकर

માંધાતા, ભરત વગેરે જે પુરાણકાળના મોટા મોટા સમ્રાટ થઈ ગયા તેમાં યયાતિનું પણ નામ આવે છે. યયાતિનું ચરિત્ર અનેક દૃષ્ટિએ મહત્ત્વનું છે. સુર-અસુર, બ્રાહ્મણ-ક્ષત્રિય, બધાની સાથે એનો સંબંધ રહેતો હતો. પુરાણોના વર્ણન પ્રમાણે આ સમ્રાટે પોતાનું યૌવન વધારીને હજાર વરસ સુધી પૃથ્વીનો ઉપભોગ કર્યો. પણ આખરે તે કહે છે :—

यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
एकस्यापि न पर्याप्तं तस्मात् तृष्णां परित्यजेत् ॥
या दुस्त्यजा दुर्मतिभिर्या न जीर्यति जीर्यतः ।
योऽसौ प्राणान्तिको रोगः ताम् तृष्णां त्यजतः सुखम् ॥

આ વચન કોઈ વિરક્ત મહાત્માનાં અથવા તો 'દ્રાક્ષ ખાટી છે' એવું કહેનાર નિર્ધનનાં નથી. સમુદ્રવલયાંકિત અશેષ પૃથ્વીના સામ્રાજ્યનો એક હજાર વર્ષ સુધી ઉપભોગ કરનાર સમ્રાટનાં એ વચન છે. સમ્રાટ યયાતિ કહે છે :—" આ પૃથ્વીમાં ચોખા, જવ વગેરે જે કોઈ ધનધાન્ય છે, સુવર્ણ છે, પશુ-પક્ષી છે, દાસ-દાસી છે—એ બધાં જો કદી એક જ માણસને મળે, તોપણ તે તેને માટે પૂરતાં નહિ થાય (—એટલાંથી એને સંતોષ નહિ થાય). તૃષ્ણા એ તો એક પ્રાણાંતિક રોગ છે, એટલા માટે એનો ત્યાગ જ કરવો જોઈએ. પરંતુ જેની વૃત્તિ શુદ્ધ નથી તે તૃષ્ણાને કદી નહિ છોડી શકે. બુઢાપાથી શરીર ક્ષીણ થાય છે, તોપણ તૃષ્ણા ક્ષીણ થતી નથી. એને છોડનાર જ સુખ પ્રાપ્ત કરી શકે છે."

આગળ જતાં યયાતિ કહે છે :—" પૂરાં એક હજાર વરસ મેં પૂરો વિષયોપભોગ કર્યો, તોપણ તેના પ્રત્યેની મારી તૃષ્ણા વધ્યા જ કરે છે. તેથી હું હવે એ તૃષ્ણાનો જ ત્યાગ કરીશ."

યુરોપ-અમેરિકાનાં મોટાં મોટાં રાજ્યો અને સામ્રાજ્યોની આવી જ દશા નથી શું? દુનિયાભરની સાધનસામગ્રી લૂંટીલૂંટીને ત્યાંના લોકોએ પોતાનાં ભોગ અને ઐશ્વર્ય વધાર્યાં. તે મેળવવા તથા તેનું રક્ષણ કરવા તેમણે મોટાં મોટાં લશ્કરો રાખ્યાં. આસમાની, ખુશ્કી, દરિયાઈ અને પ્રચારનું—એ ચાર પ્રકારનાં યુદ્ધ ચલાવ્યાં. તોપણ નથી કોઈને સંતોષ થતો કે નથી પૃથ્વી ઉપર શાંતિ સ્થપાતી.

જ્યાં આખી પૃથ્વીની ધન-ધાન્ય-સંપત્તિ એક માણસની તૃષ્ણાતૃપ્તિ માટે પણ પર્યાપ્ત નથી, ત્યાં લાખો અને કરોડોની વસ્તીવાળાં સામ્રાજ્યોને સંતોષવા માટે તે ક્યાંથી પૂરતાં થવાનાં? આ થઈ પુરાણકાળની વાત.

ઐતિહાસિક સમ્રાટોમાં સૌથી મોટું નામ ગણાય છે અશોકનું. હિમાલયથી શરૂ કરીને સમુદ્ર સુધી અને કલિંગ દેશથી શરૂ કરીને પશ્ચિમના બાલ્હીક દેશ સુધીનું આખા હિંદુસ્તાન તથા અફઘાનિસ્તાનનું રાજ્ય પ્રાપ્ત કર્યા પછી તેને લાગ્યું કે દિગ્વિજય કરતાં ધર્મવિજય જ ચઢિયાતો છે. તેણે પોતાના શિલાલેખોમાં પોતાના સામ્રાજ્યની અર્થનીતિ બે નાનાં વાક્યોમાં આપી છે—'अल्प-भाण्डता साधु. अल्प-व्ययता साधु'—સંચય થોડો કરવો અને વ્યય થોડો કરવો એ મનુષ્યસમાજને માટે શ્રેયસ્કર છે. જેમ ભૂખ કરતાં વધારે ખાવાથી રોગ થાય છે તેમ સમાજ-સ્વાસ્થ્યને માટે જેટલી ઉપયોગી હોય તેના કરતાં વધારે સાધન-સંપત્તિ ભેગી કરવાથી સમાજમાં જાતજાતના સામાજિક રોગ પેદા થાય છે.

અને વ્યય કરવામાં પણ આપણે જો ઓછામાં ઓછો વ્યય કરવાનો નિયમ રાખીશું, તો જ આપણું જીવન નીરોગી અને નિષ્પાપ બનશે. નહિ તો બધે જ અવ્યવસ્થા, અસંતોષ, ઈર્ષ્યા અને મત્સર પેદા થવાના.

જેને નામે હિંદુસ્તાન અભિમાન લઈ શકે છે અને જેની જીવનવિભૂતિને કારણે ભારતીય સંસ્કૃતિ પોતાને ધન્ય માને છે, એવા આ બે સમર્થ અને કૃતકૃત્ય સમ્રાટોનો આ

અભિપ્રાય માત્ર હિંદુસ્તાનને જ માટે નહિ પણ દુનિયાભરના પ્રજાકીય સત્તાઓ માટે વિચારવાની વસ્તુ છે.

પૃથ્વીના પેટમાં અઢળક ખનિજ તથા ઉદ્‌ભિજ્જ સંપત્તિ ભરેલી પડી છે. સોનું–ચાંદી પણ છે અને લોઢું, કોલસા તથા ખનિજ તેલ પણ છે. પણ આ બધા પદાર્થ પરિમિત પ્રમાણમાં જ છે. પૃથ્વીનું પેટ ચીરીને તેનાં આંતરડાં ખેંચી કાઢી આ બધી ચીજો બહાર કાઢવાની શક્તિ આજે આપણને આવી છે. તેથી પૃથ્વીનાં આંતરડાં ખેંચવાનો પ્રયત્ન કરતાં કરતાં મનુષ્યજાતિ પોતાને જ ખતમ કરવા સુધી તત્પર થઈ ગઈ છે.

ઉદ્‌ભિજ્જ પદાર્થોની પણ એ જ સ્થિતિ છે. પહેલાં જરૂર કરતાં વધારે અનાજ, કપાસ અને ફળની પેદાશ કરીને પાછળથી બજારભાવ સાચવવાને માટે તેનો નાશ કરવામાં મનુષ્યજાતિને આજે સંકોચ થતો નથી. જ્યાં જે ચીજ પેદા થાય છે, ત્યાં તેનો ઉપયોગ કરવાને બદલે પૃથ્વીના એક ખૂણાની વસ્તુઓ બીજા ખૂણા સુધી પહોંચાડવાનો રિવાજ મનુષ્યજાતિએ ચલાવ્યો છે. આ રિવાજ એટલો સાર્વત્રિક થઈ ગયો છે કે એની વિચિત્રતા કોઈના ધ્યાનમાં જ નથી આવતી.

દુનિયાભરના અર્થશાસ્ત્રીઓ કહે છે કે જો આ યુગમાં કાંઈ પણ ખૂરી બાબત હોય તો તે સંપત્તિની અયોગ્ય વહેંચણી છે. કોઈને પેટ ભરીને ખાવાનું નથી મળતું, તો કોઈને એકઠા કરેલા ધનનું શું કરવું તે સૂઝતું નથી. મનુષ્યજીવનની જરૂરિયાતની વસ્તુઓની અયોગ્ય વહેંચણી એ ભારે દોષ છે જ. પરંતુ સમજ્યા-વિચાર્યા સિવાય વસ્તુઓ ઉત્પન્ન કરતા જવું એ પણ ઘોર વિશ્વદ્રોહ છે. અર્થશાસ્ત્રીઓનું ધ્યાન આ વસ્તુ પ્રત્યે ભલે ન ગયું હોય, પરંતુ સમ્રાટ અશોકનું ધ્યાન એ તરફ પૂરેપૂરું ગયું હતું. તેથી જ તેણે પોતાના ધર્મશાસનમાં કહ્યું છે—'અલ્પભાંડતા સાધુ.'

આજકાલના અર્થશાસ્ત્રીઓ કહે છે કે ધનનો જેટલો વધારે વ્યય થાય તેટલો સારો. કારણકે તેમ થતાં લોકોને કામ મળે છે, મજૂરી મળે છે, વસ્તુઓના ભાવ વધે છે, કળા–કૌશલ્યની ઉન્નતિ થાય છે અને માણસો વધારે સુખી થાય છે. સમ્રાટ યયાતિ આવા જીવનનો અનુભવ કરીને પોતાનો અભિપ્રાય આ કથનની વિરુદ્ધ આપે છે. તે કહે છે કે, દુનિયાભરની વસ્તુઓ એક જ માણસને મળે તોપણ તેને સંતોષ થવાનો નથી. માણસની જરૂરિયાતો વધારાય તેટલી વધી શકે છે. પણ એ તો એક આત્યન્તિક રોગ છે. તેનો ત્યાગ કરીને જરૂરિયાતો ઓછી કરવાથી જ સમાજનું કલ્યાણ થશે. ભગવાને આ પૃથ્વી ઉપર પ્રાણીઓ માટે જરૂરી છે એટલી જ ચીજો પેદા કરી છે. માણસ પોતાની જરૂરિયાતો વધારે તો તેટલા પ્રમાણમાં તે કુદરતનો ઋણી બને છે અને તેનું સત્ત્વ ક્ષીણ થાય છે. તેથી પરિગ્રહ ઘટાડવો જોઈએ, ઉપભોગ પરિમિત કરવો જોઈએ, અને સાધન-સંપત્તિની શક્તિનો વિશ્વાસ પણ કોઈ એક મર્યાદાથી આગળ ન જવો જોઈએ.

આ માટે આપણે આપણું બધું જીવન બદલવું જોઈશે. શહેરો છોડીને ગામડાંમાં રહેવા જવું જોઈશે. નાણાંનો વ્યવહાર ઓછો કરીને જરૂરિયાતની વસ્તુઓનો જ વિનિમય કરવો જોઈશે. યંત્ર-કારખાનાં વધારવાનું ઓછું કરીને ગૃહ–ઉદ્યોગો અને ગ્રામ–ઉદ્યોગોને મહત્ત્વ આપવું જોઈશે. તથા આળસ, વિલાસિતા, તેમ જ અસંતોષ છોડીને ઉદ્યમ, સંયમ તથા સંતોષ વધારવાં જોઈશે.

આપણે જો માણસોની વસ્તી એકલી શહેરોમાં કેન્દ્રિત ન કરીએ, સત્તા કેન્દ્રિત ન કરીએ, આપણી પોતાની મહેનતથી ફક્ત આવશ્યક વસ્તુઓ જ ધરતી પાસેથી માગી લઈએ અને આપણા હાથે જ તેમાંથી આપણી જરૂરિયાતની વસ્તુઓ બનાવીએ તો માત્ર હિંદુસ્તાનમાં જ નહિ પણ આખી દુનિયામાં, સંતોષ અને શાંતિ, સ્વાતંત્ર્ય અને બંધુતાનું વાયુમંડળ સ્થિર બનશે. *

તા. ૧૨–૧–'૪૧

* 'સર્વોદય'માંથી

# કવિનું પહેલું નાટક—૨

પ્રો. અનંતરાય મ. રાવળ, એમ. એ.

(*'ઇન્દુકુમાર'ની આકૃતિ કવિશ્રી ન્હાનાલાલના મગજમાં ઘડાયેલી અને તેના* લેખનનો પ્રારંભ, તેમણે 'કુરુક્ષેત્ર'ની પ્રસ્તાવનામાં એક સ્થળે કહ્યું છે તેમ, થયેલો ઇ. સ. ૧૮૯૯માં, 'વસંતોત્સવ' પહેલાં, પણ તે આખું તો નહિ પણ તેનો પહેલો અંક કવિએ પ્રગટ કર્યો તે 'વસંતોત્સવ'ના 'જ્ઞાનસુધા'માંના પ્રકાશન પછી અગિયાર અને ગ્રંથાકારી પ્રકાશન પછી ચાર વર્ષે. આંબે સાખ પાકે પછી જ તોડાય એમ માનનાર કવિની, કૃતિને તેના પ્રથમ આંકડા માંડ્યા પછી બેચારપાંચ વાર વણથાક્યે સુધારતા-ભૂંસતા-વધારતા જવાની ટેવનું એ પરિણામ ગણાય. આમ થવાથી એક ફાયદો એ થયો છે કે 'વસંતોત્સવ' અને 'ઇન્દુકુમાર-૧' લગભગ એક જ ગાળાની કૃતિઓ હોઈ તેમાં સ્વાભાવિક રીતે આવે તેવું સામ્ય[1] ઘણું છે, છતાં 'વસંતોત્સવ'માં કવિએ સ્નેહની ને

---

[1] જુઓ આ 'વસંતોત્સવ'માંથી:—

(૧) પ્રાણપ્રાણની રસકથા તે સ્નેહ.

(૨) સ્વર્ગ ને સ્નેહ શું જુદાં છે?

(૩) સરલ બાલે! પ્રભુનું ધામ
પ્રેમનું પરમ મંદિર છે;
ત્યાં એકલદશા કેવી?

.. .. ..

નથી ત્યાં કૌમારના કરમાશ ...

(૪) પ્રભુના દરબારમાં તો
આત્મદાનને લગ્ન કહે છે. ...

(૫) પ્રેમ પરમ પરતન્ત્રતા છે,
આત્માની અર્પણદીક્ષા છે.

(૬) ધર્મકાર્યે દોરજો, સ્નેહરાણીજી!

(૭) મ્હારા જીવનનો રસદેવ
સૌભાગ્યકિરીટ જ વિરાજે છે!
જન્મજન્મમાં જીવન દોરશો તે, નાથ!

ને સરખાવો આ 'ઇન્દુકુમાર-૧'માંથી:—

(૧) આત્મા ઓળખે તે વર ...

(૨) સ્નેહલગ્ન તે જ સાક્ષાત્ સ્વર્ગલોક:
સૌભાગ્યસુધાનું નિત્યધામ.
પ્રભુતાનું પરમ મંદિર.

(૩) જુદાં જુદાં સ્નેહલગ્ન છે

સંવનનની જ વાત કરી જ્યારે 'ઇન્દુકુમાર'માં એવા સ્નેહ પર રચાયેલા 'લગ્નની આદર્શ' ભાવના ઉપરાંત લગ્નસ્નેહનો પણ ઉજ્જ્વળ આદર્શ સમજાવી કવિ એક કદમ તેનાથી આગળ વધ્યા છે એમ કહેવાની આપણને એમણે તક આપી છે.

આમ 'ઇન્દુકુમાર-૧'ની મુખ્ય ભાવના લગ્નની છે. પણ કવિની લગ્નભાવના માત્ર સ્નેહલગ્નથી પતી જતી નથી. સ્નેહલગ્ન સાથે લગ્નસ્નેહનો પણ એમાં સમાવેશ થાય છે. 'વિલાસની શોભા' એ કાવ્યમાં

> "સંચ્યું તુમારું સહુ ભદ્ર જ સ્નેહલગ્ને
> ને લગ્નસ્નેહ મહીં દિવ્ય વિલાસશોભા."

એ પંક્તિઓમાં કવિની જે આ માન્યતા પ્રગટ થઈ છે તેનો આ નાટકમાં પણ કવિએ ઉપયોગ કર્યો છે. આ નાટકમાં સ્નેહલગ્નની ભાવના 'પ્રિયદર્શનની ઉષા ઊગી પણ ઊગ્યાં સ્હવાર ન જેમનાં' એવાં કાન્તિકુમારી અને ઇન્દુકુમારનાં દૃષ્ટિમિલન, અણુસંવેદન, સ્મરણ, ઝંખના, મંથન આદિની કથા દ્વારા રજૂ કરાઈ છે, અને લગ્નસ્નેહનો આદર્શ યશદેવી અને ભટ્ટરાજ (જેને આ પહેલા અંકમાં તો સાવ અનામી અને સૂચિત પાત્ર તરીકે રાખેલ છે)ના ઉલ્લાસભર મસ્તરસિક સુભગ દાંપત્ય કે લગ્નયોગના ચિત્ર દ્વારા ઉપસાવવામાં આવ્યો છે. પ્રથમ અંકનું નામ 'લગ્ન' એવું રાખ્યું છે તે એ રીતે આમ સહેતુક લાગે છે: યશનો લગ્નજયંતી ઉત્સવ ઉજવાતો બતાવી અંક પૂરો થાય છે એટલે એમનું લગ્ન તેમાં ઉદ્દિષ્ટ હોય, અથવા કાંતિ ને ઇન્દુના આત્માનું પરસ્પર લગ્ન એટલે જોડાણ—આત્મા આત્માને ઓળખે એવું—જેને લીધે એમની પ્રથમ 'નેત્રલગ્ની'થી માંડી

---

(૪) કુમારાંને તો ક્રમાવવાનું,
પછી હોય શું પુરુષ
કે શું સુંદરીની વેલ.

(૫) મ્હારા જીવનસૂજનની સાહેલડી!
ત્હારી દીક્ષા લઉં છું;
ત્હારો છું ને ત્હારો રહીશ.

.. .. ..

ત્હારાં સમર્પણ સ્વીકાર્યાં
ને બ્રહ્મસંબંધ બાંધ્યો.

(૬) પ્રિયની પરમ પાંખ પકડે.

.. .. ..

પ્રાણનાથની પ્રેરણારૂપે પ્રગટી
જીવનના જયધ્વજ ફરકાવજે.

(૭) ...સંસારસાગરમાં મ્હારી નૌકા
જેના કરકૌશલ્યમાં ધીરું
એવો રસવીર નાવિક!

આવા વિશુદ્ધ સ્નેહ ને એવા સ્નેહ પર રચાતાં લગ્નો- સમાજ આડે આવે છે તેની સામે 'જયંતોત્સવ'માં જે બળવો ઉઠાવ્યો પ્રહાર છે: 'ઇન્દુકુમાર'માં એ વધુ ઉઘાડો બતાવાયું છે.

પરસ્પર મારેલી પ્રાણના પુકાર જેવી લગની સમજવી સહેલી બને છે તે કવિના મનમાં હોય. આમાં કાંતિકુમારી અને ઇન્દુકુમારના સ્નેહને મુખ્યત્વે તો સગાં ને સ્નેહીનાં દ્વૈત કરાવે એવાં જગતના દુર્વ્યવહારને કારણે (અને ગૌણપક્ષે ઇન્દુકુમારના મતને કારણે) લગ્નની સાફલ્યસિદ્ધિ સુધી નહિ પહોંચી શકતો બતાવીને એ કથા કવિએ કરુણાંતવાળી બનાવી છે, અને યશોદેવીના સૌભાગ્યવરદ લગ્નસ્નેહને વિજયોલ્લાસી બતાવી તેને સુખાન્ત બનાવ્યો છે. આમ કરીને કવિએ, કાન્તિને વશ બનતાં અટકાવનારા વડીલો ને સમાજ-વ્યવહારને ગુનેગારના પાંજરામાં ઊભા રાખવાનો પ્રયાસ કર્યો છે. પરિણામે, કાંતિના બોલમાં કવચિત્ દર્દ, આક્રોશ ને વક્રોવાદ હોય છે, જ્યારે જમીનથી બે ફૂટ અધ્ધર હવામાં જ સોહતી લાગતી યશના ઉદ્ગાર સોલ્લાસ ને ઉત્સાહપૂર્ણ હોય છે. પણ કવિ નાટકમાં વસ્તુની કેવીક દરકાર રાખે છે એ આપણે ગયા લેખમાં જોયું છે. એટલે કાન્તિ-ઇન્દુની ને યશની સ્નેહકથા ને પ્રસંગો દ્વારા કવિની ઇષ્ટ ભાવનાનું પ્રતિપાદન થાય છે તેના કરતાં એ ભાવનાનું ઉચ્ચારણ અને પાત્રપાત્રના સંવાદ દ્વારા થતી ચર્ચા અહીં વિશેષ થાય છે.)

'ઇન્દુકુમાર'માંની મુખ્ય ભાવના જે લગ્નની, તેની એવી રજૂઆત તપાસતાં સૌ-પહેલી એક હકીકત એ ધ્યાન ખેંચે છે કે મોટે ભાગે કવિએ કાંતિકુમારીના પાત્ર દ્વારા જ એનું ઉચ્ચારણ કરાવ્યું છે. પહેલા પ્રવેશમાં 'લગ્ન લેશો કે કૌમારવ્રત ?' એવા પ્રમદાના પ્રશ્નના ઉત્તરમાં 'કુમારોને તો કરમાવાનું' એમ સ્પષ્ટ કહી કાન્તિ લગ્નમહિમા વર્ણવે છેઃ—

લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે.
સ્વર્ગપન્થનું પગથિયું છે,
માનવજાતનો ધર્મ્ય માર્ગ છે.
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.

તો પછી 'કુલજન આપે છે' તેનો 'ધન, રૂપ, ગુણ ને વિદ્યા'વાળો 'વર કાં નથી વરતો ?' એવા પ્રમદાના બીજા પ્રશ્નના ઉત્તરમાં

આત્મા ઓળખે તે વર,
ને ના ઓળખે તે પર:

એમ સંભળાવી કાન્તિ પોતાનો પતિનો આદર્શ સમજાવે છેઃ—

નહિ અધૂરો, નહિ સમોવડો,
પણ પ્રાણેશ્વર, જીવનનિયન્તા ?
જેના આદેશ મમ ઉંચું લેઈ
નેત્ર ઢાળી પ્રણિપાતો કરું :
સંસારસાગરમાં મ્હારી નૌકા
જેના કર્ણધારત્વમાં ધીર
એવો રસવીર નાવિક ;
મ્હારો આત્મજેતા ચરાચરી સ્વામિન્ :
મ્હારો આશાકેન્દ્ર હૃદયનાથ :
મ્હારો પૃથ્વી ઉપરનો પ્રભુ ;
અહોરાત્ર નમન નમવા.

પ્રેમથાળ ભરી ભરી પૂજવા,
મ્હારે ગૃહદેવ જોઈએ છે.

આમ, પહેલા પ્રવેશમાં લગ્નનું મહત્ત્વ સમજાવી કાન્તિ પતિનો આદર્શ બતાવે છે તો સાતમા પ્રવેશમાં એ યશને વરદાન આપવાને મિષે પત્નીનો આદર્શ શીખવે છે); 'દેવબાલા 'તું' મીઠી મશ્કરીમાં પોતાને અપાયેલું પદ અગંભીર ભાવે સ્વીકારી લઈ તરત જ ગંભીર બની જઈ યશને વર આપે છે કે

ને દેવબાલાનું વર છે, યશ !
પ્રિયની પરમ પાંખ થજે,
ને સંસાર ને નક્ષત્રમંડલ ઓળંગાવી
પ્રિયને ઉતારજે પ્રભુના પદમાં. ;
વિલાસનાં વનઉપવનમાં,
સોહામણી સૌભાગ્યકુંજોમાં,
કાન્તની વિધાત્રી થઈ વિહરાવજે.
પ્રાણનાથની પ્રેરણારૂપે પ્રગટી,
જીવનના જયધ્વજ ઉડાવજે.

... ... ...

કુલને ક્યારે માતાની મંજરી મ્હોરી
સંસારપાટે સ્વર્ગ માંડજે.
આંગણું, ઓરડો ને ઉર
સ્વામીનાં અજવાળી ઉજ્જવળજે.
એવી પત્નીશ્રેષ્ઠ પમરજે :
વરને વરી વરની થજે.

એકબે વાતો અહીં ધ્યાનમાં રાખવા લાયક છે. એક તો એ કે પહેલા પ્રવેશમાં આદર્શ પતિમાં હોવા જોઈતા ગુણોની જાણે કે યાદી આપી છે અને આ સ્થળે પરોક્ષ રીતે પત્નીના ધર્મ સમજાવવામાં આવ્યા છે, પણ બંને સ્થળે કાન્તિ પતિ અને પત્નીની લાયકાત વર્ણવી પોતાના હૃદયમાંનો લગ્નનો આદર્શ જ સમજાવે છે. બીજું એ કે (એક ભાવનાશીલ કોડભરી મુગ્ધા કુમારીના પતિ અને પત્નીના આદર્શોની આપણને અહીં જાણ થાય છે એટલે વિશેષતઃ સ્ત્રીના દૃષ્ટિકોણથી આદર્શ લગ્ન રચતાં યુગલના ગુણો, લાયકાત, ધર્મો આદિનો અત્રે બોધ થાય છે.

પણ જરા વિશેષ ધ્યાન ખેંચે એવી બાબત તો અપરિણીત કાન્તિને મોંએથી કવિ આ શબ્દો બોલાવે છે તે છે. 'લગ્નનો મહિમા એ વર્ણવે છે તે તથા આદર્શ પતિની તે વાત કરે છે ત્યાં પોતાના ગુપ્ત અભિલાષને કાન્તિ વ્યક્ત કરે છે એટલે એ જરાક સમજાય એવી વાત છે, પણ યશને સંબોધતી વેળા તો હજી પરણ્યા વિનાની તે જાણે કોઈ લગ્નસુખ ભોગવી ચૂકેલી પ્રૌઢા પોતાથી નાનેરી નવસૌભાગ્યવંતીને આશીર્વાદને મિષે કાઢી, ને ગંભીર શિખામણ તેના ધર્મ વિશે મુરબ્બીભાવે આપતી હોય એવી લાગે છે,' એમ કહી આપણને જરાક હસવાનું મન થાય તેમ છે. પણ જરાક વધુ વિચાર કરતાં એ હળવી વૃત્તિને દૂર કરી ગંભીર બની જવું પડે એવું એમાં ઘણું છે. તે એ સમજથી કે

અનુસંધાન પૃ. ૨૭૭ ]

## માણસજાત ઉપરના પ્રયોગો

**મા**ણસ રૂઢિનો ગુલામ છે એમ સુધારકો કહે છે. માણસ પોતે પોતાનો ગુલામ છે એમ તત્ત્વજ્ઞો કહે છે. માણસ બીજાનો ગુલામ છે એમ રાજદ્વારી પુરુષો કહે છે. માણસ કોઈનો ગુલામ નથી એમ દ્રષ્ટાઓ કહે છે. અને માણસ સૌનો ગુલામ છે એમ માણસનો પોતાનો અનુભવ કહે છે. હવે આટલા બધા વિચારમણકામાં એક દોરો પરોવી શકવો એ મુશ્કેલ કામ છે. આંહીં મેં વિચારમણકા શબ્દ વાપર્યો છે. અને કોઈ મને અપહરણિયો ઠરાવી કાઢે તો સ્વ. નરસિંહરાવે શ્રી. મુનશીનો કર્યો હતો તેવો મારો બૌદ્ધિક બચાવ કરનાર કોઈ નથી. એટલે હું જ પહેલાં કહી દઉં કે આ શબ્દ મેં વાપર્યો છે છતાં તેમાં અપહરણ નથી. અપહરણ હમેશાં માણસ વસ્તુનું કરે છે. છૂટક શબ્દોનાં અપહરણ કરવામાં કાંઈ મજા પણ નથી. કહેવત છે કે મારવો તો મીર. અપહરણ કરવું તો આખું કરવું. પહેલાના વખતમાં કવિતા એ રાજાઓની દાસી હતી. ભાટચારણો કવિતા કરતા તે રાજાઓની પ્રશસ્તિ ગાવા માટે. અત્યારના એક સાક્ષર તો એટલે સુધી કહે છે કે હાલના કવિઓ પણ એમના જેવા જ છે. પહેલાના વખતમાં રાજાઓની ગુલામી હતી, આજના વખતમાં લોકપ્રિય થવાની ગુલામી છે, પણ ગુલામી તો ત્યાં છે જ. જુઓને, આપણા અંતઃકરણમાં કોઈ પણ વાદ અસર કરે કે ન કરે છતાં લોકપ્રિય મટી જવાની બીકે આપણે વાદનાં ગુણગાન નથી કરતા? રાજાની કે વાદની પણ એ ગુલામી તો થઈ જ નાં!

એનું એક ઉદાહરણ આપું. સર રાધાકૃષ્ણનું ભાષણ ટાઉનહોલમાં હતું ત્યારે ઘણા સાંભળવા ગયા હતા. ભાષણો સાંભળવાનો ઓછામાં ઓછો રસ જો કોઈને હોય તો તે મ્યુનિસિપાલિટીના મેમ્બરોને હોય છે. કારણકે તેઓ જાતે હમેશાં ભાષણો કરે છે, અને એમને ખબર હોય છે કે આ ભાષણ જો કરીએ તો જમાનાની એક પ્રકારની ફેશન ભીડાઈ છે. એમાં કાંઈ ઊંડો અર્થ નથી હોતો. તે દિવસે રાધાકૃષ્ણનું ભાષણ સાંભળવા માટે મ્યુનિસિપાલિટીના મેમ્બરો પણ આવેલા. માણસોનો ઘણો ધસારો હતો. ભાષણ ઘણાએ સાંભળ્યું નહિ હોય. સમજ્યા તો બહુ થોડા જ હશે. પણ એમના રૂપેરી સુંદર અવાજે ઘણાને એવો ભ્રમ ઉત્પન્ન કરાવ્યો હતો કે એમણે ભાષણ સાંભળ્યું છે. ને અનેકને એમાંથી એવો ભ્રમ થયો હતો કે એ ભાષણ સમજ્યા છે. સાંભળવું ને સમજવું એ જુદીજુદી ક્રિયા છે એવું તો અત્યારના શિક્ષણમાં પણ આવતું નથી. એટલે એમાં એમને દોષ પણ કેમ દેવાય? જુઓને, અત્યારે પરીક્ષા જ છોકરો શું સમજ્યો છે એની રહી જ નથી—એણે શું સાંભળ્યું છે એની જ રહી છે. બે મ્યુનિસિપલ મેમ્બરોનો સંવાદ આંહીં ટાંકું છું.

એક મેમ્બર: સાહેબ! તમે ભાષણ સાંભળ્યું નહિ પણ અમે તો સાંભળ્યું.

બીજા મેમ્બર: શું કહ્યું?

પહેલો મેમ્બર : બસ, બીજું કાંઈ એમને કહેવાનું નથી. ગીતાની વાત કરે છે. ને કહે છે કૃષ્ણ ભગવાન તે ગાંધીજી જ છે ને અર્જુન તે વલ્લભભાઈ છે. કૃષ્ણની, અર્જુનની, ને ગીતાની વાત કહી. જ્યાં એ બે છે ત્યાં વિજય છે.

આમાં વિચારની સ્પષ્ટ-ગુલામી છે, પણ એને ગુલામી ન કહેવી હોય તો ગુલામી ન કહેતાં અંધશ્રદ્ધા કહેવાય. જૂના જમાનામાં ચારણો કે ભાટો રાજાઓની પ્રશંસા કરતા ત્યારે રોટલા મળતા. આ જમાનામાં પણ માણસો રોટલો રળવા માટે પ્રશંસા કરે છે. એટલે સવાલ એટલો જ છે કે આજનો માણસ ગુલામીથી એટલો તે કેટલોક દૂર નીકળી ગયો છે કે એ વારંવાર પોતાની જાતને સ્વતંત્ર ગણવા મંડે છે ? હવે, એટલું ખરું, આ જમાનાએ એક નવી સિદ્ધિ મેળવી છે. હજારો માણસો જે રીતે વિચાર કરે તે રીતે જ વિચાર કરવો એને આ જમાનાએ એક રૂપાળું નામ આપ્યું છે ખરું. લોકમત. ખરી રીતે તો લોકમત જેવી કોઈ વસ્તુનું અસ્તિત્વ જ નથી. એની આખી મતપ્રણાલિકા એવી કૃત્રિમ છે. વ્યવહારમાં જો કોઈ એમ કહે કે એક ગાંડો, એક મૂર્ખો, એક બહેરો, એક ઘેલો, એક શ્રીમંત, ને એક ગરીબ—સૌનો એક મત જ ગણાય તો એને આપણે દોઢડાહ્યો કહીએ. પણ લોકમત ચીજ જ એવી છે કે એમાં સૌની બુદ્ધિને સરખી ગણવામાં આવે છે. અને છતાં ખૂબી એ છે કે પ્રયોગમાં તો એકની બુદ્ધિને જ માન્ય કરવામાં આવે છે ! એટલે આ આખું તંત્ર એક પ્રકારનું એવું વિચિત્ર ને વિરોધાભાસી સ્વરૂપ પ્રગટ કરે છે કે માયા ન માનનારને પણ માયાનો સ્વીકાર કરવો જ પડે. જુઓને, હમણાં જ ગાંધીજીએ બનારસમાં ન કહ્યું કે આપણી યુનિવર્સિટીઓ યુરોપની યુનિવર્સિટીઓના બ્લોટીંગ પેપર જેવી છે ? અને મુનશીજીએ હમણાં ગુજરાત યુનિવર્સિટીની વાત કરી ત્યારે પહેલાં તો જાણે જરીપુરાણા પંડિતો, જે વ્યાકરણમાં ડૂબી ગયા હોય, મુનશીજી દોરી ફેરવે એટલી વાર વળી સોલંકીઓના સિક્કાઓમાં ડૂબ્યા હોય, અને એવા તો વૃદ્ધ બોખડધજ જેવા હોય, ને હિંદુસ્તાનના પ્રાંતપ્રાંતમાંથી ભેગા કર્યા હોય કે પેલા બ્લોટીંગ પેપરનું પાછું બ્લોટીંગ પેપર થઈ જાય ! હવે આમાં કોણ સાચું ? બન્ને સાચા ? બન્ને ખોટા ? ગાંધીજી કહે છે કે ભાઈઓ, તમે પહેલાં તો નિરક્ષરતા દૂર કરો, પ્રાંતભાષાને અપનાવો. મુનશીજી વારંવાર કહે છે કે I follow Mahatama. હવે ક્રિયામાં એમને એવા પંડિતો જોઈએ છીએ કે જે આ જમાનાના પણ ન હોય ને આ જમાનામાં રહેતા પણ ન હોય ! પહેલાં તો વર્ષો સુધી એમને વાતાવરણ રચવું છે. એટલે કે પુસ્તકોમાં ભેગાં કરી એમાં ડૂબી જનારા વિદ્વાનો જોઈએ છીએ. હવે આ પણ એક ભ્રમ જ છે નાં ? જેનામાં પુસ્તકોમાં ડૂબી જવાની શક્તિ હશે, એ બીજા કોઈનું નહિ ને છેવટે શ્રી. મુનશીજીનું શરણું લેશે ? પણ આપણે આડા ઊતરી ગયા. જો કે આપણે કહેવું હતું તે તો સિદ્ધ થયું છે. યુનિવર્સિટી શબ્દ જ એટલો મોહક છે કે એ કોઈ છોડી શકતા નથી. એટલે એમાં પણ છેવટે પ્રાંતભાષાની સ્વતંત્રતાની વાત કરી કરીને આવે છે પાછા ત્યાં ને ત્યાં ગુલામી ઉપર !

બીજું એવું એક ઉદાહરણ આપું કે જેમાં માણસ ધારે છે કે એ સ્વતંત્ર થાય છે ને થાય છે ગુલામ! મને તો એમાં તત્ત્વદર્શન જ મળે છે. જ્યારે માણસ માને છે કે એ મુક્ત છે ત્યારે એ ખરી રીતે બંધનમાં હોય છે. જુઓને, તે પહેલાં લોકો સંસારમાં

પહેલાં દુઃખી થતા, પરણતા ને દુઃખ આવતું. હવે વળી પરણ્યા વિના દુઃખી થાય છે. દુઃખ અટકાવવા માટે એમણે એ પ્રયોગ કર્યો. ને છેવટે દુઃખ તો રહ્યું જ. તે પહેલાં માણસને કુંવારા રહેવા માટે કારણો આપવા પડતાં. આજે પરણવા માટે કારણો આપવાં પડે છે. માણસજાતની જ એ ખૂબી છે કે એ કાંઈ જે કાંઈ કરશે તે બીજાના અનુકરણમાં કરશે. પોતાની જાતથી એ કોઈ વસ્તુ શરૂ નહિ કરે. યુરોપમાં મોટી ઉમ્મરે પરણે છે એ જોઈને આ દેશના લોકો મોટી ઉમ્મરે પરણવા માંડ્યાં. ત્યાં 'ફેશન' છે એ જોઈને આંહીં 'ફેશન' શરૂ કરી. હવે ત્યાં રાજકીય પક્ષોની લડાઈ છે માટે આંહીં પણ રાજકીય પક્ષોની લડાઈ શરૂ થઈ! જપાનનો કે જર્મનીનો સરમુખત્યાર લાખો માણસોના સશસ્ત્ર સૈન્યના પીઠબળથી જેવાં વાક્યો કાઢે, કે જે એમને શોભે, એવાં વાક્યો આંહીંના નેતાઓ પણ કાઢવા મંડ્યા—ને પાછળ પીઠબળ તો કાંઈ હતું નહિ એટલે ભોંઠા પડ્યા!

હવે જુઓને, બીજાની ગુલામીની વાત કરવા કરતાં મારી પોતાની જ ગુલામીની વાત કરી દઉં. હું માણસ છું. મને પણ મિત્રો વખાણે એ ગમે છે. હવે મિત્રો વખાણે એ તો સૌને ગમે. પણ મિત્રો વખાણે માટે જે ગુણો મિત્રો કહે એ કાંઈ આપણામાં થોડા હોય? અને છતાં એ ગુણો નથી, એમ માનવા છતાં, થોડા વખત પછી એ ગુણો મારામાં છે એવો જ વિચાર દૃઢ બની જાય છે. મને તો માયા વિષેની ફિલસૂફી જે બી. એ. માં નહિ સમજાયેલી તે આજે આમાંથી સમજાઈ ગઈ. જે નથી તે નથી એમ જ્યારે મનુષ્યને સમજાતું નથી ત્યારે એને માયાધીન ગણી શકાય. હવે એ દૃષ્ટિએ આજનાં ઘણાં માણસો જે એમનામાં નથી, તે એમનામાં નથી, એમ સમજવાની શક્તિ ધરાવતાં નથી. અને એની જરૂરિયાત તો, આ જાહેરખબરના જમાનામાં જે મૂર્ખ હોય તે જ સ્વીકારે. હવે હું એમ પૂછું છું કે આ પણ ગુલામી ખરી કે નહિ? માણસજાત ઉપર આ સુધારાએ—એટલે કે હાલના વૈજ્ઞાનિકોએ—ઘણા અખતરા કર્યા છે. એણે, એને જુઓને, વધારે કામી બનાવ્યો—અને છતાં એ તો જાણે બ્રહ્મચર્યાભ્યાસી ગણાયો: એણે એને ઘણું ભુલાવ્યું—અને છતાં એણે માન્યું કે એ ઘણું શીખ્યો. એને હવે ભોંયરામાં રહેતાં શીખવે છે—અને એને મનાવવામાં આવે છે કે આ બહાદુરી છે. જુઓને તે પહેલાં એને આફ્રિકા આંગણે લાગતું—આજે આંગણું આફ્રિકા જેટલું દૂર લાગે છે. એમ કહેવાય છે કે બાદશાહ અકબરે એક પ્રયોગ કર્યો હતો. એક છોકરાને જંગલી પશુઓમાં રાખી તેના વાણીવ્યાપાર ને વર્તનનો અભ્યાસ કર્યો. તેમાંથી એને સમજાયું કે માણસ પોતાના વાતાવરણમાંથી પોતાની જાતને સરજે છે. હવે સંભવિત છે કે આ વાત અકબર બાદશાહની ઐતિહાસિક રીતે ન હોય, ને મારી પોતાની હોય—તોપણ એમાંથી જે કહેવાનું છે તે મળી આવે છે. તે પહેલાં યુદ્ધમાં લડનારા લોકો એ દેશના સંસ્કારીમાં સંસ્કારી આત્માઓ હતા. આજે તો યુદ્ધમાં એ જ લડે છે જે યુદ્ધ માટે જ નિર્માયા હોય છે.

આ યુદ્ધનિર્માણની ભૂમિકાનું સર્જન એ પણ માણસજાત ઉપરનો એક પ્રયોગ જ નથી! હવે યુરોપના દેશોની આ પ્રયોગશાળા જુઓ. લડવા માટે માણસને પશુ જેવો રાખવો તે લડાઈ જીતવા માટે એને શીખામાં ઊંચી ફિલસૂફીનો હાશાસ્ત્ર દેવો: એ પણ ઈશ્વરી, પાપાનું જ એક રૂપ ન ગણાય? આટલું બધું તત્ત્વજ્ઞાન જેમાંથી મળે છે તે યુદ્ધને લોકો શા

માટે ઇચ્છતા નથી એ હજી પણ મને સમજાતું નથી. બીજા કશાની ખાતર નહિ તો ઊંચ આદર્શોનાં ભાષણો સાંભળવા મળે માટે પણ લોકોએ યુદ્ધમાનસ દર્શાવવું જોઈએ. જુઓને, હિટલર નવા યુરોપની વાત કરે છે. જાપાન નવા એશિયાની વાત કરે છે. અને નવા યુગની વાત બીજું કોણ નથી કરતું ! માણસોની સમજણશક્તિનું માપ કાઢવાનો આ પણ એક પ્રયોગ નહિ હોય ?

માણસ જાત હંમેશાં પ્રયોગશીલ રહે છે. એ પ્રયોગશીલ છે એટલે તો નભે છે. ધારો કે યુદ્ધનો પ્રયોગ ન હોય : દુનિયા ઉપર માનવસંખ્યા કેટલી થાય એનું માપ નીકળી શકે ખરું ? એ રીતે જોતાં માણસ જે જે પ્રયોગ કરે છે તેમાં એ જે જે સહન કરે છે, તે વડે જ એ પોતાનો પંથ નિર્માણ કરે છે. જુઓને, બાલલગ્નોએ બાંધેલાં કજોડાં આપણને, તરુણ લગ્નમાં ખેંચી લાવ્યાં. હવે વળી તરુણ લગ્નમાં બાંધેલાં કજોડાં – કોઈ બીજા પ્રયોગમાં ખેંચી જશે ! ધારો કે પ્રૌઢલગ્નમાં અને એમાં અફળ થતાં અલગ્નમાં મેં એમ સાંભળ્યું છે કે લગ્નમાં શું થશે – ગોળી નીતરશે કે ગોળો – એ ખબર નથી પડતી એ જોઈને તો અમેરિકા વગેરે દેશોમાં કુંવારા રહેવાની સંસ્થા સ્થપાઈ છે. ભવિષ્યની લડાઈઓ અટકાવવા માટે પણ આ પ્રયોગ ખોટો નથી. પ્રજા હોય તો લડે–ન હોય તો કોણ લડે ? વળી હિંદુસ્તાન જેવા દેશોમાં તો એનો બીજો ફાયદો છે. અહીં તો ઘરઘરની લડાઈ છે, એમાં આ પ્રયોગથી સંપ પણ વધે. પ્રયોગ વિના માણસ કોઈ પણ સત્ય સ્વીકારતો નથી એ એની બુદ્ધિ આ જમાનામાં વધારે આગળ આવી છે. જુઓને તે પહેલાંજ—એટલે હજી ભાગ્યે જ સો દોઢસો વર્ષ થયાં હશે–ત્યારે આપણી સરકારે એક પ્રયોગ કર્યો : અલબત આપણા કલ્યાણ માટે જ કે આવડો મોટો દેશ છે એને હથિયારની શી જરૂર ? એણે આપણને હથિયાર વાપરવામાં રહેલા જંગલીપણાથી બચાવ્યા. હજી એ પ્રયોગ પરિપક્વ થાય તે પહેલાં જ હમણાં પાર્લામેન્ટમાં એક બુદ્ધિશાળી લોર્ડે ન કહ્યું કે આવડી મહાન પ્રજા છે તે પોતાની આઝાદી માટે લડી શકશે માટે એને હથિયાર આપો ! આ હથિયાર લઈ લો—અને હથિયાર આપો–એની વચ્ચે ભાગ્યે જ સો વર્ષ વીત્યાં હશે. પણ મહાન રાજદ્વારી બુદ્ધિશાળી પુરુષો કોઈનું માને ખરા ? નહિતર હથિયાર લઈ લીધાં ત્યારે ઘણાએ કહ્યું નહિ હોય કે અમારા રક્ષણ પૂરતું તો રહેવા દો. ત્યારે જવાબ આપ્યો હશે કે શું સરકારી તંત્રની રક્ષણશક્તિમાં તમને આટલી બધી અશ્રદ્ધા છે ! આજે વળી કહેવામાં આવે છે કે અમે તમારું રક્ષણ કરીએ તેમાં તમે સાથ આપો. ને એને માટે હથિયાર માગી લો. આનું નામ પ્રયોગશીલતા.

કેળવણી ખાતું બાળકો ઉપર પ્રયોગ કરે છે. ઘડીક 'ડાયરેક્ટ' મેથડનો સાહેબ આવે ત્યારે એ કહેશે અંગ્રેજી જેવી રાજભાષા તો આપણા ઘરમાં બોલાતી જ હોય છે માટે 'ડાયરેક્ટ' મેથડ રાખો : બાળકોને શિક્ષકો સૌ એ રીતરસમ પકડે ત્યાં બીજો સાહેબ આવે: એ કહેશે આ રીત ખોટી છે, મારી રીત વાપરો ને તે મારી લખેલી ચોપડીમાં છે!

ડૉક્ટરો પણ ઇન્જેક્શનમાં ફેરફાર કર્યા જ કરે છે. એક કાળની લોકપ્રિય ગણાતી નાટકની રેકર્ડો બીજે કાળે ફેશન બહાર ગણાય છે. મકાનોના ઘાટ જુઓ. કેટલી બધી પ્રયોગશીલતા ! માણસજાત પોતાના ઉપર આ પ્રયોગો ચલાવી રહી છે એ જોઈને મને એક ભાડાનું ઘર યાદ આવે છે. એ ઘરનો દાદર બહાર રસ્તા ઉપર પડતો હતો. ઘરનો માલિક જરા સોળિયા જેવો હતો. અમે એ ઘર ભાડે રાખ્યું ત્યારે એ દાદર ઉપર સાતમો

પ્રયોગ ચાલતો હતો! એક ખેડૂત આવે એ કહેશે: દાદર રસ્તા ઉપર નહિ સારો, કોઈક પડી જાય. બીજો ભોટ આવ્યો તેને ઠોકરું જ ન હતું—એણે કહ્યું: દાદર રસ્તા ઉપર સારો. ફૂટ લઈને ભિતરી જવાય! ત્રીજો આવ્યો તેણે કહ્યું કે દાદર તો ઘરની પછવાડે હોય. એક મિત્રો ત્યાં ઊભો હતો—તેણે કહ્યું કે સાહેબ! વાત સાચી છે હો! દાદર તો ઘરનું નાક છે. એ તો સાચવવાની ચીજ છે—પ્રગટ કરવાની નથી. કોઈએ કહ્યું દાદર તો ઘરનો શણગાર છે માટે આગળ જોઈએ. મને તો માનવની આ પ્રયોગશીલતા જોઈને, નાનાં છોકરાં નદીની રેતીમાં રમત કરતી વખતે, આલિશાન મકાનોની કલ્પના કરે ને પછી ઘેર જવાનો વખત આવતાં બધું એમ ને એમ છોડીને ચાલ્યા જાય એ વાત યાદ આવે છે. આ પ્રયોગશીલતા એ એના બાલસ્વભાવની જ નિશાની નહિ હોય? એ પ્રયોગ કરે ને છેવટે કાંઈ જ ન કરે! એને જો એમ સમજાઈ જાય કે પ્રયોગ કરવામાં રહેલા પુરુષાર્થની હિમ્મત છે—ને પ્રયોગ તો ભાડાના ઘરમાં એક ચિત્ર દોરી કાઢીએ, બે ઘડી આનંદ કરવા માટે—એના જેવો છે, તો તો એનો બેડો પાર પડી જાય! પણ પોતાના પ્રયોગની કોઈ એવી હીણી આંકણી કરે છે? જુઓને, પૅસિફિક, આટલાંટિક ચારે સાગર ઉપર સામ્રાજ્ય સ્થાપવાની મુરાદ ધરાવનારા પોતાના પ્રયોગને છિન્નભિન્ન થતો જુએ છે છતાં એ જ પ્રયોગમાં શ્રદ્ધા નથી ધરાવતા? ને એમને પગલે પગલું માંડનારા પણ એમ જ નથી કરતા?

શું પ્રયોગશીલતા એ બાલસ્વભાવ જ માનવજાતનો નિત્યનો સાથી રહેશે?

❖

# માનવપ્રગતિ

અમીદાસ પ. કાણુકિયા

કેવા હતા એ દિન કારમા અહો!
મદાંધ જ્યારે નૃપ આવતા ધસી,
લાખો ઝનૂની લઈ માણસોનાં
ધાડાં, મહા કો જલધોધ જેવાં.
રસ્તે જતાં ગામ અસંખ્ય બાળતાં;
સંસ્કારના સુંદર ને પુરાણાં,
અનેક મોટાં નગરો; ઉજાડતા
અનાજનાં ખેતર, બાગ, વાડીઓ;
ઉપાડી જતાં ધનધાન્ય લોકનાં;
દેવાલયો ભવ્ય સુરમ્ય તોડતા.

અસંખ્ય લોકો ઘરબાર છોડી,
નાસી જતાં જીવ બચાવવા સુખે,
જ્યાં શબ્દ, 'આવે દળ દુશ્મનોનાં'
અનેક ભૂખ્યાં ભટકી મરી જતાં.
નરાધમો ત્રાસ બધે ગુજારતા,
સ્ત્રી બાળકો ને પુરુષો અસંખ્ય,
તેની કરી કારમી કત્લ રાચતા,
જંઘીસખાં, તૈમુર, એટિલાનાં
ઘોડાં ફર્યાં જ્યાં ફરી ઘાસ ના ઊગ્યું.
વિચાર જાગ્યા ઇતિહાસ વાંચતાં.

અહો! થયા ત્યાં નરના ટકોરા,
નવા દશે શા જગવર્તમાન!
મેં જાણવા ઉત્સુક રોજ ખોલી,
ને રેડિયોના રણમોખરાના
સુણ્યા સમાચાર; અમુક ગામો,
અમુક શહેરો પર બૉમ્બ ફેંક્યા,
હોસ્પિટલો ને બજાર બાળ્યાં;
ઘણી થઈ માનવની ખુવારી.

હંમેશ એવા ખબરો વિનાશના,
આવે મહાવિગ્રહના બધેથી.

ગામો બળી ભસ્મ થયાં હજારો,
દેવાલયો, ધામ કલાતણાં ઘણાં,
જે બાંધતાં વર્ષ અનેક લાગ્યાં.
અમૂલ્ય ખર્ચે, વળી ભવ્ય સ્મારકો,
ઉદ્યોગ મોટા — સહુ નાશ પામતું,
ને કાલની ભીષણ કંદરામાં
લાખો થતાં માનવી નામ શેષ,
અશક્ત; માંદાં, ઘરડાં, અપંગ,
સ્ત્રી બાળકો એ – બચતું ન કોઈ,
વિનાશનાં કારણ તોપખાનાં.

નવાં નવાં યન્ત્ર, વિમાન, શસ્ત્રો,
ને ઝેરી વાયુ જીવલેણ, એવાં,
વિજ્ઞાનનાં સાધન સર્વ શોધી,
વધે જનો આગળ વર્તમાનના,
શી આપણી માનવતા ! વિકાસ શો
સંસ્કારિતાનો ! પ્રગતિ પ્રયાણ શાં!

☆

# અલ્પાત્માનું આત્મપુરાણ

સંપાદક : જ્યોતીન્દ્ર હ. દવે એમ. એ.

## ૨

## પ્રસ્તાવના

[ ચાલુ ]

**આ** પ્રમાણે મેં આત્મપુરાણ આલેખવાનો નિશ્ચય તો કર્યો. પરંતુ ટેક ને પ્રણયની રેઢ કરવો સહેલો છે, નિભાવવો મુશ્કેલ છે. પ્રાચીન કાલના પુરાણકારોનું આટઆટલું માહાત્મ્ય શાને લીધે છે તે મને હવે સમજાયું. પુરાણ લખવું એ સહેલું કાર્ય નથી. એક નાનકડું, બિનજવાબદાર, રસીલું, આડકથા ને ઉપકથાઓથી ભરેલું પુરાણ લખી કાઢવું એ તો રમત વાત છે એમ માનવું એ ભૂલભરેલું છે એને માટે કેટલી સાધનસામગ્રીની અપેક્ષા છે, કેટલી કલ્પનાશક્તિની જરૂર પડે છે એ તો લેખક જ જાણી શકે.

વીમા કંપનીના એજંટને વદાય કર્યા પછી હું પહેલું પ્રકરણ લખવા બેઠો. આ હમણાં જોતજોતામાં પૂરું કરું છું એવી વૃત્તિ તે કાળે મારી હતી. પહેલાં લખવા કરતાં વાંચવાની વૃત્તિ વધારે લાગવાથી જરા આજનું વર્તમાનપત્ર જોઈ લઈને પછી હાથમાં પહેલું પ્રકરણ લખી નાંખું એમ ધારી વર્તમાનપત્ર મંગાવી વાંચવા માંડ્યું. વર્તમાનપત્ર ઉપરઉપરથી જોઈ જવાનો પ્રથમ વિચાર કર્યો હતો તેને બદલે શરૂઆતથી તે 'આય પેપર હમામ સ્ટ્રીટ મધે કોટમાં મંચેરજી મરઘાએ છાપ્યું તે ઉપલે સથળેથી પોતાને માટે પરસિધ કર્યું' ત્યાં સુધી વાંચ્યું. અક્ષરેઅક્ષર વાંચી ગયા અને અક્ષરો અને પંક્તિઓ વચ્ચેની કોરી જગા પણ જોઈ ગયા પછી, પાછું 'આત્મપુરાણ'નું પ્રકરણ હાથમાં લીધું.

જન્મ એ અદ્ભુત, અલૌકિક ચમત્કાર છે એમ તત્ત્વવેત્તાઓ ને જ્ઞાનીઓ કહે છે તે જેટલું સૃષ્ટિ પરત્વે તેટલું જ સાહિત્ય પરત્વે પણ સત્ય છે. મેં આત્મપુરાણ લખવાની ઇચ્છા તો કરી પણ એ પુરાણની શરૂઆત શી રીતે કરવી ? ખરી રીતે હું જન્મ્યો ત્યારથી કરવી જોઈએ. પરંતુ હું જન્મ્યો તે વખતની કંઈ પણ વાત—અરે ! હું જન્મ્યો તે વાત પણ મને યાદ નથી. અને એમાં લખવું શું ? હું જન્મ્યો ત્યારપછી રડ્યો હોઈશ, થોડાક કાલ પછી ઘૂંટણિયાં તાણતાં ને પછી ચાલતાં શીખ્યો હોઈશ. પણ મારા બાલ્યકાલની મારી વિશિષ્ટતાઓ, મારી લાક્ષણિક ટેવો શી હતી તે હું જરાયે જાણતો નથી.

પ્રીતિ બાહ્ય ઉપાધિનો આધાર કદી લેતી નથી એમ આપણા પ્રાચીન કવિવરે કહ્યું છે. તે પફ, પાઉડર, લિપ-સ્ટીક, કોસ્મેટિક વગેરેના ઉદાવ ઉપરથી ખોટું છે એમ આપણે કહેવા લલચાઈએ, પરંતુ એ છતાં પ્રાચીન કવિવર તરફની ભક્તિને લીધે એમનું એ મત આપણે માન્ય રાખીએ. પણ સાહિત્ય પણ બાહ્ય ઉપાધિની અપેક્ષા નથી રાખતું, એ પણ

સ્વયં પ્રતિભાબળે ઉત્પન્ન થાય છે એમ ગમે એવો પ્રાચીન કવિવર કહે તોપણ હું તે માનવાને તૈયાર નથી. ખડિયો, કલમ, કાગળ, વિષય, એકાંત ઇત્યાદિ બાહ્ય ઉપાધિની હું વાત નથી કરતો. સાહિત્ય સાથે જરા સંબંધ નહિ એવી અનેક બાહ્ય વસ્તુનો આશ્રય લેખકને લેખ લખવા માટે લેવો પડે છે.

હું ઘણા લેખકોના સમાગમમાં આવ્યો છું. તેમને લખતા જોવાનું સદ્ભાગ્ય પણ મને અનેકશઃ સાંપડ્યું છે. લેખકો કેમ લખે છે એ વિષે 'કૌમુદી'માં કેટલીક હકીકતો પ્રસિદ્ધ થઈ હતી. પરંતુ એમાં લેખકો હીંચકો, ચા, પાન, સોપારી, પર્યટન, ભીનો રુમાલ, પુનરાવર્તન વગેરે બાહ્ય ઉપાધિનો કેવો આશ્રય લે છે તે વિષે કાંઈ પણ ઉલ્લેખ નહોતો.

મારા એક લેખક મિત્રને ચા પીધા પછી જ લખી શકાશે એમ લાગવાથી લેખ લખવાનું શરૂ કરતાં પહેલાં એ હંમેશાં ચા પીએ છે. થોડુંક લખ્યા પછી તેમનું ગાડું અટકી જાય છે એટલે ફરી પાછું એકાદ ચાનું પ્યાલું લે છે ને એમ આઠેક ચાનાં પ્યાલાં પૂરાં કરી છએક પાનાંનો લેખ લખી કાઢે છે. પછી તેને સુધારતાં પાછાં ત્રણેક પ્યાલાં જોઈએ છે.

બીજા એક લેખકને એવી ટેવ છે કે લેખ લખતાં પહેલાં પચાસેક સોપારીના કકડા તેઓ પાસે રાખે છે. સોપારીનો કકડો ચાવતા જાય ને લેખ લખતા જાય. કકડો ચવાઈ રહે એટલે કલમ એની મેળે અટકી જાય. પાછો એક કકડો મોંઢામાં નાખે ને વળી પાછી કલમ ચાલવા માંડે. જે દિવસે એમને ત્યાં સોપારી ખૂટી પડે તે દિવસે એમનાથી લખી શકાય નહિ.

એક પ્રતિષ્ઠિત સાક્ષરને પાંચસાત લીટી લખી પાએક કલાક હીંચકા ખાવાની ટેવ છે. એક કવિરાજ માથે ભીનો રુમાલ મૂકે ત્યારે જ તેમને કાવ્યની સ્ફુરણા થાય છે. એક સમર્થ વિચારક પોતે આગળ લખેલો ભાગ વારંવાર વાંચે પછી જ અગાડી લખી શકે છે. એક ટીકાકાર, વાડકામાં પૂરી રાખેલો મંકોડો થોડી વાર ગોળ ગોળ ફરે, તેમ હીંચકાની કે ટેબલની આસપાસ થોડી વાર ચક્કર મારે ત્યારે જ તેમને લખવાની પ્રેરણા થાય છે. પરંતુ એક આધ્યાત્મિક લેખકની ટેવ તો આ સર્વથી અદ્ભુત છે. એઓ નવરા હોય, એમને કાંઈ કામ ન હોય ત્યાં સુધી એમનાથી કંઈ પણ લખી શકાતું નથી. લખવાનો વિચાર પણ કરાતો નથી. પરંતુ જ્યારે એમને માથે કાંઈ કામ આવે ત્યારે જ લખવા બેસે છે.

એક વખત એમણે મને જમવા નોતર્યો હતો. હું ગયો ત્યારે રસોઈ થતાં કાંઈક વાર હતી એટલે હું એમની સાથે ગપાટા મારવા બેઠો. એટલામાં એકાએક કાંઈ યાદ આવ્યું હોય એમ એ બોલી ઊઠ્યો : "અરે આજે શુક્રવાર !" મેં કહ્યું : "હા, આજે શુક્રવાર. કેમ એ બાબતમાં કાંઈ વહેમ છે ?" "પણ ખરેખર આજે શુક્રવાર છે, શુક્રવાર !–ખરેખર !" "હા, ખરેખર શુક્રવાર. દિલગીર છું કે આજ સોમ, મંગળ, બુધ, ગુરુ, શનિ કે રવિવાર નથી. પણ શુક્રવારે તમારું એવું શું બગાડ્યું છે કે–" "અરે ! પણ આજે તો મારે લખી મોકલવું જોઈએ. પરમ દહાડે તો પેપર બહાર પડશે ને હજી સુધી તો મેં કંઈ લખ્યું નથી." "ત્યારે તમે જમવાની વેળા થાય ત્યાં સુધીમાં લખાય એટલું લખો. હું કંઈક વાંચીશ અથવા ભાભી જોડે ગપ્પાં મારીશ," મેં કહ્યું. "ના, ના. હમણાં મારાથી કંઈ નહિ લખાય. અત્યારે હું નવરો છું." "નવરા છો માટે જ કહું છું કેની કે અત્યારે લખાય એટલું લખો." "ઉહું. એમ નહિ બને," કહી એમણે મારી સાથે આડીઅવળી વાતો કરવા માંડી. થોડી વારમાં નીચેથી મીઠો ને મૃદુ અવાજ આવ્યો : "એ વખત થઈ છે." એઓ

એકદમ કૂદ્યા. ભોજન માટે એમની આટલી આતુરતા જોઈ હું ચકિત થયો. પણ નીચે જવાને બદલે એમણે કાગળ ને ફાઉન્ટનપેન લીધાં ને ટેબલ આગળ જઈ લખવા બેસી ગયા. "ભાભીએ કહ્યું તે સાંભળ્યુંને ? જમવાની વેળા થઈ છે," મેં યાદ દેવડાવ્યું; "હા, હા. હું જાણું છું. તેમાં જ લખવા બેઠો છું." મને જરા નવાઈ લાગી. પણ એમના લેખનકાર્યમાં ખલેલ ન પહોંચાડવાના ઇરાદાથી હું મૂંગો રહ્યો. થોડુંક લખીને એ પાછા વાત કરવા બેઠા. મેં પૂછ્યું : "લખી રહ્યા ?" એમણે જવાબ દીધો : 'અરે નારે ! હજી તો ક્યાં ? હજી તો એક જ ફકરો લખાયો છે.' "ત્યારે પૂરું કરોને, પછી નિરાંતે જગીને વાત કરીશું." "લખું છું. ઉતાવળ શી છે ?" થોડીવાર રહીને ફરી બૂમ સંભળાઈ "એ ક્યારની વખત થઈ ગઈ છે હોં !" તરત ઝડપ મારી ફાઉન્ટનપેન હાથમાં લઈ એ પાછા લખવા બેસી ગયા. બીજો એક ફકરો લખી પાછા ત્રીજી વાર બૂમ પાડવાની વાટ જોઈ. પણ બૂમ ન સંભળાઈ એટલે એમણે મને કહ્યું : "એક કામ ન કરો ? તમે હેઠળ જાઓ ને તમારા ભાભીની પાસે પાછી 'જમવાની વખત થઈ છે.' એમ બૂમ પડાવો." "આ બે વાર બૂમ પાડી તે તમને ઓછી લાગે છે ?" "હજી બીજી ત્રણચાર વાર બૂમ પાડે તો આ લેખ પૂરો—" "બળી આ તે શી રીત ? કંઈ આવ્યું હોય ત્યારે પણ—અરે ! સાંભળો છો કે ? આ જમવાનું બધું ટાઢું થઈ જાય છે." ફરી પાછી હેઠળથી બૂમ સંભળાઈ. આ વખતની બૂમમાં પહેલાની મૃદુતા ને મીઠાશને બદલે અધીરાઈ ને કડવાશ હતાં. બૂમ સાંભળતાંની સાથે એમણે પાછું લખવા માંડ્યું. રસોઈ ટાઢી થઈ જાય છે એમ સાંભળી મારી ભૂખ ઘણી વધી ગઈ. આમ ને આમ ચાલ્યા કરશે તો સાંજ સુધીમાં જમવાનું નહિ મળે એમ ધારી હું નીચે ભાભી પાસે ગયો. "હવે તમે બિલકુલ બૂમ ન પાડશો," મેં એમને કહ્યું. "પણ જુઓને કેટલી વાર—" "માટે જ કહું છું. તમે જેમ બૂમ પાડો છો તેમ એમને લખવાનું શૂર છૂટે છે. માટે કાંઈ બોલશો નહિ તો થાકીને એની મેળે નીચે આવશે." થોડી વાર થઈ એટલે ઉપરથી એમનો અવાજ સંભળાયો : "અરે ! વખત થઈ કે ?" ભાભી જવાબ દેવા જતાં હતાં પણ મેં ઇશારતથી એમને અટકાવ્યાં. "જમવાની વખત થઈ કે નહિ." તે જાણવાનું બેત્રણ વાર નિરર્થક કુતૂહલ દર્શાવી આખરે એઓ હેઠળ આવ્યા. એમને જોઈને ભાભીથી ન રહેવાયું; "ચાલોને, આમને ક્યાં સુધી ખોટી કરવા છે ?" આ વાક્ય સાંભળીને એઓ ઉપર જતા હતા તેમને મહામહેનતે સમજાવી મેં રોકી રાખ્યા અને જેમ-તેમ કરીને જમવા બેસાડ્યા.

આમ બાહ્ય ઉપાધિના આશ્રયથી કેટલીક વાર લેખનની સ્ફુરણા થાય છે એવું જોયેલું હોવાથી મેં પણ બાહ્ય ઉપાધિનો આશ્રય લેવાનો વિચાર કર્યો. સાધારણ રીતે કાંઈ ન સૂઝે ત્યારે આપણે ચા પીએ છીએ. મેં પણ પહેલાં ચા મંગાવીને પીધી. છેલ્લો ઘૂંટડો પૂરો થતાં હવે કંઈક લખી શકાશે એમ મને લાગ્યું. હાથમાં કલમ ને કાગળ લીધાં પણ દુનિયાનો મુસાફર ફરી ફરીને પાછો ઘેર આવે તેમ એનો એ પ્રશ્ન પાછો આવીને ઊભો રહ્યો. શરૂઆત ક્યાંથી ને શી રીતે કરવી ? બધા જન્મકાળથી શરૂઆત કરે છે તેને બદલે હું મારા અત્યારના જીવનથી શરૂ કરી ઊંધે ક્રમે જન્મકાલ સુધી જાઉં !

એ વિચાર મને ઠીક લાગ્યો. હમણાંની તાજી વાતો હું સારી રીતે લખી શકીશ એમ મને લાગ્યું. પરંતુ ભૂતકાળની વાતો ક્યાંથી લખવી એ પ્રશ્ન તો એમાં પણ આવવાનો જ.

જીવનકથાનો ક્રમ વિપરીત કર્યે ખાસ લાભ કોઈ પણ રીતનો નથી એમ મને કૉફીનો એક કપ પીધા પછી સમજાયું.

થોડી વાર રહીને પાછો ચાનો એક કપ લીધો ત્યારે મને ભાન થયું કે ક્લોન, જ્યોર્જ, એડવર્ડ, ઍલિઝાબેથ, અશોક, ચન્દ્રગુપ્ત, કરણ ઘેલો, હલામણ જેઠવો, અકબર, મહમદ તઘલખ ઇત્યાદિ ઇત્યાદિ અનેકાનેક રાજકર્તાઓનાં નામ તે કામની માહિતી મને છે, પણ મારા પોતાના જીવનના બનાવો મને પૂરેપૂરા યાદ નથી! આપણા અત્યારના શહેનશાહ જ્યોર્જ જીની સાતમી પેઢીએ કોણ થઈ ગયું તે હું સહેલાઈથી કહી શકું, મારે તેનું સમચરી કે શ્રાદ્ધ કરવાનું નથી તોયે તેના મૃત્યુની ચોક્કસ તારીખ પણ કહી શકું. પરંતુ જેનાં સમચરી કે શ્રાદ્ધ મારે કરવાં જોઈએ એવા મારા પિતામહનું મૃત્યુ ક્યારે થયું તે મને જરા ખબર નથી!

મેં આગળ લખ્યું છે કે હું એ આ વિશ્વનું મધ્યબિન્દુ છે. માણસને પોતાનામાં જ રસ છે તેટલો બીજી કોઈ બાબતમાં હોતો નથી. છતાં તેને પોતાના જ જીવનની હકીકતો ભૂલી જઈ દિક્કાલમાં ઘણે દૂર એવાં રાજારાણીના જીવનની ક્ષુદ્ર હકીકતો ગોખીગોખીને યાદ રાખવી પડે એ જ આપણી આધુનિક શિક્ષણપ્રણાલિકાનો મોટામાં મોટો દોષ છે.

પરંતુ જ્યાં જ્યાં છાપરાં ત્યાં ત્યાં નળિયાં તો હોવાનાં જ. તમે ગમે એટલાં વિઘ્નો લાવો પણ તેના ઉપાય પણ છે જ. મનુષ્ય પોતાની જીવનકથા ભૂલી પારકી પંચાત વહોરીને પોતાનું સ્વત્વ ગુમાવે એવી પ્રથા આ શિક્ષણપ્રથાએ શોધી કાઢી એટલે એના ઉતાર તરીકે લોકોએ નોંધપોથી રાખવા માંડી.

નોંધપોથી રાખવાની પ્રથા પહેલવહેલી કોણે દાખલ કરી, ને તેનો વિકાસ કેવી રીતે થયો તેની ટૂંકી રૂપરેખા પણ અહીં અસ્થાને છે. પરંતુ એટલું તો ચોક્કસ છે કે એ પ્રથા આજકાલ સર્વમાન્ય થઈ પડી છે ને તેનો વધારેમાં વધારે ઉપયોગ સાહિત્યકારો અથવા પોતાને સાહિત્યકાર માનનારા પુરુષો કરે છે.

નોંધપોથીમાં શું લખાય તેના સર્વસામાન્ય સિદ્ધાન્તો હજી સ્થપાયા નથી એટલે જેને જે ફાવે તે પોતે પોતાની નોંધપોથીમાં ઉતારે છે. બધી નોંધપોથીઓ ભેગી કરી તેમાંના ઉતારા પ્રસિદ્ધ કર્યા હોય તો તેનું વાચન નવલકથા કરતાં પણ વધારે રસિક થઈ પડે એ નિઃસંદેહ છે.

કેટલીક નોંધપોથીઓ જૂના દસ્તાવેજ જેવી કિંમતી થઈ પડે છે. અને કેટલીક નોંધપોથી લેખકને પોતાને માટે પણ તદ્દન નકામી હોય છે. દાખલા તરીકે, મારા એક મિત્રની નોંધપોથીમાં નીચેની વિગત છે.

શુક્રવાર તા. ૧ લી જાન્યુઆરી

૭ વાગે ઊઠ્યો. થોડી વાર આળસ મરડ્યાં કર્યું. ૭ા વાગે દાતણ કર્યું. ૭ાા વાગે સંચો સળગાવી ચાનું પાણી મૂક્યું. હંમેશની તપેલી આજે ન જડવાથી દાળ ઓરવા માટેની તપેલીમાં ચા કરી. કાંઈ નહિ, પછી દાળ ઓરતી વેળા માંજી લેવાશે. ૭ાા વાગે ચા પીધી. એક કપ માટી માટે રહેવા દીધું. ૮ાા વાગે નાહ્યો. પછી રસોઈ કરવા માંડી. આજે રવૈયા તુરિયાનું શાક બનાવ્યું. ૧૦ાા વાગે જમવા બેઠો. ૧૧ વાગે જમી રહ્યો. પછી ઑફિસ

ગયો. ૧૧।। ને પાંચ મિનિટે પ્હોંચ્યો. ટ્રામ બધી ભરેલી હતી એટલે જે ટ્રામ પર ચઢવા જતો તે પરથી 'દુસરી ગાડી' કરીને મને ઉતારી મૂકતા એટલે મોડું થયું. ૬ વાગ્યે ઘેર પાછો આવ્યો. રસ્તેથી બટાકા લેતો આવ્યો હતો તે બાફવા મૂકી દીધા. ૭ વાગ્યે બટાકા થઈ રહ્યા પછી ચા બનાવીને પીધી. એક કપ ધાટી માટે રાખ્યો. ૭।। વાગ્યે સગડી સળગાવી રોટલી કરવા બેઠો. ૮।। વાગ્યે રોટલી ને બટાકાનું શાક બનાવી ને ખાધાં. ૯ વાગ્યે કૂંચી ધાટીને આપી બાજુના રૂમમાં નવનીતરાયને ત્યાં પાનાં રમવા ગયો. આજે હું સાત વખત જીત્યો. પરમ દિવસે નવ વાર જીત્યો હતો. હવેથી પાનાં પર વધારે ધ્યાન આપવું. ૧૧ વાગ્યે આવીને સૂઈ ગયો. કાલથી ૧૦।। વાગ્યે સૂવું છે.

શનિવાર તા. ર જી જાન્યુઆરી

૭ા વાગે ઊઠ્યો. ૭।। વાગ્યે દાતણ કર્યું. ૭।।। વાગે ચા સળગાવી ન્હાવાનું પાણી મૂક્યું વગેરે વગેરે.

આ નોંધપોથી ઉપરથી એમણે કયે દિવસે શું ખાધું હતું ને કેટલી વાર ચા પીધી હતી તથા ધાટી માટે ક્યારે એક કપ રહેવા દીધું હતું તેની બહુ ચોક્કસ માહિતી મળે છે. એમને કયું શાક પ્રિય છે તે વર્ષ દરમ્યાન એમણે જે શાક તરફ પક્ષપાત બતાવ્યો હોય તે નક્કી કરી શકાય. એઓ હંમેશ ક્યારે સૂતા ને ક્યારે ઊઠતા તે પણ ચોકસાઈથી જાણી શકાય છે. છતાં એમનું *જીવનવૃત્તાંત* લખવું હોય તો એ નોંધપોથી બહુ ઉપયુક્ત ન થઈ પડે. એઓ શું ખાતા તે જાણવા કરતાં તે શું કરતા જાણવું વધારે જરૂરનું છે.

મારા બીજા એક મિત્ર છે. તેઓ નોંધપોથીમાં માત્ર પોતાના વિચારતરંગો જ લખે છે. સ્થૂળ બનાવોનાં વર્ણન કરતાં એમના પોતાના વિચારો પ્રિન્સ ઑફ વેલ્સથી માંડી રૈવત હેરકટીંગ સલૂનવાળા રણછોડ તીકમ વિષેના એમના અભિપ્રાયો–એમાંથી જાણવાના મળે છે. એમને સૂચના કરવા જેવું લાગે છે ત્યારે ઈશ્વરને પણ એઓ સૂચના કરે છે:

તારીખ ૧૮ માહે ડિસેમ્બર.

કહે છે કે ઈશ્વરે માણસને બનાવ્યો. ખરી વાત, પણ આટઆટલાં વર્ષો થયાં મનુષ્યની અવયવરચનામાં એને કાંઈ સુધારાવધારા કરવા જેવું લાગતું જ નથી? પચાસ હજાર વર્ષ ઉપર મારા પૂર્વજની અવયવરચના કરી તેવી જ મારી પણ કરી!

જો સુધારા કરવા જ હોય તો મનુષ્યની અવયવરચનામાં ઘણા સુધારા કરવાનો અવકાશ છે.

એક હાડકા પાસે બીજું હાડકું મૂકી ઉપર ચામડી ચોંટાડી દીધી છે તેના કરતાં સ્ક્રૂ–સીસ્ટમ કે ખીલીપરિયારાની વ્યવસ્થા રાખી હોત તો કેવું સારું? મને આટલો બધો સળેખમ થયો છે તે નાક ડૉક્ટરને ત્યાં સુધારવાને આપી આવત. ભાષણ કરતી વેળા હાથ તદ્દન નકામા હોય એવા લાગે તે ને વચ્ચે નડે છે તેને બદલે સ્ક્રૂથી હાથ ખભા સાથે જોડ્યા હોત તો ભાષણકર્તા કે ઘેર મૂકીને નિરાંતે આવી શકત. માણસ જાડો થઈ જાય ને તેનાથી પોતાનો ભાર ન ઊંચકી શકાય તો એના પગ બદલીને તેને બદલે જાડા ને મજબૂત પગો મૂકી શકાય. કોઈ વાતુડિયાને ત્યાં જવાનો પ્રસંગ આવે તો કાન ઘેર મૂકીને નિરાંતે જઈ શકાય.

આ ઉપરાંત પેટને માટે એક નાનકડું બારણા જેવું બનાવ્યું હોત તો કેટલું સારું પડત! બારણું ઉઘાડીને પેટના ખાનામાં જોઈએ એટલું અનાજ મૂકી શકાય ને વધારે પડે તો તરત બહાર પણ કાઢી લેવાય. ગળાને રસ્તે જ બધું ઉતારવું પડે છે તેના કરતાં બહારોબહાર પેટમાં મૂકવાની વ્યવસ્થા ઈશ્વરે કરી હોત તો કેટલું સહેલું ને સરળ થઇ પડત!

આમાં એક ગેરલાભ છે. કપડાં, દ્રવ્ય, વાસણ વગેરેની પેઠે નાક, કાન, હાથ ને પગની પણ ચોરી થવા માંડશે. જેનું નાક નકામું થઈ ગયું હશે તે પોતાનું નાક કોઇને ત્યાં મૂકી જઈ તેનું સારું નાક ઉપાડી જવાની પેરવીમાં રહેશે. અને અત્યારે લગ્નને લીધે સ્ત્રીપુરુષનાં કજોડાં જોવામાં આવે છે તેમ અવયવોનાં કજોડાં પણ પ્રચારમાં આવશે. લાંબા મોઢા ઉપર ટૂંકું નાક, લાંબા ને પાતળા પગ ઉપર જાડું ભરાવદાર શરીર, નાનકડું મોઢું ને લાંબા કાન આવાં દશ્યો નાકકાન વગેરે હેરફેર થઈ જવાથી જોવાનાં મળશે છતાં અત્યારે યે બધાનાં બધાં અવયવો ક્યાં સમપ્રમાણ છે? અને સ્ક્રૂ-સીસ્ટમથી જે લાભ મળશે તેના બદલામાં થોડી અડચણ ભોગવીએ એમાં કાંઈ ખોટું નથી. ઈશ્વર સમજશે?"

આવા અનેક મૌલિક ને અદ્ભુત તર્કો એમણે પોતાની નોંધપોથીમાં નોંધ્યા છે. એ બધાનો અભ્યાસ એમનું મગજ શી રીતે કાર્ય કરે છે તે જાણવા માટે ઘણો અગત્યનો છે. છતાં એ ઉપરથી એમના જીવનના બનાવો માટે કાંઈ પણ માહિતી મળી શકે એમ નથી.

બનાવો બને તે જ નોંધપોથીમાં નોંધાયેલા હોય છે એમ પણ નથી. કેટલાક તો નોંધપોથીના લખનારે બનેલા માની લીધેલા જ બનાવો હોય છે. આપણને જે સામાન્ય લાગે તેમાં કંઈક અસાધારણતા ધારી લઈ બાકીનું કલ્પના વડે તેઓ પૂરું કરે છે. મારા એક યુવાન સાક્ષરમિત્રની નોંધપોથી (જે દવાવાળાઓના સર્ટિફિકેટ પેઠે સૌ કોઈને સારું જોવા માટે ખુલ્લી છે તે) આવા બનાવોથી ભરેલી છે. એ નોંધપોથીમાંનો એક જ દિવસ જોઈએ.

તા. ૧૮ મી જુલાઈ

સવારના આઠે શાક લેવા ગયો. રેશમી કફની, માથું ઉઘાડું, પગમાં ચંપલ, એક હાથમાં નાજુક વૉકિંગ-સ્ટીક, બીજા હાથમાં શાકની ઝોળી–ચાર આનાવાળી, વાળ છૂટા, અણઓળેલા. રસ્તામાં ગૂડ લક રેસ્ટોરાં આગળ મિસ પી. મળ્યાં. 'મારે બહુ કામ છે' એમ કહ્યું, છતાં લગભગ કલાક–દોઢ કલાક પણ હોય–મારી સાથે વાત કરી એવી વાત!

એટલામાં રેસ્ટોરાંમાંથી મિસ ડી. આવ્યાં. તેમની આંખમાં અદેખાઈ જોઈ. મિસ પી. ગયાં પછી મિસ ડી. મારી સામે જોઈ હસ્યાં : Expect a letter to-morrow.

ઘેર આવ્યો ત્યારે મિસ દેસાઈ ક્યારનાં મારી વાટ જોતાં બેઠાં હતાં. એમને ખાસ વાત કરવી હતી. Such stuff!

આજે કૉલેજમાં પ્રીવિયસમાંનાં મિસ ટી. ખાસ મારા ક્લાસમાં આવ્યાં હતાં. શા માટે પ્રોફેસરના લેક્ચરમાં ધ્યાન નહોતું તે હું ચોક્કસ જાણું છું. કલાકમાં ૪૯ વાર મારી સામું જોયું હતું. કહે છે કે એ ટેનિસ સારું રમે છે. હશે, તેમાં મારે શું?

સાંજે મેવાવાળાને ત્યાં ટી-પાર્ટી હતી. ત્યાં પેલાં નવાં વિદ્યાર્થિની આવ્યાં હતાં. એમનાં કાકા મારા મોટા ભાઈ સાથે ભણેલા. એ ઓળખાણનો લાભ લઈ એમણે મારી

સાથે જાણે આખા ઓરડામાં મારા સિવાય બીજું કોઈ ન હોય, એમ વાતો કર્યા કીધી. These girls are the limit!

કોઇ 'મિસ જી. એન. ડી.'નો મારા પર પરમ દિવસે પત્ર, કરુણ ને આજીજીભર્યો, આવ્યો હતો. તેમાં લખ્યા મુજબ આજે મારે તેમને મળવા હેંગીંગ ગાર્ડનમાં જવાનું હતું. તેમ વખતસર ગયો, પચીસેક આંટા માર્યા, પણ કોઈ દેખાયું નહિ. હું ધારું છું કે પેલી ભૂરા જ્યોર્જેટની સાડીવાળી છોકરી જ હશે. એનો ભાઈ જોડે હતો એટલે એનાથી કંઈ બોલાયું નહિ હોય. બાકી હું જ્યારે જ્યારે એ બાજુએ જતો ત્યારે હમેશાં એના મુખ પર બોલવા માટે અધીરાઈ દેખાતી.

આજ સાંજની ટપાલમાં મારા ઊપર બાર કવિતાઓ આવી છે. મિસ એમ. ની સૌથી સરસ છે. કૉલેજના દાદર પર મને ચડતો એ પોતાના ક્લાસમાંથી જુએ છે ત્યારે એને મિસ બેસાનિયાના છાપરાની પાછળથી ઊગતો સૂર્ય યાદ આવે છે. Fine simile! બીજી કવિતાઓ છે—ઠીક છે. પણ આના જેવી કોઈ નહિ. પણ ચાલો, હવે મારે સૂઈ જવું જોઈએ; નહિ તો કાલે છ વાગ્યે મિસ દસ્તૂર આવવાનાં છે તે વેળા ટૉઈલેટ પણ નહિ કરી રહ્યો હોઉં. અરે હા! પણ મારે એમને જરા વહેલું cocoanut આપવું પડશે કારણકે સાડા સાતે તો મિસ પંડ્યા પધારવાના છે ને એ બે અહીં મળી જાય એ તો ઠીક નહિ. કંઈ નહિ, એવી તો કંઈ situations સમાલી લીધી છે, પડશે તેવા દેવાશે.

Rotten—absolutely! આ તે કાંઇ છબી છે! મિસ પી. એ. મારો ફોટો પાડીને મોકલ્યો છે, તે મિસ ડી.ને બતાવીશ. કેવી મઝા આવશે! મિસ પરેરે મારો ફોટો પાડ્યો હતો. That was a beauty.

પણ હવે તો સૂઈ જાઉં. સવારે ઉઠાશે નહિ ને છ વાગશે એટલે પેલી દસ્તૂર—Oh, my God! આજે નિરાંતે ઊંઘાશે પણ નહિ.

આ નોંધપોથી ઉપરથી કોઈ એમનું જીવનચરિત્ર લખવા બેસે તો એમને અર્વાચીન કૃષ્ણના અવતારરૂપ જ આલેખવા પડે. પરંતુ હું ચોક્કસ જાણું છું કે એ લોકભાષામાં કહું તો, માત્ર 'ખાંડ ખાય છે.'

એક કાઠિયાવાડી સાક્ષરની મેં નોંધપોથી જોઈ હતી. તેમાં સમુદ્રનું વર્ણન જ હતું. એઓ ડુમસ ગયા હતા તે વેળા સાંજે દરિયાકાંઠે ફરવા જતા ને ઘેર આવીને દરરોજ સૂતાં પહેલાં એમને તે સમુદ્ર કેવો લાગ્યો તે નોંધપોથીમાં લખતા. કોઈક વખત પવનથી હાલતી માનુનીની ભૂરી સાડી જેવો, તો કોઈક વખત કપડાં માટે ધોબીએ તૈયાર કરેલું ગળીના રંગનું મોટું વાસણ ઢોળાઈ ગયું હોય તેવો, કોઈક વખત કીટલીમાં ઊકળતા પાણીમાં ચાને બદલે બ્લુબ્લેક શાહી નંખાઈ ગઈ હોય તેવો, તો કોઈક વખત આભને અવનિ ઉપર ઉતાર્યું હોય એવો સાગર એમને લાગતો. એમની નોંધપોથી વાંચનારને એ કોઈ જળચર પ્રાણી જેવા લાગે તો નવાઈ નહિ.

પરંતુ સૌથી સરસ નોંધપોથી રાખનારા તો મારા એક દૂરના કાકા છે. અત્યારે એમની ઉંમર ૬૬ વર્ષની છે. ઠેઠ ૧૬ વર્ષની ઉંમરથી એમણે નોંધપોથીમાં પોતાની દિનચર્યા આલેખવાની શરૂઆત કરી હતી. એમના જીવનમાં બનેલી ઝીણામાં ઝીણી વિગત પણ એમણે ચીવટાઈથી ઉતારી છે. જેના જેના સમાગમમાં એઓ આવ્યા છે તે બધાનાં નામઠામ, તેના દેખાવનું વર્ણન, તેની જોડે શી વાત થઇ, તેને વિષે કેવો અભિપ્રાય બંધાયો

વગેરે એમાં એમણે લખ્યું છે. એમણે વાપરેલી ઉપમાઓ સરલ, સચોટ ને મૌલિક છે. 'બોળફેરી જેવા મોંઢાવાળો મંગળ,' 'ઊંચા વાલ જેવા મોંવાળી શાંતિલાલની છોકરી,' 'ઘોડામુખો વામન,' 'ભજિયા જેવું નાક,' 'તડબૂચ જેવા લાલ ગાલ,' 'ટેકરા જેવું કપાળ,' 'કોડિયા જેટલું કપાળ,' 'દબાઈ ગયેલા પાકા જમરૂખ જેવી મોંફાડ' ઇત્યાદિ ઉપમાઓ ઘણી સચોટ છે એમ જેને માટે એ વપરાઈ છે તેમને પણ કબૂલ કરવું પડે એમ છે.

એક વખત વાતચીત દરમ્યાન એક ગૃહસ્થે કહ્યું, "ચાળીસ વર્ષ ઉપર મારા પિતા મુંબાઈમાં માણેકમહાલ નામના મકાનમાં મલબારહિલ પર રહેતા હતા"—વાત અધવચ અટકાવીને કાકા બોલી ઊઠયા, "ખોટી વાત છે. ચાળીસ વર્ષ પર તારો બાપ મલબારહિલ પર રહેતો ન હતો." "ત્યારે બીજે કશે હશે," કહીને એ સદ્‌ગૃહસ્થે વાત ત્યાં અટકાવી. પરંતુ એમને બીજે જ દિવસે કાકા તરફથી નીચેની મતલબનો પત્ર મળ્યો:

"આજથી ચાળીશ વર્ષ ઉપર મુંબાઈમાં હું તારા બાપને ચોપાટીના મેદાન આગળ પહેલવહેલો મળ્યો હતો તે વિષે મારી નોંધપોથીમાં આ પ્રમાણે નોંધેલું છે: 'આજે ચોપાટીના મેદાન આગળ સેવકલાલે નગીનદાસ તેલાટનું ઓળખાણ કરાવ્યું. દેખાવમાં...સદ્‌ગૃહસ્થ જેવા લાગ્યા. એમનું સરનામું હીરાની ચાલ, રૂમ નં. ૬, કાંદાવાડી, મુંબઈ એમ છે. આ ઉપરથી જોઈ શકશે કે તારો બાપ જે મકાનમાં રહેતો હતો તે મકાનનું નામ મહાલ નહીં પણ હીરાની ચાલ, ને જે જગામાં એ મકાન હતું તે જગાનું નામ મલબાર હિલ નહીં પણ કાંદાવાડી હતું."

એમની નોંધપોથી ઉપરથી એમનું એકલાનું જ નહિ પણ બીજી ત્રણચાર વ્યક્તિઓનું જીવનચરિત્ર પણ સાંગોપાંગ આલેખી શકાય, પરંતુ હું જાણું છું કે એવો પ્રયત્ન કોઈ કરવાનું નથી.

પણ આ તો મેં આત્મપુરાણને બદલે પારકાં પુરાણો ઉકેલવા માંડયાં. આટલા બધા દાખલા આપીને મારે કહેવાનું એટલું જ છે કે દરેક પોતે નાનપણથી નોંધપોથી રાખવાની ટેવ પાડે એ જરૂરનું છે. જીવનચરિત્રને માટે 'પંત્રધારા' કરતાં આવી નોંધપોથી બહુ ઉપયોગી થઈ પડે છે. પરંતુ એ નોંધપોથીમાં જેને જેમ ફાવે તેમ લખવાની છૂટ ન હોવી જોઈએ. આદર્શ નોંધપોથી કેવી રાખવી જોઈએ તે વિષે શાળાઓમાં શિક્ષણ આપવું જોઈએ અને જેને જુદીજુદી જાતની નોંધ કરવી હોય તે તે તે વિભાગવાર પૃથક નોંધપોથી, ઑફિસની ફાઇલો પેઠે રાખે.

પરંતુ મેં નોંધપોથી રાખી જ નથી. તેમ મારા બાલ્યજીવન પર પ્રકાશ પાડે એવો પત્રવ્યવહાર કોઈએ પણ કર્યો હોય તો તે સચવાયો નથી. પત્રવ્યવહાર પણ જીવનકથા લખવા કે લખાવવાના દૃષ્ટિબિંદુથી થવો જોઈએ એ સત્ય હવે ધીરે ધીરે સમજાતું જાય છે. પહેલાંના વખતમાં તો 'હું સારો છું, તમે સારા હશો. અહીંઆં ઠંડી બહુ છે. તમારી તરફ કેમ છે?' એવું એવું લખવામાં આવતું. સારા પ્રતિષ્ઠિત પુરુષો જો કાંઈ નોંધવાલાયક લખવાનું હોય તો અંગ્રેજીમાં જ પત્રો લખતા. ગુજરાતીમાં લખે તો એટલું જ કે 'હું તા. ૧૭ મીએ ઘેર આવી પહોંચીશ, ઘાટી પાસે મકાન સાફસૂફ કરાવી રાખજો ને પાણી વગેરેનો બંદોબસ્ત કરજો."

પરંતુ રાષ્ટ્રીય અસ્મિતાની જ્યોતની સાથે સ્વભાષાગૌરવની ભાવના પણ જાગી ઊઠી

છે. આથી ગુજરાતી ભાષામાં જ ઘણાખરા પત્રવ્યવહાર કરતા શીખ્યા છે. અને તેમાંયે પત્ર લખનાર 'હું જે આ લખું છું તે ભવિષ્યની પ્રજા વાંચવાની છે' એવા ભાનપૂર્વક લખે છે. સાહિત્યની, રાજકારણની, સામાજિક સુધારાની ચર્ચા પત્ર દ્વારા થવા 'માંડી' છે. અસલના "જેઠા શુકલના બાપનું આજે છમાસી હતું. ત્યાં અમે બધાં જમવા ગયાં હતાં. બાપુકીને પણ જોડે લઈ ગયા હતા. બાસુદી પૂરીનું જમવાનું હતું. શાક બેત્રણ હતાં પણ બધાં ઓછાં તેલવાળાં હતાં. બાસુદી આપણા મહોલ્લાના મગન ભાટિયા પાસે તૈયાર કરાવી હતી. નરી વાણિયાશાહી હતી." આવી વિગતો ભરેલા પત્રોને બદલે હવે 'શોનું 'સેંટ જોન' વાંચ્યું કે? કમાલ છે, નહિ? તે કાળના ઇતિહાસને શૉએ કેટલી યથાર્થતાથી ખડો કર્યો છે! તને શું લાગે છે તે જણાવજે.' 'કુમારી જયવતી એ કોઈ ખરેખરી લેખિકા નથી. એ તો પેલા મિસ્ટર આપણને 'રણગર્જના'ના નાટકમાં મળ્યા હતા ને તે પોતે એ નામથી લખે છે. આ વખત હું—પત્રમાં નાનાલાલ ને ખબરદાર ઉપર સખ્ત ટીકા કરવાનો છું. વાંચી જજે. એ માટે તારે કંઈ લખવું હોય તો હું તે પ્રસિદ્ધ કરાવવાની ગોઠવણ કરીશ. આજે અહીંઆંનું લેક્ચર હતું. તમે એને મોટો પંડિત ગણો છો પણ મને તો એનું ભાષણ છેક કચરો લાગ્યું. એ માટે આવતા અઠવાડિયાનું પત્ર જોતો રહેજે. બિચારે એવી સંભળાવી દેવાનો છું કે કોઈએ એને બાપ જન્મારામાં નહિ સંભળાવી હોય. અસહકાર માટે તેં લખ્યું છે પણ મારો મત જુદો છે......" આવા પ્રકારના પત્રો લખાતા જાય છે.

પત્ર લખવાંમાં પહેલા કરતાં કાળજી પણ વધારે રાખવામાં આવે છે. પહેલાં તો ગમે તેવા અક્ષરો કાઢી ભાષાશુદ્ધિની જરા દરકાર વગર ગમે તેમ 'ક કે અજમેર ગયા છે' જેવું લોકો લખી નાખતા. હવે તો સફાઈથી હાંસિયો પાડી કોપી-બૂકની પેઠે ફેરવી ફેરવીને-અક્ષરો કાઢી પ્રેસને માટે તૈયાર કરવાના હોય એવી રીતે પત્રો લખાય છે. અને એ પત્રો કાલાનુક્રમે સંઘરી રાખવામાં આવે છે. મનસુખરામે પાંત્રીસમે વર્ષે નહિ વાપરી હોય એવી 'ભાષામાં દશ વર્ષનો બાલક કાગળ લખે છે. 'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગમાં ગોવર્ધનરામે નહિ ઠાલવ્યું' હોય એટલું જ્ઞાન બાર વર્ષનો અંગ્રેજી ત્રીજું ધોરણ ભણતો છોકરો પોતાની આઠ વર્ષની બ્હેનને લખાએલા કાગળમાં ઠાલવે છે. ને જીવન દરમ્યાન નવલરામે નહિ કરી હોય એટલી પુસ્તકચર્ચા વીસ વર્ષનો યુવક સહાધ્યાયિનીને સાહિત્યનું જ્ઞાન આપવાને લખેલા પત્રમાં કરે છે.

આ પત્રલેખનનું સાહિત્ય વિસ્તાર ને ઊંડાણમાં પ્રગતિ કરતું જાય છે, પરંતુ એ હજી જીવનચરિત્રલેખન માટે ઉપયોગી થઈ પડે એટલું ખીલ્યું નથી. હા, કેટલાક પ્રસિદ્ધ પુરુષો ઉપર લખેલા પત્રની પહોંચ સંઘરી રાખી તે તેના જીવનચરિત્રમાં છાપવામાં આવે છે. દાખલા તરીકે મેં એક પત્ર દેશબંધુ દાસને લખ્યો હતો. તેના જવાબમાં 'તમારો પત્ર મળ્યો છે. પત્ર માટે આભાર માનું છું' એ મતલબનો એમનો પત્ર મારી પાસે છે. આ ઉપરથી મારે દેશબંધુ દાસ સાથે ગાઢ પરિચય હતો એમ દર્શાવવા મારા જીવનચરિત્રમાં એ પ્રગટ કરી શકાય.

પરંતુ જીવનચરિત્ર માટે આટલી સામગ્રી બસ નથી. અને તેમાં મારી પાસે તો નથી નોંધપોથી કે નથી પત્રમાલા. મને પહેલેથી ખબર હોત તો હું નોંધપોથી રાખવા માંડત તેમજ પત્રવ્યવહાર બધો સંઘરી રાખત. પણ હવે તો મારે માત્ર સ્મરણશક્તિનો જ આશ્રય લેવો પડશે.

☆

# ગાંધીનું માણસ

પુષ્કર ચંદરવાકર

[ ઉતારાના ઓરડાની પશ્ચિમ તરફની બે બારીઓ તદ્દન ખુલ્લી છે. આ બે બારીઓની વચ્ચે મુખીસાહેબની ગાદી, તકિયો, એક ઈસ્કોતરો અને લેવડદેવડ, જમાઉધાર, દંડમહેસૂલ, અને પૈસાબાકીના હિસાબના ચોપડા સંઘરવાનો આડીખમ પટારો છે. પટારાની ઉપર એક ગેડિયો છે. ગેડિયાને માથે ગાંઠ છે.

મુખીસાહેબે બે બાશી વરસને વટાવી નાંખ્યાં છે, છતાં ય શરીર બેવડું થયું છે. મુખીનું માથું ખુલ્લું છે. બદન પર હુલામનું પોચીસ ગળીવાળું પહેરણ ને કેડે ગળીમાં બોળેલ જાડા માદરપાટનું ધોતિયું પહેરેલ છે. માથા પર નાનકડા વાળ છે, ને વાળા ખિકોટા આવતાં ચોટલી ક્યારેક ક્યારેક ઊડીને મોં પર આવી જાય છે.

ઉતારાના આગળિયાનો કચૂ...ક...ડ કચૂ...ડ...ક અવાજ કાને પડતાં મુખીસાહેબ જરાક સ્વસ્થ બને છે. મૂછ પર હાથ ફેરવે છે. બાજુમાં મૂકી રાખેલ પાઘડીને માથા પર ગોઠવીને સમા નમા કરે છે. ત્યાં તો દેશળ મુખીની કને આવી પહોંચે છે. ]

દેશળ : મુખીસા'બ, કેમ હાલે છે ? ( તકિયાની કોર પર બેસે છે. )

મુખીસાહેબ : ઉનાળાના દીના. બપોરે શું હોય !

દેશળ : લગરીક આંખ્યુંનું ઝેર ભાંગી પાડતા હશો.

મુખી૦ : તકિયે માથું ટેકવીને !

દેશળ : ઉનાળાની રાતે પૂરી નિંદર ન લઈએ તો દીએ પાંપણો બીડવી પડે છે માસ સાસરાની. મારે ય આજ દીએ સૂવું પડ્યું ને !

મુખી૦ : તારી વાત સાવ સાચી. આજ જરાક ખાવામાં દૂધપાક આવ્યો, મહુડિયો દૂધપાક. વળી રાતે મસાણ તરફ જરાક ખબર કાઢવા ગયો'તો તે માણું દીએ ઝોકાં આવવા મંડી ગયાં.

દેશળ : કાલની રાતે મસાણમાં ! કાલની તો રાત ! મેલા માણહના પેટ જેવી !

મુખી૦ : કાલની રાતે જ. મસાણની આંબલી હેઠે ગયો'તો.

દેશળ : મુખીસા'બ, કાલની રાત તો અંધારી જ હતી ક્યોં ને ! વળી ઈમાં વાની ઝપટું ! મારે ય રમવા જવું'તું, પણ કાળજે હામ નો દીધું. રમત કેવીક જામી'તી !

મુખી૦ : ( મોં પર હાસ્ય લાવીને ) ફૂલજહારમાં. કાનિયે બે ય મુંઝડા બળદ મેલી દીધા. ને મારો બેટો સુંદર ઘેરડી ! કંઈ જોરમાં ! કાનિયાના બે ય મૂંઝડા ને હરખા બોડીની ગાડી ને બધા ય રાસ તેના દા'માં. મારા દીકરાના નથી કંઈ પાધરા ! અહીં અંદર માગે એટલે અંદર જ ને ! ને ચટ્ટઈની રાણી પર કંઈ લેણું ! જોઈ લોને એની સાથે લગન કર્યું જાણે !

દેશળ : ને જીવરાજ જીવે બાજરી મૂકી:

મુખી૦ : મૂકી દે, એમાં શી છે નવાઈ ! મેં તો બધું ય એક વેળા વટાવી આપેલ ! પણ કેદી એટલે કોઈથી કંઈ બોલાય ? જીભ જ વો તો વાઢી લઉં ને !

દેશળ : અમથડી બજાર વચોવચ જીવરાજ જીડવો ને સુંદર શેરડી બથ્થમબથ્થા આવી ગયા.

મુખી૦ : અરે દેશળા ! મારા સાસરાને વાર જા, વાર. એનો બાંપ પેસો ગાંધીનો માણસ.

દેશળ : તે શું કરતો'તો ?

મુખી૦ : કરે તો શું, પણ આ તો નથી ને જો મારું નામ લેવાશે તો મીંદડી ઉપર કૂતરો સંવાર થશે. એ પાપે તો ફોજદારને કંઈ ઊભા લેવડાવ્યા'તા !

દેશળ : ક્યા ફોજદારને ?

મુખી૦ : રૂસ્તમ બરાટીને. મારી માની વછેરી છે ને એટલું ઊંચું હતું તે. અરરર, આટલી વારમાં ભૂલી ગયો ! સીગરેટ મોંમાં ને મોંમાં રાખતું. વેળા કવેળા આવી અમારી મઢી બગાડતું એ. કંઈ મગજમાં માખણ ! બસ, ગુનેગાર દેખે એટલે ઠોકે જ એકડો.

દેશળ : તે રૂસ્તમ બટાટી માથે જિલ્લે અરજી નાખવી'તી ? માથે કંઈ એવડો રોપલો'તો ? સાજનરવા જવા કીમ દઈએ ?

મુખી૦ : ના રે બાપ ના. નો થાય આપણાથી. એવું હોય ત્યારે છે .ને ગાંધીનું માણસ ! જો, વાત એવી હતી કે આ છે જશમતિયો. ગોપાળ ગેડીવાળાનો જશમતિયો. કંઈ જૂગટાનો રસિયો ! રાત નો જુએ, દી નો જુએ. ચોમાસાની વાવણીના દી ન જુએ કે નો હળે કાપણીની મોસમ. એને સામો મળવો જોઈએ રસિયો. બસ, એમાં ગોપાળનો ગેડિયો ઊકલ્યો. બસ, રૂસ્તમ બટાટીને વાત કરી પછી તો ભાખણ કંઈ તાપ જીરવે ! ઊકળી હાલ્યું. રૂસ્તમે નદીના કંઠે મસાણની આંબલીએથી રાતના જાતાં જાતાં તણ વાગ્યે ઝાલ્યો ને જે નીચોયો, તે એવો નીચોયો કે લોઈ જાય વામીટમાં.

દેશળ : જશમતિયો એવો જૂગટિયો ? આ જ તો આપણી ઢોર કરડી નજરું દે છે !

મુખી૦ : દેવા દે ને ! એ દીકરાઓથી ખજૂરાનો એકેય ટાંટિયો મરડી શકાય એમ નથી. એને સારા પરતાપ મારા છે.

દેશળ : તમારા પરતાપ !

મુખી૦ : હા, બાપ હા. પછી મેં જશમતિયાને કીધું કે પકડ ગાંધીનાં માણસને. એ જ પાંસરા કરશે એવા બટાટીને તો ! માળા ગાંધીનાં માણસ કંઈ હિંમતના ! બસ. ભગવાનને કહું છું કે છોકરાં આલ તો એવા જ આલજે. અક્ષરેય ફરે નહીં જુવાનીમાં. તાલુકે રાવસા'બને જવાબ દે કંઈ ! તે દા'ડાનો જશમતિયાને ગાંધીના માણસ ઢોર નેહ હલ્યો. ને એની વાંહે આખા ગામના જુવાનિયા. ગામને ઠેકાણે લાવી દે ગાંધીના માણસ જો આમ ને આમ બેતણ વરહ આપણા ગામમાં કાઢે તો !

દેશળ : આપણી રમત ભાંગી પડે ને !

મુખી૦ : એ વાત સાચી. ખરચ ઓછું કરીએ કે બીજી વાત ? અતારે આ ગેડિયાના ધોરે તમારી બધાની કનેથી પૈસા લઉં છું ને સારે નો મળે.

દેશળ : અરે મુખીસા'બ ! ઈ શું બોલ્યા ? પે'લાં ઘડે આવે તમારી ડેલીએ ને પછી માંડ જાય અમારા છાપરે. અતારલગણ કંઈ ઓછું રાખ્યું છે અમારું ! મને તણ વરહની લાકડી પડી તારે તમે નો હોત તો મારા છોકરાંનો માથે આજ જ હતો ને !

મુખી૦ : પણ મારા માથે માછલાં ધોવાણાં એનું કેમ ? કે દેશળ જેલમાં છે ને એની વહુને ... પછી તો ભગવાન છે ને! સારા વાટ થઈ ગઈ. છોકરું એના રસ્તે. પણ ...
દેશળ : હું કંઈ એક વેણે ય બોલ્યો'તો ?
મુખી૦ : તું શેનો બોલ! (ધાંટી પાડીને) અલ્યા લઘરા ... આ ... આ.

[ લઘરાનો પાતળા સોટા જેવો દેહ. ચોરણો પહેર્યો છે. ને કેડે પછેડી વીંટી છે. માથા પર મજીઠનો ફેંટો બાંધ્યો છે. ]

લઘરો : મુખીસા'બ !
મુખી૦ : જા તો, દૂધની ખબર કાઢ તો!
લઘરો : અરે સા'બ, મારા દીકરા ભરુ કોઈ માનતા જ નથી ને!
મુખી૦ : અલ્યા, પણ મફતબફત આલવું છે કંઈ?
લઘરો : પણ કોઈ તમારો વિસવાહ કરતું નથ.
મુખી૦ : ઉધાર લાવવું હોય તો કોઈ વિશ્વાસ ન કરે! આપણે તો મૂળાનાં પતીકાં જેવાં ગણી દેવાં છે.
લઘરો : શેકડાં કાવડિયાં મેકિયે છીએ તોય કે' છે કે અમારે ત્યાં નથ. નથ જ. સા'બ, રઈના ભાવ રાતે ગીયા. પેલા તો આપણે રાતે, અધરાતે, ખરા બપોરે, ફાવે ત્યારે સેડ્ય પડાવી લેતા, પણ આ તો હવે ભરૂ સામા શીંગડાં માંડે છે.
મુખી૦ : કંઈ ફાટફાટ!
દેશળ : હૌ હૌના દી છે ને!
મુખી૦ : મારા સાળા ગાંધીના માણહે ગામમાં કંઈ સળગાવી મેલ્યું છે ને!. (લઘરા તરફ ફરીને) જા તો, ખબર તો કર.
લઘરો : મુખીસા'બ, હું વાહમાં પેહું છું ને ખડકીયું દેવા માંડે છે. તમારા ... પા ... તમારા લીધે મારા ઘરે ગા' બાધિરી પડી.

[ મુખીસાહેબ પહેરણના ગજવામાં હાથ નાખે છે. એક આની દેશળ તરફ ફેંકે છે. ]

મુખી૦ : તારાથી નહી જ કોઈ માને ભરૂ! દેશળા, તું જ કંકુ કપાળે ચોડી લાવ્ય. આ સાળા ગાંધીના માણહના પાપે મારું માથું ય ભમવી નાખ્યું છે. જ્યાંત્યાં ઈનું પાપ મોરચો માંડીને બેઠું જ હોય! (દેશળ લોટો લઈ દૂધ લેવા જાય છે.) અલ્યા લઘરા, ચૂલામાં છાણું મેલ્ય, પાણી ઉકાળી રાખ્ય. મોરસ-બોરસ નાખી રાખ્ય.

[ લઘરો ઓરડાની બહાર જાય છે. થોડીવાર કોઈ ન હોવાથી મુખી ગાદી પર નિરાંતે તકિયા પર લાંબા થાય છે. આંખો મીંચીને પડયા રહે છે. લઘરો પાછો આવે છે. ]

લઘરો : સા'બ, છાણાં કે કોઠિયાં, કંઈ નથી. તણ તણ દી થી ખૂટી ગીયાં છે ઈ ખબર વારાવાળા ઢેડાને છે તો ય ઈ ગરતો નથ. આંટા ખાધા વિના નઈ મરવાનો! જાત છે કંઈ નફફટ!
મુખી૦ : સારું.

[ મુખીસાહેબ ઊભા થઈને આમતેમ હવે ઓરડામાં આંટા મારે છે. ચાલવાની ગતિમાં શિથિલતા છે. માથા પર કંઈ નથી. ચારપાંચ આંટા માર્યા પછી બારી તરફ નજર કરે છે તો સામેથી દેશળ લોટો ઉપાડતો આવતો દેખાય છે. ]

(બારીમાંથી જોઈ ને) દેશળ, દૂધ નો મળ્યું?

અવાજ: બધા ય ઘર ભાટકયો, પણ કોઈ ભીનો નો ભળ્યું ને જાનકી ડોશીને ત્યાં હતું....

મુખી૦: સાંથી લાવવું'તું.

અવાજ: કઉં વાત માલીપા આવીને. (મુખી પાછા આવીને તકિયાને અડકીને ગાદી પર બેસે છે. દેશળ પ્રવેશે છે.)

મુખી૦: શી છે વાત, કહે હવે!

દેશળ: જાનકી ડોશીએ શેર દૂધ ભર્યું કર્યું....

મુખી૦: એ કાળવિયા ફેંકી હાલ્યા આવવું'તું. બીજું શું થાય? મમળાવી મમળાવીને દાંડા કાઢવાના છે. હવે તો થોડી રહી ને બ્હોત ગઈ!

દેશળ: મેં તમારું નામ દીધું તો...

મુખી૦: પાણું રેડી દીધું ખોપ્રણામાં!

દેશળ: ના રે બાપુ. થયું ઈમ કે મેં દેઢિયાની વાત માંડી વાળવાની તૈયારી કરી હાલતો થીયો. પણ જાનકી ડોશી પહિથી....

મુખી૦: પછી ચોપડ્યાં ડોશીએ બેચાર પરશાતિયાં?

દેશળ: હા સ્તો! શું થાવ બીજું.

મુખી૦: સારું.

દેશળ: સારું શું? રોયા પણ મારા હાથમાં છે ને! લાવીને પૂરી દઉં એ-સાર કોખા કે પછી કેડય વાંકી!

મુખી૦: રવા દેને! જાનકી ડોશીને જાણ છ ને! રાત કરાતની જો વગડે બેટબેટુકિયાં થીયાં તો ઠીબી બાલશે ઠીબી! વળી તારા ઉપર ફોં'દારી માંડે તોય ના નો કે'વાય। પાએ છે પડીશું! હવે હું પેલાનો મુખી નથી રીઓ કે બેરૂના વાંક આવે એટલે આડીઅવળી વતિ કરીને કેસ નો નોંધું! પેલો જમાડો જો ફરિયાદીની કોર હોય, તો મારો તો શું પણ મારા બાપનો ય કેસ મારે લખ્યા વિના છૂટકો નહીં ને!

(લખરો આવે છે.)

લખરો: મુખીસા'બ, કો'વાડાં મંગાવો હવે.

મુખી: કેમ, આલ્યા!

લખરો: શું સા'બ! સૂંઘા ય જોશે.

મુખી: શું છે તારે? ફાટય ને?

લખરો: ઢેઠ ભાણ્યાં લાકડાં નાંખવા આવવાની સોઈઝાટકીને ના પાડે છે. એટલે મારે કે તમારે જ ઈ કરવાનું રે'શે ને! જોઈ, આ ગાંધીના માણહની બા'દુરી!

મુખી: ગામમાં આશરો આપ્યો એટલે મારા જ ગામમાં ધૂણી ધખાવી.

લખરો: ધૂણી ધખાવી શેની ઈમાં! એટલું કે દેદવાડાના ધણી ગાંધીના માણહ.

મુખી: માળે કંઈ અડ નાંખ્યા છે_ગામ ઉપર! આંધળું થઈ એની વાંહે જ સૌ ચાલે છે!

લખરો: સા'બ, હું તો'તો કે'તો કે અધરમ નો ટો બઉં!

મુખી : ( કરડી દૃષ્ટિએ, ભવાં ચઢાવીને ) શું ?
લવરો : અરે સાં'બ, ઈ તો અધરમ, સોમા ગોરની છોરડી અળપસળપ થઈ ઈ!
દેશળ : મુખીસાં'બ, અતારલગણ તમને ખબર નથી પડી? કાલ રાતની મૂઈ છે.
મુખી : હા, સગડ કાઢવા પગીને . . . .
દેશળ : અધરમ ધરતી માથે ટકે ખરો?
મુખી : કેમ, શેનો અધરમ?
દેશળ : કીમ, ખબર નથી તમને?
મુખી : પણ શેની?
દેશળ : આ ભગવાનનાં છોકરાં ભેળી હાલતી'તી!
મુખી : કયો ભગવાન?
દેશળ : આ ભગતડો.
મુખી : નારણ ભગત? આટલી ઉમ્મરે? ધોળામાં ધૂળ પડી.
દેશળ : અરે મારા બાપ! શું ભાન છે? આમાં કે' છે કે મેં સોર માર્યાં. મેં બારવટિયા કાઢ્યાં.
મુખી : ત્યારે ચોખ્ખું કર ને!
દેશળ : આ ગાંધીનો માણુહ!
મુખી : અરે હા. પડી ખબર. તને પાકી ખબર છે?
દેશળ : હા, એને તો મેં'ના . . . .
મુખી : તું તો છે ને ભલા! તારી પાંહે દુનિયાની રંગરંગ વાતો આવે છે ને શું? પણ ટીંગ નથી ને આમાં!?
દેશળ : નાથકી સુથાણી કે'તી'તી, કે છોરડી મારી પાંહે આવી'તી કંઈ વેળાસર કામ . . .
મુખી : ભગભગત, મારા આડા પગે આવવામાં કંઈ મણા નથી રાખી! જ્યાં જ્યાં કાયદો ભાળ્યો, કલમ ભાળી, મારી હુકમત ભાળી ને ગાયકવાડી નજરે ચડી ત્યાં ત્યાં આડો આવ્યો છે એ ભગતડો. જ્યાં સુધી મારા ભાણામાં ચાલ્યા નો'તી ગેલતો ત્યાં સુધી તો મેં મ આંખ આડા કાન કર્યા, પણ હવે તો મારા ભાણામાં જ પાણા રેડવા માંડ્યા છે.
દેશળ : તારે જ સોગઠી આવી પડે.
મુખી : આવે કંઈ મેળ હરરોજ આવે કંઈ? મેલું તો તો મૂરખ કોણ મારા જેવું!
દેશળ : ( આંખ નચવતો ) કીડી જ-સો ત્યારે સો!
મુખી : લવરા . . . આ . . . આ . . . ( બાજુમાંથી લવરો બોલે છે. )
લવરો : પડખામાં જ છું ને!
મુખી : જા, સોમા ગોરને આંહીં ઝાલી લાવ. ( લવરો જાય છે. )
દેશળ : શું છે ઈનું આંયા કામ! એ આવાં ધોળાં ભગત કરતાં આપણે ક્યાં ઊજળા રિશનાં! દનિયા આખી ભલેને જાણે કે દેદળો જૂગટિયો છે જૂગટિયો. પણ પૂણામાં રઈને આવાં કામ બોન બોન કરીને નથી કર્યાં ને!
મુખી : ભાયડો કંઈ નીકળ્યો!

દેશળ : ( મોં બગાડતાં ) શું નપાવટ નીકળ્યો ! બચારી આ ગરીબ ગાંના દાંત જેવી છોડીનો ભવ ચૂંથ્યો !

મુખી : શેનો ભવ ચૂંથ્યો ? માબાપે આટલી ફટવી એટલે ભવ સુધારી લેને !

દેશળ : હં ! ઈમ જ હાલે આ દુનિયા. નીકર કળજગ વરતાય કેરો ?

[ સોમા ગોર આવે છે. મુખીની હેઠાના છે. સારાં કપડાં પહેર્યાં છે. કપાળમાં ત્રિપુંડ્ર છે. ખભા પર ખેસ છે. માથે ધોળી પાઘડી છે. મુખી સ્વાગતવા સામા જાય છે. ]

મુખી : ( આવકારતાં ) ગોર મહારાજ, રામરામ. આવો, પધારો.

( સોમાગોર આવીને તકિયા પર બેસે છે. ) ભારે થઈ. આ ઘડપણમાં હેડું જોવાપણું આવ્યું.

સોમા ગોર : ( ખિન્ન મુખે ) જિન્દગાની કોથ જેવી છે, ભરાય ને ઠલવાય.

મુખી : પણ ભારે થઈ, પ્રભુ. પ્રભુ !

સોમા ગોર : ભારે તો શું, પણ મને મારી હીરાનો પૂરો વિશ્વાસ છે. પાતાળ કે આકાશમાંથી મારી હીરા આવીને ઊભી રહેશે.

મુખી : એ તો હું ય કહું છું કે ત્રણ જણ હતાં એટલે આવીને ઊભી રહેશે. ભેખડ પાખા વિના રહેવાની છે એ ત્રેખડની ?

સોમા ગોર : કેમ ત્રેખડ ?

મુખી : આ સગડમાં ત્રણ જણનાં પગલાં છે. એક ઉઘાડપગાંનાં. બીજા એક ચંપલનાં ને એક વિલાયતી બૂટનાં. મશરૂ પગીએ બચારાએ બે દી સુધી પગિયારું કાઢ્યું, ભૂખ્યા ને તરસ્યા. નો જોઈ રાત ને ન જોઈ નીંદર. પણ વાત સાચી લેતો આવ્યો.

સોમા ગોર : શેની વાત ?

મુખી : સોમા ગોર, આ તો મારી તમારા ઘેર બેસરણ એટલે આટલો પરસેવો હું પાડું. તમારી શરમ આડી આવે છે માટે તમારી હીરડી માટે આટલું પગીરું. બાકી તમારી હીરડીએ ને પેલા મા'ત્માએ મારા માથે રાતનો મેલ ધોયો છે !

સોમા ગોર : રમણભાઈ ગાંધીવાળાનું સાચપણું જબરું. તમે જો જરાક સાચના માર્ગેથી આડા હાલો તો તમારી કાનબૂટ પકડે !

મુખી : સાચનું પૂતળું માટે જ તમારી હીરડી સાચના માર્ગે ગઈ ને ! હું નર્યું સાચું કઉં છું કે તમારી છોકરીને ભગાડનાર એ જ રમણિયો. છૂપરપગો, છે ને મુફલિસ જેવો. પગમાં જોડા નથી મળતો જોડા. સગડમાં તેના પગ કળાણા, મારા દેવ !

સોમા ગોર : એ માણસ એવો નથી. ન્હીલ સૂતાનો દુવાલ બેવાળો છે તે નવો દુવાલ લેતો નથી. મેં કીધું કે દુવાલ લઈ લ્યો ને ! ત્યારે કહે છે, " છ મહીના સુધી ચાલે તેવો હતો, માટે મારે છ મહીના સુધી ચલાવી લેવું જોઈએ." આવો તો માણસ. પરમ દી આ દેશળાની વહુને એક મણ જાર અપાવી'તી તેના કાંતવાના પૈસામાંથી !

મુખી : દેશળાની વહુને !

સોમા ગોર : હા, દેશળો જૂગટામાં બધું ય હારી ગયો. ગોદડાનો ડામચિયો ય હારી ગયો ને ! તેલ ભરવાનો સીસો ય મૂકી દીધો ! બોલ, શું આ જૂગટું ગામમાં ! પછી ઉપર જતાં ત્યારે એની વહુએ આ કહ્યું ત્યારે હાડકાં રંગી નાખ્યાં, અરેરે !

મુખી : સોમા ગોર, ગામમાંથી જૂગટું તો મસાણમાં ગયું !

સોમા ગોર : મુખી, તમે ગામમાં પડ્યા રહીને આ પીધા કરો!

મુખી : (કાન આડા હાથ દઈને) તો પછી ભગવાન જાણે!

સોમા ગોર : આ ખરા ઉનાળાની ઋતુમાં દેશળની વહુને છોકરા માટે જોડાના પૈસા આલ્યા રમણભાઈએ. મુખીસાહેબ, કયાના કોળાને છોડી દેતાં ય તમારી જિભર નથી ચાલતી ત્યાં તો ....

મુખી : સોમા ગોર, આ તો તમને લાગે એ ખરું, પણ મારી ફરજ છે એટલે કહું છું કે તમારો એ જમાઈરાજ નાથડી સુવાણી કને ગયો હતો પણ ખરો! આટલી હદે વાત ગઈ તોય તમને કંઈ ખબર જ નથી!

સોમા ગોર : બધું ખોટું, રમણભાઈ સાચું સોનું છે. એ તો ઉઘાડાછોગે કહે છે કે મારે પરણવું હશે તે દી ....

મુખી : જવા દો બધી વાતો. જો એટલો બધો સાચો હતો તો કેમ તમારી હીરડી સાથે લગન ન કર્યું ને આડો વેવાર ....

સોમા ગોર : વાત મૂકો. એ વાત સાચી ન જ મનાય. એ માણસે અમારા ઘરનો ઉદ્ધાર કર્યો છે. મારી હીરાને સાચો માર્ગ બતાવ્યો છે. હું તમારા લીધે પડ્યો રહેતો'તો પેલી કોલણને ત્યાં, ત્યાંથી મને એણે છોડાવ્યો છે. રમણ તો કંચન છે.

મુખી : સોમા ગોર, સોમા ગોર, અમારે ય જુવાની હતી. જુવાનીમાં મેં શું શું કર્યું હતું તેનાથી તમે અજાણ છો?

સોમા ગોર : ના.

> [બહાર બારી પાછળ માણસોનો અવાજ સંભળાય છે: "રમણભાઈ, જવાનું રેવા દો;" "રમણે ભમણ કીધું"; "અલ્યા, આ તો મા'તમા;" "આ તો કાળિયો નાગ;" "તમારું ભલું થાય, ભઈ ભલું." એવા એવા ટોળાના મિશ્રિત પોકાર સંભળાય છે. પચ્ચીસેકની આસપાસનો, પાતળા સોય જેવો, ટૂંકું જાડું ખાદીનું પંચિયું, હાથમાં તકલી, ખભે અંગરખેલી, ઉઘાડા માથે – ચાલે ય નહીં તેવો, પગે ય કંઈ નહીં, એક બાંડિયું પહેરેલ એવા રમણભાઈ ઉતારામાં પ્રવેશે છે.]

મુખી : અલ્યા, લઘરા. બારણાં દે. બહાર આ શી ધમાચક! આનું તો પુણ્ય રેલા જેમ જ રેલાઈ ગયું લાગે છે ને શું!

(લઘરો રમણભાઈને આવતાં અટકાવે છે.)

લઘરો : મુખીસા'બે ના કઈ છે!

રમણભાઈ : ભાઈ, મારે તો સોમદેવને જ મળવું છે.

લઘરો : સોમોગોર બા'ર હમણાં ટળશે.

મુખી : લઘરા, કોની સાથે હૈયાકાશ કરે છે!

લઘરો : એ ... એ ... ઓલ્યા, મા'ત્મા!

મુખી : આવવા દે! (રમણભાઈ ઉતારાના ઓરડા તરફ આવે છે.)

સોમા ગોર : રમણભાઈ!

રમણભાઈ : સોમદેવ!

મુખી : કેમ મહાત્મા!

રમણભાઈ : મુખીસાહેબ ! ( થેલીને બાજુમાં મૂકી ભોંયતળિયે ઝોકારે છે. )
સોમા ગોર : અત્યારે અહીં કેમ ?
રમણભાઈ : આ સુંદરિયાણામાં સમૂહકાંતણ હતું તે ત્યાં ગયો'તો.
દેશળ : હં. બાંદુરીને ચોકાળ હાંકવા.
મુખી : બધું ઊંધું જ બોલવાનું. પ્રભુ ! પ્રભુ !
સોમા ગોર : મુખી, તમારી આંખમાં કમળો છે તે ...
( રમણભાઈ તો તાલીમાં તલ્લીન બન્યા છે પરંતુ આ સાંભળી ચમકે છે. )
રમણભાઈ : સોમદેવ, હીરાબહેન માટે મને વાત મળી તે સાચી ?
સોમા ગોર : હા, ભાઈ !
રમણભાઈ : પણ બેન તો ...
સોમા ગોર : બાપ, કોકે રાતમાં મોટરબોટમાં પૂરીને આ કામ કર્યું લાગે છે.
રમણભાઈ : એટલી હિંમત દાખવનાર ગામમાં છે ?
સોમા ગોર : શી ખબર ? પણ હીરા એમ તો કંઈ ...
મુખી : હં, કંસારાના વેશના સીધીને બાદશાહનો વેશ ભજવતાં ભારે આવડે છે.
સોમા ગોર : રમણભાઈ !
રમણભાઈ : દેવ, હીરાબહેન એટલાં તો હિંમતવાન છે કે પાતાળના કાળા પથ્થર તોડીને ઝળક્યા વગર નહીં રહે !
મુખી : રમણલાલ, કાલે તમે ક્યાં હતા ?
રમણભાઈ : સુંદરિયાણા.
મુખી : આ દેશળ કહે છે કે તમારી સાથે કોક બીજો આદમી હતો.
રમણભાઈ : પણ હીરાબહેન ન હતાં.
મુખી : પાછળથી આવી હશે.
રમણભાઈ : આવ્યાં જ ન હતાં.
મુખી : આવી હતી. અમારું પગેરું કહે છે.
રમણભાઈ : તો તો અમને મળે ને !
મુખી : સોદું હાકમ હમલામાં જ રૈ'વા મથામણ કરે ! સમજ્યા મારા મા'ત્મા ! કાલ રાતે હીરડી તમારી સાથે જ હતી.
રમણભાઈ : કાલે તો હું સમૂહકાંતણ ...
મુખી : ( સહેજ કડકાઈથી ) તમારું સમૂહકાંતણ ! ( બારી તરફ ડોકું ફેરવીને ) તમે ગામને ભ્રષ્ટ કરી મેલ્યું.

[ બહારના અવાજો વધે છે. જોરમાં અવાજ આવે છે: "બહાર નીકળ, રમણ." "અમારું નખ્ખોદ વાળી દીધું." "ગોરની સંદીશંદ છોડીને બગાડી ? હન સંડાળ" ! ]

તારા પુણ્યે મારું ગામ ધોવાઈ ગયું છે. નદીનાં નીર ખૂટ્યાં. મેઘ ચોરાણો. ધડૂંમાં ગેરું આવવા લાગ્યાં. ખરા ઉનાળે માવઠાં થવા લાગ્યાં. ( અવાજો અત્યંત ઉગ્ર સ્વરૂપ લે છે. ) આ ખેડૂનાં દાણાં ખૂટ્યાં. ક્યાંથી આ ધરતીમાતા આ અન્યાય સાંખી લે ! અને તારા જ પ્રતાપે કૂવાનાં કૂંડિયાં થયાં ! (બહારથી પથરા આવે છે.) (ટોળાને ઉદ્દેશીને) તમારા બધાનો વિચાર છે ત્યારે હું છોડવાનો નથી.

સોમા ગોર : મુખી, તમારું કમસ ઠેકાણે નથી.

દેશળ : ગોર, નખરાં જોયા કરો. બાકી આ ઠગભગતની વાતો તો ઓર જ. થાય છે કે જ રડું છે!

રમણભાઈ : મુખીસાહેબ!

મુખી : (બારીમાં જઈને) આમાં કંઈ મારું ચાલે તેમ નથી. આ બધા શકે ભરાયાં છે. મારી વાત હોત તો જવા દીધા હોત.

ટોળાનો અવાજ : જવા કેના દે! હાડકાં ખોખરાં કર્યાં. બિના? વીજળી લૂગડાં પહેરીને આવા ધંધા?

મુખી : આ વાત અમથી નથી થઈ! ગામ પાસે ઘણી ઘણી નઠાર વાતો છે ત્યારે જ તમે દીવામાં ઝડપાઈ ગયા છો.

ટોળાનો અવાજ : બસ મૂઈ, બસ મૂઈ, હીરકીનું ભૂત. અલ્યા થઈ ભૂત છે.

મુખી : લખરા, બારણા પર બરાબરનો જાપતો રાખજે. ચકલુંય ન ફરકવું જોઈએ. (રમણભાઈ બારી તરફ જાય છે.) રમણ! ટોળું ઉશ્કેરાઈ ગયું છે. રેવા દો.

રમણભાઈ : હું શાંત રહીશ.

મુખી : તોફાન થાય તો શાંતિ રાખવી તે મારી ફરજ છે! હું બારી આગળ જવાની તમને મના કરું છું.

[સોમા ગોર બાઘા જેવા બની ગયા છે. ઊંધું માથું નાખીને ડૂસકાં ભરે છે. દેશળ આંખો નચાવી રહ્યો છે. બહારના ટોળા સાથે આંખની ભાષાથી દેશળ વાતો ને મસલત ચલાવી રહ્યો છે. બિચારો ચિઠ્ઠીનો ચાકર લખરો ઉતારાના બારણા આગળ ભૂંગળનું કામ કરે છે.]

રમણભાઈ : (જોરથી, ઘાંટો પાડીને) હીરા! બહેન!

સોમા ગોર : આવ્યું મારું રતન!

મુખી : અત્યારે અહીં તેને દાખલ કરવામાં નહીં આવે.

રમણભાઈ : તો હું ત્યાં જઈશ.

મુખી : ટોળા વચ્ચે!

રમણભાઈ : હા.

મુખી : ગૂંદી નાખશે.

રમણભાઈ : સત્ય માટે ને! (મોં પર છાની રહેલ ક્રોધની રેખાઓ સ્પષ્ટ રીતે તરી નીકળે છે.)

મુખી : લખરા, બારણું અધખૂલ્યું રાખીને પેલી ડાકણને આવવા દેજે.

[લાંબું ચાલેલ ભાષણ ઘડીક શાંત થાય છે. સોમા ગોરનું ચૈતન્ય જાણે ચોરાઈ ગયું હોય તેમ લાગે છે. અત્યાર સુધી લહેરમાં દેખાતો દેશળ જરાક છોભીલો દેખાય છે. બહાર માણસો ધાંટાધાંટ કરી રહ્યાં છે. "અલ્યા, ના કહ્યું'તું ને! તારા ડોસાએ ના પાડી'તી ને! તારા ડોસાએ શું ડાબલો દાટ્યો છે!" ટોળું દરકાર કર્યા વગર અંદર પેસે છે. ટોળામાં હીરા પણ છે. હીરાની ઉંમર વીસેક વર્ષની છે. મોં તદ્દન ફિક્કું પડી ગયું છે. લૂગડાં પર ધૂળ ચોંટી છે.]

મુખી : મોં ય જોવાનો ધર્મ છે?

સોમા ગોર : હીરા તો મારું રતન!

દેશળ : તો લટકાવો દરડીએ.

મુખી : પછી બીજી બધી વાત. મારો કેસ લખી લેવા દો.

રમણભાઈ : લખો હવે.

મુખી : બે મા'ત્માએ ભેગા થઈને ગામના બામણના છોકરાની છોડીને ભ્રષ્ટ કરીને નસાડી મૂકી. (ટોળાનો હોહો . . . અવાજ. ) કાલ સાંજનાં મોટરમાં નાખીને ભાગવી. ( હીરા તરફ જોઈને ) મોટરમાં નાખીને લઈ ગયા.

હીરા : ( શરમાતાં ) હા...રમણભાઈ છોભીલા પડે છે. )

મુખી : ને પછી દવાખાનામાં લઈ ગયા.

[ ટોળામાંથી અવાજ આવે છે. રમણભાઈની સામે આંગળીઓ ચીંધાય છે. શબ્દો સ્પષ્ટ અવાજ સંભળાય છે: "એ તો ગાનારે ગવૈયા ! કાલ રાતડ રૂડીનું ગાયું તે રાસવા દી ચડયો ત્યાં લગણ ! "

બીજો કોઈ હતો ભગતડો, નરસીંજી ! ભગતાનું ભક્તાણું ભોંમાં ન ભંડારાયું ! બોલો.

હીરા : મુખી, શું છે આ બધું ? સ્પષ્ટ કરો.

મુખી : આ તને નસાડનાર. ( કંઈ અભિનય નથી તે વખતે કે નથી કોઈના સામે નજર ફેરવતો.)

ટોળામાંથી અવાજ : આ જ મા'ત્મા. કાલ રાતે તો હતા સુંદરિયાણામાં.

મુખી : ગુનેગાર !

અવાજ : મા'ત્મા, ફેરા છે !

હીરા : તમારું કંઈક કાવતરું દેખાય છે. કાલ રાત જેવું. મને ફસાવી હતી તેમ રમણભાઈને ફસાવો છો ?

મુખી : બેસ, બેસ, કાકણ !

અવાજ : મુખી, મુખી, કાળા કરતૂકનો કરનાર, બસ મુખી જ.

[ દેશળ સરકીને નાસી જાય છે. ]

મુખી : દેશળા !–મારું પાપ !

હીરા : કાલ રાતે મુખીએ મોટરમાં બેસાડીને મને ફસાવીને વેચવા ધારી હતી. . . .

મુખી : ( આક્રંદતા ) પાપ ઊગી નીકળ્યું.

[ ટોળું રમણભાઈ પાસે આવે છે. 'રમણ મા'ત્માની જે' એવા જયનાદે ઉતારો ગાજી ઊઠે છે. ક્યારેક ક્યારેક મુખી સામે ફરિયાદના સૂર નીકળે છે. રમણભાઈ ને હીરાને આગળ લઈ ટોળું ધુમાધુમ કરે છે. બધાના હૃદયમાં આનંદની લાગણી પ્રસરી રહી છે. 'રઘુપતિ રાઘવ'ની ધૂન મચાવતાં ચો ઉતારો છાઈ જાય છે. મુખી તકિયા પર લાંબા થઈને મોં નીચું ઘાલીને પડે છે. ભૂસકો...ઝમઝમ ]

( પડદો પડે છે )*

* ભજવવા માટે લેખકને–૨૧, સરસ્વતી સોસાયટી, સરખેજ રોડ, અમદાવાદ, લખવું.

# મુક્તકો

‘ સ્નેહરશ્મિ ’

હાર્યાં ભર્યાં ચઢી ને લથી
વરસી વેળ અનન્ત;
મુક્ત બની પાછા વળે
કાં મેઘા, કાં સન્ત !

*

શીલ સમો અંચલ નહિ,
આશા સમ નહિ રંગ;
મન સમ કો ચંચલ નહિ,
જીવન સમ નહિ જંગ.

*

અરુણ વિના વ્હાણું નહિ,
અર્થ વિના નહિ શબ્દ;
ઉલટ વિના ગાણું નહિ,
પ્રતિભા વિણ નહિ કાવ્ય.

*

હેત નહિ તે ઉર નહિ,
પ્રેમ ન વિણ વિશ્વાસ;
મુક્ત નહિ તે સૂર નહિ,
જીવન નહિ વિણ આશ.

*

શમતા ગિરિદવ કારમા,
શમતા દધિ-ઘુઘવાટ;
વણચૂકવાયા ઋણતણા,
શમે ન ઉર-ઉચાટ !

*

કારણ વિનાનું પૂછવું,
અકાળ ખેડ્યું ખેત;
મન વિનાનું શીખવ્યું—
(એ તો) ઢોળ્યું વારિ રેત.

*

હૈયે વડવાનળ જળે
તો યે સાગર ગાય;
હસી જાણે જગ ઝેર પી
યૌવન તે કહેવાય.

*

કાળ સમી કરવત નહિ,
કામ સમો નહિ કેર;
સત્ય સમું અમરત નહિ,
વેર સમું નહિ ઝેર.

*

કણના મેરુ ઉગાડતી,
પૃથ્વી એવી ઉદાર;
તો યે શિદ મનવા, રહે
તૃષ્ણા તને અપાર ?

*

નહિ વર્ણ, વેશે નહિ,
નહિ ધર્મ, નહિ કર્મ;
મનવા, પરખ તારી થતી
વિચાર કેરે મર્મ.

*

ધીખ્યા વિણ નહિ ટુકડા,
લોહ તણા સંધાય;
વિપતે ઉર ભેગાં મળ્યાં,
જુદાં કદી ન થાય.

*

વર્ષા સમ વારિ નહિ,
પ્રેમ સમો નહિ ત્યાગ;
વેણુ સમી ચિનગારી નહિ,
વિરહ સમી નહિ આગ.

*

એકલ પાંખ ઉડાય ના,
એકલ નહિ હસાય;
એકલ રવિ નભ સંચરે,
એની ભડકે સળગે કાય.*

*

* ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર કાવ્યસંગ્રહ ‘ પનઘટ ’માંથી.

# કવિતાનું મંત્રરૂપ

[ એક પત્રમાંથી ]

અંબાલાલ પુરાણી

*　　*　　*

રા...શ્રી અરવિંદનું *Future Poetry* વાંચે છે જાણી આનંદ થયો. એમના વિચારો પર પણ જરા ચર્ચા થઈ હતી. શ્રી અરવિંદનું મંતવ્ય તેઓ સમજ્યા નથી એવું શ્રી અરવિંદને પણ લાગે છે અને મને પણ લાગે છે. શ્રી અરવિંદ કવિતાની અંદર મંત્ર-શક્તિના ઉદ્ભવની સંભાવના જુએ છે એનો અર્થ એવો નથી કે ભવિષ્યના કવિઓ ભુલાઈ ગયેલી વૈદિક ભાષામાં ઋગ્વેદના જેવા મંત્રો લખવા માંડશે!

પ્રથમ તો મંત્રનો શ્રી અરવિંદ જે અર્થ કરે છે તે ધ્યાનમાં રાખવો જોઈએ. બંકિમચંદ્ર ચેટરજીને વિષે તેમણે એક લઘુલેખ ( monogram ) લખ્યો છે, તેમાં 'વંદેમાતરમ્'ને એમણે મંત્ર તરીકે જાહેર કર્યું છે. એટલે કે મંત્ર શું તેનો એ વ્યાખ્યા આપણને કાંઈક વધારે સ્પષ્ટ ખ્યાલ આપે છે. મંત્રનો ઉદ્ભવ બુદ્ધિથી પર એવી ઊર્ધ્વ-મનની ભૂમિકામાંથી થાય છે.

ક્યારે જાગ્રત થાય છે?—"Mantra—the poetic expression of the deepest spiritual reality, is only possible when the three highest intensities of poetic speech meet and become indissolubly one, a highest intensity of rhythmic movement, a highest intensity of verbal form and thought-substance, of style, and the highest intensity of the soul's vision of Truth."

એટલે કે,—વાણીમાં—કાવ્યની વાણીમાં—જ્યારે ત્રણે પ્રકારની કાવ્યશક્તિની તીવ્રતા ત્રિવેણીરૂપે એકત્ર થાય ત્યારે મંત્રનો જન્મ થાય: છંદની ગતિની, શબ્દદેહ અને વિચાર-તત્ત્વની, ટૂંકામાં શૈલીની, તથા આત્માને સત્યનું દર્શન થાય તેવી દૃષ્ટિની—સત્યના ક્રાંતદર્શનની—તીવ્રતા—ઉદ્દામતા એકીવખતે કવિમાનસમાં જાગ્રત થાય ત્યારે મંત્રનો જન્મ થાય છે.

આ રીતે જાગ્રત થયેલો મંત્ર શબ્દદેહ અને છંદની ગતિ સહિત આવે છે એટલું જ નહિ પરંતુ જે સત્યને તે વ્યક્ત કરે છે તેનો સાક્ષાત્કાર પણ તે દ્રષ્ટાને કરાવે છે.

'વંદેમાતરમ્' એવો મંત્ર એ અર્થમાં છે કે એ મંત્રની શક્તિએ બંકિમને હિંદની રાષ્ટ્રીય જાગૃતિના રહસ્યનું દર્શન કરાવ્યું એટલું જ નહિ. પરંતુ એ મંત્રે લાખો હિંદીઓને જાગ્રત કર્યા, અને સફળતાપૂર્વક એ મંત્રની સિદ્ધિમાં જોડ્યા. એવી પ્રેરણા આપવાની અપૂર્વ શક્તિ એ મંત્રમાં છે. અત્યારે સારી પેઠે પ્રચલિત સમાજવાદના આદ્યપ્રચારક કાર્લ માર્ક્સ "Workers of the world, unite" કે એવું કાંઈક કહેલું યાદ છે. વર્તમાન મજૂર અને શ્રમવર્ગની જાગૃતિનો એ મંત્ર ગણાય તેવું વાક્ય છે.

પરંતુ બધી ભાતિ કવિતાનું એ જ સ્વરૂપ હશે એમ માની લેવું ભૂલભરેલું છે: જ્યારે

મંત્રની શક્તિ જાગ્રત થઈ હશે ત્યારે પણ પુષ્કળ કવિતા સૌંદર્યલક્ષી, ઘણી યે ઊર્મિપ્રધાન અને જીવનની વાસ્તવિકતાને સ્પર્શતી હશે. ઘણી તાત્કાલિક માનવમાનસની પરિસ્થિતિ, લાગણી ને ઇચ્છા, આકાંક્ષા અને વાંછના પ્રગટ કરનારી હશે. અને એમ થાય એ જ ઇષ્ટ છે. કોઈ પણ સૌંદર્યસ્વરૂપમાં બેસીને કવિ જીવનના કોઈ પણ ક્ષેત્રને કહે !

જ્યારે સમગ્ર માનવજાતિમાં એ બુદ્ધિથી પર ચેતનાની અસર થવા માંડી હશે ત્યારે ઉપર જણાવેલા પ્રકારની કવિતામાં પણ આનો વિપુલ સંચાર આપણને દેખાશે. એમાં પણ માનવજીવનનું જે દર્શન થશે તે વિશ્વમાનવની દૃષ્ટિએ કરાયેલું હોઈ એમાં વ્હિટમૅનની પેઠે ક્ષુદ્રમાં પણ બૃહતને, અણુમાં પણ વિરાટને, સાંતમાં અનંતને તે જોશે;—જોઈ શકશે—અને દેખાડશે.

વળી એ અભિવ્યક્તિમાં ભાષાનું બંધારણ, પ્રજા તથા વ્યક્તિની પ્રતિભા, સંસ્કાર, માનવજાતિના વિકાસની સ્થિતિ—ઇયત્તા—વગેરે પણ, અગત્યનો ભાગ ભજવશે, ભાવિ કવિતાનું સ્વરૂપ નિર્માણ કરશે.

એ મંત્રશક્તિથી પ્રેરિત કવિતાનાં અનેક રૂપોમાં વ્હિટમૅન વિષે તો આગળ ઉલ્લેખ કરવામાં આવ્યો જ છે. રૂપની દરકાર કર્યા વિના જ પોતાના દર્શનને વ્યક્ત કરવા મથતો આ આદિ કવિ—આધુનિકોનો આદિ કવિ—આપણને માનવનું સંગીત ગાઈ સંભળાવે છે. માનવના વિરાટ સ્વરૂપને તે જુએ છે, તેના શાશ્વત આત્માને તે નિહાળે છે, અનુભવે છે અને કહે છે. માનવની સ્વતંત્રતા, તેની મહત્તા અને ભવ્યતા તે જુએ છે અને આપણને બતાવે છે.

* Passage indeed O soul ! to primal thought,
Not lands and seas alone, thy own clear freshness
The young maturity of brood and bloom,
To realms of budding bibles.

... ... ...

*અનુવાદ : (આ અનુવાદો શ્રી સુન્દરમે કરેલા છે.)

હે આત્મ ! ચાલો પથ આદિ ચિંતને
ના ભૂમિના, સાગરના ન માત્ર,
પંથે ચલો તે જહીં અગ્ર કુલતા
તારી, પ્રજા પ્રૌઢ યુવાન શ્રીભરી,
તે દેશ ચાલો જ્યહીં ફાટ્ય ધર્મો ખીલે.

... ...

ચલો ચલો આદિમ સ્વર્ગભૂમાં,
વિજ્ઞાનની જન્મસ્થલી વિષે ચલો,
તે આવિલે મુક્ત દીક્ષા પ્રદેશે
પુન: ચલો શ્રીમત સૃષ્ટિ કને.

પરાત્પરા હે !
અનામી હે, શ્વાસરૂપ્રવાહ, આનન્દ !
હે તેજના તેજ,
વિશ્વો રચી તું રમતાં મૂકે અને
તું તેમનું કેન્દ્ર, ઉત્કર્ષ સિદ્ધિ એથી
તું કેન્દ્ર છે સત્ શિવ પ્રીતિરૂપ,
અરૂપ આકાશની વિસ્તૃતિમાં
ભમંત. સંવાહિત સ્વસ્થ વેગે
તારાગણો. સૂર્યગ્રહાદિ કેરા
પ્રવર્તક, પ્રાણની નાડી હે તું !
હે, કેમ હું પ્રાણ ધરી શકું, વા
બોલી શકું. ચિંતવી વા શકું કથમ,
વદી શકું કેમ હું જે મહત્તર
વિશ્વોની યાત્રા નવ આદરી શકું ?

To reason's early paradise,
Back, back to wisdom's birth, to innocent initiations,
Again with fair creation.

... ... ...

O Thou Transcendent,
Nameless, the fibre and the breath,
Light of the light, shedding forth universes, thou
centre of them,
Thou mightier centre of the true, the good, the loving,

... ... ...

Thou pulse—thou motive of the stars, suns, systems,
That, circling, move in order, safe, harmonious,
Athwart the shapeless vastness of space
How should I think, how breath a single breath,
how speak, if, out of myself,
I could not launch, to those, superior universes ?

અવતરણ તો હજી યે આપવાનું મન થાય છે–પણ કાગળ લખું છું કે સાહિત્ય ? પણ આ કવિતાનું અવતરણ કોઈ ઉપનિષદના સમયના દ્રષ્ટાનું લખેલું નથી લાગતું ? को ह्येवान्यात् । कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । અથવા તો प्राणस्य प्राणमुत चक्षुषः चक्षुः । एकांशेन स्थितो जगत् । तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । स पर्यगात् शुक्रम् अकायम् अस्नाविरम् शुद्धमपापविद्धम् ।...ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते । વગેરે ઉપનિષદની ઘણી સૂત્રપંક્તિઓ મનમાં ખડી થઈ જાય છે !

પણ એ તો વ્હિટમેન–૧૮૧૯–૧૮૯૨—લગભગ ગામડી ભાષામાં લખનાર—દ્રષ્ટા કરી શકે. જુઓ, આ રહી કેટલીક પંક્તિઓ, રૂપના સાજમાં સજ્જ થયેલી કોઈ આધુનિક કવિની;— આધુનિક, એટલે ભાવિની આગાહીરૂપ.—

—કવિ આર્ગીવાન્દ. J. A. Chadurick.

**Unicorn uncreated,** *

(1) Time may grow tired—not you !
For changes of rhythm are dated
By the clang of your topaz shoe.

* અજાત એકશૃંગ
થાકી જશે કાળ કદી—નહિ તું !
વૈડૂર્યની તારી ખુરાની પાયલ
રચી રહી સૌ લયગાન કાલનાં.
ન રૂપિ તુંને કદી આંતરી શકે,
નિર્બંધ તારું વિહરંત શૃંગ.
વ્યાખ્યા કદી તારી કરે ન ભાવિ,
તું ભાન છે કો નવલા સુદિન.

નિરભ્ર હે સ્વર્ગની દિવ્ય દીપ્તિ–
હે રેત વિસ્તીર્ણ અનંતતામાં,
હે સપ્ત અદ્રિ મહીં આદિ અદ્રિ:
વિહંગ તું નિર્મળ આદિ પ્રેષિત
તે ઊર્ધ્વ મધ્યાહ્નની ભૂમિમાંથી
સંઘર્ષના શોભનશીલ જ્વાલા.
(તું જે થકી હાં અવતીર્ણ તે તો
પ્રભાતનું સ્નાન થકી ય ઊર્ધ્વ).

(2) Custom shall never confine you;
Tameless the sweep of your horn:
Nor shall the future define you,
Song of a world new born!

(3) Shadowless splendour of heaven-
Sapphire of endless extent;
Eldest Day of the seven:
Immaculate bird that is sent
From the high noon descending
To foster the questing flame
(*for far beyond comprehending*
shines that from whence you came.)

પણ આ તો બહુ મુશ્કેલ!—આ તો નાળિયેર જેવી કેમ? તો લો આ અમલ કિરણની તેથી વધારે ઉપયુક્ત પેશી "This Errant Life":

* "This Errant Life is dear although it dies;
And human lips are sweet though they but sing
Of stars estranged from us; and youth's emprise
Is wondrous yet, although an unsure thing.

Sky-lucent Bliss untouched by earthiness!
I fear to soar lest Tender bonds decrease.
If thou desirest my weak self to outgrow
Its mortal longings, lean down from above,
Temper the unborn light no thought can trace,
Suffuse my mood with a familiar glow.

---

* આ જિન્દગી ભંગુર તોય છે પ્રિય,
ને એહ અધરો યદિ ગાતા દૂરના
તારાગણોનું તદપિ મીઠડા.
અને યુવાની રહી ચંચલા છતાં
છે તેહનું સાહસ રોમહર્ષણ.

આકાશ શી નિર્મળ સંમુદા હે
પાર્થિવ્યથી મુક્ત! ડરું છું ઊડતાં—
આ કોમળા બંધ રખે સરી પડે.
ને તું ચહે—દુર્બળ જાત મારી
આ મર્ત્યભૂમિ તણી વાસનાઓ
તજી ચડે ઊર્ધ્વ દિશે, તું તો તો
તારાં ઊંચાં આસનમાંથી ઝૂક,

ને જ્યાં અતિ બુદ્ધિતણી બને નહીં
અસરો તે તાહરી જ્ઞાનદીપ્તિને
ગ્રહાય તેથી હળવી કરી દે.
ને માહરે અંતર એવી આભા
વ્યાપાવ જેને હું ઓળખી શકે.

હું તો સ્તવું છું મુજ ચર્મચક્ષુથી,
હૈયા સરીસો હજુ ને મને તું
આત્મીયતાવંતી સુણાવ વાણી.
સમસ્ત અંબાર અરૂપ તારા,
તું પ્રેમ રૂપે પલટાવી દે અને,
એ તાહરો પાવન પ્રેમ આંહીં
જોને દઈ માનવની મુખાકૃતિ.

For 'tis with mouth of clay I supplicate :
Speak to me heart to heart words intimate,
And all Thy formless glory turn to love
And mould thy love into a human face.

માનવજીવનની આસક્તિઓનું આકર્ષણ અને ઊર્ધ્વ પ્રત્યે ખેંચાણ એ બેની વચ્ચેની ત્રિશંકુ જેવી માનવની સ્થિતિ અને તેમાંથી એ ઊર્ધ્વલોકવાસી પૂર્ણ સ્વરૂપને માનવતામાં અવતરણ કરવાને આમંત્રણ-આરજી-માનવઅંતરની પ્રભુ સાથે ગાઢતા સાધવાની સનાતન તૃષા. આ બધાં તત્ત્વો એવી કોઈ એકતા અને સંવાદ સાથે અભિવ્યક્તિની તીવ્રતા સાથે છે કે એના કવિને આ કાવ્યમાં પ્રગટેલ સત્યનો સાક્ષાત્કાર થયો છે એમ કહી શકાય. સહૃદયના અંતરમાં એ જ અભિલાષો જગાડવાની શક્તિ આ કાવ્યમાં છે, અને વાંચનાર જોઈ શકે તો સ્પષ્ટ પણ થાય કે એની પ્રેરણાનું મૂળ ઊંડે અંતરાત્મામાં તથા ઊર્ધ્વ માનસિક ભૂમિકામાં છે. જાણે જીવન-પ્રાણ શક્તિ-પોતે પોતાની મર્યાદાઓ જુએ છે, જાણે છે, અનુભવે છે--અને છતાં ઊર્ધ્વમાં જવા માટે અથવા વધારે સાચી રીતે ઊર્ધ્વને જીવનમાં પ્રાપ્ત કરવા માટે-તેનો ભોગ કરવા માટે, તલસે છે. જાણે છે કે આ ઐહિક ભોગવિલાસમાં અંતિમ ચરિતાર્થતા યે નથી ને સાચી સનાતન આનંદ કે સુખની પ્રાપ્તિ પણ નથી,—એ તો ઊર્ધ્વમાં રહેલ પ્રભુમાં છે,—પ્રભુતામાં છે. પણ અશરીરી કોઈ સત્તાનો ભોગ પ્રાણ શી રીતે લઈ શકે? કેવળ દિવ્યજ્યોતિની શિખા આગળ તે ઝંખવાઈ ન જાય તો બીજું શું થાય? એટલે પ્રાર્થે છે કે તારી જ્યોતિ મને પરિચિત એવી કોઈ હૂંફાળી દીપ્તિ કે પ્રેમાના રૂપમાં ફેરવી નાખ; ઊર્ધ્વમાં ન રહે—છેક પાસે આવ, મને તારા હૃદયની સમીપ લે અને તારાં સર્વ રહસ્યોમાં-અંતરતમ રહસ્યોમાં ભાગીદાર બનાવ, કોઈ માનવરૂપ ધારણ કરીને વ્યક્ત થા!—આ વાણી કોઈ પ્રાચીન સમયનો દ્રષ્ટા બોલતો હોય એમ માનીએ એમાં વિસંવાદ મને જણાતો નથી!

બીજા આધુનિક ગુજરાતી કવિઓમાંથી વળી કોઈ બીજી વાર આ ભાવિ દિશાનાં સૂચક લક્ષણો બતાવવા ઇચ્છા રાખું છું. એટલું જ નહિ પરંતુ અત્યારે છેલ્લાંમાં છેલ્લા મહાયુદ્ધ પછી સર્વ કળાઓ પેઠે કવિતામાં પણ જે પાતી બેઠી છે તેમાં પણ છૂટાછવાયા વિરલ ઉદ્‌ગારો આત્માવિદિશા સૂચવે છે. અને આખા યે કળાક્ષેત્રમાં કાંઈક નવું કરી નાખવાની, નવા જ રસ્તાઓ, નવી કેડીઓ શોધવાનો આગ્રહ,-નવાં જ રૂપો સર્જવામાં, કેવળ રૂપનાં બાહ્ય તત્ત્વો ઉપર જ નજર ઠેરવવી આ બધા ભૂલભરેલા ખ્યાલો અને પ્રયત્નોની પાછળ પણ અસલ તો બે જ મૌલિક પ્રેરક તત્ત્વો આપણને કાર્ય કરતાં જણાશે. એક, પ્રાણની અવચેતન ભૂમિકાને,-તેમ જીવનના અધઃસ્તરોને-તથા તેની ક્રિયાઓને કવિતામાં રજૂ કરવાની વૃત્તિ, એ રીતે કાવ્યક્ષેત્રને વિશુદ્ધ કરવાની ઇચ્છા; બીજું,-કોઈ ઊર્ધ્વ તત્ત્વને પ્રગટ કરવાની અજ્ઞાત ઇચ્છાનું દબાણ.

પ્રાણની અવચેતન ભૂમિકાની વૃત્તિઓ, ઊર્મિઓ, ગ્રંથિઓ વગેરે પોતે આકારવાળી, નિશ્ચિત રૂપવાળી ભાગ્યે જ હોય છે—એટલે Sur-realism જેવા, બુદ્ધિથી ન સમજાય તેવી કવિતાને ઉપયુક્ત સિદ્ધ કરવા મથતા માર્ગો આપણે લેવાતા જોઈએ છીએ. આ માટે કવિતા સમજાવી જ જોઈએ? જેમ આવે, જે આવે, જેટલું આવે તે રજૂ કરી દેવું નહિ

શા માટે ? અને એમાં યે જાતીયવૃત્તિનાં વિવિધ સ્વરૂપો, કામવાસનાજનિત મૂર્ખાઈઓ, વિકૃતિઓ વગેરે પ્રત્યે એક પ્રકારનો પક્ષપાત અને આકર્ષણ આપણને જણાય છે. વિષયના સંબંધમાં કવિના માનસમાં થતા શોભના સંબંધમાં, આ જમાનો બેદરકાર જેવો લાગે છે. ગમે તે વિષય લઈને તેની સામાન્યતાને રજુ કરવામાં એને વિશિષ્ટતા—નાવીન્ય દેખાય છે।

પણ આ તો હું આડો ચાલ્યો !—એ વળી કોઈવાર તમને અવતરણો—અદ્યતનમાં અદ્યતન અવતરણો સહિત બતાવવા ધારું છું. કોણ જાણે ક્યારે !—

* * *

આધુનિક કવિઓની કૃતિઓના નમૂનાઓ સારી રીતે જોવામાં આવ્યા છે. શ્રી અરવિંદે પણ બે વર્ષમાં તે બધા જોઈ નાખ્યા છે. અને જ્યારે ભવિષ્યમાં *Future Poetry* —'ભાવિ કવિતા' છપાશે ત્યારે તેઓશ્રી એકબે નવાં પ્રકરણો આ આધુનિક યુગની કવિતાની સમાલોચના કરવા માટે અને ભાવિ સૂચન માટે ઉમેરે પણ ખરા એવો સંભવ છે.

દરમિયાન મારા વિચારોની રૂપરેખા તમને જણાવવી અનુચિત નહિ ગણાય. (૧) આધુનિક કાવ્યમાં જે વિષયની–કવિતાના ક્ષેત્રની—નૂતનતાનો દાવો કરવામાં આવે છે એ ખરું જોતાં વિવાદાસ્પદ છે. (૨) કાવ્યના બાહ્ય સ્વરૂપમાં નવીનતા અસબ્બત્ત લાવવામાં આવી છે, એનો સ્વીકાર કરવો જ પડે. પ્રશ્ન એ છે કે એ નવીનતા પ્રતિભાજન્ય છે ખરી ?–બીજું, એ નવીનતા સૌંદર્યપોષક નીવડે છે ?–નીવડી છે ? કેવળ નવીનતા–નવીનતાને જ કારણે– સર્જકતાનું સ્થાન, સાચી સર્જકતાનું સ્થાન, લઈ શકે ખરી ?

છતાં, એમની નિષ્ફળતાના ઉપર મદાર બાંધીને આધુનિકોને અન્યાય કરવો એ પણ બરાબર નથી. એટલે આપણે શોધવું જોઈએ કે તેઓ શેની શોધમાં છે ? આ બધી અસ્વસ્થ પ્રવૃત્તિ કરીને કયું લક્ષ તેઓ વીંધવા માગે છે, પણ વીંધી શકતા નથી—(નિદાન આપણને તો લાગે છે કે નથી વીંધી શકતા).

એ લક્ષમાં મારી નજરે પ્રથમ આવે છે મુક્તિ—આ મુક્તિની તૃષા જન્મવાનાં અનેક કારણો છે. તેમાંનું એક તો જગતની પલટાયેલી પરિસ્થિતિ છે. આધુનિક કવિ વાંછે છે સર્વ સંસ્કૃતિને પોતાના ક્ષેત્રમાં લેવા. દેશનાં, જાતિનાં, રાષ્ટ્રનાં બંધનો તે તોડવા માગે છે. માનવ તરીકેનો જે હક વર્ષો પૂર્વે વૉલ્ટ વ્હિટમૅને ( કવિનો ) ઉચ્ચાર્યો હતો તે આજે એ સાચો કરવા માગે છે, તેને આચારમાં ઉતારવા, કૃતિમાં રજુ કરવા વાંછે છે. કરી શકતો નથી એટલે ખીચડો કરી મૂકે છે,—સુશ્લિષ્ટતા સાધી શકતો નથી, કારણ કે ધ્વનિની સુસ્પષ્ટતા હજી એને લાધી નથી. જ્યાંજ્યાં, જેટલે અંશે તે તેને લાધી છે ત્યાંત્યાં એણે અસાધારણ સર્જકતા વડે સૌંદર્યસૃષ્ટિ ઉત્પન્ન પણ કરી છે. આનાં ઉદાહરણો—(બન્નેનાં) હું તમને કોઈ વખતે આપી શકીશ.

(૨) તે અણુમાં વિરાટ જોવા અને દેખાડવા માગે છે;—જીવનના અપરિચિત, અજ્ઞાત અને ઉપેક્ષિત ખૂણાઓ,—ભાગો, અવયવોનું તે દર્શન કરાવે છે તે જીવનની સમગ્રતા સિદ્ધ કરવા માટે. તે કહેવા માગે છે કે તમે બધા આદર્શોનાં સુવર્ણ સ્વપ્નાંઓ રચો છો અને

જીવનમાં સ્વપ્નો લાવવા યત્ન કરો છો પણ તમે તો જીવનને જ સ્વપ્નું બનાવી રહ્યા છો. જુઓ તો ખરા આ રહ્યા જીવનના ખૂણાઓ, વિશાળ પ્રદેશો જ્યાં તમારાં સ્વપ્નાંની ગંધે પહોંચી નથી"—ખરું. પરંતુ એ બિચારો એટલું જ બતાવે એથી શો અર્થ સરે! અણુમાં વિરાટ તો ઘણીવાર તે નથી દર્શાવી શકતો—કારણકે, કદાચ, તેને પોતાને વિરાટનાં દર્શન કરતાં અણુની તીવ્ર અણુતાનું સંવેદન વધારે સ્પષ્ટપણે થયેલું હશે—એટલે પછી અણુ જ આલેખી રહે છે, અપરિચિતને જ ઘેરા રંગમાં રજુ કરે છે, અપ્રકટને જ તે જીવનનું સર્વસ્વ હોય તેમ બતાવે છે, અને ઉપેક્ષિત વસ્તુઓને અસાધારણ યોગ્યતાવાળી ગણે છે.

કદાચ આમ થવું શરૂઆતમાં સ્વાભાવિક ગણાવું જોઈએ.

(૩) ત્રીજું, મુશ્કેલી એને લઈને ઊભી થાય છે કે આધુનિક કવિ નવીનતા અને પ્રતિભા બન્નેને એક ગણે છે. નાવીન્યમાં જ કાંઈક અપૂર્વ સંજ્ઞતા રહેલી છે એમ માનવાની ભૂલ કરીને તે નાવીન્યમાંથી વૈચિત્ર્યમાં પણ ઘણીવાર લપસી પડે છે. પોતાની વિશિષ્ટતામાં જ કાંઈ અપૂર્વતા રહેલી છે એટલું જ નહિ પરંતુ હોવી જ જોઇએ એમ તે માને છે ને મનાવવાનો આગ્રહ કરે છે. ઉ. ત. 'યુલીસીસ', —જેમ્સ જોઈસનું.

અને આ નવીનતા પણ મોટે ભાગે તો કાવ્યસ્વરૂપના બહિરંગને જ સ્પર્શે છે! એને લાગે છે કે કાવ્યનો બાહ્ય દેહ, અને તેનાં અત્યાર સુધીનાં સ્વીકૃત બંધનો જાણે તેના આત્માને જકડી રહ્યાં છે. જો કોઈ ઉપાયે એ બંધનો તોડી નાંખવામાં આવે તો પુરાયેલું કાવ્યપંખી આકાશમાં પહોંચી જાય! એ કાવ્યનાં બાહ્યાંગનાં બંધનો છેદે છે અને આશા રાખે છે એટલું જ નહિ પરંતુ માને છે કે કાવ્યપંખી—ના, કાવ્યગરૂડ,—ઊંચે આકાશને ચંદરવે જઇને અડકશે! અને જુઓ ત્યારે!!—બિચારું કાવ્યપંખીડું કોકડું થઈને જમીન પર પડે છે!!

અલબત, અહીં આપણે આધુનિકોને જરા પણ જશ નહિ આપવાની ક્રૂરતા ન આચરવી જોઈએ. એના અંતરમાં તો એ વાંછના છે કે મારે જે કાંઈ નવું કરવાનું છે તેને માટે આ ઢાળ, આ બાહ્ય દેહ બરાબર નથી, પૂરતો નથી. પણ એને પૂછો કે "ભાઈ, તારે જે કથવાનું છે તે તારા મનમાં વિશદપણે તું જાણે છે, યા તો પ્રેરણામાં કે પ્રેરણા વડે તેને અનુભવે છે ખરો?" તો ઘણીવાર ઉત્તરમાં જણાશે કે "કાંઈક" કહેવાની મૂંઝવણ સિવાય બીજું કાંઈ સ્પષ્ટ નથી હોતું. અને જે કાંઈક તે કહેવા માંડે છે તે કેવળ કાંઈક જ હોય છે! પેલું "નવીન" પેલું "મહાન" એવું અત્યાર સુધી અવ્યક્ત રહેલ કિંમપિ તો તે ભાગ્યે જ નીવડે છે.

જ્યારે તેને સમજાશે કે આ પ્રયોગો આ બાહ્ય દેહના સાંધાની પુનર્ઘટના અને તેમને ભાંગવાની ક્રિયા નવીન કાવ્યદેહના નિર્માણની પ્રયોગ દશા જ કેવળ છે ત્યારે તે પ્રથમ પ્રેરણાની સાચી બુટ્ટીની શોધમાં લાગી જશે. ત્યારે તે કબૂલ કરશે કે શણગારેલો અને સુંદર દેહ ભલે હોય પણ તે મૃત હોય તો શા કામનો?

અને આ વસ્તુ કેવળ સાહિત્યમાં જ બની રહી છે એવું નથી. સમગ્ર કળાના ક્ષેત્રમાં—ચિત્રમાં, શિલ્પમાં સર્વત્ર—એ જ ખાંખાખોળાં, અરપટ લહેંકા, અધીર ઉત્સાહ, આમહી વિધાનો,

નવીનતાની વિચિત્રતાઓ, ખર્વરતોની પૂજા, આદિ યુગને ફરીને પ્રગટાવવાની મૃગતૃષ્ણા, સુશ્લિષ્ટતાની સૂગ; સંયમનો ત્યાગ, ઔચિત્યનો અનાદર, કુરૂપને સુંદર બનાવવાનો અને મનાવવાનો દુરાગ્રહ, -સુરુચિના ભંગને સ્વાતંત્ર્યનો હક્ક ગણવાની વૃત્તિ વગેરે આપણે જોઈએ છીએ.

આ વૃત્તિના તીવ્રતમ સ્વરૂપોમાં તો તે બુદ્ધિને તિલાંજલિ આપવા માગે છે! સરરિયાલિઝમનો-"વાસ્તવિકતાથી પર"-થવાનો દાવો તો આપણને લગભગ ગાંડપણના દરવાજા સુધી લઈ જાય છે! કવિતા "સમજાય"-બુદ્ધિ વડે સમજી શકાય-એવી શા માટે હોવી જોઈએ?-સમજવાની માગણી એ જ શું કવિતાદેવીને બંધનરૂપ નથી. બધું જ સમજવા માટે નથી-ન હોવું જોઈએ. કવિ માનસનું પ્રતિબિંબ જોવા માટે તમને ઉત્તમ તક કાવ્ય આપે છે. એ માનસમાં ક્ષણે ક્ષણે જે કાંઈ પસાર થાય તેની રજૂઆતમાં ખોટું શું છે? અને એ વ્યાપાર સમજાય નહિ તેથી કળા તરીકે ઓછો મટી જાય છે? કોઈ સ્વપ્નનો અશકયવત્ લાગતો ટુકડો, કલ્પનાનો કોઈ ફુક્કો, મગજનો કોઈ બુટ્ટો, કે ફાંકો, કેવળ અક્ષર સામ્યની-અનુપ્રાસ જેવી કે બીજી-કોઈ કર્ણને ગલગલિયાં કરે એવી ભાત...આ બધાં કે આમાંના કોઈ જેમ આવે તેમ સાથે ચોંટાડી દેવામાં શો બાધ?—

બાધ તો કાંઈ નહિ...પણ...પણ-બાધ તો કવિના મગજમાં છે તેનું શું?

વળી જીવનની-સામાજિક જીવનની-પુનર્ઘટનાની મીમાંસાના પ્રચાર માટે પણ આ કલાઓનો સાધનો તરીકે ઉપયોગ થતો જોવામાં આવે છે. જ્યાંસુધી સાચી સર્જકતાના ચિરસ્થાયી નિયમોનું પાલન કરવામાં આવે છે અને સાથે સાથે પ્રચાર પણ કરવામાં આવે છે ત્યાં સુધી તો કોઈને કાંઈ જ કહેવાનું હોય નહિ. અથવા તો "પ્રચાર જ કરીએ છીએ" "કલા સર્જન નહિ" એમ ખુલ્લું કરીને કાર્ય કરનારનો પણ કોઈ વાંક નહિ કાઢે. વાંધો ત્યાં આવે છે જ્યારે એવા પ્રચારિયા લેખકો ઉત્તમોત્તમ સર્જકો હોવાનો દાવો કરે છે અને બહુમતીના જોરે સંસ્કારના ક્ષેત્રમાં પણ પોતાનાં ટટવાને અરબ્બી ઘોડા તરીકે પંકાવે છે અને ખંકારે છે. અને એથી પણ વધારે વાંધો તો જ્યારે કોઈ રાજ્યબંધારણ કે બળવાન રાજકીય પક્ષ "ઉત્તમ" અને "કનિષ્ઠ" એવી છાપો પોતાની મરજી પ્રમાણે, મીમાંસા પ્રમાણે, પક્ષના કાર્યક્રમની દૃષ્ટિએ-કે સર્જકતા સિવાય બીજી કોઈ પણ દૃષ્ટિએ,-મારવા માંડે છે ત્યારે ઊઠે છે! ત્યારે આપણને એમ પણ થઈ આવે કે પેટભર કે શરીરનું જીવન ટકાવવા માટે રોટલો આપનાર આ વ્યવસ્થા એના સ્થૂળકાર્યના બદલામાં માનવની માનસિક સ્વતંત્રતા જ હંમેશને માટે લઈ લેવા માગે છે કે શું? તમને રોટલો, લૂગડાં અને ઘર;-કામ, રોજ અને આરામ-વગેરે વગેરે આપીશું. પણ અમે કહીએ તે પ્રમાણે વિચાર કરતા થઈ જાઓ. જો બીજા વિચારો કર્યા તો તમે સલામત નથી!!

છતાં ભાવિ કાવ્યસર્જન વિષે આપણે નિરાશ થવાનું કારણ નથી એમ મને લાગે છે. આ બધા ઉધામાની પાછળ તેમને પ્રેરી રહેલી વસ્તુ સાચી છે એ તો આપણે જોયું. ઉપરાંત, યુરોપની સંસ્કૃતિના આ પ્રયત્નો અને પ્રયોગો તેની ક્લાંતિની દશામાં થયેલા હોય એ બનવા જોગ છે. પરંતુ જગતની બીજી સંસ્કૃતિઓ, અથવા તો પશ્ચિમની અસર નીચે આવેલી સંસ્કૃતિઓમાંની કોઈ એ પ્રયત્નોમાં વધારે સફળતા નહિ મેળવે એમ માની લેવાને કોઈ

કારણ નથી. જગતની પુનર્ઘટના કરવા તરફ બળપૂર્વક કાર્ય કરી રહેલી શક્તિઓમાં જેમ સામાજિક અને આર્થિક સુવ્યવસ્થા, ન્યાયી વ્યવસ્થા કરવા તરફ ઝોક છે તેમ અંતરની બાબતમાં પણ વધુ ઉચ્ચ સ્તરો તરફ જવા પ્રત્યે પણ ઢળાણ છે. માનવ મુક્તિ વાંછે છે તે કેવળ રાજકીય, આર્થિક અને સામાજિક અર્થમાં જ કે ક્ષેત્રમાં જ નહિ પરંતુ ચેતનાના ક્ષેત્રમાં પણ, અને આધ્યાત્મિક અર્થમાં.

એટલે એના કળાસર્જનનાં ક્ષેત્રોમાં અત્યારે ભલે આ બાહ્ય વલણો અને વૃત્તિઓ પ્રેરકબળો, તરીકે અપૂર્ણ સફળતા સાથે, આખરે તો તેની પ્રેરણા કોઈ ઊર્ધ્વલોકમાંથી આવવાની છે. એટલું તો નક્કી—પછી તે પરિણામ માનવ ઊર્ધ્વલોકમાં આરોહણ કરવાને કે તે ઊર્ધ્વલોક માનવ ચેતનામાં અવરોહણ કરશે તેને પરિણામે આવે.

સંવાદની, સૌંદર્યમય છંદનાં સ્વરૂપોની, જનેતી—કોઈ દિવ્ય સૌંદર્યની ભૂમિકા—ઊર્ધ્વમાં છે. માનવ અહીં તેનું પ્રતિબિંબ પામે છે, યા તો તેની કોઈ અપૂર્ણ કે તૂટક સુરાવલીનું શ્રવણ કરે છે,—ભાગ્યે જ તે આદ્યંતપૂર્ણ સર્જન એ લોકમાંથી અહીં ઉતારી શકે છે. પરંતુ એવો સમય આવશે જરૂર જ્યારે એના કલાસર્જનમાં, તેની અણુની કે અગાધની અભિવ્યક્તિમાં પણ એ ઊર્ધ્વ, સંવાદમય લોકની સુવાસ જ કેવળ નહિ પરંતુ સમર્થ પ્રેરણા, અને સર્જક શક્તિ પણ હશે અને એ સર્જન આપણા અત્યારના અપૂર્ણ પ્રયત્નો વડે શક્ય બનશે, એવી પણ આશા રાખવી વધારેપડતી નથી.



અનુસંધાન પૃ. ૨૪૦ ]
કવિએ મૂળ તો કાંતિના એ ઉદ્‌ગારો દ્વારા પોતાની લગ્નભાવના જ સમજાવવા ધારી છે અને એ શબ્દોમાં એવો આદર્શ સ્વામી મેળવવાનો એનો અભિલાષ અને એવા સ્વામીની આવી આદર્શ પત્ની બનવાના એના કોડ આમ પરોક્ષ રીતે સૂચવી, એના આ અભિલાષ તો તૃપ્ત થવાના નહિ એવી એના જીવનની કરુણતા તરફ વાચકોનું ધ્યાન પ્રસારાથી જ દોરી, (આ ઉદ્‌ગારોની જ પહેલાં યશની લગ્નપૂર્ણિમાનાં ઉત્સવવિલાસોના હર્ષોલ્લાસ વચ્ચે કાંતિની અંતર્ગૂઢ વ્યથા સૂચવતા એના સ્વગત ઉદ્‌ગારો કવિએ મૂક્યા છે તે પણ આ હેતુપુરસ્સર) કાંતિના પાત્રની રેખાઓ પોતાથી શક્ય તેટલા પ્રમાણમાં સ્પષ્ટ કરવા પ્રયત્યું છે. એ સાતમા જ પ્રવેશમાં ત્યાર પછી થોડી વારે પ્રિયજનના પ્રથમ દર્શન પછીના મીઠા આનંદસંવેદનનું સુંદર ભાવભર્યું વર્ણન કાન્તિકુમારી કરે છે તેને તો એના સ્વાનુભવનો જ આધાર છે એ સમજાય તેમ છે. ત્યાં પણ એવું દર્શન એને થયું છે તોય એ મિલનને લગ્નમાં પરિણમવાનું નહિ એમ જાણનાર વાચકને એના હૃદયમાંની વેદના જ દેખાવાની, ને એ પાત્ર કરુણ જ લાગવાનું.

કાન્તિકુમારી સિવાય જયદેવ અને જોગણનાં પાત્રોને મુખેથી પણ કવિ લગ્નભાવના સમજાવનારાં ઉદ્‌ગારો ને પ્રવચનો કઢાવે છે. નાટકમાંનાં એ મુરબ્બી સાધુજન કાન્તિકુમારીના જ પ્રશ્નના પ્રત્યુત્તર રૂપે એ બોલે છે એ પણ નોંધપાત્ર બીના છે. ચોથો પ્રવેશ આખો લગ્નભાવનાની ચર્ચા માટે જ યોજાયેલો લાગે છે. તેમાં અતિથિ લેખે પાંખડીને જમવાનું કહેવા આવેલી કાન્તિ અને જયદેવ વચ્ચે સંવાદ થતો બતાવાયો છે. એ સંવાદમાં કાન્તિ પૃચ્છક કે પૂર્વપક્ષી બને છે. અને જયદેવ તેને સ્વસ્થ ચિત્તે જવાબ આપે છે એવી યોજના છે. તે વેળા કાન્તિકુમારી લગ્નને 'અખંડઅગ્નિ ચિતા,' 'નરકની અખંડઅગ્નિ ભઠ્ઠી' કહી 'બધું નિરર્થક ને નિર્દય નથી તે?' એમ જયદેવને પૂછે છે ત્યારે ઘડીભર આશ્ચર્ય થાય કે લગ્નનું મહિમ્નસ્તોત્ર ગાનાર કાન્તિકુમારી આ બોલે છે! પણ ખરી વાત એ છે કે ત્યાં કાન્તિના મનમાં છે સમાજલગ્ન જ—આત્મા-ઓળખ્યા વરને પરણવામાં અનેકવિધ અંતરાય ઊભા કરનાર સમાજે પરણનાર વરકન્યાની ઇચ્છા મુજબ નહિ પણ પોતાની અલિખિત રૂઢ પ્રણાલિકા અનુસાર ગોઠવેલાં લગ્ન જ. એવાં સંસારલગ્નની સામે એનો ઉગ્ર પુણ્યપ્રકોપ ત્યાં વ્યક્ત થતો જોવાય છે. એવો પુણ્યપ્રકોપ એનો પ્રજાળી ઊઠે છે તે એના પોતાના સ્વાનુભવને લીધે. એ એવા સમાજલગ્નની ચિતાની ઝાળમાં પડું પડું થઈ રહેલી છે. એથી એના ઉદ્‌ગારોમાં રોષ, કડવાશ, આવેશ ને ઝનૂન ઊછળે છે. જ્યારે કાન્તિ આમ વાસ્તવમાં લગ્ન કેવાં હોય છે તેની વાત કરી તેના પર પ્રહાર કરતી લગ્નસમસ્તને કડવાશના આવેશમાં ઝૂડવા મંડી પડે છે, ત્યારે જયદેવ તેને લગ્ન કેવાં હોવાં જોઈએ અને એનું ભગવાનની સર્જનવ્યવસ્થામાં શું મંગલ પ્રયોજન છે એ મીઠાશથી વાત્સલ્યભાવે સમજાવવા અને તેના ચિત્તમાં સમતુલા ને સ્વસ્થ દર્શન સ્થાપવા મથે છે. આથી જયદેવ કાન્તિને 'કૌમારનાં ક્રોધ-નયને' 'દેવની ફૂલવાડીને' ન નીરખવા કહી, પ્રથમ બાળકનો મહિમા વર્ણવી, પછી એને જન્માવનારી ને ધવડાવનારી 'સૃષ્ટિવિકાસની સહાયક મહાદેવીઓ' એવી માતાઓના પુણ્ય ધર્મકર્મનું—લગ્ન જેમાં સહાયક બને છે એવા સ્ત્રીત્વના ઉજ્જવળ પાસારૂપ માતૃત્વનું—ભાવભર્યું વર્ણન કરી, લગ્નભાવનાની ઉજ્જવળતાના સ્થાપન માટેની ભૂમિકા રચે છે. લગ્નની

આવી નિર્મળ ભાવનાની માનવીએ ને જગતે કેવી ભયંકર વિકૃતિ ને વિડંબના કરી નાખેલ છે એનું ભાન કરાવવાનો કવિનો આશય સિદ્ધ કરતી કાન્તિ એની સામે ખરી વસ્તુસ્થિતિનો આયનો ધર્યા કરે છે ત્યારે

બ્રહ્માંડની બહુરંગી વાડીમાં
પૂર્ણિમા ને અમાસ ખડાં છે.
મનુજ કો અમાસ લઈ ઓટે
એ પણ પ્રભુને કલંક ?

એમ કહી, માણસે કિરતારની એ મંગલમયી યોજનાનું શુંનું શું કરી નાખ્યું છે તે પરોક્ષ રીતે કબૂલી, તેમાં તો દોષ માનવીનો—સમાજનો, લગ્નનો નહિ, એમ સચોટપણે કહેવા જયદેવ પ્રયત્ન કરે છે. એ કહે છે:

સૃજન સ્વર્ગ વિસ્તારવા છે,
પ્રભુતા પાથરવા છે.
સંસારે એ સરણીએ સૃજવા જોઈશે.

અને એને માટે સ્નેહલગ્નને મુખ્ય સાધન તરીકે એ આગળ કરે છે:

જ્યહાં જ્યહાં સ્નેહલગ્ન છે
ત્યહાં ત્યહાં સંસારમાં સ્વર્ગ જ છે.

... ... ..

વત્સે ! પૃથ્વીની પરિમલકુંજે તો
સ્નેહલગ્ન તે જ સાક્ષાત્ સ્વર્ગલોક !
સૌભાગ્યસુધાનું નિત્ય ધામ,
પ્રભુતાનું પરમ મંદિર.

આવાં સ્નેહલગ્ન ન થાય તો ? તો—

સંસારાજીઓ સ્નેહલગ્નને નહીં સત્કારે
તો ખોટી લગ્નવેલો ફાલશે,
ને પરાગવિહોણાં, ફૂલનામી ફૂલ જેવાં
શીલનષ્ટ, બાલકનામી બાલકો જન્મશે.

એ પોતાના પાપનું દુષ્ફળ સમાજે ભોગવવું પડશે.

જયદેવ પ્રતિપાદિત લગ્નભાવનામાં એક મુદ્દો ધ્યાનમાં રાખવા લાયક છે. જયદેવનાં

સ્નેહનાં સતિયાંને વૈધવ્ય નથી કદી,
તેમ કૌમારે નથી, કુમારી !
આત્માના પુણ્યપવિત્ર અક્ષરધામમાં
શરીર ત્હેમને સાંભરતાં યે નથી.

એ વચનોમાં કવિની 'જયા અને જયન્ત' નાટકમાંની દેહસ્પર્શથી અદૂષિત આત્મલગ્નની ભાવના બીજદશામાં સૂતેલી માલૂમ પડે છે. કવિનો આશય ત્યાં એમ કહેવાનો લાગે છે કે સ્નેહલગ્ન પાછળ પ્રેરકબળ દેહનું આકર્ષણ નથી હોતું, એ તો 'પ્રાણપ્રાણની રસકથા' કે આત્માની ઓળખાણ પર જ બહુધા અવલંબે છે. પણ આ નાટકમાં કયાંય દેહભાનનું સંપૂર્ણ વિલોપન તો કવિએ પ્રતિપાદ્યું જણાતું નથી—ઇન્દુકુમાર કાન્તિકુમારીના સૌંદર્યદર્શને

અને પછી એના સ્મરણે શા ભાવ અનુભવે છે, કાન્તિ ઇન્દુકુમારદર્શને કેવા ભાવ અનુભવે છે, કાન્તિ અને યશોદેવીના દેહસૌંદર્યની કેટલી બધી વાર પ્રશંસા અહીં થઈ છે, ઇન્દુકુમાર 'ગુલાબ ઉપર ગુલાબ'ની માફક કાન્તિના 'મુખડા ઉપર મુખડું' માંડવાની કેવી ઉત્કંઠા બતાવે છે, કાન્તિ યશને 'વિલાસનાં વનઉપવનમાં' કંથની વિધાત્રી થઈ વિહરાવવાનું કેમ કહે છે, યશની ત્રીજા પ્રવેશમાંની આનંદસ્મૃતિપૂર્ણ સ્વપ્નવાર્તામાં એના નાથે કેવી રીતે એને 'અડપલું કરી જગાડી' અને એના 'મુખ શું મુખ માંડ્યું' હોવાની એ વાત કરે છે, અને છેલ્લે 'લગ્નદીક્ષાનાં સૌભાગ્યસૂક્તો' જે એ ઉચ્ચારે છે તેમાંય પરસ્પરના અસ્થિ, ત્વચા ને માંસના યોગની વાત કેમ આવે છે, એ વાંચનારાં જોશે—એટલે આ નાટકમાં આ પંક્તિઓ બહુ સાર્થ નથી લાગતી. પણ જેમને ભાગ્યે 'સંસારલગ્નની વિકટ યાત્રા' મંડાઈ હોય એવા, ઇષ્ટ સ્નેહલગ્નથી વંચિત રહેનારાઓના સમાધાન સારુ

દેહલગ્નનાં તપોવનનાં તપસ્વીઓ
સંયમ સાધી, શીલ પાળી
આત્માને ઇન્દ્રિયોમાં ન વહી જવા દે,
પણ ઇન્દ્રિયોને આત્મામાં પરોવી રાખે,
તે પુણ્યકર્મીઓ પ્રભુતામાં જ છે સદા.

એવાં, ગોવર્ધનરામ જેને સંપ્રત્યયાત્મિક કહે છે તેવાં અને કાન્તિના આક્ષેપને પાત્ર એવાં સંસાર-લગ્નોના પરિશોધનનો—પડ્યું પાનું શક્ય તેટલે અંશે સુધારીને નિભાવી લેવાનો—માર્ગ બતાવતાં ઇંદ્રિયનિગ્રહની વાત કરી એટલે એવાં દેહલગ્નનાં દંપતી કરતાં સ્નેહલગ્નનાં દંપતીનો ઉચ્ચાધિકાર સૂચવવા કવિને આમ લખવું પડ્યું છે. વળી દેહલગ્નનાં–સંસારલગ્નનાં યાત્રિકો માટે વાત કરી છે ઇંદ્રિયનિગ્રહની, જે એના રોગનું ખાસ ઔષધ નથી; મૂળ લગ્નનું પ્રેરક તત્ત્વ જે સ્નેહ તે જ ખૂટતો હોય ત્યાં આત્મા કઈ રીતે કોળવાનો હતો, ઇંદ્રિયનિગ્રહથી ય? એટલે ખરું તો એમ લાગે છે કે કવિએ આ મુદ્દાને અહીં લાવવાની જરૂર જ હતી નહિ. જેવી છે તેવી આ પંક્તિઓ તો 'જયા અને જયન્ત'માંની આવી જ ભાવનાને અપેક્ષતી (anticipating) લાગે છે.

(જયદેવની માફક નેપાળી જોગણ પાસેથી ય કાન્તિકુમારી લગ્નદીક્ષા પર એક નાનકડું સંબોધક પ્રવચન મેળવે છે) તે સાતમા પ્રવેશમાં. યશની લગનપૂર્ણિમાની ઉજવણીને પ્રસંગે કાન્તિની 'લગ્નદીક્ષા એટલે શું એ સ્હમજાવોને' એ વિનંતિના પ્રત્યુત્તર રૂપે જોગણ ઉચ્ચારે છેઃ—

લગ્નનો અર્થ તો સરલ છે.
યશોદેવીને પૂછો. પઢાવશે.
પતિએ પત્નીવ્રત લેવું
ને પત્નીએ પતિવ્રત લેવું :
એવી પરસ્પરની પુણ્યપ્રતિજ્ઞા તે લગ્ન.
મહાપ્રતાપી માર્તંડરાજ
ને સુધાભરી શશીરેખા સમી
પુરુષસુન્દરીની બે તેજકલાઓ
અન્યોન્યને શણગારે ને શોભાવે;

આત્માનાં ઓજસ અને શરીરનાં સૌંદર્ય
વિલસાવે ને વિકસાવે :
અન્ધકારની ગુફાઓ અખંડ અજવાળે :
સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે :
એકબીજાની સફલતા સધાવે :
અને કલ્યાણપંથની પ્રેરણાઓ સમાં
પરસ્પરને પ્રભુતામાં પ્રેરે :
એ લગ્નવ્રતની દીક્ષા.
રાજ્ય અને સંસારના પણ કરતાં
એ ભાવ જૂના છે જગતમાં.

અહીં વર પાસેથી આ શીખવાનું કહ્યું છે તેથી લગ્નસ્નેહની અને સ્નેહલગ્ને જોડાયેલાં દંપતીના લગ્નોત્તર ધર્મોની જોગણ દ્વારા કવિએ વાત કરી છે એ સ્પષ્ટ છે. લગ્નવ્રતનો આ આદર્શ યશદંપતીએ તો સિદ્ધ કર્યો છે. આમાંની પરસ્પરને પ્રભુતામાં પ્રેરવાની વાત આ જોગણ પાસેથી શીખી તેનો જ ઉપયોગ ત્યારપછી થોડી જ વારમાં યશને સંબોધતી વેળા 'પ્રિયની પરમ પાંખ થજે' ઇત્યાદિ[1] શબ્દોમાં જાણે કાન્તિએ કરી લીધો કે શું, એમ કોઈને હોઠે પ્રશ્ન આવી જશે.

સ્નેહલગ્નની અભિલાષિણી કાન્તિ લગ્ન વિશે બોલે તે તો સમજાય, પણ આ જયદેવ અને જોગણ જેવાં સંસાર ને લગ્નયોગને ક્યારનું વટાવી આગળ ચાલ્યાં ગયેલાં સાધુલોક સંસારી લોકનાં લગ્ન પર આવાં ભાષણો આપે એ હકીકત કવિશ્રી ન્હાનાલાલને નહિ જાણનાર કેટલાકને મૂંઝવશે. પણ ખરી વાત એ છે કે કવિને મન લગ્ન તો જીવનનો પાયારૂપ મહત્ત્વનો પ્રસંગ છે, 'આયુષ્યની વસંતના શુક્લપક્ષે' એ 'એક જ તિથિ'[2] છે) (ને એમ માનવામાં આપણને ય હરકત નથી; લગ્ન સુધર્યું તેનું જીવન સુધર્યું, અને એ જેનું બગડ્યું તેનું જીવન ધબાય નમઃ, એમ તો આપણે ય માનવું પડે છે), અને તેથી (નરસિંહરાવ કહે છે તેમ, 'લગ્નભાવનાની દિવ્યતા સ્થાપવી એ રા. ન્હાનાલાલના કવિત્વનું mission (વિશિષ્ટ, આદિષ્ટ કર્તવ્ય) જ આરમ્ભકાળથી જણાય છે.'[3]) આમ હોવાથી કવિને હાથે પાત્રરૂપ પામેલા સંસારનું કલ્યાણ વાંછતા ને સંસાર તથા સંસારીઓની સેવા કરતા સાધુસંતો ને મહાત્માઓની લગ્ન પર ખાસ અમીદૃષ્ટિ હોય છે. ભર્યા સંસાર વચ્ચે અલિપ્ત રહી ભરવસ્તી વચ્ચે ખંડેરમાં વસતી જોગણ અને ગામબહાર આશ્રમમાં રહેતા ગુરુ જયદેવ સંસારીઓના સંપર્કમાં રહી તેમને યથાપ્રસંગ ઉપદેશ આપતા રહી અને તેમની પ્રવૃત્તિઓને પ્રેરી તેમને સંસ્કારી બનાવવામાં પોતાનો હિસ્સો ઘણો આપે છે. એટલે જયદેવ સ્નેહલગ્નનો મહિમા સમજાવે છે અને જોગણ યશની લગ્નજયંતી વેળા હાજરી આપે છે એટલું જ નહિ પણ ઊલટી 'લગ્નની દીક્ષાને કાજે' બ્હેનને શણગારવાનું યશની બધી સહચરીઓને સંભારી આપે છે. 'રસકલામાં ધર્મકલા' ગૂંથવાનું પ્રયોજન એમ જ સફળ થાય. 'જયા અને જયન્ત'માં નાયકનાયિકાને પોતે ન ગાયાં 'એ સંસારનાં બ્રહ્મસંગીત' સંસારી નરનારીઓને શીખવવા ગંગાને સામસામે કાંઠે આશ્રમ સ્થાપતાં બતાવવામાં પણ કવિનો આ જ હેતુ છે. આ સંબંધમાં આટલું કહી શકાશે કે કવિનાં સાધુ પાત્રો 'સરસ્વતીચંદ્ર'માંના

(૧) જુઓ પૃ. ૩. (૨) પ્રવેશ ૭. (૩) 'મનોમુકુર'-ભા. ૨. પૃ. ૯૧.

પદ્મરાગવાસી સાધુસાધ્વીઓના જેવાં, કદાચ એથી જરાક વધુ, અર્વાચીન એટલે નવા યુગના સાધુ હોય છે. પદ્મરાગવાસી સાધુસાધ્વીઓએ મધુરી અને નવીનચંદ્રની પ્રણયવાર્તામાં માત્ર જિજ્ઞાસુ નહિ પણ સક્રિય રસ લીધેલો. કવિ પર એની અસર થોડીક હોવી જોઈએ.

સ્નેહલગ્નની ભાવનાના નિરૂપણમાં કવિ એકલા ભાવનાના ગગનમાં જ ઊડ્યા નથી. એમણે સ્નેહલગ્નને અંકુરવા, વિકસવા, પ્રફુલ્લવા જેવી ધરતી આપણે ત્યાં વાસ્તવમાં છે કે કેમ તે આડકતરી રીતે ચર્ચીને થોડું વાસ્તવદર્શન પણ કરાવ્યું છે. કાન્તિ અને ઇન્દુ કિશોર વયમાં 'વસંતોત્સવ'માંનાં કુસુમશ્રી અને નયનની માફક સાથે ખેલ્યાંકૂદ્યાં છે, બંનેનાં હૃદયમાં પરસ્પરને માટે સ્નેહના અંકુર પણ ફૂટ્યા છે, 'ઇન્દુકુમાર ઉપરના સ્નેહને લીધે પોતે કુમારી રહેશે, ને કુમારી રહેશે ત્યાં સુધી ફૂલપરબ માંડશે એવો ન્હાનપણમાં કાન્તિકુમારીએ ઇન્દુકુમારને' કોલ પણ આપેલો છે. એવી પરિસ્થિતિમાં બંનેને જુદાં પડવાનું થાય છે. પછી ઘણા સમયે ઇન્દુ વતનમાં આવતાં તેના ને કાન્તિના દૃષ્ટિયોગ (જેમાં ઇન્દુકુમાર એને ઓળખે છે, પણ કાન્તિ તેને એણે વેશપલટો કર્યો હોવાથી ઓળખી શકતી નથી.) પછી ઇન્દુનાં જે પ્રણયસંવેદન, અંતઃક્ષોભ ને ઔત્સુક્ય અને બીજે પક્ષે કાન્તિની પોતાના નાનપણના હૃદયસ્થ પ્રિયજનની મૂર્તિની ચાહુ ઝંખના જોવા મળે છે તે પરથી તેમનો પ્રેમ અવિલોપ્ય છે એમ આપણને વાચકોને લાગે છે. પણ એ પ્રેમ લગ્નપરિણામી નથી નીવડી શકતો તેમાં કાન્તિનું કુટુંબ આડું આવે છે, અને એ બાબતમાં કવિનું વાસ્તવદર્શન થોડું રહ્યું છે. કાન્તિના અનેક પ્રત્યક્ષ ઉદ્‌ગારો[1] દ્વારા, ચોથા પ્રવેશમાંનાં લગ્નપ્રહારક વચનો દ્વારા અને તેનું મનોમંથન દર્શાવનારા છઠ્ઠા પ્રવેશમાંના

અરેરે! પણ હૃદયની આજ્ઞા એક,
ને ચરણનાં ચાલવાં બીજાં

... ... ...

જગત્! ત્હારા કુલાશ્રમોમાં
સ્નેહી અને સગાંનાં દ્વૈત પડ્યાં.

... .. ...

૧ જુઓ: (૧) નથી મુજ કને કાંઈ નથી.

... ... ..

લૂંટી ત્હારી દૈવી સંપત્તિ કુલજનોએ:

... ... ...

આશાપુરીને કોયે ગોખે આરે ?

(૨) જો! વસન્ત પાછળ ગ્રીષ્મ સળગે—
ફૂલડાં અંગારામાં વાવશો ? વડીલો!
(૩) અહા કપાટી મ્હારાં કુલજનો
મ્હારી મૂર્તિ ભાંગવા ઊભાં છે.
(ત્રીજા પ્રવેશમાં)
(૪) —સન્તાનોને દૂધ પીતાં કરજો,
મા ઉછેરજો, માતાઓ! ને પિતાઓ!
પણ ઉછેરનાં અમૃત પાઈ પાઈ ..
લગ્નભરી ચિતામાં મા સીંચશો—
(ચોથા પ્રવેશમાં)

સંસારે દંખ માર્યો !

મનમાં મ્હાલાવીને મ્હને લૂંટશે ?

મ્હને મ્હારા સ્વામીનાં સ્વપ્નાં પડશે !

ઓખાબાઈ મહિયરનાં માતળાં છે.

જેવા, જેની પંક્તિએ પંક્તિમાંથી નિસાસો સંભળાય છે એવા, મર્મસ્પર્શી કરુણ ઉદ્‌ગારો દ્વારા કવિએ સમાજની એ હૃદયહીન જડતા પર વાચકની નજર ખેંચવાનો સફળ પ્રયાસ કીધો છે.

(પણ કાન્તિને જો એનાં કુલજનો નડે છે તો ઇન્દુને નડે છે એનું ગુરુદીધું એક વરસનું એકાકી વ્રત, જેમાં વેશપલટો સાધી એ અમૃતપુરમાં ડેરિયાં કરે છે અને જેમાં એને કાન્તિના 'દર્શનની...બાધા નથી', માત્ર 'સ્નેહકથાની સંયમદીક્ષા' છે. ઇન્દુના ગુરુએ 'સ્નેહદિશામાં ગિજાતો દીઠો' એટલે ગુરુએ એક વર્ષની અવધ બાંધી છે. તે આમ તો કથા-વસ્તુને આગળ લંબાવું શક્ય બનાવે એવો મહત્ત્વનો બનાવ છે. પણ એ તો વસ્તુની દૃષ્ટિએ એની ઉપકારકતા થઈ, ભાવનાદૃષ્ટિએ એમાં 'સ્નેહનાં તપ' તપવાની કવિની જાણીતી પ્રિય ભાવના કામ કરે છે એ ખાસ નોંધવાલાયક મુદ્દો છે. 'જયા અને જયન્ત'માં પણ પોતાનું જયધનુષ્ય જયાને ચરણે ધરી લગ્ન માગતા જયન્તને 'દિલમાંના દૈત્યોને' જીતવાનો જયા આદેશ આપે છે ત્યારપછી એ બંનેને આકરી તપશ્ચર્યામાંથી પસાર થવું પડે છે. 'પુણ્યકંથા'માં પણ 'પ્રેમનાં બીજ્યતિયાં' પ્રેમદાસજી અને તારિણીમૈયાને 'જીવનદીર્ઘ બ્રહ્મચર્યની અવધે' 'સ્નેહનાં રઢવાર' ઊગે છે. રવીન્દ્રનાથે જેમ કાલિદાસના શાકુન્તલ અને કુમારસંભવમાં જોઈ છે તેવી પ્રેમની તપસ્યા આમ કવિ પણ પોતાનાં પાત્રો માટે પથ્ય માની તેનું પાલન તેમની પાસે કરાવે છે. ઇન્દુકુમારના

નિર્માણ ! જગતના જુલમ !

સ્નેહ પાઈને જ કરી એકાકડી :

વિધાતા ! એ શા ત્હારા સંકેત ?

એ શબ્દો કવિનાં પાત્રો પોતાના વિધાતા ન્હાનાલાલને વાજબી રીતે કહી શકે તેમ છે. તપસ્યાપૂત પ્રેમની કવિની આ ભાવના રસની આડે પુરવની—સંયમની પાળ હોવી જોઈએ એ એમના બીજા પ્યારા સિદ્ધાંતમાંથી ફણગારૂપે ફૂટેલી ગણી શકાય એ તો છે જ; વધુમાં રાગ અને વૈરાગ્ય એ બેની વચ્ચે જેનું હૈયું ઝૂલતું હતું એવા ગુજરાતી સાહિત્યના અમર પાત્ર સરસ્વતીચંદ્ર જેવા વિરક્ત સંસારીની ભાવનાની અસરનું પણ એ એક સાવ સીધું નહિ તો પરોક્ષ પરિણામ ગણાય. એથી જ આ ઇન્દુકુમાર, જયન્ત, અભિરાજ જેવાં પાત્રો પાસે કવિએ પ્રેમ અને ત્યાગ બંને પાસપાસે મૂક્યા છે.

પ્રેમની તપસ્યાની આ ભાવના ઉપરાંત 'સ્નેહની પૂજ્ય ભાવનાની ઉદયકલાનાં દર્શને જાગતી ઊર્મિ, ઉદ્વેગના આવર્ત્ત ને વમળવારિ નિરખતાં, વસ્તુતઃ મહાકર્તવ્યની અર્ધસ્ફુટ-અસ્ફુટ પ્રેરણા છે એ અન્તર્ગત સિદ્ધાંત'[1]નો કવિને હાથે થયેલો વિનિયોગ પણ એમના સ્નેહનિરૂપણની એક વિશિષ્ટતા છે.) પ્રથમ પ્રવેશના અન્તભાગમાં કાન્તિના સૌંદર્યદર્શને ઇન્દુકુમારના ચિત્તમાં કઈ ભાવોર્મિઓનું પૂર ઊભરે છે તે જુઓ :—

1 પહેલા પ્રવેશની પાછળ કવિએ આપેલી ટીકામાંથી.

અન્તર્યામી આત્મા! સ્વસ્થ થાવ.
ન્હાનકડા ઉરમાં તોફાન મૂમે છે,
અગોચર વાયુ આવી આવી
નિગ્રહનાં શઢ ચીરી નાખે છે.
શિષ્ય થાઉં? પદધૂલિ શીર્ષે ચ્હડાવું?
વિશ્વસેવી વાસનાના અંકુર ફુટે છે.

. . . . . . —

વેરૂં તારાઓ વીણી પૃથ્વીમાં?

. . . . . . —

કે સાગર ઉલટાવી સંસાર ધોઉં?

. . . . . . —

હા! સંસાર ને સંસારીની
શી શી સેવા સજું?

. . . . . . —

જનકુલના ઉત્કર્ષ કરૂં?
ભેખ ઓઢું? અગ્નિ ધાળી પીઉં?
આભ ફોડી સ્વર્ગ ઉઘાડું?
વિશ્વોદ્ધારની કો અસ્ફુટ વાંછા—

(કવિએ અન્યત્ર 'વસન્તોત્સવ'માં કહ્યું છે કે 'પવિત્રતાનાં ઉજ્જ્વલ સત્યો સ્નેહીને દર્શન દે છે' અને 'જયા અને જયન્ત'માં પણ 'સ્નેહ જ છે સત્કર્મની પ્રેરણા' એ પંક્તિ આવે છે ત્યાં(સ્નેહની પ્રેરકતા બતાવવાનો કવિનો આશય સ્પષ્ટ વરતાય છે. ઇન્દુકુમારના મોંમાં કાન્તિ માટે 'સદ્‌ભાવનાની મુજ પ્રેરણાદેવિ!' એવો સંબોધનોદ્‌ગાર મુકાયો છે અને પતિપત્ની 'કલ્યાણપન્થની પ્રેરણાઓ સમાં, પરસ્પરને પ્રભુતામાં પ્રેરે' એવું લગ્નવ્રતની દીક્ષાનું રહસ્ય સાતમા પ્રવેશમાં નેપાળી જોગણ શીખવે છે(તે આ હેતુથી જ. સ્નેહરાજ્ઞીની પ્રેરણાશક્તિથી જ પુરુષની કાર્યશક્તિને વેગ મળે, સ્ત્રી પ્રેરે, પુરુષ પળે એ વિચાર પણ જેમ 'જયા અને જયન્ત'માંનાં

જયા! ગૂંથીશું એવાં જીવન?
તું મ્હારૂં ચક્ષુ
હું ત્હારૂં બાણ.

એ જયન્તનાં વચનોમાં તેમ અહીં પણ અંતર્ગત છે. આ વિચાર પરત્વે ટેનિસનનું કવિ પર થોડું ઋણ હોય એમ સહેજે કલ્પી શકાય છે.

(આમાંથી જ સ્ફુરતું કવિની લગ્નભાવનાનું એક તત્ત્વ એ છે કે કવિ લગ્નમાં જ સ્નેહીઓના સ્નેહની ઇતિશ્રી થઈ જતી નથી માનતા. લગ્ન આગળ પૂર્ણવિરામ ન આવે પણ તરત જ લગ્નયોગના ઉપાસક દંપતીનું દેશ, વિશ્વ કે લોકની સેવાનું સહધર્મચરણી ક્ષેત્ર શરૂ થાય,)એવી યોજના કવિની ઘણી કૃતિઓમાં આ કારણે દેખાય છે. જયા અને જયન્ત આત્મલગ્ન સાધીને તરત જ સંસારી દંપતીઓને સંસ્કારવા—ઉદ્ધારવાના પ્રયાસ આરંભી દે છે. કુમુદ સાથે સૂક્ષ્મ પ્રીતિના અદ્વૈતથી જોડાયેલા સરસ્વતીચંદ્રને મુંબઈ આવી કલ્યાણગ્રામની યોજનાનો અમલ કરી દેશસેવા કરવા પડી જતો ગોવર્ધનરામે બનાવ્યો છે એની પાછળની

ભાવનાનો કવિશ્રી ન્હાનાલાલે પોતાની રીતે આમ વિસ્તાર જ કર્યો છે એ ચોક્કસ છે) આ 'ઇન્દુકુમાર-૧' માં (ભેગણ પોતાની કર્મકથા કહ્યા બાદ આંખમાં આવેલાં આંસુ માટે જયદેવના આશ્વાસનગર્ભ મૃદુ ઉપાલંભને ઉત્તર વાળતાં પોતાની ગ્લાનિનું સાચું કારણ આગળ કરતાં કહે છે કે

> એક પગે ત્હારે હવે
> હિન્દયાત્રા કરવી પડે છે;
> ભારતને એકને બદલે, સન્તજી!
> બે પાંખ ઉપર આશ ઠરાવત.

ત્યારે એની સ્વદેશભક્તિ જ એકલી નથી દેખાતી, લગ્ન પછી કરવાની દેશસેવા કે જગતસેવાની ધર્મપ્રવૃત્તિનો વિચાર પણ તેમાં સ્પષ્ટ કળાય છે. એવી જ રીતે પોતાના પતિએ પોતાને શું કહ્યું તેની વાત કાન્તિને કરતાં યશ બોલે છે,

> ને કહ્યું, જગતમાં નથી તે કરશું:
> .. .. ..
> ને દેવોનું અમૃત આણશું
> આપણા અમૃતપુરને કાજે.
> સંસારમાં સ્વર્ગ રોપશું સોહામણા.

ત્યાં પણ કવિ જ પોતાની આ ભાવનાને પરોક્ષ રીતે ઉચ્ચારતા લાગે છે. સ્નેહલગ્ને જોડાયેલ નરનારી 'હું' અને 'તું'માં જ પોતાની દુનિયાને સમાવી ન દેતાં જીવ અને ઈશ્વરની માફક સમાન વૃક્ષની કોઈ પુણ્યકર્મી પ્રવૃત્તિની ડાળ પર એક સાથે બેસી જઈ પોતા સિવાયની વિશાળ દુનિયાની યથાશક્તિમતિ સેવા બજાવી કૃતાર્થ થાય અને લગ્નનું એવું ખરું પ્રયોજન સિદ્ધ કરે એવો આદર્શ લગ્નનો સ્થાપીને કવિશ્રી ન્હાનાલાલે તેનું ગૌરવ બહુધા વધારી દીધું છે એમાં કશો શક નથી.

આમ હોવાથી, સફળ લગ્નના અને લગ્નસ્નેહના આદર્શભૂત યશ અને તેના પતિના અદ્ભુત મનોહર દાંપત્યનું કવિએ બહુ ઉલ્લસિત ચિત્ર દોર્યું છે એમાં જરાય નવાઈ નથી. યશની કાન્તિ અને અન્ય પાત્રોને મોઢે ખૂબ પ્રશંસા[1] કવિએ કરાવી છે અને સાતપ્રવેશી આ પ્રથમાંકમાં ત્રીજો ને સાતમો એ બે પ્રવેશો એને આપ્યા છે તે પણ આ કારણે જ.

[1] કાન્તિકુમારી યશને 'ઉલ્લાસનો સાગર,' 'અમૃતપુરની કોયલ,' 'મધુમત્ત ડોલતી મધવલ્લી,' 'અમૃતની સરેલી વાદળી,' 'જગતની લાગે મ્હોરેલી સદ્ભાવના' (આ બધું ત્રીજા પ્રવેશમાં) 'પોયણીના પાન જેવાં પુષ્પરંગી ઉરમાળાં' અને 'વધૂઓનાં વિધુરાણી' (આ સાતમા પ્રવેશમાં) એમ અનેક લાવણીનાં સંબોધનોથી નવાજે છે.

પાંખડી પણ

> 'મહાદેવીની આશિષથી તો,
> ચન્દ્ર મ્હાલે છે સ્નેહમંદિરે...'

એમ કહી એની પ્રશંસા કરે છે અને

> 'લક્ષ્મીજી ને નારાયણ ભગવાનના
> સંસારકુંજનાં આ સારસડાં...'

એમ એ દંપતીને સંબોધે છે. (પ્રવેશ સાતમો)

ત્રીજા પ્રવેશમાં નવસૌભાગ્યવતી રસિકા—જાણે કવિની રાધિકા !—વસંતપંચમીને દિવસે હૈયામાંથી ઊભરાઈ છલકાઈ જતા હરખે બેસી બની પોતાની સવારની સુખવાર્તા કાન્તિને કહે છે એ વર્ણનાત્મક ગીતોમાંથી લગ્નસ્નેહની બધી સુગંધ વાચકોના મનોવાતાવરણમાં ફેલાવવાની કવિએ કોશિશ કરી સ્પષ્ટ જણાય છે. એમના દાંપત્યપ્રેમનું

> મ્હને કહે : તું મ્હારી ગૃહલક્ષ્મી :
> મ્હેં કહ્યું : તમે મ્હારા કુલવિષ્ણુ.

એ પંક્તિઓમાંથી અને એમના 'રસજીવનનાં અદ્વૈત'નું

> કહે છે મ્હારા હૈયાના ભાવ ઓલક,
> કહે છે મ્હારા પ્રાણની કવિતા ગાઢ,
> કહે છે મ્હારા ધર્મની ત્રયાપો ઉચ્ચારક,
> કહે છે મ્હારા પ્રભુની પ્રતિમા છે, ...

એ વચનના જ ઉદ્‌ગારોમાંથી કેવું સુભગ દર્શન આપણને થાય છે ! 'મીઠડું ટહૂકજે રે અલી કોયલડી !' એ એ પ્રવેશને આદિમાં ને અન્તમાં વીંટી લેતા ગીતની

> ઉરે મ્હારે હતું ગીતડું, અલી કોયલડી !
> એ તો ગાયું તેં આજે અમોલ :

જેવી પંક્તિઓ પણ મધુર વ્યંજનાથી આદર્શ લગ્નોને સમજાવી દેવા માટે જ યોજાયેલી નથી લાગતી ? સાતમા પ્રવેશમાં વચના 'લગ્નોત્સવનું સ્નેહપર્વ' ઉજવાતું બતાવી, વર્ષે વર્ષે પ્રથમ લગ્નોત્સવનાં સ્મરણોને તાજા કરવાની અને એ રીતે વર્ષો વધે તેમ પ્રેમ ઘટે નહિ પણ વધે એમ સિદ્ધ કરવાની કવિએ પ્રવૃત્તિ કરી છે. વર્ષે વર્ષે 'લગ્નોત્સવ ઊજવી' પુનરપિ લગ્નદીક્ષા' લેવાની ભાવના પણ કવિની એક પ્રિય ભાવના છે, જે 'પુનર્લગ્ન' નામે કાવ્યમાં પણ એમણે સરસ રીતે રજૂ કરી છે.

(કુમારી કાન્તિ અને સૌભાગ્યવતી વચના ચિત્રણ ઉપરાંત કવિએ જરા આગળ જઈ સ્ત્રીના જીવનની એક ત્રીજી અવસ્થા જે વૈધવ્યની તેનો વિચાર જોગણના પાત્ર દ્વારા કર્યો છે. નેપાળી જોગણે એક સ્નેહલગ્નનો ને એક દેહલગ્નનો એમ બબ્બે પ્રયાસ લગ્નના કર્યા છે પણ એમાં એને લગ્નસુખની નિષ્ફળતા જ મળી છે, એટલે પછી 'પ્રભુએ સધવા ન રાખી તે વિધવા' એમ માની વૈધવ્યને સહી લેવાની તિતિક્ષા અને સમાધાનવૃત્તિ તે કેળવે છે અને 'માતૃભૂમિ આર્યાવર્ત'ને ખાતર ભેખ લે છે. તેના પાત્રનિરૂપણ દ્વારા કવિ એક તો 'પુનર્લગ્ન એ એક જ વિધવાનો ઉદ્ધાર નથી' એ જોગણના અનુભવનો બોધપાઠ આપણને શીખવે છે) અને તદુપરાંત, સ્નેહલગ્નનો નિષ્ફળ પ્રયત્ન કરી લીધા બાદ દુર્ભાગ્યબળે જેને માથે વૈધવ્ય આવી પડે તેવી વિધવાઓને માટે ઉદ્ધારનો એક બીજો માર્ગ દેશસેવા, અને લોકસેવાનો છે એ પણ આપણને સૂચિત-રીતે જણાવે છે. કવિનું એ સૂચન જોગણના

> હા ! સૌ વિધવા ધર્મદીક્ષા લે તો
> મ્હારે દેશ સાધ્વીઓનાં વન વાધે.
> સરસ્વતી, ધન્વન્તરી, ને હરિનાં મન્દિરો—

એ શબ્દોમાં તો બહુ પણ થઈ જાય છે. નિષ્ફળ સ્નેહ કે લગ્નસુખનું ઊર્ધ્વીકરણ ( sublimation ) કરવાનો ને તેને દેશસેવામાં વાળવાનો આ માર્ગ બતાવીને કવિએ કોઈ

દેશહિતૈષી સમાજશાસ્ત્રીની નજરથી આપણા સમાજમાં જેનો ભયંકર બગાડ (waste) થઈ રહ્યો છે એવા અનેક પ્રોઢ્ઠશક્તિ ભરી પણ વિધિનશાત્ વિધવા બનેલી નારીઓનાં જીવનનો સમાજ–દેશ-હિતાર્થે ઉપયોગ કરવાની રીત સૂચવી છે એમ આપણને લાગવું જોઈએ. 'સૌ વિધવા ધર્મદીક્ષા લે' એ વિચાર કવિને સ્વામીનારાયણ સંપ્રદાયના પરિચય અને સંસ્કારોને લીધે સૂઝી આવ્યો હશે એ ખરું; પણ પછી તેમનું કાર્યક્ષેત્ર ધર્મમંદિરો ઉપરાંત શાળાઓ અને દવાખાનાંઓ સુધી વિસ્તારવામાં તો, જૂની પ્રણાલિકાઓને નવા જમાના–દેશકાળ–ને બંધબેસતી ને ઉપકારક બનાવવાની, કવિની અર્વાચીન ભાવના જ કામે લાગી છે એ દેખીતું છે. ગોવર્ધનરામે પણ વિષ્ણુદાસ મહંતદ્વારા સરસ્વતીચંદ્ર એટલે સંસ્કારી ભાવનાશીલ યુવકોને પંચમહાવ્રતની ભાવના આ નવા યુગમાં કાર્યસાધક રીતે ઉપયોગી શકાય એ રીતે સમજાવી હતી. એવી વિધવાઓને ભયમુક્ત અને શંકામુક્ત રીતે સેવાર્થે જોગણના જેવું યદૃચ્છાવિચરણ કરવા દેવા જેટલો સમાજ તૈયાર છે કે નહિ એની ફરી જ ચર્ચા કવિ કરતા નથી; જેમણ જેવી અનેક વિધવાઓ જો આમ સેવાર્થે નીકળી પડે તો આપોઆપ સમાજમાં એમના પ્રત્યે આદરમાનયુક્ત વલણની હવા તૈયાર થઈ જ જવાની એવી કવિની શ્રદ્ધા અહીં અધ્યાહૃત છે.)

આ રીતે, 'ઇન્દુકુમાર–અંક ૧' માં કવિશ્રી ન્હાનાલાલે વિશુદ્ધ સ્નેહ અને લગ્નની ભાવનાનું નિરૂપણ કર્યું છે. એવું નિરૂપણ એમણે પોતાની બીજી અનેક કૃતિઓમાં કર્યું છે અને એ રીતે 'પ્રેમભક્તિ' એ પોતાના ઉપનામનો પૂર્વાર્દ્ધ સાર્થ કર્યો છે. (વસ્તુતઃ સ્નેહ, સેવા, સંયમ અને સમન્વય એ ચાર ભાવનાઓનો એમનો જે સમગ્ર કવિસંદેશ, તેમાં સ્નેહ પ્રથમ અગત્યનું સ્થાન ભોગવે છે. એની પ્રેરણા કવિને થોડી ગોવર્ધનરામ પાસેથી અને થોડી ટેનિસન પાસેથી મળી છે એ ખરું, પણ એની રજૂઆત એ બેના જેવી નહિ પણ કવિની વિશિષ્ટ પોતીકી છે. કવિ કોઈ પ્રમાણશાસ્ત્રી કે વિચારક કે નિબંધકારની માફક તર્કબદ્ધ દલીલોના અને પ્રમાણોના અંકોડાથી સુયોજિત સુશ્લિષ્ટ વિચારસરણી રજૂ કરતા નથી, એમની પ્રકૃતિને એ ફાવે એમ નથી. એ તો કોઈ પયગંબરની અદાથી કે કવિની ભાવોદ્રેકમય છટાથી નિરૂપ્ય ભાવનાનું સીધું મંત્રોચ્ચારણ કે સૂત્રોચ્ચારણ જ કરી નાખે છે. આથી એમના પ્રતિપાદનમાં પ્રમાણશાસ્ત્રમાન્ય સત્ય (Truth of logic) કેટલીકવાર નથી હોતું, પણ ઉચ્ચ સાહિત્યકૃતિઓમાં હોવું જોઈએ તે વિચારનું–તત્ત્વનું સત્ય (Truth of idea) તો અવશ્ય હોય છે જ. ગોવર્ધનરામ જેવાને હાથે વ્યવસ્થિત સુચિંતિત દલીલોવાળી પ્રણયમીમાંસા અને દેશસ્થિતિની ચર્ચા મળે, પણ કવિની પાસેથી તો એ પોતાના આત્માને અભિમત ભાવના હોઈ રસાભિષિક્ત અને લાગણીભીનું સીધું ભાવના–સંકીર્તન જ મળે. આ નાટકમાં સ્નેહ અને લગ્નની ભાવનાની મીમાંસા કરતાં મહિમા–સ્થાપન અને મહિમાગાન વિશેષ મધુ લાગશે તે આ કારણથી. ભારત વિશે બોલતાં પણ ફૂલતી છાતીએ ઉમળકાભેર એના મહિમાનું ગાન જ વિશેષ કર્યું જણાય છે એ પણ આ જ કારણથી.) પણ કવિની સ્વદેશભક્તિની ભાવના વિશે હવે પછી.

ચાલુ]

# પુસ્તકપરિચય

રૂપમતી—લેખક: શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રાપ્તિસ્થાન:
પ્રજાબંધુ પ્રેસ, રેવડી બજાર, અમદાવાદ. મૂલ્ય: રૂપિયા બે.

શ્રી. ચુનીલાલ શાહે લખેલી આ ઐતિહાસિક નવલકથા 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને સને ૧૯૪૧ની ભેટ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવી છે. આજથી આશરે પોણાચારસો વર્ષ પૂર્વે માળવામાં બાઝબહાદુર અને રૂપમતી થઈ ગયાં. તેમનાં જીવન પરથી જે લોકકથા રચાઈ, કવિતાઓ લખાઈ ચિત્રો દોરાયાં, એ સર્વને લીધે એ અદ્ભુત પ્રણયકિસ્સો અદ્યાપિપર્યંત જીવતો રહ્યો છે. માંડૂ અથવા માંડવગઢ પર બાઝબહાદુરનો મહેલ અને રૂપમતીની છત્રી છે અને ત્યાં એ બન્નેની જીર્ણ કબરો આવેલી છે. આગ્રા અને સારંગપુર વચ્ચેના રાજમાર્ગ પર તારાગઢ નામનું સ્થળ છે જ્યાં બાઝ અને અકબરનાં સૈન્ય વચ્ચે યુદ્ધ થયાનું માનવામાં આવે છે. આ પ્રણયી યુગલ વિશે શક્ય તેટલી ઐતિહાસિક માહિતી એકઠી કરી તે પરથી શ્રી શાહે આ નવલકથા રચી છે.

વાર્તાનો આરંભ ખૂબ જ સ્વાભાવિક રીતે થાય છે. ધાર્મિક પિતાના મંદિરમાં રાધા, લલિતા અને રૂપમતી એ ત્રણ મુગ્ધ કન્યાઓ ઠાકોરજીનો પોશાક પહેરીને કીર્તન શરૂ કરે છે અને પરિણામે વડીલો ગુસ્સે થાય છે. મંદિર દૂધથી ધોવું પડે છે અને રૂપમતીને પ્રાયશ્ચિત માટે ત્રણ ઉપવાસ કરવા પડે છે. રસ્તામાં દૂધ જોઈ યુવાન શાહજાદો બાઝ બધી વાત પૂછે છે. અને 'ભૂખથી રૂપમતીનું શું થયું હશે' એ જોવા તેને ઘેર જાય છે. પછી રૂપમતી બાઝને ભજનો સંભળાવે છે. પિતાના મૃત્યુ પછી બાઝ માળવાનો બાદશાહ બને છે ત્યારે રૂપમતીને તે પોતાની પાસે બોલાવે છે. પરસ્પર આકર્ષણમાંથી ગંભીર પ્રણય પ્રગટે છે અને એ સ્વાભિમાની ઉગ્ર પણ અપૂર્વ સ્નેહમસ્તી અનુભવતી રૂપમતી બાઝના જીવનમાં નવા નવા રંગો વિકસાવે છે. વૈષ્ણવ કુટુંબની કન્યા પરધર્મી બાદશાહને ચાહવા લાગે છે એ બનાવ પાછળનું ક્રમિક માનસપરિવર્તન લેખકે સાવધાનીપૂર્વક આલેખ્યું છે.

લલિતા અને રાધાના પિતા નંદદાસ એ બંને કન્યાઓ પર ચોકી પહેરો રાખે છે, તેમને ગાળો દે છે અને ગોવિંદ અને સુંદર સાથે તેઓ જરા વાત કરે તો ભારે શંકાથી નંદદાસ ચીડાઈ પડે છે એ સર્વથી વાર્તામાં હાસ્યનાં બીજ વેરાય છે. પણ પછી તો એ જ નંદદાસ ધાર્મિક ઝનૂનથી ઉશ્કેરાઈને જદુરાયને ઝેર લઈ રૂપમતીને પાવા મોકલે છે. ત્યારથી વાર્તાનો પ્રવાહ કલુષિત થાય છે. રૂપમતીને બદલે જદુરાય પોતે જ ઝેર પીને આત્મહત્યા કરે છે. તે વખતનો પિતાપુત્રીનો સંવાદ સ્વાભાવિક નથી. રૂપમતી તેના પિતા આગળ પ્રેમની એવી વાતો ન કરી શકે. અકબરની સેના માળવા પર ચડી આવે છે અને તેમાં બાઝ હારે છે. બાઝનો વિશ્વાસું વઝીર શત્રુપક્ષમાં ભળી જાય છે. લેખકે તેની કશી ભૂમિકા તૈયાર કરી નથી તેથી તે પરિવર્તન આકસ્મિક લાગે છે. પોતાની બેગમો દુશ્મનના હાથમાં ન જાય તે માટે બાઝ સહુ બેગમોની કતલ કરવાનું ઘાતકી ફરમાન મોકલે છે, અને જનાનખાનામાં આખી રાત એ ભીષણ હત્યાકાંડ ચાલુ રહે છે. કથાના નાયકનો એ માટે કોઈ રીતે બચાવ કરી શકાય તેમ નથી. ગોવિંદ અને સુંદર ખોટા આવેશમાં આવીને શત્રુ સામે લડે છે અને મૃત્યુ પામે છે. રૂપમતી ઝેર પીએ છે. મોગલ સેનાપતિ અહમદખાન રાધા અને લલિતા એ બે નિર્દોષ કન્યાઓની કતલ કરાવી નાખે છે, જેથી એમને પકડ્યાની વાત અકબર સુધી પહોંચે નહિ. એક પછી એક બનતા જતા આવા ભયંકર બનાવો રૂપમતી અને બાઝની સ્નેહકથામાં ઘેરા અનાકર્ષક રંગો પૂરે છે. વરસોના ગાળા પછી વૃદ્ધ બાઝ આવે છે અને રૂપમતીની કબર પર મસ્તક મૂકી દેહ છોડે છે એ નવલકથાનું છેલ્લું દૃશ્ય હૃદયસ્પર્શી છે.

વાર્તાનો પ્રવાહ આખર સુધી વેગવંત રહે છે અને લલિતા, રાધા, જદુરાય, નંદદાસ, ગોવિંદ, સુંદર, રૂપમતી, બાઝ, સુલેમાન, ખુશાલજન વગેરે પાત્રો પણ સિદ્ધહસ્ત લેખકની કલમની સાબીતી આપે તેવાં સજીવ છે. પણ આવી નવલકથામાં બહુ જરૂરી તે સંવાદમાં

સચોટતા અને પાત્રોચિત વૈવિધ્ય આવેલ નથી. 'અકબરનું રાજકરણ' જેવાં પ્રકરણમાં અકબર અને બહેરામખાનની તકરારોનું સર્વવિદિત વર્ણન વાંચતાં વાર્તાને બદલે લેખક ઇતિહાસ શીખવવા બેઠા હોય તેવો ખ્યાલ આવે છે. કથામાં ઘણાં સુંદર પદો લેખકે મૂક્યાં છે, પણ "શાને માર્યું તીર (પૃ. ૨૨૦)" જેવાં નિર્બળ ગીતથી ભારે કરુણ ઉપજાવવાની વાત લેખકે લખી છે તે કોઈ રીતે ગળે ઊતરતી નથી. આવા દોષો બાદ કરતાં નવલકથા એકંદરે સુવાચ્ય અને રસપ્રદ છે અને ઐતિહાસિક નવલકથાના લેખક તરીકે શ્રી ચુનીલાલ શાહે પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠામાં વધારો કરે તેમ છે તેમાં શંકા નથી.

કાઠિયાવાડના ઘડવૈયા:—લેખકો: શ્રી નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. પ્રકાશક: શ્રી નાથાલાલ શાહ, સ્વાધીન મુદ્રણાલય, રાણપુર. મૂલ્ય: કાચું પૂઠું ૦–૧૨–૦ પાકું પૂઠું ૧–૦–૦

કાઠિયાવાડના ત્રણ અનન્ય લોકસેવકો—મોતીભાઈ દરજી, ફૂલચંદભાઈ તથા ચમનભાઈ વૈષ્ણવ—નાં સંક્ષિપ્ત જીવનચરિત્રો આ પુસ્તકમાં શ્રી નિરંજન તથા જયમલ્લે આલેખ્યાં છે. શ્રી મેઘાણીભાઈએ કહ્યું છે તેમ, એ એવી વ્યક્તિઓનો ઇતિહાસ છે જેમાં 'સૌરાષ્ટ્રની નવજાગૃતિનું ને નવવિધાનનું મંથન છવાઈ રહ્યું હતું.' સમસ્ત જનસમાજની સેવામાં પરમાત્મદર્શનનો સાચો રાહ છે એમ લાગવાથી વઢવાણમાં નાનું એવું પુસ્તકાલય શરૂ કરી, અક્ષરજ્ઞાન, ગોસેવા, સ્વદેશી, હાથવણાટ, યુવકકેળવણી, તથા બીજાં પ્રજાસેવાનાં કાર્યો અને પ્રવૃત્તિઓ, ગાંધીજી આફ્રિકાથી હિંદમાં આવ્યા તે પહેલાં, હાથ ધરનાર સ્વ. મોતીભાઈ દરજીની સાધનાનો ઇતિહાસ જેટલો સરલ છે તેટલો જ તેમની અવિરત તપશ્ચર્યાને લીધે રોમાંચક છે. ગાંધીજીએ તેમને વિશે કહેલા શબ્દો 'સત્ય તો મેં મોતીલાલની આંખમાં જોયું હતું', એ ખરેખર એક જીવનભરના તપસ્વીને યોગ્ય અંજલિ છે. કાકા કાલેલકરે જેમને 'રાષ્ટ્રીય શિક્ષણના આદ્ય અધ્યાપક'નું બિરુદ આપ્યું તે સ્વ. ફૂલચંદભાઈના જીવનની રૂપરેખા પુસ્તકનાં સો જેટલાં પાનાં રોકે છે. કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યોમાં અનેક સત્યાગ્રહો તથા અન્ય રાજકીય પ્રવૃત્તિઓમાં ઘૂમી વળનાર ફૂલચંદભાઈથી કોણ અજાણ્યું છે? એ કર્મવીરનાં આપજોડિયાં ગીતો—'ફરો સાધા ટીલા સરકારના રે,' 'અમે રોપ્યો સત્યાગ્રહ માંડવો રે,' 'ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે' વગેરે ગુજરાત–કાઠિયાવાડમાં ઘેર ઘેર પહોંચી ગયાં છે. ત્રીજી જીવનકથા છે સાધક ચમનભાઈ વૈષ્ણવની. 'તેત્રીસ પત્રો'ના એ 'અજ્ઞાત' કર્તા તેમની મૂંગી સેવાપ્રવૃત્તિને લીધે અજ્ઞાત રહ્યા છે. બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લઈને 'જેને શિરે લગ્નની ધૂંસરી નથી તેણે પોતાની કાંધે સમાજસેવાની ધૂંસરી લેવી જોઈએ' એમ કહી સતત પ્રવૃત્તિશીલ રહેતા, 'શું પ્રભુ પાળવાવાળો નથી બેઠો કે ભવિષ્યની સલામતી હું મારે હાથે કરવા બેઠો છું?' એમ કહી અપરિગ્રહ વ્રત પાળવાનો નિશ્ચય કરતા, 'જે ભાવના તત્ક્ષણે જ કાર્યમાં નથી પરિણમતી તે ભાવના, ભાવના નથી, પણ અધઃપતન માટે તૈયાર કરેલ મનની નિર્બળતાનો ફાંસો છે' એમ કહી પોતાના વિચારોને અમલની કસોટી પર કસતા ચમનભાઈનો આ ટૂંકા જીવનચરિત્રમાં પણ સરસ રીતે પરિચય થાય છે. વઢવાણની રાષ્ટ્રીય શાળા માટે તેમના પ્રયત્નો, એ શાળાનું હરિજન આશ્રમમાં પરિવર્તન, સત્યાગ્રહની લડત વખતે વિરમગામ તાલુકામાં તેમનું કાર્ય અને જેલમાં ઘસાઈ જતું તેમનું શરીર—એ સર્વ જોતાં આલોક-સેવકનો આત્મા કેટલો પ્રબલ હતો, તેમની પાસે ભાવનાનું કેટલું બળ હતું તેની પ્રતીતિ થાય છે.

આ ત્રણે મહાન આત્માઓએ લોકોની સેવા એ જ પ્રભુની સેવા માની, સંકટના માર્ગે જઈને આત્મવિકાસ સાધ્યો, ભાવનાની સિદ્ધિ અર્થે અવિરત તપશ્ચર્યા કરી. કાઠિયાવાડમાં નવા પ્રાણ પ્રગટાવનાર એ ત્રણ સાધકોની આ સરલ સુંદર જીવનરેખા આપીને શ્રી નિરંજન તથા જયમલ્લે ખૂબ અગત્યનું કામ કર્યું છે. એ લેખકયુગલને અભિનંદન ઘટે છે.

નાથાલાલ દવે




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૧૯૯૮
ચૈત્ર

સંચાલક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

# અનુક્રમણિકા

પુસ્તક ૩૩ | ચૈત્ર : ૧૯૯૮ | અંક ૬








લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ જ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ,

મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૧-૪-

હે કાલિંદી! લહર લહરમાં શાં શાં ગાન જગાવે?
તારાં પ્રાચીન ગૌરવ કેરાં હજી યે સ્વપ્નાં આવે?
ભુવનપાવની! તવ તટ પર કૃષ્ણે ઉચ્ચારી ગીતા,
ગંગા સાથે સંગમ તારો જોતાં રઘુપતિ-સીતા.

ત્રિપુરારિના ગૌર દેહ પર ભુજંગ શાં સોહાતાં,
ધવલ કમલના વનમાં જાણે નીલ કમલ ગૂંથાતાં,
શરદ્ અભ્રમાં રંધ્ર મહીંથી શ્યામ ગગન રહે શોભી—
તેમ જાન્હવીજલ સંગે તુજ વારિ રહે મનલોભી.

અને એકદા વૃંદાવનની કુંજ મહીં તવ તીરે
લલિત લવંગલતાના સ્પર્શે કોમલ મલયસમીરે
નંદનંદને વેણુ વગાડી; વ્રજ—સુંદરી—ગણ સંગે
રાસ રચ્યો; તે જોતી તું યમુના! શું સ્તબ્ધ તરંગે?

તે દિન તવ કુંજે અલિકુલનાં ગુંજન રમ્ય રસાળાં,
નવમલ્લી ને કદમ્બ પર શાં ખીલ્યાં પુષ્પ રૂપાળાં?
કાને પહેરી મનોહર કુંડલ, રમ્ય પીતાંબર ધારી,
ચંદનચર્ચિત નીલ કલેવર, સંતાયા વનમાળી.

કુંજ કુંજમાં રહી શોધતી વિરહાકુલ વ્રજનારી,
તે દિન માધવને મળવા ચાલી વૃષભાનદુલારી.
નિંદતી ચંદન, ચંદ્ર કિરણથી પામે ખેદ અધીરી,
મલય સમીર તો ગરલ સમો હે એને પીડ અનેરી.

યૌવન એનું વિફલ જશે શું? ભયથી હૈયું ભારે,
ગમનવિલંબન નવ સહેતી રાધા ચાલી અભિસારે.
દ્રુમે દ્રુમે વિલપે, પ્રલપે, જંપે; 'અચ્યુત! મુરારિ!
હે યાદવ! હે કૃષ્ણ!' કહે વ્યાકુલ વૃષભાનદુલારી.

ઝંખે કૃષ્ણ તણું અધરામૃત; શ્રવણમનોહર વાણી,
વિરહે અંતર તલસે, પાંપણમાં ગૂંથાયાં પાણી.
કુન્દેન્દુ સમ સુંદર મુખનાં દર્શન રમણી માગે,
રાધા કેરી વિરહવેદના જાણી, નૂતન રાગે
કૃષ્ણચંદ્રની મંજુલ બંસી તવ તટપ્રાન્તે વાગે;
થંભે વ્યોમે ચંદ્ર; અનિલ વળી ડોલે મસ્ત પરાગે.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૩ ચૈત્ર : ૧૯૯૮ અંક ૬

## કાલિંદી

નાથાલાલ દવે

હે યમુના! તુજ નિર્મલ જલની શોભા આજ નિહાળી;
સુંદર તટ વિસ્તીર્ણ પટે પથરાણી રેત સુંવાળી,
તટપ્રાન્તે રહી આંબઘટા કૈં શીતલ છાયા ઢાળી.

કૃષ્ણપક્ષનો અર્ધચંદ્ર દિગ્સુંદરી કેરા ભાલે
ચંદન અર્ચે, સ્નિગ્ધ પ્રકાશે તરુવરકુંજ ઉજાળે.
ઝંપ્યાં પંખી, નિદ્રાલીન નગર, જાતી મધરાત્રિ,
બેઠો રેતીપટમાં હું એકલ નૂતન યાત્રી.
આજ યમુના! તારા મંજુલ કોમલ સંગીતસૂરે
સ્મરણો કૈં જાગે; મુજ અંતર ચાલ્યું દૂર સુદૂરે.

હે કાલિંદી! લહર લહરમાં શાં શાં ગાન જગાવે?
તારાં પ્રાચીન ગૌરવ કેરાં હજી યે સ્વપનાં આવે?
ભુવનપાવની! તવ તટ પર કૃષ્ણે ઉચ્ચારી ગીતા,
ગંગા સાથે સંગમ તારો જોતાં રઘુપતિ–સીતા.

ત્રિપુરારિના ગૌર દેહ પર ભુજંગ શાં સોહાતાં,
ધવલ કમલના વનમાં જાણે નીલ કમલ ગૂંથાતાં,
શરદ્ અભ્રમાં રંધ્ર મહીંથી શ્યામ ગગન રહે શોભી—
તેમ જાન્હવીજલ સંગે તુજ વારિ રહે મનલોભી.

અને એકદા વૃંદાવનની કુંજ મહીં તવ તીરે
લલિત લવંગલતાના સ્પર્શે કોમલ મલયસમીરે
નંદનંદને વેણુ બજાડી; વ્રજ–સુંદરી–ગણ સંગે
રાસ રચ્યો; તે જોતી તું યમુના! શું સ્તબ્ધ તરંગે?

તે દિન તવ કુંજે અલિકુલનાં ગુંજન રમ્ય રસાળાં,
નવમલ્લી ને કદમ્બ પર શાં ખીલ્યાં પુષ્પ રૂપાળાં?
કાને પહેરી મનોહર કુંડલ, રમ્ય પીતાંબર ધારી,
ચંદનચર્ચિત નીલ કલેવર, સંતાયા વનમાળી.

કુંજ કુંજમાં રહી શોધતી વિરહાકુલ વ્રજનારી,
તે દિન માધવને મળવા ચાલી વૃષભાનદુલારી.
નિંદતી ચંદન, ચંદ્ર કિરણથી પામે ખેદ અધીરી,
મલય સમીર તો ગરલ સમો દે એને પીડ અનેરી.

યૌવન એનું વિફલ જશે શું? ભયથી હૈયું ભારે,
ગમનાવિલંબન નવ સહેતાં રાધા ચાલી અભિસારે.
દ્રુમે દ્રુમે વિલપે, પ્રલપે, ઝંખે; 'અચ્યુત! મુરારિ!
હે યાદવ! હે કૃષ્ણ!' કહે વ્યાકુલ વૃષભાનદુલારી.

ઝંખે કૃષ્ણ તણું અધરામૃત, શ્રવણમનોહર વાણી,
વિરહે અંતર તલસે, પાંપણમાં ગૂંથાયાં પાણી.
કુન્દેન્દુ સમ સુંદર મુખનાં દર્શન રમણી માગે,
રાધા કેરી વિરહવેદના જાણી, નૂતન રાગે
કૃષ્ણચંદ્રની મંજુલ બંસી તવ તટપ્રાન્તે વાગે;
થંભે વ્યોમે ચંદ્ર; અનિલ વળી ડોલે મસ્ત પરાગે.

સુંદર સુંદર એ રસરાગિણી, મારે તો ય નકામી,
આજ અંતરે હાય! નિશા ઘનઘોર ગોઝારી જામી.
સંભારી એ સૂર બંસીના, અંતરમાં કંઈ ડંખે,
આજ હૃદય યમુના! તવ તટ પર જૂઠું સંગીત ઝંખે.
એ રસરમણા દૂર, ભાવ–ઉન્માદ સકલ વીસરાયા,
આજ ભારતે દૈન્ય તણાં ધુમ્મસવાદળ પથરાયાં.
કલિંદતનયા! તારા શ્યામલ આ ઉત્તુંગ પુલિને
ઠેં ઠેં ગ્રામ નગર નિહાળ્યાં મેં રખડી રખડીને.
લોક સહુ નિસ્તેજ મંદ, રે! નિશ્ચેતન નરનારી,
સહુ ગરીબી, રોગ, વિવશતા, જુલ્મ, ક્ષુધા, મહામારી;
નયન નયનમાં પ્રતિદિન વાંચી કરુણ કથા દુઃખકારી.
દાસત્વે સંક્ષુબ્ધ, નિરુદ્યમી, નિષ્ક્રિય જીવનધારા,
નાના સ્વાર્થો, નાની વાતો, ક્ષુલ્લક કલહ અપારા.

હે કાલિંદી! કુરુક્ષેત્રના તેં મહાભારત જોયાં,
આજ બતાવ રહસ્યો જે જે અમે જીવનનાં ખોયાં.
કેમ જગાવવો સુપ્ત રાષ્ટ્ર ઘેરા ગાંડીવટંકારે
ગંભીર શંખનિનાદે, ભેરીના ભીષણ ઝંકારે?
મારા આ ભયત્રસ્ત અતિ દારુણ વિમૂર્છિત દેશે
બોલ સખી! નવચેતનના તું શા સંદેશા કહેશે?
પરાધીનને શાં રસગુંજન? શા બંસીના સૂરો!
પીડે જ્યાં નિશદિન પ્રાણને લોહતણી ઝંઝીરો?
પાર્થ તણા પૌરુષની, ભીષ્મ તણા વ્રતની લઈ વાતો
યોગેશ્વર શ્રીકૃષ્ણ તણી જીવનસમૃદ્ધિ ગાતો
હે યમુના! આ સમીર ભલે શતશત લહરે લહેરાતો.
"क्लैब्यं मा स्म गमः હે ભારત! જીવનજંગ લે માણી,"
જાગો તવ પુલિને કાલિંદી! એ સંજીવનવાણી.*

☆

* તાજેતરમાં પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'કાલિંદી' માંથી.

# અવંતીનાથની વિદ્યાસભા

ધૂમકેતુ

ભોજરાજ માલવપતિના ગૌરવથી આવી રહ્યો હતો. ભારતીય સંસ્કૃતિનાં ઉત્તમ અંગો એનામાં મૂર્તિમાન થયાં હોય તેમ તેનાં શરીર, મન અને આત્મા ત્રણેની વચ્ચે એક પ્રકારનો સંવાદ દષ્ટિગોચર થતો હતો. ભોજરાજ આવી રહ્યા છે એ જોતાં જ પેલી વારાંગના સિંહાસન પાસેથી સરકીને પાછળના ભાગમાં અદશ્ય થઈ ગઈ.

ભોજરાજને આવતો ભીમદેવ જોઈ રહ્યો હતો: એને જોતાં જ ભીમદેવને લાગ્યું કે અહીં આવવાનું થયું એ જીવનનો એક અણમોલ પ્રસંગ પ્રાપ્ત થયો. ભોજરાજનો ચહેરો પ્રતાપી અને માણસની નજરને ખેંચી રાખે એવો આકર્ષક હતો. અતિ રસિક જણાતા બે નાના, પાતળા, સુંદર લાલ હોઠ ઉપર, સીધું, રૂપાળું, સપ્રમાણ ગરુડી નાક, જાણે કોઈએ વીજળીની રેખા દોરી હોય તેવું, અણિશુદ્ધ શોભી રહ્યું હતું. પાતળો છતાં લાંબો ન લાગે એવો એનો દેહ એકદમ ચપળ ને અગ્નિની સમર્થ રેખા જેવો તેજસ્વી લાગતો હતો. જે દિશામાં એ દષ્ટિ કરતો એ દિશાના જાણે અતળ ઊંડાણમાં રહેલી કાવ્યમયતા એ શોધી રહ્યો છે એમ લાગતું હતું. મૌક્તિકમાળા એના કંઠમાં જેટલી સુંદર લાગતી તેટલી જ કમરે લટકતી તલવાર પણ શોભતી; અને એટલી જ સુંદર હાથમાં રહેલી ભૂર્જપત્રની પુસ્તિકા પણ લાગતી. એને જોતાં જ કોઈ સુંદર સ્વપ્નની યાદી તાજી થાય; વધારે પરિચય થતાં સ્વપ્નમાં રહેલી તેજસ્વિતા નજરે ચડે; અને છેવટે તો કોઈ સોહામણા રસિક દેવ જેવા વીરપુરુષની છાપ દૃઢ બની રહે. કેટલાક મનુષ્યો પૃથ્વી ઉપર છતાં પૃથ્વીનાં હોતાં નથી; એમની દૃષ્ટિ ગગનાંગણનાં ઉડુગણમાં રમતી હોય છે. અવંતીનાથ વિષે પણ અનંત આકાશનો કોઈ વિહારી પૃથ્વી ઉપર આવ્યો હોય તેમ લાગતું હતું. ભીમદેવ એને આવતો નિહાળી રહ્યો હતો ત્યાં દામોદરે ધીમેથી કહ્યું: 'મહારાજ! જોયું નાં? અવંતીનાથના સાન્નિધ્યમાં માણસની કલ્પના તેજસ્વી બની રહે છે એ સાચું લાગે છે નાં? તમને એમાં શું વધારે લાગે છે: રૂપ કે રસ?'

'રસિક તો છે જ, દામોદર! પણ કાંઈક ન કળી શકાય એવું આકર્ષણ પણ તને નથી લાગતું?'

'મહારાજ! એમ તો ભારતવર્ષની રસિકશી મહત્તા એને લીધે છે. ઘડીવાર બધું ભૂલી જઈને કેવળ એના સાન્નિધ્યમાં કાવ્યમય જીવન જીવવાનું મન થાય એવી મોહિની એનામાં ભરી છે. આવો દુશ્મન હોય તો એની દુશ્મનાવટમાં પણ એક પ્રકારનું ગૌરવ નજરે પડે. એટલે એનું આકર્ષણ તો લાગે છે જ.' કોઈનું ધ્યાન ખેંચાય છે એ જોતાં જ બન્ને તરત શાંત થઈ ગયા.

ભોજરાજે ધીમે શાંત પગલે વિદ્યાસભામાં પ્રવેશ કર્યો. તેણે સિંહાસન ઉપર જગ્યા લીધી કે તરત વિદ્વન્મંડલીનો અવરજવર શરૂ થયો. તેઓ પણ આવી આવીને પોતપોતાના સ્થાન ઉપર બેસવા માંડ્યા. પ્રથમ આવ્યા વયોવૃદ્ધ કવિ ધનપાલ: એક નાજુક સુંદરીને

ગળે હાથ મૂકી ટેકો લેતા અને પાર્શ્વિકસ્વામીના શબ્દોનું ચિંતન કરતા. એમને આખી દુનિયા શબ્દાર્ણવ જેવી લાગતી. પોતાના શબ્દોમાં નિમગ્ન એ ત્યાં બેઠા. સહેજ માથું નમાવી મીઠું સ્મિત કરતી અવંતીસુંદરીએ ભાઈની પાસે જગ્યા લીધી. પછી આવ્યા કવિરાજ પરિમલ, અને એમના આવતાંની સાથે જ કમળની મંદ સુગંધ ફેલાવતા માટીના અત્તરની લહરકથી આખો મંડપ મહેકી ઊઠ્યો. મુંજ મહારાજની સ્મૃતિથી હજી પણ એ ખિન્ન રહેતા; હજી પણ સ્વપ્નમાં વાક્‌પતિરાજના સમયનું અવંતી જોતા હોય તેમ પોતાના સ્વપ્નમાં એ પોતે મગ્ન હતા. કવિરાજ પરિમલ બેઠા ન બેઠા ને પંડિતા સીતા આવી: ભોજરાજની વિદ્યાસભામાં પ્રશાંત મધુર જીવનની જાણે એ રેખા હોય એમ શોભી રહી. પોતાની જ મનોરમ કલ્પનામાં મગ્ન એવો શિલ્પી ગંધર્વ આવ્યો: સરસ્વતીના નૂપુરનો ઝંકાર સાંભળતો હોય તેમ, કોણ જાણે કઈ અદૃષ્ટ સૃષ્ટિમાં નજર રાખીને એ ત્યાં બેઠો. સરસ્વતીની અભંગ પ્રતિમા સરજીને સૌને માટે દિવ્ય સંતોષનું—અને પોતાને માટે દિવ્ય અસંતોષનું—એવું વિચિત્ર દર્શન એણે મેળવ્યું હતું. વસંતાચાર્ય આવ્યા. મહાકવિ કાલિદાસના નામધારી કાલિદાસ આવ્યા: એમના માનસસરમાં નલ અને દમયંતીની કલ્પના કરતા, રાજહંસને આકાશમાં ઉડાડતા, રામાયણનાં પાત્રોને ચિત્તમાં સર્જતા. વિદ્યાપતિ ભાસ્કર ભટ્ટ આવ્યા: આર્યાવર્તને સંસ્કૃતભાષાની મનોરમ પદાવલિથી છાઈ દેવાની મહત્ત્વાકાંક્ષા સેવતા, અનેક શિષ્યોને મુખપાઠ કરવાની એકીસાથે સુગમતા પડે માટે શ્યામશિલાઓ પર શ્લોકો કોતરવાની લેખનશૈલી વિષે વિચાર કરતા. મંડપદુર્ગ× વિદ્યાલયના અધ્યક્ષ ગોવિંદ ભટ્ટ આવ્યા. તારણી જેવી નર્તિકાઓ આવી; પરિમલથી વાતાવરણને સુગંધિત કરતી, ગતિની મોહકતાથી આકાશને કાવ્યમય કરી દેતી. વારાંગનાઓ આવી; ઇન્દ્રધનુના રંગથી સઘળું રંગી દેતી, અને જીવનને આવેશમય, ઉલ્લાસમય, આનંદમય, રસમય બનાવી દેતી. સંગીતજ્ઞો આવ્યા; રમ્ય સૂરાવલિની છટાથી સૂતેલા સ્વપ્નને જગાડતા; નિદ્રાધીનને સ્વપ્ન દેતા.

સ્વપ્નશિલ્પીઓની જાણે એક અનોખી સૃષ્ટિ ત્યાં ખડી થઈ ગઈ.

અન્ય સન્માનિત વિદ્યારસિકો આવ્યા, આપ્તજનો આવ્યા; અત્યંત સુંદર ગાથાની પંક્તિઓ જેવી રાજરાણીઓ આવી; મદથી ઘેલી અને મનોજ્ઞના કુસુમરજથી રસિક લાગતી. દામોદરે ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી તો એણે ઉત્કટને ત્યાં જોયો; અને એની પાસે જ એને મદદ કરવા ઊભેલા દાસના વેશમાં દેવરાજને પણ જોયો.

દામોદરે ધીમેથી ભીમદેવને કહ્યું: 'પેલો ટક પુરુષ જોયો? તે આપણા ગુજરાતના આનંદપુરનો * છે—કર્મકાંડી છે. આંહીં મહારાજ અવંતીનાથને આશ્રયે વસ્યો છે!'

'આપણે ત્યાં કોઈએ આશ્રય ન આપ્યો?'

દામોદર કાંઈ જવાબ વાળે તે પહેલાં ધીમો મધુરો સોનેરી નૂપુરનો ઝંકાર કાને પડ્યો: ઝણઝણ થતો હોય તેવો નહિ, શાંત ઝરણાંની ગતિ જેવો. કુંતલદેશની પેલી બન્ને વારાંગનાઓ નિર્ભયતાથી ચાલી આવતી નજરે પડી. દામોદરે ધીમેથી ભીમદેવનો હાથ દબાવ્યો: 'આ બન્ને!'

---

× માંડૂ. * કે. હ. ધ્રુવના એક લેખના આધારે.

મહારાજ અવંતીનાથને પ્રણામ કરતી બન્ને વારાંગનાઓ ત્યાં ઊભી રહી. એમના રૂપથી એમણે અનેક સભાજનોને આકર્ષ્યા; પણ એમની છટાને તો અવંતીની અનેક નર્તિકાઓ ચીટ માંડીને નિહાળી રહી હતી.

એક ઘડીભર બધે શાંતિ થઈ ગઈ. એક વારાંગના માથું નમાવીને બોલી : 'મહારાજ અવંતીનાથ! અમે કુંતલદેશથી આવીએ છીએ; અનેક વિદ્યાસભાઓ અમે જોઈ; મેવાડ, ચેદી, સાંભર, અંગ, બંગ દેશ જોતાં આંહીં આવ્યાં છીએ. અમારું આહ્વાન સ્થળે સ્થળે માન મુકાવે છે.'

'ચેદી દેશની પંડિતસભા જોઈ?' ભોજરાજે પૂછ્યું.

'હા, મહારાજ! ચેદીનાથને પણ જોયા. અમારા આહ્વાનને એમણે પ્રથમ સ્વીકાર્યું: પછી સન્માન્યું: છેવટે વિજયલેખથી સત્કાર્યું.'

દામોદર ને ભીમદેવ સાંભળી રહ્યા.

'મહારાજે પણ અમારા આહ્વાનને સ્વીકાર્યું છે; હવે વિજયલેખનો સત્કાર લેવા અમે આવ્યાં છીએ. અમારું આહ્વાન હજારો દીપિકાઓ પ્રગટાવીને અમે હમણાં જ આપ્યું એ મહારાજે જોયું છે. મહારાજ એ દીપિકાઓને શાંત કરાવી શકે તો અમે અવંતીની વિદ્યાસભાને પ્રણમીને આગળ જઈએ; માન મૂકીને મહારાજ અમને વિજયલેખથી સત્કારે તો કુંતલેશ્વરને ચરણે એ વિજયલેખ ધરવા પાછાં ફરીએ.'

'શું કરે છે આહવમલ્લ? પોતાના કવિઓની લખેલી પ્રશસ્તિઓમાં જ રાચી રહ્યો છે કે શું?' અવંતીનાથના શબ્દે બન્ને વારાંગનાઓને કાંઈક વિચારમાં મૂકી દીધી.

'મહારાજ!' એક વારાંગનાએ જવાબ વાળ્યો : 'કુન્તલેશ્વર પોતાને વિષે કવિ અપ્પયદીક્ષિતે જે પ્રશસ્તિ લખી છે તે જીવનમાં જીવી બતાવવા યત્ન કરે છે!'

વારાંગનાના ચતુર જવાબથી ભોજરાજના ચહેરા ઉપર જરાક સ્મિત ફરક્યું : 'શું લખ્યું છે એમણે?' વારાંગનાનો ચહેરો કાંઈક તેજસ્વી બની ગયો : 'મહારાજ!' તેણે પ્રણમીને જવાબ વાળ્યો : 'સમુદ્ર નર્મદાને પૂછે છે...'

વિદ્વાનો ને કવિજનો સાંભળવા આતુર બની ગયા : ભીમદેવ ને દામોદર એકકાન થઈ ગયા.

'સમુદ્ર નર્મદાને પૂછે છે—મહારાજ! કે "તારું જલ આવું શ્યામ ક્યાંથી?"'

'નર્મદાએ શો પ્રત્યુત્તર વાળ્યો?' ભોજરાજને કાવ્યની પંક્તિ સાંભળતાં અનેરો આનંદ આવ્યો હોય તેમ તેમણે પૂછ્યું.

'નર્મદાએ ઉત્તર વાળ્યો, મહારાજ!' વારાંગનાએ અત્યંત મધુર પણ નિર્ભય શબ્દથી જવાબ આપ્યો : '"કે કુંતલેશ્વરે માલવભૂમિને પદાઘાત કર્યો ત્યારે રણક્ષેત્રમાં અનેક માલવી યોદ્ધાઓને સુવાર્યા : માલવનારીઓની કજ્જલમિશ્રિત અશ્રુધારા એ પ્રસંગે મારામાં ભળી; તેથી મારું જલ શ્યામ બની રહ્યું છે!"'

અનેક કવિજનોનાં શીર્ષ કાવ્યપંક્તિથી ડોલી ઊઠયાં : પણ એમાં રહેલ સરસ્વતીને અનેકનાં હૃદય ભેદ્યાં.

'મહારાજ!' વિદ્યાપતિ ભાસ્કર બોલ્યો. 'નર્મદાનો ઉત્તર સાંભળીને જલધિજલે શો પ્રત્યુત્તર વાળ્યો એની કુંતલદેશની આ રમણીને ખબર નથી લાગતી!'

'એ પ્રત્યુત્તર સાંભળવા માટે તો, પંડિતરાજ! અમે આ પ્રવાસ ખેડ્યો છે. જલધિજલે શો ઉત્તર આપ્યો કવીશ્વર!'

ભોજરાજે વિદ્યાપતિ તરફ જોયું.

વિદ્યાપતિ બોલ્યો: 'સમુદ્રનો નર્મદાને ઉત્તર એમ હતો, મહારાજ! કે "તારું જલ શ્યામ થયું એ તો ઠીક; તું મારામાં આવીને એને ઠાલવે છે. પણ જ્યારે, ધારાપતિની હસ્તિસેના રણે ચડશે અને એના મદોન્મત્ત ગજરાજો કુંતલેશ્વરના યોદ્ધાઓને આકાશમાં ફેંકશે, ત્યારે કુંતલદેશની નારીઓનાં આંસુ મને પણ શ્યામ કરશે: તું તો મારામાં આવીને તારી શ્યામતા ઠાલવે છે; પણ હું સમુદ્ર—એટલું અગાધ કજ્જલમિશ્રિત જલ ક્યાં જઈને ઠાલવીશ!"'

સભાજનોમાં શરથી શરનો પ્રત્યુત્તર આપવાનો સંતોષ છવાઈ ગયો. વારાંગનાએ મહારાજ ભોજરાજને પ્રણમીને સહેજ સ્મિત કરતાં કહ્યું: 'મહારાજ! અવંતીની વિદ્યાસભા તો ભારતવિખ્યાત છે: શીર્ષ ડોલાવે એવી કવિવાણી તો સાંભળી: હવે અમારા આહ્વાનનો પ્રત્યુત્તર પણ કોઈ સંગીતજ્ઞ આપે—મહારાજ આજ્ઞા કરો!'

'અહીં સંગીત તો રાજરાણીને સ્થાને છે, મનોજ્ઞા!' પોતાનું નામ સાંભળીને વારાંગના ચમકી ઊઠી: વૃદ્ધ કવિ ધનપાલની શક્તિને તેણે અંતરથી પ્રણામ કર્યા.

'કવિરાજ! તમે તો શબ્દના અને અર્થના સ્વામી છો, ને બધું સમજી શકો છો. સંગીત તો સૌની વિદ્યાસભામાં એ જ પ્રતિષ્ઠા પામે છે: દીપિકાઓ તો દાસી પણ પ્રગટાવી શકે એ તમારું કહેવું પૂરું; પણ વિદ્યા પાસે દાસીનું કામ કરાવવા માટે આ આહ્વાન નથી. દીપક રાગ તો સ્વરના સ્વામી થયા વિના આવતો નથી, એમ અમે સાંભળ્યું છે. શબ્દસ્વામી જેવો કોઈ સ્વરસ્વામી તમારે ત્યાં ન હોય તો ભલે, એ અપૂર્ણતાને તમે "વિદ્યા કોઈની દાસી નથી" એવા છત્રથી ઢાંકો: પણ ભારતવર્ષમાં તો એ અપૂર્ણતા પ્રગટ થઈ જશે. માલવાની વિદ્યાસભા પાસે તો શીર્ષ નમાવવું એ પણ ગૌરવ ગણાય છે: અમારે શીર્ષ ઉન્નત રાખવું કે નમાવવું એ જ પ્રશ્ન છે, મહારાજ!'

મનોજ્ઞાના શબ્દે વિદ્યાસભા ઘડીભર મૂક બની ગઈ. મહારાજ અવંતીનાથે નર્તિકાવૃંદ તરફ જોયું: કોઈના મોં ઉપર ઉલ્લાસ ન દીઠો: દૃષ્ટિ વારાંગનાઓ તરફ વળી: સૌને આ વાતની નવાઈ જાણવા માટે ઉત્સુક એવી દીઠી. આ વાતની જાણકાર કોઈ દૃષ્ટિ ન મળી.

સંગીતજ્ઞોને અવનત મુખે બેઠેલા જોયા: રાગરાગણીના જાણકારોને શાસ્ત્રીય ચર્ચામાં મગ્ન દીઠા: અવંતીની ભારતવિખ્યાત નર્તિકા રાધા તરફ મહારાજે નજર કરી, એ પણ પૃથ્વીમાં સમાઈ જવા માગતી હોય તેમ બેઠી હતી. એ જોઈને મહારાજને હવે પરાજયની આશંકા પડી. મનોજ્ઞા પોતાનો વિજય પામી ગઈ. તે વધારે ઉત્સાહથી બોલી: 'મહારાજ! વિજયપત્રની ભાષા તો ગીર્વાણ જ શોભે: પાર્શ્વવલ્લભછોનું એમાં અમારે મન અલ્પમૂલ્ય છે!'

'કુંતલેશ્વરને કહેજો ત્યારે—'

'મહારાજ!' પ્રણામ કરીને મનોજ્ઞા સંદેશો ઝીલવા નતમસ્તકે ઊભી રહી.

'કહેજો કે, રજતીપતિમાં રહેલા એક દીપની પેઠે આ વસ્તુ અમારે ત્યાં છે;

એટલે આ એક કલા અમારે ત્યાંથી રસળતી, રમ્મકતી તમારે ત્યાં આવી ચડી હશે: બાકી તો પાટણના ભીમદેવને પૂછો.'

'શું મહારાજ? પાટણપતિ ભીમદેવની શી વાત છે?'

'તમે ત્યાં પાટણ જશો નાં? ખબર કાઢજો ને, અહીંથી એક ગાથા જાય છે—ને ત્યાં વિદ્વાનોની આખી સભા ઝૂઝી ઊઠે છે! વિદ્યાપતિનો એક શબ્દ તો દિવસોની ચર્ચા જગાવે છે: ને રાત્રિઓના અખંડ ઉજાગરા.'

'ગૂર્જરદેશમાં તો, મહારાજ! વિદ્યા ન હોય: પણ અવંતીની નર્તિકાઓ તો વર્ષોથી વસ્તુઓ સાચવતી આવી છે: ઉજ્જયિનીની વારાંગનાઓ મહાકવિ કાલિદાસની પ્રેરણા પામી છે: પાટણમાં તો વિદ્યા—વારાંગના—કે વસ્તુ એ ન હોય—ગૂર્જરદેશમાં ન હોય, પરંતુ માલવામાં પણ નહિ?'

ભીમદેવને દામોદરે ઉગ્ર થતો જોયો: તેણે ઇશારત કરી. એને કાંઈક શાંત કરીને દામોદરે વિદ્યાસભા તરફ દૃષ્ટિ ફેરવી અને એ આભો બની ગયો: એના મોંમાંથી શબ્દ નીકળી ગયો: 'અરે!'

ભીમદેવે કોઈ અનુપમ લાવણ્યઝરતી સ્ત્રીને રાજરાણીઓ તરફના જૂથમાંથી ઊભી થઈને સભા તરફ આવતી દીઠી.

'દામોદર! આ કોણ?'

દામોદરે જવાબ ન વાળ્યો. મહારાજ ભીમદેવે ત્યાં ફરીને જોયું ને તે આશ્ચર્યચકિત થઈ ગયા. 'અરે! દામોદર!—' તે કાંઈક મોટેથી બોલી ગયા: 'આ કોણ? જો તો ખરો!'

'મહારાજ!' દામોદરે ધીમેથી પણ મક્કમ અવાજે કહ્યું: 'હું દામોદર નથી, તમે મહારાજ નથી: પાટણ દૂર છે; ચંદ્રાવતી આઘે છે, પાસે તો અવંતી છે. જરાક જેટલી ભૂલ કરશો તો તમારે નસીબે કપરું રણક્ષેત્ર—ને મારે નસીબે વિંધ્યાવાસ આવશે. હવે જોયા કરો શું થાય છે તે. બોલતા નહિ—'

'પણ આ જો તો—આ તો ચૌલા છે!'

દામોદરે જવાબ ન વાળ્યો: ચૌલા એટલામાં તો વિદ્યાસભામાં આવી ને ઊભી રહી. અનેક આંખો એના તરફ વળી. વિદ્વાનો ને કવિઓ એને જોઈ રહ્યા. અવંતીનાથને આ અદ્‌ભુત નારી કોણ હશે એ જાણવાની જિજ્ઞાસા થઈ. મનોજ્ઞા તો એની ઊભા રહેવાની છટા જોઈને જ કળી ગઈ કે ચોક્કસ આની પાસે કાંઈક વસ્તુ છે. તે કાંઈક વ્યગ્ર પણ થઈ ગઈ. એટલામાં અત્યંત સુંદર, સ્પષ્ટ, મધુર પણ દૃઢ અને નિર્બંધ સ્વર સંભળાયો: 'મહારાજ અવંતીનાથ! અમારે ત્યાં, ગુજરાતમાં તો, આ કુંતલદેશની રમણીએ દર્શાવી એવી વસ્તુને કોઈ અદ્‌ભુતવિદ્યા ગણતું નથી. એ તો સામાન્ય વસ્તુ મનાય છે. અહીં અવંતીમાં એ અદ્‌ભુત વસ્તુ ગણાય છે?' પછી તેણે કાંઈક આશ્ચર્યથી મનોજ્ઞાને પૂછ્યું: 'તમારે ત્યાં શું આ સિદ્ધિ ગણાય છે?'

ભોજરાજની વિદ્વત્સભા ચૌલાની વાણીની આકર્ષક તેજસ્વિતા અનુભવી રહી. વિદ્વાનોના કાનમાં એનો સ્પષ્ટ મધુર શબ્દોચ્ચાર ગુંજી રહ્યો; નર્તિકાઓને તો એની છટા આંખમાં વસી ગઈ હતી: સંગીતજ્ઞોને એના સ્વરરણકાની મોહિની લાગી: રાજનીતિજ્ઞોને એની

કોમલ દૃઢતા આકર્ષક થઈ પડી. ગુજરાતી ઉવટ તો ગર્વભેર પોતાના સ્થાન ઉપર ઊંચો થઈ ગયો. આ સ્થળે પણ ગુજરાતના ગૌરવની વાત સાંભળી ભીમદેવ આનંદમગ્ન બની ગયો. એને ચૌલાનો આ વિજય નકુલના કરતાં પણ મહાન લાગ્યો.

'કવીશ્વર ધનપાલે પણ એ જ કહ્યું હતું; ગુજરાતમાં તો વિદ્યા નથી એટલે અદ્‌ભુત વસ્તુને અવિદ્યા ગણે.' મનોજ્ઞા કટાક્ષથી બોલી.

'ગુજરાતમાં એ નથી ખરું—જે તમારે ત્યાં કર્ણાટમાં છે,' ચૌલાએ ગૌરવથી કહ્યું: 'વિદ્યાને સ્થળે સ્થળે દાસીની પેઠે દેખાડવાનું.'

'આંહીંથી અમે ગુજરાતમાં જ આવીએ છીએ—તમારી ત્યાંની વિદ્યા—વિદ્યા તો નહિ હોય એટલે એ જોવા નહિ: અવિદ્યાનું દર્શન કરવા.' મનોજ્ઞાના શબ્દમાં તીખાશ ને અભિમાન આવી ગયાં હતાં. એવી અભિમાની વાણી સાંભળતાં જ ચૌલાની દેહ સીધી, ઉન્નત, ગૌરવભરી બની ગઈ. તેણે વીજળીના જેવી તેજસ્વી વાણીથી ઉત્તર વાળ્યો: 'મનોજ્ઞા! ત્યાં ગુજરાતમાં તો અનેક નારીઓ છે જે આ તમારી દીપાવલિ પ્રગટ કરવાના બેસતે—એક પ્રકારની વિદ્યાની હાંસી ગણે છે.'

'અથવા તો એ પ્રકારની વિદ્યા ન હોવાથી, પોતાની હાંસી કરાવે છે—'

મહારાજ ભોજરાજ સંવાદને આગળ વધતો અટકાવવા વચ્ચે પડ્યા. 'ત્યારે તમે શું ગુજરાતમાંથી આવો છો?' તેણે ચૌલાને પૂછ્યું.

'ગુજરાતમાંથી આવતી નથી, મહારાજ! હું તો ગુજરાતની છું. હું તો મહાકાલેશ્વર પાસે નૃત્ય કરવા જાઉં છું. વચ્ચે આ વિદ્યાસભાને જોવા માટે આંહીં આવી ગઈ: ગુજરાતની વાત થતી સાંભળી એટલે ગુજરાતનો સાચો પરિચય વિદ્યાસભાને કરાવવા આવીને ઊભી છું. પણ આંહીં કોઈ એવું નથી જે આ દીપિકાઓને શાંત કરે? પાટણની સભામાં તો આમને માટે આટલો સમય બસ છે—અવનત મુખે પાછા ફરવા માટે.'

ભોજરાજને ચૌલાનો ગૌરવરણકો ખૂંચ્યો: મનોજ્ઞા તલપાપડ થઈ ગઈ: વિદ્વાનો ગુજરાતની એક નારીની આવી મહત્તા સ્વીકારવા કરતાં બીજો માર્ગ શોધવા પ્રયત્ન કરી રહ્યા: માલવપતિને કોયડો મૂંઝવી રહ્યો.

'અમારે ત્યાં ઉજ્જયિનીમાં નર્તિકાઓ...' ભોજરાજ બોલ્યા.

'મહારાજ! તો તો અમે ઉજ્જયિની જઈને પછી આ વિદ્વત્સભા પાસે આવીએ—' મનોજ્ઞા બોલી.

'મહારાજ અવંતીનાથ!' ચૌલાએ દૃઢતાથી ઉત્તર વાળ્યો. 'ભગવાન મહાકાલેશ્વર પાસે મેં પણ નૃત્ય કર્યું છે: ને મને પણ ઉજ્જયિનીની નર્તિકાઓનો પરિચય છે. ત્યાં કોઈની પાસે આ વિદ્યા તો નથી.'

'ત્યારે તમારે ત્યાં ગુજરાતમાં છે? તમારી પાસે છે?' ભોજરાજે કહ્યું.

'હા કહેવી એ વિદ્યાનું અપમાન છે, મહારાજ! ના કહેવી એ સત્યનું અપમાન છે! પણ ગુજરાતમાં આ વિદ્યાને કોઈ અદ્‌ભુત માનતું નથી; અને હું ગુજરાતની છું.'

'ત્યારે તમે આહ્‌વાન ઉપાડી લો—' મનોજ્ઞાએ કહ્યું.

'કોનું આહ્‌વાન? તમારું? આહ્‌વાન તો ત્યાં મહારાજ પાટણપતિના સિંહાસન

પાસે—આપવાની તમારામાં હવે હિમ્મત હોય તો—મેં ગુજરાતની એક સામાન્ય નારીએ—ક્યારનું ઉપાડી લીધેલું છે એમ સમજી લ્યો. આ તો જ્યારે આ વિદ્યાસભામાં ગુજરાતની વાત થઈ—ગાથાઓથી ગુજરાતીઓને મૂલવતા વિદ્વાનોને મહારાજે સંભાર્યા—ત્યારે મને પણ સહજ વાત હૈયે ચડી આવી: આંહીં તો કોઈ માલવી નારી તમારું આહ્‌વાન ઉપાડી લેશે! જુઓ, આ રાજરમણીઓમાંથી કોઈ ને કોઈ આ વિદ્યાનો પરિચય તમને આપશે.'

ભોજરાજથી ચૌલાનો આ વિજયગર્વ સહન થઈ શક્યો નહિ: તેણે રસિક પણ આમ્ય વિનોદ કર્યો: 'તમે આ આહ્‌વાન ઉપાડી લેશો—ને તમને એ વિદ્યાનું જ્ઞાન પણ હશે—પણ એથી રણકાંદાનો કુગ્રામવાસ ને કુલહીન સેવા—એ તમારી વિદ્યાનાં દૂષણ ક્યાં જશે? વિદ્યાનો પરિચય જેને નિત્ય કરાવો છો તે ભીમદેવ—સંગીત, સાહિત્યમાં તો નહિ—પણ નાપિતવિદ્યામાં કુશળ હોય તો ભલે.'

ભીમદેવ એ સાંભળીને ઊકળી ગયો: દામોદરે તેનો હાથ પકડ્યો: 'મહારાજ!—જો...જો.'

ચૌલાએ લેશ પણ શાંતિ ગુમાવ્યા વિના સો ટચના સોના જેવો શુદ્ધ રણકો કરતો જવાબ વાળ્યો: આખી સભામાં એનો એ શાંત દૃઢ અવાજ ફરી વળ્યો: 'એ તો એવું છે, મહારાજ! યુગે યુગે નૃપતિઓના ગુણ ગવાતા રહે છે. અનેકને મુંડવા હોય ત્યારે કોઈ મહાનૃપતિએ નાપિત પણ બનવું પડે. પાટણપતિએ અર્બુદનાથને મુંડ્યા: નડૂલને મુંડ્યું: સિંધને મુંડશે; ને ચેદીને કે માલવને પણ જ્યારે મુંડાવું હશે—ત્યારે નજર તો ત્યાં જ કરવી પડશે નાં?'

મહારાજ ભીમદેવના શરની સચોટતા જાણે પોતાના વાક્યમાં મૂકી રહી હોય તેમ ચૌલાએ બોલીને ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી.

વિદ્વદ્‌જનો, કવિરાજો, વારાંગનાઓ, નર્તિકાઓ, રાજરમણીઓ સૌ ચૌલાના વાક્યને એના કરતાં વધારે શરસંધાની શબ્દોથી વીંધી નાખવા તૈયાર થઈ ગયાં. ભોજરાજ પોતાના વિનોદવાક્યનો આવો પ્રત્યુત્તર સાંભળીને એક ઘડીભર ઘૂર્ણાયમાન થઈ ગયા. પણ તે રસિક ને વીર હતા. તેમણે ચૌલાનું શરસંધાન સહન કરતાં કરતાં કહ્યું: 'એક આશ્ચર્ય થાય છે—અમારે ત્યાં તમારો દામોદર મહેતો આવ્યો હતો—એવો કદરૂપો સાંધિવિગ્રહિક જે દેશમાંથી આવે છે ત્યાંથી જ તમે પણ આવો છો. એમ કેમ?'

'મહારાજ!' ચૌલાએ પ્રત્યુત્તર વાળ્યો. એના શબ્દને ઝીલવા માટે વિદ્વાનો આતુર બની ગયા:

जन्मस्थानं न खलु विमलं वर्णनीयो न वर्णो
दूरात्पुंसां वपुषि रचना पङ्कशङ्कां करोति।
यद्यप्येवं सकलसुरभिद्रव्यगर्वापहारी
को जानीते परिमलगुणः कोपि कस्तूरिकायाः॥*

* સકલ સુગંધિના ગર્વને હરી લેતી કસ્તુરીને દૂરથી જોતાં તો કાદવની શંકા થાય; એના ગુણને કોઈક જ જાણે છે, એ ભાવાર્થ છે.

ભીમદેવ ને દામોદર બન્ને સાંભળીને ડોલી ઊઠ્યા. ચૌલાના સુંદર ઉત્તરથી અને શરસંધાનથી ફરી વિદ્‌દ્‌સભા ખળભળી ઊઠી.

મહારાજ ભોજરાજની સભામાં આવો શરસંધાની વિજય ટંકારવ કરતી ગૌરવશાલી ચૌલાને જોઈને મહારાજ ભીમદેવ ઉત્સાહમાં આવી ગયા: 'દામોદર! ચૌલાએ આંહીં વિદ્‌દ્‌સભામાં પણ માન મુકાવ્યું: આપણે પાટણમાં વિદ્યાસભાની સ્થાપના. . .'

'મહારાજ!' દામોદરે ભીમદેવના ઉત્સાહ ઉપર ઠંડું પાણી રેડ્યું: 'હું અને તમે બન્ને આંહીં ગુપ્તવેશમાં છીએ; આપણે જોવાનો આનંદ ગુમાવો મા. જુઓ, અવંતીનાથ કવિ ધનપાલને કાંઈક સંબોધે છે.'

'અમારા કવીશ્વર ધનપાલની વાણી તમે સાંભળી છે?'

'એ સદ્‌ભાગ્ય મળ્યું નથી; આજે મળશે.'

અનેક શબ્દોના સાગરમાંથી બહાર નીકળતા હોય તેમ ધનપાલ બોલ્યા: 'મહારાજ! આવી વિદ્વત્સભા છે, ને દેશવિદેશની ચતુર રમણીઓ આંહીં આવેલ છે ત્યારે મારા મનને મૂંઝવતો એક કૂટ પ્રશ્ન પણ મૂકી લઉં?'

'હા મૂકોને, કવીશ્વર!'

'એક વખત અવંતીની વિદ્યાસભામાં એક વારાંગના આવી. અવંતીનાથે તેને પ્રશ્ન કર્યો: "આંહીં કેમ?" વારાંગનાએ જે પ્રત્યુત્તર આપ્યો તે અદ્‌ભુત હતો. અત્યારે તોપણ એ પ્રત્યુત્તરનું મને તો હવે વિસ્મરણ થયું છે: પણ અંતર્ગુફામાં પ્રકાશ દેખાય ને પ્રકાશ આંખે ન જોવાય એવી મારી આ રસિક મૂંઝવણને મટાડવાની આજે ઇચ્છા થઈ આવી. આ બન્ને નારીરત્નને હું વિજ્ઞપ્તિ કરું છું: એ વારાંગનાની મધુર સૂક્તિ કોઈ મને સંભારી આપશે?'

સભા આખી સાંભળી રહી. અનેકનાં મોં ઉપર સંતોષનું છાનું સ્મિત ફરકી ગયું. વિંધ્યાટવીના મહાઅરણ્યમાંથી વૃદ્ધ કેસરી નીકળી આવે તેમ કવિ ધનપાલ પોતાનાં ગૂઢાર્થ કાવ્યશર લઈને વિદ્વત્સભાની સહાયમાં આવ્યો હતો. સૌને લાગ્યું કે હવે તો પ્રતિસ્પર્ધીને જમીન ઉપર આરોપેલાં નેણ ઊંચાં લેવાં ભારે પડશે. મનોજ્ઞાની સામે ને ચૌલાની સામે બધા જોઈ રહ્યા હતા.

'મહારાજ!' મનોજ્ઞાએ નતમસ્તકે જવાબ વાળ્યો: 'ધર્મયુદ્ધમાં તો પદાતિ સાથે પદાતિ ને રથી સાથે રથી લડે છે: મારું આહ્‌વાન તો હજી વિદ્યાસભાની સમક્ષ પડ્યું છે: મહારાજની ઇચ્છા હશે તો અમારે ત્યાંથી આનો પ્રત્યુત્તર પણ દેવાવાળા આવશે!'

'મહારાજ! આપના કવીશ્વરની વાણી અનુત્તર રહે, તો તો પાટણની બહુશ્રુતતાની વિડંબના થાય નાં?' ચૌલા બોલી. એના શબ્દોચ્ચારની સુંદર મધુરતાએ અનેકને-અમૃતસ્રોતનું ભાન કરાવ્યું.

'એ બહુશ્રુતતા તો પ્રસિદ્ધ છે જ; આજે તમે એને વધારે પ્રસિદ્ધ કરો,' કવિ કાલિદાસનો કટાક્ષ આવ્યો.

'એ તો એવું છે, કવિરાજ! कमलवनविहारी सारसो काक नाहं!'

કાલિદાસને શબ્દ માટે ખાંખાંખોળાં કરતો મૂકીને ચૌલા ધનપાલના પ્રશ્ન પ્રત્યે વળી: 'મહારાજ! અવંતીની વિદ્વત્સભામાં એ વારાંગનાએ જે પ્રત્યુત્તર આપ્યો તે મારી પાસેના પ્રત્યુત્તર જેટલો રસિક છે કે નહિ તેની તુલના તો વિદ્વત્સભા કરશે.'

'તમારી પાસે શો પ્રત્યુત્તર છે?'

'આંખમાં અંજેલ કાજળની રેખાને કર્ણવિલંબી જોઈને રાજકવિએ વારાંગનાને પ્રશ્ન કર્યો: "આંહીં કેમ ? કાજળની રેખા છેક કર્ણ પર્યંત દોરી છે એમ કેમ ?"'

પંડિતજનોમાં આશ્ચર્ય અને ક્ષોભ ફેલાયાં. ભીમદેવ મહારાજ આનંદમગ્ન સાંભળી રહ્યા. દામોદર એકતાન થઈ ગયો. ભોજરાજના મોં ઉપર મધુર વાણી સાંભળ્યાની પ્રસન્નતા આવી. કવિ પદ્મગુપ્ત વિચાર કરી રહ્યો. ધનપાલ સ્તબ્ધ થઈ ગયો. કાલિદાસ વિચક્ષણ બની ગયો.

'પછી વારાંગનાએ શો જવાબ વાળ્યો ?' ભોજરાજે પૂછ્યું.

'વારાંગનાએ જવાબ વાળ્યો: "કવિરાજ ! પૂછો છો શા માટે." મહારાજ પાટણપતિનાં રૂપ અને પરાક્રમ જોઈને ચક્ષુને વિસ્મય થયું; એટલે કાનની પાસેથી કથા જાણવા તે એની પાસે પહોંચી ગયું: અને એને પૂછ્યું: "આજ દિવસ સુધી તેં સાંભળ્યું એ જ આજ હું જોઉં છું ના ?"'

વિદ્વત્સભામાં દરેકે દરેક મસ્તક રસિક કવિત્વનો આનંદ અનુભવી રહ્યું. પણ ગુજરાતની એક નારી આ પ્રમાણે આવીને અવંતીસભામાં વિજય મેળવે એ પ્રસંગે વિદ્વાનોને આશ્ચર્ય પણ કરી મૂક્યા હતા. સૌની દૃષ્ટિ પદ્મગુપ્ત* તરફ ફરી. કવિરાજ પરિમલ સ્વપ્નમાંથી જાગતા હોય તેમ બોલ્યા: 'મહારાજ ! પાટણપતિનાં પરાક્રમ ને રૂપ જોઈને જેવું આંખને આશ્ચર્ય થયું તેવું જ આશ્ચર્ય એક બીજા પ્રસંગે પણ થયું છે ! પાટણપતિની કુલપરંપરામાં શોભા આવતા એ પ્રસંગની રમણીયતા એમને સ્મૃતિમાં છે કે ?'

'કયો પ્રસંગ છે, કવિરાજ ?' ભોલાએ પૂછ્યું.

પદ્મગુપ્તના ચહેરા ઉપર આનંદની એક રેખા પ્રગટી નીકળી.

'એવું છે, મહારાજ ! આંહીં પાટણપતિના રૂપની વાત થઈ. પરાક્રમની કથા કહેવાઈ. વિદ્યાપ્રીતિની જાણ થઈ. પણ એમની કુલપરંપરામાં આવતી ઉપાસનાની—તપશ્ચર્યાની વાત નથી થઈ. એમનામાં તો તપસ્વી પણ થયા છે: એ વાત મેં થોડી કાવ્યમાં ગૂંથી છે: વિશેષ તો એમના જ કવિરાજો ગૂંથશે.

સર્વવિદ્યાબ્ધિ મહારાજ મુંજરાજનો પ્રસંગ છે:

> आहारं न करोति नाम्बु पिबति स्रैणं न संसेवते
> शेते यत्सिकतासु मुक्तविषयश्चण्डातप सेवते ।
> त्वत्पादाब्जरजःप्रसादकणिकालाभोन्मुखस्तन्मरौ
> मन्ये मालवसिंह गुर्जरपतिस्तीव्रं तपस्तप्यते ॥ ×

પદ્મગુપ્તની વાણીછટાથી આખી સભા ડોલી ગઈ. મહારાજ ભોજરાજ આનંદમગ્ન બની ગયા: વૃદ્ધ ધનપાલનું શીર્ષ પ્રસન્નતાથી હાલી ઊઠ્યું: ભોલા કાંઈ જવાબ વાળે તે પહેલાં જ પદ્મગુપ્ત ઉત્સાહથી આગળ વધ્યા:

'મહારાજ ! ગુર્જર ભૂમિપાલની આ તપશ્ચર્યામાં એની સાધ્વી રાણીનો પણ ભાગ છે.

---

* પરિમલનું બીજું નામ.

× હે માલવસિંહ ! તારી ચરણરજનો પ્રસાદ મેળવવા માટે ગુર્જરરાજ આવું તીવ્ર તપ કરતો લાગે છે. તે આહાર કરતો નથી, પાણી પીતો નથી, રેતીમાં સુએ છે. સ્ત્રીને તજે છે—વગેરે. આ બધું તારી કૃપા મેળવવા માટેનું એવું તપ છે એ ભાવાર્થ. મૂળરાજને મુંજે હરાવ્યો એ વિશે છે.

मग्नानि द्विषतां कुलानि समरे त्वत्खड्गधाराकुले
नाथास्मिन्निति वन्दिवाचि बहुशो देव श्रुतायां पुरा ।
मुग्धा गुर्जरभूमिपालमहिषी प्रत्याशया पाथसः
कान्तारे चकिता विमुञ्चति मुहुः पत्युः कृपाणे दृशौ ॥+

પાટણપતિની કુલપરંપરાને શોભાવે એવી આ પદ્યાવલિ ગૂર્જરદેશના વિદ્વાનોએ કદાચ સાંભળી નહિ હોય—ભલે એ વિદ્વાનો પણ આમની દ્વારા એ સાંભળતા!'

દામોદર ને ભીમદેવ બન્ને આ સાંભળીને વ્યગ્ર બની ગયા. પદ્મગુપ્તે મુંજમહારાજની કીર્તિગાથા દ્વારા પાટણપતિના અપયશને એવી મનોરમ પદ્યાવલિમાં નિબદ્ધ કર્યો હતો કે એમાંથી ભૂંસી નાખવાની જાણે કોઈનામાં શક્તિ જ નહિ રહે એમ મહીભર તો બોલેલે સાચ્યું: સભાજનો પણ આ તીક્ષ્ણશર જેવા ભાની અસર નિહાળવા શાંત બની ગયા.

ચૌલા હવે શું બોલે છે એ સાંભળવાની સૌને ઉત્સુકતા જાગી.

એક ક્ષણમાં જ ચૌલાએ ગૌરવથી જવાબ વાળ્યો: 'મહારાજ! પાટણના વિદ્વાનોને તો આ પદ્યાવલિ પરિચિત છે.'

'એમ? ત્યારે તો એના કાવ્યાનંદમાં જ સૌ લીન હશે!' ભોજરાજે કહ્યું.

'કાવ્યાનંદમાં લીન છે: ને ગ્લાનિ પણ અનુભવે છે, મહારાજ!'

'ગ્લાનિ? કેમ ગ્લાનિ?'

ચૌલાનો પ્રત્યુત્તર સાંભળવા સૌ આતુર થઈ ગયા.

'મહારાજ! કવિ પદ્મગુપ્તની કાવ્યમય વાણીથી આનંદ મનોહર કાવ્યની વાણીથી આનંદ કોને ન થાય? પણ એમાં કાવ્ય છે ને ક્રાન્તદર્શન નથી એ જોઈને પાટણના વિદ્વાનોને ગ્લાનિ પણ થઈ!'

'ક્રાન્તદર્શન?'

'વૈભવ ને વિનિપાત કેટલાં પાસે પાસે છે એનું દર્શન એમાં નથી. માલવનો વૈભવ ને વિનિપાત કોઈને હવે ક્યાં અજાણ્યાં રહ્યાં છે? હમણાં જ માલવદેશાધીશને નડૂલમાં તેનો પરિચય ન થયો? નાનકડા નડૂલની નાળ પણ એ પ્રસંગે મહાન બની ગઈ. ચૌદસો ગજરાજની ઘટાટોપની વિભૂતિ ક્યાંયે ગઈ: એટલે પાટણના કવિએ એ સાંભળીને આજે તો ખિન્ન હૃદયે ગાયું:

यः केसरी स्वनखकर्कशचोग्रपाणि
निर्दारितेभरकुम्भसमुद्भवेन ।
नव्येन शोणितचयेन निरस्ततृष्णो
नित्यं बभूव विगहोश्च तृणेन सोऽपि ॥*

નડૂલના પરાજયની કથા સૌને સ્પર્શી ગઈ. એક ઘડીભર આખી સભા નૈર્લેપ્ય અનુભવી રહી. એટલામાં કાલિદાસે પ્રત્યુત્તર વાળ્યો: 'અવંતીનાથની વિજય–પરાજયની કથામાં પાટણને આટલો રસ છે—'

'એનું કારણ છે, કવિરાજ!'

'શું?'

---

+ ગુજરાતની મુગ્ધ રાણી. પહેલાં બંદીલોકોએ જે પ્રશસ્તિ ગાયેલી કે 'હે નાથ! તેં લડાઈમાં તારા દુશ્મનકુલને તલવારના પાણીમાં ડુબાડી દીધાં—' એ પ્રશસ્તિનો અક્ષરાર્થ ગ્રહણ કરીને મરુ ભૂમિમાં પાણીથી તૃષાતુર, પોતાના પતિની તલવાર પ્રત્યે સતૃષ્ણ નજર નાખે છે, એ ભાવાર્થ. આ પણ મુક્તક લિપિ છે.

* જે કેસરી ગજેન્દ્રના લોહીથી પણ અતૃપ્ત રહેતો તે આજે તૃણાંકુરથી સંતોષ માને છે એ ભાવાર્થ.

' नीयन्ते रिपुभिः समुन्नतिपदं प्रायः परं मानिनः । મહારાજ માલવરાજ જેવા અરિ તો ગૌરવરૂપ છેઃ એથી વધુ મહાન હોય તો વધુ સારું. પોતાના સામર્થ્ય પ્રમાણે પાટણપતિ તો મિત્ર-અમિત્ર રાખે જ છે! માલવરાજ પાટણના મિત્ર કે અમિત્ર રહે—પણ જે રીતે રહે તે રીતે એ મહાન રહે. એમાં અમારી શોભા. गारिरिव मृगाम्बय समुन्नं यान्ति केसरी।'

' મહારાજ !' મનોજ્ઞા બોલી. ' અમારું આહ્‌વાન સામાન્ય કોટિનું છે એમ એમણે કહ્યું, આ ચાટૂક્તિ દ્વારા એ વાત ઉપર પડદો પાડવાની મહારાજની વિદ્યાચાતુરીની ઇચ્છા હોય તો ભલે એમ; પણ सर्वत्र गुणद एव हि नाटकमधिकं विडम्बयति ।* એવું આ ગુર્જર-નારી માટે તો નથી ના?'

' તમે જે દેશમાંથી આવ્યાં, મનોજ્ઞા! ત્યાં વિદ્વત્‌સભાનો પરિચય કોઈને લાગતો નથી. એટલે અહીં આવ્યાં ખરાં પણ,

गिरिशिखरगतापि काकपाली
पुलिनगतैर्न समेति राजहंसैः ॥×

ચૌલાના શબ્દથી મનોજ્ઞા જરાક ધ્રૂજી ગઈ. મહારાજ ભોજરાજે એ જોયું. અનેકની આગે એક છતાં સરસાઈ ભોગવતી આવી આ નારી કોણ હશે—એ જાણવાની ભોજરાજની જિજ્ઞાસા વધી ગઈ હતી. તેમજ એની વિદ્યાનો વધુ પરિચય લેવાની પણ ઇચ્છા જાગ્રત થઈ હતી. એટલે એ બોલ્યાઃ ' તમે એમના આહ્‌વાનને ઉપાડી લીધું છે, પણ પાળ્યું નથી!'

' એનું કારણ છે, મહારાજ! હું તો પાટણની રાજસભામાં વિદ્યાનો પરિચય આપું: આ પાટણ નથી.'

' મહારાજ!' મનોજ્ઞા બોલીઃ अल्पश्रुतलव एव प्रायः प्रकटयति वाग्विभवमुच्चैः ।

' વિદ્યાસ્વામીઓ પણ વિદ્યાને દેશનું બંધન બાંધશે? વિદ્યાને દેશનું બંધન જાણ્યું છે? को विदेशः सविद्यानाम् कः परः प्रियवादिनाम् । તમે કહ્યું કે પાટણને અરિ નહિ પણ મહાન અરિ જોઈએ છીએઃ અમારી પણ એ જ ઇચ્છા છે. પણ પહેલાં તમે તમારી મહત્તા સિદ્ધ તો કરો—सिद्धोऽस्तु शत्रुरथवाधिपतिर्मृगाणां—એ સૂત્ર તો અમારે પણ માન્ય છે; પણ તમે વિદ્વજ્જનોને શંકાની છાયામાં રાખ્યા છે.'

' મહારાજની એવી ઇચ્છા છે તો ભલે ગુજરાતનો પરિચય આ વિદ્વદ્‌સભાને પણ થાય, મહારાજ! જ્યારે સરસ્વતી નદીનાં જળ આકાશમાં ભમતાં વાદળાંની છાયા ધારે છે ત્યારે મુક્ત અને સ્વતંત્ર વિચરતાં પાટણનાં નરનારીવૃંદ મેઘમલ્હારની મોહિની અનુભવે છે,' ચૌલા બોલીઃ ' પાટણના મહારાજ ભીમદેવના ધનુષ્ટંકાર જેવી મેઘમલ્હારની એ પળ ભલે અહીં જ કુંતલ રમણીઓ પણ અનુભવે.'

એક ઘડીભર શાંતિ થઈ ગઈ. આખી સભા ચિત્રવત્‌ સ્થિર બની ગઈ. ચૌલાના કંઠની મોહિની અનુભવવા સૌ ઉત્સુક બની ગયા.

—અને જ્યારે એ કંઠમાંથી નીકળતી મેઘમલ્હારી સુરાવલિના પ્રભાવે શિખર ઉપર નર્તન કરતા મયૂરની કલગીનો દીપ શાંત થયો—અને ગિરિશિખરોની છત્રીના દીપ ટપોટપ શાંત થવા માંડ્યા—ત્યારે પાટણના ગૌરવથી પ્રસન્ન થયેલા રાજા અને મંત્રીશ્વરને નિહાળતા, ચૌલાએ એક અત્યંત ભાવવાહી દૃષ્ટિ એમના સ્થાન પ્રતી કરી.

ભીમદેવ ને દામોદર કૃતકૃત્યતા અનુભવતા પ્રસન્ન પ્રસન્ન બનીને ચૌલાની કંઠમોહિનીમાં નાહી રહ્યા હતા.[1]

---

* પોતું હોય તે વાગે ઘણું. એ ભાવાર્થ.

× ગિરિશિખર ઉપર બેઠેલી કાગડાઓ રાજહંસોની તોલે ન આવે. ભલે બંને રાજહંસ રેતીમાં બેઠા હોય! એ ભાવાર્થ.

1 ' રાજસંન્યાસી ' નામની નાટિકામાં પ્રસિદ્ધ થયેલ નવલકથાનું એક પ્રકરણ.

# વાઇટેમીન વિષે

કાન્તિલાલ

આ જમાનામાં ભાગ્યે જ કોઈ શહેરી એવો હશે જેણે વાઈટેમીન (વ્ને વ્ બોલ્યો હોય એવો ઉચ્ચાર કરવો) વિષે કશું સાંભળ્યું ન હોય, કે જેને કોઈ ડાક્તરે કોઈ ને કોઈ વાઈટેમીનવાળી પેટન્ટ દવા ન લખી આપી હોય. આ વાઈટેમીન એ શી ચીજ છે! લગભગ ઓગણીસમા સૈકાના અંત લગી આપણને એટલું જ જ્ઞાન હતું કે આપણા ખોરાકમાં પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ, ચરબી, અને બીજા ક્ષારો પૂરતા હોય તો બસ છે. પરંતુ ધીરે ધીરે એમ માલુમ પડતું ગયું કે આ અગત્યનાં તત્ત્વો ઉપરાંત પણ કોઈ એવું નવીન છતાં અજ્ઞાત તત્ત્વ છે જેની મનુષ્ય શરીરના યોગ્ય પોષણ તથા વૃદ્ધિમાં આવશ્યકતા છે.

સર ગાઉલેન્ડ હોપકીન્સ ઊંદર પર પ્રયોગો કરતા હતા (૧૯૧૨ની આસપાસ) ત્યારે એમને માલુમ પડ્યું કે ઊંદરોને જો શુદ્ધ કરેલાં એકલાં પ્રોટીન, ચરબી અને કર્બોદિત આપવામાં આવે તો ઊંદરો જીવતા નથી પણ ટૂંક મુદતમાં મરી જાય છે. એક અખતરા ખાતર એમણે આ ઊંદરોને વધારામાં થોડુંક દૂધ આપી જોયું. આ ચમચી કે અડધી ચમચી દૂધનું પરિણામ બહુ અદ્ભુત આવ્યું. (આટલા દૂધમાં કંઈ પ્રોટીન વગેરેનું પ્રમાણ તો એટલું હતું જ નહિ જેથી એમ કહી શકાય કે એનો ફાયદો થશે!) ઊંદરો જીવ્યા એટલું જ નહિ પરંતુ હૃષ્ટપુષ્ટ બન્યા! આ પ્રયોગોએ આખી દુનિયાનું ધ્યાન ખેંચ્યું, ને વાઈટેમીનના ઈતિહાસનું એક અત્યંત રસિક પ્રકરણ આ રીતે લખાયું.

આ પ્રયોગોથી એટલું પુરવાર થયું કે દૂધમાં કંઈક એવું વિશિષ્ટ તત્ત્વ છે જેના વિના જીવન ટકી શકતું નથી. આ તત્ત્વ શું હતું તે કોઈ જાણતું નહોતું એટલે એ તત્ત્વ (અગર તત્ત્વો) માટે "વધારાનાં આહારતત્ત્વો" એવો સંદિગ્ધ શબ્દપ્રયોગ વપરાવા લાગ્યો.

સન ૧૮૯૭માં એઈકમેન (આ પરદેશી નામોના ઉચ્ચારની યથાર્થતા માટે લેખક જવાબદાર નથી) નામનો એક વલંદો ડાક્તર જાવામાં કામ કરતો હતો. એક દિવસ એના જોવામાં આવ્યું કે એના દરદીઓ જે રોગથી પીડાતા હતા તે જ રોગ એની મરઘીઓને લાગુ પડ્યો હતો! અકસ્માત્ એવું બન્યું કે મરઘીઓના ખોરાકમાં ફેરફાર થતાં મરઘીઓ સાજી થઈ ગઈ! મરઘીઓને પહેલાં જે ખોરાક અપાતો—પાલીશ કરેલા ચોખા—તે જ માણસોને પણ મળતો. આ ઉપરથી ચતુર એઈકમેનને એક અખતરો કરવાનું સૂઝ્યું. એણે ફરી મરઘીઓને પાલીશ કરેલા ચોખા પર રાખી; આમ કરવાથી મરઘીઓને પક્ષાઘાત લાગુ પડ્યો, ને ડાંગરનાં ફોતરાં તથા કુશકી ખવડાવવાથી આ રોગ મટી ગયો. અર્થાત્ આ ખા ચોખામાં એવું કંઈક તત્ત્વ હતું જે પાલીશ કરવાથી નાશ પામતું હતું અને જેના નાશ પામવાથી મનુષ્યો તેમ જ મરઘીઓને રોગ લાગુ પડતો હતો, અને આ રોગ એ તત્ત્વ (ફોતરાં તથા કુશકી રૂપે) આપવાથી મટી જતો હતો. પણ ઓગણીસમી સદીના વિજ્ઞાનીઓના મગજમાં જંતુઓ પેસી ગયા હતા, એટલે દરેક રોગનું મૂળ કારણ કંઈ ને કંઈ જંતુ હોવું જોઈએ એમ માની તેઓ બધું સંશોધન કરતા. પરિણામે એઈકમેનના આ પ્રયોગ પ્રત્યે કોઈએ ઝાઝું લક્ષ આપ્યું નહિ. પરંતુ ૧૯૧૧ના આશરામાં ફુન્ક નામના એક સંશોધકે ખુદ લંડનમાં જ પેલા વલંદા ડાક્તરનો પ્રયોગ ફરી કર્યો, અને કુશકીનું સત્ત્વ કાઢી

એનાથી એણે પક્ષાઘાત પામેલા કબૂતરને સાજું કર્યું ને લંડનના દાક્તરોને ચકિત કરી નાખ્યા. પોતે જે 'અર્ક' કાઢ્યો હતો એનું નામ એણે "વાઈટેમાઇન" પાડ્યું.

આ બે પ્રયોગો પરથી આપણે 'વાઈટેમીન'ની વ્યાખ્યા આમ બાંધી શકીએ: "વાઈટેમીન એ એવો પદાર્થ છે કે જે શરીરમાં બળતણ તરીકે નથી વપરાતો છતાં જેની શરીરના યોગ્ય રક્ષણ તથા સંવર્ધન માટે જરૂર છે, એટલું જ નહિ પણ જેના વિના શરીરમાં રોગ પણ થાય છે." ક્રમેક્રમે કરી અનેક વાઈટેમીન શોધાયાં છે, અને આપણા શરીરમાં એ પ્રત્યેક શું કાર્ય કરે છે તે પણ હવે આપણે જાણીએ છીએ. એ વિષે આગળ વિચાર કરીશું.

આ પ્રમાણે 'વાઈટેમીન'નું નામસંસ્કરણ તો વીસમા સૈકામાં થયું અને સંશોધોનું ધ્યાન પણ આ દિશામાં આ જ સૈકામાં દોરાયું, છતાં વાઈટેમીનના અભાવથી થતા રોગ તો જગતમાં ઘણા વખતથી જાણીતા હતા. દાખલા તરીકે, સાગર ખેડતા ખલાસીઓમાં 'સ્કર્વી' નામનો રોગ ખૂબ ફેલાતો ને પરિણામે અનેક ખારવાઓ મરી જતા. કહે છે વાસ્કો-ડા-ગામા જ્યારે હિંદ આવ્યો ત્યારે એના ૧૬૦ માણસોમાંથી માત્ર ૬૦ જ જીવતા રહેલા! સન ૧૭૫૭માં કૅપ્ટન લીન્ડ નામના માણસે લીંબુના રસ વડે આવા સ્કર્વીના દરદીઓને સારા કર્યા હતા, અને ૧૮૦૪થી તો અંગ્રેજ સરકારે જ દરિયાઈ લશ્કરમાં લીંબુનો રસ દાખલ કરી દીધો; પરિણામ એ આવ્યું કે સ્કર્વી ધીરે ધીરે નાબુદ થઈ ગયો. લીંબુના રસનો આ ગુણ શોધનાર કે વાપરનાર કોઈ જાણતું નહોતું કે લીંબુમાં વાઈટેમીન સી હોય છે ને એનાથી સ્કર્વી મટે છે. આજે આપણે જાણીએ છીએ કે વાઈટેમીન સીના અભાવે આ ખલાસીઓને સ્કર્વી લાગુ પડતો હતો.

આવી જ રીતે જાપાની ખલાસીઓમાં 'બેરીબેરી' નામના રોગનું ખૂબ જોર રહેતું. આ લોકોનો મુખ્ય ખોરાક પાલીશ કરેલા ચોખા રહેતો. ટકાકી નામના સેનાપતિએ ૧૮૮૨માં આ લોકોને માંસ, મચ્છી તથા શાકભાજી પણ વધારામાં આપવા માંડ્યાં. પરિણામ એ આવ્યું કે ૧૮૭૮માં બેરીબેરીના ૧૪૮૫ કેસ થયા હતા, ત્યારે ૧૮૮૮માં એક પણ ન થયો! આમ બેરીબેરી રોગ ખોરાક સુધારવાથી મટે છે એટલું અનુભવજ્ઞાન તો હતું જ, પરંતુ એઈકમેન અને ફુન્કના પ્રયોગોથી એ સિદ્ધ થયું કે બેરીબેરી એ આહારની અપૂર્ણતાનું જ પરિણામ છે. ને 'વાઈટેમાઈન' આપવાથી બેરીબેરી મટી શકે છે. ફુન્કે જેને 'વાઈટેમાઈન' કહેલું તેને પાછળથી 'વાઈટેમીન બી' તરીકે ઓળખવા લાગ્યા.

સર ગાઉલૅન્ડ હોપકીન્સ જેવા પ્રયોગો અમેરિકામાં પણ થતા હતા. મૅકકોલમ નામના વૈજ્ઞાનિકે જોયું કે પોતાના ઉંદરોને બધી જ જાતની ચરબી માફક નહોતી આવતી. દાખલા તરીકે માખણ અને ઈંડાની ચરબી પર ઉંદરો જીવતા તથા ફાલતા, પરંતુ ઓલીવ ઑઈલ કે બીજી ચરબી આપવાથી એમનો વિકાસ અટકી જતો. આ ઉપરથી એણે તારવ્યું કે અમુક પ્રકારની ચરબીઓમાં બુદ્ધિવર્ધક 'કંઈક' છે, જ્યારે અન્ય પ્રકારની ચરબીઓમાં આ તત્ત્વનો અભાવ છે. આ તત્ત્વને એણે "ચરબીમાં ઓગળે એવું 'એ' તત્ત્વ" એવું નામ આપ્યું. આ જ તત્ત્વને "વધારાનું આહારતત્ત્વ એ" પણ કહેતા. સર હોપકીન્સના પ્રયોગવાળું જ આ તત્ત્વ આજે 'વાઈટેમીન એ' નામથી ઓળખાય છે.

વાઈટેમીનની શોધખોળને યુરોપના ગત મહાયુદ્ધથી ખૂબ વેગ મળ્યો. યુદ્ધ ખતમ થયા બાદ અનેક પ્રજાઓ અપૂર્ણ આહારને પરિણામે જાતજાતના રોગોથી પીડાતી હતી.

એરિટ્રયામાં બાળકોને રિકેટ્સ લાગુ પડ્યો હતો. આ રોગ પર શોધખોળ ચાલતી હતી ત્યારે પ્રોફેસર મેલનબીએ કૃત્રિમ ઉપાયો વડે કુરકુરિયાંમાં રિકેટ્સ ઉત્પન્ન કર્યો ને પછી માખણ અગર કોડલીવર ઓઈલ વડે એ રોગ સારો કર્યો. પોતાના પ્રયોગ પરથી એમણે એવું અનુમાન કર્યું કે કોડલીવર ઓઈલ તથા માખણમાં 'એ' ઉપરાંત બીજું તત્ત્વ પણ છે જેનાથી રિકેટ્સ મટે છે. સન ૧૯૨૨માં મેકકોલમે આ તત્ત્વને 'એ'થી જુદું પાડી બતાવ્યું ને એનું નામ 'વાઈટેમીન ડી' પાડ્યું.

એવન્સ અને બિશપ નામના બે વૈજ્ઞાનિકોએ લગભગ આ જ અરસામાં બતાવ્યું કે પ્રોટીન, કાર્બોહાઈડ્રેટ, ચરબી, ક્ષારો ઉપરાંત વાઈટેમીન એ. બી. સી. ડી. આપવા છતાં પણ પ્રાણીઓની વંશવૃદ્ધિ બરોબર થતી નથી, ને પ્રજોત્પત્તિ અશક્ય બને છે. આવાં પ્રાણીઓને જો ઘઉંનાં બીજ કે ઘઉંના બીજમાંથી કાઢેલું તેલ આપવામાં આવે તો સંતતિ થઈ શકે છે. પોતાના પ્રયોગને દરેક રીતે કાળજીપૂર્વક તપાસી એમણે એવું વિધાન કર્યું કે પ્રજોત્પત્તિ માટે એક અલગ જ વાઈટેમીનની જરૂર રહે છે; આ પાંચમા વાઈટેમીનને એમણે વાઈટેમીન ઈ એવું નામ આપ્યું.

હવે આપણે પ્રત્યેક વાઈટેમીન વિષે વીગતવાર ચર્ચા કરીશું.

## વાઈટેમીન એ

લગભગ ૧૯૧૩ની સાલ સુધી એમ મનાતું કે જુદી જુદી જાતનાં તેલ અગર જુદી જુદી જાતની ચરબીમાં પોષણની દૃષ્ટિએ કાંઈ તફાવત નથી કારણકે એ બધાંમાં રાસાયણિક સમાનતા હોઈ શરીરને લગભગ સરખી ગરમી મળી રહે છે. પરંતુ આ અરસામાં પ્રયોગ કરતાં કરતાં મેકકોલમ વગેરેને માલુમ પડ્યું કે ઉંદરોને જો ઓલીવ ઓઈલ કે બદામનું તેલ કે ભૂંડની ચરબી આપવામાં આવે તો એમનાં શરીર બરોબર ખીલતાં નથી ને આરોગ્ય જળવાતું નથી. પરંતુ આને બદલે જો કોડલીવર ઓઈલ કે માખણ કે ઈંડાની જરદી આપવામાં આવે તો ઉંદરો તંદુરસ્ત રહે છે. આ પ્રયોગોથી સ્પષ્ટ થયું કે અમુક પ્રકારનાં તેલમાં કંઈક વિશિષ્ટ તત્ત્વ રહેલું છે જે શરીરની વૃદ્ધિ તથા તંદુરસ્તી અર્થે આવશ્યક છે. આ તત્ત્વને મેકકોલમે "ચરબીમાં પીગળે એવું એ તત્ત્વ" એવું નામ આપ્યું. આ પદાર્થને જ આપણે વાઈટેમીન એ કહીએ છીએ.

ડૉ. સ્ટીનબોક નામના વૈજ્ઞાનિકે એવું શોધી કાઢ્યું કે ગાજરમાં જે કેરોટીન (કેરટ=ગાજર) નામનો પીળો પદાર્થ રહેલો છે તેને વાઈટેમીન એ ને કાંઈ સગપણ છે. આમાંથી જ વાઈટેમીન એ બને છે; અર્થાત્ ગાજર અને બીજાં શાકભાજી તથા ફળમાં જે કેરોટીન રહેલું છે તેમાંથી આપણા શરીરમાં વાઈટેમીન એ બને છે. માછલીના તેલમાં વાઈટેમીન એ જ હોય છે. દરિયામાં ઘણી વનસ્પતિ માછલીઓ ખાય છે ને એ વનસ્પતિમાંથી એમના શરીરમાં વાઈટેમીન એ બને છે, તથા કલેજામાં ( લીવરમાં ) સંગ્રહાય છે. આ માછલીનું તેલ ( કોડ નામની માછલી ) તે કોડલીવર ઓઈલ.

આ વાઈટેમીનને શુદ્ધ સ્વરૂપમાં જુદું પાડવાનું કામ કઠણ છે, જો કે હોમ્સ અને કોરબેટ નામના રસાયણશાસ્ત્રીઓએ માછલીના તેલમાંથી વાઈટેમીન એના શુદ્ધ ક્રિસ્ટલ્સ ( પાસાદાર રવા ) બનાવ્યા હતા. સાધારણ રીતે કોડલીવર ઓઈલ કે એવી બીજી

જાતની માછલીના તેલમાંથી અર્ક કાઢીને આ અર્ક વાઇટેમીન એ તરીકે વપરાય છે. બજારમાં જે દવાઓ મળે છે. તેમાં આ અર્ક જ વપરાય છે.

કોઈ પણ પ્રાણીના ખોરાકમાં જો આ વાઇટેમીન ન હોય તો એનું શરીર વધતું નથી ને આંખમાં ફૂલું પડે છે. આંખનો સફેદ ભાગ સૂકો તથા લૂખો પડી જાય છે, અને આંસુ ઝરતાં નથી. છેવટે આંખો ઊંડી નકામી બની જાય છે. આ સાથે સાથે જ ચામડી પર પણ અસર માલમ પડે છે. ખભા પર, હાથ પર અને પગ પર ફોલ્લીઓ થાય છે. વળી દાંતનું ઘડતર પણ બરોબર થતું નથી. ટૂંકામાં કહીએ તો, શરીર પર જે ત્વચાનું અસ્તર છે ( બહાર ચામડી, અને આંખ, નાક, મોં, ગળું, ફેફસાં વગેરેની શ્લેષ્મ ત્વચા ) તેની સાચવણી માટે વાઇટેમીન એની જરૂર છે. જો વાઇટેમીન એ ન મળે તો આ પડ પોતાનું કાર્ય યોગ્ય રીતે કરી શકતું નથી ને પરિણામે એ પડની રોગવિરોધક શક્તિ ઘટે છે. આને લીધે આંખ બગડે છે, દાંતમાં ખામી આવે છે, ચામડી ખરબચડી બને છે ને શ્વાસનળી તથા ફેફસાં જંતુઓના હુમલાનાં ભોગ બને છે.

પણ આપણે તો મનુષ્ય સાથે નિસ્બત છે. માણસને વાઇટેમીન એ પૂરતા પ્રમાણમાં ન મળે તો એને કંઈ નુકસાન ખરું ? જરૂર. એવું કહેવાય છે કે આપણા દેશમાં જે બાળકો આંધળાં થાય છે તેમાંનાં લગભગ અર્ધાંથી વધારે ઝેરોપ્થેલ્મીઆ નામના રોગના ભોગ બનેલાં હોય છે. આ રોગમાં આપણા ડોળાનું જે પારદર્શક પડ હોય છે (cornea=કનીનિકા) તે જ ઝડપાય છે અને અપારદર્શક થઈ જાય છે, તથા લગભગ નાશ પામે છે. પરિણામે બહારનાં કિરણ અંદર જઈ શકતાં નથી. ગયા મહાયુદ્ધ વખતે ડેન્માર્કે પોતાનું બધું માખણ જર્મનીને વેચી દીધું હતું. આથી એ દેશમાં જ માખણ ખૂટી ગયું અને અનેક બાળકો આ રોગમાં ઝડપાયાં. સિલોનમાં તો લગભગ ૬૬ ટકા બાળકોમાં આ રોગ માલુમ પડે છે. મલબારમાં પણ એનું ઘણું જોર છે. પરંતુ વાઇટેમીન એની અછતને લીધે આંખ પર આવી અસર જણાય તે પહેલાં ચામડી પર જણાય છે. ચામડી લૂખી ને ખરબચડી થાય છે. એના પર હાથી ફેરવીએ તો કરકરી લાગે છે ને ઝીણી ફોલ્લીઓ જણાય છે ( આ ફોલ્લીઓ પાકતી નથી ). આવી ચામડીને અંગ્રેજીમાં ફ્રીનોડર્મા ( દેડકાની ચામડી ) કહે છે. સિલોનની જેલોમાં, નિશાળોમાં અને બીજી સંસ્થાઓમાં આ રોગનું ભારે પ્રમાણ જોવામાં આવે છે.

વાઇટેમીન એ ની ઊણપનું બીજું પરિણામ રતાંધળાપણું છે. આ રોગમાં શું થાય એ સમજાવવાની જરૂર ન જ હોય. જેણે દલપતરામનું જીવરામ ભટનું નાટક વાંચ્યું હશે એને આ વસ્તુનો તાદૃશ ખ્યાલ હશે જ. શ્રી. મેઘાણીની એકાદ વાર્તામાં પણ આ વિષયનો ઉલ્લેખ છે, જો કે એ વાર્તા ભાષાંતર હતી કે તેમની પોતાની હતી તે યાદ નથી. આ ચિહ્ન સાધારણ રીતે પુખ્ત ઉંમરનાં માણસોમાં માલુમ પડે છે. ઘણા ભૈયા લોકો માત્ર આટો અને દાળ ખાઈ ને ગુજારો કરે છે તેથી એ લોકોમાં આ રોગ કોઈ કોઈ વાર જોવામાં આવે છે. તે ઉપરાંત દુકાળના વખતમાં પણ ઘણાં લોકોને પૌષ્ટિક ખોરાક ન મળવાથી રતાંધળાપણું લાગુ પડે છે. વળી એ યાદ રાખવું જોઈએ કે અંધારામાં જોવાની શક્તિનો આધાર વાઇટેમીન એ ઉપર છે અને જો આ વાઇટેમીન થોડું થોડું મળતું હોય તો આ શક્તિ તદ્દન લુપ્ત નથી થતી, છતાં એમાં ક્યાશ તો આવે જ છે. આ ક્યાશની

આપણને આપણા રોજિંદા જીવનમાં કદાચ ખબર ન પણ પડે. પરંતુ અસામાન્ય સંજોગોમાં આ ખામી તરત દેખાય છે. દાખલા તરીકે, લંડનમાં અંધારપટના અમલ પછી, મોટરના અકસ્માત વધ્યા હતા, ને આ બાબતના મૂળમાં તપાસ કરતાં માલુમ પડ્યું હતું કે ઘણા ડ્રાઇવરો રાતે બરોબર જોઈ શકતા ન હતા; અર્થાત્ એમને વાઇટૅમીન એ પૂરતા પ્રમાણમાં મળતું નહોતું.

જે પ્રાણીઓને વાઇટૅમીન એ આપ્યા વિના ઉછેરવામાં આવતાં તે ઘણુંખરું કોઈ ને કોઈ ચેપથી મરી જતાં. આથી એવી માન્યતા પ્રસરી કે વાઇટૅમીન એથી ચેપી રોગ મટી શકે અને કેટલાક એને ચેપનિવારક વાઇટૅમીન કહેવા લાગ્યા. વળી ઓરી અને સુવારોગ જેવા રોગોમાં એનો વપરાશ પણ થવા માંડ્યો. પરંતુ આ વાત સાચી નથી. રોગ થતા પાછા મટાડવાની કે એ હુમલાનો સામનો કરવાની શક્તિ વાઇટૅમીન એમાં નથી. બીજું એ યાદ રાખવાનું કે વાઇટૅમીન એની ઊણપ હાનિકર્તા છે એ વાત સાચી છે, પરંતુ શરીરને જરૂરનું હોય એથી અત્યંત પ્રમાણમાં આ વાઇટૅમીન લેવાથી કોઈ વિશેષ લાભ નથી. સાથે સાથે એ પણ કહેવું જોઈએ કે અધિક પ્રમાણમાં વાઇટૅમીન એ લેવાથી નુકસાન પણ કંઈ નથી. ત્યારે પ્રશ્ન એ થાય છે કે કેટલું પ્રમાણ યોગ્ય ગણાય?

જેમ પદાર્થનું વજન કરવા આપણે શેર ઇત્યાદિ માપનો ઉપયોગ કરીએ છીએ તેમજ બધાં વાઇટૅમીન માટે એક ઇન્ટરનેશનલ યુનિટ (આંતરરાષ્ટ્રીય માપ) નક્કી થયું છે. શુદ્ધ વાઇટૅમીન એ તો એક ગ્રામ (લગભગ આઠ રતિ) લઈએ તો એના ૩,૦૦૦,૦૦૦ ઇન્ટરનેશનલ યુનિટ થાય. પુખ્ત ઉંમરના માણસે વાઇટૅમીન એ ના ૩૦૦૦ ઇ. યુ. લેવાં જોઈએ એવું 'હેલ્થ બુલેટીન' નં. ૨૩ લખે છે (આ ચોપાનિયું સરકાર તરફથી પ્રસિદ્ધ થયું છે. આપણા આહાર માટે એમાં અત્યંત ઉપયોગી માહિતી આપેલી છે). અમેરિકાના નિષ્ણાતોની કમિટિ ૫૦૦૦ ઇ. યુ.ની ભલામણ કરે છે. જે ત્રણ હજારનો આંકડો છે તે ઓછામાં ઓછી જરૂર દર્શાવે છે, અર્થાત્ એથી ઓછું વાઇટૅમીન એ ન જ હોવું જોઈએ. પાંચ હજારનો આંકડો ઇષ્ટ પ્રમાણ દર્શાવે છે, એટલે કે એ માપમાં લેવાય તો શરીર સુંદર, સુદૃઢ અને નીરોગી બને; એથી ઓછું લેવાય તો રોગ જ થાય એવું નથી પરંતુ શરીર શોભે કળાએ ન ખીલે. ઊગતાં બાળકો, સગર્ભા સ્ત્રીઓ તથા ધાવતાં બાળકોની માતાઓને આ વાઇટૅમીન સવિશેષ પ્રમાણમાં મળવું જોઈએ. પ્રજાસંઘની આરોગ્ય સમિતિ સગર્ભા સ્ત્રીઓ તથા માતાઓ માટે ૮૦૦૦ ઇ. યુ.ની ભલામણ કરે છે. દસથી બાર વરસનાં બાળકોને ૪૫૦૦ ઇ. યુ. મળવા જોઈએ.

આ પ્રમાણ કેવી રીતે મળે? દૂધ, માખણ, ઘી, ઈંડાં, કલેજી, માછલી ચરબી તથા માછલીના તેલમાં આ વાઇટૅમીન સારા પ્રમાણમાં છે. કૉડ અને હેલીબટ નામની માછલીનાં તેલ એનાથી ભરપૂર હોય છે. લડાઈ થયા પછી આપણા દેશમાં કૉડલીવર ઑઇલની બહુ તાણ પડવા લાગી હતી અને એના ભાવ ખૂબ ઊંચા ગયા હતા કારણ કે આપણો બધો આધાર નૉર્વેથી આવતા માલ પર હતો. સુભાગ્યે આ બાબતમાં સરકારની આંખ ઊઘડી છે અને મદ્રાસ તથા કલકત્તામાં આ પ્રકારની ખીલવણી શરૂ થઈ છે. આપણા દરિયાની માછલીના તેલમાં વાઇટૅમીન એ હોય છે એટલું જ નહિ પરંતુ અમુક જાતની માછલીઓ તો આ બાબતમાં કૉડ માછલીને ટપી જાય છે. ટુંબી, તાંબલસે, મેથી, પાલખની આદિ

ઈત્યાદિ લીલાં શાકમાં તથા કેરી, પપૈયું, ટમેટાં ઈત્યાદિ ફળોમાં કૅરોટીનનું પ્રમાણ સારું હોય છે. આપણને એમાંથી પણ ઘણું એ વાઈટેમીન મળી રહે; દાખલા તરીકે, પારીર તાંદળજાની ભાજીમાંથી જ આપણી દૈનિક જરૂરિયાત પૂરી પડી જાય.

## વાઈટેમીન બી₁

આપણે જોયું કે ચોખાની કુશકી વડે એઈકમેને બેરીબેરીના દરદીઓને પહેલાં સાજા કર્યા ને પછી ફુન્કે લીસ્ટર ઈન્સ્ટીટ્યુટમાં કુશકીનો અર્ક કાઢી એક કબૂતરને સાજું કરી બતાવ્યું. આ વાઈટેમીનને 'એન્ટી બેરીબેરી' વાઈટેમીન કહેતા. ફુન્ક માનતો હતો કે પોતે તૈયાર કરેલો અર્ક એ આ વાઈટેમીનનું શુદ્ધ સ્વરૂપ છે. પરંતુ હકીકતમાં એમ નહોતું. સન ૧૯૨૬માં સ્મિથ અને હેન્ડ્રીક નામના બે સંશોધકોએ બતાવ્યું કે આ મૂળ વસ્તુમાં બે અંશ હતા: એક ઉષ્ણતાક્ષમ અને બીજો ઉષ્ણતાચલ; અર્થાત્ જે અંશ ગરમીથી નાશ પામતો હતો તેનાથી જ વસ્તુતઃ બેરીબેરીનો રોગ મટતો હતો. આ અંશને વિલાયતમાં વાઈટેમીન બી ૧ ના નામથી ઓળખવા લાગ્યા ને અમેરિકામાં એને માત્ર બી કહેતા. જુદા જુદા લેખકોએ આ એક જ પદાર્થને જુદે જુદે નામે ઓળખાવ્યો છે: ફુન્કે એને વાઈટેમાઈન કહ્યો; સુઝુકી નામના જપાનીએ ઓરીઝેનીન કહ્યો; મેકકોલમે 'પાણીમાં ઓગળે એવું બી' કહ્યો; ચર્મને વાઈટેમીન એફ કહ્યો; જેન્સને એન્યુરીન કહ્યો, અને વિલિયમ્સે થાયેમીન કહ્યો. હાલ આ વાઈટેમીન યુરોપમાં 'એન્યુરીન' નામથી પ્રસિદ્ધ છે. અમેરિકામાં એને થાયેમાઈન હાઈડ્રોક્લોરાઈડ કહે છે. હવેથી આ જ નામ પ્રમાણિત થયું છે; કારણ આ વાઈટેમીનને એના શુદ્ધ રાસાયણિક સ્વરૂપમાં જુદું પાડી શકાયું છે એટલું જ નહિ, પરંતુ પ્રયોગશાળામાં એને નવેસરથી બનાવી પણ શકાય છે. "બી₁" એવું સંજ્ઞાવાચક નામ વાપરવાને બદલે થાયેમાઈન હાઈડ્રોક્લોરાઈડ એવું રાસાયણિક નામ હવે વાપરી શકાય છે. વાઈટેમીન એ થી ઊલટપક્ષે આ વાઈટેમીન પાણીમાં ઓગળી શકે એવું છે.

આ વાઈટેમીન ન મળે તો માણસને બેરીબેરી નામનો રોગ લાગુ પડે છે એ આપણે જોયું. બેરીબેરીનાં લક્ષણ શાં? શરૂઆત અપચાથી થાય છે; પછી અશક્તિ લાગે છે, છાતીમાં ધબકારા થાય છે, હાંફ ચડે છે; સ્નાયુઓ શિથિલ થાય છે; પગે સોજા આવે છે (આખે શરીરે પણ આવે) ને જ્ઞાનતંતુઓ બરાબર કામ કરતાં નથી તથા અનવરો અકડી જાય છે. જે દેશોમાં પ્રજાનો મુખ્ય ખોરાક ચોખા છે ત્યાં આ રોગ ખાસ જોવામાં આવે છે. ચીન, જાપાન, બ્રહ્મદેશ, દક્ષિણ હિંદુસ્તાન વગેરે સ્થળોએ આનું જોર જણાય છે. જ્યાં જ્યાં સંચે ખાંડેલા ચોખાનો વપરાશ વધુ છે ત્યાં ત્યાં આ રોગ પણ વધુ છે. મદ્રાસ ઈલાકામાં—ખાસ કરીને ઉત્તર સરકારમાં લોકો આવા ચોખા ખાય છે ત્યાં બેરીબેરી ખૂબ છે. બીજા વિભાગના લોકો ડાંગર ઉકાળીને પછી એને ખાંડીને ખાય છે ત્યાં આ રોગ નથી. હાથે ખાંડેલા ચોખા ખાય તો વાઈટેમીન બી૧ વાળો ભાગ નાશ પામતો નથી ને પરિણામે બેરીબેરી લાગુ પડતો નથી. આપણે સંચે ખાંડેલા ચોખા વાપરીએ છીએ ને વળી પાછા એ ચોખાને ધોઈ ઓસાવીને રાંધીએ છીએ (ઘણાં ઘરમાં તો વળી ભાતને પાછો ઓસાવે છે!) એટલે લગભગ બધું જ વાઈટેમીન બી૧ નાશ પામે છે. મુખ્યત્વે ઘઉં તથા દાળમાંથી આપણને આ વાઈટેમીન મળી રહે છે એટલે આપણા પ્રાંતમાં બેરીબેરી નથી દેખાતો.

પરંતુ બેરીબેરીને અટકાવવો એ જ કંઈ વાઈટેમીન બી૧ નું એક જ કાર્ય નથી. આ વાઈટેમીન યોગ્ય પ્રમાણમાં ન મળે તો આપણને બંધકોશ થાય, ભૂખ મરી જાય, નબળાઈ લાગે, થાક લાગે; હાથેપગે ખાલીઓ ચડે, બળતરા થાય. સંચે દળેલો લોટ અને સંચે ખાંડેલા ચોખા વેરેવેર વપરાય છે એ જમાનામાં શહેરના લોકોમાં આ વાઈટેમીનની અછત હોય એ અશક્ય નથી. અમેરિકન લોકોના આહારનું એક મોટું દૂષણ એ ગણાય છે કે એમાં થાયેમાઈનનું યોગ્ય પ્રમાણ નથી હોતું. પરંતુ એ દેશ કંઈ આપણા જેવો પછાત નથી; ત્યાં તો ખાસ વાઈટેમીન બી૧વાળાં પાંઉ તૈયાર મળી શકે છે. આપણે પણ સંચા પરથી લાવેલો લોટ ચાળ્યા પછી જે થૂલું નીકળે છે તે ઉપયોગમાં લઈએ તો આ વાઈટેમીન ઘણું બચી જાય.

આ વાઈટેમીન અણછડ ચોખા ઇત્યાદિ ધાન્યમાં, કઠોળમાં, ઈંડાંમાં, ફળફળાદિ તથા લીલાં શાકમાં અને કલેજીમાં ઠીક ઠીક પ્રમાણમાં હોય છે. માંસમાં અને દૂધમાં થોડું જ છે; સોયાબીન, જવ, ફુલેવર, વટાણા, કોળું તથા મગફળીમાં વિશેષ છે. પુખ્ત ઉંમરના માણસને ૬૦૦ ઈં. યુ. જોઈએ; દસથી બાર વરસના બાળકને ૪૦૦ ને સગર્ભા સ્ત્રી તથા માતાને અનુક્રમે ૬૦૦ ને ૭૫૦ ઈં. યુ. જોઈએ. આપણે રોજ બેથી ત્રણ અધોળ દાળ (અગર કઠોળ) લઈએ, પાશેર ઘંટીનો લોટ (કે હાથછડના ચોખા) લઈએ ને આશરે દોઢ પાશેર લીલાં શાકભાજી ખાઈએ તો આ વાઈટેમીન પૂરતા પ્રમાણમાં મળી રહે. આ વાઈટેમીન શરીરમાં ભેગું નથી થતું એટલે રોજની જરૂરિયાત રોજ ને રોજ લેવી જોઈએ. વાઈટેમીન એ આપણા યકૃત (કાળજા) માં ભેગું થાય છે અને બહારથી ન મળે ત્યારે આ સંઘરો ખપમાં આવે છે; પરંતુ વાઈટેમીન બી૧ ની બાબતમાં આમ નથી.

## રિબોફ્લેવીન અથવા લેક્ટોફ્લેવીન

આપણે જોયું કે મૂળ વાઈટેમીન બી બે અંશોનું બનેલું છે: (૧) ગરમીથી નાશ પામે એવું બી૧; (૨) અને બીજું, ગરમી સહી શકે એવું બી૨. પણ આ બી૨ એક પદાર્થ નથી: એ તો આખું કુટુંબ છે. એ કુટુંબના કેટલાક સભ્યોની ઓળખ વિજ્ઞાનને પડી છે; બીજા હજી તો અજ્ઞાતવાસમાં છે. આવા એક સભ્યનું નામ રિબોફ્લેવીન (અમેરિકામાં, ઇંગ્લંડમાં લેક્ટોફ્લેવીન) છે. ફ્લેવીન નામનો મૂળ પદાર્થ એક પ્રકારનો રંગ છે. દૂધમાં જે ફ્લેવીન હોય છે તેને લેક્ટોફ્લેવીન કહે છે, ઈંડામાં જે હોય છે તેને ઓવોફ્લેવીન કહે છે; કલેજીમાં હોય છે તેને હિપેટોફ્લેવીન કહે છે. આ બધાં પોષણની દૃષ્ટિએ સરખાં જ ઉપયોગી હોઈ રિબોફ્લેવીન એવું એક નામ આ તત્ત્વને આપવામાં આવ્યું છે. પહેલાં એને વાઈટેમીન જી કહેતા.

રિબોફ્લેવીન પાણીમાં ઓગળે એવું છે; ને ગરમીથી નાશ પામતું નથી. આપણા શરીરમાં (કે પ્રાણીના શરીરમાં) રિબોફ્લેવીન બની શકતું નથી એટલે ખોરાકમાં એ મળવું જ જોઈએ. શરીરમાં ચાલતી અનેક ક્રિયાઓમાં રિબોફ્લેવીન આવશ્યક જણાય છે.

ઉંદરોને આ વાઈટેમીનથી વંચિત રાખવામાં આવે તો એમની વૃદ્ધિ અટકી જાય છે; આંખો આવે છે ને ટાલ પડે છે. એક વૈજ્ઞાનિકે બતાવ્યું છે કે ઉંદર, મરઘી તથા પારેવાંને આ વાઈટેમીન ન આપવામાં આવ્યું તો બધાંની આંખોમાં મોતીયા જણાયા.

મનુષ્યને આ વાઈટેમીન ન મળે તો એના શરીર પર શી અસર થાય તે હજી નિશ્ચિત

અને પૂર્ણપણે જાણી શકાયું નથી. પરંતુ અમેરિકામાં આ બાબતમાં શોધખોળ ચાલ્યા જ કરે છે. ડૉ. સિબ્રેલ અને બટલરે કેટલાક દરદીઓને પ્રયોગને ખાતર રિબોફ્લેવીન વિનાનો ખોરાક આપી જોયો. થોડા દિવસ પછી આ દરદીઓના મોંના ખૂણા આગળ ચીરા પડવા લાગ્યા તથા અંદરથી સોજો અને ગાલ આળા થઈ ગયા તથા કેટલાકને ગાંઠાં પણ પડ્યાં. આ જાતનાં ચિહ્નો બીજા નિરીક્ષકો પણ વર્ણવે છે. ડૉ. આઈક્રોઈડના જણાવ્યા પ્રમાણે દક્ષિણ ભારતમાં ઘણા લોકોમાં આ ચિહ્નો જોવામાં આવે છે. આ સિવાય છીપ પણ આવી જાય છે, આંખે જરા ઝાંખું દેખાય છે ને તેજ ખમી શકાતું નથી.

દૂધમાં, ઇંડાની સફેદીમાં, લીલાં શાકભાજીમાં તથા કલેજામાં આ વાઇટેમીન સારા પ્રમાણમાં છે; માંસ, મરઘી, જરદાળુ અને ટામેટામાં પણ ઠીક ઠીક છે.

## નિકોટીનિક એસિડ

જેમ પૂર્વના દેશોમાં બેરીબેરીનું જોર છે તેમ યુરોપખંડના કેટલાક દેશોમાં ને અમેરિકામાં 'પેલાગ્રા' નામનો રોગ બહુ પ્રચલિત છે. યુનાઇટેડ સ્ટેટ્સના દક્ષિણ ભાગમાં દર વરસે ૨૦૦,૦૦૦ કેસ થાય છે એવી ગણત્રી કરવામાં આવી છે. શરૂઆતમાં આ રોગ શાથી થાય છે તે કોઈ જાણતું નહિ પણ ૧૯૧૫ના અરસામાં ગોલ્ડબર્જર નામના સંશોધકે શોધી કાઢ્યું કે માણસના ખોરાકને તથા આ રોગને કંઈ સંબંધ છે. એક અનાથાશ્રમમાં દર વર્ષે આ રોગ થતો. ગોલ્ડબર્જરે આ સંસ્થાનાં બાળકોને દૂધ તથા ઈંડાં આપ્યાં, ને બીજે જ વરસે રોગ અદૃશ્ય થઈ ગયો. પછી તો એણે અનેક અખતરા કર્યા. કેટલાક કેદીઓને અમુક ખોરાક (મકાઈનો લોટ, બટાટા, ખાંડ, આથેલું માંસ) પર થોડા વખત રાખ્યા એટલે એમને પેલાગ્રા લાગુ પડ્યો. પછી એ જ માણસોને કાં તો રોજનું અઢી શેર દૂધ કે એક ઔંસ ખમીર (યીસ્ટ) કે તાજું માંસ દોઢ પાશેર આપી જોયું તો રોગ મટી ગયો.

એ જમાનામાં લોકોને જંતુઓ તથા 'ચેપ'માં ખૂબ રસ હતો. પેલાગ્રા ચેપી નથી એ બતાવવા ગોલ્ડબર્જરે પેલાગ્રાના દર્દીઓનાં પિશાબ, ઝાડા, લોહી તથા ગળફાથી પોતાને તથા પોતાના સાથીઓને ચેપ આપી જોયો પરંતુ કંઈ જ ઊપજ્યું નહિ. પેલાગ્રા સાધારણ રીતે મકાઈ પર રહેનારી પ્રજામાં થાય છે. આથી ઘણા લોકો એવું માનતા કે મકાઈમાં કોઈ જાતનું 'ઝેર' હોવું જોઈએ જેનાથી આ રોગ પેદા થાય છે. પરંતુ આ માન્યતા પણ ખોટી પુરવાર થઈ છે.

સને ૧૯૨૬માં સ્મીથ અને હેન્ડ્રીકે જ્યારે જાહેર કર્યું કે મૂળ વાઇટેમીન બીમાં બે અંશ છે—ઉષ્ણતાક્ષમ અને ઉષ્ણતાચલ—(અથવા બી$_1$ અને બી$_2$) ત્યારે ગોલ્ડબર્જરે માની લીધું કે આ ઉષ્ણતાક્ષમ (બી$_2$) અંશથી જ પેલાગ્રા મટે છે, એટલે એણે આ અંશને P. P. factor–પેલાગ્રા પ્રિવેન્ટીંગ ફેક્ટર એવું નામ આપ્યું. આ અંશ યીસ્ટ, દૂધ, તાજું માંસ વગેરે ખોરાકમાં હોય છે ને એનાથી પેલાગ્રા મટે છે એટલે આ અનુમાન સ્વાભાવિક હતું. પરંતુ આ જે બી$_2$ વાઇટેમીન છે તે એક વાઇટેમીન નથી. આપણે જોયું કે એનો એક અંશ રિબોફ્લેવીન છે. આ સિવાય પણ બીજા અંશો (વાઇટેમીન બી$_6$, પેન્ટોથિનિક એસિડ ઇત્યાદિ) છે પણ તે આપણે કામના નથી. મુખ્ય વાત આટલી છે કે જે અંશથી પેલાગ્રા મટે છે તે તત્ત્વ કયું તે ગોલ્ડબર્જર શોધી શક્યો નહોતો. એ તત્ત્વ તે એવું બી$_2$ પણ નહિ અને રિબોફ્લેવીન પણ નહિ.

આ તત્ત્વ તે નિકોટિનિક ઍસિડ. સન ૧૯૩૭માં એલ્વેજ્હેમ નામના પ્રોફેસરે આ દવાથી કૂતરાઓનો પેલાગ્રા જેવો રોગ મટાડ્યો. આ પછી બીજા દાક્તરોએ મનુષ્ય પર એ શોધ અજમાવી જોઈ. પરિણામ આશ્ચર્યજનક આવ્યું; ઠેરઠેરથી અને દેશદેશાંતરથી આ શોધને અનુમોદન મળ્યું અને છેવટે નક્કી થયું કે ખમીરના જે અંશથી પેલાગ્રા મટે છે, અને જેને ગોલ્ડબર્ગરે પી. પી. ફેક્ટર કહેલો હતો તે આ નિકોટિનિક ઍસિડ.

પેલાગ્રા જેને લાગુ પડ્યો હોય તેનું મોં આવી જાય છે, ઝાડા થાય છે, હાથે અને પગે ખરજવા જેવું થાય છે (હથેળી તથા તળિયાંમાં નહિ), અને રોગ લંબાય તો ગાંડપણ પણ લાગુ પડે છે. આ રોગ મુખ્યત્વે મકાઈ ખાનાર લોકોને થાય છે; જો કે આ વાતને અપવાદ પણ હોય છે. હિંદુસ્તાનમાં પણ કેટલાક પ્રાંતોમાં (ખાસ કરીને પંજાબ અને મદ્રાસ) આ રોગ કોઈ કોઈ ઠેકાણે માલુમ પડ્યો છે. કેટલાક દાખલામાં એને મકાઈના ખોરાક સાથે સંબંધ હતો; બીજા દાખલાઓમાં તેમ નહોતું. અમદાવાદમાં પણ આ રોગના દરદીઓ ક્વચિત ક્વચિત જોવામાં આવે છે.

નિકોટિનિક ઍસિડને નિકોટિન-(તમાકુના ઝેર) સાથે કાંઈ સંબંધ નથી. આ પદાર્થને રસાયણશાસ્ત્રીઓ લગભગ ૭૫ વરસથી ઓળખે છે પરંતુ એનો આ ગુણ તો તેઓ હમણાં જ જાણી શક્યા. કુદરતની કરામત તો જુઓ કે ડૉ. સિબ્રેલ નામના વૈજ્ઞાનિક પી. પી. ફેક્ટરની શોધ કરતા હતા ત્યારે એમના જ ટેબલ પર નિકોટિનિક ઍસિડની બાટલી પડેલી હતી, ને એમને તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે પોતે જે શોધી રહ્યા છે તે તો સામે જ પડેલું છે!

## વાઇટેમીન સી

હોલ્સ્ટ અને ફ્રોલીક નામના બે નૉર્વેજીઅનોને પ્રયોગ કરતાં કરતાં માલુમ પડ્યું કે ગીનીપીગ્સ (સસલાથી સહેજ નાનું પણ એના જેવું પ્રાણી)ને માત્ર એકલી ડબલ રોટી કે એકલું કોઈ ધાન્ય આપવામાં આવે તો એમને સ્કર્વી જેવો જ રોગ લાગુ પડે છે. વળી આ પ્રાણીઓને જો લીંબુનો રસ કે તાજાં શાક આપવામાં આવે તો આ રોગ મટી પણ શકે છે. આ પ્રસંગ પરથી આ બે વૈજ્ઞાનિકોએ સાબીત કર્યું કે લીંબુના રસમાં એવું કંઈ તત્ત્વ છે જેનાથી સ્કર્વી મટે છે. આ તત્ત્વને એમણે "પાણીમાં ઓગળે એવું સી" એ નામ આપ્યું: પાછળથી એને વાઇટેમીન સી કહેવામાં આવ્યું. આ સંશોધકોએ એ પણ બતાવ્યું કે આ **સી** તત્ત્વ તે પેલા બેરીબેરી વિરોધક તત્ત્વથી જુદું છે; વળી એ ગરમીથી નાશ પામે એવું છે ને વાસી ખોરાકમાં નથી હોતું.

આ પછી વરસો બાદ કીંગ નામક અમેરિકન વૈજ્ઞાનિક નારંગીના રસમાંથી વાઇટેમીન સીનું દાણાદાર (crystals) સ્વરૂપ જુદું પાડી શક્યો. આ મૂળ વસ્તુ હાથમાં આવતાં માલુમ પડ્યું કે આ તો હેક્સ્યુરોનિક ઍસિડ છે. આ ઍસિડ તો ઝેન્ટ-જ્યોર્જી નામના ઑસ્ટ્રીઅને કેમ્બ્રીજની પ્રયોગશાળામાં ૧૯૨૭માં શોધી કાઢેલો! આથી કરીને વાઇટેમીન સીનું રાસાયણિક સ્વરૂપ શોધી કાઢવાનું માન આ વિદ્વાનને ફાળે જાય છે. આ હેક્સ્યુરોનિક ઍસિડને હવે ઍસ્કોર્બીક (સ્કર્વી વિરોધી) ઍસિડ કહે છે. અમેરિકામાં સિવાઇટેમીક (વાઇટેમીન સી પરથી) ઍસિડ કહે છે. આ વાઇટેમીન પાણીમાં ઓગળે છે, પ્રકાશથી ક્ષીણ થાય છે. રાંધવાની ક્રિયાથી એ નાશ પામે છે. ખાટી વસ્તુઓમાં તે સારી રીતે રહે

છે, આથી કરીને ટામેટાં, લીંબુ, નારંગી, મોસંબી વગેરે ખાટાં ફળોમાં વાઇટેમીન **સી** સારી રીતે જળવાય છે.

ઊંદર, કબૂતર, કૂતરા, મરઘી, બતક વગેરે પ્રાણીઓના શરીરમાં જ આ વાઈટેમીનનું સંયોજન થાય છે, આથી કરીને એમના ખોરાકમાં વાઈટેમીન **સી** ન હોય તો પણ ચાલે. પરંતુ ગીનીપીગ, વાનર અને મનુષ્યની બાબતમાં આમ નથી. એમને આહારમાં વાઈટેમીન સી મળવું જ જોઇએ; એ જો ન મળે તો સ્કર્વી થાય.

સ્કર્વીનાં લક્ષણ શાં ? થાક લાગે, અશક્તિ આવે, લોહીનું પાણી થઇ જાય, દાંતનાં પેઢાં ફૂલી જાય અને એમાંથી લોહી નીકળે; ચામડી પર ચકામાં પડે ( ઝીણી રક્તવાહિનીઓમાંથી લોહી ઝમે ને ચામડી નીચે તથા સ્નાયુઓ ને સાંધામાં જમા થાય તેથી), સ્નાયુઓ તથા સાંધા દુખે. પરંતુ સ્કર્વી તો ત્યારે થાય જ્યારે આપણને બિલકુલ વાઈટેમીન **સી** ન મળતું હોય. પરંતુ આપણને એ થોડું થોડું ( પૂરતું નહિ ) મળે તો કંઈ નુકસાન ખરું ? હા, કારણકે શરીરના પ્રત્યેક કોશને આ વાઈટેમીનની જરૂર પડે છે. આ વાઈટેમીનનું પ્રમાણ પૂરતું ન હોય તો આપણા દાંત બરાબર બંધાય નહિ, લોહી વહન કરનારી શિરાઓ અને કેશવાહિનીઓ ( ખાસ કરીને )ની દિવાલો નબળી પડે; શરીરની રોગવિરોધી શક્તિ ઘટે; લોહી પણ બરાબર ન બને. આ ઉપરાંત ન્યુમોનિયા, ક્ષય, ડિપ્થીરિયા વગેરે રોગોમાં બીજા ઉપચાર સાથે આ વાઈટેમીન લેવામાં આવે તો વિશેષ ફાયદો કરે છે; ભાંગેલાં હાડકાં જલદી સંધાય છે, ને ઘા ઝડપથી રુઝાય છે.

ત્યારે સવાલ એ ઉત્પન્ન થાય છે કે આપણે રોજ કેટલું વાઈટેમીન **સી** લેવું જોઈએ ? 'હેલ્થ બુલેટીન' પ્રમાણે એક પુખ્ત ઉંમરના માણસે ૬૦૦—૧૦૦૦ ઈ. યુ. (૧ ગ્રામ=૨૦,૦૦૦ ઈ. યુ. ) લેવા જોઈએ. અમેરિકન નિષ્ણાતોની સમિતિના મત મુજબ પુખ્ત ઉંમરનાં સ્ત્રી પુરુષ તથા છોકરા છોકરીઓ માટે ૧૫૦૦ ઇ. યુ. જોઈએ; સગર્ભા સ્ત્રી માટે ૨૦૦૦ અને માતા માટે ૩૦૦૦. ધાવણા બાળકને ૬૦૦ ઈ. યુ. મળવા જોઈએ. આપણે યાદ રાખવું જોઈએ કે કોઈપણ વાઈટેમીનનું ઓછામાં ઓછું પ્રમાણ લેવું એના કરતાં ઇષ્ટ પ્રમાણ લેવું વધારે લાભદાયક છે. કયા પદાર્થો ખાવાથી આટલું વાઈટેમીન **સી** મળી રહે ? જો આપણે રોજ પાશેર તાંદળજો કે કુબી કે કુલેવર કે નોલકોલ કે કારેલાં કે સરગવાની શીંગ ખાઈએ, અગર એટલો જ મોસંબીનો રસ પીએ તો આપણને પૂરતું વાઈટેમીન **સી** મળી રહે. ગરીબ માણસને ફળફળાદિ અગર શાક પણ મોંઘાં પડે તો એ સણગારેલું કઠોળ ખાઈ શકે. રોજ પાશેર ફણગાવેલા મગ અને લીલાં મરચાં તથા કોથમીરની થોડી ચટણી—એટલું રોજના ખોરાકમાં આવે તો વાઈટેમીન **સી** ની તાણ ન પડે.

પપૈયાં, કેરી, લીંબુ, જામફળ, અનનાસ વગેરે ફળોમાં પણ આ વાઈટેમીન પુષ્કળ હોય છે. હમણાં હમણાં એમ માલુમ પડ્યું છે કે આમળાંમાં પણ આ વાઈટેમીન ખૂબ પ્રમાણમાં છે. આટલું વાઈટેમીન **સી** કદાચ બીજા કોઈ પદાર્થમાં નહિ હોય. મોસંબીના રસમાં જેટલું વાઈટેમીન **સી** હોય છે એના કરતાં વીસગણું આમળાંના તાજા રસમાં હોય છે. સુકાં આમળાંમાં આ પ્રમાણ ઘટે છે છતાં મૂળ બાગનું ઘણું પ્રમાણ જળવાય છે. આ વાંચી આયુર્વેદપ્રેમીને કહેવાનું મન થશે, " અમે તો જાણતા જ હતા. "

## વાઈટેમીન ડી

વાઈટેમીન ડી શોધાયું તે પહેલાં પણ લોકો જાણતા તો હતા કે રિકેટ્સને રોગ કોડલીવર ઑઇલથી મટે છે. પરંતુ ૧૯મા સૈકામાં રસાયણશાસ્ત્રીઓનું જોર હતું; એ લોકો માની શકતા નહિ કે બીજાં તેલ અગર ચરબી કરતાં આ તેલમાં કાંઈ વિશિષ્ટતા હોય. છેક હમણાં સુધી દુનિયાના દાક્તરો આ બાબતમાં શંકા રાખતા હતા. પરંતુ નિષ્ણાતોના પ્રયોગોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે કોડલીવર ઑઇલમાં રિકેટ્સ વિરોધી વાઈટેમીન—વાઈટેમીન ડી—પુષ્કળ છે; અને પરિણામે સર્વ શંકાઓ નિર્મૂળ બની છે.

૧૯૧૮માં એડવર્ડ મેલનબી નામના વૈજ્ઞાનિકે કુરકુરિયાં ઉપર અખતરા કરી ખોળી કાઢ્યું કે કોડલીવર ઑઇલ અગર માખણ જેવી પ્રાણિજ ચરબીથી રિકેટ્સ મટી શકે છે પણ વનસ્પતિમાંથી કાઢેલા તેલથી નથી મટતો. આ ઉપરથી એણે અનુમાન બાંધ્યું કે આ ચીજોમાં એક નવું વાઈટેમીન રહેલું છે. આ તત્ત્વ વાઈટેમીન એ ને મળતું છે, અને તેની માફક ચરબીમાં ઓગળે છે.

આ ઉપરાંત એક નવીન શોધ એ થઈ હતી કે સૂર્યપ્રકાશથી પણ રિકેટ્સ મટી શકે છે. આ બંને શોધોને અન્યોન્ય સાંકળવાનું કામ બાકી હતું. ગત મહાયુદ્ધ પછી બર્લિનમાં રિકેટ્સ ખૂબ ફેલાયો હતો. તે વખતે એક યહૂદી દાક્તરને રિકેટ્સ ઉપર અલ્ટ્રા-વાયોલેટ કિરણ અજમાવવાનું સૂઝ્યું. એ દેશમાં સૂર્યકિરણ મોંઘાં હોવાથી એને આ કૃત્રિમ કિરણો અજમાવવાનું મન થયું. એનો પ્રયોગ સફળ નીવડ્યો. આ પછી વળી અમેરિકામાં ડૉ. સ્ટીનબૉક અને હેસે અન્યોન્યથી સ્વતંત્ર રીતે એવું શોધી કાઢ્યું કે દરદી ( અગર પ્રયોગ માટેના પ્રાણીને ) પોતાને અલ્ટ્રાવાયોલેટ કિરણ આપવાને બદલે એના ખોરાકને આ કિરણો આપવામાં આવે તો પણ રિકેટ્સ મટે છે. આમ ધીરે ધીરે આ સમસ્યાનો ઉકેલ આવતો ગયો; સાંકળના અકોડા ધીમે ધીમે મળતા ગયા. આ બધી શોધખોળને પરિણામે એટલું સ્પષ્ટ થયું કે કોડલીવર ઑઇલ જેવા પદાર્થમાં વાઈટેમીન ડી આપણને તૈયાર મળે છે અને એનાથી રિકેટ્સ મટે છે; અગર તો સૂર્યકિરણ વા અલ્ટ્રાવાયોલેટ કિરણની સહાયથી આપણા શરીરમાં એ વાઈટેમીન પેદા થાય છે. આટલું સમજાયા પછી પણ એક પગથું બાકી હતું! આપણા ખોરાકમાં એવું કયું તત્ત્વ છે જેને આ કિરણોથી સંચારિત કરતાં વાઈટેમીન ડી બને છે? વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યું કે અર્ગોસ્ટેરોલ નામના પદાર્થમાં આ ગુણ રહેલો છે, અને સન ૧૯૩૨માં તો વાઈટેમીન ડી એના શુદ્ધ સ્ફટિકરૂપમાં સાંપડી શક્યું. આ વાઈટેમીનનું રાસાયણિક નામ કૅલ્સીફેરાલ છે. એના એક મીલીગ્રામના ૪૦,૦૦૦ ઇન્ટરનૅશનલ યુનિટ્સ બનાય છે. આ વાઈટેમીન ચરબીમાં ઓગળે છે. બહુ થોડા ખાદ્ય પદાર્થોમાં એ રહેલું છે. મુખ્યત્વે કરીને તો માછલીના તેલમાં તથા ઈંડાની જરદીમાં એનું સારું પ્રમાણ હોય છે. દૂધમાં આ વાઈટેમીન ઘણું ઓછું હોય છે ને માખણમાં પણ કોડ-લીવર ઑઇલનો તો શતાંશ જ હોય છે ( એક ઔંસે ૮૦ ઇ. યુ. ). શાકભાજીમાં આ વાઈટે-મીન નથી હોતું.

આયુષ્યના આખા ગાળા દરમિયાન આપણને આ વાઈટેમીનની જરૂર પડે છે. બાળકો, સગર્ભા સ્ત્રીઓ અને માતાઓને વિશેષ કરીને એની જરૂર રહે છે. પુખ્ત ઉંમરના માણસને આ વાઈટેમીન કેટલા પ્રમાણમાં જોઈએ તેનો કોઈ નિર્ણય થયો નથી; પરંતુ ગર્ભવતી

સ્ત્રી તથા માતાને માટે અમેરિકાની આરોગ્ય સમિતિ એવી ભલામણ કરે છે કે ઓછામાં ઓછા ૩૪૦ ઈં. યુ. તો લેવાવા જ જોઈએ. બીજું, આપણા દેશમાં સૂર્યપ્રકાશની ખોટ નથી એટલે સંભવ છે કે આપણાં બાળકોને ખુલ્લામાં હરવા ફરવા દઈએ તો એમને કદાચ કૉડલીવર ઑઈલની જરૂર ન પડે. ઠંડા મુલકને માટે તો દાક્તરો એવી ભલામણ કરે છે કે બાળક જન્મે ત્યારથી જ લગભગ એને થોડું થોડું કૉડલીવર ઑઈલ આપવું જોઈએ. આપણો દેશ ગરમ હોવા છતાં પણ અહીં બાળકોમાં રિકેટ્સ જોવામાં આવે છે એ વાત યાદ રાખવી જોઈએ.

આ રિકેટ્સનાં લક્ષણ શાં? શરૂઆતમાં બાળક ચીડિયું બને છે, ઝીણો તાવ આવે છે, રાતે પરસેવો થાય છે. દાંત મોડા ફૂટે છે. માથું મોટું લાગે છે અને તાળવામાં જે છિદ્ર હોય છે તે પહોળું થાય છે. હાથ, પગ અને છાતીનાં હાડકાં પર પણ અસર થાય છે. છાતી કબૂતર જેવી દેખાય છે, પેટ મોટું લાગે છે. 'હાથપગ દોરડી અને પેટ ગાગરડી' એ કહેવત રિકેટ્સ (અસ્થિશોષ)વાળા બાળકને બરાબર લાગુ પડે છે. પગનાં હાડકાંનો વિકાસ બરોબર ન થવાથી પગ વાંકા પડે છે અને વળેલા દેખાય છે. ચાલતી વખતે બે ઢીંચણ અથડાય છે.

આ તો બાળકની વાત થઈ. મોટી ઉંમરે પણ જો વાઈટેમીન ડી પૂરતા પ્રમાણમાં ન મળે તો ઑસ્ટીઓમેલેશિયા નામનો રોગ થાય છે. રિકેટ્સનું આ બીજું જ પાકટ સ્વરૂપ જ છે. ખાસ કરીને પડદો પાળતી સ્ત્રીઓમાં આ રોગ જણાય છે. એમનાં હાડકાં પોચાં પડી જાય છે અને બસ્તીનો ભાગ સંકુચિત થઈ જાય છે. પરિણામે, આવી સ્ત્રીને સુવાવડ આવે તો એનું પેટ ચીરીને બાળકનો પ્રસવ કરાવવો પડે છે.

આમ આપણે જોયું કે મુખ્યત્વે કરીને હાડકાંના યોગ્ય વિકાસ માટે આ વાઈટેમીન ખાસ અગત્યનું છે. એવી જ રીતે દાંતની મજબૂતી માટે પણ એની આવશ્યકતા છે. આ ઉપરાંત શરીરની ઊંચાઈ યોગ્ય રીતે વધે તે માટે પણ એની જરૂર પડે છે. આ એક વાઈટેમીન એવું છે કે જેને માટે કંઈક અંશે એમ કહી શકાય કે એની અતિશયતા હાનિકારક છે. પરંતુ આ વિધાન પણ પૂર્ણતઃ સાચું નથી, કારણ જે જે દાક્તરોને આવાં વિપરીત પરિણામો જણાયાં છે તે બધાએ વિગોસ્ટેરોલ નામની અમુક ચોક્કસ દવા વાપરી હતી. હવે માલુમ પડ્યું છે કે આ દવાની બનાવટમાં જ કંઈક ખામી હતી. એટલે વાઈટેમીન ડી નિર્દોષ છે. બીજું એ યાદ રાખવાનું કે જે માત્રામાં આ વાઈટેમીન હાનિકારક જણાયું છે તેવી માત્રા ભાગ્યે જ લેવી પડે છે ને દાક્તર પણ ક્વચિત્ જ આપે છે.

## વાઇટેમીન 'ઇ'

સન ૧૯૨૨માં કેલિફોર્નિયા યુનિવર્સિટીનો એક પ્રોફેસર ઉંદરોની વંશવૃદ્ધિ પર ખોરાકની કેવી અસર થાય છે એ પ્રશ્નનો અભ્યાસ કરતો હતો. એણે જોયું કે આ ઉંદરોને બધાં (તે વખત સુધીમાં શોધાયેલાં) વાઈટેમીન આપતાં છતાં એમને બરાબર સંતતિ થતી નહોતી. આ ઉપરથી એ ફલિત થયું કે પ્રજોત્પત્તિ માટે એક જુદા જ વાઈટેમીનની જરૂર પડે છે. આ વાઈટેમીન સલાડની ભાજીમાં તથા ઘઉંના બીજમાં માલુમ પડ્યું, કારણ ઉંદરોને આ ચીજો આપવાથી યોગ્ય સંતતિ થઈ. આ નવા વાઈટેમીનનું ગાળાએ કરી

ઈ નામ પડ્યું. ૧૯૩૬માં આ પ્રોફેસર (પ્રોફેસર એવન્સ) વાઈટેમીન ઈ ને શુદ્ધસ્વરૂપમાં અલગ પાડી શક્યા ને આલ્ફા–ટોકોફિરોલ એવું રાસાયણિક નામ એને આપ્યું. આ પદાર્થ રાસાયણિક ભાષામાં આલ્કહોલ–મદ્યાર્ક–છે; ચરબીમાં પીગળી શકે છે; ઘઉં, ચોખા, કપાસ, મકાઈ વગેરેનું તેલ કાઢવામાં આવે તો એમાં એનું ખૂબ પ્રમાણ હોય છે. લીલોતરીમાં પણ એનું ઠીક પ્રમાણ હોય છે. માખણમાં એનું પ્રમાણ જુજ છે અને કૉડલીવર ઑઈલમાં તો બિલકુલ નથી. ગરમીથી એ નાશ પામતું નથી પરંતુ તેલ કે ચરબી ખોરાં થાય તો નાશ પામે છે.

પ્રાણીઓને આ વાઈટેમીન ન મળે તો વંધ્યત્વ આવે છે; વળી એની છેક જ અછત હોય તો એક પ્રકારનો લકવા પણ થાય છે. મનુષ્યમાં આ વાઈટેમીનની ઊણપ હોય છે કે નહિ, અગર એની ઊણપથી વંધ્યત્વ આવે છે કે નહિ એ વિવાદાસ્પદ પ્રશ્ન છે. એક લેખક લખે છે કે મનુષ્યના ખોરાકમાં આ વાઈટેમીનની અછત હોતી જ નથી. હોય તો ગરીબોને ત્યાં છોકરાંનાં લંગર ને લંગર ક્યાંથી હોય? પરંતુ એટલું તો ચોક્કસ છે કે જે સ્ત્રીઓને કસુવાવડ થઈ જાય છે તેવી સ્ત્રીઓને શરૂઆતથી જ આ વાઈટેમીન આપવામાં આવે તો પૂરે દહાડે પ્રસવ થાય છે. ઘણા દાક્તરોએ આ રીતે અજમાયશ કરી જોઈ છે અને સાબીત કર્યું છે કે પ્રજાના અમુક ભાગમાં—ખાસ કરીને સ્ત્રીઓમાં—ઓછે વત્તે અંશે પણ આ વાઈટેમીનની અછત હોય છે. સંભવ છે કે સગર્ભાવસ્થામાં આ વાઈટેમીનની વધુ પ્રમાણની આવશ્યકતા હોય ને એ વધારાનું પ્રમાણ રોજના આહારમાં ન મળવાથી અછત પેદા થાય. આજે તો આપણે જાણતા નથી કે એક પુખ્ત ઉંમરના પુરુષને અગર સ્ત્રીને (સામાન્ય રીતે કે સગર્ભા હોય ત્યારે) કેટલું વાઈટેમીન ઈ જોઈએ.

હમણાં હમણાં જ્ઞાનતંતુઓના તથા સ્નાયુઓના કેટલાક રોગોમાં (એક પ્રકારના લકવામાં) આ વાઈટેમીન આપવાથી સુધારો માલૂમ પડ્યો છે. આ વિષયમાં પણ બધા નિરીક્ષકો એકમત નથી, છતાં એટલું તારવી શકાય છે કે બાળકોમાં જ્યારે આવા રોગ હોય છે ત્યારે તો વાઈટેમીન ઈ થી ફાયદો થાય છે જ.

* * *

આ મુખ્ય વાઈટેમીન ઉપરાંત બીજાં વાઈટેમીન પણ શોધાયાં છે પરંતુ પોષણની દૃષ્ટિએ એ બહુ અગત્યનાં નથી. વાઈટેમીન પી સાધારણ રીતે વાઈટેમીન સી ભેગું જ હોય છે એટલે સી મળતું હોય તેને સામાન્ય રીતે પી મળી રહે છે. વળી પી ની બાબતમાં વિજ્ઞાન હજી કંઈક અનિશ્ચિત દશામાં છે. વાઈટેમીન કે ના સંબંધમાં વસ્તુસ્થિતિ જુદી છે. કે નું રાસાયણિક સ્વરૂપ, એના ગુણ વગેરે વૈજ્ઞાનિકોએ શોધી કાઢ્યાં છે, પરંતુ નીરોગી માણસને ભાગ્યે જ એની ખોટ પડે છે કારણ માણસના આંતરડામાં વાઈટેમીન કે બની શકે છે. કેટલાક રોગોમાં વાઈટેમીન કે ઓછું થઈ જાય છે (ખાસ કરીને કમળામાં). એવા દરદી પર જો વાઢકાપ કરવામાં આવે તો એને પુષ્કળ લોહી વહી જાય છે. ઑપરેશન કરતાં પહેલાં જો વાઈટેમીન કે આપવામાં આવે તો રક્તસ્રાવ ઓછો થાય છે. નવા જન્મેલા બાળકમાં પણ આ વાઈટેમીન ઓછું હોય છે, તેથી કરી કેટલાંક બચ્ચાંને ખોપડીમાં તથા ઝાડામાં લોહી પડે છે. પ્રસવ પહેલાં જો માતાને વાઈટેમીન કે આપવામાં આવે (અગર પ્રસવ પછી બાળકને) તો આ રોગ થતો નથી. આટલા પરથી સમજી શકાશે કે આપણા લોહીમાં જામી જવાનો જે ગુણ છે તેનો આધાર વાઈટેમીન કે પર છે. આ વાઈટેમીન

ફ્રૈટ-સોલ્યુબલ (ચરબીમાં ઓગળે એવું) છે. પાલખની ભાજી, રજકો નામનું ઘાસ, ટામેટા, ઓટ તથા સોયાબીનમાં આ વાઈટેમીન સારા પ્રમાણમાં રહેલું છે.

*   *   *

આ તો બધી તાત્ત્વિક ચર્ચા થઈ. પરંતુ આ વાઈટેમીનના પારાયણમાંથી વ્યાવહારિક માણસને કેટલું ઉપયોગી? આપણે કંઈ વાઈટેમીન તોળી ન શકીએ કે એના યુનિટ્સ ગણી ન શકીએ. આપણે કેવો ખોરાક ખાવો જેથી બધાં વાઈટેમીન આપણને સુલભતાથી ને યોગ્ય પ્રમાણસર મળી રહે? ડૉ. આર્ઇક્રોઈડ લખે છે કે જો આપણે રોજના અચ્છેર ને નવટાંક ચોખા, પાંચ અધોળ બાજરી (અગર ઘઉં), અધોશેર દૂધ, ત્રણ અધોળ દાળ, પાશેર લીલી ભાજી, દોઢ પાશેર બીજાં શાક ને નવટાંક ફળ લઈએ તો આહારનાં બધાં તત્ત્વો આપણને ઈષ્ટ પ્રમાણમાં મળી રહે. આ બધી વસ્તુઓ ભેગી કરીએ તો કદાચ મારા તમારાથી ન ખવાય. પરંતુ ખાસ ઉપયોગની એટલી વાત છે કે દૂધ, ફળ અને લીલોતરીનું પ્રમાણ ન ઘટાડવું. એક જમાનો એવો હતો કે ફળ એ શોખની ચીજ ગણાતાં ને મોંઘાં પણ મળતાં. હવે એવું નથી; ઋતુ અનુસાર કેળાં, કેરી, પપૈયાં, ટેટી, તડબૂચ, જામફળ વગેરે ફળ બારે માસ મળે છે, અને આહારશાસ્ત્રની દૃષ્ટિએ યોગ્ય વિચાર કરીએ તો એ પરિણામે મોંઘાં પણ નથી. વળી દૂધ પર પણ પુષ્કળ ભાર મૂકવો જોઈએ. બાળકોના વિકાસ માટે તો દૂધ જેવો ઉત્તમ ખોરાક નથી. એને માટે એક જ દૃષ્ટાંત બસ થશે. એક શાળામાં અમુક વિદ્યાર્થીઓને રોજનું એક શેર દૂધ આપવામાં આવ્યું; બીજાઓને આ દૂધના જેટલી ગરમી (શરીરને) આપી શકે તેટલાં બિસ્કુટ આપવામાં આવ્યાં. આમ બંને ટુકડીઓને ખોરાક તો સરખો મળ્યો પરંતુ જે ટુકડીને દૂધ રૂપી ઉત્તમ પદાર્થ મળ્યો તેમનું પ્રત્યેકનું વજન ૩.૫૭ રતલ વધ્યું; ઉંચાઈ ૧.૪૫ ઇંચ વધી. બિસ્કુટવાળા પ્રત્યેક વિદ્યાર્થીનું વજન માત્ર ૨.૪૬ રતલ વધ્યું ને ઉંચાઈ ૧.૧૮ ઇંચ વધી. અરે કુનૂરમાં તો પ્રયોગકર્તાઓએ સપરેટ દૂધ વાપર્યું હતું, છતાં માત્ર ૧૪ જ અઠવાડિયાંમાં દૂધ લેનાર બાળકોનું વજન સરેરાશ ૪.૭ રતલ વધ્યું, ઉંચાઈ ૦.૬૧ ઇંચ વધી; જ્યારે બીજી ટુકડીનું માત્ર ૨.૧૩ રતલ વજન વધ્યું ને ઉંચાઈ માત્ર ૦.૩૫ ઇંચ! દૂધની આવશ્યકતા ઉપર આથી સુંદર કયું ભાષ્ય રચી શકાય? આપણી મ્યુનિસિપાલિટી આપણાં બાળકોને સ્વચ્છ અને શુદ્ધ દૂધ આપે તો બાળકો કેવાં સુંદર, સ્વસ્થ, હૃષ્ટપુષ્ટ ને ઉલ્લાસભર્યાં બને! આ જ પ્રમાણે સગર્ભા સ્ત્રી તથા બાળકમી માતાને ખૂબ દૂધ, તથા ફળફળાદિ અને લીલાં શાકભાજી આપવાં જોઈએ. આપણા સમાજમાં સ્ત્રીને કદાચ આ ચીજો સહેલાઈથી ન મળી શકે. આવા સંજોગોમાં બહેતર છે કે એવી સ્ત્રીઓને વાઈટેમીનવાળી કોઈ પેટંટ દવા આપવી. સાધારણ રીતે કંજુસાઈખોર સાસુ પણ દવા પાછળ પૈસા ખર્ચવાનો બહુ વાંધો નહિ લે. કોઈને કદાચ પ્રશ્ન થશે કે વાઈટેમીનના કુદરતી સ્વરૂપને બદલે પ્રયોગશાળામાં બનેલું વાઈટેમીન લઈએ તો એટલો જ ફાયદો થાય? હા; જેમ દૂધમાં રહેલું માખણ ખાઈએ કે છાશ વલોવીને કાઢેલું માખણ ખાઈએ તેમાં માખણ ખાવાની દૃષ્ટિએ કંઈ જ ફેર નથી, તેમ મોસંબીના રસમાં રહેલું વાઈટેમીન સી લઈએ કે બજારમાં મળતી સી ની ટીકડી લઈએ, બંનેની એ વાઈટેમીન પૂરતી તો સરખી જ અસર છે. એમાંથી કોઈ ચડતું ઊતરતું નથી. માના ધાવણમાં વાઈટેમીન સી બહુ જૂજ પ્રમાણમાં હોય છે (ને ગાયના કે ભેંસના દૂધમાં એથી પણ ઓછું) માટે દરેક બચ્ચાને થોડો થોડો મોસંબીનો રસ આપવો હિતાવહ છે. આ રસ 'ટાઢો' પડશે એમ લાગે તો ટામેટાંનો રસ આપવો અગર ભાજીની 'સૂપ' આપવી.

# સ્મરણ

'રઙ્ગમ્'

નીરવ રાત્રિ મહીં ઘણી વાર આ
તન અજંપ અનિદ્ર પડી રહે;
કુસુમ શું મન એકલતા તણી
અગનથી કરમાઈ ઢળી પડે;
તવ ફરી ફરી સંસ્મૃતિ તાહરી
અધબીડ્યાં ઉરદ્વારને ઠોકતી.

સરલ હાસ્યપ્રભા ભૂતકાળની
ઊઠતી અંતરના પટની પર;
જલ વહ્યું મમ પાપણપાળથી
ફરી ફરી સ્મરતું ઉર ઘાયલ;
નયનના ચમકાર ફરી સ્ફુરે
અવ તિમિર ભર્યાં મમ ચક્ષુમાં.

જ્યમ ખરે ફુલ પાનખરે ખીલ્યું
ત્યમ ખરી પ્રિય! મૂકી મને અહીં
ટટળતો મૃદુ છોડની ડાળી શો.
મનમહેલની મ્હેફિલ ગૈ મરી
હૃદયદીપિ બ્હીલાઈ રહી સહુ
સુરભિ સ્નેહની ઓગળી આભમાં.

નીરવ રાત્રિ મહીં ઘણી વાર આ
અધબીડ્યાં ઉરદ્વારને હું સખિ!
કરતો બંધ; પરંતુ ફરી ફરી
સ્મરણ ભૂત તણાં ઉરમાં ધસી
અડી જતાં મુજ કોમલ આત્મને;
વિવશ શે કરતાં મુજને? સખિ!

આખા લેખમાં એ બધી સૂચનાઓ મુજબના સુધારા દાખલ કરવાનું કામ તો સર્વશક્તિમાન ઈશ્વર માટે પણ અશક્ય છે, એમ મૂળ લેખ ને સૂચનાઓ જોતાં મને તરત જ સમજાયું. પણ એક વાક્યમાં પણ એ સુધારાઓ દાખલ કરી શકાય એમ નથી એમ ત્રણ દિવસના અવિશ્રાન્ત પરિશ્રમને અંતે અમને માલૂમ પડ્યું.

દાખલા તરીકે, એ લેખનો આરંભનો ફકરો અને તે ઉપર આવેલી સૂચનાઓ જોઈએ. મારા મિત્રે નીચે મુજબ લખ્યું હતું:

"ઈ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીના ગાળામાં સમુદ્રજિત નામનો કોઈ સમર્થ રાજા દક્ષિણ હિંદમાં થઈ ગયો હોય એમ જૂના શિલાલેખો ને તે પ્રદેશના પ્રાચીન સાહિત્ય ઉપરથી અનુમાન કરી શકાય છે."

આના પર નીચે પ્રમાણે આઠ વિદ્વાનો તરફથી સૂચનાઓ આવી હતી.

૧. ઈ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીનો સમય બતાવ્યો છે તે ખોટો છે. વસ્તુતઃ ઈ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ સુધીનો જોઈએ.

૨. રાજાનું નામ સમુદ્રજિત નહિ, પણ લંકેશ્વરાપ્પા હતું, અને દક્ષિણ હિંદમાં આવાં નામોનો હજી પણ પ્રચાર છે તે ઉપરથી એ વાતનું સમર્થન થાય છે.

૩. દક્ષિણ હિંદમાં નહિ, પશ્ચિમ હિંદમાં.

૪. તે વખતના કોઈ શિલાલેખ પરથી તમે જે અનુમાન દોરો છો તેનું સમર્થન થઈ શકે એમ નથી; માટે તમારા વાક્યમાંથી 'શિલાલેખો' એ શબ્દ કાઢી નાખશો.

૫. તમે લખો છો તે મુજબ તે કાળનું પ્રાચીન સાહિત્ય ઉપલબ્ધ જ નથી; એટલે એના પરથી અનુમાન શી રીતે દોરાય વારુ? તમારા વાક્યમાં પ્રાચીન સાહિત્યનો ઉલ્લેખ ન કરશો.

૬. ઈ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ સુધીના ગાળામાં દક્ષિણ હિંદમાં સમુદ્રજિત નામનો રાજા થઈ ગયો હતો એ વાત ખરી છે, પણ એ કાંઈ સમર્થ રાજા ન હતો. એ તો ઘણો નિર્બળ ને નિઃસત્ત્વ રાજા હતો.

૭. તમે લખો છો કે 'એમ અનુમાન કરી શકાય છે,' પણ ઐતિહાસિક વિષયમાં અનુમાનો કરવાં ઇષ્ટ નથી. વક્તવ્ય દૃઢતાથી પ્રતિપાદિત કરો.

૮. ઈ. સ. પૂર્વે ૪૫૦–૩૫૦ના ગાળામાં સમુદ્રજિત નામનો રાજા દક્ષિણ હિંદમાં થઈ ગયો હતો, એમ તમે લખ્યું છે તેમાં જરા ભૂલ છે. એ નામ રાજાનું નહિ, પણ પ્રધાનનું હતું.

અમે આ સૂચનાઓ મુજબ ફેરફાર કરી પહેલો ફકરો નવેસરથી લખ્યો:

"ઈ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ સુધીના ગાળામાં લંકેશ્વરાપ્પા નામનો કોઈ નિર્બળ ને નિઃસત્ત્વ રાજા પશ્ચિમ હિંદમાં થઈ ગયો હતો."

પણ આમાં કંઈ બધી સૂચનાઓનો સમાવેશ થએલો દેખાયો નહિ એટલે પાછું ફરી સુધારી વધારીને લખ્યું:

"ઈ. સ. પૂર્વે ૪૦૦–૩૦૦ (અથવા ૪૫૦–૩૫૦) સુધીના ગાળામાં સમુદ્રજિત (અથવા લંકેશ્વરાપ્પા) નામનો કોઈ સમર્થ (અથવા નિર્બળ ને નિઃસત્ત્વ) રાજા (અથવા

પ્રધાન) દક્ષિણ (અથવા પશ્ચિમ) હિંદમાં થઈ ગયો હતો એમ જૂના શિલાલેખો (અથવા એવા લેખોના અભાવમાં પણ) તે પ્રદેશના પ્રાચીન સાહિત્ય ઉપરથી (અથવા તેની મદદ વિના) અનુમાન કરી શકાય છે (અથવા દઢતાથી પ્રતિપાદિત કરી શકાય છે.)"

અમે બંનેએ એક સાથે ને છૂટા છૂટા એ ફકરા વાંચી જોયા પછી અમારી બંનેની ખાતરી થઈ કે એનો કશો જ અર્થ નથી. માટે એ ફકરો લઈને કાઢી નાખવો. એ ફકરા પછી બીજો લીધો, તેની પણ એ જ દશા થઈ ને એ પ્રમાણે આખો લેખ અમારે રદ કરવો પડ્યો. પોતાના અસલ લેખને જ એના મૂળ રૂપમાં છપાવવા મેં ઘણો આગ્રહ કર્યો પણ એને ઐતિહાસિક બાબતો માટે એટલો કંટાળો આવી ગયો, કે 'હવેથી ઐતિહાસિક સંશોધનનું નામ ન લેવું' એવી એણે દઢ પ્રતિજ્ઞા કરી ને આજ લગી સુધી તે પાળી છે.

આમ, ઐતિહાસિક બાબતમાં મતભેદને અવકાશ છે, તેમ આત્મકથાના વિષયમાં નથી. મારા જીવનના બનાવો વિષે હું જ પ્રમાણભૂત હોઈ શકું. છતાં એમાં એક મોટી ખોડ પણ છે. શિલાલેખો, દસ્તાવેજો, સમકાલીનોની નોંધો ઈત્યાદિ પ્રમાણભૂત સાધનો ઇતિહાસ માટે મળી શકે છે તેનો આત્મકથાની–ખાસ કરીને આ મારી આત્મકથાની–બાબતમાં કેવળ અભાવ છે. આમાં તો મારે મુખ્ય આધાર મારી સ્મૃતિ પર રાખવો પડશે.

સ્મરણશક્તિ સમી અદ્‌ભુત વસ્તુ બીજી એકે નથી. ભૂતકાળ સાથે માનવજીવનનો સંબંધ એના વિના સચવાઈ શકે નહિ, એટલું જ નહિ પણ એ ન હોય તો સંસારનો વ્યવહાર પણ અશક્ય થઈ પડે. માણસ પોતાનાં સગાંવહાલાંને પણ ભૂલી જાય. હું તે હું જ છું—કાલ હતો તે જ, એનું ભાન પણ સ્મરણશક્તિના પ્રાબલ્ય વડે જ મને રહે છે. એ ન હોત તો હું દરરોજ જૂના મને ભૂલી જઈ નવા જ રૂપે ફરત.

ગુજરાતી શાળામાં દેશી હિસાબમાંથી અમને રાગ કાઢીને મહેતાજી આંક ગોખાવતા ત્યારે મને સ્મરણશક્તિની અદ્‌ભુતતાનો ખ્યાલ આવતો. "સાત તારી એકવીસ" એમ ચોપડીમાં જોયા વગર બોલાવતા માસ્તરની સ્મરણશક્તિ પર હું ફીદા થઈ જતો ને આઠદશ વર્ષની ઉંમરે શીખેલું આમ ચાલીસ વર્ષે શી રીતે યાદ રાખી શકાતું હશે તે સમજી શકતો નહિ અને એ પ્રાથમિક શાળાના ક્ષુદ્ર મહેતાજી જેવી અદ્‌ભુત વ્યક્તિ તે વખતે મને દુનિયામાં દેખાતી નહિ. અને એક દિવસ હું પણ નાના છોકરાઓ આગળ આમ રાગ કાઢીને 'સાત તારી એકવીસ' બોલીશ એવી મહત્ત્વાકાંક્ષાનાં સ્વપ્નાં સેવતો. ત્યાર પછી એથી પણ વધારે મોટા ત્રણ ત્રણ સંખ્યાના આંકડાઓ યાદ કરનારા માસ્તરના સમાગમમાં આવ્યો ને મને સ્મરણશક્તિની અદ્‌ભુતતાનું વધારે ભાન થયું. તે વેળા મને આ બધું યાદ રાખનારી સ્મરણશક્તિ નામની મગજની એક વિશિષ્ટ શક્તિ છે એનું ભાન તો નહોતું જ, છતાં એ શક્તિના ખ્યાલ વિના, તેના પ્રભાવની મારા પર ચોક્કસ અસર પડી. એ શક્તિમાં મારો વિશ્વાસ દિવસે દિવસે વધતો ગયો.

પણ જેમ જેમ મને અનુભવ મળતા ગયા છે તેમ તેમ સ્મરણશક્તિમાંથી મારી શ્રદ્ધા ઓછી થવા માંડી છે. વીજળી, સમુદ્રતરંગ, લક્ષ્મી ને સારા મિજાજની પેઠે સ્મરણશક્તિ પણ ઘણી ચંચળ છે. આંકના મોટા મોટા પાડા યાદ રાખનાર જે મહેતાજીનો મેં ઉપર ઉલ્લેખ કર્યો છે, તેમને ત્યાં હમણાં કંઈક કામસર હું ગયો હતો. અમે વાતો કરતા બેઠા હતા,

એટલામાં એમના ટેબલ પરથી ઊડીને એક કાગળ બારી વાટે બહાર ગયો. થોડી વારમાં એક નાની છોકરીએ એ કાગળ નીચેથી લઈ આવીને એ મહેતાજીને આપ્યો. કાગળ લેતા લેતા મહેતાજી છોકરીની પીઠ થાબડી બોલ્યાઃ "ડાહી છોકરી છે! તું કોની છોકરી?"

છોકરી જરા વાર મુંઝવાઈ, ને પછી તેણે જવાબ દીધો : "કેમ બાપા, તમારી!"

છોકરીના ગયા પછી મેં સાશ્ચર્ય મહેતાજી સામું જોયું ને કહ્યું: "હવે તમારામાં ઘડપણની અસર જણાવા માંડી છે કે શું? આંખે બરાબર દેખાતું નહિ હોય."

"ના, ના; આંખે તો બરાબર દેખાય છે."

"ત્યારે તમારી જ છોકરીને તમે કેમ ન ઓળખી શક્યા? કે અમથા મજાક કરતા હતા!"

"ના, મજાક તો નહોતો કરતો."

"ત્યારે!"

"છોકરી તો મારી જ છે. પણ હું ભૂલી ગયો—"

"હેં! તમારી છોકરીને તમે ભૂલી ગયા! એ બને શી રીતે!"

"જુઓની! બન્યું જ ને. વાત એમ છે કે મારે જરા બહોળો વસ્તાર છે. મારાં પોતાનાં અગિયાર છોકરાં; મારા મોટા છોકરાનાં ત્રણ છોકરાં ને મારી મોટી છોકરીની સાત છોકરીઓ ને એમાં ઘણાંખરાં નાની ઉંમરનાં. એટલે એ બધાં ઓળખાય શી રીતે! કોઈકોઈ વાર ભૂલ થઈ જાય."

"મને તો તમારી સ્મરણશક્તિ માટે બહુ માન હતું. તમે આંકના પાડા અમને શીખવતા ત્યારે એમ થતું કે આટલું બધું એ મોઢે શી રીતે રાખતા હશે!"

"આંકના પાડા તો હજી યે યાદ છે. પણ કોણ જાણે કેમ, આ છોકરાંઓ યાદ નથી રહેતાં. અરે! હમણાં અમે બહારગામ ગયાં હતાં, ત્યારે એવો ફારસ થયો કે કંઈ પૂછવાની વાત જ નહિ. અમારી પાસે સામાન પુષ્કળ હતો. મેં મારી મોટી છોકરીને ને એને ખૂબ ટોકીટોકીને કહ્યું હતું કે 'આમાંથી અડધો સામાન તમે ભૂલી જવાનાં છો.' તેથી એ લોકોએ ખૂબ મહેનત કરીને બધાં દાગીનાંની આઠદશ વાર ગણતરી કરી, દરેક જણને અમુક અમુક દાગીનાનો કબજો સોંપી દીધો. બધાંએ પોતપોતાના સામાનની યાદી કરી ને તે ભૂલી ન જવાય માટે મોઢે કરી. સવારે સ્ટેશન પર જવા સારુ નીકળ્યા ત્યારે દરેક પાછું પોતપોતાની યાદી યાદ કરી ગયું ને તે પ્રમાણે સામાન સંભાળી લઈ અમે સ્ટેશન પર આવ્યાં. ગાડી આવવાને વાર હતી ને અમે બધાં પ્લેટફોર્મ પર નીરાંતે બેઠાં. એટલામાં કોઈકે પૂછ્યું, 'અરે બબલી ક્યાં?' 'બબલી, બબલી' એમ બૂમો પાડી. પણ બબલી હોય તો જવાબ દે ને! બબલી એ મારી મોટી છોકરીની સૌથી નાની છોકરીનું નામ છે. પછી બીજા કોઈએ કહ્યું, 'બચુ પણ નથી જણાતો!' બચુ એ મારા સૌથી નાના છોકરાનું નામ છે. સામાન સાચવીને લાવવાની કાળજીમાં અમે બેઉ છોકરાં ભૂલીને આવ્યાં! એક વસ્તુ યાદ રાખવા જઈએ ત્યારે બીજી ભૂલી જવાય છે!"

સ્મરણશક્તિને માટે મહેતાજીએ કહેલું વાક્ય 'એક વસ્તુ યાદ રાખવા જઈએ તો બીજી ભૂલી જવાય છે' એ મહાસત્ય છે. એક માણસનું નામ આપણને યાદ રહે છે તો

તેની અટક આપણે ભૂલી જઈએ છીએ. કદાચ અટક યાદ રહે તો એના બાપનું નામ ભૂલી જવાય ને ક્વચિત એનું નામ, એના બાપનું નામ ને એની અટક ત્રણે યાદ રહે તો એના બાપનું નામ તે એનું, ને એનું તે એના બાપનું નામ, એ પ્રમાણે યાદ રહે છે! સ્મરણશક્તિના વિલાસ ખરેખર વિચિત્ર છે.

કહે છે કે કેટલીક વસ્તુઓ સ્મરણપટ પર કોતરાઈ રહે છે તે કદી ભુલાતી નથી. આ કથન સાચું છે એવો અનુભવ લગભગ દરેકને થાય છે. પણ અમુક વસ્તુ જ શા માટે યાદ રહી જાય છે તે જરા પણ સમજી શકાતું નથી. મહત્ત્વપૂર્ણ બનાવ હોય તો તે યાદ રહી જાય; કોઈએ સખત અપમાન કર્યું હોય કે કોઈએ સ્તુતિ કરી હોય, જીવનમાં પરિવર્તન કરી નાંખે એવું કાંઈ બન્યું હોય તો તે યાદ રહી જાય એ સમજી શકાય એવું છે. પણ મુખ્ય બનાવો ભુલાઈ જાય છે ને તદ્દન અર્થ વગરના બનાવો યાદ રહી જાય છે. હું બહુ જ નાનો હતો ત્યારે એક દિવસ બારીએ ઊભો રહીને એક છોકરાને રમવા માટે બૂમો પાડતો હતો તે મને હજી યાદ છે. કયા છોકરાને બૂમ પાડતો હતો તે જરા પણ સ્મૃતિમાં રહ્યું નથી. ઘણા વખત પર હું છાપરે ચડ્યો હતો તે મને યાદ છે, પણ ત્યાંથી ઊતર્યો તે યાદ નથી. અને કેટલાક કહે છે કે 'સ્મૃતિ એ જ જીવન છે' તે જો ખરી વાત હોય તો હું હજી તે છાપરા પર જ જીવન વિતાવું છું એમ માનવું પ્રાપ્ત થાય.

જે વસ્તુ જે કાળે યાદ કરવાની હોય અથવા શોધવાની હોય ત્યારે તે વસ્તુ તે કાળે યાદ ન જ આવે અથવા જડે જ નહિ, અને પછી તેની જરૂર ન હોય ત્યારે મગજમાં તે જ રમ્યા કરે અથવા માર્ગમાં અથડાયા કરે, એવો એક વિશ્વનિયમનો મહાસિદ્ધાંત છે. એક વખત અમારું તાળું ખોવાઈ ગયું હતું. ઘરનાં બધાં માણસોએ ત્રણ દિવસ સુધી શોધ્યું, પણ તે ન જ જડ્યું અને દરેક શોધનારના હાથમાં તેને બદલે સોનાની પીન આવતી! આખરે કંટાળીને અમે નવું તાળું લીધું. નવું તાળું આવ્યું ત્યારે પેલી સોનાની પીન ખોવાઈ ગઈ. અમે સૌ પાછા પીનની શોધમાં પડ્યા. અઠવાડિયા સુધી શોધ ચલાવી. પણ દરેક વખતે દરેકને પીનને બદલે પેલું ખોવાએલું ને હવે નકામું થએલું તાળું જ જડતું. આખરે કંટાળીને મેં એ તાળું ફેંકી દીધું. પણ ફરીથી એ જ તાળું, કોણ જાણે શી રીતે, અમારી તીજોરીમાંથી પીનની તપાસ કરતાં નીકળી આવ્યું! એ પીન પારકી હતી એટલે તેને પૈસા ભરી આપ્યા ને શોધ કરવી માંડી વાળી. ત્યાર પછી થોડા દિવસ રહીને મારી દાઢીની તપખીરની ડબ્બી ખોવાઈ ગઈ, તેની શોધ કરતાં એ પીન જડી આવી. તપખીરની ડબ્બી હજી જડી નથી, પણ હું ધારું છું કે હવે દીવાસળીની પેટી ખોવાઈ જશે તો તે શોધતાં એ ડબ્બી જડી આવશે.

આવો જ બીજો અનુભવ મને નામ બાબતમાં થયો હતો. રમણલાલ નામના મારા એક મિત્રનું નામ હું ભૂલી ગયો હતો અને તેને બદલે બીજા એક મિત્રનું નામ મગનલાલ જ યાદ આવ્યા કરતું. મારે રમણલાલનું કંઈ પણ ખાસ કામ નહોતું. પણ એ નામ યાદ કેમ નહિ આવે, ને એને બદલે મગનલાલનું નામ કેમ યાદ આવ્યા કરે છે, એવા વિચારે મારાથી રાતના બરાબર ઊંઘાયું પણ નહિ. રાતના સ્વપ્નમાં મને નામ યાદ આવ્યું પણ સવારે ઊઠીને સ્વપ્નમાં યાદ આવેલું નામ સંભારવા મેં એટલો પ્રયત્ન કર્યો, પણ તે યાદ આવ્યું જ નહિ; ને એને બદલે મગનલાલનું નામ જ યાદ આવ્યા કર્યું. ત્યાર પછી મારે

દિવસ રહીને મગનલાલે એમના એક સગાને મારી મારફત સંદેશો પહોંચાડવા મને આપ્યો. હું એમના સગાને મળ્યો ને તેમનો સંદેશો કહ્યો. “કોણે કહાવ્યું છે?” “રમણલાલે” જરા પણ વિચાર વગર મારાથી બોલાઈ ગયું. “રમણલાલ? રમણલાલ કોણ?” એમણે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો. “અરે! રમણલાલ નહિ, પણ-પણ . . . હોઠ સુધી નામ છે પણ બહાર આવતું નથી.” મેં મગનલાલનું નામ સંભારવા ગમે એટલો પ્રયત્ન કર્યો પણ કમબખ્ત રમણલાલનું નામ મગજમાં એટલું ભરાઈ ગયું હતું, કે એ સિવાય બીજું કોઈ નામ મને યાદ આવી શકતું જ નહિ! કંટાળીને મેં એમને કહ્યું, “આજ ચાર દિવસથી હું રમણલાલ નામના મારા એક મિત્રનું નામ ભૂલી ગયો હતો તે યાદ કરવા પ્રયત્ન કરતો હતો ને તે યાદ આવતું જ નહોતું. અત્યારે અચાનક એ નામ યાદ આવ્યું છે તે કેમે કર્યું મગજમાંથી ખસતું નથી ને એને બદલે બીજું કોઈ નામ મને યાદ આવી શકતું નથી. તમે આ સંદેશો યાદ રાખી લો. મને એ સંદેશો મોકલાવનારનું નામ યાદ આવશે ત્યારે તમને કહી જઈશ અથવા લખી જણાવીશ.”

સ્મરણશક્તિની આવી કેટલીક સામાન્ય વિલક્ષણતાઓ ઉપરાંત એની વ્યક્તિગત વિશિષ્ટતાઓ પણ હોય છે. કેટલાકને બધું યાદ રહે છે પણ નામો કદી પણ યાદ રહેતાં નથી. મારા પરિચયના એક વૃદ્ધ પુરુષને કોઈનાં પણ નામ યાદ રહેતાં નહિ. તે હમેશાં દરેકને માટે ‘પેલો ડોબો!’ એમ જ કહેતા. “પેલા ડોબાનો ડોબો કાલે મને મળ્યો હતો.” “કયો ડોબો?” “અરે, પેલો ડોબો છે કની તેનો ચોથો છોકરો પેલો ડોબો, એ કહેતો હતો કે એનો દોસ્ત છે કની-પેલો ડોબો-તેનો ભાઈ-પેલો ડોબો-તેના વિવાહ થયા.” “કોની જોડે?” “પેલા ડોબાની છોકરી જોડે.” “કયા ડોબાની?” “અરે પેલો ડોબો! આ આપણા પેલા ડોબાને ત્યાં ભાડે નથી રહેતો? તેની ત્રીજી છોકરી જોડે.” એમને કદી પણ કોઈનું નામ યાદ આવતું જ નહિ. પોતાની પત્ની ને પોતાના છોકરાનું નામ પણ એમની સ્મૃતિમાં રહી શકતું નહિ, એટલું જ નહિ, પણ ઘણી વાર તો એ પોતાનું નામ પણ ભૂલી જતા! એમનું નામ તુલજાશંકર રવિશંકર હતું. કેટલાક અટકચાળા છોકરા એમની સાથે વાત કરતા કહેતા કે “તુલજાશંકર કહેતા હતા—” “એ કયો ડોબો?” એ તરત પૂછતા. “કેમ? રવિશંકર પંડ્યાનો છોકરો” કોઈ બીજો અટકચાળો બોલતો. “રવિશંકર? એ વળી કયો ડોબો?” એમ જરા વિચારમાં પડી આશ્ચર્યથી એ પૂછતા. એમની માતાનું નામ દઈ કોઈક ત્રીજો કહેતો, “ગંગાબ્હેનના વર.” “એ વળી કયી ડોબી?” તેઓ પૃચ્છા કરતા. એમને ધારે રહીને કોઈ બધું સમજાવતું ને કેટલીક વાર એ નિખાલસતાથી હસી પડતા, તો કોઈક વાર ખીજવાઈ ને છોકરાઓને પ્રહાર કરતા જતા.

કેટલાકને નામ જ યાદ રહે છે ને ચહેરા યાદ નથી રહેતા. કેટલાકને આંકડાઓ યાદ રહે છે પણ તે આંકડાઓ શેનો બોધ કરે છે તે યાદ નથી રહેતું.

મને તો મોટે ભાગે કોઈ પણ પ્રકારના આંકડા યાદ રહેતા જ નથી. અચાનક કોઈ મને મારી ઉંમર પૂછે કે તો હું ગભરાઈ જાઉં છું ને ત્રીસની ને પચાસની અંદર એ સિવાય, જાણવા છતાં, ચોક્કસ ઉંમર યાદ આવતી નથી. મારા દાદરનાં પગથિયાં હું દરરોજ ગણું છું પણ દરરોજ સંખ્યા ભૂલી જાઉં છું. ઇતિહાસના વિષયમાં ઈ. સ. ૧૨૦૦ ને ઈ. સ.

૧૫૦૦માં મને કદી પણ ફેર લાગ્યો જ નથી. એક કવિ ૧૭મી સદીમાં થઈ ગયો; અથવા ૧૭૫૭માં અમુક બનાવ બન્યો; આ કંઈ પંદરમી સદી નથી એવાં વચનોની છાપ મારા મગજ પર જરા પણ પડતી નથી. એક ને અખંડ કાળના મનુષ્યોએ કરેલા કટકા તરફ કદાચ મારા મગજને પ્રખર વિરોધ હશે.

હું બહારગામ જાઉં છું, અથવા ત્યાંથી પાછો ફરું છું ત્યારે પણ હંમેશ મારી સ્મરણશક્તિ મને દગો દે છે. હું કંઈ ને કંઈ ભૂલી ગયા વગર રહેતો નથી. આ ટેવ સુધારવા મેં બહુ ફાંફાં માર્યાં છે ને હવે તો લગભગ સુધરી ગઈ એવી ખાતરી થયા પછી પાછા વિસ્મરણશક્તિના પ્રતાપના બેચાર પરચા એવા મળ્યા કે હવે એ ટેવ કદી પણ સુધરશે એમ હું માની શકું એમ નથી.

આ ટેવ હવે તો તદ્દન સુધરી ગઈ છે એમ મેં કેટલાક મિત્રો આગળ બડાઈ હાંકી. મારી પરીક્ષા કરવા તેમણે હું બહાર જવાનો હતો તે વેળા દરેકે એક એક નાની પેટી ને તેની જોડે તેની કૂંચી આપી. ગામ પહોંચી પેટી ઉઘાડી તેમાં લખેલી સૂચનાઓ મુજબ મારે મારા મિત્રોનાં સગાંવહાલાંઓને સંદેશા પહોંચાડવાના હતા. હું કંઈ ને કંઈ પણ ભૂલ્યા વગર રહેવાનો નથી એમ મારા મિત્રો દૃઢતાથી કહેતા હતા. અને હું કંઈ પણ ભૂલી જવાનો નથી એમ હું નિશ્ચયપૂર્વક કહેતો. રાતે સૂતી વેળા આઠે પેટીઓ ઓશીકા આગળ રાખી, સવારે પણ પેટીઓ પાસે બેસીને જ ચા પીધી, રસોડામાં પણ પેટીઓ પાસે રાખીને જ જમવા બેઠો. બધી પેટીની કૂંચીઓ લઈ તેને એક રેશમી દોરીમાં પરોવી તે મારા કોટમાં મૂકી. આખરે આઠે પેટીઓ સાથે હું મારે જે ગામ જવું હતું ત્યાં ઊતર્યો ને 'હાશ બધાને હરાવ્યા' એમ સગર્વ સ્વગત બોલ્યો. ઉતારે ગયો ને પેટી ઉઘાડવા કૂંચીઓ માટે ગજવામાં હાથ નાંખ્યો ત્યારે કૂંચી ગૂમ થઈ ગએલી જણાઈ! હું ભૂલમાં જુદો જ કોટ પહેરી આવ્યો હતો એમ મને સમજાયું. હવે શું કરવું! કોઈને જણાવ્યા વગર તરત બીજી ટ્રેનમાં પાછો ફર્યો. ઘેરથી કૂંચી લઈ ફરી ગામ આવ્યો. પેટીઓ ઉઘાડી, બધાને સૂચના મુજબ સંદેશા પહોંચાડ્યા ને મિત્રો કને હાર કબુલાવી. આમ, મેં મિત્રોને છેતર્યા, પણ આત્માને હું છેતરી શક્યો નહિ.

સ્મરણશક્તિની આવી અશ્રદ્ધેયતાના ઉતાર તરીકે લોકો મહત્ત્વની બાબતો લખીને તેને સંઘરી રાખે છે, એટલું જ નહિ પણ તેને જુદા જુદા વિષયની 'ફાઈલો' બનાવી તેમાં મૂકે છે. પણ ફાઈલ રાખવાથી પણ પૂરેપૂરો અર્થ સધાતો નથી. ઘણી વાર ફાઈલો જ ખોવાઈ જાય છે. કામનાં કાગળોને બદલે ઘણી વાર ફાઈલમાં તદ્દન નકામાં કાગળો જ જોવામાં આવે છે ને કેટલીક વાર આખી ફાઈલ ઉથલાવી ગયા પછી એ ફાઈલ રાખવાનો અર્થ પણ સમજાતો નથી.

એકવાર મારા હાથમાં એક ઓફિસની ખાનગી ફાઈલ આવી હતી. તેમાંથી મારે અમુક મહત્ત્વના ઉતારા શોધી કાઢવાના હતા. આખી ફાઈલનું મનન કરી ગયા પછી પણ તેમાંથી મહત્ત્વનું એકે વાક્ય મને જડ્યું નહિ. આખી ફાઈલ કેવા પ્રકારની હતી તે એમાંથી નીચે ઉતારેલા એક નમૂના પરથી સમજાશે.

નકલ — નં. અ/૯ ૧૯૨૨

રા. ભોળારામ વ્યાસ — તારીખ ૧૫ માહે જુન સને ૧૯૨૨
મુંબઈ

બાબત: ભોળારામની ટોપી

મહેરબાન સાહેબ,

આ નીચે સહી કરનાર, જગમોહન ગુલાબદાસનું ધ્યાન આપની [ આપના માથા પરની ] ટોપી તરફ પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી ખેંચવામાં આવ્યું છે. સદરહું ટોપી વાંકી છે. તે બાબત યોગ્ય કરવા મહેરબાની થશે.

આપનો

જગમોહન ગુલાબદાસ.

આનો જવાબ રા. દયારામે મોકલાવેલો તેની નકલ પણ જોડે હતી.

નં. બ/ક ૧૯૨૨

નકલ તારીખ ૨૫ માહે જુન સને ૧૯૨૨

રા. જગમોહન ગુલાબદાસ.

મુંબઈ.

બાબત : દયારામની ટોપી

મહેરબાન સાહેબ,

તમારા પત્ર નં. બ/ક ૧૯૨૯ ના બદલ આભાર. તમારું ધ્યાન યોગ્ય રીતે ખેંચવામાં આવ્યું હતું. ટોપી બરાબર કરવામાં આવી છે, જેની નોંધ લેશો ને આ પત્ર ફાઇલ કરશો.

આપનો

દયારામ વ્યાસ.

આ દયારામ ને જગમોહન બંને એક ઑફિસમાં ક્લાર્ક હતા અને તેમના વચ્ચે આવા પ્રકારના થએલા પત્રવ્યવહાર સિવાય ફાઈલમાં બીજું કશું હતું નહિ.

આમ, સ્મરણશક્તિને સર્વાંશે શ્રદ્ધેય બનાવવાનો કોઈ ઉપાય નથી. અને મારી આ આત્મકથામાં સ્મરણશક્તિ સિવાય મને બીજા કશાનો આધાર નથી. એટલે એવી ભૂલકણી સ્મરણશક્તિના અશ્રદ્ધેય પાયા પર રચાએલી આ કથામાં પ્રમાદો ને સ્ખલનો અવશ્ય હોવાનાં જ ને એક એક જણે જિંદગીમાં એક વાર તો કહેલું વાક્ય કહું તો, ભૂલ કોનામાં નથી હોતી? માટે આમાં કદાચ વૃત્તાન્તની, વીગતની, સ્થલની, કાલની કે અન્ય કોઈ પ્રકારની ભૂલ આવે, તો તેવી ભૂલ બીજો કોઈ લખનાર હોત તો તે પણ કરત, એમ ધારી લઈ જેમ હું સંતોષ માનું છું તેમ આ કથાનો પ્રત્યેક વાચક પણ માને. આ કથાનો શરૂઆતનો ભાગ મારી પોતાની સ્મરણશક્તિને આધારે નથી લખાયો, પણ મારું બાળપણ જોનારા, તેના ઉપર દેખરેખ રાખી હું અત્યારે જેવો છું તેવો મને બનાવ્યાનો સકારણ કે અકારણ ગર્વ ધારનારા વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓના વિગતમાં પરસ્પર વિરોધી છતાં મુખ્ય વૃત્તાન્ત પૂરતા એક સરખા વર્ણનો ઉપરથી મેં લખ્યો છે. એમાં યે દોષ હોય તો તે સ્મરણશક્તિનો જ છે પણ તે મારી પોતાની નહિ, પણ એ વૃદ્ધ કુલાંગનાઓ ને કુલપતિઓની સ્મરણશક્તિના છે એમ સમજવાનું છે. એમણે કહેલી વાતોમાંથી હું થોડી ભૂલી ગયો હોઉં અથવા થોડી ખોટી યાદ રહી ગઈ હોય, એવો પણ સંભવ છે. એટલે મારી સ્મરણશક્તિએ, અથવા ખરું કહું તો વિસ્મરણશક્તિએ, એમાં પણ પોતાનો અલ્પ ફાળો તો આપ્યો જ હશે; અને એટલા પૂરતી હું જવાબદારી મારે માથે લેવા તૈયાર છું.

[ક્રમશઃ] ઇતિ પ્રસ્તાવના

# આ જનમનો ફેરો

હરજીવન સોમૈયા

જામરૂકા ત્રણ ગામના ધણી એવા દરબારની રાજધાનીનું ગામ હતું. આમ નાનું હતું. વસ્તી ઓછી હતી તોય ગામમાં કોઈ કોઈ વાર તો મોટા રાજના શહેરમાં જ પાકે તેવા હીરલાઓ પણ પાકતા.

વીરૂભા એવો એક હીરલો પાક્યો હતો.

વીરૂભાની મા રજપુતાણી હતી પણ ભરજુવાનીમાં પતિ ગુજરી ગયો; દુનિયામાં આશ્વાસન લેવાનું એક માત્ર ઠામ નાનકડો વીરૂભા રહ્યો; એનામાં જ બધા કોડ આરોપી દઈ જીવનનાં આટલાં કપરાં વર્ષો એણે વટાવ્યાં હતાં. એ વર્ષો કેવાં કપરાં હતાં તે તો એ એક જ જાણતી હતી! રાજપૂત કુળ ઘરની બહાર ડગ દેવાય નહિ, ત્યાં ખેતરવાડીનાં કે ક્યાં કામ કરીને પેટને શેર બાજરો પૂરે : ઊંચે સાદે ડૂસકું પણ કઢાય નહિ, ત્યાં કોને જઈને પોતાનું દુઃખ કહે? કોની પાસે ડગલે ને પગલે ખપ પડતી ઘરની ચીજ મંગાવે? એને યાદ આવતું, નાનકડો કુંવરડો વીરૂભા કાંખમાં માટલી લઈ ને તળાવે પાણી ભરવા જતો! એ ગળું દબાવી રાખતી તોય આંસુનું મોટું ટીપું મોં પર પડીને ભોંની ગારને પલાળી મૂકતું. પોચી થયેલી એ માટીને નીચું જોઈને ખોતરતાં ખોતરતાં મનમાં એ રેવતી કે એ વીરૂભાના દુઃખના દહાડાઓને એ ખોતરી રહી છે, અને સાથે સાથે એનાં પોતાનાં પણ દુઃખનાં પોડાં ઊચલાતાં હતાં. વીરૂભા સદાય કાંઈ આમ નહિ રહેવાનો, એવા ઊંડે ઊંડે એ સુખના આછા રંગો જોઈ શકતી હતી. આમ એણે વીરૂભાને ખબરેય ન પડે તેમ એને સોળ વરસનો કર્યો હતો. વીરૂભાએ એ વર્ષો બરાબર માણ્યાં હતાં. એટલે જ ભરાઈને ઊંચાં આવેલાં એનાં ખભાં જોઈને મા આજ ગજગજ છાતી ફુલાવી શકતી હતી. એની આંખો તેજથી મોટી થઈ જતી હતી. એક દિવસનો કુંવરડો વીરૂભા આજે દુશ્મનની છાતીનાં પાટિયાં એક લાતે ભાંગી નાખે તેવો જોરાવર થયો હતો.

એક દિવસ માએ વખત જોઈ ને કહ્યું, " વીરૂભા, હવે તારા બાપની જમીનનો હક્ક તારે કરવો જોઈએ."

"મારા બાપની જમીન છે?"

"રૂડી રૂપાળી છે, તળાવને કાંઠે છે, વીઘે વીસ મણ બાજરો ઊતરે એવી છે."

"આજ સુધી બોલી કાં નહિ? હું તો એને જે સારું ધમપછાડા કરતો આવ્યો છું. મને થાતું, ગામ આખાની પાસે જમીન અને મારી પાસે કાં નહિ? ઠીક થયું કે તેં આટલું વહેલું પણ કીધું, નહિ તો હું તો દરબારની ડારે બાખડીને પણ ક્યાંક કટકો લેવાનો વિચાર કરતો હતો."

"દીકરા, તારી જમીન છે પણ તને મળવી દોહ્યલી છે. તારા કાકાએ કોઈક જૂની વાત કાઢીને જમીન પોતાને ઘરે કરી છે."

"મારો કાકો ! કયો મારો કાકો ? જમીન એણે પોતાને ઘરે કરી છે ? દીકરાને ખબર હોય એમ લાગતું નથી કે આ વીરુભા એના બાપનો દીકરો છે."

"આપણે બાઝવું નથી, તું દરબાર પાસે જઈશ તો દરબાર જ કાંઈક ફેંસલો કરી આપશે. જમીનને આપણે બટકાં તો કાંઈ ભરવાં છે ? આ તો કળશી બાજરો વરસે દહાડે કોઠીમાં આવે તો આપણે બીજા દાણાની આધિ નહિ. તારો બાપ મરી ગયો, વરસ દિ' તો મને કૈની યે શુધબુધ નહોતી, પછે જ મને ખબર પડી કે ગગલસિંહે તો ગયે વરસે આપણી જમીનમાં બી નાખ્યું હતું અને એ વરસે પણ નાખ્યું. મેં આપણી પડખેના જોરુભાની વહુને કીધું, એણે જોરુભાને કહ્યું. જોરુભાએ ગગલસિંહને કહેવાની રીતે કીધું; એ બિચારા વધુ તો શું કહી શકે ? પણ ગગલસિંહે તો જવાબ દઈ દીધો કે જમીન તો મૂળથી જ અમારી હતી, અમે જ ભાઈનો નાતો અને ગરીબ જાણીને ખેડવા આપી હતી. હું ઘા ખાઈ ગઈ. મલાજો તોડીને મારાથી આટલાં વરસ તો કાંઈ થઈ શકે તેમ નહોતું. હવે તું મોટો થયો, તારી યે હવે તો શેહ પડે છે એટલે આજ થયું કે તું કાંઈક કર." માએ આખો ઇતિહાસ કહ્યો.

"કાંઈક શું, હું તો બધું જ કરવાનો." વીરુભા બોલ્યો અને બોલીને તરત વાંસો ફર્યો. એની આંખો લાલ થઈ ગઈ હતી પણ માને તો પાછળથી દેખાતી એના પગની પિંડીઓ સખત થઈ ગયેલી જોઈને જ ડર લાગ્યો કે વીરુભા કાંઈક અવળું કરી નાખવાનો, એટલે એણે કહ્યું, "જો વીરુભા, આપણે બાઝવું નથી, ન દિયે તો કાંઈ નહિ, આપણો વળી રામ જેવડો ધણી છે." પણ વીરુભાએ તો જાણે એ સાંભળ્યું જ નહિ.

એ તો સીધો પહોંચ્યો ગગલસિંહની ડેલીએ. બહારથી જ ખોંખારો ખાધો ને અવાજ કર્યો, "કેમ, કાકા, શું કરો છો ?"

ગગલસિંહ હોકો ગગડાવતા હતા. "કોણ વીરુભા ? આવ બેટા, આજ તો ઘણા દિ'એ ?"

"હા, કાકા." વીરુભા ઓસરી ઉપર ન ચડતાં નીચે જ ઊભો રહ્યો અને જરા ગળું ઠીક કરીને આગળ બોલ્યો, "કાકા, એક હિસાબ પતાવવાનું કહેવા આવ્યો છું."

"હિસાબ ? આપણે વળી હિસાબ કયો, બેટા ?"

"જુઓ કાકા, સીધી વાત. મારા બાપની જમીન આટલાં વરસ તમે ખેડી તે ભલે ખેડી, હવે આ વરસે એમાં હળ ન નાખજો. હળનો કીડો હવે હું ય પકડતો થઈ ગયો છું એટલે હું જ એ ખેડીશ."

"પણ એ જમીન તો—"

"રામરામ કાકા, મારે જરા ઉતાવળે સીમમાં જવું છે. આ આટલું કહેવા જ આવ્યો હતો. તમને કહીને જ કામ કરવું એ ઠીક ને, નાહક તમે મનમાં ગણતરી કરીને બેઠા હો એમાં પાછળથી ફેર પડી જાય. તમને એ સારું ન લાગે એટલે આ કહી દીધું. ત્યો, રામરામ." વીરુભા વાંસો ફરી ગયો ને ગગલસિંહ એ ડેલી બહાર નીકળી ગયો ત્યાં સુધી એની વાંસે જોઈ રહ્યા. એ ગયા પછી પણ ક્યાંય સુધી હોકાની નળી એમના મોંમાં એમ ને એમ પડી રહી.

"આ છોકરો — કજિયાનું મોં કાળું; મર એ ભેડ. ભેડરી તોય ભાઈનો દીકરો છે ને!' એમ ગણગણતા ગગલસિંહે એક આછી-ફૂંક લીધી ને હોઠો હલાવેથી, ગુડગુડાવો.

જે દિ' બાર વરસે પાછા પોતાના ખેતરના દાણા કોઠીમાં આવ્યા એ જોઈને હરખથી માની આંખોમાં કેવાં પાણી ઊભરાયાં હશે! દીકરાને એણે ઊની ધારેથી ઘી પીરસીને કંસાર ખવડાવ્યો. પણ આ વાત તો અમસ્તી પ્રાસ્તાવિક થઈ: વીરૂભા કેવા મગજનો હતો અને એનું નસીબ ભવિષ્યમાં એને ક્યાં ઘસડી ગયું ત્યાં કેમ ઘસડી ગયું તેની થોડી સમજ આપવા માટે થઈ. માનેય ખબર નહોતી ને વીરૂભાનેય ખબર નહોતી કે વીરૂભાનું ઊછળતું લોહી ત્યાંથી ઊછળી ક્યા ખડકા ઉપર પછડાશે.

દિવસ જતા હતા ને વીરૂભાનો કીર્તિસૂરજ ઉપર આવતો જતો હતો. ગામના જુવાનિયાઓએ તો હવે એની વાહવાહ જ કરવાની હતી. દરબાર પોતે હવે તો વીરૂભા કોઈક દિ' ચોરે આવે એટલે પોતાની ગાદીનો ખૂણો પહોળો કરતા ને એને પરાણે પડખે બેસાડતા.

વીરૂભાને જમરૂકાની સીમ હવે નાની પડતી હતી, એને હવે મોટા મેદાનની જરૂર હતી: ત્યાં જ એક વાત બની ગઈ.

કોઈક મોટા રાજનું કટક જમરૂકાના પાદરેથી નીકળવાનું થયું. આઘે આઘેથી ધૂળની ડમરી ઊડતી આવતી જોઈ ને અને ઢોલ-ત્રાંસા-શરણાઈના અવાજ સાંભળીને ગામનાં માણસો સીમમાં ભેળાં થયાં. પવનમાં લહેરાઈ લહેરાઈ ને મોડી સુગંધ ઉડાડતા જાંબુડા મોલને માથે આઘે આઘેથી ધૂળનો વંટોળિયો ચડી આવતો હતો અને તેની ઉપર સાંઢણીની લાંબી ગરદનો ઝાંખી ઝાંખી કળાતી હતી.

"આ તો ગામને ઉજાડી નાખશે." એક જણો દરબાર સામું જોઈને બોલ્યો. પણ દરબાર શો જવાબ દિયે? એમના કપાળ ઉપર પણ કરચલીઓ પડી ગઈ હતી.

"આટલું લશ્કર આ ટાણે વગડાની નાની કેડીએ કેમ કરીને હાલશે? ગામ માથે ઊતરે નહિ તોય એની સાંઢણીઓ તો મોલને સાજો રાખે નહિ." કોઈક બીજો બોલ્યો.

"એલા, આને કોઈ અટકાવે ખરું?" એક વૃદ્ધ દાંત ભીંસીને બોલ્યો.

"જો એ આપણા ગામને માથેથી ન હાલે તો શીખ લેખે—" દરબાર બોલતા હતા.

"શીખ? શીખ શેની? આપણે ના કહેશું ને એ અહીંથી હાલશે? જમરૂકાની તરવારું બધી મરી ખૂટી હશે ખરું! બોલો, દરબાર, થાઓ તમે મોઢા આગળ, નહિ તો થાઉં હું, ને હાલો જેને મારી વાંસે આવવું હોય એ." ગુસ્સાથી એકદમ લાલચોળ થઈ જઈને વીરૂભા બોલી ઊઠ્યો.

"કોણ? વીરૂભા ને? બાપ, તારી વાત તો સાચી છે પણ હું જોઉં ને, સામવાવાળાનું—" દરબાર બોલ્યા.

"ફટ દરબાર, જુઓ ત્યારે હવે મારો રંગ." કહીને વીરૂભા તો તુરત ગામ ભણી જ વળ્યો અને ઘડીકમાં તો-ઢાલ, તરવાર, નાનકડો ભાલો અને જમૈયો હથિયાર-પડિયાર બાંધી ઘોડે ચડીને સો-હજી-વંટોળિયો જોતા ઊભા હતા ત્યાં પાછો આવી ગયો ને જરા વાર ઊભા રહ્યા સિવાય માત્ર 'માનું દૂધ ધાવ્યું હોય તે આવજો મારી વહારે' એમ એક હાકલ મારીને વહેતો થઈ ગયો!

દરબારને ય શરમ આવી ગઈ પણ જુવાનિયાઓનું એક બાજુ ટોળું વળેલું જોઈ એમની શરમ કંઈક ઊડી ને એ તરફ જઈને એમણે એમને કહ્યું: "વીરૂભાની વાંસે જેને જવું હોય તે ઘરની ચિંતા છોડીને ભલે જાય. એના ઘરની ચિંતા ગામને માથે છે." જુવાનિયાઓના જોશને ટેકો મળી ગયો ને થોડા જણ તૈયાર થઈ ગયા.

અને ખરેખર આવતું કટક રોકાઈ ગયું. એકલો વીરૂભા આંખો મીંચીને સાંઢણીઓ વચ્ચે પડ્યો, "કોણ છે આ કટકનો હાંકનારો?" કહેતો એ મોવડી પાસે પહોંચ્યો ને બોલ્યો, "આ મારગે આ મોસમમાં નહિ હાલી શકાય તમારાથી."

મોવડીમાં મહારાજા પોતે હતા. આ જુવાનની આવી હિંમત જોઈને એક વાર તો એ ખુશ થઈ ગયા ને પછી હસીને બોલ્યા, "કેમ?"

"કેમ?" વીરૂભાની આંખ લાલ થઈ ગઈ.

મહારાજ ફરીથી હસ્યા. "જુવાન, હું જોઉં છું કે તું તારા ગામનો દરબાર નથી. આવી વાત કરવા માટે તો તારા દરબારે આવવું જોઈએ."

થોડી વાર વીરૂભાને સમજાયું નહિ કે શું કહેવું. પછી કંટાળાથી માથું ધુણાવીને બોલ્યો, "તમારાથી નહિ હલાય."

"અમે તો હાલશું," મહારાજા હસીને બોલ્યા.

પણ મહારાજાના વેણ પૂરાં નીકળે તે પહેલાં તો વીરૂભાની તરવાર કેડેથી નીકળી પડી ને એ એક ડગલું પાછળ હટીને આગળ કૂદ્યો.

પણ આવા મામલાનો એ હજી અજાણ હતો. એની તરવાર મહારાજાની ગરદન ઉપર પડે તે પહેલાં તો એની સાથે પાંચ તરવારો બાખડી પડી.

મહારાજા તો હસતાં હસતાં જ બધું જોયા કરત પણ એમણે તો જોયું કે એક જ વીરૂભાની તરવારે એના પાંચ બહાદુરોને ઢાળી દીધા એટલે એમનું હસવું ઊડી ગયું ને એને ઠેકાણે ક્રોધનો લાલ રંગ આવી ગયો. એમનાથી મોટેથી હુકમ અપાઈ ગયો, "પકડો, મારો!"

ને મામલો પૂરેપૂરો બગડી ચૂક્યો.

ત્યાં તો બીજી બાજુ બીજો હોકારો ઊઠ્યો. મહારાજાને થયું, "એકાએક આ શું?" એમના ચિત્તની અસ્વસ્થતા વધી ગઈ. એમણે બીજી બાજુ ધ્યાન ફેરવ્યું. ત્યાં પાંચસાત જુવાનિયાઓ પોતાના વીસ બહાદુરો સાથે તરવારો અથડાવી રહ્યા હતા.

મહારાજાની છાતી ધડક ધડક થવા લાગી. પણ ત્યાં તો એક મોટો હુંકારો ઊઠ્યો ને એમણે એ તરફ નજર ફેરવી, જોયું તો ધબ્બ અવાજે વીરૂભા જમીન ઉપર પડ્યો હતો. એમનાથી એકદમ બૂમ પડાઈ ગઈ, "બસ કરો!"

ને ધિંગાણું શાંત પડી ગયું. મહારાજા દોડીને વીરૂભાની પાસે પહોંચ્યા. વીરૂભા આંખો મીંચીને પડ્યો હતો, લોહીના ખાબડામાં એ નહાતો હતો. "આના ઘા ધૂઓ, પાટા બાંધો," મહારાજાએ કહ્યું. એમની આંખમાં જુવાન પ્રત્યે શાબાશી ભરી હતી.

રાજાના કુંવરની ચાકરી થાય તેમ વીરૂભાની ચાકરી શરૂ થઈ ગઈ.

ને પછી લશ્કરને ત્યાં જ રોકી વીરૂભાને પાલખીમાં લેવડાવી મહારાજા પોતે જમરૂકાને પાદર આવ્યા. જમરૂક તો હજી યે પાદરમાં જ પડ્યું હતું. દરબાર સામે લેવા દોડ્યા.

મહારાજાએ વીરૂભાને સોંપ્યો. "તમારા ગામનું આ માણેક અમારાથી ખંડાઈ ગયું છે; માફ કરો એ દંડ ભરી દઈએ."

દરબાર મહારાજાની સામે જોઈ રહ્યા.

ત્યાં તો વીરૂભાની મા પછડાટી ખાતી આવી. "અભાગિયાઓએ મને લૂંટીલીને લૂંટી! મારો કુળનો દીવો, મારો નોધારીનો આશરો!"

"માડી! તારા આ દીવાએ તારા કુળને નહિ પણ તારા આખા ગામને ઉજાળ્યું છે. તું બી મા, એને હજી કાંઈ બહુ થયું નથી, પણ જો એને માથે આ એક ઘા ન પડ્યો હોત તો ગામ આખાને માથે મારા કટકનો બહુ ભૂંડો ઘા પડત. એમાંથી આણે એને બચાવ્યું એનો ઓરસ કર, આમાં રોવાનું ન હોય." મહારાજા મીઠા ઠપકા દેતાં બોલ્યા.

માતા ચૂપ થઈ ગઈ. એના અંતરને કાંઈ આથી સમાધાન નહોતું મળ્યું, પણ આવા ઠપકા પછી કાંઈ બોલવું એમાં શોભા ન લાગવાથી જ એ ચૂપ રહી ગઈ.

"જો આટલી સમજણ પડી તો હવે ભેળાભેળી એક બીજી પણ વાત કહું, માડી?" મહારાજા બોલ્યા.

રજપુતાણીએ ડોકું જરા ઊંચું કર્યું.

"તારો દીકરો તો કોઈ મોટા રાજમાં શોભે એવો છે. હાલશો તમે મારા રાજમાં? તમારું જીવતર ઊઘડી જશે."

"ના બા, આટલેથી હાઉં છે. મોટા રાજમાં જઈને મોટા ઘા ઝીલવા એ કે બીજું કાંઈ? એ કરતાં અહીં અમને શું ખોટું છે?" માતા બોલી.

"ધન, નામના, —" મહારાજા બોલતા હતા.

"લલચાવો મા હવે વધારે. અમારે આખો નથી જોતો: અડધો જ બહુ સારો છે. શાંતિથી ખાઈએ તો છીએ." મા બોલી.

મહારાજા દિલગીરીથી પાછું જોઈ ગયા. એણે દરબારને ને ગામને રામરામ કરી લીધા. અર્ધભાનમાં આવેલા વીરૂભાનો ખભો હળવેથી થાબડ્યો ને સ્વગત બોલતા હોય તેમ હળવેથી બોલ્યા, "આ ઘૂઘવતાં પાણી આ ખાબોચિયામાં જ ઝલાઈને ખોળાં પડી જશે."

"હેં?" વીરૂભાને સમજાયું નહિ કે મહારાજા ધીમેથી પ્રગટ જે બોલ્યા તે સ્વગત જ હતું, એટલે એણે પૂછ્યું.

"કંઈ નહિ." મહારાજાએ એકવાર કહ્યું, પછી જરા થૂંક ગળે ઉતારીને બોલ્યા, "કોઈ વાર મરજી થાય તો વિજયપુર આવજે, તને હું ભૂલીશ નહિ. તું મહાસાગરનું પાણી છો."

ગામે મહારાજાની યથાશક્તિ આગતાસ્વાગતા કરી ને મહારાજા તો ગયા. તે પછી ગામને મન આ વાત કંઈ ખાસ નહોતી પણ વીરૂભાનું તો આખું જીવન એનાથી ફેરવાઈ ગયું.

સાજો થયા પછી માને એકવાર એણે કહ્યું, "આપણે વિજયપુર જઈએ?" પણ માએ

કાંઈ જવાબ ન આપ્યો. એક બીજી વાર એણે કહ્યું, "વિજયપુરના મહારાજાએ ખેપિયો મોકલ્યો છે. આ તરવાર ભેટ મોકલી છે. જરા વિવેક ખાતર હું વિજયપુર જઈ આવું તો?"

એ વખતે મા છળી પડી. "વિવેક ખાતર તારે જાવું છે? પૂછ તારા રદયાને. મોટાં સપનાં જોવાં છે એમ કેમ કહેતો નથી? ના નથી જાવું. અને આજ પછી કોઈ દિ'એ વાત મને કરતો નહિ."

વીરૂભાની છાતી ઉપર જાણે કોઈએ વજ્ર ફેંક્યું.

મા એ પણ સમજી ગઈ. તરત તો એ કાંઈ ન બોલી પણ થોડા દિવસ રહીને એ બોલી, "વીરૂભા, તને દુભવીને હું સુખી કેમ થઈશ? હું તને વિજયપુર જવાની ના કહું છું તે તને દુભવવા સારુ કહું છું? મને એમ છે કે આપણે આંહીં જ બહુ સુખી છીએ. તારે જે કાંઈ પરાક્રમ કરવી હોય તે આંહીં કર. આ તો આપણું ઘર, દિ' બધો ભલે ને તું બહાર હો, રાતે ય ભલે તું વાસુ (ખેતરમાં રાતવાસો) હો તો ય ઘડીક તો આપણે મા-દીકરો એકબીજાને નિરાંતે નીરખી તો લઈએ. અને મોટા રાજમાં તો ક્યાં રહી મા ને ક્યાં રહ્યો દીકરો, જીવ જ ઊંચા થઈ ગયા હોય ત્યાં બીજે જંપો ક્યાંથી હોય?"

વીરૂભા એ વાતથી કંટાળ્યો, એના મનમાં તો ઘણા જવાબો હતા પણ આવી મૂર્ખ વાતોના જવાબો આપવાનું એને મન પણ ન થયું. એને એમ પણ હતું કે ગમે તેટલા જવાબો આપીએ ય આખર તો માની જ વાત રહેવાની છે, તો પછી જવાબો આપવા શું કામના? ને એ ઊઠીને ચાલ્યો ગયો.

મા સમજી ગઈ હતી કે વીરૂભાને પોતાની વાત ગળે ઊતરી નથી એટલે એ તો ત્યાર પછી પણ અવારનવાર એ વાત કરતી. એકવાર તો વીરૂભા બોલી ગયો, "પણ તું જ્યારે ને ત્યારે એની એ વાત શું કામ કરે છે? મેં તને બીજીવાર કહ્યું કે મારે વિજયપુર જવું છે?"

"મારે મોઢે નહિ પણ ગામને તો કીધા કરે છે કે મારી મા મારી ચડતીની આડે આવે છે. ઘરની બહાર હું નથી નીકળતી, એટલે શું મને ઘર બહારની કોઈ વાતની ખબરે ય નહિ પડતી હોય? પણ ભગા, તું આજે આટલું બોલી શકે છે તે કોને પરતાપે? દિવેલના ઝાંખા કોડિયાની વાટે બેસીને આ આંખ્યુનાં તેજ ઓછાં કરીને પારકાંના તોરણચાકળા ભર્યાં ન હોત તો તમે આવડા મોટા થયા યે ન હોત. ઝાઝું ક્યાં મારે કહેવું! આટલાથી જ સમજી જાઓ." મા બોલી, બોલતાં બોલતાં એની છાતી ધડક ધડક થતી હતી.

વીરૂભા શેહ ખાઈ ગયો. એ નીચું જોઈ ગયો. થોડી વાર ઊભો રહીને એ બહાર જવા પાછો વળ્યો.

"રોટલો નથી ખાવો?" માએ પૂછ્યું.

"ના." ગળે બાઝેલી કંઠડીને પરાણે દૂર કરીને વીરૂભા બોલ્યો.

મા એ સાંભળીને ઝંખી ગઈ. વીરૂભા નાનો હતો તે દિવસે પણ એણે એને મોઢેથી આવો જવાબ નહોતો સાંભળ્યો. એ એની પાછળ જ જોઈ રહી.

વીરૂભા ઓસરીનાં પગથિયાં ઊતરી ગયો ત્યારે એ ઊભી થઈ અને બૂમ મારી, "રોટલો ખાઈને જા."

વીરૂભા ઊભો રહી ગયો. ઘડીક એમ ને એમ ઊભો રહ્યો ને પછી હળવેથી પાછો વળી પગથિયાં ચડ્યો. ઓસરીની ભીંતે લટકતો ચાકળો હળવેથી લઈને પાથર્યો ને તેની ઉપર બેઠો. "લાવો!" એ માંડ માંડ બોલ્યો.

માએ ઝગારા મારતો પાણીનો કળશિયો પડખે મૂક્યો ને કાંસાની થાળીમાં મોટા બે રોટલા મૂક્યા. એક મોટી તાંસળીમાં કઢી આવી, પડખે મરચાંનો વાટકો મુકાયો. રોટલા ઉપર ઘીની ધાર થઈ. ઘીની બાબતમાં રોજ કાંઈ ખેંચતાણ નથી હોતી, કોઈક દિવસ મા વધુ નાખી દે તો વીરૂભા ઝઘડો કરે પણ આજે તો માએ કેટલું ય ઘી રેડી દીધું છતાં એ કાંઈ બોલ્યો નહિ. માને એ જરા ય સારું ન લાગ્યું પણ એ કાંઈ બોલી નહિ. એટલું જ નહિ પણ રોજ બે રોટલા ખાનારા વીરૂભાએ અડધો જ ખાધો છતાં એ કાંઈ બોલી નહિ, પણ રોજ કઢી પૂરી કર્યા પછી કઢીનો વાટકો ધોઈને તેમાં વીરૂભા દૂધ લે તેને બદલે એણે કઢી પણ પૂરી ન કરી ને દૂધ પણ ન માગ્યું એટલે માથી ન રહેવાયું. એણે કહ્યું, "આટલી બધી ખોજ?"

"ભૂખ નથી લાગી," વીરૂભા બોલ્યો ને એણે હાથ ધોઈ નાખ્યા. હાથ ધોઈને એ તરત બહાર ચાલ્યો ગયો: "આવું છું" એટલું કહેવા ઉપરાંત બીજું કંઈ બોલ્યો પણ નહિ.

એના ગયા પછી થાંભલાને ટેકો દઈને મા ક્યાંય સુધી બેસી રહી. એને ખબર નહોતી કે એ દરમિયાન એની આંખો આંસુથી મેલી થઈ ગઈ હતી. એ આખો દિવસ એણે ખાધું નહિ.

સાંજે તો પાછું રોજ ચાલતું તેમ ચાલવા લાગી જ ગયું પણ તેનું કારણ તો વીરૂભાએ મનમાં કાંઈક નિર્ણય બાંધી લીધો હતો તે હતું. ખાઈને એ વાડીએ ગયો હતો, વાડીમાં ખાટલી ઉપર સૂઈ જ ગયો હતો. સૂતાં સૂતાં એને અનેક વિચારો આવ્યા હતા, એને માનું દુઃખ સમજાયું હતું. મા એમ માનતી કે મોટા રાજમાં દીકરો હાથથી જાય, માને એમ પણ હતું કે મોટા રાજમાં કીર્તિની વાંસે તણાઈને એનો દીકરો કોઈ વાર ન કરવાનું જોખમ કરી બેસશે ને કદાચ જીવનો જશે. ખરેખર જો એમ થાય તો માને માટે એ ઘણું વધારે હતું; પણ એ દુઃખ કાલ્પનિક હતું. અને દીકરાને મળતા સુખની પાસે તુચ્છ હતું અને માને પોતાને પણ એનો બદલો તો પૂરેપૂરો મળી જ રહેવાનો હતો—પણ મા આ કેમે ય સમજે એ વાત અશક્ય હતી. તો હવે ઉપાય એક જ રહ્યો: એણે ગમે તેમ કરીને આ નાના વાડામાં જ પોતાને સમાવી લેવો.

એટલે જ સાંજે એ ઘેર આવ્યો ત્યારે શાંત હતો. ને પછીના દિવસો ય એમ ને એમ પસાર કરવા લાગ્યો. મન ઉધામે તો અવારનવાર ચડી જતું, એમ થતું ત્યારે એને એ બહુ ભારે થઈ પડતું, પણ થોડાઘણો સંતોષ આપે તેવું કાંઈક કામ કાઢતો એટલે મન મારીને એ બેસી શકતો હતો. માના જીવે શાંતિ લીધી. એને થયું, થોડુંઘણું પણ દીકરાનું મન હેઠું બેઠું છે અને જીવતર ઝાઝા ઝોલા વિના ચાલે છે.

*

એક દિવસે ગામમાં બાવાની જમાત આવી. ગામમાં જમાતની સેવાનું પર્વ શરૂ થયું. સવાર-સાંજ પાદરે ખોડાયેલા તંબુઓમાં ભારે ભક્તિઓ ગાજી રહેવા લાગી અને તેમાં ગામ લોકો પણ ભાગ લેવા લાગ્યાં. એક એક ચેલાને એક એક ભક્તમંડળ મળી ગયું

અને રાત્રે એમની વચ્ચે ગોષ્ઠીઓ ચાલવા લાગી. બપોરે પણ કોઈ કોઈ તંબુમાં કથા-વાર્તા-પૂર્ણ એવું ચાલતું હોય.

એક દિવસ મેળા શ્રોતાજનો સમક્ષ બપોરને વખતે જમાતના ગુરુ પોતાની પાસે કેવા કેવા ચેલાઓ કેવી કેવી રીતે આજસુધીમાં આવ્યા હતા તેની વાતે ચડ્યા હતા. વીરૂભા પણ એ સાંભળતો બેઠો હતો.

"લોકો સંસારથી કંટાળે છે, સંસારમાં બહુ દુઃખ જુએ છે, સંસાર છોડવાની વાતો કરે છે, પણ સંસાર એમ છૂટતો નથી. કેટલાય બંધનો વળગ્યાં હોય છે તેને માણસ તોડી શકતો નથી. એ તોડવા જતાં એનું હૃદય તૂટતું હોય એમ એને લાગે છે. માણસ પોતાનું હૃદય કઠણ કે તોડી શકે પણ સ્નેહીનું હૃદય એ તોડી શકતો નથી. અને એટલે જ એ સંસારમાં પિલાતો રહે છે, ને એમ જ જિંદગી પૂરી કરે છે."

ગુરુમહારાજ બોલતા હતા :

"પણ જે જાય છે તેને કોઈ જ બંધનો નડતાં નથી. એને બંધન છે એક જ, પરમાત્માનું. એ બંધનમાં તો ફસાવું એટલે સૌ બંધનોથી મુક્તિ પામવી એવું એને લાગે છે. એને ખાતર હસતાં હસતાં એ બધાં બંધનો તોડી નાખે છે."

વીરૂભાએ ધ્યાનથી મોં ઊંચું કર્યું. એણે એક પ્રશ્ન પૂછ્યો, "એક સવાલ થાય છે, ગુરુમહારાજ!"

"ખુશીથી પૂછો. શંકા રાખવી જ નહિ. શંકા કરે તે તો નરકે જાય કે નહિ એ તો કોણ જાણે, પણ શંકા રહી જાય તો માણસ નરકે જાય એ દુનિયાના અનુભવની વાત છે." ગુરુમહારાજે કહ્યું.

એક ક્ષણ વીરૂભાના મગજમાં ઝબકારો થઈ ગયો. એમાં એણે જોઈ લીધું કે આજ સુધી મનમાં શંકા રાખી રાખીને એણે જે યાતના ભોગવી તે નરકની જ યાતના હતી. એ કરતાં તો એ માને છોડીને ભાગી ગયો હોત તો એ ઓછો દુઃખી હોત. એણે પૂછ્યું,

"આપણા જવાથી પાછળથી કુટુંબીજનો દુઃખી થાય તો?"

"એ બધી ભ્રમણા છે. સુખદુઃખનું કારણ માણસ પોતે જ છે. આપણે કોઈને સુખ શું કે દુઃખ શું, આપી જ શકતા નથી. એના પ્રત્યક્ષ દાખલા રોજ ને રોજ આપણી આંખ સામે આવ્યા કરે છે. આજ સુધીમાં કેટલી માતાઓએ પોતાના જુવાન દીકરાઓને મોતના ખોળામાં સુવડાવ્યા છે! એ બધી માતાઓને પોતાના દીકરાઓ ઉપર શું ઓછો પ્રેમ હતો? છતાં, આપણે, બારણે જ જોઈએ. છોકરો. કે એ સાંતી. ધર્મ ચાલશે, પુત્ર. પારકા માણ ત્યાગ્યા છે. જશોદાનો દાખલો તો સૌથી મોટો છે. કૃષ્ણ કાલંદીમાં પડ્યા તેથી જશોદાના પ્રાણને શું થયું હતું! અમારા ચેલા પ્રતાપગિરિની મેં હમણાં વાત ન કરી? એની અધૂરી વાત પૂરી કરું. એની માએ એને કહ્યું હતું કે એ સાધુ થઈ જશે તો એની પાછળ એ જીવ દેશે. એ વાતને તો પાંચ વરસ થઈ ગયાં. ગયે મહિને જ અમે પ્રતાપગિરિને ગામ પાછા ગયા હતા. મા તો પ્રતાપગિરિને ઓળખી ન શકી પણ પ્રતાપગિરિ ઓળખી ગયો હતો. મા બરાબર ખાય છે, પીએ છે ને આનંદ કરે છે. એ વિધવા હતી અને પ્રતાપગિરિ એકનો એક દીકરો હતો છતાં એને જીવ્યા વગર નથી રહેવું પડ્યું. માણસના મનને કોઈ પારખી શક્યું નથી. એટલે તમે જે શંકા કરી તેમાં તથ્ય કંઈ નથી."

વીરૂભા વિચારમાં પડી ગયો. ગુરુમહારાજને લાગ્યું કે એના ચેલાઓમાં એકનો વધારો થાય તેમ છે. એને અત્યારે અહીં બીજી વાતો સાંભળવા બેસાડી રાખવા કરતાં અહીંથી વિદાય કરી દઈ આ જ વાત મનમાં ઘુંટાવ્યા કરવી ઠીક, એમ ધારીને એમણે એને કહ્યું, "જુઓ, પ્રતાપગિરિ આ પાછલા તંબુમાં જ હશે, બેઠી દડીનો અને જરા શ્યામવર્ણો છે. પૂછો એને એની વાત, એટલે મારી વાત વધારે સમજાશે. જાઓ, જાઓ, હરકત નહિ, જાઓ."

વીરૂભાને અત્યારે ઊઠવાની ઇચ્છા નહોતી પણ ગુરુમહારાજના આ આગ્રહથી એ ઊઠ્યો. એ પ્રતાપગિરિના તંબુમાં તો ન ગયો, પોતાની વાડીએ જ ગયો, થોડી વાર હર્ષનાં ઝોકાં ખાતો ખાટલી ઉપર બેસી રહ્યો ને પછી લાંબો થઈને સૂતો. એ જ ક્ષણે ઊંઘી ગયો. સાંજ ઢળ્યું ઢૂંઢ્યું વળી તે ટાણે ઊઠ્યો ને કૂવામાંથી બંબલી ખેંચીને મોં ધોઈ ઘરે આવ્યો.

બેચાર દિવસ પછી સાધુઓ તંબુ ઉપાડવાના હતા. એ જવાના હતા તેને આગલે દિવસે સવારથી વીરૂભા ઘરમાં આવ્યો નહોતો. એણે માને બહાનું આપ્યું હતું કે સાધુઓને ઊપડવાની તૈયારીમાં મદદ કરવા એ જાય છે. સાધુઓ બીજે દિવસે વહેલી સવારે જવાના હતા પણ સાંજે જ માને કોઈક ચેતવી ગયું કે વીરૂભા બાવાઓ ભેળો ચાલ્યો જવાનો છે. માને હૈયે ફટકો પડ્યો. એ માથે ઓઢણું નાખીને દોડી. ઘૂમટો પણ બરાબર તાણવાનું ભૂલી ગઈ ને પડાવમાં આવી. એક સાધુ ઊભો હતો તેને પૂછ્યું, "મારો ગગો ક્યાં છે?"

"કોણ તમારો ગગો?" સાધુએ પૂછ્યું.

"તું ઓળખતો નથી? વીરૂભા." માએ કહ્યું.

ગુરુમહારાજને પૂછો. જુઓ, પણે બેઠા."

મા ત્યાં આવી. "મારો વીરૂભા ક્યાં છે?" એણે પૂછ્યું.

"વીરૂભા? કેમ? એ તો સેવામાં છે." ગુરુ બોલ્યા.

"સેવા જાય ચૂલામાં. સવારનો ઘરે આવ્યો નથી, તમ લોકોને તો શું છે? બોલો, ક્યાં છે?"

"અત્યારે એ નહિ મળે."

"કેમ નહિ મળે? મારો છોકરો છે ને મને નહિ મળે?"

"અરે બાઈ, એ હવે તારો છોકરો રહ્યો જ નથી. એ તો ભગવાનને સોંપાઈ ગયો. ઉપકાર મા ભગવાનનો કે આવો ભક્ત તારી કૂખે જન્મ્યો." ગુરુ બોલ્યા.

"શામત! ભગતિ રાખ્ય તારી પાસે. માળા હાળા જાતે બાવા થ્યા ને ઘરનાંઓને રઝળાવ્યાં એટલાથી સંતોષ નથી પામ્યા તે હવે પારકાંનાંને જતિ કરવા નીકળ્યા છો! બોલ, ક્યાં છે મારો છોકરો?"

"પણ એ હવે તારે ઘેર આવી જ નહિ શકે. એણે દીક્ષા લઈ લીધી. આટલા દિ' ક્યાં હતી તે આજ આવી છોકરાની ભાળ કાઢવા? તારો છોકરો દીક્ષા સારુ મારી વાંસે

પાચો હતો, એવો તો એને વૈરાગ લાગ્યો હતો, તું તારા જ છોકરાને જાણતી નહોતી?" ગુરુ કરુણાભરી આંખે બોલ્યા.

"ઓહ!" માના મોંમાંથી માત્ર એક ભારનો નિસાસો નીકળી ગયો ને પછી પાસે ચંદન ઘસવાનો ઓરસિયો પડ્યો હતો તેના ઉપર એકાએક નમીને જોરથી માથું પછાડ્યું. "આ લે, કર ત્યારે છોકરાને એની માના લોહીનું તિલક. ભલે કરે એ તારી સાથે પરિભ્રમણ." એ બોલી ને બેભાન થઈને ઢળી પડી.

આજુબાજુ ઊભેલાં, કામ કરતા કે કામ કરવાનો ઢોંગ કરતા ચેલાઓ એકદમ દોડી આવ્યા. વીરૂભા પણ આવી ગયો.

"ઓ મા! આ તેં શું કર્યું?" વીરૂભા માની છાતી ઉપર માથું ઢાળી ગયો.

"કમબખ્ત ઓરત!" ગુરુ દૂર ઊભા ઊભા જ સ્વગતની પેઠે બોલ્યા ને પછી આજ્ઞા કરતા હોય તેમ તેમણે વીરૂભાને કહ્યું, "તું તારે કામે જા; એની ચાકરી કરવા માટે બીજાઓ છે."

"હું જમાત સાથે નથી આવવાનો," વીરૂભા બોલ્યો.

"કેમ? તને હવે અમે છોડી શકશું નહિ. તું હવે ભગવાનનો થયો છે." ગુરુ જરા ક્રોધમાં આવીને બોલ્યા.

"હવે જા જા ભગવાનવાળા!" બોલતો વીરૂભા ઊભો થઈ ગયો. માને મોઢે પાણી છાંટ્યું. થોડીવારે મા ભાનમાં આવી.

"હાલ મા, ઘરે જઈએ. મારે કાંઈ આ લંગોટાઓ સાથે ફરવું નહોતું, પણ એની બારીએથી મારે બહારની દુનિયામાં જાવું હતું. પણ હવે એય નથી કરવું, હાલ ઘરે."

ગુરુમહારાજ તુચ્છકારની નજરે એની પાછળ જોઈ રહ્યા.

એ પછી વીરૂભાએ મનમાં પણ ફરી જમરૂકાથી દૂર જવાની ઇચ્છા આણી નથી. એકવાર માએ કહ્યું કે "તારે વિજયપુર આંટો દઈ આવવો હોય તો દઈ આવ" તો તેની પણ એણે ના પાડી દીધી હતી. પ્રતાપગિરિની વાત સાચી હશે પણ એના પોતાના સંબંધમાં તો આ જનમ એ વાતને લાયક નથી, એવું એ પાકું સમજી ગયો હતો.



# કલ્પના

'ભાનુ'

પુષ્પની પ્યાલીઓમાંથી મધુ પીતાં પતંગિયાં,
લ્હેરે પરાગરંગીલાં જાણે રંગ તરંગિયાં.

પ્રકૃતિએ ગતિ રંગ પતંગને
દઈ, સુગંધથી વંચિત રાખિયાં,
સુમનને ગતિ ના, પણ રંગ ને
સુરભિથી ભરપૂર નવાજિયાં.

પાંખ ને પાંખડીનો શું તેથી યોગ થતો હશે?
પ્રકૃતિ પરમેષ્ઠીને યોગ એ રુચતો હશે?

કમલિની અલિના રસયોગને
કવિજને કવને અપનાવિયો,
ગજ કને પણ કેમ દ્વિરફને
સનલિનો રસલીન હણાવિયો?

બુલબુલે ઉર ઠાલવી ગાનમાં,
ગુલફુલે ભરી પ્રાણ સુગંધમાં,
ચસચસી દિલથી દિલ ચાંપિયાં,
ક્ષત બની ઉભયે લય પામિયાં.

ઉત્ક્રાન્તિના ચરણમાં શું યોગ અન્યોન્ય શક્ય ના?
પ્રકૃતિમાં પ્રવર્તે શું માનવી રૂઢ ભાવના?

ઋતુ વિના તરુપૂર્ણ પ્રફુલ્લતાં
રસભિના તરુણી અભિયોગથી,–
અવતરી શું અલૌકિક માન્યતા
કવિહૃદે અતિમાનવલોકથી?

પ્રકૃતિમાં પ્રવર્તે શું આવી કો કાવ્યકલ્પના?
તેથી શું પ્રકૃતિ સ્હેછે પુષ્પયોગ પતંગના?

પાટણ
તા. ૧૭ : ૧ : ૧૯૪૨

☆

# ઝૂકી પૂછંત આશા

ગોવિન્દ સ્વામી

આજે ઉન્નિદ્ર નેત્રે જગત નિરખતું કાલની ઘોર ઝંઝા,
આજે ઉન્નિદ્ર નેત્રે જગત નિરખતું સંસ્કૃતિ કેરી સંધ્યા,
જ્હાંએ ઉન્નિદ્ર નેત્રે, હૃદય ધડકતે નાશના નર્તકોની
જંગી ધીંગી જમાતો મરણઝણકથી તાંડવી ઠેક લેતી.

ઝેરીલી ઘેલછાઓ નિતનિત નવલી સિદ્ધિઓ સામી દેતી,
ગર્વિલા હિંસનાદો, પદપદ બઢતી પાશવી વિશ્વજિષ્ણા,
ગાજે ઘેંકાર થાકે, ભરવી જગતને નાગચૂડે ભરાડે;
લોહીના ધોધવામાં અગણ મનુજનાં ટોળલાંઓ ડુબાડે.

પૂરીને માનવીઓ અયુત અયુત કૈં વર્ષથી ખાતરોમાં
પોતાનાં હાડચામો, રુધિર ઝરણું, ને સ્વેદના ધોધવાઓ
સિંચી સૌ સૃષ્ટિખોળે સુભગ ખિલવી કૈં સંસ્કૃતિ વલ્લરીઓ
આજે ધૈ ભોંયભેગી અહો તરફડતી કારમા ક્રન્દનોથી!

રે! રે! આ આત્મહત્યા મનુજ મનુજની ઘોર, ઝેરી ઉપાસા
ક્યારે, ક્યારે વિરામી? અયુત નયનથી ઝૂકી પૂછંત આશા!

# યુદ્ધનોંધ

રામભાઈ પરેખ

**સા**માન્ય રીતે આ યુદ્ધનોંધમાં હું ચાલુ યુદ્ધની વ્યૂહવિષયક હિલચાલોના કરતાં એની રાજકીય દિશાની સમીક્ષા કરવા તરફ દૃષ્ટિ રાખતો આવ્યો છું. એનું કારણ એ છે કે આજના ઝડપી યાંત્રિક યુદ્ધમાં લાંબે ગાળે પતી સમીક્ષામાં રોજેરોજની હિલચાલોની નોંધ લેવી અગર કોઈ ખાસ જગ્યાએ આવેલા લશ્કરી હિલચાલના કેન્દ્રની તાત્કાલિક નેમની ચર્ચા કરવી શક્ય અગર વ્યવહારુ નથી લાગતી.

આ ઉપરાંત હું પોતે આ યુદ્ધનાં જે પ્રત્યક્ષ પરિણામો નિહાળું છું અને વર્તમાનપત્રોમાં પ્રગટ થતા સમાચારો કે યુદ્ધવિષયક લેખો પરથી મને મળેલી માહિતીનો જે ખુલાસો હું કરું છું તેને જ નજર સમક્ષ રાખીને આ નોંધ લખું છું.

યુદ્ધ પહેલાંથી જ એંગ્લો-રુસો-અમેરિકન જોડાણને હું અનિવાર્ય ગણતો હતો. કારણકે ગયા યુદ્ધે એવી પરિસ્થિતિ નિર્માણ કરી હતી કે એ યુદ્ધ પછીની શાંતિ, જુદા જુદા હેતુસર ઉપલાં ત્રણે રાજ્યોને લાભદાયી હતી. આખું યુદ્ધપશ્ચાત્ રાજકારણ બ્રિટિશ, રશિયન, ફ્રેંચ અને અમેરિકન રાજપુરુષોના એ જાતના ધમપછાડાથી રંગાઈ રહ્યું હતું કે ગમે તે ભોગે ફરીવાર લડાઈ ન કરવી પડે. ઇંગ્લેંડને પક્ષે એવું હતું કે ગયા યુદ્ધ પછી એને જે લાભાલાભ વર્સેલ્સની સંધિ વખતે પ્રાપ્ત થયેલા તે લાભાલાભમાં, બીજું વિશ્વયુદ્ધ લડીને, એ યુદ્ધ લડવા પાછળ જાનમાલની ભયાનક ખુવારી વેઠીને, કોઈ મહત્ત્વનો ફાયદાકારક ફેરફાર થઈ શકે એવી સ્થિતિ રહી નહોતી. ઊલટું, હારવાને કારણે અસંતુષ્ટ થયેલ જર્મની, જીતનાર પક્ષમાં હોવા છતાં એનો યુદ્ધે ફાયદો પોતાને ન મળવાથી ફુંગાયેલું ઇટલી, અને જર્મની સામે મિત્રપક્ષે લડવા છતાં ચીનને ગળી જવાની પોતાની બદદાનતમાં એંગ્લો-અમેરિકન સરકારોએ નાખેલાં વિઘ્નોને કારણે ધૂંધવાઈ રહેલ જાપાનઃ આ ત્રણે રાજ્યોનું જોડાણ થતાં એમની સામેનું યુદ્ધ ગયા મહાયુદ્ધ કરતાં પણ વધારે હાનિકારક નીવડે એવો સંભવ હોવાને કારણે, યેન કેન પ્રકારેણ, થોડીઘણી છૂટછાટો મૂકીને પણ, ફરીવાર લડાઈમાં ન ઊતરવું પડે એ બ્રિટિશ સામ્રાજ્યવાદીઓનાં ફાંફાં હતાં. ચેમ્બરલેનના મતવાળાઓની શાંતિવાદની નીતિ એને જ આભારી હતી. શાંતિની યથાસ્થિતિ કોઈ પણ ભોગે ટકાવી રાખવી એમાં જ બ્રિટિશ સામ્રાજ્યની સલામતી એના બધા જ રાજપુરુષો જોતા હતા. માત્ર એ શાંતિ ટકાવી રાખવાના માર્ગો સંબંધે જ ચેમ્બરલેન અને ચર્ચિલ વચ્ચે મતફેર હતો.

સોવિયેટ રશિયાને પણ બોલ્શેવિક રાજપદ્ધતિ ટકાવી રાખવામાં પોતાનું હિત હતું. એ જ રીતે અમેરિકાને યુરોપની માથાફોડમાંથી બચેલું રહેવું હતું. કારણકે ગઈ લડાઈમાં પડવાથી અમેરિકાને ભારે આર્થિક હાનિ ભોગવવી પડી હતી.

પણ જ્યારે યુદ્ધ એમના માથા ઉપર ઠોકાયું ત્યારે એ જ યુદ્ધને જીતવામાં પણ ઉપરનાં ત્રણે રાજ્યોને સરખો હિતસંબંધ હતો એને કારણે એક પછી એક એ ત્રણે રાજ્યો એમાં એકપક્ષ તરીકે જોડાઈ ગયાં અને ફાસિસ્ટ જૂથ સામે બ્રિટન, રશિયા અને અમેરિકાનો મિત્રપક્ષ રચાયો.

એ ત્રણે રાજ્યોનું જૂથ થતાં ફાસિસ્ટ રાજ્યોને પક્ષે યુદ્ધ જીતવું અશક્ય થઈ પડ્યું. સાધનો અને માણસોની દૃષ્ટિએ જગતની ઉત્પાદન અને માણસવિષયક તાકાતના ૮૦ થી ૯૦ ટકા ભાગ મિત્રપક્ષનો હોવાથી ફાસિસ્ટ રાજ્યોની પ્રાથમિક ગમે તેટલી જીતો છતાં આખરે યુદ્ધનો નિર્ણય તો મિત્રરાજ્યોને પક્ષે જ આવવાનો છે એમાં કોઈ જાતની શંકા નથી.

યુરોપમાં ફ્રાંસ અને બીજાં નાનાં રાજ્યોને હરાવીને જર્મની જે પ્રતિષ્ઠા પામી હતું તે રશિયા સામેના યુદ્ધમાં આજે એનાં વળતાં પાણી થઈ રહ્યાં છે એને લીધે એણે મેળવેલી પ્રતિષ્ઠા ખોવાઈ રહી છે. અને લાગે છે કે હિટલરનું રશિયા સામેનું વસંત આક્રમણ ચોક્કસપણે પડતું મૂકાઈ રહ્યું છે. અને કદાચ એના સાચા અર્થમાં અને પોતાનું બધું જ હોડમાં મૂકીને હિટલર વસંત આક્રમણ શરૂ કરે તોપણ એમાં હિટલરને પોતાના પતન અને પરાજય સિવાય બીજું કશું મળે એમ નથી. રશિયન પ્રજાની નાગરિક તરીકેની તાલીમ, એનાં વિપ્લવી દળોનો જુસ્સો અને એના જનરલોની વ્યૂહો ગોઠવવાની ઓકદિલીપૂર્વકની ભારે આવડતને કારણે અજેય જર્મન પાંઝર ડીવીઝનોની અજેયતા આજે ભેદાઈ રહી છે. જર્મનીનાં ઓછામાં ઓછાં પંદર લાખનાં દળોની ખુવારી, બાર હજાર વિમાનો અને આડત્રીસ હજાર વિમાનીઓની ખુવારી ઉપરાંત અનર્ગળ સાધનસામગ્રીના વિનાશને કારણે નાત્સી વિપ્લવી કમઠાણ એની છેલ્લી હદ સુધી તણાઈ રહ્યું છે. જ્યારે સામે પક્ષે રશિયાની કદાચ એટલી જ ભારે ખુવારી, છતાં એનું માનવદળ, ઉત્પાદનશક્તિ, નાત્સીવ્યૂહનો સામનો કરવાની સોવિયેટ લશ્કરી દળે કેળવી લીધેલી આવડત અને એંગ્લો અમેરિકન મદદનો વધી રહેલો પ્રવાહ રશિયન પીઠને સબળ બનાવી રહ્યાં છે.

પેસિફિક બાજુએ જાપાન એકાએક ત્રાટકી પડવાને કારણે બ્રિટન–અમેરિકાને ભારે પરાજયોની ખરદાસ્ત કરવી પડી છે. આજે તો સમસ્ત પેસિફિક અને દક્ષિણ–પૂર્વ હિંદી મહાસાગર ઉપર જપાનનું વર્ચસ્વ જામી પડ્યું છે. યુદ્ધના પહેલા ચાર માસના જાપાની વિજયોને કારણે બાર લાખ ચોરસ માઈલનો પ્રદેશ અને દશ કરોડની વસ્તીવાળાં ટીન, રબર, તેલ, ચોખા વગેરેથી ભરપૂર એવાં સ્થાનો એના હાથમાં જઈ પડ્યાં છે. હિટલરે રશિયામાં મેળવેલા પ્રાથમિક વિજયોનું પરિણામ પણ આવું જ આવેલું અને એણે જાહેર કરેલું કે ઈતિહાસમાં ત્રણચાર માસના ટૂંકા ગાળામાં આવા સ્તબ્ધ કરી નાખે એટલા જબ્બર વિજયો કોઈ પણ વિજેતાને સાંપડ્યા નહોતા. જાપાનના ગોવઠીઓ પણ એ જ પ્રમાણે જાહેર કરી શકે એવી સ્થિતિ પેસિફિકમાં જાપાનીઝ વિજયોની પણ થઈ.

આને પરિણામે આખી દુનિયા સ્તબ્ધ બનીને જાપાનીઝ તાકાત તરફ તાકી રહી. રંગૂન, સીંગાપોર, બટેવિયા, સુરાબાયા વગેરે જબ્બર નૌકામથકો એણે દોટ મૂકીને હાથ કરી લીધાં. ડચ અને બ્રિટિશ સામ્રાજ્યની પ્રતિષ્ઠા પત્તાંના મહેલની માફક જાપાનીઝ ફૂંકે

ઊડી રહી. મલાયા, સુમાત્રા, બોર્નિયો, જાવા અને બર્મા: ક્યાંયે મિત્રરાજ્યો જાપાનીઝ પૂરને ખાળી શક્યા નહિ. અને છેવટે સીલોન અને હિંદને કિનારે પણ એના હવાઈ આક્રમણો શરૂ થયાં. ઑસ્ટ્રેલિયા ઉપરના એના હુમલાને ખાળવાના ભગીરથ પ્રયત્નોમાં મિત્રપક્ષ ફાવ્યો. એટલે એણે હિંદ અને સીલોન તરફ નજર દોડાવી. હવાઈ હુમલાથી એણે આક્રમણની શરૂઆત કરી. પરિણામે, આખા હિંદભરમાં જબરદસ્ત ખળભળાટ મચી રહ્યો. મિત્રપક્ષની પીછેહઠ બેનમૂન હતી. જાણે ક્યાંયે કશી તૈયારી જ ન હોય! જ્યારે જબરદસ્ત તૈયારીનાં બણગાં ચોમેરથી વરસોથી આપણા કાન આગળ ફૂંકવામાં આવ્યાં હતાં. આક્રમણકારને પોતાની ચોક્કસ નેમ અને સ્વપક્ષે પૂરેપૂરું ઝનૂન હતું. નવી લડાયક રીતોએ મિત્રપક્ષના પ્રમાદી બાદશાહોને મૂંઝવી નાખ્યા. ઑફિસ-ટાઈમની પ્રણાલિકાઓએ એમની લડાઈની રીતરસમમાં એમને રીઢા અને કલ્પનાહીન પ્રમાદી કરી મૂક્યા હતા. કલ્પના, ત્રેવડ, સાધનનો જથ્થો વગેરેમાં એમણે આવડતહીન મૂર્ખાઈનાં દર્શન કરાવ્યાં. અને આપણે પક્ષે એક દુઃખદ ભાન જાગતું થયું કે કરોડોની શાસિત અને શસ્ત્રહીન શાસિત પ્રજાના જાનમાલ આવા અકર્મણ્ય અને આવડત વગરના સત્તાવાળાઓને ભરોસે હતા. આખી પ્રજામાં બ્રિટિશ તાકાત વિશે ભયંકર વહેમ પેદા થયો.

આ વહેમ પેદા થવાનું કારણ રાજદ્વારી ક્ષેત્રમાં પણ આપણા શાસક વર્ગે બતાવેલી બેનમૂન અણઆવડતા અને સ્વાર્થી વૃત્તિ અને ખોટો દંભ હતું. કોઇ પણ કટોકટીને પહોંચી વળવાની તૈયારી હોવાની ભ્રમમૂલક માન્યતા એમણે પ્રજામાં ફેલાવી હતી. દુશ્મન પક્ષની તાકાતનું નાકામિયાબપણું જાહેર કરવામાં એમણે ઠીકઠીક શ્રમ લીધો હતો. ઉપરાંત સાગર ઉપર બ્રિટિશ નૌકાદળની વણપહોંચી તાકાત એમણે ઠેરઠેર આગળ ધર્યા કરી હતી. સંજોગો અવળો પલટો લે એ માટે પ્રજાનો વિશ્વાસ સંપાદન કરવાનો કે પ્રજાને સંગઠિત ધોરણે તૈયાર કરવાનો એમણે ભાગ્યે જ પ્રયત્ન કર્યો. એ લોકો સાકળ ખોટને વિચારતા હતા. વર્તમાન અને ભાવિ તરફ એમણે પૂંઠ ફેરવી રાખી હતી. એમના મરાબાથી વ્યૂહમાં નહોતો ઓરાગ કે નહોતી એકદિલી. એમના જુદાજુદા પક્ષના મોરચાઓનો ત્રિભેટો થતો હોય ત્યાં સરસેનાપતિ કોણ હોવો જોઇએ એની ચર્ચામાં જ એ લોકો ગૂંથાઈ રહ્યા હોય ત્યાં તો તે મોરચો જ જાપાનીઓના હાથમાં જઇ પડે એવી કમબખ્તી એ લોકો બતાવી ગયા છે. લડાઈમાં હારજીત તો ગમે તે પક્ષને ભાગે આવે જ છે. એમાં અફસોસ સિવાય બીજું કોઈ કારણ હોતું નથી. પણ હાર બરદાસ્ત કરવાની આવે તે એવા કારણસર આવે કે ખૂબ તૈયારીનાં ઢીમઢોમ પીટ્યાં હોય, પોતાની સાધન વગેરેની ગોઠવણની સામા પક્ષની સરખામણીમાં સરસાઈ હોવાનું દરબખત જાહેર કરીને આપણને રાચવાનું જણાવવામાં આવ્યું હોય, તે પછી પરાજયની બરદાસ્ત કરવાની આવે ત્યારે માત્ર અફસોસની લાગણી જ પેદા થતી નથી પણ પોતાના પક્ષના સરદારો પ્રત્યે 'ખુદા એમનાથી અમને બચાવો'નો દુઆમણભર્યો ગુસ્સો પણ આવે છે. આપણને નવાઈ એ વાતની લાગે છે કે આપણે જેમને વિગ્રહની આંટીઘૂંટીઓના ખખડધજ મહારથીઓ માન્યા હતા તેમનામાં સામાપક્ષની ચતુરાઈ, આપણને આંબી જવાની એનામાં અદ્ભુત કરામત હોવાની સંભાવના, કેટલાય ચક્ર વ્યૂહો ઊભા કરવાની દુશ્મનની હામ વગેરેની કલ્પના સરખી પણ જોવા ન મળી! સીંગાપોર કે રંગૂનનું રક્ષણ ન થઈ શકે એવું કોઈ

પણ સહાયક જનરલને ઉકેલી શકીએ તો ન જ માલૂમ પડે. યુદ્ધના સંચાલન વખતે કોઈ અમુક મથક રાખી શકાય એમ છે કે નહિ તેની ખાતરી એ મથક માટે દૂર લડાતા યુદ્ધની સ્થિતિ ઉપરથી જ સત્તાવાળાઓને થઈ જતી હોય છે. તો પછી એ મથકની ગોદીઓનો, દારૂગોળાઓનો, રંગૂન પ્રદેશના ચોખાના ભંડારોનો વગેરેનો એવી રીતે નાશ કેમ નહિ કરાયો કે હુમલાખોરોના હાથમાં એની રાખના ઢગલા સિવાય બીજું કંઈ જ નહિ જાય શકે ? પોતાની વસ્તુઓનો જરૂર જણાયે નાશ કરવામાં જે લોખંડી નિષ્ઠુરતા જોઈએ તે શાહી દળના મોવડીઓની નહોતી; લડવા માટે જે સિદ્ધાંતભક્તિ જોઈએ તેની ખામી પણ બ્રિટિશ પક્ષમાં દેખાઈ આવી છે; જ્યારે બીજી બાજુ સોવિયેટ પક્ષે જર્મન આક્રમણનો સામનો કરવામાં જે ખમીર બતાવ્યું છે તે અજોડ માલૂમ પડ્યું છે. બાળી નાખતી ધરાની નીતિનો સો ટકા અમલ ત્યાં કરવામાં આવ્યો છે. કહે છે કે મોસ્કો દુશ્મનના હાથમાં જઈ પડે એવી સ્થિતિ ઊભી થાય તો આખા શહેરનાં લાખ જેટલાં મકાનોનો એમાં રહેલ માલ સરંજામ સહિત સંપૂર્ણ વિનાશ કરી નાખવાની સ્ટૅલિને તૈયારી કરી રાખી હતી. સમગ્ર યુદ્ધ—Total War—માં જે પક્ષ સમગ્ર શક્તિનું સહકારી આયોજન કરી શકે તે જ સામાને પાછો પાડી શકે.

પૅસિફિક મોરચામાં બીજી એક ભયંકર ખામી બ્રિટને બતાવી છે તે એની રાજ્યકીય બાજુની. આધુનિક લડાઈમાં આખા રાષ્ટ્રની સમગ્ર શક્તિનું અનુસંધાન એક જ હેતુ—લડાઈ લડી લેવાનો—માટે અનિવાર્ય થઈ પડે છે. લશ્કરી અને બીનલશ્કરી પ્રજા આક્રમણકારનો સામનો કરવા માટે એકપગે અને પોતાની પીઠને દિવાલ સાથે ગોઠવીને લડતી હોય એવા નિશ્ચયથી કામ કરતી હોય તો જ આક્રમણ કરનારને ખાળી શકવાના સંજોગો ઉપસ્થિત થાય. પણ જ્યાં આખું સામ્રાજ્ય શાસિતોના સહકાર વિના અને શાસિતોમાંથી થોડા સ્વાર્થ-સાધુ અમીરઉમરાવો ઊભા કરી એમની મદદથી ચલાવવામાં આવ્યું હોય તેના સૂત્રધારોને માથે આફતનાં નગારાં પીટાતાં હોય ત્યારે બીનલશ્કરી શાસિત પ્રજા એમના ઉપર બોજારૂપ થવાનું જ કામ કરતી હોય છે. નવા આક્રમણકારને નવા અમીરઉમરાવોની પાંચમી કતારની પૂરતી મદદ મળતી હોય છે અને સામાન્ય જનતા બચાવ કરનારાથી લગભગ અલગ અને ઉદાસીન રહેતી હોય છે. મલાયા અને બર્મામાં ત્યાંના વતનીઓએ જાપાનીઝ એડવાન્સ ગાર્ડને રસ્તો બતાવવો, બચાવ પક્ષની હરોળોની બાતમી આપવી, જાપાનીઝ ગેરીલા ટુકડીઓને છુપાવી રાખવી વગેરેમાં મહત્ત્વની મદદ કરી છે. આમ થવાનું કારણ એક જ હતું. પોતાના સમગ્ર અમલ દરમિયાન અને આ યુદ્ધ શરૂ થયા પછી પણ, બ્રિટિશ રાજનીતિનું પ્રજાને માથે બેસીને શાસન કરવાનું સત્ર ઓરમાયું ચાલ્યું આવ્યું છે. થોડા દ્રોહી ગુલામોને પોતાના કરીને અને ગુલામોમાં ભાગલા પાડી, નબળાઈ એમને કોઠે પાડી દઈને રાજ કરવાનું એ શોખ શીખ્યા હોવાને કારણે આક્રમણ વખતે શાસિતો એમને શાપરૂપ થઈ પડે છે. કારણ કે શાસિતોની નબળાઈનો લાભ પોતે જે રીતે ઊઠાવી શક્યા તે લાભ દુશ્મન ઊઠાવી જવાને પણ એટલા જ શક્ય હોય છે. પોતાની બીનવેપારી અને સ્થાનિક પ્રદેશોની નાગરિક પ્રજાના સહકારના અભાવને લઈને પૅસિફિક મોરચામાં બ્રિટિશ પક્ષને જબરા પરાજયો સહન કરવા પડ્યા છે.

આક્રમણ જ્યારે હિંદને કિનારે આવ્યું ત્યારે બ્રિટિશ યુદ્ધપ્રધાનમંડળમાં ફેરફાર થયો

અને ક્રીપ્સ જેવા નવા લોહીના કેટલાક માણસોની ભરતી થઈ. ચર્ચિલના પ્રધાનમંડળને લાગ્યું કે મલાયા અને બર્માનું પુનરાવર્તન હિંદમાં ન થવા દેવું હોય તો હિંદી મડાગાંઠનો ઉકેલ કરવો જોઈશે. આ ઉકેલ કરવા માટે એમણે ક્રીપ્સ છાપની યોજના ઘડીને સર સ્ટેફર્ડ ક્રીપ્સને હિંદ મોકલ્યા. કટોકટીને સમયે ફ્રાન્સ અને ઈંગ્લૅંડની સરકારને એક કરી નાખવાનું ક્રાંતિકારી પગલું લેનાર ચર્ચિલને માટે હિંદની કટોકટીનું હાર્દ સમજવું મુશ્કેલ નહોતું એમ અહીં અને ઈંગ્લૅંડમાં જવાબદાર પક્ષોને લાગ્યું. ઉપરાંત હિંદમાં ક્રીપ્સની પ્રતિષ્ઠા અને એમની રાજકીય કારકીર્દિને લીધે એઓ પોતાની સંમતિવાળી જે યોજના લાવે છે તે ખરેખર ક્રાંતિકારી હોવાની બધાની માન્યતા હતી.

ક્રીપ્સ યોજનાની વિગતો જવા દઈને એના બેત્રણ મુખ્ય મુદ્દા જોઈએ. એક મુદ્દો એ હતો કે દરેક પ્રાંતને સંપૂર્ણ સ્વશાસનના અધિકાર મળે. પણ ગવર્નરની સત્તાને આંચ ન આવે. બીજો મુદ્દો હિંદી યુનિયનમાંથી યુદ્ધ પછી જે પ્રાંતોને છૂટા પડવું હોય તે છૂટા પડી શકે. યુદ્ધ-દરમિયાન મધ્યસ્થ તંત્રની કારોબારીમાં પ્રજાના ચુંટાયેલા નેતાઓ આવે પણ એમના હાથમાં બચાવ અને પરદેશનીતિનાં ખાતાં નહિં હોય. યુદ્ધસંચાલનની છેવટની સત્તા તો બ્રિટિશ સરકારની અને ગવર્નર-જનરલની હોય. હિંદના વડા સેનાપતિ હિંદી ધારાસભાના અંકુશ હેઠળ નહિ રહે. ઉપરાંત રાજસ્થાની પ્રદેશોની પ્રજાને પ્રતિનિધિત્વ નહિં, પણ એ પ્રદેશોના પ્રમાણ જેટલું પ્રતિનિધિત્વ દેશી રાજાઓને મળે !

એટલે ક્રીપ્સ, દરખાસ્તોમાં ત્રણ વસ્તુઓ તો લક્ષિત હતી જ. હિંદના સાર્વભૌમત્વનો અસ્વીકાર, હિંદના પ્રાંતિક ભાગલાઓનો સ્વીકાર અને રાજસ્થાની આપખુદી ચાલુ રાખવા ઉપરાંત હિંદમાં એમનો બ્લૉક પણ સ્વતંત્ર જથા જેવો બની જાય. આ ત્રણે વસ્તુ એવી હતી કે કોઈ પણ શાનદાર લોકશાસનવાદી પોતાને ગળે એ ન ઉતારી શકે. જવાબદાર સરકાર આપવાની માયાજાળ રચવા સિવાય બીજા કોઈ પણ હેતુથી ક્રીપ્સનું આગમન હિંદમાં થયું નહોતું એ વાત દીવા જેવી સ્પષ્ટ છે. અને ઉપલા ત્રણ મુદ્દાઓવાળી યોજના હિંદને ગળે બાંધીને એમને હિંદીઓનો સહકાર મેળવવો હતો. કોઈ પણ સ્વતંત્ર દેશને પોતાના લશ્કરનો કાબૂ પોતાને જ હસ્તક હોય. કારણકે છેવટે તો લશ્કરી તાકાત એ જ રાષ્ટ્રના રક્ષણ અને પ્રતિષ્ઠાનું પ્રતીક છે. એ લશ્કરના કાબૂ અંગે ક્રીપ્સ યોજનાનો ખુલાસો કરતાં પં. જવાહરલાલે કહ્યું હતું કે આક્રમણકારોનો સામનો કરવા માટે મહેતું તંત્ર નાગરિકોને હથિયારો આપીને એમને પણ તૈયાર કરી શકે કે નહિ એવા પોતાના પ્રશ્નનો ક્રીપ્સે જવાબ આપ્યો હતો કે એ માટે હિંદના સેનાપતિ (જે હિંદને જવાબદાર ન હોય)ની મંજૂરી મેળવવી પડશે.

જવાહરલાલે સાચું જ કહ્યું છે કે સાચી સ્વતંત્રતા મળ્યાનું ભાન જાગૃત થયા વિના હિંદી પ્રજામાં કોંગ્રેસ કે બીજો કોઈ પણ પક્ષ લડાયક જુસ્સો પેદા કરી શકે જ નહિ. પણ બ્રિટનને એ સત્તા આપવી નહોતી.

બ્રિટનનો સત્તાધારી વર્ગ એ સત્તા ન આપે એ વાતની નવાઈ આપણને નથી કારણકે, જવાહરલાલે કહ્યું છે તેમ, આપણને એમનો પૂરેપૂરો અનુભવ છે. ઈન્ડો-બ્રિટિશ સંબંધને નિસ્બત છે ત્યાં સુધી તો રૂડોલ્ફનહુડ નેબૂરના શબ્દો ઘણા જ સાચા પુરવાર થઈ રહ્યા છે : "The traditionalism which the social sciences face is based

upon the economic interest of the dominant social classes, who are trying to maintain their special privileges in society...... Complete rational objectivity in a social situation is impossible... Since reason is always, to some degree, the servant of interest in a social situation, social injustices cannot be resolved by moral and rational suasion alone, as the educator and social scientist usually believes. Conflict is inevitable.*

એટલે હિંદના સાર્વભૌમત્વના હક્કનો સ્વીકાર અને પોતાની આર્થિક નાગચૂડ બ્રિટિશ શાહીવાદ સ્વેચ્છાપૂર્વક હિંદમાં ઢીલી કરી દે એ શક્ય જ નથી. પણ હિંદને કિનારે જાપાનીઝ આક્રમણના સામીપ્યને લીધે ઉત્પન્ન થતી ‘કટોકટીને પહોંચી વળવા અને એમ કરીને યુદ્ધમાં થતો આત્મઘાત અટકાવવાના હેતુથી બ્રિટિશ સત્તાધારી વર્ગ વ્યૂહાત્મક દૃષ્ટિએ હિંદની માગણી કબૂલે એ વાત સંભવિત લાગતી હતી. પણ હાલની ઇન્ડો-બ્રિટિશ વાટાઘાટોએ સમાજશાસ્ત્રીને એ બતાવી આપ્યું કે, ગમે તેવી કટોકટી પણ સ્થાપિત-હિતો ધરાવનાર સમૂહને સ્વાર્થપર થઈ બુદ્ધિપૂર્વક વિચાર કરતો કરી શકતી નથી. સમજૂતી, વાટાઘાટ, દલીલો એ શાસક-શાસિત વચ્ચેના સંબંધ સુધારવાની કે મિટાવવાની પરિભાષા નથી એ ક્રીપ્સે બતાવી આપ્યું છે.

ક્રીપ્સ વાટાઘાટોમાં બ્રિટિશ રાજપુરુષ ક્રીપ્સે ભજવેલ ભાગ ઇંગ્લૅંડના બહુશાપિત સ્વ૰ મજૂર વડાપ્રધાન રામ્સે મૅકડોનલ્ડની યાદ તાજી કરાવે છે. ઇંગ્લૅંડની મર્યાદિત રાજાશાહીનો પ્રબળપણે વિરોધ કરનાર સમાજવાદી ક્રીપ્સ હિંદના આપખુદ રાજાઓને અબાધિત રાખનાર અને હિંદના સાર્વભૌમત્વને નામંજૂર કરનાર યોજનાને પોતાની મંજૂરીની મહોર કેમ મારી શકે છે એ મારી સમજમાં જ નથી આવતું.

પાછા ફરતી વખતે કરાંચી ખાતે ક્રીપ્સે પત્રકારોને જણાવ્યું હતું કે કોંગ્રેસની માગણી મંજૂર કરવી એટલે બહુમતિના જુલમોવાળી અને ન ખસેડી શકાય એવી સરમુખત્યારી સત્તાવાળી કારોબારી બ્રિટિશ સરકારે માન્ય રાખવી;—જ્યારે બીજી બાજુ ગવર્નર-જનરલની વ્યક્તિગત સરશાહીને અબાધિત રાખવાનો શ્રીમાન્ ક્રીપ્સને વાંધો નહોતો!

બીજી દલીલ એમની લઘુમતિઓના વાલી તરીકેની હતી. એમણે કહ્યું કે આઠ કરોડ મુસલીમો અને એટલા જ પંછાત વર્ગોની લઘુમતિને સરકારે આપેલી બાંહેધરીનું પાલન સરકારે કરવું જોઈએ. શું લઘુમતિઓ હિંદના સાર્વભૌમત્વને નથી માગતી? સાચો રસ્તો તો એ હતો કે હિંદની સ્વતંત્રતા જાહેર કરીને એમણે બહુમતિને કહી દેવું જોઈતું હતું કે તમે લઘુમતિઓ સાથે સમાધાન કરી લો. તો, મૌલાના આઝાદે કહ્યું હતું તેમ, જવાબદારી કોંગ્રેસને માથે આવી પડત. અને કદાચ કોંગ્રેસ લઘુમતિઓને રીઝવી ન શકત તો બ્રિટિશ સરકાર એમ કહી શકત કે અમારે હિંદને સ્વતંત્ર કરવું હતું. પણ પોતાના આંતરિક મતભેદોએ હિંદીઓને એક થવા દીધા નહિ અને લઘુમતિઓએ બ્રિટિશ અંકુશની માગણી કરી.

---

* નેબૂરનું પુસ્તક ‘*Moral Man and Immoral Society*’ પાન ૧૪–૧૫.

સાચી વસ્તુ એ હતી કે ક્રીપ્સની યોજના પણ જુદે સ્વરૂપે હિંદના ભાગલા પાડવાની જ એક તરકીબ હતી. પ્રો. હેરોલ્ડ લાસ્કીએ જુદા સંદર્ભમાં વાપરેલ એક ઉક્તિ ટાંકીને ક્રીપ્સની યોજના વિશે પણ કહી શકાય કે 'It is the same old trouser, with inside turned outside.' વાઇસરૉયની ઓગસ્ટ ઑફરનો જૂનો લેંઘો અવળો કરીને હિંદને પહેરાવવાનો પ્રયત્ન કરવા ક્રીપ્સ હિંદ આવ્યા હતા.

હિંદને માટે બ્રિટિશ નેકદાનતની એક જ કસોટી છે કે સત્તા છોડવાની એની કેટલી તૈયારી છે. તાત્ત્વિક સત્તા છોડ્યા વિના બ્રિટિશ યુદ્ધ પ્રધાનમંડળે હિંદીઓને પોતાની લડાઈના દલાલ અને લશ્કરને માટે ખાણીપીણી અને રેશનરીના સપ્લાયર બનાવવા ક્રીપ્સને હિંદ મોકલ્યા હતા.

લડાઈને અંતે મિત્રપક્ષ જીત્યા પછી સુલેહ પરિષદમાં પણ બ્રિટનનું સામ્રાજ્ય અખંડ રહેવાનું હશે તો ક્રીપ્સ અને રૂઝવેલ્ટ જેવાઓને હાથે જૂની વર્સેલ્સની સંધિઓને નવો અવતાર મળશે. ક્રીપ્સો ને રૂઝવેલ્ટો તવારીખના તખ્તા ઉપર આવશે અને જશે પણ; તવારીખના અનુભવો શીખવાની ના પાડનાર એ લોકો ભવિષ્યના ક્રીપ્સો માટે લાવવાનાં નવા યુદ્ધની રંગભૂમિ સર્જી ગયા હશે.

બ્રિટિશ શાહીવાદનું ચોકઠું એક જબરદસ્ત ઇંદ્રજાળ સમું છે. બ્રિટિશ શાહીવાદી લસરીનો ડંખ ક્રીપ્સ જેવી કેટલીયે ઉદ્દામ વ્યક્તિઓની સત્તામાં આવતાં રાતોરાત કાયાપલટ કરી નાખે છે. ક્રીપ્સે હિંદીઓને એ બતાવી આપ્યું છે કે બ્રિટનના કોઈ પણ પક્ષનો આદમી, પછી તે કોઈ હાર્ડ ટોરી હોય કે લાલ વાવટાવાળો સામ્યવાદી હોય, હિંદ સાથેના સંબંધોમાં તો શાહીવાદી જ હોય છે. માત્ર એમની વેશભૂષામાં જ ફરક હોય છે. ખોલાદનો ફરક હોતો નથી. આવા બ્રિટિશ રાજપુરુષો યુદ્ધ પછીની સુલેહ પરિષદ વખતે દુનિયાનો નવો નકશો ઘડવા બેસવાના છે. એમને હાથે સરજાવાની દુનિયાનું ચિત્ર કેવું હશે તેની હિંદ તરફ ક્રીપ્સે બતાવેલી વલણ ઉપરથી હિંદીઓને ઝાંખી થયા વિના રહેશે નહિ.

૧૨-૪-૪૨

# અનુક્રમણિકા.

પુસ્તક ૩૫ કારતક–માગશર : ૧૯૯૮ અંક ૧–૨






લવાજમ : હિંદમાં રૂ. ૫–૦–૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭–૮–૦; છૂટક નકલ ૧–૦–૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૮–૨–૪૩



# ગ્રેશમ
## લાઈફ એશ્યોરન્સ
## સોસાયટી લીમીટેડ

[ સ્થપાયા ઈંગ્લાંડમાં : ઈ. સ. ૧૮૪૮ ]

તમારી થાપણ રોકવાનું સર્વોત્તમ ઠેકાણું

☆ કુટુંબના રક્ષણ માટેની પોલિસી
☆ ડબલ એનડ્રેટ પોલિસી
☆ ગ્રેશમ સ્પેશ્યલ સ્કીમ
☆ બાળકોના રક્ષણ માટેની પોલિસી
☆ ખાસ પોલિસી પેન્શન બોન્ડ
તથા સંજોગોને અનુકૂળ આવે તેવી બીજી
અનેક યોજનાઓ રચવામાં આવી છે.

**દાવા ચૂકવ્યા રૂા. ૭૦,૦૦,૦૦,૦૦૦**

વિગત માટે મળો અગર લખોઃ—

| | |
|---|---|
| **ડી. એસ. સુરતી** | **ભાનુશંકર બી. ઠાકર** |
| ડિસ્ટ્રીક્ટ મેનેજર | ચીફ ઓરગેનાઈઝીંગ એજન્ટ. |
| ભદ્ર : અમદાવાદ. | ટાવર રોડ, અમરેલી. |

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૫ — કારતક-માગશર : ૧૯૯૯ — અંક ૧-૨


## ૧૯મા દિવસનું પ્રભાત


ઉમાશંકર જોશી


( વિષય : ૧૮ દિવસે મહાભારતનું યુદ્ધ પૂરું થયું. વિજયી સેનાએ યુદ્ધક્ષેત્ર ઉપરના દુર્યોધનના વિશાળ શિબિરમાં પ્રવેશ કર્યો. આજની રાત ત્યાં પડાવ રાખી પ્રાતે સૌ ઇન્દ્રપ્રસ્થમાં વિજય પ્રવેશ કરશે. પણ ૧૯મા દિવસનું પ્રભાત કેવુંક ઊગ્યું ?

દુર્યોધને મરતાં પૂર્વે ગુરુપુત્ર અશ્વત્થામાને સેનાપતિ તરીકે નીમ્યો હતો. અશ્વત્થામાએ દ્રોણ અ[ને] દ્રુપદનું જૂનું વેર તથા દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્ને(-જે પાંડવોનો સેનાપતિ હતો) દ્રોણને માર્યા હતા [તે] બધું સંભારી ધૃષ્ટદ્યુમ્નની સારી સેનાનો સંહાર કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. રાતે તે શિબિર આગ[ળ] આવ્યો, કૃતવર્મા અને કૃપાચાર્યને બારણા આગળ ઉઘાડી તરવારે પહેરો ભરવા મૂકી અંદર પેઠો અ[ને] પ્રથમ તો પાંડવસેનાપતિ ધૃષ્ટદ્યુમ્નનો મૂઢ મારથી જીવ લીધો. પછી આખી સેનાનું નિકંદન ક[ાઢ્યું] જેમાં દ્રૌપદીના પાંચ પુત્રો પણ મરાયા. ધૃષ્ટદ્યુમ્નનો સારથિ એક બચી ગયો તે, મંગલાર્થે દૂર રાત વાસો રહેવા માટે કૃષ્ણ-પાંડવોને લઈ ગયેલા ત્યાં જઈ તેમને બધી ખબર આપે છે. સૌ યુદ્ધક્ષે[ત્ર] ઉપર આવી અઢાર દિવસની કમાણી જુએ છે ! એટલામાં નગરમાંથી વૃદ્ધ રાજારાણી અને સ્ત્રીમં[ડળ] યુદ્ધવીરોને વિદાય દેવા આવે છે. બધાં મળે છે તેમાં ગાંધારી અને દ્રૌપદીનું મળવું વિકટ છે. મહાભારતકારે ગાંધારીના મુખમાં શબ્દ મૂક્યા છે: यथैवाहं तथैव त्वं को वामाश्वासयिष्यति ।—જેવી હું તેવી જ તું, આપણ બેને કોણ આશ્વાસન આપશે ?—એ હૃદયભેદક ઉદ્ગારમાં આ પદ્યનાટ્યની પ્રેરણા છે.

દૃશ્યની શરૂઆત સૂત યુધિષ્ઠિરને યુદ્ધક્ષેત્ર તરફ રથમાં લઈ આવે છે ત્યારે થાય છે. સૂ[ત] કહે—બ્રાહ્મણ માતા અને ક્ષત્રિય પિતાની પ્રજા—સારથિ અને બંદિ(ભાટ)નો ધંધો કરતા. આપણા સૂતને હવે ધૃષ્ટદ્યુમ્ન મરાતાં યુદ્ધની કથા કરવાનું જ રહ્યું છે. કાલરાત્રિની સંહારલીલાનું તે વર્ણન ક[રે] છે, પણ કેમે યુધિષ્ઠિરનું મન માનતું નથી. ત્યાં તો ક્રમેક્રમે રથ શિબિરદ્વાર આગળ, ધૃષ્ટદ્યુમ્ન અને દ્રૌપદીના પાંચ પુત્રો આગળ આવે છે ને રાજા બધું નજરે જુએ છે. તરત તે નકુલને મોકલી દ્રૌપદી[ને] બોલાવે છે. દ્રૌપદી બધાને ખૂબ સંભળાવે છે. કૃષ્ણને તો એટલા સુધી કહે છે કે તેમની પાસ[ે] કેટલા પુત્રો બાકી, રાજગાદી પોતાની બેન સુભદ્રાના પૌત્રને જાય એવી છે ! એટલામાં નગરમાંથ[ી] ધૃતરાષ્ટ્રની સાથે સ્ત્રીમંડળ આવે છે. ધૃતરાષ્ટ્રના અમાપ બાહુબળની બીતિ હતી તે કૃષ્ણ ભીમ[ને] ઠેકાણે લોઢાની યોદ્ધમૂર્તિ સરકાવીને દૂર કરે છે. ગાંધારીના સતીત્વની એથી યુ. મોટી દહેશત હત[ી]. યુધિષ્ઠિરના અકૃત્રિમ ક્ષમાપનથી પણ તેમનો ક્રોધ શમતો જણાતો નથી. પણ તે દીર્ઘદર્શિ[ની] સતીની નજર દ્રૌપદીના દીકરા પર જતાં, એ સલામત રાખવાની ઇચ્છાથી તે ક્રોધ વાળી લે છે. દ્રૌપ[દી] અને ગાંધારીનું દુઃખ આ બધા પ્રસંગમાં તરીને ટોચે આવે છે. આ દશા આવે તે કરતાં તો કુ[ંવા]રી જ ન હોત તો સારું, એમ ગાંધારીથી એકવાર તો બોલાઈ જાય છે. એકમેકનાં દુઃખમાં આશ્વાસ[ન] શોધતી બંને વીરમાતાઓ એકમન બને છે. મહાભારતકારે ભલે મૌન સેવ્યું છે પણ ત્રીજી એક સ્ત્રી[ની] પણ આર્તદૃષ્ટિની જરૂર હતી : દ્રૌપદી અને ગાંધારીને જેની ધન્યતા વિશે કદાચ મનમાં આવી ક્ષણ[ે] માટે પણ વિચાર આવ્યો હશે કે એક આના બધા પુત્રો ક્ષેમખેમ તરી નીકળ્યા તે કુંતીનો પ[ણ] મોટો જણ્યો પુત્ર-અને તે પણ સગા ભાઈને હાથે-યુદ્ધમાં મરાયો છે. પેલાં બેની પેઠે પુત્રશો[ક]ની પોતાની વેદના પણ એ તો બતાવી શકે એમ નથી. એનાં દુઃખાં અશ્રુ આગળ નાટક અટકે છે.

આજના અપૂર્વ વિજયપર્વનું સ્વરૂપદર્શન મેળવવા માટે આપણી પાસે કાંઈ જ સાધનો નથી. તેનું એકાદ પાસું સમજવાનું મહાભારત-કાવ્ય જેવાની મદદથી બની આવે તો પણ બસ. ઉ૦

સૂત

અંધારનો અલકપુંજ સમારતી જે,
ટીકી રહી ગહન તારકકોટિથી જે;
સંહારઘોર વિરમી નભ કાલરાત્રિ,
એકાકિની નિયતિપ્રેરિત દીન યાત્રી.

યુધિષ્ઠિર

ના, ના, કોઈ સત્ત્વ જીવંત છે ના!
આ શૂન્યત્વે ચેતના સંભવે ના.
સ્મશાન શો યોગમ શાન્ત દેશ,
કહીં ન ઊઠે શબ્દસંચાર લેશ.
નિઃશ્વાસ આ, સારથિ, ક્યાં સુણાયો?
તારે મારે કે ધરાન્તરથી આવ્યો?
સમુદ્રશું મંદ મહોર્મિચંચલ,
બને કહી, સૈન્ય રહે સુનિશ્ચલ?
જો, જો, આજે યુદ્ધ પૂરા અઢાર
દિનો લડી, દુર્ગમ પામી પાર
સંગ્રામનો, દીર્ઘ સુષુપ્તિ તો નથી
વિશ્રંભથી સેવી રહ્યા મહારથી?

સૂત

સુષુપ્તિ સૌ આજ અનંત માણતા,
વિશ્રાન્તિવિક્ષેપ ન આજ જાણતા.
વિશ્રબ્ધ ઊંઘે શયને હળેલ જે,
તે સૌને વીર હણ્યા ગુહાશયે.
નિશાતમિસ્ત્ર ન શક્યો હું સાંખી,
સેશો પ્રકાશે ક્યમ તેની આંખો!

યુધિષ્ઠિર

ઢીલી મૂકી વાગ ને એર વાળ;
સૈન્યબ્બલોની હણી દૂર રાળ.
જોઉં પોઢ્યા પાંડુપાંચાલવીર
શા કૌરવો સાથ બની અધીર!

સૂત

આ દ્વાર આવ્યું શિબિરાગ્રનું, નૃપ!
ઊભા અહીં તે કૃતવર્મા અને કૃપ,
વિસારીને ગૌરવ મંદ નિષ્કૃપ,
કૃતાન્તજિહ્વાશી કરે ધરી અસિ.
તે દૈન્ય જોઈ હતી રાત્રિયે હસી,
ઊલ્કા ઝરી આશ્ચર્ય જોઈ દૃષ્ટ.
ઊડ્યો સફાળો હું, નિહાળું – ધૃષ્ટ
પ્રવેશી ત્યાં તો શિબિરે ઘુમી રહ્યો
આચાર્યપુત્ર, સજ્જ ઝૂગી ગયો
સેનાપતિના શયને; ઉપાડી
પદપ્રહારે, ક્ષિતિપૃષ્ઠ પાડી,
'આચાર્યઘાતી, ફળ ચાખ!' ગર્જતો,
મુષ્ટિપ્રપાતે ઘુંટણોથી મર્દતો,
કરે નખાગ્રે કરી કંઠશોષ
અશ્વત્થામા વૈરમૂર્તિ સરોષ.
ન મૃત્યુ વીરોચિત શસ્ત્રઘાતે
દે દુર્મના. હે નૃપ, અંત રાતે
તારી તમોને હણી જે સ્વયં ગયા,
પાંચાલોના સ્વામી તે ધૃષ્ટદ્યુમ્ન આ.

યુધિષ્ઠિર

આચાર્ય જે દારુણ શસ્ત્રવહ્નિનો,
આચારરશ્મિ પડિયો દુઃખમગ્નનો,
યુદ્ધે જેનું ચિત્ત દુર્દાન્ત–શાન્ત,
અમોઘ જે કૌરવનો કૃતાન્ત,
વર્ષાવી શસ્ત્રાસ્ત્રઘાતોની ધારા
જેણે, તેને પાશવી માર? સારા
જે સાત અક્ષૌહિણી સૈન્યનો ધણી,
તેને અંતે ખોટ તે શસ્ત્રઘાતની!
દીધો, વિધિ, તેં જય એક હસ્તથી;
લીધો જયાનંદ જ ચોરી અન્યથી.
હે ધૃષ્ટદ્યુમ્ન, પ્રબળ પ્રતાપી,
સેના અમારી જયશૃંગ સ્થાપી,
પોતે પોઢ્યા સોડ તાણી તર્થૈવ,
સેનાની તે કૌરવોના યથૈવ.
સમાન પલ્લાં વિધિની તુલાનાં,
જયાજયો તે મનનાં જ બ્હાનાં.

સૂત

હવે ન ચાલે રથ, શસ્ત્રોનું
શરીરપુંજે કરી પંથ રોક્યું.

યુધિષ્ઠિર

સ્વભાવ આવો, બહુ જોયું કે ભલી
શી ન્યાય્ય શિક્ષા ગુરુપુત્રથી મળી.

સૂત

જે રાત્રિઅંધારપટે લપાઈ
ચૌર્યે પ્રવેશ્યો શિબિરે છુપાઈ,
પ્રસુપ્ત તે સૌ સુભટો પરે હા
તૂટી પડ્યો; નાદ ઊઠ્યો: 'અરે!...હા!..
શું?..કોણ?..ક્યાં?..શો ઉતપાત આ તે?'
—પ્રચંડ કોલાહલ ઘોર રાતે,
તેમાં સુનિર્ભીક પ્રચંડ ઘૂમી
વીણી વીણી વીર માર્યા જ, ઝૂમી
જેવો વને કો કઠિયારો કરાળ
છેદે મહાવૃક્ષની ડાળ ડાળ,
એ રીત પાંચાલલક્ષ્મી વિનાશી,
રચ્યો તણો આ બહુ ક્રોધ રાશિ
જોયો, તેનાં કૃત્યને ન્યાય્ય, ધીર
કહે બને કોણ વિના યુધિષ્ઠિર?

યુધિષ્ઠિર

આચાર્યનું તર્પણ ઘોર દ્રૌણિએ
કીધું મહાર્ઘો રુધિરાંજલિએ!
સેનાનીની સાથ સેના વિનાશી!
સોહાવે સૌ વીરશય્યા વિલાસી.
રક્ષા અમે પાંડવ પાંચ અક્ષત,
જે મંગલાર્થે રજની સુરક્ષિત
વસ્યા નદીને તટ કૃષ્ણ સાથ;
રક્ષા જ જોવા વિધવા અનાથ
સહસ્રનાં અશ્રુ અજસ્રધાર.
શ્રીકૃષ્ણ શા તે અમ કર્ણધાર,
નીકા સો પે ઘોર ઝંઝા વટાવી,
ડૂબી અતે છીછરે નીર આવી.
ઉગ્યા જોવા દૈવની આંખ રૂઠી,
આયુષ્યમાં આખર ખાલી મૂઠી.
ઉગ્યા? ના. જો, સારથિ, પંચ પુત્ર!
આ સુપ્ત ભીમાર્જુન માદ્રિપુત્ર.

સૂત

(રે રાજમાતા કરમ ક્રૂર માનું?)
ચાલો, ઘણું છે હજી દેખવાનું.
રાજન્, જુઓ, પાછળ કૃષ્ણ સાથે
ચારે ય બંધુ; શું ભૂલા ગયા તે?

યુધિષ્ઠિર

જો, જો, પણે સુપ્ત સ્વયં યુધિષ્ઠિર,
ચારે લઈને નિજ સાથ વીર.
શંભાવ અશ્રો ક્ષણ, ધન્ય દશ્ય
એ પી લઉં લોચનથી. અદૃશ્ય
અરે! અરે! સારથિ, પંચ આ તો
પાંચાલીના પુત્ર પાંચે, સૂજાતો.
એ કેમ જોઈ શકશે જ સાધ્વી,
થઈ વિવત્સા જયમ ગાય માધ્વી.
વિવત્સ ને બાંધવવર્ગહીના,
ઊભી રહેશે દ્રૌપદી કેમ દીના?
આ તો અરે એ નકુલ, ત્વરાથી
લે આવ અહીં સતી હોય ત્યાંથી.
દુઃખો સહી તે રહી માનમંડના,
ને પુત્ર ખોયા સુખવેળ પંડના!
પ્રસુપ્ત તે, સૂત! હજી જણાય,
બને નહિ દ્રૌણિ છવંત જાય.

સૂત

સુણી તહીં માતુલને હણાયા,
પાંચેય તે દ્રૌપદીપુત્ર ધાયા.
વર્ષા શરોની વરસાવી વીર
ઘેરી લિયે દ્રૌણિ ક્ષણેક ધીર.
પાંચે ય આ પાંડવ-ખડ્ગભક્ષ્ય
જોઈ નિશાસાહસનું સુલક્ષ્ય,
ફૂંફાડતો દ્રૌણિ સખડ્ગ શો ધસ્યો,
પાંચે ય ઝાલી કર મસ્તકો હસ્યો.
તેને લહ્યું ત્યાં અસિકંપનોના:
'રે દ્રૌપદેયો જ! પૃથાસુતો ના.'

યુધિષ્ઠિર

જાણું જ આચાર્યસુતે હણ્યા તે
કૌન્તેય લેખી સુત અંધરાતે;
સ્પર્શે નહીં વીર કુમારને એ.

સૂત

ક્ષમા, મહારાજ! નૃશંસને યે

ઘટે પ્રશંસા ? હૃદયે અમેય
વૈરાગ્નિથી જે, સમરે અજેય
સુતા હણે દ્રૌપદદ્રૌપદેય,
સાંખી શકે જે દ્રુપદદુમે ના
એકે કુણો અંકુર, ગાન તેનાં
ભલે કરે પાંડવરાજ; જેના
રથાશ્વહસ્તિતરંગ, સેના
અશેષ, દ્રૌણિ હણતો નિશીથે
અંધારમાં (પાંડુ સુતોની પીડે)
ઘૂમી રહ્યો તે શિબિરે બહોળે,
મોટી છોળે મત્ત માતંગ ડહોળે
ઊંડા ધરો સ્વચ્છ યથા યથેચ્છ,
જેડો ઘૂમે ઘોર કાન્તાર સ્વેચ્છ;
ઝંઝા ઝઝૂમે શરઝૂંડમાં યથા,
દ્રૌણાયનિ તે શિબિરાંગણે તથા.
ડાબે કરે તો શતચંદ્ર ચર્મ,
ને દક્ષિણે ખડ્ગ જ ક્રૂરકર્મ.
તે હસ્તની મુષ્ટિથી ચૂડ ખડ્ગની
સંશ્લિષ્ટ એકાંગ સમી રહી બની.
પ્રલંબ એ બાહુ અહો કરાલ,
સાક્ષાત જાણે વિચરંત કાલ.
આરક્ત રક્તે અસિધાર સ્પંદતી
ને શ્વેત વહ્નિશિખશી પ્રકંપતી.
આકર્ષણે ના લહી આત્મઘાત,
જ્યોતે કરે વીર પતંગપાત.
વીતી ન વીતી મધરાત ત્યાં તો,
નિઃશબ્દ સૂમો શિબિરે છવાતો.
જોતી હતી જે વિધતેથી પ્રશ્મિતા,
કાલી કરાલી શતપાશહસ્તા,
રક્તાંચલા ધૂસરવસ્ત્રહારા,
જે પાદરેણુદિક્‌ઘુંધકારા,
વીરક્ષયે વિસ્ફુરતી વિભાવરી,
તે મૌનભારે ઉઠી કંપી બાવરી.
—હું એક છૂટયો કૃપમાર્ગ લાગી
સંહારવાર્તા કથવા અભાગી.

યુધિષ્ઠિર

લો, લો, ગુલેરી ઉતી નદીતટે;
સતી પધારે, અવ શું કર્યું ઘટે ?
જે કાલ તો કૌરવકાલરાત્રિ,
તે આજ શૂન્યે પથ રંક યાત્રી.

સૂત

કંપે કેવી મૃદુલ કદલી સંચરે જ્યાં સમીર,
મૂર્છા ઊઠે જલ કમલિની હસ્તીને જોઈ તીર,
ઉલ્કાપાતે ક્રમક્રમી રહે રાત્રિ નિસ્તબ્ધતારા,
કંપે તેવી દ્રુપદતનયા, ને ઝરે અશ્રુધારા.

દ્રૌપદી

આ પંચ પુત્રો : સુતસોમ, નાકુલિ,
શતાનીક, શ્રુતકર્મા, સુકીર્તિ !!
આ તે, જેના પિતૃ જીત્યા જ યુદ્ધ !!
ને સેનાની બંધુ—હા ધૃષ્ટદ્યુમ્ન !

યુધિષ્ઠિર

સતી, સમાશ્વાસન અંતરે ધરો !
સંમોહ પામી અહ ખેદ શો કરો !
રે લૂંટાઈ જેની આયુષ્યતૃષ્ણા,
મૂર્છા પામી, કૃષ્ણ, આ દીન કૃષ્ણા.
અહો મહા ઉદ્યમ યુદ્ધનો આ !
અંતે જેને જીવનું માત્ર રોવા !
જીત્યા જેઓ, તે જ અંતે જિતાયા,
જીત્યા તેઓ, યુદ્ધમાં જે જિતાયા;
જીવ્યા જેઓ, તે જ કલેશે મરાયા,
જીવ્યા તે, જે ધર્મયુદ્ધે મરાયા.
ઊઠો સતી ! દેવિ, કરો ન વાર,
જે જે રહ્યો તે સદ્ધર્મચાર
પૂરો કરો !

દ્રૌપદી

રે નૃપ, ન્યાય મારી
સિંહાસને બેસી, જશો વિસારી
રહેજો તમે તો મૃત પુત્ર પંચ,
ભૂલી જશો રાજ્ય તણે પ્રપંચ.
હું માત્ર નારી, વળી તે ય માતા,
મારા દુઝારી ક્યમ ઘાવ તાતા !
હું નારી ને બેન બની વળી જે,
ક્રોધીક ભ્રાતા મુજ ક્યાં જ બીજે !
ઉદાર્ય રૂપો મમ બેય પંખ,

મૂસીશ હું કેમ અસહ્ય દુઃખ ?
ત્યથા, મહારાજ, તમે વિજેતા,
શો જોઈએ તો પછી સૈન્યનેતા !
ધરી દીધો મૃત્યુમુખે અગાધ !
ગાંડીવધન્વા ! સરક્યા અબાધ
જે કર્ણબાણોની સુકાવી કક્ષા,
તે પાંચાલિની ન થૈ તુંથી રક્ષા ?!
ઉદ્દંડ થૈ તે દિન જ્યેષ્ઠની તેં
ગાંડીવના નિંદકની કરી તે
વિમાનના ભીતરી આજ સર્વને
શિરે! ભલે ધાર તું શાર્ઙ્ગગર્વને.
ને વંચિતા પૂછું હું, વાસુદેવ,
કે 'પામશે રાજ્ય અવશ્યમેવ
તે દ્રૌપદેયો – ક્યમ એહ સાંખવું !
પાર્થીનું સિંહાસન પેર શાપવું !
સૌભદ્રેય સ્થાપશે.' — એ જ ઇષ્ટ
ગણ્યું તમે ? ને અવ નાંવશિષ્ટ
કુમાર એક મુજ ! ભીમ, હે બલી,
તારા ભણી ફેરવું છું વળી વળી
આપત્તિકાલે મુખ. છે સમર્થ
ભુજાબળે તેં અપમાન મારાં.
તે દુષ્ટ દ્રૌણાયનિને હણીને,
છેદી લઈ મસ્તકના મણીને,
શોભાર રાજા તણું શીર્ષ જેમ
સચંદ્ર શોભે ગિરિશૃંગ તેમ.
ન વૈરનિર્યાતનના વિના, તે
પાંચાલિની સૂત્રી હો આજ રાતે !

ભીમ

આજ્ઞા સતીની.

કૃષ્ણ

નૃપ, ભીમ વારો,
સૌ અર્જુને સિદ્ધ કર્યું જ ધારો.
પ્રભીકમાં છો સતીને રિઝાવે.
જુઓ પરો, મંડળી કોક આવે.

સૂત

પૂર્વે જોતે અનિલ આતાં પૂર્ણ સંકોચ ધારે,
ને જે મીલ્ અખિનિકરમાં રે સુખાબ્જે વધારે,
આજે તે સૌ પુરરમણિયોં આકુળી એકત્રઆ
શોકાક્રોશે ગગન ભરતી આવતી દૈન્યરતા.
આ કુંતી; સ્પૃશતી કરથી સ્કંધ, ગાંધારી આવે;
તેને સ્કંધે નૃપતિ કર દૈ અંધ હૈરાય આવે.
સંધ્યાસ્કન્ધે રજનિ કર દૈ જેમ પામે પ્રચાર,
ને સ્કંધે દૈ કર રજનિને આવતો અંધકાર.

કૃષ્ણ

જોઈ રહ્યા શું ? પ્રણમો પ્રબુદ્ધ
પિતા પધાર્યા ધૃતરાષ્ટ્ર વૃદ્ધ.

સૂત

આલિંગે સૌ પ્રણતિ કરતા વીરને વૃદ્ધરાજ;
ભીમસ્થાને જરઠભુજમાં લોહની મૂર્તિ ત્યાં જ
મૂકી કૃષ્ણે, કચડી ક્ષણમાં દે સુતસ્નેહી તાત,
ફૂટી આવ્યું રુધિર વદને, કુલ્લ શું પારિજાત!

કુંતી

ઊભા રહ્યા બાલક એક, તાત,
પ્રણામ પૂજે તમ જ્યેષ્ઠ માત.

ગાંધારી

ક્યાં તે રાજા, જેની હું પ્રેષ્ય હું બની ?

યુધિષ્ઠિર

રાજા નથી, છું રજ રાજપાદની.
સ્વીકારશો ક્ષુદ્રની, માત, વંદના ?
રાખી નથી મેં અપરાધમાં મણા !
શું સત્કર્યું કે રાજ્યનો રાખી લોભ,
મેં વણસાડ્યું વૃદ્ધ માતાનું મોત.

સૂત

ગાંધારીના ચરણનખને રાજનેત્રો ભિંજાવે,
જોઈ ત્યારે સુભટ નિજને કૃષ્ણ પૂંઠે છુપાવે.
કુંતી જૂએ દ્રુપદતનયા કંઠે; દીધી દૃષ્ટિ
ગાંધારીની વજતી તહીં ને વર્ષતી સ્નેહદૃષ્ટિ.

ગાંધારી

રે આયુષ્મન્ ! ઊઠ, સંભાળ ભાર,
રહ્યું સહ્યું ધર્મ વડે ઉગાર.

સૂત

પાંચે ભાઈ કુશળ ગણતા કુંતીપાયે સુજાત,
આડું રાખી વદન છુપવે દર્પનાં અશ્રુ માત.

# દેશદેશનાં રાષ્ટ્રગીતો

નાથાલાલ દવે

સ્વદેશપ્રેમનાં કેટકેટલાં ગીત આપણે ગાયાં છે! સંભારવા બેસીએ ત્યાં કેટલી યે નવી નવી પંક્તિઓ મન પર ધસી આવે છે. હિંદી, બંગાળી, ઉર્દૂ, ગુજરાતી—પણ એ બધાં પાછળથી લઈશું. પોતાની વાત અંતે જ શોભે. પહેલાં તો પરદેશનાં ગીતો જોઈએ. વતનને સહુ માનવી ચાહે જ. ન ચાહે તેવો, પેલા સ્કૉટે ગાયું છે તેમ, કોણ હોય? કોઈ કવિ પોતાની ધરતીની સુંદરતાનાં ગીતો ગાય, કોઈ લડાઈની હાકલ પાડે, કોઈ અન્યાય સામે યુદ્ધનો ઝંડો ફરકાવે. દેશદેશના માનવે પોતાનો વતનપ્રેમ ગાયો છે. એ ગીતો વાંચતાં દરેક પ્રજાના આદર્શો, જીવનસ્વપ્નો, ભાવનાઓ આપણી આગળ પ્રગટ થાય છે. ચાલો ત્યારે દુનિયાના પ્રવાસે! ઉતાવળ ખૂબ કરવી પડશે. ક્યાંય વધારે વિલંબ પાલવશે નહિ. દેશદેશ કાવ્યનો જે પુષ્પથાળ આપણી સામે ધરશે તેમાંથી માત્ર એકએક ફૂલનો સ્વીકાર કરી વિદાય લેવી પડશે; સંચય કરવો પરવડે તેમ નથી.

ઇંગ્લંડથી જ આરંભ કરીએ. એ તો સામ્રાજ્યવાદીઓનો દેશ. પરાધીનતાની વેદના ત્યાંની પ્રજાએ વેઠી નથી. તેથી અંગ્રેજોના ગીતમાં અહંકાર છે, પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન છે. *Rule, Britannia*ની પહેલી કડી:

> When Britain first, at heaven's command,
> Arose from out the azure main,
> This was the charter of the land,
> And guardian angels sung this strain;
> "Rule, Britannia, rule the waves;
> Britons never will be slaves."

સ્વતંત્રતા જેમને આટલી બધી વહાલી છે એ જ બ્રિટિશ લોકોને બીજા દેશની સ્વતંત્રતા કેમ અળખામણી લાગતી હશે? નવાઈની વાત છે, નહિ? બીજી પ્રજાને દબાવીને માણસ સ્વતંત્રતાની વાત કરે અને શરમાય પણ નહિ! શેક્સપિયરે 'This precious stone set in the silver sea' અને 'whose rocky shore beats back the envious seize of watery Neptune' એમ કહીને ઇંગ્લંડનું કવિત્વભર્યું વર્ણન ન કર્યું હોત, તો ઇંગ્લંડનાં બીજાં રાષ્ટ્રગીતો, એના યુનિયન જેકની પ્રશંસાનાં ગીતો, વગેરે વાંચીને આપણને નિરાશા જ થાત. અંગ્રેજો જે બહુ હોંશથી ગાય છે એ પેલા *God save the King*નાં ગીતમાં કવિતા તરીકે કાંઈ દમ નથી.

> Scatter his enemies,
> And make them fall!
> Confound their politics...... (Henry Carey)

અરે ભાઈ! પણ શા માટે? તમારા રાજા પર તમને વહાલ હશે, પણ તેમાં બીજા બધા પર આટલો રોષ શો રાખો? દુશ્મનોના 'પોલિટિક્સ' તો જ્યારે confound થાય ત્યારે ખરા; પણ તમારા રાષ્ટ્રગીતમાં કાવ્યતત્ત્વને તો તમે જ confound કરી નાખ્યું!

ફ્રાન્સનું 'લા માર્સેલ્સ' તો જાણીતું છે. ક્રાંતિવિપ્લવ પછી ફ્રાન્સનું એ પ્રિય ગીત

બન્યું. રાષ્ટ્રગીતોનું એમ જ બને છે. રાષ્ટ્રજીવનમાં કોઈ જુવાળ આવે અને કોઈ સામાન્ય કવિ પાસેથી પણ પ્રજાને સુંદર ગીત મળી જાય. આ ગીતમાં Rouget de Lisle નામના કવિએ ફ્રાન્સના પુત્રોને મેદાને પડવા હાકલ પાડી છે:

To arms, to arms! Ye brave!
The avenging sword unsheath!

કારણ કે,— The dogs of war, let loose are howling,
And, lo! our fields and cities blaze....

જર્મનીના હાથ નીચે દબાયેલા ફ્રેન્ચ લોકોને અત્યારે

But freedom is our sword and shield

એવી પંક્તિ ગાતી વખતે શું થતું હશે?

જર્મનીની ધડાધડ વૃત્તિ તેમના રાષ્ટ્રગીતમાં પણ છે. Max Schneckenburger ના રચેલા *The Watch on the Rhine* નો આરંભ તથા વચ્ચેની એક કડી જુઓ!

A Voice resounds like thunder peal,
'Mid dashing waves and clangs of steel:
"The Rhine, the Rhine, the German Rhine!"

. . . .

While flows one drop of German blood,
Or sword remains to guard thy flood,
While rifle rests in patriot hand—
No foe shall tread thy sacred strand!

નોર્વેનો કવિ Bjerregaard એના દેશનું અદ્‌ભુત કુદરતી સૌંદર્ય એના રાષ્ટ્રગીતમાં ઝીલે છે:

Dearest of lands with thy mountains of beauty,
Fertile thy valleys and teeming thy shore....

પોતાના આઝાદ દેશ માટે એને કેવી ઉપમા જડે છે!—

Free as the tempest that roars on the hill;

સ્વીડનનાં રાષ્ટ્રગીતમાં પણ એવી જ નદીઓ, પહાડો અને જંગલોની વાતો છે. The rushing rivers, The summer glow, the nights profound: અને એવો જ પહાડોનો બીજો દેશ—સ્વીટ્ઝર્લૅન્ડ. તેનો વતની આલ્પ્સનાં રૂપેરી શિખરો નિહાળે છે અને તે બરફમઢ્યા ગિરિશૃંગોમાં ઈશ્વરનાં દર્શન કરે છે. દ્રાક્ષના મંડપો માટે સુવિખ્યાત ઈટાલી—મુસોલિનીએ એ રહેવા દીધા હશે કે કેમ તે તો કોણ જાણે. પણ જુઓ એ મૅઝિની અને ગેરિબાલ્ડીના દેશનું ગીત:

Where landscapes are laughing in mazes of flowers,
From mountains all lighted by sapphire and amber,
From cities of marble, from temples and marts,
Arise, All ye valiants! Your manhood proclaiming,
While thunders are meeting and sabres are flaming—

આમ ઇટાલી પોતાના નવયુવકોને લડવા સાદ કરે છે. દાન્તે અને લિઓનાર્ડો, માઈકલ ઍન્જેલો અને રાફેલનો એ દેશ. વાતો તો બહુ સાંભળી છે કે એ સુંદર, અતિસુંદર

પ્રદેશ છે. એ વાતો સાચી હશે? કાશ્મીર જેટલો એ દેશ સુંદર હશે? હોય તો સારું. કોઈ દિવસ યુરોપ જવું પડે તો એક જગ્યાએ તો આંખો ઠરે.

ચેક લોકોને પણ પોતાના દેશની નદીઓ અને જંગલો પ્રિય છે. જુઓ તેમનું ગીત:

Where is my home? Where is my home?
Where through meadows rush babbling fountains
And the forest murmurs stir through the mountains
Is the Czech land, is my home.

કેનેડાના રાષ્ટ્રગીતમાં સ્વાતંત્ર્યપ્રેમ સાથે વુલ્ફ જેવા વીરનાં ગુણગાન છે. *Maple Tree* વિશેનું એમનું ગીત ખૂબ સરસ છે. યુનાઈટેડ સ્ટેટસનાં લોકો પોતાનો તારા-જડિત ધ્વજ ફરકાવીને ગાય છે કે નાનાં નાનાં રાજ્યો સાથે રહ્યાં તેથી આવો સમર્થ ખંડ થયો. દેશ એક અને અખંડ જ હોય. એના ભાગ પાડ્યા તો એની કોઈ કિંમત ન રહે. આફ્રિકાના એક વતનભક્તિના ગીતમાં અસીમ વિસ્તારની શોભા વર્ણવી છે:

The limitless width of life's morning.

ઑસ્ટ્રેલિયા—એમના સૈનિકોએ જે તોફાનો કર્યાં તે યાદ હશે—પણ તેટલા પરથી આખા દેશની કિંમત ન અંકાય. જુઓ આ Dorothea Mackellarનું ગીત—દેશના પ્રકૃતિવૈભવ માટે કેવો પ્રેમ આ કાવ્યમાં નીતરતો દેખાય છે:

I love a sunburnt country,
A land of sweeping plains,
Of ragged mountain-ranges,
Of droughts and flooding rains.
I love her far horizons,
I love her jewel sea,
Her beauty and her terror—
The wide brown land for me.

પણ હવે આપણે રશિયા અને ચીન તરફ વળીએ. એ દેશનાં ગીતોમાં આપણને રસ પડે જ, કારણકે આપણે પણ ત્યાંના લોકો જેવી વેદનાનો કંઈક અનુભવ કર્યો છે. ચીનનો કવિ ગાય છે કે:

"The wind is so sweet, the dew is so bright,
The flowers are so fragrant."

જીવન આવું સુંદર થઈ શકે તેમ છે. તેથી તો માણસ માણસને ગુલામ બનાવવા નીકળે તે તેને ગમતું નથી. તે આર્તનાદ કરી ઊઠે છે: "Alas! Freedom is dead."
અને પછી નવી દુનિયા સર્જવા કમર કસે છે:

"In this century we are working
To open a new age."

રશિયા કેવો દેશ છે તે આપણે કંઈક જાણતા હતા. વધારે જ્ઞાન આ લડાઈથી થયું. જુઓ આ Ler Monlofનું કાવ્ય:

Nay! but I love (why I cannot say)
Her cold steppes in their silent majesty,

Her waving woodlands in their boundless play,
Her flooded rivers spreading like the sea.

સામર્થ્ય અને કુદરતી સમૃદ્ધિનો કેવો ખ્યાલ ત્રણ પંક્તિમાં પ્રગટ થાય છે! સ્થાપિત જૂનવાણી સત્તા સામે રશિયાની પ્રજા અજબ રીતે લડી. આખા જગતને ચમકાવે તેવો ક્રાન્તિનો મહાપ્રયોગ તેણે કર્યો. તે વખતે તેણે કાંઇ ઓછું સહન નથી કર્યું. પણ ઝારનો જુલમ ચાલતો હતો ત્યારે સાઇબીરિયામાં દેશનિકાલ થયેલા સાથીઓને કવિ પુશ્કિને આશાનો જે સંદેશ આપ્યો છે તે જુઓ. જેલમાં જતા આપણા લોકપ્રિય નેતાઓને તે અક્ષરે અક્ષર લાગુ પડે તેમ છે:

The heavy-hanging chains will fall,
The walls will crumble with a word;
And freedom greet you in the light,
And brothers give you back the sword.

દમનથી જો જાગ્રત પ્રજાને દબાવી શકાતી હોત તો તો દુનિયામાંથી એક સામ્રાજ્યનો પણ અંત થાત જ નહિ. માણસના હૃદયમાં કાંઇ એવું તત્ત્વ છે જે હંમેશાં જુલમની સામે થાય છે. આયર્લૅન્ડનો અનુભવ આપણા જેવો જ છે. આપણા જેવાં જ બંધનો, આપણા જેવા જ અંદર અંદરના કલેશ આયર્લૅન્ડે સહ્યાં છે. લીલાં ખમીસ પહેરવાની અંગ્રેજોએ મનાઇ કરી તે વિશે એક સુંદર આયરિશ લોકગીત છેઃ

'O Paddy dear, and did you hear, the news that's going round!'

આખા દેશમાં વાત ફેલાઇ ગઇ કે:

" They are hanging men and women there
For wearing of the green."

જે વેરઝેર બંદૂકને જોરે પ્રજા પર લાદવામાં આવે તેની અસર અવળી જ થાયઃ

Then since the colour we must wear
Is *England's* cruel red,
'Twill serve but to remind us
Of the blood that has been shed.

અને ઉપરે જુઓ એ કાયદા સામે આખી આયરિશ જનતાનો જવાબ:

When law can stop the blades of grass
From growing as they grow,
And when the leaves in summer-time
Their verdure dare not show,
Then I will change the colour that
I wear in my caubeen,
But till that day, please God, I will
Stick to wearing of the green.

અરજીઓ, ચર્ચાઓ, ભાષણો, નિવેદનો, મુલાકાતો, પરિષદો એ બધાં ય કામનાં તો છે. પણ એમાં જ જેનું બધું રાજકારણ સમાઇ જતું હોય એવા દરતમીજ વિનીત મિત્રોને આ *Sons of Erin* માંની કડી યાદ રાખવા જેવી છે:

Away, away with idle words
And supplications to the throne!
Up, up and boldly seize your own
Forth from the scabbards flash your swords.
No people ever yet upsprung
From slavery's night to Freedom's day,
*Who to the despot's mantle clung*
And at his feet did whining pray.

જો સ્વાતંત્ર્ય જોઈતું હોય તો લડવું જ પડે. ભોગ પણ આપવો પડે. માત્ર શબ્દો વાપરવાથી ચાલે નહિ:

Oh men! If freedom you would know
Make up your mind to fight and die!
Give prayers and pleadings to the sky,
But blows and curses to the foe!

દેશે જે જે યાતના સહન કરી છે તે સંભારીને જે જે શહીદો થયા છે તેના લોહીનાં ટીપેટીપાંનો શત્રુ પાસેથી હિસાબ લેવા આયરિશ કવિ હાકલ પાડે છે:

Swear by the love you bear your land,
And by the hate you bear the foe,
And by long centuries of woe,
And by your martyred patriot band,
By widows' tears and orphans' moans,
And by each desecrated fane,
And by your brothers' countless bones,
In every clime across the main!

Swear by the calumnies and lies,
The foe has heaped upon your name,
By all the agonies and sighs,
The insults and the bitter shame
You have borne for ages and still bear,
That you will rise in manly might
Beneath your glorious banner bright,
Begirt with Freedom's battle brand
To sweep the foeman from your land.

ટેરેન્સ મેક્સ્વિનીનું એક કાવ્ય છે—*Teach us how to die* — તેમાંથી પહેલી બે પંક્તિ:-

God, we enter our last fight;
Thou dost see our cause is right.

અને છેલ્લી કડીમાંથી આ બે પંક્તિ :

We know not what must befall
Marching at our country's call.

શ્રી મેઘાણીએ પેલું સહુને સુપરિચિત કાવ્ય 'છેલ્લી પ્રાર્થના' — જે તેમણે અદાલતમાં ગાયેલું તે — આ આયરિશ કાવ્ય પરથી લખેલું છે:

પ્રભુજી! પેખજો આ છે અમારું યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારું લેશ મેલું.

અને—

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે.

વગેરેને ઉપરની અંગ્રેજી લીટીઓ સાથે સરખાવતાં સમજાશે કે મૂળ કરતાં પણ ગુજરાતી રૂપાંતર કવિએ વધારે સરસ બનાવ્યું છે.

પરિભ્રમણ ખૂબ ખૂબ થયું. હવે આપણા દેશ તરફ પાછા વળવાનો સમય થયો ગણાય. વચ્ચે ઈરાન, અફઘાનિસ્તાન—પણ ના, ત્યાં આપણે રોકાવું નથી. એ લોકો તો હજી એમના શાહના વૈભવની વાતો સંભળાવવા માગે છે. ત્યાં રોકાઈને શું કરીએ? શાહોમાં આપણને રસ નથી.

એટલું યાદ હશે કે ઉપર જોયાં તે સહુ ગીતો જુદી જુદી ભાષાનાં હતાં. આપણે તો તેનાં અંગ્રેજી ભાષાંતરો વાંચ્યાં. તેથી બહુ તો તેના વિચારો આપણે સમજી શકીએ. પણ પ્રજાના હૃદયને અસર કરતા તેના રાગો, તેની સુરાવટ — એની આપણને સમજ પડે તેમ નથી. આપણા દેશની વાત કરીએ ત્યાં ભૂમિકા બદલાઈ જાય છે. આપણાં ગીતોમાં તો ભાવના ઉપરાંત હજારો કંઠ તે સરલતાથી ઝીલી શકે એવો તેનો લય છે કે નહિ તે પણ આપણે જોવું રહ્યું. પ્રજાના હૃદયની આકાંક્ષાઓને વ્યક્ત કરતી સબળ ભાષા અને પ્રાંતપ્રાંતના જુદી જુદી બોલી બોલનારા માણસો પણ રસપૂર્વક ઝીલી શકે તેવી વ્યાપક ઉદાર ભાવના તેમાં છે કે નહિ તે પણ આપણે તપાસવું પડે.

હિંદુસ્તાનનાં રાષ્ટ્રગીતો એમ જોતાં બીજા દેશોથી બહુ જુદાં પડી આવે છે. દુશ્મન સામે દ્વેષ, રોષના ઉછાળા એમાં નહિ જડે. પ્રજાને કમર કસવા કવિઓએ હાકલ પાડી હશે તો તે પણ કોઈ ઉદાત્ત આદર્શથી પ્રેરાઈને. માત્ર યુદ્ધના ઉન્માદ ખાતર નહિ. સ્વાતંત્ર્ય જોઈએ છે તે પણ માત્ર સુખી થવા માટે નહિ, પણ ગૌરવથી જીવી શકાય એટલા માટે, 'બહુજન હિતાય બહુજન સુખાય' એવી લોકકલ્યાણકારી મંગલ કામના માટે. ભારતવર્ષનું અફાટ ભૂમિતલ; હિમાલય જેવા તેના ઉત્તુંગ પહાડો; ગંગા, સિંધુ, બ્રહ્મપુત્રા જેવી તેની વત્સલ સરિતાઓ; અયોધ્યા, કાશી, મથુરા જેવી તેની પ્રાચીન નગરીઓ; ભીષ્મ, અર્જુન, કર્ણ જેવા મહારથીઓ; કૃષ્ણ અને બુદ્ધ જેવા પયગમ્બરો; વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ અને ભવભૂતિ જેવા પ્રતિભાશાળી કવિઓ—એ સર્વને આપણા કવિઓ ગીતોમાં ભારે મમતાથી સંભારે છે. અને પ્રાચીન ગૌરવને યાદ કરતાં કરતાં વર્તમાન દુર્દશા જોઈ કવિને દર્દ થાય છે; એ દર્દના સૂરો પણ ઘણાં ગીતોમાં સંભળાય છે. દુઃખલાંછિત ભારતલક્ષ્મીને નિહાળી દ્વિજેન્દ્રલાલ રોય ગાય છે:

તુમિ તો મા સેઈ, તુમિ તો મા સેઈ,
চিরজীবসী ধন্যা অયિ মা'!
આમરા શુધુઈ હોયેછિ મા હીન,
હારાયેછિ સબ વિભવ મહિમા!

દીનબંધુ એન્ડ્રૂઝ, શ્રીમતી એની બેસંટ વગેરેએ હિંદ વિશે અંગ્રેજીમાં કાવ્યો લખ્યાં છે. સરોજિની નાયડુએ પણ અંગ્રેજીમાં કાવ્યો લખ્યાં છે. પણ એ બધાંમાં ઊંચી જાતની કવિતા મને જણાઈ નથી. તેથી આટલો ઉલ્લેખ કરી અટકવું જોઈશે.

ગુજરાતી, ઉર્દૂ, હિન્દી, બંગાળી—ક્યાં ગીતો પહેલાં લેવાં? મરાઠી કવિતાથી-હું અજાણ્યો છું. કૉલેજમાં અભ્યાસ કરતી વખતે એક મહારાષ્ટ્રી મિત્ર સાથે એક સુંદર

કાવ્ય વાંચ્યાનું યાદ છે. વીર સાવરકરે આંદામાનથી પાછા આવતાં હતાં. હિન્દનો કિનારો જોઈ તેમને જે લાગણી થઈ તે અજબ પ્રેમથી તેમણે કાવ્યમાં વહાવી છે. પણ એ સિવાય મેં મરાઠી ભાષાનાં કાવ્યો વાંચ્યાં નથી. એવું જ દેશની અન્ય ભાષાઓ માટે. ઉપેક્ષાવૃત્તિ નહિ પણ અભ્યાસ માટે સમય અને સાધનોનો અભાવ—એ જ અહીં કારણભૂત છે. આટલો ખુલાસો આવશ્યક હતો. હવે આગળ ચાલીએ.

ગુજરાતમાં ઘણા કવિઓએ રાષ્ટ્રપ્રેમનાં ગીતો લખ્યાં છે. 'જય જય ગરવી ગુજરાત' કહીને નર્મદ ગાન લલકારે છે. 'ધન્ય જ પુણ્ય પ્રદેશ'ના ગાનારા કવિ ન્હાનાલાલનું ગીત 'મારા કેસરભીના કંથ હો! સીધાવો જી રણવાટ'—યાદ આવે છે. શ્રી. ખબરદારે ઘણાં ગીતો લખ્યાં છે, તેમાં ઘણાં નકામાં પણ છે. છતાં 'અમે ભારતભૂમિના પુત્રો'વાળું 'અમે હિંદી હિંદી હિંદી, આ હિંદ અમારો દેશ' એ જુસ્સાવાળું છે. લલિતજીની એક પંક્તિ 'જય મંગલ પ્રિય જન્મભૂમિનું મંગલ ગાઈએ' સાંભરે છે. એ એક જ પંક્તિ સારી છે. હરિલાલ ધ્રુવે થોડાં વીરરસનાં ગીતો આપ્યાં છે. અને નવા કવિઓમાં ચંદ્રવદન કે ઉમાશંકરે ગુજરાત વિશે ગીતો લખ્યાં છે: 'મળતાં મળી ગઈ મોંઘેરી ગુજરાત' વગેરે. પણ આ બધાંમાં કાંઈક ખૂટે છે. એ પ્રાંતપ્રેમનાં કાવ્યો છે. ઘણાંખરાં ગીતો ગુજરાત પૂરતાં મર્યાદિત છે. આખા ભારતવર્ષ પર આમાંના ઘણાખરા કવિઓએ નજર નાખી નથી. અને જનસમૂહના કંઠને અનુકૂળ થવા માટે ગેય ઢાળ, જે સરલ છતાં પ્રાણવાન હોવો જોઈએ, તે આપણા ઉપરનાં ગુજરાતી ગીતોમાં નથી. જો શ્રી ઝવેરચંદ મેઘાણીએ સિંધુડાના સૂરો ન લલકાર્યા હોત તો આપણે દેશને શો જવાબ દેત? સદ્ભાગ્યે એ બુલંદ અવાજવાળા શાયરે રાષ્ટ્રપ્રેમનાં મનોહર ગીતો રચ્યાં છે. બારડોલીમાં આરંભાયેલી રાષ્ટ્રની નવી લડતનો ઉલ્લાસ, જુઓ તો, એ કેવી ખૂબીથી ઝીલે છે:

'આથમી વનરાઈમાં દીપક ક્યાં ચેતાય?'

અને 'વતનો ધૂપે ધમધમ દિગંતે ચડે', 'ગુર્જરી તારે ઘરઘરે ગહેકે મયૂરો મરણનાં' જેવી પંક્તિઓમાં કાઠિયાવાડી ખમીર ઉમેરાતાં ભાષા કેવી પ્રબળ અને તેજસ્વી બને છે! અહિંસાની ભાવના ભજનના ઢાળમાં કવિ કેવી છટાથી ઉતારે છે એ જોવા તેમનું 'પણ રે બોલે ને એરણ સાંભળે હો જી' એ ગીત જુઓ. પણ સર્વને એ ગીતો પરિચિત છે. બધાના ઉલ્લેખની યે જરૂર નથી. ત્રિરંગીધ્વજ વિશે મેઘાણીએ જે 'તારે ક્યારે કૈંક ફુલારે દિલનાં શોણિત પાયાં' કરીને કાવ્ય લખ્યું છે તે અદ્ભુત કૃતિ છે.

'Oh! say, does that star-spangled banner yet wave,
Over the land of the free, and the home of the brave?

અમેરિકાના ધ્વજ વિશે ત્યાંના Francis Scott Keyનાં રચેલાં એ ગીતમાં જે પ્રેમ નીતરતો દેખાય છે તેવો જ સભર સ્નેહ. મેઘાણીએ પોતાના રાષ્ટ્રધ્વજ માટે આ કાવ્યમાં રેલાવ્યો છે. હિંદના રાષ્ટ્રધ્વજ પર રેંટિયાનું ચિહ્ન—બીજા દેશોના ધ્વજોથી એ કેવો જુદો પડી આવે છે:

તારે મસ્તક નવ મંડાઈ ગરુડ તણી મગરૂરી,
તારે ભાલ નથી આલેખ્યાં સમશિર ખંજર છરી;
રૂડાં, દીન કબૂતર શી
ફરે ધ્વજ રેંટિયો રમતો.

એના ત્રણે રંગોનો જુઓ આ અર્થ:

નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખલડી;
અરુણ તણે કેસરિયે આંજન બીજી મીટ મદીલી;
ઝંડા! શશીરેરે સીંચ્યાં
ત્રિલોચન! ધવલ આંખ ત્રીજી.

કવિને પૂરેપૂરી શ્રદ્ધા છે કે ભલે આજે નાનાં નાનાં દેશી રાજ્યો પોતાની જાત-જાતની ઝંડીઓ ફરકાવે, અંતે તો એક અને અવિભાજ્ય એવા આ ભારતવર્ષનો રાષ્ટ્રધ્વજ ત્રિરંગી ઝંડો જ થવાનો છે.

ઝંડા! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલી શિર ધરશે.

રાષ્ટ્રધ્વજ વિશે એક આવું જ સુંદર હિંદી ગીત એકવાર 'મુંબઈ સમાચાર'માં પ્રગટ થયું હતું. કાકા કાલેલકરે સહુને એ યાદ કરવાની ભલામણ કરી હતી. ગીત અહીં ઉતારવા જેવું હતું. પણ ઘણું શોધ્યા છતાં આજ તે જડતું નથી અને તેની પંક્તિઓ પૂરી યાદ નથી એટલે નિરુપાયે તેને જતું કરવું પડે છે.

હિંદી ગીતો જોઈએ તો ઘણી પંક્તિઓ લોકોમાં પ્રચલિત થઈ ગઈ છે. કવિ બિસ્મિલની પંક્તિ 'સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમેં હય,' કે માધવની 'જગબિચ સ્વર્ગ હમારા દેશ' અથવા ઇન્દ્રનું રચેલું, 'ઐ માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં' વગેરે જાણીતાં છે. શ્રી દ્વિવેદી, સિયારામ-શરણ ગુપ્ત, મૈથિલીશરણ ગુપ્ત વગેરેનાં કાવ્યો ઘણાં ગવાય છે. પણ તે ગીતોથી તૃપ્તિ થતી નથી, રસાત્માની તરસ છીપતી નથી. આખ્ખા હિંદમાં ગવાતું 'ઝંડા ઊંચા રહે હમારા'વાળું ગીત પણ બે કડી પછી ફિક્કું બની જાય છે. ઉર્દૂ કાવ્યોમાં જોમ હોય છે, ઉત્સાહ હોય છે, પણ અટપટી ભાષાને લીધે, તેનો બહુ પરિચય થતો નથી. 'મેરા વતન વોહી હય'ના ગાનારા કવિ ઇકબાલનું પેલું સુવિખ્યાત કાવ્ય જોઈએ:

સારે જહાંસે અચ્છા હિન્દુસ્તાં હમારા,
હમ બુલબુલ હંય ઇસકી વોહ ગુલિસ્તાં હમારા.

અય આબે રૂદે ગંગા! વોહ દિન હંય યાદ તુજ કો,
ઉતરા તેરે કિનારે જબ કારવાં હમારા.

હિંદુ-મુસલમાન-ઐક્ય અને ભારતીય સંસ્કૃતિની સજીવતા પર આ કવિએ સારો ભાર મૂક્યો છે:

મઝહબ નહિ સિખાતા આપસમેં બેર રખના,
હિંદી હય હમ, વતન હય હિન્દુસ્તાં હમારા.
યુનાનો મિસરો રૂમા સબ મિટ ગયે જહાંસે
અબતક મગર હય બાકી નામોનિશાં હમારા.

આ ગીતનું મીનુ મસાણીએ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે. એમ તો 'વંદે માતરમ્'નું શ્રી અરવિંદ ઘોષે અંગ્રેજી કર્યું છે અને 'જનમનગણ'નું રવીન્દ્રનાથે '*O Dispenser of India's Destiny*' કરીને ભાષાંતર કર્યું છે. છતાં એ અંગ્રેજી અનુવાદો જોઈ મૂળ ગીતોની ખૂબીની કલ્પના કરવી પણ અશક્ય છે.

સુફલામ્, સુજલામ્, મલયજશીતલામ્'
શસ્યશ્યામલામ્ માતરમ્-વંદે માતરમ્

શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્, વરદામ્, માતરમ્—વંદે માતરમ્.

Mother, I bow to thee!
Rich with thy hurrying streams,
Bright with thy orchard gleams,
Cool with thy winds of delight....

પણ રહેવા દો. મૂળનો ભાવ અંગ્રેજીમાં ઝીલવો કેટલો મુશ્કેલ છે! શ્રી અરવિંદ જેવા સમર્થ કલમનવેશ હોય તો પણ શું! એ ન જ ઝીલાય. બંકિમબાબુએ લખેલું આ ગીત આપણું રાષ્ટ્રગીત થવાનું છે, એમાં મને જરાય શંકા નથી. જે ભાઈઓ તેનો વિરોધ કરે છે તે વિચાર વગર વિરોધ કરે છે. ઘણી તો ગીત સામે નહિ, અમુક પક્ષ સામે તેમને વાંધો હોય છે. આ ગીત ગાવા આપણી પ્રજાએ જે લાઠીમાર ખાધા છે, જે ગોળીઓ ઝીલી છે, જે વેદના સહન કરી છે તે જગતના ઇતિહાસમાં અપૂર્વ કહી શકાય. કોઈ પણ દેશના લોકોએ એક ગીત માટે આટલું સહન કર્યું નથી. હવે એ ગીત જનતાના હૃદય સુધી પહોંચી ગયું છે. જાગ્રત ભારતની આકાંક્ષાના પ્રતીક સમું એ બન્યું છે. એની સામેનો વિરોધ હવે જલદી બંધ થાય એમાં જ ડહાપણ છે.

બંગાળીમાં દ્વિજેન્દ્રલાલ રોય, ગોવિંદચંદ્ર, સત્યેન્દ્ર દત્ત, અતુલપ્રસાદ સેન વગેરેનાં ગીતો લોકપ્રિય થયેલાં છે. પણ આપણે રવીન્દ્રનાથનાં ભેગણુ ગીતોને બધી જગ્યા આપવી પડશે. આ માનું ગીત પહેલું લઈએ:

અયિ ભુવનમનોમોહિનિ!
અયિ નિર્મલ સૂર્ય-કરોજ્જ્વલ ધરણિ!
જનક – જનની – જનનિ!
નીલ સિંધુજલ-ધૌત ચરણતલ,
અનિલ વિકમ્પિત શ્યામલ-અંચલ,
અંબર-ચુંબિત ભાલ હિમાચલ
શુભ્ર-તુષાર-કિરીટિનિ!
પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને
પ્રથમ સામરવ તવ તપોવને
પ્રથમ પ્રચારિત તવ વનભવને
જ્ઞાનધર્મ કત પુણ્યકાહિની!
ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,
દેશવિદેશે વિતરિછ અન્ન,
જાહ્નવી-જમુના-વિગલિત કરુણા
પુણ્ય-પીયૂષ-સ્તન્યવાહિની! અયિ ભુવનમનો૦

ઉદાત્ત દર્શન, ગંભીર ભાષા, હૃદયંગમ સૂર અને ઊંડો સ્વદેશપ્રેમ એ સર્વનું કેવું અજબ રસાયન રવીન્દ્રનાથના કાવ્યમાં ભેગું થાય છે! હરિપુરા મહાસભાનું એક દશ્ય યાદ આવે છે. ૭ લાખ જેટલા માણસોની વિરાટ સભા મળી હતી. પાછળ સૂર્યાસ્ત;

ચોગાન પાછળ ઝાડોની ઘટા; શીતરતુ ધુમ્મસ: અને રવીન્દ્રનાથનું 'જનગણ મન અધિનાયક જય હે! ભારતભાગ્ય વિધાતા' એ પ્રલંબ રાગે ગવાતું ગીત શરૂ થયું. સૂરના આરોહઅવરોહ સાથે જનમેદનીનાં હૃદય પણ હિલ્લોળે ચડ્યાં.

'ઘોર તિમિર ઘન નિબિડ નિશિથે પીડિત મૂર્છિત દેશે'

એક જ પંક્તિમાં દેશની ભયાનક નિર્બળતા પ્રત્યક્ષ થઈ. અને આવતી ક્રાન્તિનો ભૈરવ શંખ બીજી પંક્તિમાં ગાજી ઊઠ્યો:

'હે ચિરસારથિ! તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રી
દારુણ વિપ્લવ માઝે, તવ શંખધ્વનિ બાજે
સંકટદુઃખત્રાતા.'

અને સ્વતંત્રતાનું પ્રભાત અહીં ઊગશે એ ધન્ય ભાવિ આવી સુંદર રીતે રવીન્દ્રનાથ સિવાય કોણ ગાય? આખું વાતાવરણ કેવું બદલાઈ જાય છે!

"રાત્રિ પ્રભાતિલ, ઉદિલ રવિચ્છવિ પૂર્વ ઉદયગિરિભાલે,
ગાહે વિહંગમ, પૂણ્ય સમીરણ નવજીવનરસ ઢાલે.
તવ કરુણારુણ રાગે, નિદ્રિત ભારત જાગે
તવ ચરણે નતમાથા;
જય જય જય હે જય રાજેશ્વર! ભારતભાગ્યવિધાતા!"

આ ગીતમાં શી પ્રચંડ શક્તિ ભરી છે તેનું, હજારો કંઠમાંથી તે એક સાથે ગવાય ત્યારે, ભાન થાય છે.

દર જાન્યુઆરીની ૨૬મી તારીખે દેશમાં સ્વાતંત્ર્ય દિન ઊજવાય છે. ત્યારે જવાહરલાલજીએ ઘડેલો પ્રતિજ્ઞાપત્ર આખા હિંદમાં વંચાય છે. તેની સાથે રવીન્દ્રનાથનું આ એક બીજું ગીત ગાવા જેવું છે:

નવ વત્સરેર કરિલામ પણ, લોબો સ્વદેશેર દીક્ષા;
તવ આશ્રમે, તોમાર ચરણે, હે ભારત લોબો શિક્ષા.
પરેર ભૂષણ, પરેર વસન, ત્યાગિબો આજ પરેર અશન,
જદિ હોઇ દીન, ના હોઇબો હીન, છાડિબો પરેર ભિક્ષા—નવ વત્સરેર૦

આખું ગીત ઉતારવા જેટલી તો જગ્યા નથી. આ છેલ્લી કડી:

તોમાર ધર્મ, તોમાર કર્મ, તવ મંત્રેર ગભીર મર્મ,
લોઇબો તુલિયા, સકલ ભૂલિયા, છાડિયા પરેર ભિક્ષા—નવ વત્સરેર૦

સમસ્ત જગતને જેમાં રવીન્દ્રનાથે એમની ધીરગંભીર વાણીમાં ભારતવર્ષનો ઉદાત્ત સંદેશ સંભળાવ્યો છે એ એક ગીત જોઈને આપણે બંગાળી ગીતોની વિદાય લઈએ:

હે મોર ચિત્ત, પૂણ્ય તીર્થે
જાગો રે ધીરે—
એઈ ભારતેર મહામાનવેર
સાગર-તીરે.
હેથાય દાંડાયે દુબાહુ બાડાયે
નમિ નર દેવતારે,
ઉદાર છંદે પરમાનંદે
વંદન કરિ તારે.

કેહ નાહિ જાને કાર આહ્વાને
કતો માનુષેર ધારા,
દુર્વાર સ્રોતે એલો કોथા હોતે
સમુદ્રે હોલો હારા;
હેથાય આર્ય, હેથા અનાર્ય
હેથાય દ્રાવિડ, ચીન—

ધ્યાનગંભીર એઈ જે ભૂધર,
નદીજપમાલાધૃત પ્રાન્તર,
હેથાય નિત્ય હેરો પવિત્ર
ધરિત્રીરે;
એઈ ભારતેર મહામાનવેર
સાગરતીરે. (૧)

શક-હૂનદલ પાઠાન મોગલ
એક દેહે હોલો લીન;
પશ્ચિમે આજિ ખુલિયાછે દ્વાર
સેથા હોતે સબે આને ઉપહાર,
દિબે આર નિબે, મિલાબે મિલિબે
જાબે ના ફિરે—એઈ ભારતેર. (૨)

દેશદેશના લોકો ભલે આવે. આ અતિથિવત્સલ હિન્દ કોઈનો અનાદર ન કરે. સહુના સંસ્કાર એ તો ઝીલીને પોતાના કરવા તત્પર છે.

રણધારા વાહિ જયગાન ગાહિ
ઉન્માદ કલરવે
ભેદિ મરુપથ ગિરિપર્વત
જારા એસેછિલો સબે,
તારા મોર માઝે સબાઈ બિરાજે
કેહ નોહે નોહે દૂર,
આમાર શોણિતે રોયેછે ધ્વનિતે
તારિ બિચિત્ર સુર.
હે રુદ્રવીણા, બાજો, બાજો, બાજો,
ઘૃણા કરિ દૂરે આછે જારા આજો,
બંધ નાશિબે, તારાઓ આસિબે
દાંડાબે ઘિરે—
એઈ ભારતેર મહામાનવેર
સાગરતીરે. (૩)

હેથા એકદિન વિરામવિહીન
મહા ઓંકારધ્વનિ,
હૃદયતંત્રે એકેર મંત્રે
ઉઠેછિલો રનરનિ.
તપસ્યાબલે એકેર અનલે
બહુરે આહુતિ દિયા,
વિભેદ ભુલિલ, જાગાયે તુલિલ
એકટિ વિરાટ હિયા;
સેઈ સાધનાર સે આરાધનાર
યજ્ઞશાલાય ખોલા આજિ દ્વાર,
હેથાય સબારે હોબે મિલિબારે
આનતશિરે.—
એઈ ભારતેર મહામાનવેર
સાગરતીરે. (૪)

એ જ ભારતની વર્તમાન પરિસ્થિતિ જુઓ. સમસ્ત દેશની વેદના સાથે કવિનો આત્મા કેવો એકરૂપ બની જાય છે! પણ સબૂર! રવીન્દ્રનાથનું ગાન ચાલતું હોય ત્યાં વચ્ચે બોલાય નહિ. અંતે જ બધું વિવરણ કરાય, જો કરવું હોય તો. પહેલાં તો ગાન જ સાંભળવા દો:

સેઈ હોમાનલે હેરો આજિ જ્વલે
દુઃખેર રક્ત શિખા,
હોબે તા સહિતે મર્મે દહિતે
આછે સે ભાગ્યે લિખા:
એ દુઃખવહન કરો મોર મન
શોનરે એકેર ડાક
જતો લાજભય કરો કરો જય
અપમાન દૂરે જાક;
દુઃસહ વ્યથા હોયે અવસાન
જન્મ લભિબે કિ વિશાલ પ્રાણ,
પોહાય રજની, જાગિછે જનની
વિપુલ નીડે,
એઈ ભારતેર મહામાનવેર
સાગરતીરે. (૫)

એસો હે આર્ય, એસો અનાર્ય,
હિન્દુ મુસલમાન;
એસો એસો આજ તુમિ ઇંરાજ
એસો એસો ખ્રિસ્તાન;
એસો બ્રાહ્મણ, શુચિ કરિ મન
ધરો હાત સબાકાર,
એસો હે પતિત, કરો અપનીત
સબ અપમાનભાર,
માર અભિષેકે એસો એસો ત્વરા
મંગલઘટ હોયનિ જે ભરા,
સબાર પરશે પવિત્રકરા,
તીર્થનીરે,
એઈ ભારતેર મહામાનવેર
સાગરતીરે. (૬)

કલકત્તા કોંગ્રેસની ઉત્તુંગ વ્યાસપીઠ પરથી કવિ ઊભા ઊભા ગાય છે. એમના ઊંચા ભવ્ય દેહ પર બદામી રંગનો જભ્ભો શોભે છે. માથે ફેઝ ટોપી પહેરી છે. ઉપરથી પ્રકાશનો ધોધ દડવાય છે અને કવિ કોઈ પયગમ્બર જેવા શોભી રહે છે. નીચે ઊંડે ઊંડે ગીતમુગ્ધ જનમેદની, પડછાયા જેવી અસ્પષ્ટ, દૃષ્ટિગોચર થાય છે. ગીત ગાતા રવીન્દ્રનાથનું સ્વ. ગગનેન્દ્રનાથ ટાગોરે આલેખેલું એ ચિત્ર જે એક વાર જુએ તે ભૂલી શકે તેમ નથી.

કવિવરનાં ગીતોએ ઘણી જગ્યા રોકી, ખરું? પણ જેણે હૃદયમાં આટઆટલી જગ્યા રોકી હોય તેને ના પણ કેમ કરીને કહેવાય?

સર સર્વપલ્લી રાધાકૃષ્ણે સાચું જ કહ્યું છે કે ભારતવર્ષનો નાશ નહિ થાય. આપણો દેશ અદ્ભુત છે. કેટકેટલા સંસ્કારોનું અહીં સંમિશ્રણ થયું છે! છતાંય ભારતીય સંસ્કૃતિ સર્વનો સમન્વય કરીને કેમ સજીવ ટકી રહી છે! આપણાં ગીતોમાં યુદ્ધનો ઉન્માદ નથી. આપણા કવિઓ શત્રુઓને ગાળો દેવામાં દેશભક્તિ માનતા નથી. એવા દ્વેષ પર આપણે રાષ્ટ્રપ્રેમની ઇમારત નથી ચણી. તીખી સળગતી ભાષા, કારમા કટાક્ષો કે શબ્દોના ઉછાળા હિન્દનાં રાષ્ટ્રપ્રેમનાં ગીતોમાં નથી. ભારતવર્ષના નિઃસીમ વિસ્તારસમું વિશાળ ઉદાર દર્શન, એનાં નીલ મુક્ત આકાશ જેવો ગંભીર પ્રેમ એનાં ગીતોમાં છલકે છે. વિચાર થાય છે કે બીજું તો કંઈ નહિ પણ આવી પ્રજા સ્વતંત્ર હોય! કેવડો મોટો આ દેશ છે! આખું જર્મની તો એક બંગાળમાં સમાઈ જાય. ફ્રાન્સ જેવડું તો નિઝામનું રાજ્ય છે. ઇંગ્લંડ કરતાં તો રજપુતાનાનું રણ વધારે વિશાળ છે! પ્રજાના માણસો જ આ દેશની વ્યવસ્થા કરતા હોય! અહીં કેટકેટલું ધનધાન્ય પાકે છે! ઋતુએ ઋતુ કેટલું સૌંદર્ય ઠાલવે છે! હજી કેટલી પારાવાર ખનિજ સંપત્તિ ભૂગર્ભમાં દટાયેલી પડી છે! હિન્દના ઉદ્યોગોનો વિકાસ થાય, પરાધીનતાનો બોજો ખસી જાય, તો હિન્દ કેવું બને! ચાળીસ કરોડ માણસો શસ્ત્રસજ્જ બને ત્યારે કેવાં સૈન્યો ઊભાં થાય! હિન્દનાં વહાણો હિન્દના સમુદ્રો પર વિહરતાં હોય; હિન્દનાં વિમાનો—અહો! કેટલી શક્તિ રૂંધાયેલી પડી છે!

જાગ્રત ભારતની પ્રચંડ શક્તિનું બંકિમબાબુએ તો પહેલેથી ધ્યાન આપ્યું છેઃ

ત્રિંશત્ કોટિ-કંઠ-કલકલ-નિનાદ-કરાલે!
દ્વિત્રિંશત્ કોટિ ભુજૈ ધૃતિ-ખર-કરવાલે!
કે બોલે તુમિ મા અબલે?
બહુબલધારિણીં, નમામિ તારિણીં
રિપુદલવારિણીં માતરમ્—વંદે માતરમ્.

આજે જગત પલટાય છે. અપાર વેદના વચ્ચેથી નવયુગનું સૃજન થાય છે. દેશદેશના લોક જાગે છે. દૂરથી સાદ આવે છેઃ

Forward! the day is breaking,
Earth shall be dark no more,
Millions of men are waking
On every sea and shore.

રશિયામાંથી એક કવિ પોકાર કરે છે: '*Arise! ye wretched of all regions!*' અને Connell વળી લાલ વાવટો ફરકાવતો ગાય છેઃ

"Then raise the scarlet standard high!
Within its shades we live or die."

માણસના હૃદયમાં આઝાદીનો અવાજ – Scraph voice of Liberty ગર્જી ઊઠે છે; અને જગતભરના પીડિતો એક અવાજે પોતાનો નિશ્ચય જાહેર કરે છે:

" We come our country's right to save."

લડત બહુ આકરી લડવી પડશે; તેથી શું ? E. Nesbit તો જવાબ આપે છે:

And the harder the way and the hotter the day,
The greater the glory in fighting, we say;
Though long be the night, the day will be bright,
When the sun of our Freedom rises in its might.

એવી લડત લડતાં મરવું પડે તો ય શું ! એવું મરણ એ તો જીવનનો મહોત્સવ છે:

Such cannot die; they vanquish time,
And fill the world with glowing light,
Making the human life sublime
With memories of their sacred might. (Malcolm Quin)

નવી દુનિયા સર્જવી છે. એકેએક સ્ત્રીપુરુષે એમાં સાથ આપવો પડશે. ભાડૂતી સૈનિકોથી ત્યાં કામ ન થાય. હેવલૉક એલિસ કહી ગયા છે તેમ :—

Still brave deeds and kind are needed,
Noble thoughts and feelings fair;
Ye too must be strong and suffer,
Ye too have to do and dare.

અત્યારે ભલે એક ઘોર લડાઈ લડવી પડે. સ્વતંત્રતા અને શાંતિ અંતે આવવાનાં છે. બધી વેદનાને અંતે માનવીના સુખનો સૂર્યોદય થશે. જંગલનો કાયદો નાશ પામશે, ફરી ન્યાય પ્રગટશે; વેરઝેર નાબૂદ થશે, માનવસ્વભાવ પર વિશ્વાસ રાખીને એટલી આશા આપણે રાખી શકીએ. J. A. Symondsના એક આશાના સંદેશ સાથે આજની વાત પૂરી કરીએ:

Nation with nation, land with land,
Unarmed shall live as comrades free;
In every heart and brain shall throb
The pulse of one fraternity.
New arts shall bloom of loftier mould,
And mightier music thrill the skies,
And every life shall be a song,
When all earth is paradise.

# ગાતા વીર

પન્નાલાલ પટેલ

રૂપાંની માએ પૂછ્યું, સહિયરોએ પૂછ્યું, ગામના જુવાનોએ પૂછ્યું અને વૃદ્ધોએ પણ પૂછ્યું : 'રૂપાં! કહે તો ખરી—શા માટે તને સાસરે નથી ગોઠતું? તારો ધણી જુવાન છે, રૂપાળો ય છે; ગામનો સુખી છે, કરતોકારવતો છે; ગામમાં તને માન પાન છે; નથી કોઈ ઘરમાં નાનુંમોટું કે નથી ખાવાપીવાની અગવડતા; તો ય—કે તો ખરી!—આજકાલ કરતાં આણું કરાવ્યે બે વર્ષ થયાં તો ય તને સાસરીમાં કેમ નથી ગોઠતું—ને વળી વળીને પિયરમાં કેમ નાસી આવે છે!—આદમી તને મારતો નથી—ઊંચે શ્વાસે પણ બોલતો નથી. ત્યારે તને દુઃખ શું છે!'

પણ રૂપાં તો આ સવાલો સાંભળતાં હસતી હોય તો ય રડવા માંડતી—ડૂસકે ડૂસકે રડતી.

સરખાસરખી સહિયરોએ એને પેટમાં લેતાં પૂછ્યું : 'તારા આદમીમાં કાંઈ ખોડખાંપણ?'

આનો જવાબ પણ રૂપાં ડોકું હલાવીને નકારમાં આપતી. અને હંમેશનો સવાલ ઊભો ને ઊભો જ રહેતો : 'ત્યારે તને દુઃખ શું છે?'

રૂપાં માટે આખા ગામનો જીવ બળતો. વૃદ્ધો એના ડહાપણ ઉપર એની ચાલચલગત ઉપર મુગ્ધ હતા. એના સાસરે જતાં પહેલાં તો પોતાનાં બાળકોને રૂપાંનો દાખલો આપતાં કહેતા : 'છોકરી તો એનું નામ. જોજો તો ખરાં! એક નહિ પણ બે ય કુળ 'તારશે.' પણ આજે એમની માન્યતા ખોટી પડતી લાગતી હતી. એમને બીક હતી: 'રૂપાં એક દિવસ અમારા શબ્દો કાં તો પાછા ગળાવશે! ઘર નહિ બાંધે!'

ગામના જુવાનોને મન પણ રૂપાં એક આદર્શ હતી. સૌ કોઈ સાથે એ હસતી મશ્કરી કરતી પરંતુ એની આંખોમાં બહેનનો જ પ્રેમ નીતરતો. ગાણું ગાતાં એના સુરીલા કંઠની જાદુભરી હલક, એના ઊપડતા પગ, નીચે નમી તાળી પાડતી વખત કમરની એ લચક, વગેરે ઘણાને મુગ્ધ કરતી. કોઈ કોઈની હિંસક વૃત્તિ ઉશ્કેરાતી પરંતુ રૂપાંને સામે વાત કરતી જોઈને જ લોલુપતા જાણે ઓગળી જતી : જીભે આવેલી કોઈ ગંદી માગણી હોઠમાં જ સુકાઈ જતી.

અને તે એટલી હદે કે એ જુવાનો અંદર અંદર પણ રૂપાં પ્રત્યેની રૂપલાલસા વ્યક્ત નહતા કરી શકતા. સૌ કોઈને—એકને બીજાનો ડર લાગ્યા કરતો : 'ફટ ભૂંડા! તારી દાનત બગડી બગડી ને રૂપાં ઉપર બગડી! ગામમાં બીજું કોઈ નથી!'

ગામની જુવાન છોકરીઓ—સરખાસરખી સહિયરો પણ એમની કોઈ ગુપ્ત વાતો—કોઈનાથી લાગેલી માયા વિશે રૂપાં આગળ વાત કરવાની હિંમત નહતાં કરી શકતાં અને કોઈ કરતું તો રૂપાં એને કહેતી : 'મેર મૂરખી! એ તો આ બે દન — સાસરે નથી ગઈ ત્યાં સુધીની માયા! પૂછી જોજે એને—કહીએ ઘરનું બૈરું કરીને રાખવા રાજી છે! ને માબાપનો ડર કે પરગોતરની પંચાત દેખાડે તો કહેજે કહીએ ચાલ નાસી જઈએ'—અને

પેલાને, 'એવું તે કોણ કરતું હશે!' એમ જવાબ આપતી જોઈ રૂપાં રીસ કરીને કહેતી: "ત્યારે એના કરતાં આપણો આદમી શું ખોટો? મારશે પીટશે તોય અંતે તો એ જ પાછો હાથ ફેરવશે.'—એટલે હવે તો કોઈ એને આવી વાત જ નહતું કરતું.

પણ એ જ રૂપાં સાસરે જતાં રોતી—અઠવાડિયામાં પાછી નાસી આવતી ત્યારે સૌ કોઈ વિચારમાં પડી જતાં. રૂપાં પાસેથી 'ન ગોઠવાનું' કંઈ કારણ ન મળતાં અંદર અંદર પૂછવા લાગતાં: 'અમે ભાઈ! ગામમાં કોઈનાથી એનો જીવ તો નથી મળી ગયો?' પરંતુ આ સવાલ તો પૂછવા ખાતર જ પૂછાતો હતો. બાકી જો એવું હોય તો બધું જ ઢાંક્યું રહે પણ આવી વાત તે ગામથી—ગામનાં જુવાનિયાંથી ઢાંકી રહે ખરી?

કોઈને કશું કારણ જ નહતું જડતું. રૂપાંને પૂછીને ઘણા ઘણા થાક્યા પરંતુ એણે પણ કશું જ કારણ ન આપ્યું. એ તો ફક્ત એટલું જ કહેતી: 'મને ત્યાં નથી ગોઠતું!'

'પણ એનું કારણ? ગામ નથી ગોઠતું કે તારો આદમી?'

'બધું ય' કહેતીકને રૂપાં રીસ કરી ઊઠી જતી.

રૂપાંને સાસરીમાં ન ગોઠવાનું કારણ ખૂદ રૂપાંને જ બરાબર નહતું સમજાતું. અને જે કંઈ સમજાતું હતું એ એવું તો હાસ્યાસ્પદ હતું કે એ કોઈને કહેવાની હિંમત પણ નહોતી કરી શકતી. કંઈક વાર તહેવાર, દીવા વાજન કે ગરબા—આમ ગાવા નાચવાના તહેવાર આવવાના હોય એના બે દિવસ આગળથી એનો જીવ ઘરમાંથી ઊડી જતો, પિયરમાં નાસી આવતી અને ગાતી નાચતી ત્યારે જ એના જીવને કરાર વળતો.

પણ એને આમ ફિસ્શોથ કરતી જોઈને હવે તો લોકોનો જીવ પણ બળવા માંડ્યો હતો: 'કાં તો કાલ એનો ધણી આવશે ને બિચારીને તેડી લઈ જશે!'

ખરું પૂછો તો આમાં ભૂલ તો બ્રહ્માની જ હતી. વસંતની કોઈ સાંજે સુરાપાન કરીને બેઠેલા બ્રહ્માએ રૂપાંને ઘડવાનું કામ હાથમાં લીધું હશે. એક બાજુ ગંધર્વોને ત્યાં થતાં નાચગાનના અવાજ આવતા હશે, બીજી બાજુ વૃંદાવનમાંથી વેણુના સૂર સંભળાતા હશે. ઈન્દ્રને ત્યાં નાચતી ઉર્વશીના ઝાંઝરનો ઝમકાર પણ આછો આછો સંભળાતો હોવો જોઈએ; અને સુરાના આછાઘેરા નશા સાથે આ બધા વાતાવરણમાં મસ્ત થએલા બ્રહ્મા રૂપાંને ઘડે જતા હશે.—એમને શી ખબર કે ફૂલમાં જેમ વાસ એકરૂપ થઈ જાય છે એમ રૂપાંનાં હાડમાંસમાં આ આસપાસના માદક વાતાવરણનો પટ પણ ઊતરશે?

તેથી જ તો રૂપાંને એના ચાર ઘરના ગામવાળા સાસરીમાં ન હતું ફાવતું. ખેતરોમાં જતી ત્યારે દૂરને સિમાડે સંભળાતા પાવા કે વાંસળીના સૂર એને મુગ્ધ કરી નાખતા. ઘાસનો દસ્તો હાથમાં જ રહી જતો. ગામને ગોંદરે થઈને જતાં મેળાનાં શોખીનોને જોઈ ભલે બેઉ ય એ એમની પીઠને તાકી રહેતી. અને ગરબાના દિવસોમાં તો એ પિયર ગયા વગર રહી જ ન હતી શકતી. કારણ કે ગામમાં ન કોઈ ગીતનું ગાનાર મળે—માતાં તે પણ ઘરડાં થાણાં—કે ન એને ગાવાનો ઉમંગ થાય એવું વાતાવરણ સાંપડતું! તે સિવાય પોતાના ગામમાં અવારનવાર સાંભળવા મળતી મૃદંગ કે એકતારાનાં ભજનના લાંબા ઢાળ—કશું જ અહીં ન હતું સંભળાતું. જાણે કોઈ રેશવરે ઉતારી પાડી!—રૂપાં ખેતરમાં ય રડી પડતી—એને કંઈક એવું દર્દ થતું જે એનાથી વેઠ્યું વેઠાતું નહિ.

રૂપાં દિવાળી ઉપર પિયર આવી હતી. બેસતા વર્ષને બીજે જ દિવસ તેડું આવ્યું. દરેક વખતની પેઠે આજે પણ રૂપાં રડવા લાગી. માબાપ તો એને પૂછી પૂછીને થાકી ગયાં હતાં. એમણે ગામમાંથી પેલા—ગમે તેવાના પેટમાંથી વાત કઢાવે એ ગલાભાઈને બોલાવ્યા, કહ્યું: 'જરા રૂપાંને સમજાવીને પૂછી તો જુઓ ગલાભાઈ! એને એવું તે શું દુઃખ છે!'—

ગલાભાઈ રૂપાંને બોલાવીને ઘરની કોઢમાં પેઠા. રૂપાંની પીઠ પર હાથ ફેરવતાં બોલ્યાઃ 'જો રૂપાં! તું મને બાપ ગણે તોય, ને ભાઈ ગણે તોય હું તારાથી બહુ મોટો તો નથી જ—તે ગણે એ પણ મને તારા પેટની વાત કે'; જો તારું દુઃખ ભાંગવા જેવું હશે તો લે આ ગલાનું વચન છે જો ન ભાંગું તો. પણ તું મને પાપ છૂટી વાત કર!—સાસરીમાં તને શું દુઃખ છે!' અને વળી પાછા રૂપાંની પીઠ પર હાથ ફેરવવા લાગ્યા. 'કે', જોય! મારી દીકરી નહિ!'

રૂપાં પણ આ સવાલોથી હવે તો થાકી ગઈ હતી. વળી ગલાકાકા જેવા માણસ આગળ પાપછૂટી વાત કરવામાં કંઈ વાંધો પણ ન હતો. નીચું જોઈને બોલીઃ 'તમે પૂછો છો ગલાકાકા, પણ હું મારા દુઃખની વાત તમને શું કહું! જુઓ એને (પોતાના પતિને) નથી તો પાવા વગાડતાં આવડતા કે નથી કોઈ દન વાંસળી વગાડતો. ને ગાણું ગાતાં તો મેં એને કદી જોયો જ નથી! ગામમાં નથી કોઈ પખાજ વગાડતું—તો ભજન તો વળી ગાય જ કોણ?—મારું પીટયું: ગામમાં કોઈ દારૂ પીએ એવું ય નથી—તમે જ કો'! આવા મસાણ જેવા ગામમાં ફાવે તે શી રીતે!' કહેતાં રૂપાં રડી પડી. અને તે એટલી હદે કે તેડવા આવેલાં એનો ધણી અને બીજા બે જણ, રૂપાંનાં માબાપ અને આડોશી પાડોશી બધાંય ટોળે વળી ગયાં.

સૌ કોઈ ગલાકાકાને પૂછવા લાગ્યું: 'શું થયું ગલાભાઈ?'

'શું તે એનું કપાળ!' કહેતા ગલાકાકા ઊઠયા અને ખભે પછેડી નાખી ઘર તરફ જવાની તૈયારી કરતાં, રૂપાંનાં માબાપ અને એના ધણીને પણ કહ્યું: 'માનો ન માનો પણ કોક ડાકણે ગાતા વીર મેલ્યા છે, નહિ તો વળી ધણીને ગાતાં ન આવડે—ગામમાં કોઈ ન ગાય, એનું તે વળી દુઃખ ગણાતું હશે?' અને જતાં જતાં બે ડગ પાછાં ભરી ધીમેથી ઉમેર્યું: 'કોઈ ભૂવાને બોલાવીને દાણાપાણી ભાળી જુઓ! ને કડાકૂટ કરાવવા જેવી લાગે તો એય કરાવજો,' અને, 'આ તમને કેયું!' કહી ચાલતા થયા.

ટોળે વળેલાં લોક, જાણે ગલાકાકાએ કોઈ મહાન કોયડાનો ફેટ કેતાંકને ઉકેલ ન દેખાડયો હોય તેમ, એમની પીઠને ને પછીથી એકમેક તરફ તાકી રહ્યાં, જાણે કહેતાં ન હોય: 'મને ય વહેમ તો હતો જ પણ આપણને શી ખબર કે રાંડો (ડાકણો) આવા ગાતા વીર પણ મેલતી હશે!'

* * *

રૂપાંના ના કહેવા છતાંય બેત્રણ વાર કડાકૂટ કરાવી. એવામાં જ એને છોકરો ધાવણો થયો. રૂપાંએ 'હવે તો હું છોકરાની મા થઈ!' એ ખ્યાલે ઘર બાંધ્યું કે પછી ભૂવાના કહેવા પ્રમાણે પેલા ગાતા વીર ચડે બેસાડયા તેથી, એ તો એક ભગવાન જાણે પરંતુ લોકોને તો આ નવા દુઃખની ખાત્રી થઈ: 'દુનિયાંમાં હાળા ગાતા વીર પણ હોય છે ત્યારે તો!'

☆

# સ્વ૦ મહાદેવભાઈને

લલિત ચિ૦ ભટ્ટ

મૃત્યુ શું માર્ગ ભૂલ્યું કે મંદિરે આવીને ઊભું
મહાદેવ તણી ભિક્ષા માગવા અળખામણું ?!.

તમે મહાદેવ!
કુટીર છોડીને
બ્રહ્માંડના વિસ્તરતા ઉછંગે
વિરાજવા, મંદિર ઉરનાં મૂકી
સૂનાં, ગયા? લીન બની રહસ્યો
સૃષ્ટિ તણાં ને ઘન અંધકારે
ઉકેલવા, તાંડવનૃત્ય સર્જવા
કહો ગયા ઓ! મહાદેવ મોંઘા!

કરાલ ને કોમલના સમન્વય
બની રહેલા નવલા સમુદ્રે
ભરેલ જે અમૃત એકઠું કરી
પ્યાલી ભરી ચૈતનહીન હિંદે
જે છાંટતા તે ગમિયું નહીં શું?

નૈવેદ્ય સૌ જીવનશક્તિનું તમે
ધરી દીધું 'બુદ્ધ' તણા પદાંબુજે,
મહાન તો યે બની અલ્પ રાચ્યા
વિલોકી આત્મા તણું તેજ તાજું.
કાર્યે બની મગ્ન અખંડ રીતે
પૂર્યો તમે જીવનશક્તિસ્નેહ.

પુત્ર થૈ ગાંધીના જીવ્યા અંતે બાપ સમા બન્યા,
પ્રજાના ઓ મહાદેવ! નમું હું પાદપદ્મમાં.

☆

# આંતરરાષ્ટ્રીય વિજ્ઞાન

ન. મૂ. શાહ.

યુદ્ધ પછી જગતભરમાં કાયમી શાંતિ સ્થાપવી હોય, આજના વિનાશક સંહારમાંથી નવા પ્રકારનું સહકારી જીવન ઉપજાવવું હોય, તો વિજ્ઞાન અને પ્રગતિશીલ જ્ઞાનની અન્ય શાખાઓ જે હિસ્સો એ કાર્યની સિદ્ધિ પરત્વે આપશે તેની ઉપેક્ષા ન થવી જોઈએ. યુદ્ધો અને આર્થિક હરીફાઈઓ લાંબા યા ટૂંકા સમય માટે જુદી જુદી પ્રજાઓમાં વિચ્છેદ ઊભો કરે અને તેના ભિન્નભિન્ન એકમોમાં ભાગલા પાડે: પણ આ સ્થિતિ ક્ષણભંગુર રહેવાની—કોઈ દિવસ સંપૂર્ણતાએ પહોંચવાની નહિ. કારણ વિજ્ઞાન અને અન્ય વિદ્યાઓને લાગેવળગે છે ત્યાં સુધી દુનિયાના બુદ્ધિવાદીઓનું જીવન આંતરરાષ્ટ્રીય સંબંધોથી સંકળાયેલું રહેવાનું જ. અમુક વ્યક્તિની ઇચ્છા હોય યા નહિ પણ માનવસમાજ ન ભુંસાય એવી એકતાના તાણાવાણાથી વણાયેલ નમૂનો છે.

મનુષ્ય પ્રવૃત્તિનું એક પણ એવું ક્ષેત્ર નથી જેમાંથી ઉપરનું પ્રતિપાદન પુરવાર કરવા દૃષ્ટાંતો ન મળી શકે. દૂર પૂર્વના સમરાંગણમાં ઘવાયેલો અમેરિકન સૈનિક પોતાની જિંદગીના બચાવ માટે ધનુર્વાના જંતુ શોધી કાઢનાર જાપાની વૈજ્ઞાનિક કીટાસાટોને આભારી છે. લોહી આપીને ઉગારેલો રશિયાનો જખમી જવાંમર્દ ઑસ્ટ્રિયાના દાક્તર લેન્ડસ્ટાઇનરની શોધોને ઋણપૂર્વક સંભારે છે. રશિયાના સંશોધક મેટ્ચનીકોફના કાર્યની મદદથી જર્મન સૈનિકની જિંદગી ટાઇફૉઇડમાંથી બચે છે. પૂર્વ હિંદના ટાપુઓમાં વસંતા નાવિકને મેલેરિયામાંથી મુક્તિ આપનાર ઇટાલીના વિજ્ઞાનશાસ્ત્રી માસીના પ્રયોગો છે. ઉત્તર આફ્રિકામાં અંગ્રેજ વિમાનીને ચકલિયાના ચેપમાંથી બચાવી મૃત્યુનાં મોંમાંથી ઉગારનાર સુપ્રસિદ્ધ ફ્રેંચ વૈજ્ઞાનિક પાશ્ચુર અને જર્મન કોરાની શોધો છે.

શાંતિ પ્રવર્તતી હોય કે યુદ્ધ ચાલતું હોય, દુનિયાના કોઈ પણ રાષ્ટ્રના સંશોધકોએ પ્રગટ કરેલી શોધોનો લાભ સૌ કોઈને મળે છે. એક જાપાની અને જર્મન વૈજ્ઞાનિકોના સંશોધનના પરિણામે જગતભરનાં બાળકો ડીફ્થેરીઆના ભોગ થતાં બચ્યાં છે. એક અંગ્રેજની શોધો તેઓને બળિયા સામે રક્ષણ આપે છે. હડકવામાંથી બચાવનાર એક ફ્રાન્સવાસીની શોધો છે; અને પેલાગ્રા ( pellagra ) માંથી ઉગારનાર એક ઓસ્ટ્રિયન વૈજ્ઞાનિકનું કાર્ય છે. જન્મથી મૃત્યુ પર્યંત આપણી આસપાસ અનેક અદૃશ્ય આત્માઓના કાર્યની છાપ પડેલી છે. આ મહાનુભાવોએ કદી માત્ર પોતાના દેશના વાડા યા સરહદનો ટૂંકો ખ્યાલ મનમાં રાખ્યો નથી અને માનવજાતના કલ્યાણ સિવાય બીજી કોઈ ઊતરતી વફાદારી દર્શાવી નથી. વ્યક્તિગત કે સમૂહમાં જે કોઈ શ્રેષ્ઠ કાર્ય થયું છે તે બધું દેશ અને રંગના ભેદ વિના માનવજાતના સામાન્ય ઉપયોગમાં હંમેશાં લેવામાં આવ્યું છે.×

× 'રોકફેલર ફાઉન્ડેશન રિવ્યુ' ( ૧૯૪૧ ) માંથી.

## નૂતન વિશ્વરચનામાં
# કેળવણીનો આદર્શ

છો. કે. ભટ્ટ, બી. એ., બી. ટી., એલએલ. બી.

"The spiritual life of Europe belongs not to Caesar and Napoleon, but to Christ; the civilisation of the East has been more influenced by Buddha than by Chengis Khan or Akbar. It is that truth we have to learn, if we are to survive. We overcome hate by love, and evil by good; baseness begets only a progeny like to itself. We set our houses in order if we are to realise the vaster dream........The glamour of the war is as unreal as the bought affection of the prostitute.....?"

ઇંગ્લાંડના મહાન વિચારક હેરોલ્ડ લાસ્કીની સ્નેહ, સહકાર અને આંતરરાષ્ટ્રીય શાંતિની ભાવનાપ્રેરક વાણી યુરોપના રાષ્ટ્રસંચાલકોને કાને ન પડી અને પરિણામે પુનઃ રક્તપાત થયો. દુનિયાના આ અભૂતપૂર્વ રક્તપાતે કોના હૃદયને ક્ષોભ નથી ઉપજાવ્યો? વિશ્વશાંતિ, સ્વાતંત્ર્ય અને સ્વર્ગીય સુખનાં શુભ સ્વપ્નાં સેવતી પાશ્ચાત્ય પ્રજાઓ આજે મૃત્યુના મહાકુંભમાં હોમાઇ રહી છે. જ્વલંત ભૌતિક સંસ્કૃતિ અને વિજ્ઞાનની જ્યોતથી પ્રકાશિત તેનું સુંદર ભવન કાગળના ઘરની માફક તૂટી પડ્યાં છે. રાક્ષસી વૃત્તિઓનું પ્રચંડ વાવાઝોડું માનવતાનાં શ્રેષ્ઠ તત્ત્વોને શોષી રહ્યું છે. આવા ઘોર અંધકાર અને આંધિના યુગમાં વિશ્વહિતચિંતકો અને સુજ્ઞ પુરુષો નૂતન વિશ્વરચનાની મનોહર કલ્પનાઓ સેવી રહ્યા છે. કોઇ પણ સમાજની પુનઃરચનાની શક્યતા તેના આદર્શો પર છે અને આદર્શોને મૂર્તિમંત કરવામાં કેળવણીના આદર્શો, કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓ, મુખ્ય સ્થાન ભોગવે છે. પ્રધાનતઃ કેળવણીના આદર્શો જેટલા ઉચ્ચ અને કેળવણીનું કાર્ય જેટલું સંગીન અને ઉચ્ચ તેટલી જ રાષ્ટ્રીય તથા સામાજિક સંસ્કૃતિ ઉચ્ચ. નૂતન વિશ્વરચનાના આદર્શો નવા ઘડવા પડશે અથવા પુરાતન સત્યોને નૂતન સ્વરૂપ આપવું પડશે. અને તે આદર્શો પ્રમાણે કેળવણી આપનારાઓએ કમર કસવી પડશે. નૂતન વિશ્વરચનાના વિધાયકોએ આધુનિક સડેલી કેળવણીના અને સમાજવ્યવસ્થાનાં તત્ત્વોને તિલાંજલી આપી સંપ, ભ્રાતૃભાવ, પ્રેમ, સહકાર અને દરેક માનવહૃદયમાં વસેલી ચૈતન્યશક્તિ અથવા હૃદયબળના વિકાસને પ્રાધાન્ય આપવું પડશે. આવો ઘોર રક્તસિંધુ ક્યાં સુધી વહેવા દેવાય? તેને ભૂતકાળની વાતસમ કરવા આપણે વિચાર કરવો પડશે કે માત્ર ભૌતિકવાદ, બુદ્ધિવાદ, અર્થવાદ, બળવાદ અને ઉગ્ર રાષ્ટ્રવાદને સમર્થન કરતી સમાજવ્યવસ્થા, સંસ્કૃતિ અને કેળવણીનું પરિણામ કેટલું હાનિકારક છે. આજની કેળવણી અને સમાજરચનામાં હરીફાઇ, નફાખોરી, અર્થવાદ, ઊંચનીચના વિઘાતક વિચારો અગ્રસ્થાને છે. કેળવણી એક આર્થિક વ્યાપાર અને રાજદ્વારી કીમિયા જેવી બની ગઇ છે. મૂડીવાદે અને સામ્રાજ્યવાદે કેળવણીને હથિયાર રૂપ બનાવી છે. રાષ્ટ્રવાદના ઝેરે કેળવણીને દૂષિત, હલકી અને હિંસક કરી મૂકી છે. માનવી માનવતા

યુદ્ધ પછીની સ્થિતિ વિષે આગળ કહે છે : "There was a call for return to humanities—for a more assiduous cultivation of character, for a fuller recognition of the spiritual nature of man." પણ મહાન વિગ્રહના વિજેતાઓ વિજયના નશામાં હતા. સત્યનો અવાજ સાંભળવા તેમને ફુરસદ ન હતી. ૧૯૧૪ના રક્તપાતે હૃદયનો અંધકાર દૂર નહોતો કર્યો. આ રક્તપાત કરશે કે?

એટલે નૂતન વિશ્વરચનાનો આદર્શ માનવતાનો વિકાસ—આદર્શ મનુષ્યત્વ રહેશે. શરીર અને મનના રાજ્ય પર પ્રાણી માત્રમાં રહેલી હૃદયની દિવ્યશક્તિનો અધિકાર રહેશે. હૃદયમાં રહેલી ચૈતન્યશક્તિનો વિકાસ—દૈવી અંશનું પ્રાકટ્ય એ જ નૂતન વિશ્વરચના માટે આવશ્યક ગણાશે. નૂતન વિશ્વના સિદ્ધાન્તોમાં તેથી નહિ જોઈએ ઝેર, વેર, હરીફાઈ, નફાખોરી, અને રંગભેદ આદિ અસમાનતાઓ. તેનો પ્રધાન આદર્શ પ્રેમભાવ જ હશે. વેરને બદલે ક્ષમા અને પ્રેમ; હરીફાઈને બદલે સહકાર; રાષ્ટ્રવાદને બદલે ભ્રાતૃભાવ, સમભાવ; અને રંગભેદ વગેરે અસમાનતાઓને બદલે ઐક્યભાવ, માનવવાદ અને એક ઈશ્વરવાદના આદર્શો પર નૂતન સમાજ રચવો પડશે.

જેવો સમાજ રચવો હોય તેવી કેળવણી જોઈએ. કેળવણી દ્વારા જ નૂતન વિશ્વરચના શક્ય છે. એટલે આવતી કાલની નૂતન કેળવણીમાં પ્રેમ, સહકાર, ભ્રાતૃભાવ અને ઐક્યનાં પુરાતન સત્ત્વોને આગળ મૂકવાં પડશે. કેળવણીની આપણી દૃષ્ટિમાં ક્રાન્તિકારક ફેરફારો કરવા પડશે. પશુબળ, સ્વાર્થ, હરીફાઈ વગેરેને પોષતી હાલની કેળવણીમાં ધરમૂળથી ફેરફારો કરવા પડશે. નૂતન શિક્ષણ નામે કેળવણીના સુપ્રસિદ્ધ સિદ્ધાન્તોને આવતી કાલની કેળવણીમાં સારું સ્થાન મળશે. આપણું શિક્ષણ પ્રેમ, સહકાર અને પવિત્રતાની ભાવનાઓને મૂર્તિમંત કરતું, એ ત્રણેને જીવનમાં વણતું બનાવવું પડશે. નૂતન સાહિત્ય, નવીન અભ્યાસક્રમ અને અનેકવિધ નવીન પ્રવૃત્તિઓ આપણું ધ્યાન ખેંચશે.

આપણી નૂતન કેળવણીનો આદર્શ આત્માની જ્યોત પ્રકટાવવાનો રહેશે. શરીર અને બુદ્ધિના વિકાસને પણ પૂરતું ધ્યાન આપવામાં આવશે. રાજનીતિજ્ઞ પુરુષો તેને "Creative intelligence"નો આદર્શ કહે છે. સુધારકો 'Social Co-operative Order' સામાજિક સહકાર યુગની આશા સેવે છે. સાધુ પુરુષો આધ્યાત્મિક મનુષ્યત્વની આશા સેવે છે. કેળવણીકારો ક્રિયાત્મક જીવંત શિક્ષણદ્વારા સર્વતોમુખી વિકાસના આદર્શને લક્ષમાં રાખે છે. વસ્તુતઃ સત્ય એક છે કે સાચી સંસ્કૃતિ અને ચિરસ્થાયી શાંતિ અર્પતી નૂતન વિશ્વરચનામાં આદર્શ મનુષ્યો—સર્વાંગી વિકસિત પુરુષો જોઈએ છીએ. એટલે બુદ્ધિ અને શરીરના વિકાસના વિચારોથી આગળ વધીને હૃદયના અણવિકસિત ક્ષેત્રને ખેડવામાં જ આત્મબળનો વિકાસ સાધવામાં જ કેળવણીને અગત્યનું કામ કરવું પડશે. ત્યારે જ એક કૌટુંબિક ભાવના—પ્રેમ, ઐક્ય, ભ્રાતૃભાવ અને વિશ્વબંધુત્વની ભાવનાઓ જાગૃત થશે. ત્યારે જ વિશ્વમાં શાંતિ થશે, ત્યારે જ માનવીઓ સુખનાં અમૃતબિંદુઓનું પાન કરશે, દરિદ્રતાનો નાશ થશે, વેરઝેર દેશવટો લેશે, આ ધીંગતી ધરા નંદનવન સમી બનશે.

ભૂગોળનું શિક્ષણ આર્થિક અને ભૌગોલિક દૃષ્ટિએ વિશ્વ એક કુટુંબ છે એ બોધપાઠ ભારપૂર્વક સમજાવશે અને "war does not pay" યુદ્ધના અને વિજયના લાભો ક્ષણિક

છે તે પણ ઠસાવશે. અને પ્રેમ અને સહકારથી સુખ અને સમૃદ્ધિની શક્યતા બતાવશે. ઇતિહાસનો અભ્યાસ માનવો બધા એક જ દેશના વતની છે, તેઓનું મૂળ વતન એક છે, શરીર, મન અને હૃદય એક જ પ્રકૃતિનાં અને ઇશ્વરનાં બનાવેલાં છે એમ સમજાવશે. અને દેશ, જાતિ કે રંગના ફેરફારો કૃત્રિમ છે તે બતાવશે. મહાપુરુષોનો અને રાષ્ટ્રોનો ઇતિહાસ આંતરરાષ્ટ્રીયતામાં અગત્યનો ફાળો આપશે. ઇશુનું ગિરિપ્રવચન આંતરરાષ્ટ્રીયતા અને વિશ્વશાંતિનો સોનેરી મંત્ર છે. વેરને બદલે પ્રેમ અને ક્ષમા, હિંસાના બદલામાં અહિંસા અને પ્રેમ; હિંદમાં પણ પશ્ચિમના ઇસુખ્રિસ્ત, સોક્રેટિસ, ટેસીમેકસ, ફ્રાન્સીસ જેવા મહાપુરુષો થઈ ગયા છે. ભારતવર્ષની સંસ્કૃતિનો ઇતિહાસ અજોડ છે. અને હાલમાં પણ જગત્‌વંદ્ય પુરુષો હિંદમાં વિદ્યમાન છે. નૂતન વિશ્વરચનામાં હિંદનો ફાળો અનોખો છે. સાહિત્ય, સંગીત અને કળા વગેરે પણ પોતાનો ફાળો આપશે.

આપણા સદ્‌ભાગ્યે આ મહાપ્રલયકાળમાં અને સંક્રાન્તિકાળમાં પણ સંસ્કૃતિઓના ઉગમસ્થાન સમા ભારતવર્ષમાં નૂતન વિશ્વરચનાના અને નૂતન કેળવણીના આદર્શો બંધાઈ રહ્યા છે અને પાયા નખાઈ રહ્યા છે. ભારતની હવામાં અનેક કોમો, ધર્મો અને સંસ્કૃતિનાં ઘર્ષણો થઈ ગયાં છે. હાલના ઘોર અંધકારમાંથી ભારતવર્ષમાં નૂતન જીવનની ઝાંખી જોનારને નજરે પડે છે. ગાંધીજીના આશ્રમમાં, મહાત્મા અરવિંદ ઘોષના પોંડેચરીના આશ્રમવાસમાં, દક્ષિણમાં ટિરુવનામલીના રમણ મહર્ષિના તપોવનમાં અને કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં—અહિંસા અને સત્યાગ્રહની ભાવનામય કાર્યક્ષેત્રોમાં નૂતનવિશ્વની કેળવણીના પાયા નખાઈ ગયા છે. સર્વ સંસ્કૃતિઓનું એકીકરણ, સર્વ ધર્મોનું ઐક્ય, સર્વ સાહિત્યનું ગંગાપાન એ જ નૂતન કેળવણીનું ધ્યેય. મસ્જિદ, મંદિર અને દેવળ એક જ પ્રભુનાં સ્થાન છે એવો બોધપાઠ આપતા, કાળાધોળાઓના ભેદને ભૂલાવતા, રાષ્ટ્રોના ધર્મો, સંસ્કૃતિ, સાહિત્યો અને વીર ચરિત્રોને એક કરતાં વિદ્યામંદિરો દ્વારા જ નૂતન વિશ્વરચના શક્ય છે. વિશ્વની પુનઃરચના માટે આટલાંટિક ચાર્ટર જેવી યોજનાઓ બસ નથી. નવી વિચાર શ્રેણીની જરૂર છે. હિંદ પોતાના રાષ્ટ્રજીવનની પુનઃરચનામાં અને નૂતન કેળવણીના આદર્શોમાં પાશ્ચાત્ય મોજાંઓમાં ન ઘસડાય તે જરૂરી છે. सा विद्या या विमुक्तये। એ આદર્શ હિંદના કેળવણીકારો અને રાષ્ટ્રવિધાયકો ન ભૂલે તો ભારતવર્ષ એક અનુકરણીય દેશ બનશે. કેળવણીકારો અને સાહિત્યકારોએ તો બાળકોમાં અને સંક્રાંતિકાળમાંથી પસાર થતા કુમારોમાં રહેલી શક્તિઓનો વિચાર કરી તેમના સર્વાંગી વિકાસને ખીલવતું વાતાવરણ જમાવવા પ્રયત્નશીલ થવું જોઈએ. એ તેમનો નૂતન કેળવણીમાં ફાળો ગણાશે. એમ થતાં આવતી કાલની કેળવણીનું કામ અને દેશનું કામ સફળ થશે અને આપણી આવતી કાલ ઉજ્જ્વળ થશે.

☆

# ત્રણ મુક્તકો

માનુ

## ભવદગ્ધ

પીતાં હસે વિધુસુધા વસુધા પ્રશાન્ત,
ગંભીર સાગર બને તરલોર્મિ શાન્ત,
ચીડાયલાં કુમુદનાં દલ ફુલ્લ કાન્ત
ખીલે, પરંતુ દિલ ના ભવદગ્ધ ક્લાન્ત!



## આત્મઅર્પણા

પ્રકાશ અર્પે રવિચંદ્રતારલા,
સુવાસ ફોરે નવ રંગ ફૂલડાં,
અવર્ષતા વારિ દિલેર મેહુલા,
સહર્ષ પોષે સહુને વસુંધરા;
કરું ન હું કાં પ્રભુ! આત્મઅર્પણા?



## પ્રેમ એટલે સર્વાંગ સમર્પણ

! પ્રેમ જે શરત કે બદલો ન યાચે,
લુ મહીં અવિરામ રાચે;
શરસિયો ધસતો પતંગ,
દ અંગનમાં પ્રજળે સ્વઅંગ.



# એક ઉત્સાહી નાટકકાર

અનંતરાય મ૦ રાવળ

'એનું' નામ ગોવિંદભાઈ અમીન. અભ્યાસકાળમાં લેખક બનવાની 'તીવ્ર ઇચ્છા' સેવી એમણે પ્રથમપહેલાં જે સાહિત્યપ્રકાર પર હાથ અજમાવ્યો તે નાટક પર જ, અને પોતાના ઉત્સાહને બળે, તેમ આરંભની લખાયેલી કૃતિઓને 'કૌમુદી,' 'માનસી' ને 'પ્રસ્થાન'ના તંત્રીઓએ સત્કારી તેના પ્રોત્સાહનથી, પોતાની એ પ્રવૃત્તિ ચાલુ રાખી એમણે અત્યાર સુધીમાં નાટકનાં ત્રણ પુસ્તકો પોતે છપાવી પ્રગટ કર્યાં છે. કવિતા, વાર્તા અને નવલકથાને મુકાબલે નાટક આપણે ત્યાં અત્યારે ઘણો ઓછો ખેડાતો સાહિત્યપ્રકાર છે. પ્રકાશકો, પુસ્તક ખરીદનાર વર્ગ અને રંગભૂમિ તરફથી મળવું જોઈતું પ્રોત્સાહન પણ એને ઓછું જ મળે છે. આવી નાટ્યલેખન માટે પ્રતિકૂળ એવી પરિસ્થિતિ વચ્ચે એમણે નાટક પર નજર ને પછી કલમ દોડાવી તેમને ઉત્સાહભેર પ્રગટ પણ કર્યાં એટલી હકીકત જ તેમને ધન્યવાદના થોડા અધિકારી તો બનાવી દે છે. પણ તેમણે પોતાનાં નાટકોમાં કેટલુંક એવું સત્ત્વ અને શક્તિબીજો બતાવી આપ્યાં છે કે તેથી આ ધન્યવાદમાં પોલો શિષ્ટાચાર નહિ પણ ખરો ઉમળકો પણ અવશ્ય ભળવાનો.

નાટકમાં એમણે ઉપાસ્યો છે એકાંકી કે લઘુ નાટકનો જ પ્રકાર. એમની 'રેડિયમ' (૧૯૩૭)માંની પાંચ, 'કાળચક્ર' (૧૯૪૨), અને 'વેણુનાદ'માંની પાંચ મળીને કુલ અગિયાર નાટ્યરચનાઓમાં નવ તો આવાં શુદ્ધ એકાંકી નાટકો જ છે. 'પલટાતી સૃષ્ટિ' અને 'કાળચક્ર' બે અંકોમાં વહેંચ્યાં છે, પણ એ અંકો સળંગ પ્રવેશો જેવા જ લાગે. એ બે, બીજાં કરતાં સહેજ લાંબાં, નાટકોના સ્વરૂપને વસ્તુતઃ તો એકાંકી કે લઘુ નાટકનું જ ઠરાવે છે. એમની ઉપાસનાએ લેખક પાસે સાચો જ માર્ગ લેવડાવ્યો છે એમ એમનાં નાટકોનાં વસ્તુ પરથી સ્પષ્ટ થાય છે. વસ્તુ તરીકે, લાંબા જીવનપટ કરતાં બહુરંગી જીવનની કેટલીક નાની નાની રસચમત્કારક્ષમ ઘટનાઓ કે પરિસ્થિતિઓને જ એમણે પસંદગી આપી છે. એવી ઘટનાઓ બને એટલી નાની હોય છે કે તેને એકાંકીનો ઢાંચો જ માફક આવે.*

શ્રી. અમીનની અગિયારે કૃતિઓના વાચનની પહેલી છાપ એ પડે છે કે એવા નાટ્યોચિત વિષયો ને પરિસ્થિતિઓ બહુરંગી જીવનમાંથી જ્યાં ત્યાંથી નાટકોને માટે ખોળી લાવવાની એમને સારી સૂઝ ને ફાવટ છે. કેટલીક વાર અન્ય લેખકોએ ન સ્પર્શેલી એવી

* આમાં અપવાદ એક છે, 'કાળચક્ર'નો. તેમાં ગામડું છોડી શહેરમાં નવા વસવા એક મુસલમાન ધંધાથી કુટુંબની ઉત્તરોત્તર થતી અવળી બરબાદીનું લાંબા સમય પર પથરાતું વસ્તુ છે. માટે જ તો કદાચ એ નાટકને બીજાં કરતાં વિસ્તારમાં જરા મોટો અને દેખાવે ચતુરંકી (એક દૃશ્ય પછી બીજું દૃશ્ય આવે તે સમયનો ગાળો નિરૂપી શકે નહિ; અંક અંક વચ્ચે સમયનું ગમે તેટલું વ્યવધાન નિરૂપી શકવાની લેખકને અને ધારી શકવાની વાચકને સગવડ છે, એ સમજથી પ્રેરાઈને કદાચ,) ઘાટ આપવો પડ્યો છે.

પડતી બતાવી, ઉપસંહારમાં રહેમાનને એ સલાહને સંભારતો બતાવી, નાટકકારે એક પ્રકારની સુરેખતા સાધી છે.

એકાંકીનો સાંકડો પટ પાત્રોને રમણ માટે મોકળું મેદાન નવલકથા કે ત્રિ-પાંચ-અંકી નાટકની માફક આપતો નથી. પાત્રોનું આખું ચરિત્ર નહિ, પણ નાટકનિર્દિષ્ટ પરિસ્થિતિના પ્રકાશમાં, તેના અનુભાવો દ્વારા વ્યક્ત થઈ શકે તેટલું પાત્રના માનસનું—તેની મનોદશા, મંથન, પરિવર્તનાદિનું—દર્શન જ આપી તેમાં શકય. ને તે પણ મુખ્ય પાત્રનું. ગૌણ પાત્રોને તો ભૂપબાલકોએ ગોવર્ધનની નીચે પોતાની લાકડીઓનો ટેકો આપ્યો હતો તેમ નાટકની મુખ્ય અસર કે હેતુને થોડી મદદ કરી પરવારવાનું હોય છે. રા. અમીનનાં પાત્રો આવી મર્યાદાઓ વચ્ચે પણ એકંદર સારાં ઉપસ્યાં છે. 'રેડિયમ'માં ડોકટર અને ગામડિયાનું, 'પલટાતી સૃષ્ટિ'માં બ્યાળાનું, 'ઉત્તમ કલાકારો'માં બાળકોનું,[1] 'હડીતાલ'માં ડોસાનું, 'આખી રાત'માં પહેલી દેવેન્દ્રનું, 'વેણુનાદ'માં ડોશીનું ને તેના દીકરાનું, 'દયાશંકર'માં પ્રભાવતીનું અને, 'દારેલો ગગરો'માં ખેડૂતોનું માનસ તે તે પાત્રોનાં વાણી અને વર્તન દ્વારા સ્પષ્ટ રીતે વ્યક્ત થઈ શક્યું છે. 'હડીતાલ'માંના ખેડૂત, કારકુન, પંતુજી, એજન્ટ જેવાં, 'રેડિયમ'માંના પોલિસ, દુકાનદાર, હોટલમાલિક જેવાં અને 'પલટાતી સૃષ્ટિ'માંના ઊર્મિલ મા-દીકરો, મહાત્વાકાંક્ષી નીલકંઠરાય ને ધમાલિયા ધમલા જેવાં ગૌણ પાત્રો પણ પોતપોતાની લાક્ષણિકતાઓને થોડી પંક્તિઓમાં છતી કરી જાય છે. એકંદર દુર્દૈવવશની કરાલતા આગળ અસહાય જન્તુ જેવાં બની ધકકેલાતાં લાગે છે તે 'કાળચક્ર'માં ત્રણે મુખ્ય પાત્રોને ય એકમેકથી વ્યાવર્તક સ્વભાવલક્ષણો સાવ નથી એમ તો નથી.

કોઈ પણ નાટકકારને અર્ધી સફળતા તો પોતાના જ પ્રભાવથી અપાવી આપનાર સંવાદકૌશલની હથોટી પણ રા. અમીને પોતાની કૃતિઓમાં બતાવી આપી છે. જેમ પ્રસંગ અને ભાવને તેમ પાત્રોની મનોદશા, સ્વભાવ, સંસ્કારાદિને અનુરૂપ ભાષા યોજવાની શક્તિ તેમણે બતાવી છે. એમની ભાષા છે તો સીધી સાદી ગદ્યની ભાષા, પણ તેમાં છટાદાર વાક્ચાપલ્ય ('પલટાતી સૃષ્ટિ', 'વાર્તા'), મધ્યમ વર્ગનાં સ્ત્રીપુરુષોની ભાષા ('નં. ૧૮૨૦', 'દયાશંકર'), ગામડાના ખેડૂતોની તળપદી બોલી[2] ('દારેલો ગગરો', 'વેણુનાદ'), એમ બધા પરની ભાષાનો ઉપયોગ એકસરખી આસાનીથી એ કરી શક્યા છે. 'વેણુનાદ'માં ડોશી અને તેની સામે ઊંચે સાદે બોલતા દીકરા ને વહુની ભાષામાં, 'દારેલો ગગરો'માં લડી પડતા ખેડૂતોના સંવાદમાં, 'હડીતાલ'માં કચ્યાના ઉતારુઓની જીવન્ત ભાષામાં, 'ઉત્તમ કલાકારો'માં મંડવાની રમત રમતાં બાળકોની ભાષામાં અને 'નં. ૧૮૨૦'માંના સંવાદમાં ક્રિયાત્મક અભિનયપોષકતા પણ રહેલી છે.

---

૧ પાત્રનાં વર્તન ને બોલચાલીમાં જે જુએ તેની છાપ પોતાના અંતરના કેમેરામાં ઝીલી લઇ, મોટેરાંની અનુકૃતિ કરી અસંપ્રજ્ઞાતપણે બાળકો તેમના પર કેવો કટાક્ષ કરી શકે તે આ નાટક બતાવે છે. તેના માટે એક જ નમૂનો બસ થશે, લીલીબાના શ્રીમ ઘરના રેંકુનો: "હાથ મોઢા વિના ઊઠયા? બહાર જશો ને કોઈ એવા દેખશે તો કહેશે 'છોકરાની મા કેવી છે'!" (રેડિયમ: પૃ. ૬૨)

૨. એ બોલી હોય છે ચરોતરી, લેખક ચરોતરના હોવાથી. 'ળ'ને 'ર' લખવાની ઉચ્ચારાનુસારી જોડણી (Phonetic spelling)—દા. ત. આનાવારી (રેડિયમ), ચાડીવારો ને ઉતાવરા (કાળચક્ર પૃ. ૨૧, ૩૨), પિત્તર (વેણુનાદ)—પણ લેખકના ચરોતરીપણાની ચાડી ખાય છે. આ અશુદ્ધિ એમણે ટાળવી જોઈતી હતી.

નાટકમાં રા. અમીનનો અભિગમ (approach) એકંદરે વાર્તાકારનો છે એમ, તેમનાં 'દયાશંકર' 'કાળી રાત' ને 'કાળચક્ર' જેવાં નાટક વાર્તાઓ પરથી બનાવેલાં છે અને કેટલાંક નાટકો વાર્તા તરીકે શોભી ઊઠે તેવાં લાગે છે તે પરથી, માનવાનું મન થાય તેમ છે. (ને આમે ય ટૂંકી વાર્તા અને એકાંકી નાટક કે નાટિકા વચ્ચે ધ્યેય, સ્વરૂપ, સામગ્રી ઇ૦ની દૃષ્ટિએ કયાં ઝાઝો ભેદ છે? એથી જ લેખક નાટકમાંથી વાર્તા ને વાર્તામાંથી નાટકનો લેખન પર સરળતાથી વળી શકયા હશે ને?) પણ તેના કરતાં ય વધુ તો રંગભૂમિ પર કાયમ તેમની નજર હોવાનું તેમનાં નાટકો કહી આપે છે. વસ્તુની પસંદગીમાં અને પછી એના નાટ્યવિધાનમાં, રંગભૂમિ પરના પ્રયોગ વેળા એ કેવુંક શોભશે એનો ખ્યાલ એમને સતત રહ્યો જણાય છે. એની સાબિતી આપશે (૧) 'રેડિયમ'માંની આગળ ગામડિયો ને પાછળ ડૉક્ટર એવી દોડાદોડની, જેમાં પોલિસ, દુકાનદાર, હોટલબૉય, હોટલમાલિક, રમકડાંની રેંકડીવાળો, ટેક્ષી ડ્રાઇવર, યુવતીઓ આદિ વિધવિધ પોશાક, ભાષા ને માનસવાળાં પાત્રો આવે છે એવી, સીનેમા જેવી ત્વરિત દૃશ્યાવલિ; (૨) 'ઘડીતાલ'માંનાં ખેડૂત, એજન્ટ, પંતુજી, કારકુન જેવાં પાત્રો ને તેમના ઉદ્‌ગારો; (૩) 'ઉત્તમ કલાકારો'માં બાળકોની રમતનો નાટકમાંના નાટક જેવો પ્રયોગ; (૪) 'કાળચક્ર'માં લાંબા જીવનપટનો, તેમાંની જૂજવી પણ મહત્ત્વની પરિસ્થિતિઓનાં ચિત્રો ક્રમશઃ આપતા જઈને, સળંગસૂત્રી ખ્યાલ આપવા મથતી દૃશ્ય નાટક કે સીનેમાની રીત; (૫) 'પલટાતી સૃષ્ટિ'માંનું ધમલાનું પાત્ર અને અંતનું તંગ વાતાવરણ; (૬) 'વેણુનાદ'માં પ્રાકૃણોનાં પ્રત્યક્ષ દેખાતાં પાત્રો અને 'દાદેવો ગગરો'માં ખેડૂતમાં આવતો ભૂતનો આવેશ; (૭) બધાં નાટકોમાં આવતું રંગભૂમિ પર બતાવી શકાય એવું કંઈક કાર્ય (action); અને (૮) બધાં નાટકોમાં આખરનો પડદો પડે તે વખતનાં દૃશ્યો.

પણ દૃશ્ય અભિનયપ્રયોગની અનુકૂલતા પર લેખકની નજર રહેવાને લીધે નાટકોને દૃશ્યતાનો કેટલોક લાભ થયો તેમ થોડી હાનિ પણ થઈ છે. દૃશ્યતાને સદે એવા રમૂજી કે કરુણ પ્રસંગો એવા પ્રસંગોને ખાતર જ આથી લેખકની વરણીમાં આવ્યા છે અને નાટકદ્વારા ધ્વનિત કરવાના જીવનરહસ્ય પર ઓછું લક્ષ રહ્યું છે. એમની વિનોદિકાઓની રમૂજ કે વિષાદિકાઓ (tragedies)માંનો કરુણ રસ ઘણીવાર પાત્રગત નહિ પણ પરિસ્થિતિગત હોય છે. કરુણાન્ત નાટકોમાં એક 'કાળચક્ર' સિવાય બધે અન્તે મૃત્યુ આણવું જ જોઈએ એવું વલણ પણ કર્તાનું થઈ ગયું છે તે એનાથી થોડી દૃશ્ય અસર લાવવાને લોભે જ. 'ઘડીતાલ', 'પલટાતી સૃષ્ટિ', 'દયાશંકર', 'કાળી રાત', અને 'વેણુનાદ' જેવાં નાટકોમાં લવાયેલાં મૃત્યુ તાલમેલિયાં ને આવી અસર (effect) ઉપજાવવાની સસ્તી યુક્તિનાં જ ફળરૂપ બની ગયાં છે; પરિણામે તજ્જન્ય કરુણ આપણને આઘાત કરે છે પણ સંતોષ આપતો નથી. માણસ જેવા માણસને થોડી અસર તાકીને મારી નાખવું એ ગોઝ નથી. એવી કરુણ ઘટનાઓ પ્રેક્ષકો-વાચકોને બધી રીતે દુઃખદ તો ય ઉચિત અને અનિવાર્ય લાગવી જોઈએ. ઉપરિનિર્દિષ્ટ કરુણાન્ત નાટકોમાંનાં મૃત્યુ સાવ અનિવાર્ય જ હતાં એમ લાગતું નથી. 'કાળી રાત'નો નાયક તો મગજમાં ઘૂમાતી ઈર્ષ્યા ને વહેમથી પોતાની પત્ની અને નોકરને ગોળીબારથી મારી પછી પોતે આત્મહત્યા કરી જાણે ઑથેલોની હરીફાઈ કરે છે! એ નાટકમાં તથા 'દયાશંકર'માં મૂળ વાર્તાઓમાંના અન્ત ખુશીથી ચાલી શકત.

"ઘડીતાલ'માં ડોસાના મૃત્યુનો પ્રસંગ ડબ્બામાંના ઉતારૂઓને તેમ આપણને ય સમસમાવી દે તેવો કારમો છે. પણ એની કરુણા બનાવ પૂરતી જ છે અને ડોસાની હત્યાનો દોષ ચોરે છે પેલા ખેડુતની આગ્રહભરી સલાહને[1] અને અધખુલ્લા રહેલા બારણાથી થએલા અકસ્માતને શિરે. ધીમી પડી ગાડી પૂલ વટાવતી હોય ત્યાં સુધી ડોસાના દિલમાં પ્રાણહાનિને ભયે ઊતરવું કે નહિ તેની મથામણ રહી, પણ પૂલ પૂરો થવા આવતાં ને ગાડીની ઝડપ વધવી શરૂ થતાં, ઘડીતાલ (=મરણઘડીએ પહોંચેલી) એવી પોતાની પુત્રીને અંતઘડીએ મળી તો લેવું જ એ પ્રચ્છાએ — એના પુત્રીપ્રેમે — એના મરણભય પર વિજય મેળવી લઈ ટેનો પાસે નિશ્ચય કરાવી નાખી તેનું પોતાનું ઘડીતાલ આણ્યું: આવું નિરૂપણ જો થયું હોત તો, આત્મરક્ષણથી ય બલવત્તર બનેલા પુત્રીસ્નેહથી નીપજતા મૃત્યુમાં એક પ્રકારની સાર્થતા અને ગૌરવ આવી એ ગમખ્વાર ઘટના સાચી કરુણગંભીર 'ટ્રૅજેડિ' બનત. નાટકકારે જો આમ જ ધાર્યું હોય તો એમનું ઇંગિત સ્ફુટ અક્ષરાવતાર પામી શક્યું નથી એમ કહેવું જોઈએ. આને લીધે એક છાપ એ પણ પડે છે કે નાટકકાર શોકાન્ત રચનાઓના કરતાં હળવી વિનોદિકાઓ — 'રેડિયમ', 'વાર્તા', 'નં. ૧૮૨૦' જેવી — માં વધુ ફાવ્યા છે, જો કે તેમાં ય પણ દસ્યતા કે તખ્તાલાયકી માટે સ્વાભાવિકતાનો ક્યાંક ક્યાંક ભોગ નથી અપાયો એમ નથી. બધું સ્વાભાવિક અને પ્રતીતિકર લાગે એવી પ્રસંગયોજના, એવું તેનું નિરૂપણ, અને નાટકના હળવા યા ગંભીર અન્તવાળી એવી પરાકાષ્ઠાની વધુ સાધના રા. અમીને કરવાની રહે છે જ.

હવે એક છેલ્લો પણ મહત્ત્વનો મુદ્દો. રા. અમીનને એકાંકી ને લઘુ નાટકના બાહ્ય સ્વરૂપ પર સારો હાથ બેસી ગયો છે, પણ તેમાં ઉપાદાનભૂત અંતરંગ સામગ્રી દ્વારા વ્યક્ત થતું જીવનનું દર્શન અને નિરૂપણ કેટલું, એનો વિચાર કરતાં એમ લાગે છે કે તેમની નજર બહુધા જીવનની બાહ્ય સપાટી પરનાં કૌતુકો જોવા પર જ ઠરી છે, તેનો અંતસ્તલ સુધી પહોંચી તેને સ્પર્શી આવતી નથી. બારણાના કાણા કે તકની અરોઝાઝ ઓખને રાખી તેમાંથી જોતાં તેની પાછળનો થોડો હિમકક્ષ અને તેમાં રહેલી વસ્તુઓનું દર્શન થઈ શકે છે, તેમ એકાંકી નાટક કે નાટિકાના લઘુ સ્વરૂપમાંથી જોતાં પણ જીવનદર્શન થવું જોઈએ. ખરી રીતે નાટક તો કલા અને જીવનનું સંગમતીર્થ છે. ગૌરવ (magnitude)વાળું કે સસાર (significant) વસ્તુ નાટકના ઉપાદાન તરીકે વાપરીને તે દ્વારા કશુંક જીવનરહસ્ય કથાય નહિ તો નાટકના બાહ્ય કલાવિધાનનો ચોકસો કાંઈ ઊંડી અસર કરી શકે નહિ. 'ઉત્તમ કલાકારો' અને 'કાળચક્ર' જેવાં નાટકોને એક બાજુ રાખીએ તો આ લેખકનાં બીજાં ઘણાં નાટકો, એક અમેરિકન લેખકની ટીકા — કે 'It often

૧. જોકે, એ. [illegible] શિક્ષા તરીકે મૃત્યુ, યોજ્યું હોય તેમ? આ જ દૃષ્ટિથી 'પલટાતી સૃષ્ટિ'માં બાળાને શિક્ષા તરીકે જયેષ્ઠપણું મૃત્યુ, 'દયાશંકર'માં પ્રભાવતીને શિક્ષા તરીકે દયાશંકરનું, 'વેણુનાદ'માં દીકરાને શિક્ષા તરીકે ડોશીનું મૃત્યુ. 'કાળી રાત'માં દેવેન્દ્રને શિક્ષા તરીકે પત્ની ને નોકરનાં ખૂન ને પોતાનો આપઘાત યોજ્યાં હોવાનું સમજાય. પણ તે ય એ શિક્ષા શાસ્ત્રીય હેતુઃ સિદ્ધ કરવા જેવી જણાય. અસર લાવવા માટે જ એનો પ્રયોગ થયો હોવાની છાપ તો તો ય ખસી શકશે નહિ. યમદેવને તેડી આણ્યા વિના પણ પૂરેપૂરી કરુણ ઘેરી અસર ન લાવી શકાય કંઈ, 'કાળચક્ર'ની માફક? (જો કે તે નાટકમાં પણ, શહેરી જીવને બાંધી નાખેલાં માનવીઓને પરિસ્થિતિનાં જંતુ બની એ જ ગટરિયા જીવનમાં સબડતાં રહેવાની લાચારી અને નિરાશા અનુભવતાં બતાવવાને બદલે, તેમને પાછા ગામડે જઈ નવો અવતાર શરૂ કરવાનો નિશ્ચય કરતાં બતાવ્યાં હોત, તો એ હેતુલક્ષી નાટકમાંનો વહેરા અહંત રહીને પણ આશાવાદી અન્ત આવી શકત ખરો.)

seems to me, in reading or witnessing the one-act plays which get published or produced, that their chief fault is insignificance' —[1]માંથી બચી શકશે નહિ. આ અગૌરવ નાટકમાં કેમ આવે તે સમજવા પ્રસિદ્ધ અમેરિકન એકાંકી-નાટકકાર પર્સિવલ વાઈલ્ડના શબ્દો કામ લાગે તેવા છે :

'Life is a great organism. Situation without the background of life, without regard to the multiple secondary situations which entangle themselves in any one that may be cited, results inevitably in cheap, one-dimensional writing. The majority of the newspaper comic strips illustrate the dramatic situation which lacks complication, hence can produce neither the semblance of life, nor a powerful, lasting effect.'[2]

આ શબ્દોમાંથી મળતી શીખ રા. અમીન પોતાના મગજમાં સંઘરી લઈ હવે પછીની નાટ્યસાધનામાં તેને કામ લગાડે તો આ એક બાબતમાં તેમનાં નાટકોમાં જે કહેવાપણું રહે છે તે દૂર થશે.

રા. અમીન હવે વાર્તા અને નવલકથા તરફ વળ્યા છે. ભલે વળ્યા. પણ તેને પરિણામે નાટક પરથી પોતાનો હાથ તેઓ ઉઠાવી લે એ નહિ ચાલે. અત્યારસુધીની નાટ્યરચનાઓમાં એમણે જે શક્તિબીજો બતાવેલ છે તેની પરિપૂર્ણ સિદ્ધિ તેમણે બતાવવી પડશે. સહેલાણીની રીતે થોડો વખત નાટક સાથે રમત રમી, પછી એને કોણ ઓળખે જ છે કરી ભૂલી જવાયો આપણા સાહિત્યનું એ ગરીબડું અંગ માતબર નહિ થાય. એની તો એકનિષ્ઠ ઉપાસના જ કેટલાક ખંતીલા અને એને માટે વૃત્તિ અને શક્તિવાળા લેખકોએ કરવી જોઈશે. રા. ગોવિંદભાઈ અમીને અત્યાર સુધીના કાર્યમાં પોતાની એવી થોડી લાયકાત બતાવી આપી છે, તેને જોરે એમની પાસે આટલી અપેક્ષા રાખવી વાજબી ઠરે છે.



૧ Walter Prichard Eaton in *One-act play To-day*.
૨ *One-act Play To-day* ( edited by William Kozlenko ).

# રોગ અને દવા

ગોવિંદભાઈ રાવ અમીન

"હસ્તધૂનન!"

"હા, હસ્તધૂનન."

"માફ કરશો."

"કેમ, શું બન્યું છે!"

"જુઓ મારો હાથ."

"હેં, શું થયું એને, આવો ચીંથરા જેવો કેમ બની ગયો છે?"

"અકસ્માત આમ બની ગયું છે. જુઓને; કેવો નિષ્પ્રાણ દેખાય છે, જાણે રબરની કોથળીમાં ભરેલાં હાડકાં અને રગો! ન થાય કંઈ કામ કે કાજ. ખાવાપીવાનું ડાબા હાથે કરવું પડે છે. હમણાંનો બહુ દુઃખી થઈ ગયો છું!"

"ક્યારનું આમ થયું છે, શું કરતાં થયું?"

"તમને તે બધું વિગતવાર કહીશ. મારે કંઈ છુપાવવા જેવું નથી. તમને યાદ હશે, અહીં આરેક માસ પર મણિશંકરની મંડળી નૃત્ય કરવા આવી હતી?"

"મને બરાબર યાદ છે. મારી જોવાની ઇચ્છા હતી પણ ટિકિટ ભારે પડેલી."

"ખરેખર, તમે એક મહાન તક ગુમાવી છે! ફરી આવે ત્યારે જોવા ચૂકશો નહિ. શું સુંદર નૃત્યો હતાં! આહ, જાણે આખી જિંદગી જોયા કરીએ!"

"તમે નૃત્યના ખાસ શોખીન લાગો છો!"

"હા. પહેલેથી જ મને તેના તરફ પક્ષપાત છે. નૃત્ય મારે મન જીવનના સારરૂપ છે. કોઈ જગાએ નૃત્ય છે એ વાત જાણું એટલે ત્યાં જવાનો જ; પછી નૃત્ય મણિશંકર જેવા મહાન કલાકારનું હોય કે પાંચ વરસની શીખાઉ બાળાનું હોય! હવે, મણિશંકર જેવા જાણીતા નૃત્યકારનું નૃત્ય જોવા જાઉં એ વાસ્તવિક હતું."

"તદ્દન."

"તે દિવસે રાધા-કૃષ્ણનું નૃત્ય હતું. તે જોઈ મને અતિશય આનંદ થયો. તે ફરી ફરી જોવા મન થવા લાગ્યું. તે પછીનાં બીજાં નૃત્ય મેં જોયાં પણ ઠેઠ બહાર નીકળતા સુધી એ નૃત્યે મારા ચિત્તને પકડી રાખ્યું. નૃત્યને મનમાં વાગોળતો હું બહાર નીકળ્યો ત્યારે ત્યાં જોવા આવેલા એક મારા મિત્ર મળ્યા. નૃત્યે મારામાં જગાવેલ ઉત્સાહ વ્યક્ત કરવા મારે કોઈ જોઈતું હતું. મિત્ર આગળ નૃત્ય બાબત મારા મનમાંથી નીકળે તે હું બોલવા લાગ્યો. મિત્ર બહાર જવા અધીરા થઈ ગએલા એટલે મને બરાબર સાંભળ્યો નહિ. પણ તેમની સાથે એક યુવતી હતી—"

"યુવતી?"

"હા."

"હં... હવે તમારી વાતમાં રસ આવશે! યુવતી વિના વાત બને નહિ અને બને તો જામે નહિ. હં... ચલાવો આગળ."

"તેમની સાથે કોઈ યુવતી હતી તેણે મારા બોલવામાં ખાસ રસ દર્શાવ્યો. તે મારા જેવી જ નૃત્યની શોખીન નીકળી. મેં મિત્ર પાસે તેનું ઓળખાણ માગ્યું. મિત્રે પોતાના

એક નવા સ્નેહી તરીકે તેનું ઓળખાણ કરાવ્યું. તે ઓળખાણ પછી અમે પ્રણાલિકા પ્રમાણે હસ્તધૂનન કર્યું. એ હસ્તધૂનનમાંથી મારો હાથ છૂટો પડ્યો ત્યારે જૂઠો લાગતો હતો !"

"હું !"

"હા, તે જ વખતે મારો હાથ જૂઠો લાગતો હતો. મેં તે વખતે ધ્યાન આપ્યું નહિ. પણ જ્યારે ઘરે ગયો ત્યારે તો તે લાકડું જ બની ગયો હતો. હું સીધો ડૉક્ટરને ત્યાં દોડ્યો."

"સારું કર્યું."

"ડૉક્ટરે હાથ તપાસી કહ્યું, લોહી ફરતું બંધ થઈ ગયું છે. જલદી સારું થઈ જશે. તેમણે અનેક દવાઓની માલીસ કરાવી, શેક કરાવ્યો અને છેવટે વિજળી પણ આપી જોઈ. કંઈ લાભ જણાયો નહિ !"

"પછી તમે સ્પેશિયાલિસ્ટ પાસે ગયા હશો ?"

"જવું જ પડે ને ! હાથ જેવું કિંમતી અંગ નકામું બનવા દેવાય ? અમારા ડૉક્ટરે મને પહેલો હાથના સ્પેશિયાલિસ્ટ પાસે મોકલ્યો. તેનાથી કંઈ બન્યું નહિ એટલે તેણે મને હાડકાંના સ્પેશિયાલિસ્ટ પાસે મોકલ્યો. હાડકાંવાળાએ રગોવાળા પર અને રગોવાળાએ ચામડીના પર અને ચામડીવાળાએ લોહીના તરફ.... આમ હું બધે ફરી વળ્યો. કોઈથી કંઈ થયું નહિ. ડૉક્ટરો મારાથી થાક્યા હતા. એકાદ બે વખત તેઓ રોકડબંધ ફી લઈ લે છે પછી દરદીને સારું ન થાય એટલે સંકોચાય છે. દરદી પોતાની પાસેથી ટળે એવું ઇચ્છે છે. પણ મારે મારો હાથ સુધારવો હતો એટલે હું તેમની પાછળ ચાલુ રહ્યો. મારાથી કંટાળી તેઓએ છેવટે ભેગા થઈ એક કૉનફરન્સ ભરી. મારી હાજરીમાં જ મારા રોગ ઉપર ખૂબ ચર્ચા કરી. એમાંથી કંઈ ન વળ્યું એટલે તેમણે મેડિકલ કાઉન્સિલને પૂછી જોયું. કશો ઉપાય ન જડ્યો ત્યારે એ સાહેબો મને કહેવા લાગ્યા: 'વહેમ' છે !"

"હા—હા—હા !"

"શું શાહુકારના દીકરાઓ વાત કરતા હતા ! જો વહેમ હતો તો મારી પાસે આટલા રૂપિયા પડાવ્યા પછી કેમ કહ્યું ! મને કંઈ હજારોના ખાડામાં તેમણે ઉતારી દીધો હતો. પંદર વખત એક્સ–રે અને પચીસ વખત ઝાડો, પેશાબ, લોહી તપાસાવેલું ! મને ખાનગી તપાસ કરતાં મળેલું કે આ બધી ફીઓ પેટે મારા ડૉક્ટરને એક હજાર રૂપિયા તો કમિશન મળેલું ! તમે નહિ જાણતા હો કે વકીલો માફક ડૉક્ટરો એકબીજાની ફીમાં કમિશન રાખે છે !"

"એ તો જગજાહેર વાત છે. તમે યુવાન છો અને ઓછા અનુભવી છો એટલે આમ પૂછો છો. એમ ન હોય તો વકીલો માફક દરદીઓને આટલાં કુંડાળાં ફરવાનાં થાય ક્યાંથી ! તમને જ્ઞાનતંતુના સ્પેશિયાલિસ્ટ પાસે ન મોકલ્યા એ એમની મહેરબાની માનો. ચાલો, એ વાત જવા દો. પછી તમે કોઈ દેશી વૈદરાજ કે હોમીઓપેથ કે નેચરોપેથ પાસે ગએલા કે નહિ ?"

"હું જવાનો વિચાર કરતો હતો એવામાં પેલી યુવતી પરણી ગઈ !"

"એમ, સારું કર્યું. હવે તમારા જેવા કોઈનો હાથ ઠૂંઠા નહિ થાય !"

"અરે, તમે સાંભળો તો ખરા. એ પરણી ગઈ મારા મિત્રને જ !"

"મિત્ર બાંડી રાખતો હશે : આજની છોકરીઓની એ ટેવ છે !"

"હા, હમણાં જ નવી લીધી છે. તે પરણી ગયો એટલે મને જીવનમાં રસ રહ્યો

નહિ, માનવતામાં વિશ્વાસ રહ્યો નહિ, મેં હાથની દવા કરવી બંધ કરી, અને કોઈ રીતે જીવન ટૂંકું કરવા વિચાર કરવા લાગ્યો!"

"હં... જીવન ટૂંકું કરવા કોઈ વખત મિત્રની ગાડી નીચે પડતું નાખી કચરાઈ મરવા પ્રયત્ન કરેલો કે નહિ?"

"બેત્રણ વખત વિચાર કરેલો. એક વખત તો ઠેઠ પડવા જ જતો હતો એવામાં મિત્રપત્નીની નજર મારી નજરમાં મળી અને મારાથી હિમ્મત થઈ શકી નહિ!"

"હવે તમારો રોગ મને સમજાય છે."

"એમ!"

"તમારા જેવું જ મારા એક મિત્રને બનેલું."

"હં, તે?"

"એ મિત્રનો હાથ રહી ગયો હતો. તે બધા ડૉક્ટરોમાં ફરી વળ્યો હતો. તેને જીવન પર કંટાળો આવ્યો હતો. તમારી માફક તે પણ મિત્રની ગાડી નીચે કચરાઈ જવા ઇચ્છતો હતો."

"હં, તેનું શું થયું?"

"તમારે તો આંખ મળી એટલે હિમ્મત ન ચાલી પણ તેને આંખ નહિ મળી હોય. તેણે તો ખરેખર પડતું નાખ્યું. સદ્ભાગ્યે ગાડી ધીમી હતી તે તે બચી ગયો. મિત્રની ગાડી તેના આગળ આવી ઊભી રહી. મિત્રે તેને આમ પડવા કારણ પૂછ્યું પણ તે બોલે નહિ. છેવટે બહુ આગ્રહ કર્યો ત્યારે કહે, બસ તમે મને ઉઠાડશો નહિ. મને તમારી જ ગાડી નીચે કચરાઈ જવા દો."

"હં, પછી?"

"એમ કંઈ કોઈ કચરાઈ જવા દે. કચરે તો શિક્ષા થાય અને કેદમાં જવું પડે? પેલા મિત્રે ઘણો આગ્રહ કર્યો-પણ પેલો ઊઠે નહિ. છેવટે તે થાક્યો અને પોતાની પત્નીને કહ્યું કે તારાથી બને તો સમજાવ એને. પત્ની પેલા પાસે જઈ ઊઠવા કહેવા લાગી. પેલે ઊઠવાને બદલે હાથ બતાવ્યો: જો, તારે લીધે કેવો થયો છે! પત્નીએ નીચા નમી પેલાનો હાથ હાથમાં લીધો અને જોવા લાગી. એવામાં પેલાનો હાથ જ સારો થઈ ગયો! એને જીવનમાં આશા દેખાઈ. માનવતામાં વિશ્વાસ આવ્યો. કૂદીને તે પેલી ગાડીમાં જ ચડી બેઠો! હજી પણ તેઓ સાથે ફરતો હું જોઉં છું."

"તો હું એવું કરું. આવી સારી દવા તમે જાણતા'તા અને મને કહી કેમ નહિ?"

"રોગનું બરાબર નિદાન કર્યા વિના કેમ કહેવાય! પણ એક બાબત યાદ રાખજો. ગાડી બહુ જોરમાં હોય ત્યારે જોઈને પડતું નાખશો નહિ. નહિ તો રોગની દવા જાણ્યા પછી કમોતે મરશો તો ખૂબ લાગશે!"

"નહિ, હું બહુ સાચવીને કામ લઈશ. આ તમારી દવા જાણી અત્યારથી જ મને અડધો આરામ થઈ ગયો છે. હવે જીવન જીવવા જેવું લાગે છે. આ દવા બતાવવા માટે હું તમારો ખૂબ આભાર માનું છું. ફરી કંઈ રોગ થશે તો નક્કીથી તમારી સલાહ લેવા આવીશ. કોઈને થયો હશે તો તમારી પાસે મોકલીશ."

"ખુશીથી આવજો અને મોકલજો. મેં તો જનકલ્યાણનું કામ મારા માથા પર લીધું છે એટલે આવાં કામ કરતાં આનંદ આવશે. ચાલો તો, સાહેબજી. તમને રુખસદ દઉં છું."

"આભાર, સાહેબજી."

☆

# ‘ ચયનિકા ’

‘ચયનિકા’ એટલે ‘કવિતા’ માસિકના એક વર્ષના અંકોમાંથી જ પસંદગી કરીને કરવામાં આવેલો ન્હાનો અદ્યતન કવિતાઓનો સંગ્રહ મળતાં જ વળતી ટપાલે.*

‘પ્રસ્થાન’ના તંત્રીશ્રીની સેવામાં સલામ સાથે વિ. વિ. કે—

‘ચયનિકા’ ચોપડી મળી તેથી ઉથલાવી ગયો છું. “આપણી કવિતાસમૃદ્ધિ”—બીજાને નવું ફુલ આવે ને હું જ ના જોઉં, એ તે બને ખરું ?



એક જ માસિક — જો કે મુખ્યત્વે કવિતા અને કવિતાચર્ચાને વળગતા માસિક—માંથી સંગ્રહ બ્હાર પાડવો હોય, તો વર્ષોવર્ષ ન પાડવો; ત્રણ ત્રણ વર્ષનો કે એવો ગાળો રાખવો અને તથાપિ સંગ્રહનું કદ એટલું ન્હાનું રાખવું કે સારી કવિતાનું પ્રમાણ પૂરતું હોઈ શકે.



‘ચયનિકા’ એવું બંગાળી દેખાતું નામ મ્હને તો ન ગમે; કોઈ કોઈ નવજુવાનો એ શબ્દને ચોયનિકા – એમ બંગાળી ઉચ્ચારણે સંભળાવે ત્યારે તો ખાસ ન ગમે. પણ આપણાં કુટુંબોમાં ય વિશેષનામો બંગાળી જેવાં વધતાં જાય છે, પોમ્માદેવીઓ અને જોગેનબાબુઓ ઉભરાય છે. વિચારક્ષેત્રમાં ગુજરાતીપણા માટે આગ્રહી જણાય એવા ગુજરાતીઓ પણ આચારક્ષેત્રમાં બીજા ભાઈઓ જેવા જ નીવડે છે, એટલે ચોપડીઓનાં નામોમાં ય પરપ્રાંતીયતા વધતી જાય એમાં નવાઈ નથી.



“ભલે તું” (કૃતિ ૧ લી) પંક્તિ ૩૭—શ્રી સુંદરમ્ પણ મર જેવો શબ્દ વાપરી મરે, પછી કહેવું કોને વારુ ? અને આ સ્થલે ‘મર’ની જરૂર જ ક્યાં હતી—ચદિ શબ્દ સારી રીતે ચાલી શકત. જરા વધારે ન્હેરબુંસથી ના સમાય, તેમને કદીશ કે હું તો એ પંક્તિને

‘ ઉપેક્ષાગાઢારે વિમુખ મુખ રાખે ય સુમુખિ, ’

એમ ચોથી પંક્તિ સાથે પ્રાસ પણ મેળવીને લખું.



“હૈયાહીણૂં હૈયું” —એમાં મુખ્ય શબ્દ ‘હૈયાહીણૂં’ પોતે વિશદ રીતે વપરાયો નથી. વળી ઉપાંત્ય પંક્તિમાં કર્તા એને વાપરતાં હીને હ્રસ્વ કરી નાખે છે, જે ઐપરવાઈ ન્હાની ના ગણાય. વળી આ કૃતિ વિશે લખતાં સંપાદક શ્રી પ્રેમશંકર ભટ્ટ

‘ ઓ મીઠડી મુજ મૃણભૂમિ ’

સામે ટીકા કરે છે, તે ય વધુપાતી નથી.



---

* ચયનિકા:—સંપાદ : પ્રેમશંકર હરિલાલ ભટ્ટ એમ. એ., આઝાદભુવનહોલ, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨. કાર્તિક ૧૯૯૯ પૃ. (૨૬)+ ૭૦ : મૂલ્ય રૂ. ૧-૦-૦.

"પાનખર" – બીજી લીટીમાં 'અભિનય' છપાયું છે તે છાપભૂલ હશે; 'અભિનવ' જોઈએ ને?



"સ્મૃતિ એ પળ એકની" એ શ્રી ઠાકરની કૃતિની છેલ્લી કડી હું તો આમ લખું:

'અને આજે ઘણાં વર્ષો નાવ્યાં એ પ્રેમવારિમાં,
તાજી હૈયે રમે તોયે તૃપ્તિવર્તુલ એ પળ.'



પણ આમ તો તમારાં કેટલાં ય પાનાં ભરાઈ જાય!



વર્ણનકાવ્યોમાં ય શું લેવું કેમ લેવું શું છોડી દેવું ક્યાં વિસ્તાર ક્યાં લાઘવ ક્યાં માત્ર સૂચન, વગેરે વગેરે સવાલો કલા કે સુરુચિની સૂક્ષ્મ પ્રવૃત્તિ માગે છે.

"ગિરનાર: ટૂક પ્હેલી" એ શ્રી ઈંદુલાલ ગાંધીની કૃતિ આખા સંગ્રહમાં ઉત્કૃષ્ટ ગણાવાનો દાવો કરે એવી કૃતિ જણાય છે. એમાં—

અકે લઈ પત્થરની પરંપરા!
ચેકાઈ મ્હારે ભરકું નથી થવું!

આવે છે; તેમાં કવિતા છે ખરી?

મિશ્રજાતિરચનામાં ક્યાંક શાલિની વૃત્તની પંક્તિ આવે છે, તે વિષે ચેતવણી કે એવી પંક્તિ બરાબર ન વંચાય, તો ઉપરતળેની પંક્તિઓના લયનો ખુર્દો જ થઈ જાય. ભગવદ્‌ગીતામાં મિશ્રજાતિમાં શાલિનીની પંક્તિઓ છૂટથી આવે છે, પરંતુ ઉચ્ચારણમાં સંસ્કૃત અને ગુજરાતી ભાષાઓની વચ્ચે ઘણો ઘણો તફાવત છે.

શ્રી ઈંદુલાલ આ કૃતિમાં 'સાબદી' શબ્દ વાપરે છે તે ઉપર 'મર' વિષે આવી ગઈ તેની જ ટીકાને પાત્ર છે. એવી પ્રાંતીય બોલી શિષ્ટ ગદ્યમાં પણ વાપરવાની હોય નહીં, તો આ તો કવિતા છે.

'અંતઃક્ષોભ' જેવો શબ્દ જાણે વચ્ચેનો : છે જ નહીં એમ વાપર્યો છે તે ય ટીકાપાત્ર બહેક વર્ણ્ય છે. અને 'પુરુષ' 'પુરૂષ' બંને શબ્દ – બંને જોડણી સાચી છે. તો પદ્યમાં જ્યાં રૂની જરૂર હોય ત્યાં પુરૂષ જોડણી જ સાચી ગણાય.



આ કૃતિમાં કવિએ જૈન તીર્થંકરોની ગિરનાર પર આ પ્હેલી ટૂક પરની મૂર્તિઓ વગેરે વિષે વર્ણન કર્યું છે, તે વર્ણનમાં પણ ખાસ કવિત્વ જણાતું નથી.



પ્રો. ભટ્ટે શ્રી કોલકની 'ગવરી' એ કૃતિમાં વાપરેલ 'સાંખ્ય છંદ' વિષે ચર્ચા કરી છે. જરા તરા નવતરતાને નવાં નામ ના ધરે એ હું અનેકવાર કહી ગયો છું. વળી નવાં નામ ધરનારા ને ગોખનારા પણ છંદોની બાંધણીનાં લયરહસ્ય પામે જ પામે એમ ઓછું જ બને છે. 'દિવ્ય' કહો 'સાંખ્ય' કહો, 'આદ્ય' કહો, 'નવદ' કહો—આ કડી માત્રામેળ છે: ૧૪ માત્રા, ૧૩ માત્રા; ૧૪ માત્રા, ૧૪ માત્રા, ૧૪ માત્રા, ૧૩ માત્રા; ૧૪ માત્રા, ૧૩ માત્રા – એમ એની આઠ પંક્તિની બાંધણી છે જે સાદી તો છે પરંતુ પ્રાસોની

અમુક રચના એમાં આવવી જ જોઈએ નહીં તો લૂલી છે; અને એ પ્રાસરચના સાથે ય ઉઘાડ રહે છે. વળી અપદ્યાગદ્યની નાલાયકી તેનું લક્ષણ કે એ રચનામાં લખાણ વાકછટા કે વાગ્ડંબર બણી તણાઈ જાય છે; કવિતાને બદલે લખાણ રહેટરિક (વાક્ચાતુરી) ની કક્ષાનું થઈ જાય છે, તેવું આ છંદ જાતિઓનું પણ કહી શકાય. ભલે જેને રુચે તે એ રચનાઓ વાપરે, પરંતુ એમાં વર્ણવેલા વિષય ગાંભીર્ય કે ગૌરવમાં એના સરખા જ રહેશે એમ માનું છું.



સંગીત, પ્રસાદ, વગેરે માગતો કવિતાભોગીઓ માત્ર શબ્દચતુરાઈ, ગોઠવણીની નવીનતા, ને બીજી ઉપરછલ્લી કરામતથી મોહી પડે છે, તેમને મ્હારે કહેવાનું આટલું જ છે. એઓ પોતે આજે જે કરામતથી મોહી પડે છે, તેને તેઓ આવતી કાલની જરા નવતર કરામતને જોતાં વીસરી જશે. બુદ્ધિપ્રભાવજન્ય નવીનતા વગરની કરામતોનું લાવણ્ય ક્ષણિક છે, દીર્ઘાયુ નથી. નૃત્ય જેવી કલાઓમાં ભલે એવી આજે ઉગતી કાલે આથમતી નવીનતાઓથી રાચો, એમાં દીર્ઘાયુ કે કાલજિત નીવડી શકે એવું તત્ત્વ જ નથી. એવી કલાઓમાં ફેશનોનો દોર પણ ચાલવાનો. પરંતુ કવિતા તો તેને જન્માવતી પ્રજા મૃત્યુવશ થઈ જાય તે પછી પણ સૈકાઓ લગી જીવી શકે છે. તો કવિતામાં એના લગભગ અમર તત્ત્વને પ્રાધાન્ય શાને ન દેવું, ઉપરછલ્લી નવીનતા શાબ્દિક મંજુલતા આદિ ક્ષણિક અને મુકાબલે અર્થવગરની લીલાઓથી શાને મોહી પડવું વારુ — એ જ મ્હારી જિકર છે.



અને મનોહર સંધ્યા તો કવિઓનો ચવાઈ ગયેલ વિષય છે. દર એક ભાષામાં અનેક કવિઓએ યુગે યુગે સંધ્યા વર્ણવી છે. કાઉપર જુવો, ટોમસન જુવો, દોલતરામ જુવો, ક. દ. ડા. જુવો. ન. ભો. દી. કે શેલીનાં વર્ણનોમાં જેવું દૃષ્ટિનું ઉત્પ્રેક્ષાનું આશયનું સૂચનનું ધ્વનિનું નવીન લાવણ્ય ઝગે છે ને ઊંડો જાય છે, ઊંડો જતું પણ મનને હરતું જાય છે, તેની એક લકીર પણ આ 'ગવરી'માંથી મ્હને કોઈ દેખાડશો? સારા લહિયા થવાને જેમ રોજ વ્હેલા ઉઠીને પાટી ભરવી પડે, શીયાળે તો ખાસ, ધ્રૂજતી આંગળીઓને ઠરતી ઠરતીને; તેમ *આવાં વર્ણનરૂપ મનોયત્નો કવિપદવાંછુઓ પેઢીએ પેઢીએ કર્યાં કરે*, આપણે તેમાંના કેટલાક પ્રયાસોને વખાણિયે પણ, એ બધી છેક જુદી કક્ષાની બાબત છે. વળી આ વિશેષ ભણી જરૂર ધ્યાન દોરાવશો, કે સાંઝે, સાંઝ પડ્યા આવે કે દૂધે ભરેલાં ઉપસેલાં આંચળવાળી ગામાતાઓ સીમમાંથી આવે છે, આવી તો, — ઓ આવે! — એવાં ખયાલ માત્રે જેના મોંમાં દૂધ આવે, જાણે સૌન્દર્યનો જ ઘૂંટડો — તેવા ઊર્મિલ બિરાદરોને તો નથી વર્ણન કે છંદ કે રાગ કે પ્રસાદ કશાની જરૂર: એમની ઊર્મિ જ નરી કવિતા છે, જેના જાદુઈ સ્પર્શે તે જે કોઈ લખાણ રાગ કાવ્યાદિને અડે તે તમામ ઉત્તમોત્તમ કવિતા અને સંગીત અને ધ્વનિ બની જ જાય છે: ભલે ને તેમાં શબ્દાડુતા અચિંત્યચર્વણ લવરો આદિ ગાડાં ને ગાડાં ભર્યાં હોય.



આ ન્હાના સંગ્રહમાં મ્હને છેક નવા પણ કવિબંધુઓ છે. તેમની કૃતિઓમાંથી

'આથેરી સામે' પૂરતી સ્પષ્ટ નથી; 'તો ય દેવા માનવીના હૈયાં શાં આવાં અજાણ્યું'માં ઉભડકતા દોષ ખૂંચે એવો છે; 'માંદગીને' છીછરી કૃતિ છે, તથાપિ એ અને એ કર્તાઓ જુદી જુદી રીતે આશાસ્પદ લાગે છે. વ્યુત્પન્ન વિવેચકની વ્યુત્પત્તિ દોષ કસર નબળાઇ આદિની તળે પણ આશાની ચિણગારી હોય તો તે જોવામાં છે. બેશક આવી મૂલવણીઓમાં ભૂલો પણ થઇ જાય.



સંગ્રહમાં સૌથી મોખરે મુકી શકાય એવી કૃતિ ઝટ જડે એમ લાગતું નથી. માટે તો મ્હારે આ પત્રના આરંભમાં જ લખવું પડ્યું છે આવી પસંદગી એક જ માસિકમાંથી કે એક જ વર્ષનાં પ્રકાશનોમાંથી કરતાં ન્હાના સંગ્રહ જેટલી પણ ઊંચી કવિતા વખતો-વખત હાથ ન યે આવે.

બલવંતરાય ક. ઠાકોર

૨૪-૧૨-૪૨



# યુદ્ધનોંધ

રામભાઈ પરેલ

**વિજયના ઘંટનાદ:** આફ્રિકન મોરચે ફીલ્ડ-માર્શલ રોમેલ અને જનરલ નેહરીંગ સામે એંગ્લો-અમેરિકન લશ્કરોએ શરૂઆતમાં મહત્ત્વના વિજયો મેળવ્યા. ખાસ કરીને ઇજિપ્ત કે જ્યાં રોમેલનાં દળો લગભગ એલેક્ઝાંડ્રીઆને સીમાડે જઈ પહોંચ્યાં હતાં ત્યાંથી એને હઠાવી સરેરાશ લગભગ સાતસો માઈલ જેટલે આઘે જર્મન-ઈટાલિયન લશ્કરોને હઠાવી દેવામાં જનરલ એલેક્ઝાંડર અને મોંટગોમરીનાં મિત્રદળોએ વ્યૂહાત્મક દૃષ્ટિએ ૧૯૪૨ની સાલના યાદગાર અને યુદ્ધના વહેણને પલટાવી નાખે એટલી કામયાબી હાંસલ કરી. પણ એ કામયાબી અને વિજય સળંગ યુદ્ધની દૃષ્ટિએ માત્ર સ્થાનિક અને હંગામી પ્રકારના જ હતા. જર્મન લશ્કરી શક્તિને આફ્રિકામાં છિન્નવિચ્છિન્ન કરી નાખનાર કે જર્મન પ્રતિકારને અસરકારક રીતે ટૂંપી નાખવા જેટલી સિદ્ધિ સાથીદળોના આઠમા લશ્કરના સરસેનાનીઓને મળી નથી. આમ છતાં, બ્રિટિશ સામ્રાજ્યના વડાએ એ સ્થાનિક વિજયો ઉપર વારી જઈને સામ્રાજ્યમાં વિજયના ઘંટનાદો વગડાવ્યા હતા. શાહી પ્રચારખાતા તરફથી એ વિજયોને વધારે પડતું મહત્ત્વ આપી દેવામાં આવ્યું.

પણ હવે આપણે જોઈએ છીએ કે મિત્રદળોને જર્મન લશ્કરી શક્તિને ઉખેડી નાખતાં આફ્રિકામાં કેટલી સાવધાની થાય છે. શરૂઆતની જર્મન લશ્કરની સર્વસ્પર્શી અને સર્વદિશી પીછેહઠને બદલે હવે આપણે જોઈએ છીએ કે કેટલેક સ્થળે સાથીદળોને પીછેહઠ કરવી પડે છે, તો કેટલેક સ્થળે દિવસોથી જેવી ને તેવી પરિસ્થિતિ માલમ પડે છે. જ્યાં પીછેહઠ ઝડપી હતી ત્યાં પણ લગભગ થંભી ગઈ છે.

વસ્તુસ્થિતિ એ છે કે જર્મન લશ્કરી શક્તિ અને જર્મન જનરલોની વ્યૂહ વિષયક કાબેલિયતનો આપણા શાહી સૂત્રધારોને ક્યાં તો સાચો ક્યાસ બાંધતાં નથી આવડ્યો કે ક્યાં તો એમના પ્રચારખાતાની અક્કલમંદ કામગીરી એમને સાચા ક્યાસ વગરના બતાવે છે. એ ગમે તે હો, પણ જર્મન પીછેહઠો કે બ્રિટિશ વિજયો પ્રત્યે જે બણગાંબાજી ચલાવવામાં આવે છે તે અત્યંત અનિચ્છનીય છે.

આફ્રિકામાં મિત્રદળોની પ્રવૃત્તિને મળેલી સફળતાના અમેરિકન પ્રત્યાઘાતો ઘણા સંયમી અને અલ્પભાષી હતા. ખુદ સરકારી નેતાઓનાં વક્તવ્યો પણ મળતી સફળતાને ફુગાવ્યા વિના લડાઈનાં સખ્તતર થતાં વહેણને ધ્યાનમાં રાખીને કરવામાં આવતાં હતાં.

ખરી રીતે વધો કે સામ્રાજ્યનાં યુદ્ધોને બદલે પ્રજા સમસ્તને માટેનાં યુદ્ધમાં વિગ્રહી વાસ્તવિકતાનો સત્યદર્શી પ્રચાર જ લોકોને માટે વધારે યોગ્ય હોય છે. આમાં લશ્કરી રહસ્યો કવખતે ઉઘાડાં કરી દેવાની કે લશ્કરી વ્યૂહોની કે સાધનસામગ્રીની હેરફેર પ્રગટ કરી દુશ્મનને કવેળાની માહિતી આપી દેવાની વાત નથી. પણ દુશ્મનની તૈયારી, આવડત, યોજના અને શક્તિનો શક્ય હોય તેટલો સાચો ને હકીકતી ખ્યાલ પ્રજાને આપવો જોઈએ. સ્વપક્ષને સ્પર્શતી એવી જ બાબતો વિશે પણ પ્રજાને સજાગ અને સુમાહિતગાર રાખવી જોઈએ. ફુગાવેલા વિજયોની ઢોલપીટણીથી પ્રજા જીતી જતી નથી કે દુશ્મન હારી જતો નથી.

**આફ્રિકન મોરચો**:—આજે આફ્રિકામાં હવામાનને કારણે લશ્કરી પ્રવૃત્તિ લગભગ ઠંડી પડી ગઈ છે. આફ્રિકન મોરચાનું હવામાન જો કે એટલું બધું વિઘાતક નથી કે બધી જાતની લશ્કરી પ્રવૃત્તિને ઠંડી પાડી નાંખે. સાચી વસ્તુ એ લાગે છે કે બંને પક્ષ ખૂબ ખેંચાઈ ગયા છે. જર્મન પીછેહઠ અને મિત્રપક્ષની આગેકૂચ એટલી ઝડપી અને વ્યાપક થઈ ગઈ છે કે એનું જોર નભાવી રાખી શકાય એવું નથી. હાંફ ઉતારવાનો સમય બંને પક્ષને માટે અનિવાર્ય હતો. બેઉ પક્ષ હાંફ ઉતારે છે, બંને નવા જંગ માટે, નવી પરિસ્થિતિ મુજબ લશ્કરી વ્યૂહ ગોઠવી રહ્યા છે. બંને પક્ષે હવે બાકી રહેલું એકબીજાનું જોર નાણી જોવાની તરકીબો ચાલી રહી છે. થોડા જ વખતમાં વ્યાપક યુદ્ધ શરૂ થવાની શક્યતા છે.

પણ રોમેલનાં દળોની ઝડપી પીછેહઠ અને સાં લશ્કરની દોડતી આગેકૂચ વખતે જે મનાવવામાં આવતું હતું કે જર્મન લશ્કરના પગ ભાંગી નાખવામાં આવ્યા છે અને એની કરોડ તોડી નાખવામાં આવી છે એ વાત બરાબર નથી જણાતી. જર્મન પીછેહઠ અમુક વ્યૂહની દૃષ્ટિએ કરવામાં આવી હતી. જે જગ્યાએ લશ્કરની હેરફેર, સમારકામ અને પૂરવઠો વગેરેની અનુકૂળતા પરિસ્થિતિ મુજબ વધારેમાં વધારે કાર્યક્ષમતાપૂર્વક થઈ શકે એમ હોય અને દીર્ઘલંબિત મોરચાના કરતાં કેન્દ્રિત મોરચો કરી દુશ્મનનો વધારેમાં વધારે પ્રતિકાર (પરિસ્થિતિ મુજબ) થઈ શકતો હોય તો એ મુજબની પીછેહઠ વ્યવસ્થિત પીછેહઠ ગણાય. રશિયામાં રશિયનોએ ડૉન–વૉલ્ગા વચ્ચે સ્ટૅલિનગ્રાડ મોરચા ઉપર આ પ્રકારના કેન્દ્રિત મોરચાની તરકીબ અજમાવી હતી અને આજે એના ફળરૂપે એઓ જર્મનોને પાછા હઠાવી રહ્યા હતા. એટલે લડાઈમાં પીછેહઠ એ પરાજયની નિશાની નથી; પ્રત્યાક્રમણની નિશાની જ ઘણીવાર હોય છે. ટ્યુનિસીઆ—લીબિયામાં રોમેલ આ જાતની તરકીબ અજમાવી રહ્યો લાગે છે. આઠમા લશ્કરના જનરલો એનાથી પૂરા સાવધ હશે એમ આપણે માની લઈએ; જો કે શાહી પ્રચાર મોરચાના જનરલો એ બાબત પરત્વે સાવધ હોય એવા ઓછા લાગે છે.

જર્મન લશ્કરી તંત્ર કે લશ્કરી તાકાત હજી એની પરાકાષ્ટાએ છે. એનાં વળતાં પાણી થયાં નથી. અલબત્ત, હવે એ તાકાત પરાકાષ્ટાએ પહોંચીને સ્થિર થઈ ગઈ છે, વધતી નથી. પણ એ તાકાતનો પારો ઊતરવા પણ માંડ્યો નથી. લીબિયા–રશિયાના પરાજયોએ એ તાકાતના જઠર અને કલેજા ઉપર હજી છીણી મૂકી નથી. એમ માનનારા નિરીક્ષકો ખાસી આંક આય છે. ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે હિટલર સત્તામાં આવ્યો ત્યારથી એટલે ૧૯૩૩ના વર્ષથી જર્મની સયોજિત ઢબે ભાવિ યુદ્ધની તૈયારી કરી રહ્યું હતું. બીજું, જર્મન લશ્કરી ખાતા પાસે ૧૯૧૮ ના પરાજયનો બોધપાઠ પણ હતો. એનાં કારણોની પૂરે–પૂરી જાંચતપાસ હિટલરી તંત્રના વડાઓએ કરી લીધી હતી. એવાં કારણો ન ઉપસ્થિત થવા પામે એને માટેનાં બધાં જ જરૂરી અટકાયતી પગલાં ભરવાનો હિટલરી તંત્રને પૂરતો વખત મળી ગયો હતો. ચીલઝડપે સાત વરસ તૈયારી કર્યા પછી જર્મન લશ્કરી તંત્રને રીતસરની લડાઈનો સામનો કરવાનો આવ્યો. બીજું, જર્મની ચીલઝડપે જ્યારે એ તૈયારી કરી રહ્યું હતું ત્યારે બીજા દેશો માનસિક અને વ્યાવહારિક નિઃશસ્ત્રીકરણ કરી રહ્યા હતા. આથી આધુનિક યાંત્રિક યુદ્ધ લડવા માટેની સઘળી જરૂરિયાતો અને એનાં પૂરક કારણોની વિગતેવિગતનો શાસ્ત્રીય ને યોજનાપુરઃસરનો અભ્યાસ કરી એને અમલમાં મૂકવાનો સમય

જર્મનીને પૂરતો મળી ગયો હતો અને એનો લાભ લેવાની આવડત અને કલ્પના જર્મન યોજકોમાં હોવા વિશે કોઈને શંકા નહિ હોય. આમ હોવાથી જર્મન લશ્કરી બળ ઘણું જ સાંગોપાંગ થઈ શક્યું છે; એટલે વરસો સુધી ટકી શકાય એટલી સર્વગ્રાહી અનામત લશ્કરી તાકાત જર્મની ભેગી કરી શક્યું છે. એમાં વધારામાં આજે લગભગ સમસ્ત યુરોપ એની એડી નીચે છે. યુરોપમાં પોલાંડ છઠ્ઠા નંબરનું લશ્કરી રાષ્ટ્ર ગણાતું હતું અને ફ્રાંસ બીજા નંબરનું. આજે એ બન્ને દેશોની માનવ અને યંત્રશક્તિ જર્મન લશ્કરીતંત્ર માટે કામ કરે છે. આ ઉપરાંત ફિન્લાંડથી માંડીને યુગોસ્લોવિયા સુધીના કઠનબધી દેશો જર્મનીની યુદ્ધમાં ઘસડાઈ જતી તાકાત ઊભી કરવાનું કાર્ય કરે છે. યુરોપની ૫૦ કરોડની વસ્તીમાંથી ગ્રેટબ્રિટનની પાંચ કરોડ અને યુરોપી રશિયાની દશ કરોડની વસ્તી સિવાયની લગભગ ૩૫ કરોડની યુરોપી પ્રજા જર્મન લશ્કરી પંજાના નહોર તીક્ષ્ણ કરવા પાછળ લાગેલી છે. તટસ્થ દેશો સ્વીડન, આયર્લાંડ અને સ્વીટ્ઝર્લાંડની વસ્તી ગણી લેવાઈ છે. સ્પેન પોર્ટુગાલની તટસ્થતા જર્મનીને કેટલી લાભદાયક છે તેનાથી કોણ અજાણ છે?

એટલે, મિત્રરાજ્યોની લશ્કરી તાકાત (અમેરિકા સમેત)-૧૯૪૨માં ધરીરાજ્યોની સરસાઈ કરી શકે એટલી થઈ હોવાનું મને નથી લાગતું. ૧૯૪૩માં એ તાકાત સરખાઈના ધોરણને પણ ટપી જશે એમાં પણ શંકા નથી. પણ ધરીરાજ્યોની વરસોથી ભેગી થઈ રહેલ અનામત તાકાત અને ૧૯૪૦–૪૧માં જર્મનીને અને ૧૯૪૧-૪૨માં જાપાનને જે પ્રાદેશિક લાભો નજીવા મૂલે મળી ગયા છે એનો જે લાભ એને મળી શકે એમ છે. તેને ખ્યાલમાં રાખીએ તો ધરીપક્ષને ભાંગી નાખવા માટેની દિલ્હી હજી ઘણી દૂર છે એમ સ્પષ્ટ જણાય છે. જાપાન અને જર્મનીએ અત્યાર સુધીના વિદ્યુત્વેગી વિજયોમાં જે યોજના, કલ્પના, લશ્કરી કૌશલ અને હિંમતભર્યું સંગઠન દાખવ્યાં છે એ જો એમની લાયકાત અને આવડતનાં પ્રતિબિંબ હોય—અને છે—તો એમ જરૂર કહી શકાય કે એ આવડત અને લાયકાત નકામા કરી દે એવી કોઈ ધાડ મિત્રપક્ષે હજી નથી મારી કે જેના ઉપરથી આપણે અગ્રસપણે કહી શકીએ કે ૧૯૪૩માં હવે વિજય દૂર દૂર દેખાવા માંડ્યો છે.

આજે તો ધરીપક્ષ અને મિત્રપક્ષ વચ્ચે પોતાની તાકાતની આવડતની હરીફાઈ જામી પડી છે. શરૂઆતના દાવમાં મિત્રપક્ષ જે છક્કડ ખાઈ ગયો છે અને એનો પોતાને જે પ્રાથમિક લાભ મળી ગયો છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરી બાજી પોતાના હાથમાંથી સરકી ન જાય એને માટે અસાધારણ ચીવટ અને કુનેહથી ધરીપક્ષ પોતાની હિલચાલો ગોઠવે છે, જ્યારે પહેલા દાવમાં છક્કડ ખાઈ જવાની જે થપ્પડ વાગી છે એનું પુનરાવર્તન ન થાય એ માટે પોતાને પક્ષે રહેલી સંખ્યા અને સાધનસામગ્રીની કુદરતી સરસાઈનો સારામાં સારો અને ઝડપી કાર્યસાધક ઉપયોગ કરી ગુમાવેલી બાજી હાથ કરવામાં મિત્રપક્ષ લાગી ગયો છે. ખત્તા ખાવા છતાં એમાં એને કામયાબી મળવા વિશે શંકા નથી કારણકે જગતની ૭૦% જનશક્તિ અને ૮૦% ઉત્પાદનશક્તિ એને પક્ષે છે.

હવે મૂળ મુદ્દા ઉપર. ઉપરોક્ત ચર્ચા ઉપરથી એટલું ફલિત થાય છે કે આફ્રિકામાંથી રોમેલને હાંકી કાઢવાનું આ તબક્કે મિત્રરાજ્યોને માટે શક્ય નથી. કારણકે હજી ભૂમધ્યમાં થઈને આફ્રિકાના ઉત્તર કિનારે જર્મન-ઇટલી રોમેલને મદદ પહોંચાડી શકે છે. એટલે કે ભૂમધ્ય ઉપરનો જહાજી કાબૂ હજી અસરકારકપણે મિત્રપક્ષના હાથમાં આવી શક્યો નથી.

તાજેતરમાં જ મોરોક્કો રેડિયોએ ફ્રેંચ આફ્રિકાના હાઈ કમિશ્નર (ડાર્લાંના અનુગામી) જનરલ જીરોનું કથન ટાંકતાં જણાવ્યું હતું કે થોડા દિવસો દરમિયાન રોમેલને હવાઇ અને તરી માર્ગે સીત્તેર હજાર સુસજ્જ સૈનિકોની નવી કુમક જર્મનીથી મોકલવામાં આવી છે. એટલે આજે હજી આફ્રિકા ખાતે રોમેલ દોઢથી બે લાખ સૈનિકો મેદાનમાં ઉતારી શકે એટલી શક્તિ એની છે. સામે પક્ષે મિત્રરાજ્યો એટલા સૈન્યને સાફ કરી શકે એટલા સૈનિકો, દારૂગોળો અને હવાઈ સરસાઈ પ્રાપ્ત કરી શક્યાં નથી. ચાલુ વરસ દરમિયાન, બહુ થાય તો એટલું શક્ય છે કે મિત્રસૈન્યો આફ્રિકામાં ચોમેરથી રોમેલનાં દળોને અસરકારકપણે ઘેરી લેવામાં સફળ થાય. ૧૯૪૩ના વરસ દરમિયાન આફ્રિકાને ધરી સૈન્યથી સંપૂર્ણપણે મુક્ત કરી શકાય એવું લાગતું નથી.

**રશિયન આક્રમણ**:—ધાર્યા પ્રમાણે ફરીવાર રશિયામાં શિયાળાનો લાભ રશિયન સૈન્ય લઈ રહ્યું છે. સ્ટેલિનગ્રાડને ગમે તે ભોગે ટકાવી રાખી રશિયનોએ કોકેસસને હિટલરના હાથમાં જતું બચાવી લીધું છે. સ્ટેલિનગ્રાડના સંરક્ષણ માટે રશિયન સેનાએ બતાવેલી અદ્દભુત બહાદુરી વિગ્રહો તવારીખમાં સોનેરી અક્ષરોએ લખાશે એમાં શંકા નથી.

હિટલરના વિજયોને પરાજયમાં પલટાવી નાખવાની અસાધારણ શક્તિ રશિયનોએ પોતાની ભૂમિ ઉપર દાખવી છે. આખા ઉનાળા દરમિયાન ચોમેર વ્યવસ્થિતપણે પીછેહઠ કરતાં જર્મ વ્યૂહાત્મક મહત્ત્વનાં સ્થાનોને ગમે તે ભોગે ટકાવી રાખી વખત આવ્યે ત્યાંથી પ્રતિઆક્રમણ કરવું એ રશિયન વ્યૂહ હતો. જર્મન આગેકૂચ એટલી લાંબી થઈ ગઇ હતી કે હવે વખત આવતાં ઘોડાપૂર પેઠે ધસી આવતાં વ્યવસ્થિત રશિયન આક્રમણો સામે જર્મન સેનાથી ટકાતું નથી. વર્તમાન વિગ્રહમાં રશિયન વ્યૂહો સર્વશ્રેષ્ઠ પુરવાર થઇ રહ્યા છે. બુદેની, ટીમોશેંકો અને ઝુકોવને વર્તમાન વિગ્રહના સર્વશ્રેષ્ઠ જનરલો તરીકે ભાવિ ઇતિહાસકાર આલેખશે.

આજે જ્યારે કોકેસસમાંથી જર્મનોને સો માઇલ પાછા હઠાવી દેવામાં આવ્યા છે, રશિયન સેના રોસ્ટોવની નજીક જઈ રહી છે અને થોડા દિવસોમાં રોસ્ટોવને પણ મુક્ત કરવાની એની ચાલ જણાય છે અને લગભગ બે હજાર માઇલના મોરચા ઉપરથી રોજના સરેરાશ લગભગ આઠદશ માઈલની ઝડપે જર્મનોને પાછા ધકેલી કાઢવામાં આવે છે, ત્યારે એક સવાલ એ ઊભો થાય છે કે આ વરસે રશિયામાંથી જર્મનોને હાંકી કાઢવામાં આવશે? જર્મનો ઉનાળામાં સામું આક્રમણ નહિ કરે? અગર તો એ આક્રમણ કરવા જેટલી એમની હામ નહિ રહી હોય તો શું રશિયનો જર્મની તરફ કૂચ કરશે?

અમને પોતાને તો એમ લાગે છે કે મિત્રસૈન્યો યુરોપ ઉપર બીજો મોરચો ઊભો કરી શકે તે પહેલાં જ રશિયન નિશ્ચિતપણે રૂસો-જર્મન વિગ્રહનો દોર પોતાના હાથમાં લઈ શકશે. એનો અર્થ એ નહિ થાય કે રશિયનો બર્લિન તરફ કૂચ કરવા શક્તિમાન થશે. એ કૂચ તો તો જ શક્ય બને કે એક બાજુ મિત્રસેના આફ્રિકન કિનારેથી ઇટાલિયન શહેરો ઉપર હવાઈ બોમ્બિંગ કરીને મુસોલિનીના તંત્રને તોડી નાખે. ઇટાલિયન યુદ્ધ ઉત્પાદનનાં કારખાનાંઓ જ્યાં સુધી તારાજ ન થાય ત્યાં સુધી આફ્રિકન મોરચાની સફળતા પૂરી થાય એમ નથી. બીજું, બ્રિટનમાંથી જર્મની અને ફ્રાંસમાં આવેલાં ગંજાવર કારખાનાંઓ, ગોદીઓ અને રેલવે યાર્ડોને હવાઈ બોમ્બિંગ કરી ગંભીર જફા પહોંચાડવામાં ન

આવે તો નાત્સી વિગ્રહી તંત્ર પાંગળું થાય એમ નથી. સહાયક સાધનો અને યાનવાહનો આધુનિક યુદ્ધની કરોડરજ્જુ છે. એ કરોડરજ્જુ તોડવી એટલે એ કારખાનાંઓને બોમ્બિંગ કરી સ્થગિત કરી દેવાં. તો જ રશિયન મોરચે લડતા જર્મન સૈનિકનો દેહ પાંગળો થઈ શકે એમ છે. એંગ્લો–બ્રિટિશ બોમ્બરો આ કામ ચાલુ સાલે કેટલા પ્રમાણમાં કરી શકે એના ઉપર રશિયનોની જર્મની ઉપરની કૂચનો આધાર છે.

હમણાં જ રૂઝવેલ્ટે અમેરિકન દારૂગોળાનું જે ઉત્પાદન મિત્રસૈન્યોને પહોંચાડવામાં આવે છે તેમાં પહેલી પસંદગી રશિયન મોરચાને આપવાની જાહેરાત કરી છે તે ખૂબ પ્રશંસનીય છે. એટલે જર્મની તરફ કૂચ કરવા માટે રશિયન સૈનિકો ને સેનાનાયકોમાં જે આવડત, ટેક, હિંમત અને સંગઠ્ઠન છે તેને પૂરવઠાનો ટેકો મળશે. અભેદ્ય ગણાતા નાત્સી વ્યૂહો અને અજેય ગણાતાં જર્મન સૈન્યોમાં ભાગોરાં પાડવાની જગતની કોઈ પ્રજાની તાકાત નહોતી ગણાતી. રશિયનોએ એ બાબતમાં જર્મનોની સરસાઈ તોડી પાડી આખા વિગ્રહમાં કલગી પૂરી આપી છે. યુરોપને નાત્સી એડીમાંથી મુક્ત કરવાનું પ્રથમ માન રશિયાને મળશે એમાં હવે શંકા નથી.

ચાલુ સાલે રશિયામાંથી જર્મનોને સંપૂર્ણ પણે ખસેડી શકાય એટલા નિર્બળ જર્મનો નથી કે એટલા સબળ રશિયનો હજી થયા નથી. પણ ઉનાળાના વળતા આક્રમણના સમયમાં ગઈ સાલે જર્મનોને જે સફળતા મળી હતી તે આ સાલ મળે એમ નથી. જર્મની ચોક્કસપણે આક્રમણમાંથી સંરક્ષણ પદ્ધતિમાં ફેરવાઈ જશે. અને પોતાની સંરક્ષક હરોળ રશિયાની જૂની સરહદ ઉપર ગોઠવશે એમ લાગે છે. એમાં એને સીધો લાભ એ થશે કે પોતાના પૂરવઠાની લંબાઈ ઘટી જશે. રશિયાને પોતાને જર્મનીએ તારાજ કરેલા પાંચસો માઈલના વિસ્તારમાં થઈને યાનવાહનની અનેક મુશ્કેલીઓનો સામનો કરી જર્મનો સામે લડવું પડશે. આવતા ઉનાળાની રૂસો–જર્મન લડાઈ મોટે ભાગે રશિયન સરહદ ઉપર લડાયા કરશે.

પૅસિફિક બાજુઃ—ધરીપક્ષની જમણી પાંખ જ્યાં જાપાન સામે મિત્રસેનાને લડવાનું થાય એમ છે ત્યાં ચાલુ વરસે મહત્વના ફેરફારો થાય એમ લાગતું નથી. જાપાન પોતાના સબળા મોરચા ઉપર હાલ તો સંરક્ષક લડાઈ લડે છે. અમેરિકનો પૅસિફિકમાં એને બને તેટલું અંદર ધકેલવા મથી રહ્યા છે. પણ જાપાનીઓ જર્મનોને પણ આંબી જાય એવા કટ્ટર લડવૈયા હોવાથી એમને દૂર કરવા એ મહાભારત કાર્ય છે. એ મુશ્કેલીમાં પૅસિફિક સાગરની જબરદસ્ત લંબાઈ મિત્રપક્ષને માટે ભારે વિઘ્નરૂપ છે.

હિંદ અને ઓસ્ટ્રેલિયા ઉપરનું જાપાનનું શક્ય આક્રમણ હાલ તો માલૂમ પડતું નથી. પણ એને આક્રમણ જો કરવું જ હશે તો હિંદી બાજુને એ પહેલી પસંદગી આપશે. કારણકે અહીં ઈન્ડો–બર્મન સરહદો મુશ્કી માર્ગે ભેગી મળે છે. વચ્ચે દરિયો નથી. બીજું તત્વ એ પણ છે કે અહીંની બિનલડાયક પ્રજાની નિષ્ક્રિયતા એ પણ આક્રમણકારને માટે મોટું પ્રલોભન છે. એ નિષ્ક્રિયતા દૂર કરવામાં બ્રિટિશ-સરકાર નિષ્ફળ નિવડી છે એ આ લડાઈની—કે જેને સ્વાતંત્ર્ય માટેની લડાઈ કહેવામાં આવે છે—મોટી કમનસીબી ને ખતરનાકી છે.

તા. ૧૩–૧–૧૯૪૩

☆

# અનુક્રમણિકા

પુસ્તક ૩૫ | પોષ-મહા : : ૧૯૯૯ | અંક ૩-૪






લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ ૧-૦-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રંગુછોડજી કેશુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી; એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૭-૨-૪૩

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૫ પોષ-મહા : ૧૯૯૯ અંક ૩-૪


## કલાર્થીને

રામપ્રસાદ શુક્લ

[ અનુષ્ટુપ ]

કલાર્થી, જીરવી જો જો, જરા જીવનની કલા
ખોવું ને રોવું એ તો છે, નિર્માયું રોજ, બાપલા ?
સ્હેલા આ તો નથી સોદા, આકરાં મૂલ આલવાં,
પાત્ર જો આપણાં ભોળાં, દોહ્યલા દિન ચાલવાં.

હજી તો નાટકો જોવાં આજ આંખે ઘણાંઘણાં,
ડુંગરે દવ જેવાં છે દર્શનો જિન્દગી તણાં.
હૈયાને ઠારવાં, પાછાં બેળેબેળે ય વારવાં,
ઉજળ્યા તણખાઓમાં ઈંધણું રોજ બાળવાં.

પોતીકાં કાળજાં કોરે એવાં આ શિલ્પટાંકણાં,
ફૂલવાં, ફાલવાં તો યે સોહવી આંખનાં કણાં.
આપવાની અહીં પેઢી, લેવાનું તો ખકાત છે,
દિલની દુનિયામાં આ દિલેરીની જકાત છે.

મજા છે મનની મૂડી, એક જો સાંપડી ખરી,
નવાજો નેહનાં મીઠાં વડે વિશ્વ ભરી ભરી.
એકાદી સાચની એવી ફૂટ પાતાળથી મળી,
જીવેલું જોગવ્યું જાણો, બાકી તો જિન્દગી બળી.

☆

# મિથ્યા અને સત્ય

નાથાલાલ દવે

ઈશ્વરલાલ દુકાને ચડ્યો ત્યાં દેવુભાઈ શેઠ તેમની હંમેશની ટેવ મુજબ મોઢું બગાડીને બોલ્યા, 'ક્યાં ટળ્યા હતા અત્યાર લગી!'

'ઉઘરાણીમાં.' ધીમો જવાબ મળ્યો.

'કેટલા પૈસા પત્યા?'

'પત્યું કાંઈ નથી.'

'ત્યારે અત્યાર લગી શું મુંડાવવા રખડતા હતા!'

અને એ વાક્ય પછી જે કાંઈ ઉદ્ગાર શેઠના મુખમાંથી બહાર આવે તે ઈશ્વરલાલ મૂંગો મૂંગો સાંભળી રહેતો. પણ આજે તેણે જવાબ વાળ્યો, 'તે તમારા ઘરાક એવા એમાં હું શું કરું!'

'અઢી કલાક થયા આંટા મારવા ગયો'તો ને પાછો ઘરાકનો વાંક કાઢ છ! કેમ રે દલીચંદ! તેં આને ક્યાં જોયો'તો?'

'મંદિરમાં' દલીચંદે ધીમેથી કહ્યું. ઈશ્વરલાલને સમજાયું કે આ દલીચંદે પહેલેથી બાતમી પહોંચાડી દીધી છે. તે કતરાઈને દલીચંદ સામે જોઈ રહ્યો.

'નોકરી ન કરવી હોય તો જાને એ સાધુડાની જમાતમાં! હરામનો પગાર ખાતાં શરમ નથી આવતી!' શેઠે કહ્યું.

'જુઓ શેઠ! હું હરામનો પગાર ખાતો નથી. શરીર તોડીને કામ કરું છું. નવરાશે જરા કથાવાર્તા...'

'કથાવાર્તા! એ લંગોટિયાએ તારો દિ' ઉઠાડી મૂક્યો છે!'

'મને જે કહેવું હોય તે કહો, પણ એ સાધુને શું કામ ગાળો દો છો!'

ઈશ્વરલાલ આજ સામે બોલે છે એ ભારે નવાઈની વાત છે. દેવુભાઈ શેઠ સામે પેઢીમાં કોઈ સામો જવાબ આપે જ નહિ. નાના નોકરની આ હિંમત જોઈ શેઠના મનમાં રહેલો નાનકડો સરમુખત્યાર છંછેડાઈ ઊઠ્યો. ક્રોધથી તેમનું મુખ વિવર્ણ બની ગયું. 'માણું મિજાજનું થયું! ખબર છે નોકરી નહિ હોય તો બૈરાંછોકરાં રેતીમાં ભૂખ્યાં સુકાઈ જશે! તારો સાધુ નહિ આવે રોટલા પૂરવા.'

'સૌને હજાર હાથવાળો આપનાર બેઠો છે, શેઠ! કોઈને વધુ, કોઈને ઓછું. એમાં આટલું અભિમાન કરવું સારું નહિ.'

'જા ત્યારે, મંદિરમાં જઈને બેસ. ઊતર હેઠો આ દુકાન પરથી. મારે તારું કામ નથી.'

શેઠે ધાર્યું હતું કે, 'ઈશ્વરલાલ ક્યાં જવાનો છે! કચ્છથી આવેલો માણસ છે. બૈરાં-છોકરાં પરદેશ છે. અહીંની નોકરી પર પાંચ વરસ થયાં એનું ગુજરાન ચાલે છે. કાઢી મૂકવાની વાત સાંભળી સીધો થઈ જશે. પેઢીના નોકરો દેખતાં અપમાન કર્યું ત્યારે આટલું તો કરવું જ પડે ને! મંદિરમાં કોઈ પરમૂતાનંદ નામના સાધુ આવ્યા છે. સાથે શિષ્યોનું

મોટું મંડળ છે. રોજ સાંજે કથાવાર્તા ચાલે છે. લોકોનાં ટોળાં ભેગાં થાય છે. ઈશ્વરલાલ ઊઘરાણીમાં જવાને બદલે ત્યાં જઈને બેસે છે. એ તો હલીચંદે વાત કરી ત્યારે ખબર પડી. આટલા ઠપકાની એને જરૂર હતી. હવે એ જરા નરમ થાય અને માફી માગે એટલે એને જતો કરું.'

પણ ઈશ્વરલાલે તો કોટનાં બટન બંધ કર્યાં, માથે ટોપી મૂકી; ઊભા થઈને સેઠ સહુને હાથ જોડયા. અને સહુના આશ્ચર્ય વચ્ચે શાંતિથી દુકાન પરથી ઊતરી ચાલતો થયો! બજારનો ખૂણો વળીને અદૃશ્ય થતી એની દૂબળી દેહાકૃતિને શેઠ જોઈ રહ્યા.

*　　　　*　　　　*

આટલી હિંમત બતાવીને ઈશ્વરલાલ ચાલતો થયો તેની પાછળ સબળ કારણ હતું. પાંચ વર્ષ થયાં પોતાની પત્ની સવિતા અને બાળકપુત્રને કચ્છના જેસર ગામમાં મૂકી પોતે રોટલો રળવા અહીં સુધી આવ્યો હતો. પણ પાંચ વર્ષમાં તે માત્ર રોટલો જ કમાયો હતો. પૈસા કેમેય બચ્યા નહિ. દર મહિને થોડુંઘણું પત્નીને મોકલતો. દિવસભર આંટાફેરામાં રહેવું પડતું. શેઠની કાતર જેવી જીભ ચાલ્યા જ કરતી. કામ કરી કરીને સાંજ પડ્યે ઈશ્વરલાલ લોથ જેવો થઈ જતો. બધી વાતથી તે પૂરેપૂરો કંટાળી ગયો હતો.

ઈશ્વરલાલ શ્રદ્ધાળુ માણસ હતો. રોજ મંદિરે તે દર્શને જતો. તેમાં વળી ગામમાં પરભૂતાનંદ નામના સ્વામી આવ્યા. ભારે પવિત્ર માણસ; સાથે ઘણા શિષ્યો; સ્ત્રીનું મુખ પણ કદી જોતા નથી. છ માસની છોકરી પણ જો નજરે ચડી જાય તો તે દિવસે તેમને ઉપવાસ થાય છે. રોજ સાંજે કથા થાય છે. ઈશ્વરલાલ પણ તેમાં જઈ ચડ્યો હતો. સંતોની વાણી અને ગીતાના શ્લોકો ટાંકીને સ્વામીજી સમજાવતા હતા કે, "જે જીવ સંસારની માયાજાળમાં બંધાઈ જાય છે એને કદી ક્યાંય આરો નથી. એવા પામર જીવને વિષયો બાંધી લે છે. રાતદિવસ વૈતરું કરીને પેટ ભરવા સિવાય બીજું કાંઈ તેને સૂઝતું નથી. જે સંસારના પાશમાં બંધાયો છે તેનાં બધાં કર્મ મિથ્યા છે. જેનાં કર્મ મિથ્યા છે એનો જન્મ મિથ્યા છે, જીવન મિથ્યા છે. જે પુરુષ વિષયનું ધ્યાન કરે છે તેનો વિષયો સાથે સંગ થાય છે, સંગમાંથી મોહ કહેતાં આસક્તિ તે પ્રગટે છે. મોહથી ક્લેશ થાય છે, ક્લેશથી બુદ્ધિનાશ થાય છે: અને એતો બુદ્ધિ નષ્ટ થઈ તે પોતાને હાથે જ પોતાનો નાશ કરે છે."

ઈશ્વરલાલ આ બધું મુગ્ધભાવે સાંભળી રહ્યો. તેના મનમાં થયું, 'કેટલી સાચી વાત છે! અક્ષરે અક્ષર પોતાને જ લાગુ પડે છે. બૈરાંછોકરાં આખરે કશા કામનાં નથી. સ્વામીજી વગર આવું જ્ઞાન મને કોણ આપત?' સભા વિખેરાઈ ગઈ ત્યારે તે ધીમેથી સ્વામી પાસે ગયો. તેમના ચરણનો સ્પર્શ કરીને નમ્રભાવે તે બોલ્યો, 'બીજું કાંઈ માગતો નથી, ગુરુજી! મને તમારા ચરણોમાં સ્થાન દો.'

સ્વામીજી ઘણા દિવસ થયાં આ ભાવિકને ધ્યાનથી જોતા હતા. તેમને લાગ્યું હતું કે આ કોઈ અધિકારી જીવ છે. તેમણે ધીરજથી બધી વાત સાંભળી. ઉત્તરે કહ્યું, 'મારી સાથે રહેવું એ સહેલી વાત નથી. તને ખબર છે ને કે અગ્નિપરીક્ષામાંથી પસાર થયા પછી ભગવાન મળે છે.' ઈશ્વરલાલે જવાબ આપ્યો, 'જે મુશ્કેલી હશે તે આનંદથી સહન કરીશ,

પણ મને રસ્તો બતાવો. હવે સંસારમાં મારું મન ટકી શકે તેમ નથી.' 'તો ખુશીથી બેટા! રસ્તો સદા ખુલ્લો જ છે. જ્યારે અંદરથી ભગવાનનો અવાજ આવે ત્યારે ચાલ્યો આવજે.' સ્વામીએ કહ્યું.

અને પછી તેમની ચરણરજ લઈ ઈશ્વરલાલ દુકાને આવ્યો ત્યાં જ શેઠની સાથે ટપાટપી બોલી. રાતે તે ફરીથી સ્વામી પાસે ગયો અને બોલ્યો, 'મેં નિશ્ચય કરી લીધો છે. આ ગામમાંથી જ્યારે આપ રજા લેશો ત્યારે હું સાથે થઈ જઈશ.'

સ્વામીએ પ્રસન્ન મુખે સંમતિ આપી.

૭ દિવસ પછી સ્વામી પરભૃતાનંદનો મુકામ ઊપડ્યો. તે ઈશ્વરલાલના જીવનનો અદ્ભુત દિવસ હતો. ઘણીખરી ચીજવસ્તુ પાડોશીઓને ભેટ આપી. રાચરચીલું વેચીને પૈસા દેશમાં મોકલી દીધા. ગેરૂ લાવીને કપડાં રંગ્યાં. માથે મુંડન કરાવ્યું. બે મોટી માળા તથા એક કમંડળની ખરીદી કરી. અને કોઈ જાણે નહિ તેમ રાતે તે સ્વામીની સાથે ઊપડી ગયો.

દેવુભાઈ શેઠનો માણસ થોડા દિવસ પછી તપાસ કરવા આવ્યો ત્યારે બારણે તાળું લટકતું હતું. પાડોશીઓને પૂછતાં ખબર મળ્યા કે, 'એ તો એના દેશમાં જતો રહ્યો છે. ઘર ખાલી પડ્યું છે.'

* * *

ઈશ્વરલાલે ભારે ઉત્સાહથી સ્વામીની સેવા શરૂ કરી. સ્વામીએ તેનું નામ હવે ઈશ્વરાનંદ પાડ્યું. 'તારું નામ બદલાયું એટલે સંસાર સાથેનો સંબંધ હવે પૂરો થયો,' એમ સ્વામીએ તેને સમજ પાડી. પટ્ટશિષ્ય નિરાનંદને બોલાવીને સ્વામીએ કહ્યું, 'જો આ ઈશ્વરાનંદને બધો રસ્તો સુઝાડવાનો છે. એને પૂરક, રેચક, કુંભક વગેરેની ક્રિયા બતાવી પ્રાણાયમ શીખવી દે. અને ઈશ્વરાનંદ! તું બેચાર દિવસમાં કૂર્માસન, પદ્માસન વગેરે શીખી લે, એટલે પછી કામ આગળ ચાલે.'

ઈશ્વરાનંદે નિરાનંદના હાથ નીચે તાલીમ લેવા માંડી. મનમાં ખૂબ ઉત્સાહ છે. સ્વામી જે આજ્ઞા કરે તે તે હસતો હસતો માથે ચડાવે છે. સ્વામી જે કસોટી કરવાના છે તેમાં પસાર થઈ તેને સાચું જ્ઞાન પામવું છે. એટલે તો આત્મકલ્યાણની અભીપ્સાવાળો ઈશ્વરાનંદ આઠદસ દિવસમાં છાતી ફુલાવી ફુલાવીને પ્રાણાયમ કરતાં શીખી ગયો. આંતરની શુદ્ધિ માટે તે નિરાનંદ પાસેથી બસ્તી, ધૌતી વગેરેની ક્રિયા શીખ્યો. એમ કરતાં તેના પેટમાં આંટી પડી, અને દિવસો સુધી પેટમાં દુખ્યું, પણ 'યૌગિક સાધનાના માર્ગમાં એવાં આવરણો તો આવ્યાં જ કરે' એમ નિરાનંદે ખુલાસો કર્યો અને તે ઈશ્વરાનંદને ગળે ઊતરી ગયો. નાક વાટે પાણી પીવા જતાં તેને સખત શરદી થઈ. સ્વામીજીની સલાહથી એ પ્રયોગ થોડા દિવસ મુલતવી રહ્યો. મત્સ્યાસન, કૂર્માસન વગેરે શીખતાં આખું શરીર અકડાઈ ગયું. એમ આસન વાળવા કરતાં પથારીમાં સાદી રીતે સૂઈ રહેવાની સ્થિતિ તેને વધારે રુચિકર લાગવા માંડી.

પણ ઇંદ્રિયોને જીતવાનો તેણે ભગીરથ નિશ્ચય કરી લીધો હતો. વેપારીની દુકાનમાં નોકરી કરતાં કરતાં જે અપમાનો અને દુઃખો તેણે સહન કર્યાં હતાં તેના પ્રમાણમાં આ

સંન્યસ્ત જીવન તો મુક્તિ જેવું લાગતું હતું. હજી સ્વામીના બીજા શિષ્યો જેટલું આગળ વધતાં તેને વાર લાગશે એમ તે જાણતો હતો. કોઈ આખો દિવસ આસનબદ્ધ બેસી રહે છે, કોઈ પંચાગ્નિ તાપે છે. એટલું કષ્ટ ઈશ્વરાનંદથી સહન થતું ન હતું. પણ આગળ ઉપર પોતાનું શરીર એટલું કાબુમાં આવી જશે એવી તેને આશા હતી. વળી તેને સંસ્કૃત શીખીને વ્યાખ્યાન કરવાની પણ ઇચ્છા થઈ હતી. સ્વામી બોલે છે ત્યારે હજારો માણસો સાંભળવા ભેગા થાય છે. એવો અસ્ખલિત વાણીપ્રવાહ વહાવી શ્રોતાજનોને મંત્રમુગ્ધ કરી દેવાની શક્તિ તેને ચાખવી હતી. તુલસીકૃત રામાયણનો પાઠ તેણે શરૂ કર્યો અને ધીરે ધીરે તેની ચાંચ તેમાં ખૂંપવા લાગી.

એક દિવસ તે ભિક્ષા લેવા નીકળ્યો તેમાં એક ઘરના આંગણામાં તેણે એક તરુણ સ્ત્રીને પોતાના પુત્રને તેડીને ઊભેલી જોઈ. તેને જોતાં ઈશ્વરાનંદને સવિતા યાદ આવી. નાના બાળકને તેડીને રમાડવાની તેને ઇચ્છા થઈ. 'પણ એ પૂર્વાશ્રમની વાતો હવે મારે ન સંભારવી જોઈએ. મન તો વાનર જેવું છે. જરા છૂટું મૂક્યું કે તોફાને ચડે. હવે ક્યાં સવિતા ને ક્યાં હું ? હા, એટલું ખરું કે છોકરાને માટે થોડા પૈસા આપીને પછી હું અહીં આવ્યો હોત, એના ભણવાગણવાની સગવડ થઈ હોત ! ત્યાં મોસાળમાં એની કોણ કાળજી રાખશે ?' એવા એવા તેના મનમાં વિચાર આવ્યા. 'પણ, હશે, ભગવાન જેનો ધણી છે, હું શું કામ ચિંતા કરું ?' કહી ઈશ્વરાનંદે મન વાળી લીધું.

સ્વામીનો કાઠિયાવાડનો પ્રવાસ પૂરો થયો તે દરમ્યાન ઈશ્વરાનંદે યોગસાધનામાં ઠીક ઠીક પ્રગતિ કરી. હવે સ્વામી પરભૃતાનંદે કચ્છ જવાનું નક્કી કર્યું. ભુજમાં ભાવિક ભક્તો છે. રાજા પણ સ્વામીને ઓળખે છે. શિષ્યો તૈયાર થઈ ગયા. સામાન બંધાયો. સ્વામીનો નિયમ છે કે પગે ચાલીને જ જવાય. રેતીના રણમાં લાંબી મજલ કરવા સહુએ કમર કસી.

* * *

સ્વામી પરભૃતાનંદે એક દિવસ સવારે સાદ પાડ્યો, 'અરે ભાઈ ઈશ્વરાનંદ ! અહીં આવ.'

ઈશ્વરાનંદ આવીને હાથ જોડીને ઊભો રહ્યો, 'આજ્ઞા, ગુરુજી !'

'જો આજથી તારી કસોટી શરૂ થાય છે. જે જીવ અધિકારી હોય તે જ અધ્યાત્મના ઊંડા રહસ્યને પામે છે. બ્રહ્મવિદ્યા એ દુર્લભ ચીજ છે. જો એ અનધિકારીને હાથ જઈ ચડે તો મહા અનર્થ થાય. માટે ભગવાન પતંજલિ કહી ગયા છે કે શિષ્યની બરાબર કસોટી કર્યા પછી જ ગુરુએ તેને આત્મવિદ્યામાં પ્રવેશ કરાવવો.'

ઈશ્વરાનંદ નમ્ર ભાવથી સાંભળી રહ્યો.

સ્વામી બોલ્યા, 'કુંદન છે કે કથીર તેની અગ્નિ આગળ તરત ખબર પડી જાય છે. જે આ અગ્નિપરીક્ષામાંથી પસાર થાય છે તેની આગળ અપાર આનંદ છે, શાશ્વત શાંતિ છે; નિર્વિકલ્પ સમાધિનો અવર્ણનીય ઉલ્લાસ છે; અને જન્મમૃત્યુના ફેરામાંથી મુક્ત બની તે જીવ પરમ ગતિને પામે છે. પણ જે નિર્બળ મનુષ્ય ઇંદ્રિયસુખને ઝંખે છે અને કષ્ટ સહન કરી શકતો નથી તેનો કદી ઉદ્ધાર નથી. સંસારના કર્દમમાં તે પામર સદાને માટે ખૂંચી રહે છે. માયા-નટી તેને નચાવ્યા કરે છે અને માયાનાં બંધનોમાં સપડાઈ પશુતુલ્ય જીવન ગાળતા એવા તેના મનઃચક્ષુને કદી પણ ભગવાનની ઝાંખી થતી નથી. બોલ, તું કયો માર્ગ પસંદ કરે છે ?'

ઈશ્વરાનંદે દૃઢભાવે કહ્યું, 'આપે બતાવેલા માર્ગે જ હું જઈશ. સદ્ગુરુ મારી જે કસોટી કરશે તેમાં પ્રભુની કૃપાથી હું પાર ઊતરીશ.'

નિરભ્ર આકાશમાં ઉનાળાનો સૂર્ય ઊંચે ચડવા લાગ્યો હતો. વાત કરતાં કરતાં સ્વામીનાં ગૌર-લલાટ પર પ્રસ્વેદનાં બિંદુ બાઝી ગયાં હતાં. સામે રેતીનો અફાટ વિસ્તાર તડકામાં તપીને ગુલાબી રંગ ધારણ કરતો હતો. તે સામે નજર કરીને સ્વામીએ કહ્યું, 'ચાલ ત્યારે, આ માર્ગે આપણે જવાનું છે. તારા ઉપાન કાઢી નાખ.'

ઈશ્વરાનંદ ઠેબતાઈ ગયો. ઉપાનમાં તેણે થોડા રૂપિયા સંતાડી રાખ્યા હતા. સ્વામીજી યોગવિદ્યાના બળે તે જાણી ગયા કે શું? લક્ષ્મી પર મમતા રાખવા જેટલી નિર્બળતા તે હજી જીતી શક્યો ન હતો. સારું થયું આજે એ બંધન પણ ગયું. એમ વિચારી નીચી નજર રાખી તેણે જોડા કાઢી નાખ્યા. અને હાથમાં દંડ લઈ, ખભે ઝોળી ભેરવી, એ ભગવી કંથા પહેરેલો સંન્યાસી રેતીવાળા રસ્તા પર ઉઘાડે પગે ચાલવા લાગ્યો.

બપોરે એક ગામ આવ્યું. માત્ર દસબાર ઘર છે. વસ્તી નહિ જેવી છે. શિષ્યો ગામમાં જઈ ભિક્ષા માગી લાવ્યા. સ્વામીજી ભોજન કરવા બેઠા. ઈશ્વરાનંદ ભોજનની તૈયારી કરતો હતો ત્યાં સ્વામીએ આદેશ કર્યો, 'તું કેમ હાથપગ ધૂએ છે, ઈશ્વરાનંદ! તારે તો ઉપવાસ કરવાનો છે. આજથી ચાર દિવસ તારે અન્નનો ત્યાગ કરવાનો છે. અને બે દિવસ જળ વગર રહેવાનું છે. દેહશુદ્ધિ માટે આટલું આવશ્યક છે, સમજ્યો કે?'

ઈશ્વરાનંદે સ્વામીની આજ્ઞા માથે ચડાવી. બીજાને જમતાં જોઈ મનમાં તે વિચાર કરવા લાગ્યો, 'ખરેખર, વાસના એ કેવી દુર્દમ્ય વસ્તુ છે! હું જાણું છું કે આ બધા જમે છે તે સામાન્ય ખોરાક છે. છતાં તેનું અશન કરવાની ઇચ્છાને રોકતાં મને કેટલું કષ્ટ થાય છે! "ઇંદ્રિયાણિ પ્રમાથીનિ, હરંતિ પ્રસભં મનઃ" બીજું તો કાંઈ નહિ, પણ ચાર દિવસના ઉપવાસ પછી આ દેહ નહિ હોય તો પછી શુદ્ધિ શાની કરવાની રહેશે?' અને એવા એવા વિચારો કરતો ઈશ્વરાનંદ મૂક બેસી રહ્યો.

બીજા દિવસે તેને ખૂબ થાક લાગ્યો. પગના તળિયા સાવ શેકાઈ ગયા. ગરમીથી આંખો લાલલાલ બની ગઈ. નિર્બળતાની સામે લડવા તેણે મનને ઘણું દૃઢ કર્યું. પણ રસ્તામાં રેતીના ગરમ સુસવાટ ચાલવા લાગ્યા. ધૂળના મોટા વંટોળ ચડ્યા. આખું આકાશ ભઠ્ઠીની પેઠે સળગવા લાગ્યું. ક્યાંયે લીલું ઝાડ પણ જોવા ન મળ્યું કે જેથી દૃષ્ટિને જરા શાતા વળે. નાખી નજર પહોંચે ત્યાં સુધી માત્ર મૃગજળ છલકતું રહ્યું. ઈશ્વરાનંદનું મુખ સુકાઈ ગયું. કંઠમાં પીડા થવા લાગી. તેને મન થયું કે ચાલ, ગુરુને કહી દઉં કે મારાથી ભૂખ્યાતરસ્યા જીવાશે નહિ, પણ મહામહેનતે તેણે મનને શાંત કર્યું.

ત્રીજે દિવસે તેથી પણ વધારે તાપ લાગ્યો. કચ્છની શી ભયંકર નીરસ ધરતી છે! રેતીના નિર્જીવ ઢગલા અને રાખોડી રંગનાં પહોળાં મેદાનો પથર્યાં છે. ઉપર મદોન્મત્ત પવન દોટાદોટ કરે છે. રેતીમાં મોજાંની લહરો ઊઠે છે. ધરતીના નિશ્વાસ જેવા વંટોળ ચકર ચકર ફરતા આકાશમાં ઊંચે ચડે છે. આ રંગહીન, વનસ્પતિહીન, વિરૂપ પ્રદેશમાં વસનારા માનવીને જીવન ટકાવવા કેટલી મહેનત કરવી પડે છે! કેટલો પારાવાર પરિશ્રમ કરીને માંડમાંડ એ પેટપૂરતું કમાય છે. સૂર્ય કેટલો નિર્દય થઈ શકે છે તેની અહીં ખબર

પડે છે. સહુને જીવન આપનાર તડકો અહીં તો જીવનને જાણે કે શેકી, ભૂંજી, ભસ્મ બનાવવામાં જ રાચે છે. ચોથા દિવસની સાંજ પડી ત્યારે ઈશ્વરાનંદ સાવ મરવા જેવો થઈ ગયો. શ્વાસ લેવાની પણ તેનામાં તાકાત ન રહી. રાત્રે સ્વામીએ તેને થોડું દૂધ પાયું. તેથી તેને જરા શાંતિ વળી. તે પછી થાકથી અને ભૂખથી તે નિદ્રાવશ થયો કે બેભાન થઈ ગયો તેની તેને ખબર ન રહી.

સવારે ઊઠીને સહુ ચાલી નીકળ્યા. તડકો થાય તે પહેલાં એ ગાઉની મજલ કાપીને સંન્યાસી મંડળ બીજે ગામ પહોંચી ગયું. સવારના ઠંડા પવનથી ઈશ્વરાનંદને જરા આરામ મળ્યો હતો અને તેનું મગજ જરા કામ કરવા લાગ્યું હતું. ગામનાં મકાનો તથા છાપરાની બહાર ડોકા કરતી ખજુરીઓ, પાદરમાં નાનું તળાવ તથા તેને કાંઠે લીમડાનાં ઝાડો એ સહુ તેને પરિચિત હોય એવો તેને ભાસ થયો.

સ્વામી પરભૂતાનંદે તેને ખભે હાથ મૂકીને વહાલથી કહ્યું, 'ભાઈ! આજે તારી તપશ્ચર્યા પૂરી થાય છે. ગામમાં જઈ તું ભિક્ષા માગી લાવ અને પારણું કર.'

અત્યંત ક્ષોભથી, ડરતાં ડરતાં ઈશ્વરાનંદે પૂછ્યું, 'ગુરુજી! બીજે ગામ જઈ પારણું કરું તો?'

સ્વામીએ પૂછ્યું, 'કેમ રે! આ ગામમાં શી હરકત છે?'

ઈશ્વરાનંદે કહ્યું, 'આ જેસરગામમાં મારું સાસરું છે. મારી પત્ની તથા પુત્ર અહીં રહે છે.'

કિંચિત્ હસીને ગુરુ બોલ્યા, 'વાહ! એનાથી રૂડું શું? આપણે અહીં આવ્યા એમાં કોઈ ઈશ્વરી સંકેત જણાય છે. પત્ની પાસેથી ભિક્ષા લાવવી એ તો રાજા ભર્તૃહરિથી ચાલી આવતી આપણી પરંપરા છે. જાઓ ભય તજી દે અને તારી પત્ની પાસેથી જ ભિક્ષા લઈ પાછો આવ. જા બેટા! પ્રભુ તને બળ આપો અને તારો શુભસંકલ્પ અચલ રાખો.'

ગુરુને પ્રણિપાત કરી હાથમાં ભિક્ષાપાત્ર લઈ, કાષાયવસ્ત્રધારી ઈશ્વરાનંદ મનને પ્રયત્નપૂર્વક દૃઢ કરી આ આખરી કસોટી માટે ચાલી નીકળ્યો.

* * *

બીતા બીતા, દૃષ્ટિ નીચી રાખી, શેરી વટાવી તે સાસરાને ઘેર આવ્યો. ખડકી ઉઘાડી ફળીમાં પગ મૂકતાં તેને શરીરે પરસેવો વળી ગયો. હૃદય અસહ્ય વેગથી ધબકવા લાગ્યું. ઈશ્વરાનંદને મૂંઝવણ થઈ કે હૃદયના ધબકાર તો છૂપાશે. કાંપતા પણ કંપતા પગોને સ્થિર રાખવાનો શો ઉપાય હશે? यथा दीपो निवातस्थो વગેરે શ્લોકો સંભારીને તેણે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનો જાપ કર્યો પણ તેથી કાંઈ વળ્યું નહિ.

તેના સારા નસીબે તેના સાળા બહાર ગયા હતા. અંધ સસરા ઓસરીમાં બેઠા-બેઠા પૂજા કરતા હતા. ફળીમાં ઈશ્વરાનંદે નજર કરી તો લીમડાને છાંયે ગાય બાંધેલી હતી. એક બાજુ એક વાડિયામાં ગાય માટેની કડબ ખડકેલી હતી. કૂવા પર કોઈ સ્ત્રી પાણી ભરતી હતી. સાધુને જોઈ લાજ કાઢી તે ઘરમાં ચાલી ગઈ. એક બાજુ તુલસીનો ક્યારો હતો. પાણિયારા પર સ્વચ્છ માંજેલા લોટાપ્યાલા પડ્યા હતા. એક સાત-આઠ વરસનો છોકરો થાંભલી પાસે ઊભો હતો. આ રીતે સ્વચ્છ ઘરની સુઘડતા ઈશ્વરાનંદના વૈરાગ્યપ્રિય મનને પણ ઘડીભર આકર્ષક લાગી.

મનનો ક્ષોભ દબાવી, હવે જે રીતે તે માટે તૈયાર થઈ તેણે ઊંચે અવાજે ભિક્ષાનો શબ્દ ઉચ્ચાર્યો, 'નારાયણ હરે!'

સવિતા ઘરમાં કાંઈ કામ કરતી હતી. પતિનો પરિચિત અવાજ સાંભળી તે ચમકી. અંદરથી જ તે બોલી, 'જો તો અપુ! બહાર કોણ આવ્યું છે?'

થાંભલી પાસે ઊભેલા અપુએ જવાબ આપ્યો, 'બા! કોક બાપીબાવો છે.' અને એટલું કહી અપુ ઘરમાં જતો રહ્યો.

બે પળમાં સવિતા બહાર આવી. સુંદર સ્નેહભરી આંખો; પ્રસન્ન સરલ મુખ; વાળ છૂટા છે. સફેદ સાડી શરીર પર વીંટાળી છે. જાણે વાત્સલ્યની મૂર્તિ. ઉંબરમાંથી સંન્યાસી પર તેની દૃષ્ટિ પડી અને આશ્ચર્યથી વિસ્ફારિત નયને તે જોઈ રહી. પતિને ઓળખતાં તેને કંઈ વાર ન લાગી. 'અરે! અરે! આ તે કેવા વેશે?' કહેતી તે આગળ આવી.

'ભિક્ષા' એટલું બોલી ઇશ્વરાનંદ નીચું જોઈ ગયો. મૈયા કે એવું કાંઈ સંબોધન તે કરવા જતો હતો પણ તેની જીભ ઊપડી નહિ.

'આ તે શી માંડી છે તમે? હવે કપડાં બદલી અંદર આવો. કોઈ જોશે તો હું લાજી મરીશ. આટલા વરસે આવ્યા, અને આવ્યા ત્યારે આ વેશે! અપુ? એ અપુ! બહાર આવ તો ભાઈ! તારા બાપુ આવ્યા છે.' અને તેણે જોયું કે પતિ હજી ઊભા છે, ઓશરીની કોર ચડતા નથી, એટલે પાસે આવી પતિના હાથમાંથી તેણે કમંડળ અને ભિક્ષાપાત્ર લઈ લીધાં. પતિનો હાથ પકડી તેની આંખોમાં દૃષ્ટિ પરોવી સવિતા એકાગ્ર ભાવથી જોઈ રહી. પળવારમાં ઇશ્વરાનંદના મનમાં ઘણી ગડમથલ મચી ગઈ. પણ તે સાથે એમ પણ થયું કે આટલો સ્નેહ, આટલી માયામમતા–એમાં પણ કાંઈક સત્ય રહેલ છે. સ્વામી કહે છે તેવું સાવ મિથ્યા આ હોઈ શકે નહિ. અને આનાકાની પડતી મૂકી તે અંદર ગયો. ભગવી કંથા કાઢીને તેણે કોરે મૂકી. પુત્ર અપુને છાતી સરસો દબાવતાં તેની આંખો આનંદનાં આંસુથી છલકાઈ ઊઠી.

વૃદ્ધ અંધ સસરાએ હસતાં હસતાં કહ્યું, 'કોણ ઈશ્વરલાલ આવ્યા? સારું થયું, બહુ સારું થયું. ઘણો વખત થયાં કાગળપત્ર, કાંઈ સમાચાર નહિ. અચરત, ક્યાં અહાર ગયો છે! અપુ! જા ભાઈ, એને ઘેર બોલાવી લાવ.' અને એ પાછા માળા ફેરવવા લાગ્યા.

પતિને બીજાં કપડાં આપતી આપતી સવિતા બોલી, 'આ બધું શા માટે કરવું પડ્યું? અર્જુન જેમ સાધુવેશે સુભદ્રાનું હરણ કરવા ગયા હતા તેમ મને ઉઠાવી જવા આવ્યા છો કે શું?' પોતાની ભાભીને બોલાવી તેણે કહ્યું, 'તમારે લાજ કાઢવાની ન હોય, ભાભી! અંદર આવો. કહો તો, સંસાર છોડી દેવાનો વિચાર ક્યાંથી સૂઝ્યો'તો?' ઇશ્વરલાલે કહ્યું, 'એ બહુ લાંબો ઇતિહાસ છે. હું નીરાંતે બધી વાત કરીશ. આજે તો ચાર દિવસના ઉપવાસ છે. માટે જે હોય તે જમવાનું આપો.'

સવિતાના ભાઈ અચરતલાલ બજારમાંથી ઘેર આવ્યા ત્યારે તેની સ્ત્રીએ બનેવી જેવી રીતે આવ્યા તેની સવિસ્તર વાત કરી. આખા ઘરમાં ધૂમ હસાહસ થઈ રહી.

તે દિવસે સાંજે સ્વામી પરમાનંદનો સંઘ માયાનાં બંધનોમાં સપડાયેલા એક ફૂલને એમને એમ મૂકી આગળ ચાલતો થયો.

☆

# ગંગા વચ્ચે તરસ્યો

પ્રજારામ રાવળ

[ હરિણી ]

જગ સકળની સંપત્તિનો મહા ક્ષીરસાગર
મુજ સદનને ડૂબાવંતો વહે દશે દિશમાં.
રતનમણિની છોળે છોળો બધી દિશથી વહે.
મુજ ઉંબરમાં હેયું હેતે ભર્યું ઉછળી રહે.

સ્મિતભર ઊભું મારે દ્વારે સદા મધુભાગ્ય આ.
સ્મિતની કણી યે એની કિન્તુ લઈ હું શકું જ ના!
સજડ કરી છે બારી બારી બધી મુજ બંધ મેં!
ક્યહિંથી ય ઝીણું ટીપું ભૂલે પ્રવેશી નહીં શકે!

કુમતિ ક્યહિંથી સૂઝી આવી? પૂરાઈ ગયો હવે!
ઘર ખુલવવા કેરી વિદ્યા જરી નહીં આવડે!
અધવચમહીં ગંગા કેરી અરે! તરસે મરું!
વ્યરથ જ દીધાં દ્વારો સાથે ફરી ફરી આથડું!

મબલખ ઢળ્યા ભંડારોમાં અકિંચન સાવ હું!
જરી ન ચસતી બારી બારી ભણી નિરખી રહું!

⊘

## પ્રિતમસ્નેહસંજીવની

કલાનીતરતી લટો ક્યમ વિંખાઈ છે તે કહો.
ન ભાન જરી વસ્ત્રનું — લગ ઉરેથી પાલવ સર્યો-
સુગન્ધ ભરપુર વેણી ચીમળાઈ શાથી? કહો,
ગ્રહ્યું કરથી શીર્ષ કાં? દુઃખદ શોક શો છાવર્યો?
સુલોચનથી કેમ અશ્રુમય ધોધ આજે ઝર્યો?

વહો! દુઃખદ આંસુડાં, હૃદયભાર જાશે વહો!

વદ્યાં જનની તપ્ત શે? જનક શું વદ્યા રોષથી?
કટાક્ષ સખીના ઝર્યા? ભગિની શું લઢી કારવા
તપ્યા હૃદયને? થયા છ અણબોલ શું સાંઈ?—વા
કહો! સુખદ સાંભરી પ્રિતમસ્નેહસંજીવની?

સ્વનતમ્

# નવી નવી વ્યવસ્થા
# ને
# નવા નવા રસ્તા

શાન્તિ

કેટલાકનાં મનમાં હજી એવી શંકા રહે છે કે યુદ્ધ પૂરું થયા પછી પણ યુદ્ધ પૂરું નહિ થાય: કોઈ બીજા મહાન યુદ્ધ માટેનાં એ બીજ વાવી જશે. હવે જેને ના ભણવાનો રોગ લાગુ પડ્યો હોય તેને માટે તો કાંઈ ઉપાય નથી, બાકી સરકારે તો પોકારી પોકારીને જાહેર કર્યું છે કે આ યુદ્ધ દુનિયાના ઉદ્ધાર માટે છે. ને ગીતામાં પણ કહ્યું છે કે 'नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति'। ભગવાનનું એ અફર વચન ફળે, ને દુનિયાનું કલ્યાણ કરવા જતાં અમારું પણ કલ્યાણ થઈ જાય તો એમાં રાગદ્વેષ શેનો? એમાંના જે તત્ત્વચિંતકો છે તે તો અત્યારથી જ લડાઈ પૂરી થયે શું કરવું ને કેવી રીતે વધુમાં વધુ કલ્યાણ થાય તેની યોજના પણ ઘડી રહ્યા છે. આ યોજનાની વાત સાંભળીને અમારા પાડોશીનો મદનભારથી મને પૂછવા આવ્યો'તો 'બેશક! લડાઈ પૂરી થયા પછી આપણને કાંઈ નો આપે. એના બદલામાં હમણાં થોડુંક પરચૂરણ ને થોડાક ઘઉં ન આપે?' અલ્યા ભાઈ મદનભારથી! તું પણ ગાંડો છે. સરકાર કાંઈ ઘઉંનો વેપારી છે તે તને ઘઉં આપે? એણે તો મુંબઈમાં ઘઉંનો વેપાર કરી જોયો. પોતાની જ યુનિવર્સિટીના આટલા બધા બહાદુર સાયન્સના નિષ્ણાતોમાંથી કોઈએ એને કહ્યું નહિ હોય કે સાબ! ઘઉં પણ સાળા ચેપી રોગના જંતુ સંઘરે છે! ઘઉંમાં પડ્યાં ધનેરાં ને સાળું ધનેરા જેવું ક્ષુદ્ર જંતુ ઘઉં ખાઈ ગયું ને માણસ જેવું માણસ એ ઘઉં વિનાનું રહી ગયું! એ તો સારું થયું કે જમનાદાસ મહેતાએ કહી દીધું કે ઘઉં 'દરિયામાં પધરાવ્યા છે, નહિતર વળી કોઈ જંતુવિશારદને ઠેઠ યુરોપમાંથી બોલાવી એ બિચારા ક્ષુદ્ર ધનેડાના ટાંટિયા ને પાંખ નોખનોખા કરવામાં 'પચીસપચાસ હજારનો ધુમાડો થાત એ નફામાં. પણ મને તો એમાંથી એક બીજો રસ પ્રાપ્ત થયો છે. આ ધનેડું' શું છે? ધનને જે ઈંડામાં ફેરવી નાખે—એટલે શૂન્ય કરી મૂકે—તે 'ધનઈંડું' = 'ધનેડું' એમ વ્યુત્પત્તિ હશે? કે ધન એટલે આવકની, આબરૂનું જે મીંડું વાળી દે તે ધનેડું હશે? મને આ ઘઉં ગયા એનો અફસોસ નથી, હિંદની ધરતી ઘઉં તો બીજા લાવી દેશે, પણ આ અમારા ગામની વેવલી વાણિયણ પણ મોંએ સાડલાનો છૂંછો દઈને હસે છે ને પૂછે છે, 'હેં ભૈ, તમે આટલા બધા ભાયડા ભેગા થઈને ઘઉંને સાચવી શક્યા નહિ? આ તે તમે ભાયડા કેવા? અરે અમને કહ્યું હોત તો અમે ઘઉં સાચવી દેત!'

હું ઘણી લમણાંઝીક કરું છું કે 'માવડી! તું આ બધાય કોણ જાણે કેટલા કેટલા હજારના પગારદાર નોકરોની આબરૂનું લીલામ કરવા બેઠી છો તે જરાક મોંએ તાળું લગાવ તો સારું!' પણ એ તો બૈરીની જાત, એમાં પણ પાછી વેવલી ઘરરખુ ને દાણારખુ ગુજરાતણ: એ કાંઈ માને? મને ઘઉં ગયાનો અફસોસ નથી. આપણાં બૈરાંને પણ આ ખબર પડી ગઈ એની ચિંતા છે! આ મુંબઈના છાપાવાળા બાબા દરરોજ છાપે છે:

"આટલો બધો ઉગ્ર તાપ દેશમાં ફેલાણો છે ને કોઈ સાહિત્યકાર કેમ કાંઈ લખતો નથી? આવી પાવકજ્વાળા છતાં કેમ કોઈ કાંઈ તપતો નથી?" એવું એવું, માળા, કાગળની છત ને કાગળની છતે આવી ગયેલી છત, એટલે લખ્યા કરે છે. એ લોગને કહું છું બાપલા! આ ધઉંનાં રૂદનગીત ને લાખો ધનેડાં દરિયામાં સતાં એનાં કરુણગીત લખોને. મફતના શું કરવા જે 'કોકેક'ને તમે જોયા નથી એનાં ગુણગાન કરવામાં બધું ય બળ વાપરી નાખો છો? ભુત–ભવિષ્યમાં શું કરવા હેરાન થાઓ છો? આ વર્તમાનનું જ ગાણું કરોને! મને પણું લખવાનું મન થાય છે. પણ લખું શેમાં? કાગળ? કાગળ ક્યાંથી કાઢવા? 'પ્રસ્થાન'વાળાને કહ્યું કે થોડાક કાગળ મોકલો તો પાનગોષ્ઠિ થાય. તો જવાબ આપ્યો કે કાગળ નથી, પણ પરચૂરણને બદલે પાનવાળાની ને હોટેલવાળાની, શાકવાળાની ને બસવાળાની ચિઠીઓ ભેગી થાય છે એમાં લખોને! અક્ષ્યા ભાઈ! આ લડાઈ તે કરશે શું? હવે છે મહિના દીનું અનાજ રાખો! પણ મહિના દીમાં આ બચારા શેઠિયા હમેશાં દોઢ ફુલકું ખાઈને ઊઠે, એટલે ત્રીસ અધોળ લોટની વાત થઈ. એટલામાં એનો મહિનો પૂરો થયો. ને ભરવાડ મીઠાને સાડાત્રણ રોટલા–ઉર્ફે, સાડાત્રણ શેર લોટ–ઉર્ફે સાડાત્રણ મહિનાની અનાજબંધી એક મહિનામાં ઉડાવવી પડે એનું શું? એક ઉપાય છે: ચા વધારે પીવાય તો ભૂખ ઘટે એમ કેટલાક માને છે. પણ ચા તો વિલાસની વસ્તુ છે એમ એક સાંએ હમણાં જ કહ્યું. એટલે એ મળવામાં ય વાંધા! હવે શું ખાવું એવો તો સવાલ રહ્યો નથી: શું ખાઈને જીવવું એવો સવાલ આવ્યો છે. ઠેઠ વિક્ટોરિયા છાપની સાતમી આઠમીમાં પાઠ છાપતા–ને બાળબોધ અક્ષરે માસ્તર લખાવતા કે 'ખાનપાનને ખાતર જિંદગી નથી પણ જિંદગીને ખાતર ખાનપાન છે' એ સદૂપદેશ, વિક્ટોરિયા રાણીના છોકરાના છોકરાના છોકરાના વખતમાં ફળ્યો! આનું નામ કેળવણીમાં દીર્ઘદૃષ્ટિ. ને છતાં આ કેળવણીને વખોડનારા નથી પડ્યા? એનું નામ છે તે અવળચંડાઈ. અત્યારે અનાજ કઢાવવાના કેટલા ઉપાય થઈ રહ્યા છે તેમાં આ નુસખો અજમાવવા જેવો છે. શી રીતે માત્ર અઢીરૂપિયાભાર લોટ વાપરવાથી આખું તપેલું છલકાતું હોય એવી કાંઈક નવી નરસી વાનગી તૈયાર થાય? આ મોટા મોટા અક્ષરે છાપેલી સરકારી જાહેરખબરોમાં 'વધારે અનાજ ઉગાડો' એમ આવે છે, એ 'અનાજ ઉગાડવું કે ઉપાડવું' તે આ હશે? માણસને જેમ હજુરી દઈએ છીએ, ને એમાં માણસ નથી દેખાતો, પણ લૂગડાંનો ઠઠારો દેખાય છે, તેમ અનાજને પણ એવી રીતે તૈયાર કરવું કે અનાજ હોય નહિ છતાં અનાજનો ભાસ ભરપૂર દેખાય, એવી કોઈ નવીન ક્રિયા તે 'અનાજ ઉપાડો'ની ક્રિયા હશે? કોણ જાણે સાળું પાંચકૂવા દરવાજે છ છ વખત આ જાહેરખબર વાંચી પણ હજી 'અનાજ ઉપાડો' એ વાક્ય તો પેલા અલાદીનના જાદુઈ ફાનસ જેવું જ રહી ગયું છે! એ પોતે ઊંઘતું નથી ને મને ઊંઘવા દેતું નથી. બીજું કાંઈ નહિ, મારું જ્ઞાન એ જ અજ્ઞાન નહિ હોય એની મને તો ચિંતા થઈ પડી છે.

જેમ અનાજના વેપારીઓના સમૂહો બહાર લાવવાના પ્રયત્નો થાય છે તેમ બીજી બાજુથી ચૂલા પાસે બેઠા બેઠા નવરા માણસો એની 'અક્ષી' સાથે વાતો કરતા કરતા વધુ ને વધુ કુલકાં ને કારેલાનું શાક ચાખ્યે ન રાખે એ પણ જોવાનું આવશે. છપ્પનિયામાં જીવનારાં કેટલાંક માણસો કહે છે કે કોણ જાણે શું થયું પણ છપ્પનિયામાં ભૂખ પણ બહુ લાગતી. કદાચ કોઈ માનસશાસ્ત્રી આનું કારણ પણ આપી શકે. હવે મને, અનાજની અવ-

સ્થામાં લેશ પણ ગાબડું પાડવાનું મન નથી. સરખી રીતે અનાજ વહેંચાય તો સૌ સુખી થાય એમ તો હું પણ માનું છું. પણ કોણ જાણે શું થયું છે તે મારે રોઢ રોટલીમાં જ્યાં આખો દહાડો નીરાંતે નીકળતો ને સાંજે ખાવું ન ખાવું મારી ઇચ્છાની વાત હતી, ત્યાં હવે સવારે જ ત્રણ રોટલી તો સફાચટ થાય છે ને કોઈ દિવસ નહોતી લાગતી એટલી તો પાછી સાંજે ભૂખ લાગે છે ! એ ' પ્રસ્થાન'વાળા ભાઈ ! હમણાં હવે પાનગોષ્ઠિનો અંખતરો જવા દો. કોઈ હસશે તો નહિ, પણ હસશે ને એને ભૂખ વધારે લાગશે ને રોટલીદાદરોટલી વધુ ખાશે તો ભાઈ'સાબ, આ પેલો ધારો છે નાં, એમાં ગફ્તનો કાયદાની બારીકીનો પ્રશ્ન આવે. પેલા વરુએ નહોતું કહ્યું: તું નહિ તો તારો બાપ ! અનાજ સંઘરવું એ તો ગુનો છે જ. પણ સંઘરેલું અનાજ બહાર નીકળતાં સફાચટ થઈ જાય એવી ભૂખ લાગવી; ભૂખ લાગે તેમ કરવું, ભૂખ લગાડવાનો પ્રયત્ન કરવો, ભૂખ વિષે કોઈની પાસે વાત કરવી, ભૂખની વાત કરીને બીજાને ભૂખ્યો બનાવવો, બનાવવાનો પ્રયત્ન કરવો, પ્રયત્નમાં મદદ કરવી, સહાનુભૂતિ દેખાડવી, એ પણ ગુનો કે નહિ ? અને આ અનાજ સંઘરનારા તો વહેલે મોડે, મુંબઈનિ પગલે પગલે, જેમ જેમ અનાજ સડશે તેમ તેમ બહાર કાઢશે, ને કદાચ કાળેદકાળે ખપ પણ લાગશે, પણ અનાજ બહાર નીકળતાં વેંત સફાચટ કરી જવાની રાહ જોઈને બેઠેલા એ ગુનેગાર જ નહિ ?

પણ આ કહેવાય છે કે જર્મન સૈનિકો પાસે એવી કાંઈક દવાની ગોળી રહે છે કે આઠ દિવસ સુધી ભૂખ ન લાગે. ભસ્મક રોગવાળાને આયુર્વેદમાં અઘેડાના બીજની ખીર આપવાનું કહ્યું છે. તો હમણાં ડૉક્ટરો વૈદ્યો નવરા હોય તો લોકોને ભૂખ કેમ ન લાગે એવું કાંઈક અઘેડાના બીજમાંથી શોધી ન કાઢે ? અઘેડાના બીજ, દિ૦ સંરક્ષણમાં ભાગ ભજવશે તો ચરક સુશ્રુતને તો આનંદ થશે પણ મને પોતાને વધુ આનંદ થશે. કારણકે મારા ફળીમાં અઘેડો બહુ જ થાય છે. આવું અમોઘ શસ્ત્ર શોધી કાઢવાનું દુર્ભાગ્યે ખોળંભે પડે તો પછી શાંકરવેદાંત આમાં ઓછું ઉપયોગી નથી નીવડવાનું. કારણકે ઉલટે તો માણસ માને કે મને ભૂખ લાગી છે ત્યારે જ એને ભૂખ લાગે છે. ખરી રીતે માણસને ભૂખ લાગતી પણ નથી, ભૂખ તો લાગે છે એના મનને. એટલે માણસનું મન જો માનતું થઈ જાય કે એને ભૂખ લાગતી નથી તો ભૂખ નહિ લાગે. ને પછી તો ઘઉં કેમ કઢાવવા એવા સવાલને બદલે ઘઉં શી રીતે સંઘરાવવા એવો ઊંધો જ સવાલ ઊભો થશે. આ લડાઈમાં વિજ્ઞાન મદદ કરે, રાજકારણ મદદ કરે, કવિતા મદદ કરે, સાહિત્ય મદદ કરે, માનવજાતનું કલ્યાણ મદદ કરે, મોટા મોટા સિદ્ધાંતો મદદ કરે, ને એક આ બિચારું તત્ત્વજ્ઞાન જ મદદ ન કરે ? એટલે એની પણ મદદ લેવી હોય તો ભૂખની વૃત્તિને ઉંઘાડી દેવી ઘટે. અને હાશ ! ' અનાજ ઉઘાડો ' ' અનાજ ઉઘાડો ' એ વાક્યનો અર્થ પણ મળી ગયો. ' અનાજ ઉઘાડો ' એટલે ભૂખની ખોટી વૃત્તિને ઉંઘાડો ! ઓ હો હો ! કેટલું બધું તત્ત્વજ્ઞાન આ એક નાનકડા વાક્યમાં પડ્યું હતું. પણ કહે છે ને આંધળા ને અજ્ઞાની બરાબર. અર્થ હતો પણ મારે હાથ આવતો ન હતો.

ખરેખર ! આ લડાઈનું પરિણામ ગમે તે આવે, વિજય પરાજય તો ઠીક, પણ એનું એક પરિણામ તો ચોક્કસ દેખાય છે: એનાથી માણસજાતનું જ્ઞાન વધશે !

# મંત્રણા સભા

ધૂમકેતુ

કુલચંદ્ર આવે છે એ સમાચારે જેમ લોકોને ઉશ્કેર્યા હતા તેમ એ સમાચારે રાજમંત્રીઓને પણ ઉશ્કેર્યા હતા. પાટણના રાજમંત્રીઓ આ વાતનો ઉકેલ લાવવા રાજદરબારમાં ભેગા થયા હતા. મહારાજ ભીમદેવ કચ્છમાં હતા. મહારાણી ઉદયમતિ જૂનાગઢ ગયાં હતાં. રાજનો બધો કારભાર ભોગાદિત્ય, ચંડશર્મા, જાહિલ, બાલુકરાય—એ મંત્રીઓ ઉપર હતો. કુલચંદ્રના આગમન વિષે એ સૌ મંત્રણા કરી રહ્યા હતા. કિલ્લાની રક્ષણવ્યવસ્થા કરી બાલુકરાય આવી પહોંચ્યો—અને તરત કુલચંદ્ર આવી પહોંચ્યાના સમાચાર પણ મળ્યા.

'લ્યો એ તો આવી ગયા, ભા! હવે આપણે જે માંડવી હોય ઈ માંડો!' એક સોરઠી સેનાનાયક બન્યો હતો તેણે કહ્યું. એને સૌ સોરઠી સેનાપતિ જ કહેતા.

'એમાં આપણે બીજી શી માંડવાની છે! આપણે ત્યાં ક્યાં તીરંદાજો નથી? તીરે ચડાવીને પુછાવી લ્યો કે ભા! માપવા આવ્યા છો કે મળવા આવ્યા છો? કેમ ચંડશર્મા! એવી જ રાજરીત છે ને?' બાલુકરાય બોલ્યો.

'પણ હું એમ કહું છું કે નથી કોઈના સમાચાર—નથી દંડનાયકે કહેવરાવ્યું, નથી મહેતાનો સંદેશો, હજી આબુપને મહેતાએ ચંદ્રાવતી તેડાવ્યો છે તે પણ આવ્યો નથી—અને આ અંચાનક કૂદી ક્યાંથી નીકળ્યો! આપણે શી રીતે એની સાથે વર્તવું!'

'નકર તમારે તો, ભા! આંહીં આવવા માટે જાણે ચંદ્રાવતીને પૂછાવવું જ પડતું હશે? ઈ તો હાલ્યો આવે ઇલિદુર્ગ માથે થઈને, મહીસાગરનાં કોતરો વીંધતો હાલ્યો આવે. ન્યાં જેને આવવું એને આવવાના ક્યાં મારગ નથી? પણ આપણે કરવું છે શું? એ તો કહેશે કે માપવા આવ્યો છું તો? તો શું કરશો?' સોરઠી સેનાપતિએ કહ્યું.

'તો ભરી માપશું!' બાલુકરાયે કહ્યું.

'તમારી પાસે સૈન કેટલું?' ભોગાદિત્ય બોલ્યો.

'સૈન ઓછું હોય કે વધુ—નહિ હોય તો આવશે. પણ કાંઈ કોઈ નગારું વગાડી જાશે ને આપણે જોતા રહેશું! એ તો પછી હરભોળા! મારો દાદો ભગવાન સોમનાથ બીજું સંભાળી લેશે!'

'ત્યારે આપણી પાસે માણસ નથી, એ એક વાત. સારસ્વત મંડલમાંથી કોઈ આવે એમ નથી. લાટમાંથી તો ચકલું ફરકે કે તરત ત્રિલોચનપાલ× બેઠો જ છે. ચંદ્રાવતીમાંથી કોઈને બોલાવાય તેમ નથી. મહારાજ બહાર છે.'

'પણ આ બધું છે—એટલે શું? કુલચંદ્રને આંહીંથી જવા દેશો? માપવા આવ્યો હોય આપણું બળ—તોય સાજેતાજો જવા દેવો એમ?'

'પણ એને પૂછો તો ખરા—કે તું શું કરવા આવ્યો છે!'

---

× મૂળરાજ સાથે બારપ. પછી ગોગિરાજ [અપ્પિરાજ] કીર્તિચંદ્ર, વત્સરાજ, ત્રિલોચનપાલ, એમ ક્રમ છે.

'પણ આંહીં ક્યાં દ્રમ્મ હારી મૂક્યા છે?' બાલુકરાયે કહ્યું.

'હં; હું પણ એ જ કહું છું, સોલંકીરાજ! આંહીં ક્યાં દ્રમ્મ હારી મૂક્યા છે તે એ લઈ જાશે! ને લઈ લઈને કેટલેક જાશે?' દામોદરે કહ્યું. એ ધીમે ધીમે સૌને પોતાની વાત તરફ લાવી રહ્યો હતો.

'હા સ્તો; લઈને ઊપડે તો રસ્તે ક્યાં આપણા સૈનિકો નથી?' ચંડશર્માએ દામોદરની વાતનો દોર હવે પકડ્યો. દામોદરને સાંધિવિગ્રહિકની બુદ્ધિ માટે માન થયું. તેનું મોં સહેજ મલક્યું.

'એક બીજી વાત છે અવંતીની, સમજવા જેવી,' દામોદરે કહ્યું, 'કર્ણાટ અવંતીને ઘેરતું આવે છે. ચેદી અવંતીને દબાવતું આવે છે. ને અવંતી બેમાંથી એકની સાથે આપડે, તો પછી આપણે પહોંચી જઈએ!'

'પણ આ તો તમારી જૂની વાત છે—મહેતા! આજ એનું શું છે?' ભોગાદિત્યે સવાલ કર્યો.

'આ કુલચંદ્ર નીકળ્યો'તો લડવા,' દામોદરે કહ્યું. 'એ બેમાંથી એક આવે તે પહેલાં તમારા ઉપર મરણઘા કરી લેવા. અત્યારે તમારે આંગણે વાગડનાં ને ચંદ્રાવતીનાં નગારાં વાગતાં હોત સમજ્યા? કુલચંદ્ર એ બધું કરી-કારવીને ત્યાંથી નીકળ્યો'તો. એની એ યોજના અફળ ગઈ. એને તો પાટણ સાથે ગમે તેમ કરીને પહેલું લડી લેવું છે—એટલે હવે આવ્યો છે, સંધિનું દૂષણ શોધવા. આપણે કોઈ બહાનું આપવું નથી.'

'એટલે દ્રમ્મ આપવા એમ?' ભોગાદિત્યે કહ્યું. 'દ્રમ્મ આપીને તો એને સમર્થ જ બનાવવો છે નાં?'

'એ તો ભાઈ, નાક કાપવાની વાત થઈ!' બાલુકરાય બોલ્યોઃ 'દ્રમ્મ દબડાવીને લઈ જાય!'

'એ વાતે આપણને દબડાવીને લઈ જાય, બાલુકરાય! આપણે એને સપડાવીને એ પાછા લેવા છે!'

'શી રીતે?' ભોગાદિત્યને દામોદરની વાણીમાં વિશ્વાસ બેઠો નહિ.

'શી રીતે તે આ રીતેઃ એને ખેટકમંડલમાંથી પાછો કાઢવો!'

'ત્યાંથી ન જાય તો? આપણે શું એનો રાંટિયો વાટવો? એ સિદ્ધપુરને માર્ગે પાછો ફર્યો તો? ને ખેટકમંડલને માર્ગે શું આપણા હાથી બાંધ્યા છે?'

'જુઓ, ભોગાદિત્યજી! તમે મહામંત્રીશ્વર છો. આંહીં હું અત્યારે આવ્યો એ કુલચંદ્રથી અજાણ્યું નહિ હોય. એને હવે માર્ગની શંકા પડવાની. એ ચંદ્રાવતીને માર્ગે નહિ જાય. ત્યાં દંડનાયક રહ્યા. ધંધિદુર્ગ તરફ નહિ ફરકે. ત્યાંની શંકા થઈ ગઈ છે. એટલે ખેટકમંડલને માર્ગે થઈને એને ગોધ્રક તરફ જવાનું ફાવશે. આપણે એને એ માર્ગે લેતો કરી દેવાનો છે. કાલે પ્રભાતે—એને પાટણમાં નિમંત્રીને આતિથ્યસત્કાર કરો. આપણી સંધિ જાળવવાની આતુરતા બતાવો. એને એ આપણી નબળાઈ ગણે તો ગણવા દો. પ્રેમથી બેચાર દિવસ રોકો. રોકાય તો એને વિમાસણે નાખો. એટલે એને શંકા નહિ ગની હોય તોપણ થશે—પરિણામે જે રસ્તે એ આવ્યો છે એ રસ્તે તો પાછો નહિ જ ફરે!'

'પણ દ્રમ્મ શું કરવા આપવા?'

'એટલા માટે જ! દ્રમ્મ ન આપીએ તો અવંતી સંધિનું દૂષણ શોધી શકે. આપીએ તો શું શોધે?'

'આપીએ તો પણ શોધે. કહેશે અમારા સેનાપતિને ખેટકમંડલમાંથી પાછા ફરતાં હેરાન કર્યો.'

'માત્ર હેરાન કરવાની વાત નથી, ભોગાદિત્યજી! હવે કુલચંદ્ર પાછો અવંતી ફરે, તો કાં પાટણ ને કાં અવંતી બેમાંથી એક જ, રહી શકે. એટલે એને ખેટકમંડલમાં તળ રાખવાનો છે!'

'તો તો સંધિનું દૂષણ સિદ્ધ થયું. એના સેનાપતિને હણ્યો.'

'કોણે હણ્યો?'

'પાટણે!'

'શી રીતે? કોણ કહે છે? પાટણ શા માટે હણે? પાટણે તો એનો સત્કાર કર્યો; એટલા માટે તો આપણે એને સત્કારીએ છીએ. ખેટકમંડલથી પાછા ફરતાં કોઈક હણ્યો—કોણે હણ્યો શી ખબર? લાટનો પરાક્રમી યુવરાજ ત્રિલોચનપાલ પણ હોય! ખેટકમંડલને અડીને લાટ આવ્યું—લાટના ચૌલુક્યો તો કર્ણાટના સામંત હતા. એટલે ચૌલુક્યોનો જૂનો સંબંધ સાચવવા માટે એ કર્યું હોય. આપણને શી ખબર કોણે કર્યું! વખતે ભયંકર ભીલો હોય; મહીનાં કોતરોમાં રહેનારા જંગલીઓ પણ હોય; ગમે તે હોય. પાટણ તો અહીંથી ખેટકમંડલમાં કુલચંદ્રજીના મૃત્યુની શોધ કરવા ને અપરાધીને દંડ દેવા—બાહુકરાયને પોતાને, દિવસો સુધી અથડાવશે, આકાશ પાતાળ એક કરશે. અવંતીનો સેનાપતિ એમ સોંઘામાં ન મળે! અને તમે કરી કરીને—એનું શું મૂલ્ય કર્યું છે? થોડાંક રત્નો થોડેક સુધી સાચવવા આપ્યાં—એ નાં? આ કાંઈ મૂલ્ય છે? કેમ, ચંડશર્મા?'

મંત્રીમંડલમાં એક સનસનાટી ફેલાઈ ગઈ. દામોદરની તીવ્ર બુદ્ધિના પ્રકાશ નીચે સૌને પોતાની બુદ્ધિ જાણે કામ જ ન કરતી હોય તેમ લાગ્યું. દામોદરે ખેટકમંડલમાં કાંઈ યોજના કરી છે—શી કરી છે એ પૂછવાની તો કોઈની હિમ્મત ન ચાલી. કદાચ એ એવી ભયંકર નીકળે કે સોદી થોડી જાય—પણ એ જે હશે તે સફળ જ હશે, એવી શ્રદ્ધા સૌને આવી ગઈ. દામોદરના અવંતીનિવાસની છાપે એક ઘડીભર સૌને મુગ્ધ કર્યા.

'પ્રભુ! તમે—! તમે તો—' ચંડશર્મા બોલ્યો.

'હું એક ઘડીમાં પાછો ફરું છું. સવાર તો મારે ચંદ્રાવતીમાં કરવાની છે!'

દામોદરને ત્વરાથી જ જવું જોઈએ એમ હતું. પણ એના મનમાં એક અસ્વસ્થતા રહી જતી હતી. પોતે પાટણના મંત્રીમંડળને અનુકૂળ તો કર્યું—પણ પ્રભાતે કુલચંદ્રનો જે આભાસી સત્કાર કરવો ઘટે તે એમનાથી થઈ શકશે ખરો? દ્રમ્મની વાત ગળે ઉતારતાં ઉતારતાં કોઈક કાંઈક કરી બેસશે તો! કુલચંદ્ર રાજલક્ષ્મી પણ લઈ જાય—પાટણની કીર્તિ પણ લઈ જાય—અને પાછો સહીસલામત ચાલ્યો પણ જાય—એવી ભયંકર કાલિમા તો

પોતાને આમાંથી નહિ મળે? એના મનમાં આટલી કુશંકા જન્મતાં વ્યથાનો પાર ન રહ્યો. એક ક્ષણે તો એ પોતે રોકાઈ જવાનો વિચાર પણ કરતો હતો—પણ એનું પરિણામ તો વિપરીત આવવાની પણ શક્યતા હતી.—વિમલે એને આ જ જગ્યાએ જે કહ્યું હતું તે એને અત્યારે સાંભરી આવ્યું: 'હું પાટણને મહાન ન બનાવે તો કાંઈ નહિ, છે એનાથી નાનું ન બનાવતો!' તેના હૃદયમાં વેદનાનો પાર ન હતો. એના ચહેરા ઉપર મધુર સ્મિતનો પાર ન હતો. ભગવાન સોમનાથનું નામ લેતો એ બેઠો થયો.

'મહેતા!'

અચાનક પાસેના ખંડનું દ્વાર ઊઘડ્યું ને એક મૃદુ અવાજ આવ્યો. અવાજની મધુરતાથી જાણે વાતાવરણ એક ક્ષણમાં કાવ્યપંક્તિ જેવું રમણીય બની ગયું. અને તરત સોનેરી ઘુઘરીના ઝંકારવડે જાણે ખંડ છવાઈ ગયો. ખંડના ખૂણેખૂણામાંથી મધુર પરિમલની લહરી જાગી ઊઠી. દ્વારમાંથી ચૌલાદેવી પોતે આવી રહી હતી. મંત્રીમંડળ બેઠું થઈ ગયું. દામોદર હાથ જોડીને આગળ આવ્યો: સૌને દેવીના અચાનક અત્યારે થયેલા આગમને સંભારી આપ્યું કે એમણે જે વાતચીત કરી એમાં કાંઈક સમય રોકા રહી જતો હતો. એટલામાં ચૌલા આગળ આવી. 'દેવી! હું અહીંથી તમારી પાસે જ આવતો હતો!' દામોદર બોલ્યો.

'આ પણ એ જ થયું નાં? કાર્તિકે મને વાત તો કરી. તમારે તો, મહેતા! સવારમાં પાછું ચંદ્રાવતી પહોંચવાનું હશે. ઉદયાદિત્ય પરમાર ત્યાં છે ખરું? મેં તમારી બધી વાત સાંભળી!'

'સાંભળી, મહારાણીબા?' યોગાદિત્યે હાથ જોડ્યા.

'હા, મંત્રીશ્વર! સાંભળી. પાટણને માથે આજે મહાત્યાગનો પ્રસંગ આવ્યો છે;લક્ષ્મી તો ઘણા તજી શકે છે; પાટણે તે પહેલાં તજી પણ છે; પરંતુ કીર્તિ—કાંઈક જ. આ કીર્તિ તજવાનો—ઇતિહાસમાં પણ ક્યારેક જ મળતો એવો મહામોંઘો પ્રસંગ આવ્યો છે. જાહિલ્લ!'

'દેવી!' જાહિલ્લ નમી રહ્યો.

'રાજભંડાર કુલચંદ્ર જોવા માગે—અને એને આપણે બતાવીએ એમાં આપણું ગૌરવ શું? ભલે એ જોતો, લેતો, માગતો અને સાચવતો. એનો આ છેલ્લો પ્રસંગ છે. આપણે માટે પણ છેલ્લો પ્રસંગ છે. પછી એ કોઈ દિવસ માગવાનો નથી—આપણે કોઈ દિવસ આપવાના નથી. પાટણના રાજલક્ષ્મીના ખરા ભંડારી બનીને એને કાલે એક વખત છલકાવી દેજો—જોજો, એ વખતે પાછું વાળી જોતા. બાલુકરાય! તમે પેલો દુર્લભરાજ મહારાજનો પ્રસંગ કહો છો નાં? અવંતી સાથે લડ્યા વિના—પોતે પાછા ફર્યા હતા તે. અને મૂલરાજ મહારાજે તો એકને આપ્યો—અને બીજાને દ્રમ્મથી આપ્યો—એ વાત ક્યાં નવી છે? આ કુલચંદ્રને પણ દ્રમ્મથી આપવાના પ્રસંગમાં શું નવું છે?'

દામોદરનું અંતર આનંદથી ડોલી ઊઠ્યું. એના મનમાં જે એક વ્યથા રહી જતી હતી—બરાબર એનું જ નિરસન દેવીએ કર્યું હતું.

બાલુકરાયે પ્રણામ કર્યા: 'દેવી! ભગવાન સોમનાથ સૌ સારાં વાનાં કરશે. પ્રસંગને જાળવી લેશું!'

'મહારાજ વિદેશ રહ્યા: દંડનાયક ચંદ્રાવતી રહ્યા: કુમારો નાના પડ્યા: મહેતા અહીં નહિ હોય; તમે જાળવશો એટલું જળવાશે. જોજો—તાત્કાલિક થોડાં રત્નના મોહમાં—મહેતાની.વર્ષોની મહેનત ધૂળ મળે નહિ! તપ ક્યાંય તાત્કાલિક ફળતાં સાંભળ્યાં છે! મહેતા! તમારે તો ચંદ્રાવતી...સમય.'

'હા; દેવી!' દામોદરે હાથ જોડી પ્રણામ કર્યા. મંત્રીમંડળ નમી રહ્યું. ચૌલા એક ક્ષણમાં જેમ આવી તેમ અદૃશ્ય થઇ ગઈ. એ એક ક્ષણે સૌના મનને નવા ઉત્સાહથી ભરી દીધું. જે થાય છે તે નામોશી નથી—પણ રાજનીતિનું એક આવશ્યક પગલું છે—એ જાણે સૌ સમજી ગયા.

અદૃશ્ય થયેલી ચૌલાની પાછળ એના પરિમલની મહેક, જીવનસુગંધી જેવી, મહેકી રહી હતી.*

卐

* 'ચૌલાદેવી'ની સચિત્ર બીજી આવૃત્તિ સાથે પ્રગટ થનાર શ્રી ધૂમકેતુની નવી નવલકથા 'કર્ણાવતી'નું એક પ્રકરણ.

# પરિવર્તન

· પરિમલ ય. મહેતા

જગત અગમ્ય ગતિએ આગળ ધપતું જાય છે! એની ગતિનું માપ લેતાં મનુષ્યને જરૂર ચકરી ચઢી જાય. એ ચકરી ચડવાનું કારણ દુનિયાની અધોગતિ કે મનુષ્યની નિર્બળતા એ હું હજી નક્કી નથી કરી શક્યો. પરંતુ, ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં આવું એક ચકરી ચડાવતું પરિવર્તન મેં નિહાળ્યું.

ત્રણસો વર્ષના ભૂતકાળમાં મેં ડૂબકી મારી. ત્રણસો વર્ષના પડદાઓ ચીરીને ડોકિયું કર્યું: ત્યાં જોયું મેં એક દૃશ્ય-તદ્દન ગ્રામ્ય, સાવ નજીવું. એક નાનકડો બેટ હતો-હિંદના એ પશ્ચિમ કિનારે. ત્યાં વસતા અર્ધનગ્ન, અભણ શ્રમજીવીઓ: સાદા અને સોધા, છતાં પોતાના ધંધામાં પારંગત. એક હોડકી લઈને નીકળી પડે. ભલભલા નૌકાનાયકોને લલચાવે એવો સુંદર એ બેટનો વ્યૂહ હતો, ભલભલા કપ્તાનોને શરમાવે એ અદાથી એ માછીમારો પોતાની નાનીશી હોડકીને દરિયાના શાંત કે તોફાની સર્વ જળાશયોમાં થઈને જાણે રમતા હોય તેમ હંકારતા. કદિક નાની માછલીઓને, કદાપિ વળી નસીબમાં આવે તો મોટા મચ્છને પણ પોતાની સફાઈદાર જાળમાં પકડી તેના ઉપર જ પોતાનો નિર્વાહ ચલાવતા. જીવો જીવસ્ય જીવનમ્‌ની ફિલસૂફીને સમજ્યા વગર જ પોતાની અનુમતિ આપતા હતા.

જગત આગળ ધપતું ગયું. પરંતુ આપણા વિશ્વનિયંતાએ આ ગરીબ શ્રમજીવીઓની શારીરિક, માનસિક, કે વૈજ્ઞાનિક વિકાસ માટે સગવડ નોંતી કરી રાખી: કે નોંતી કરી આપણા સમાજે. એટલે એ લોકો પાછળ રહી ગયા ...

લાયકને જ દુનિયામાં રહેવાનો અધિકાર છે! એક મનુષ્ય કરતાં બીજો મનુષ્ય વધુ લાયક હોય તેમ એક રાષ્ટ્ર દેશ, લોક, કે ખંડ કરતાં બીજો દેશ, રાષ્ટ્ર કે ખંડ સુદ્ધાં, વધુ લાયક હોય છે એવું હજી ઘણા માને છે: જૂના વખતમાં તો આ અજાણતાં સ્વાર્થ સાધતું તત્ત્વજ્ઞાન ઉત્તા મેળવતી પ્રજા અથવા પ્રજાના પ્રતિનિધિઓનાં રૂંએરૂંઆંમાં ભર્યું હતું. હિંદુસ્તાનમાં આર્યોએ આવી દ્રવિડ પ્રજાને હરાવી અને પાછી હઠાવી ત્યારે તેઓ એવું જ માનતા હતા—જો કે જ્યારે મુસ્લીમયુગ શરૂ થયો અને મુસલમાનોનું આધિપત્ય દિલ્હી-તખ્ત પર સ્થપાઈ ચૂક્યું ત્યારે પૃથ્વીરાજ અને તેના વંશજોનો મત ફરી ગયો! પરંતુ પછી એ ફિલસૂફી મુસ્લીમોને ખૂબ ગમી ગઈ. આખરે એમને પણ એ ફિલસૂફી તરફ અણગમો દૂર થવા લાગ્યો; જ્યારે પશ્ચિમની ગોરી લગામ હિંદુ અને મુસ્લીમ બન્નેના મોંમાં જરાએ ભેદભાવ વગર જકડાવા લાગી-ખૂંચવા લાગી. અને ગોરી પ્રજાનો પણ એ જ પરિવર્તનનો સમય આવશે—જ્યારે ગોરા-કાળાનો ભેદભાવ કદિ ન જાણતા શ્રમજીવીઓનું એકત્રિત બળ મૂડીવાદના રથચક્રને પોતાની જ ધરી વડે ફરતું રાખવાને બદલે તે રથને જ ઉથલાવી નાખશે.

પણ આપણે તૂટેલો દોર પકડીએ: સમાજનું બંધારણ પેલા નાનકડા બેટમાં વસતા માછીમારોને વિકાસની તક ન આપી શક્યું. ત્યાં તો પશ્ચિમ તરફથી વાયરા વાયા. એક ગોરી પ્રજા ભૂલભૂલમાં હિંદ તરફ ઘસડાઈ આવી. અને હિંદની કાળી, અભણ, પછાત પ્રજાના કલ્યાણાર્થે પોતાની પ્રવૃત્તિઓ આદરી દીધી. તે પ્રજા આપણા નાનામાં નાના પ્રાંતથી પણ નાના યુરોપની પશ્ચિમ-દક્ષિણ તરફ આવેલા પોર્ટુગલ દેશથી હિજરી આવેલી. અને

આ આપણા માછીમારના નાના ટાપુની સુંદર રચના તેમજ લશ્કરી અને ઔદ્યોગિક દૃષ્ટિએ ખૂબ જ ફાયદાકારક ભૌગોલિક સ્થિતિ જોઈ એ ટાપુને સર કર્યો. સુસજ્જિત નૌકાબળ આગળ ગરીબ બીચારા માછીમારોની શારીરિક બહાદુરી ન ટકી શકી. આ એ ટાપુનું પહેલું પરિવર્તન...સામ્રાજ્યનો પહેલો વિજય.

પશ્ચિમના વાયરા વધુ જોરથી ફૂંકાતા ગયા. અને કંઈક બીજી મોટી પ્રજાઓ એમના ગોરા સૈન્ય સાથે આપણા કિનારાઓ સાથે અથડાઈ પડી! અને હિંદીઓનું જ હિત સાધવાનો નિશ્ચય કરી હિંદની જીત માટે પડાપડી કરવા લાગી. પરંતુ આ આપણા નાનકડા બેટના ઉદ્ધાર માટે પરમ કૃપાળુ પરમેશ્વરે નિર્માણ કાઢ્યો પશ્ચિમની એ પશ્ચિમમાં આવેલા આપણા મુંબઈ ઇલાકા જેવડો મોટો એક બેટ. એ બેટને આપણે ઓળખીએ છીએ 'બ્રિટન'ના નામે. બ્રિટનનો રાજા જોડાયો પોર્ટુગીઝ શહેનશાહની રાજકુમારી સાથે પવિત્ર લગ્નગ્રંથિએ. અને એ ઐતિહાસિક શુભપ્રસંગની યાદગીરી રૂપે આ આપણો નાનો બેટ બ્રિટીશ સમ્રાટ ચાર્લ્સ બીજાને ચરણે ધરાયો. સસરાએ જમાઈને એ પહેરામણીમાં આપ્યો. તે સમયે એ બ્રિટીશ સામ્રાજ્યનું નાનું શું અંગ થઈ રહ્યો. એ આ ટાપુનું પરિવર્તન બીજું—ઈ. સ. ૧૬૬૨માં.

થોડાં વર્ષ વીત્યાં—અને વેપાર અર્થે આવેલી કહેવાતી બ્રિટીશ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને રાજકીય સત્તા જમાવવાના કોડ જાગ્યા. એનું કારણ પણ ચોખ્ખું છે. રાજકીય સત્તા વિના આર્થિક લૂંટ સારી પેઠે ન જ ચાલી શકે. બીજી રીતે જોઈએ તો આર્થિક લૂંટને રાજકીય સત્તાની પ્રસરતી પાંખોનો આશ્રય મળે તો તે લૂંટને પણ કાયદાની કલમો અને ન્યાયનાં મંદિરો પોતાનો નૈતિક ટેકો આપે છે. આમ ન્યાય અને નીતિની કહેવાતી દિવાલોમાં જ રહીને ધોળી લૂંટ ચલાવવા માટે કંપનીએ પહેલી ફાળ ભરી ઈ. સ. ૧૬૬૮માં. તે જ વર્ષમાં એ કંપની આપણા એ માછીમારોના નાના ટાપુ પર પોતાનું રાજકીય તેમજ આર્થિક આધિપત્ય જમાવવામાં સફળ થઈ. તેમના રાજા ચાર્લ્સે તેમને આ ટાપુ બક્ષાવ્યો. ભૃગુકચ્છ અને સુવર્ણતટ—ભરૂચ અને સુરતના માન ધીમે ધીમે ઊતરવા માંડયા, અને ૧૬૮૩માં ઈસ્ટ ઈન્ડીઆ કંપનીએ પોતાની કોઠી સુરતમાંથી ઉપાડી આપણા નાનકડા બેટમાં સ્થાપી. તે ટાપુ તે બીજો કોઈ નહિ : હિંદુસ્તાનનું આજનું ઉદ્યોગનું મુખ્ય-ધામ—મુંબઈ.

કોને ખબર હતી કે જ્યારે મહાન મુગલોનું સામ્રાજ્ય ધર્મઝનૂની ફકીર બાદશાહ ઔરંગઝેબની અસહ્ય નીતિ નીચે આંતરિક દુર્ગુણોને લીધે અંદરથી ખવાઈ જતું હતું—અને તેનું આખરી પતન માત્ર સમયનું જ કામ હતું, ત્યારે એક નવી, એક ગોરી પરદેશી સલ્તનતનાં બીજ એક નાનાશા માછીમારના ટાપુ પર રોપાતાં હતાં? હિંદુસ્તાનની રાજકીય અસહાયતા અને આર્થિક લૂંટનાં બીજ તો ૧૬૮૩માં રોપાયાં. આધુનિક મુંબઈની સમૃદ્ધિનો છોડ તો આજથી અઢીસો વર્ષ પૂર્વે એક પરદેશી સત્તાના પડછાયામાં પોષાયો હતો—એ આપણા નાનકડા ટાપુનું એવું ચમકાવનારું પરિવર્તન હતું!

ક્રમે ક્રમે એ માછીમારોનો ઉજ્જડ અબુધ ટાપુ એક મહાભવ્ય મુંબાપુરીમાં ફેરવાઈ ગયો. સમસ્ત જગતની મોટી મોટી આગબોટો પોતાના કિંમતી ખજાના મુંબઈના

કિનારે ઉતારવા લાગી. અને બદલામાં આપણું સોનું હિંદના કિનારા છોડી જવા લાગ્યું! નાના નાના ખડકોને બદલે મોટાં મોટાં મિલભૂંગળાંઓ ડોકીઆં કરવા લાગ્યાં. ખરે જ, પરીઓની વાર્તામાં વાંચેલા પૈસાના ઝાડ ઊગવા લાગ્યાં! પ્રશ્ન એ થયો કે કમ્મર તોડી, કોસ ખેંચી એ ઝાડને પાણી કોણ પાય અને ફળ કોણ ખાય? ભાગ્યાતૂટયાં ઝૂંપડાંને બદલે આલીશાન ગગનચૂંબી બંગલાઓ પોતાનું મહાર અસ્તિત્વ સૂચવવા લાગ્યા. મુંબઈનું નામ હિન્દુસ્તાનમાં નહિ—બલ્કે દુનિયાભરના મહાન ઔદ્યોગિક અને સમૃદ્ધ શહેરોની નાતમાં મૂકાવા લાગ્યું. પ્રશ્ન ફરી એ થયો: એ સમૃદ્ધિ કોના ભોગે—અને એનો કોણ ભોગી? અને, ૧૬૮૭માં વાવેલું સામ્રાજ્યનું બીજ આજ વીસમી સદીની મધ્યાવસ્થા આવે તે પહેલાં તો સામ્રાજ્યવાદના કુંજમાં આમ્બલા સરખું દીપી રહ્યું. ફરી પ્રશ્ન ઊભો થયો: એ કુંજમાંથી માત્ર કોકિલાના મીઠા કેકારવ જ સંભળાય છે કે એમાં છુપાઈ રહેલું એક હૃદયદ્રાવક, આર્દ્ર રૂદન પણ કાનમાં અથડાતું ગુંજે છે?

આ આપણા અજાણ્યા ટાપુનું ઊલટું જાણીતું પરિવર્તન. ભૂતના પડદા પાછા ખોલતો ખોલતો વર્તમાન સુધી હું આવી શક્યો. ભવિષ્યના ગાઢ અંધકારમય પથમાં આંખો તાણી ડોકિયું કરવાનું બહુ જ મન થાય છે: પરંતુ, મનુષ્ય-બુદ્ધિ હજી ભવિષ્યની ગૂઢ ભાષા વાંચવા જેટલી શક્તિ સંપાદન કરી નથી શકી...અને મારી બુદ્ધિ 'જ્યોતિષી'માં માનવાની સાફ સાફ "ના" સુણાવી દે છે! એટલે ભવિષ્યના પંથ ખેડવાના બધા માર્ગ મારે માટે તો બંધ થઈ ગયા!

અને ભવિષ્યમાં જોવા પ્રયત્ન માત્ર કરું તે પહેલાં તો મારી આંખોમાં ચકરી ચઢવા લાગી છે. મુંબઈનાં ત્રણસો વર્ષનાં પરિવર્તનો મારી ચારે બાજુ નાનાંમોટાં વર્તુળોમાં ભમવા લાગ્યાં છે. આજના—સૌથી છેલ્લા—પરિવર્તનવર્તુળનો ઝગઝગાટ મારાં નિસ્તેજ ચક્ષુઓ માટે અસહ્ય થઈ પડ્યો છે. ત્યાં તો કોઈ હાસ્યનો પડઘો મારા કાનના પડદા પર અથડાય છે—અરે! અરે! એને ચીરી જ નાખે છે.

"અર્વાચીન મચ્છીમારોના ઉજ્જડ ટાપુ કરતાં આજની મહાજાજ્વલ્યમાન મુંબાનગરી વધુ ખરાબ લાગી?"

હું વિચારમાં પડ્યો—મારી આંખ પર બે હાથ ઢાંકીને—શું હું ખરેખર એવો નિર્બળ છું કે મારાથી આ સમૃદ્ધિપૂર્ણ મોહનગરીનો ઝળહળાટ નથી સહન થતો! કે પછી સૌંદર્યમૂર્તિને સમજવા જેટલાં કલા-જ્ઞાન કે શક્તિ નથી? પણ આ શું! મને ક્યાંય સૌંદર્ય-ભર્યું, સમૃદ્ધિની ઝાંખી આપતું એ ભાસતું નથી? હું તો કંઈક જુદું જ ભાળું છું:

થોડી નાની ગંદી કોટડીઓ: અરે! આ માછીમારોની ઝૂંપડીઓ તો નથી! મને ભૂતકાળની આંખો તો નથી આવી ગઈ ને! તો પછી કેમ નથી દેખાતા પેલા બલિષ્ઠ દેહો એ જૂના માછીમારોના! નથી અહીં સૂરજનું પ્રાણ-સભર તેજ! નથી અહીં સમુદ્ર-તટની ખુલ્લી સુંદર, સ્વચ્છ વાયુ-લહરીઓ! અહીં તો આવે છે કંઈ ગંદી દુર્ગંધ ...

એ માછલાંની દુર્ગંધ તો ન હોય!

પરંતુ રહેવાસીઓના પેટમાં તો ખાડા દેખાય છે! અસ્વચ્છ દેહ પર ચાર દિશાઓનાં

જ આભૂષણ ચડાવેલાં આ સડી રહેલાં ખાળકોનાં તો પાંસળાં ગણી શકાય એવાં ઊપસી આવ્યાં છે...ના, ના, આ મુદ્દેહ માછીમારોનો પ્રદેશ ન હોય.

આ તે દિવસ છે કે રાત?

કોઈ કહે છે: અહીં દિવસ અને રાત સરખો જ ઉજાશ હોય છે! તો અહીં કોણ રહે છે?

જેના અંતરમાં ઉજાશ અને અંધકાર વચ્ચે ફેર જ ન સૂઝતો હોય એવા અભાગી જ અહીં રહી શકે!

અરે-આ તો ઇલેક્ટ્રીક દીવા થયા! ત્યારે તો વીસમી જ સદી હોવી જોઈએ. હવે આ પાટિયું વંચાય છે:

"Mill–Labourer's Chawls—"

ઓહ! મિલ-મજૂરોનું આ રહેઠાણ? આને 'ચાલ' કહેવાય? આને રહેઠાણ પણ કહી શકાય? અહીં મનુષ્યોને રહેવાનું હોય છે? અહીં મચ્છીમારના માછલાંઓ રાખીએ તો તે ન ગૂંગળાઈ રહે?

આ માલિકો આવ્યા-આ કોટડીઓના...અરે! આટલા બધા!! ક્યાં રાંધશે? એમને રાંધવા-ખાવાનું હોય ખરું! દુનિયાના મહાન સૌંદર્ય-પૂજારીઓ જેમ આ લોક પણ મુંબઈના મહાસૌંદર્યને જ પીને તૃપ્તિ માનતા હશે શું!

અને એઓ સૂશે ક્યાં?-શું ફુટપાથ આજના રાજ્યકર્તાઓએ આમને માટે જ નહિ બાંધ્યા હોય?...તો શું અહીં જ બધાં ગોંધાશે?--પિતા-પુત્રી, ભાઈ-ભગિની, સ્ત્રી-સ્વામી ...આમ જ ચારિત્ર્ય-પ્રેમી આપણો સમાજ આપણી પ્રજાનું ચારિત્ર્ય ઘડવાનો અવકાશ આપે છે?

કંઈક, કંઈક દૂર એક સૌંદર્ય-મૂર્તિ સમા સુશોભિત બંગલાની બારીએ લટકાવેલા પડદાઓ હાલી ઊઠ્યા...મજૂરોના-નિશ્વાસથી શું? હું આંખો ફાડી બન્ને દૃશ્ય તરફ કંઈક સમય સુધી તાકી રહ્યો.

મારી આંખો આડા ભીના પડદા ક્યાંકથી આવી ઊભા. બન્ને હાથ વડે આંખો ચોળી ફરી મેં મારી બે બાજુએ જોયું: આ મારી બે બાજુનું દૃશ્ય કે દુનિયાની બે બાજુનું?

ત્યાં તો રેશમના પડદા પાછળ સંતાયેલી ઝગઝગતી બત્તી બંધ થઈ ગઈ...આંખ ઉઘાડીએ તો આવું બધું જોવા પ્રસંગ આવે ને? ધનિકોનાં મકાનના દીવા પણ તેમના માલિકોનાં મન-પારખી ગયા છે--અને તેમને જ અનુસરે છે!

અને આ જ ત્રણસો વર્ષનું પરિવર્તન!! જ્યાં ઝૂંપડાં હતાં ત્યાં મહાન ઇમારતો ચણાઈ ગઈ છે. પરંતુ જેમને પરસેવે એ ઇમારતો ચણાતી આવી છે અને ચણાતી રહેશે તેમને તો એ જૂના જમાનાનાં ઝૂંપડાં કરતાં પણ ખરાબ રહેઠાણોમાં ગોંધાઈ રહેવું રહ્યું! ધણીએ દિગ્વિખ્યાત મિલો ગગનને ચૂમી રહી છે: પરંતુ એ મિલોના અંગ સમા મજૂરોને તો પેટની ભૂખ જ ચૂમી રહી છે...આ મિલનાં ભૂંગળામાંથી નીકળતા કાળા કાળા ગોટા એ મજૂરોના નિશ્વાસ તો નથી ને?! મુંબઈની સમૃદ્ધિ-મુંબઈના મહાનુભાવોની જાહોજલાલી-મુંબઈનું બાહ્ય સૌંદર્ય અને ઠઠારો એ સર્વ મુંબઈના મિલ-ઉદ્યોગ પર જ ટકી રહ્યું છે. મુંબઈની મિલો એટલે મુંબઈના મહાસમૃદ્ધ મિલ-માલિકો

ક્યાં ! અને તેમના વગર મુંબઈ સૂનું જ ને ? જાણે કૃષ્ણ વિનાનું દ્વારિકા ! !–પરંતુ, મિલ-મજૂરો વગર મિલો ક્યાં ? એમના વગર મિલો ચાલી શકવાની હતી ? રોબર્ટમેન – જીવ અને હૃદય વગરનું વેંઢપૂતળું–તો.હજી બનતાં બનશે, અને તેને બનાવતાં એ વૈજ્ઞાનિકોનાં ભેજાં અને શ્રીમંતોની કંઈક સામગ્રીનો વ્યય થશે. ત્યાં સુધી તો આ જીવંત-છતાં જીવ અને હૃદય છીનવી લીધેલાં – માનુષી વેંઢ-પૂતળાંની જરૂર પડવાની જ. એ મિલ-મજૂરો વગર મિલોનું અસ્તિત્વ ક્યાં ? મિલ-માલિકોની સમૃદ્ધિ ક્યાં ? મૂડીવાદના સોને મઢેલા રથ-ધ્વજનો વિજય ચળકાટ ક્યાં ? અને આપણું આજનું મુંબઈ એ વિજય-ધ્વજનું એક પ્રતીક અને મુંબઈના મિલ-મજૂરો તે રથ-ચક્રને અહર્નિશ ફરતું રાખતા મજૂર વર્ગનો એક જીવંત ટુકડો. અને એ વિજય-ની જાહોજલાલીના સ્તંભ સમા મજૂરને નથી પૂરતું ખાવાનું મળતું કે નથી પૂરતું ઓઢવા પહેરવાનું મળતું !–આ તે મનુષ્યનો વિજય કે પરાજય–આ તો પાછલે પગે પ્રગતિ કે બીજું કાંઇ ?

ત્રણસો વર્ષ પહેલાંના આ જ બેટમાં રહેતા શ્રમજીવીઓને આપણે માછીખાઉ તરીકે ઓળખતા હતા–તો શું આજના સમૃદ્ધ મુંબઈના પ્રતીક-સમા સમૃદ્ધ વર્ગને માણસખાઉ તરીકે ઓળખીએ એ એટલું જ સાચું નહિ ? માત્ર ખાવાની રીત સ્થૂલમાંથી સૂક્ષ્મ રૂપે ફેરવાઈ ગઈ છે એટલું જ ને ? વધુ સફાઈદાર, વધુ બારીક અને વધુ છેતરનારી જાળ હવે પથરાય છે એમ જ ને ? અને મોટા મગ્છને બદલે મનુષ્યને જ એમાં ફસડી શકાય છે, ખરું ને ? એ જ મુંબઈનું–દુનિયાનું–પરિવર્તન ? બસ–ઓ પરિવર્તન ! હવે તારી પ્રગતિ સહન નથી થઈ શકતી...ઓ સમૃદ્ધિ ! તારાં તેજ મારાં નિસ્તેજ ચર્મચક્ષુથી નથી જીરવાતાં–જગત ! તારી ગતિ આગળ નથી ઊભા રહેવાતું......બસ...ઓ !...બસ.

卐



# મિલનની આશ

નાથાલાલ દવે

ચાલી રે ચાલી મારી જીંદગી,
જોતાં તારી રે વાટ;
સારા રે સંસારે લાગે એકલું,
હૈયે જાગે ઉચાટ;
મોંઘાં રે મિલન તારાં ક્યાં લગી ? ૧
મારી રે સંગાથે લાખો માનવી,
કોટિ તારાનાં તેજ;
તો યે રે અંધારાં મારે અંતરે,
મારી સૂની રે સેજ—મોંઘાં૦ ૨
નકામી દોલત મારી તું વિના,
મારું મન રે કંગાલ;
શાનું રે ગૌરવ મારે તું વિના,
ભવે ભટકું બેહાલ—મોંઘાં૦ ૩
અંધારે મૂંઝાતું નાનું ફૂલડું,
ઝંખે, 'ક્યાં રે પ્રકાશ ?'
એવા રે મૂંઝાતાં મારાં ઉરને,
તારાં મિલનની આશ—મોંઘાં૦ ૪

卐

# ઓરતા

'ધૂળધોયો'

ગોરંભે આભ ઘોર મેહુલે રે ડૂબે અવનિ અંધાર!
ઘેરાં તિમિર ક્ષણ ટાળવા, બનું વિજળી ઝબકાર!
એવા રે અંતર ઉઠે ઓરતા! ૧

સુકા વિંઝાય વ્યોમ વાયરા રે સુકાં સરવર તળાવ!
સુકા જગકંઠને ભિંજાવવા, બનું સાગર વરસાળ!
એવા રે અંતર ઉઠે ઓરતા! ૨

વિધિ દિધેલ વિષ ઘોળતાં રે રડે માનવી નોધાર!
જલતાં હૈયાંની આગ ઠારવા બનું આંસુડાંની ધાર!
એવા રે અંતર ઉઠે ઓરતા! ૩

કણ કણને કાજ નિત ઝંખતાં રે વહી સૃષ્ટિનો ભાર!
તેને વિસામો ઘડિક આપવા, બનું ધરણી પગથાર!
એવા રે અંતર ઉઠે ઓરતા! ૪

બિડાયે થાક ભરી આંખડી રે દિસે નહિં કોઇ તાગ!
પંથિને વાટડી સુઝાડવા, ધરું આતમ ચિરાગ!
એવા રે અંતર ઉઠે ઓરતા! ૫

# બે બિન્દુ

અનુવાદક : છોટુભાઈ સુથાર

## ૧

ભિખારણની પીડાનો આખરે અન્ત આવ્યો. પોતાને અપનાવી ન શકનાર સંસારને તજી જીવનની પેલી બાજુએ એ ચાલી ગઈ. જે સંસાર એને બે મુઠ્ઠી અન્ન આપતાં અચકાતો હતો એ સમાજને તે એક અમૂલ્ય વસ્તુની—સુન્દર, ભોળા, સહજભાવે પોતા તરફ બધાંનું ધ્યાન આકર્ષિત કરતા એક નાના બાળક-પુત્રની—ભેટ આપતી ગઈ. બાળક પરાણે વર્ષેકનું હશે.

શેરીમાં મડદું કોણ પડ્યું રહેવા દે? જીવતાંને ભૂખે મારવામાં સંસારને નાનમ નથી લાગતી: પણ મરેલાંનો આદર સૌ કોઈ કરે છે. લોક ભેગા થયા. ઉઘરાણું કર્યું. લાશને ગંગાકિનારે દાગ દીધો. થોડા ભૂદેવોને જમણ મળ્યું અને સમાજનું કર્તવ્ય આમ પૂરું થયું.

પણ પેલા બાળકને સ્વીકારે કોણ? એની માને એનાથી અલગ પાડવામાં આવી ત્યારે—લોકોએ વસ્ત્રહીના ભિખારણને સફેદ કપડાંમાં લપેટવા માંડી ત્યારે—એ અભાગી બાળક ચીસો નાખવા લાગ્યો. રડી રડીને જાણે કે કશું કહેવાની ચેષ્ટા કરતો હોય! મોતીને (બાળકનું નામ હતું) ત્યાં જ પડ્યો રહેવા દઈ લોક ચાલ્યા ગયા. કશું યે સમજ્યા વગરનું મોતીનું રડવું ચાલુ હતું.

નાત-જાત વગરની ભિખારણના છોકરાને પોતાનો કરી સમાજ સાથે કોણ આકરી બાંધે? દયાળુ લોક કૂતરાંને રોટલો નાખતી વખતે એકાદ ટુકડો એના તરફ પણ ફેંકતા. મળમૂત્રમાં ખરડાએલો મોતી પંડિત રામમણિ ત્રિપાઠીના પુત્રની પેઠે વૃદ્ધિ પામતો ગયો.

પંડિત રામમણિ ત્રિપાઠી પુષ્કળ મિલકત મૂકીને મરી ગયા. એમની સ્ત્રી એમની મોઢમાં એક પુત્રને મૂકી એમના પહેલાં જ ચાલી ગઈ હતી. ઘરડે ઘડપણ પારણું બંધાયું હતું એટલે પુત્રને લાડથી ઉછેરવામાં આવ્યો હતો. સગાંસંબંધી હતાં પણ પોતાના બાળક સિવાય ત્રિપાઠીનું બીજું કોઈ આત્મીય ન હતું. પુત્રની માયામાં ત્રિપાઠી સંસારને ભૂલી ગયા હતા. પણ સંસારનો શત્રુ કાળ એમને ભૂલ્યો ન હતો. એકાદ વર્ષના અબોધ બાળકને મૂકી ત્રિપાઠી પણ ભગવાનના ચરણમાં જઈ પહોંચ્યા. અખૂટ સમૃદ્ધિમાંથી એક ટુકડો પણ સાથે ન લઈ જઈ શક્યા.

ત્રિપાઠીની દહન-ક્રિયાની ધામધૂમથી તૈયારીઓ થવા લાગી. શબ ઘરમાં પડ્યું હતું એને ઉપાડવાની વાર હતી. એટલામાં બહાર ઓચિંતો કોલાહલ શરૂ થયો. નગરના બધા બ્રાહ્મણ ત્રિપાઠીના સગા થતા આવ્યા હતા અને પેલા અબોધ બાળકના રક્ષક બનવાનો દાવો કરતા હતા.

મનુસ્મૃતિમાંથી આધાર ટાંકી અગ્નિ-સંસ્કાર કરવાનો પોતાનો અધિકાર બધા સાબીત કરવા લાગ્યા. તકરાર વધી પડી. પોલિસ આવી. કેટલાકની ધરપકડ કરી પોલિસ ચાલી ગઈ. નાદાન બાળક ભૂખે-તરસે અધમુઉં થઈ રહ્યું હતું: ત્રિપાઠીની લાશ ગંધ મારવા લાગી હતી. મહોલ્લાના અને નગરના આવેલા લોક પોલિસની બીકે નાસી ગયા હતા.

આખરે જેમતેમ કરી, નોકરોએ લાશને ગંગામાં વહેતી કરી. અને પછી મરનાર ખૂણેખાંચરેથી જે કંઈ મળી આવ્યું તે સમેટી, ખાલી મકાન છોડી ચાલતી પકડી. બાળક એમ ભાંખું પડ્યું પડ્યું રડતું હતું. એની તરફ કોઈએ રોટલાનો એક ટુકડો સરખોય ન ફેંક્યો.

અજબ સંસાર છે. જે બાળકને સ્વીકારવા કોઈ રાજી નહોતું એ મસ્ત હતો પણ જેના સંરક્ષક બનવા સઘળા મથામણ કરતા હતા એને ચાંગળું પાણી પીવાના યે સાંસા હતા!

૨

અબ્દુલ ગની સહૃદય મુસલમાન વકીલ હતા. ધાર્મિક પક્ષપાતથી એ દૂર હતા. 'બધાંની સેવા કરવી અને કોઈના ખોટામાં ન માનવું' એ એમનો સિદ્ધાન્ત હતો. એમને ખબર મળી કે શેરીમાં એક સુંદર છોકરું પડ્યું છે. કોઈ એની સંભાળ લેતું નથી. ગની સાહેબને દયા આવી. દોડતા દોડતા બાળક પાસે જઈ પહોંચ્યા.

બાળકની આંખો કંઈક કહી રહી હતી. ચહેરા ઉપર તેજ ચમકતું હતું. થાકેલો પાકેલો એ બિચારો મૌનભાષામાં પોતાનો ઉદ્ધાર કરવાનું વિનવી રહ્યો હતો. વકીલ સાહેબને દયા આવી. બાળકના ચહેરાની સજીવ ભાષાએ એમને મુગ્ધ કર્યા. બાળકને ગોદમાં ઉપાડી ઘેર લઈ આવ્યા.

વિજળીવેગે આખા મહોલ્લામાં ખબર પહોંચી ગઈ. એક હિન્દુ વિધવાના બાળકને એક મુસલમાન ઉપાડી જાય અને ધર્મભીરુ હિન્દુ ચુપચાપ બેઠા રહે! બાળક ધૂળમાં પડી રહ્યો હતો, ભૂખે મરી રહ્યો હતો પણ હતો તો હિન્દુ ને!! એનું ધર્મપરિવર્તન કેમ સહન થાય!! હિન્દુ સભાએ, સેવા-સમિતિએ, અનાથાલયે-ટૂંકામાં બધી હિન્દુ સંસ્થાઓએ પ્રધાનમંત્રીને, કલેક્ટરને અને દરેક મોટા નેતાને તાર કરી બાળકને પાછો સોંપવા પ્રાર્થના કરી. સાંજે એક મોટું સરઘસ 'વકીલ સાહેબ મુર્દાબાદ'ની બૂમો પાડતું ગની સાહેબના મકાનના દરવાજે જઈ ઊભું.

* * *

ગની સાહેબની પત્ની નેકીના કામમાં પતિ કરતાં ચડે એવી હતી. એણે પતિના હાથમાંથી હીરા જેવા બાળકરત્નને ઉપાડી લીધો. એને પ્યારથી સંબોધ્યો, હેતથી ઉછાળ્યો, ચુંબન કર્યાં અને એના માટે આંસુ સાર્યાં. 'આને મા નથી, અલ્લા તારી મરજી!' હમીદાબાનુની ગોદમાં જતાં જ બાળક ખીલી ઊઠ્યું. ગની સાહેબ બોલ્યા, 'આટલી મહેનતે હું એને લઈ આવ્યો; મને જરાક તો પ્યાર કરવા દે.'

હસતાં હસતાં હમીદાએ કહ્યું, 'બચ્ચાંને પ્યાર કરવાનું કામ ઓરતોનું છે. મરદને એમાં ગમ ન પડે.'

સમય થતાં ગની સાહેબે દીવાનખાનામાં જઈ કપડાં બદલ્યાં અને કોર્ટ તરફ રવાના થયા.

રસ્તામાં એમને જોઈને લોક ગુસપુસ વાતો કરતા હતા. સરળ સ્વભાવના ગની સાહેબ એનો કશો મર્મ નહોતા સમજ્યા. અદાલતનું કામ પૂરું થયે ઘેર આવીને જુએ છે તો દરવાજે એક મોટું ટોળું ઊભું છે. બીડને મોઢે એમની જ વાતો છે. ગભરાયા વિના ભીડમાં પ્રવેશ કરી પોતાના દરવાજે જઈ ઊભા. ટોળું બૂમો પાડતું હતું કે અમારું બાળક અમને સોંપી દો.

'હું તમને ખાતરી આપું છું કે આમાં મારો હિન્દુ–મુસલમાન જેવો કોઈ ઈરાદો જ નથી. ઉકરડા આગળથી એક કમભાગીને હું મારે ત્યાં લઈ આવ્યો છું. એના ચહેરા પર હિન્દુ–મુસલમાન કશું જ લખેલું નહોતું. ખુદાના બંદાની જ છાપ હતી. એને એકાદ કોળીઓ ખવડાવનાર કે પાણી પાનાર કોઈ નહોતું. મને વિશ્વાસ છે કે અનાથની સેવા કરવી દરેક મનુષ્યની ફરજ છે. મને ધર્મબદલાનો વિચાર સરખો પણ નહોતો આવ્યો.' ગની સાહેબ ગંભીરતાપૂર્વક બોલ્યા.

ભીડમાંથી એક સામટો અવાજ આવ્યો: 'જૂઠી વાત છે જૂઠી વાત. બાળક પાછું સોંપી દો.'

ગની સાહેબના ચહેરા ઉપર જરા પણ ઉદાસીનતા નહોતી. ગંભીરતાપૂર્વક એ ફરીથી બોલ્યા, "સુભાન અલ્લાહ! હું ક્યાં કહું છું કે હું આ બાળકને રાખવા માગું છું. બેશક હું એને યતીમખાના અથવા અનાથાલયમાં નહીં જવા દઉં. જ્યારે હજારો ઘર નિર્વંશ પડ્યાં છે ત્યારે દેશના એકેએક આવા બાળકને હું આમાંના કોઈ ને કોઈ નિઃસંતાન ઘરોમાં મોકલવા ઇચ્છું છું. તમારામાંથી કોઈ પણ સખસ, સરકારી અમલદાર સમક્ષ કસમ ખાઈ, આ બાળકને પોતાનો પુત્ર બનાવી પોતાને ઘેર લઈ જઈ શકે છે."

ટોળામાં શાન્તિ વ્યાપી ગઈ. કોઈએ ચોટલી સંભાળી તો કોઈએ જનોઈ. કોઈકે મૂંછ પર હાથ ફેરવ્યો તો કોઈએ પેટની ફાંદ પર. નાત–જાત વિનાના છોકરાને કોણ પુત્ર બનાવે અને સાત પેઢીઓને નર્કમાં નાખે!! સેવાસમિતિના મંત્રી દક્ષ માણસ હતા. એમણે કહ્યું, "અમે ગમે ત્યાં રાખીશું — અનાથાલયમાં યા જહાન્નમમાં—અમને અમારું બાળક સોંપી દો." ઘરમાં બેઠી બેઠી હમીદા બાળકને ચૂમતી હતી અને આંસુ સારતી હતી. બાળકને પણ દુઃખની ખબર પડી ગઈ હતી. મોટી મોટી આંખો ફાડી એ હમીદા તરફ જોઈ રહ્યું હતું.

બહાર ભીડ વધવા માંડી. જિલ્લાધીશને કાને વાત ગઈ. હુલ્લડનો ડર લાગ્યો. ન્યાય અને કાયદાનો થેલો લઈ એ દોડ્યા. હુકમ ફરમાવ્યો કે બાળકને હિન્દુ અનાથાલયમાં મોકલાવી આપવું. ગની સાહેબના મોં ઉપર તેમને સદૈવ શોભિત કરતાં ગંભીરતા અને શાન્ત રસ હતાં. એ ઘરમાં ગયા. હમીદાની ગોદમાંથી બાળકને ઉપાડયું. હમીદાથી રાડ પડાઈ ગઈ. બાળકે અત્યંત મમતા અને કાતરતાની દૃષ્ટિએ પોતાના રક્ષક તરફ જોયું. શિશુ–બકરું વધિકને હાથ પડતું હતું. લોકોના ટોળાએ જયઘોષ કર્યો—'ધર્મની જય.' અને બધા, બાળકને જોવા ધક્કામુક્કી કરવા લાગ્યા. એકના હાથમાંથી બીજાના હાથમાં બાળક જવા લાગ્યું. પરબની એંઆંએંની ભાગી હતી. કોઈ બાળકને એંઠું મુખ થતું હતું તો કોઈ એને સ્પર્શ કરી નહાવું પડશે એમ ધારી પસ્તાતું હતું. પં૦ ત્રિકાળદર્શી, પં૦ ધર્મશૃંગાર, પં૦ વેદમણિ વગેરે બધાય ધીરે ધીરે વિખેરાવા લાગ્યા. ધર્મકાર્ય તો સમાપ્ત થઈ ગયું હતું, નાહક મુઆહુતથી શો લાભ?!

અપાર ભીડ અને નાનું ફૂલ. જ્યારે અનાથાલયને દરવાજે બાળક પહોંચ્યું ત્યારે લોકોએ જાણ્યું કે ફૂલ કરમાઈ ગયું છે. એની આંખો બંધ થઈ છે. હાથની મુઠ્ઠ ખુલ્લી પડી છે. હમનસીબ પાસે જે કંઈ સંચિત સ્નેહ હતો તે બધોય એ હમીદા પાસે મૂકતો આવ્યો હતો અને હવે એ આ દુનિયામાંથી ચાલતો થઈ ગયો હતો!

પં. ધર્માનન્દ બોલી ઊઠ્યા: 'મને મરે એ કર્મદરિદ્રી.'

૩

દીવામાં વાટ પડવાની તૈયારી હતી. જિલ્લા મૅજિસ્ટ્રેટને એક જરૂરી કામ પતાવવાનું હતું. પં૦ રામમણિ ત્રિપાઠીના સગીર બાળકના સંરક્ષક અને અભિભાવક, ગાર્ડિયન અને કુલ મિલકતના મૅનેજર, અને સાથે સાથે સ્વ૦ પંડિતની મિલકતના સૌથી નજદિકના હકદાર પં૦ ધર્મદેવ ત્રિપાઠી નક્કી થયા હતા. એમને સ્વ૦ ત્રિપાઠીને ઘેર પહોંચાડી બાળકની સંભાળ અને મિલકતની વ્યવસ્થાનો ભાર સોંપવાનાં હતાં. દુશ્મનો ખૂબ હતા. ત્રિપાઠીના જાનનું જોખમ હતું. મકાનની ચારે બાજુએ પોલિસ પહેરો ગોઠવવામાં આવ્યો હતો.

ત્રિપાઠીને કલેક્ટરની સાથે જવાનું હતું. સ્વ૦ ત્રિપાઠીનું મકાન ખૂબ મોટું હતું – મોટી હવેલી હતી. કલેક્ટર અને ધર્મદેવ ત્રિપાઠીએ સૌથી પહેલાં પ્રવેશ કર્યો. એક કાયદાની રક્ષા કરવા આવ્યો હતો અને બીજો નાદાન બાળકની સંપત્તિ લૂંટવા. ખૂબ પોકારવા છતાંય કોઈ નોકર દેખાયો નહીં. દરવાજા ઉઘાડા પડ્યા હતા. બીજે માળે, એક મોટા ઓરડામાં, મખમલના બિછાના પર સ્વ૦ ત્રિપાઠીની આંખનો તારો એક ખાલી પ્યાલું મોંએ વળગાડી મરેલો પડ્યો હતો. એક એક પાણીના ટીપા માટે તલસવલસ થતો એ સુકુમાર બાળક સમાજ અને કાયદાને શાપ આપતો આખરે સંસારમાંથી વિદાય થઈ ગયો હતો! અદાલત એનો સંરક્ષક નીમી રહી હતી ત્યારે દૂર દૂર જાગીરદારના નોકર મહેફિલ એશનું કરી રહ્યા હતા અને અહીં એ મૃત્યુમુખે પડ્યો હતો—એ પાણીનાં ટીપાં માટે, અન્નના બે કણ માટે. નવા ત્રિપાઠીએ રડવાની ખૂબ ચેષ્ટા કરી. એમના માર્ગમાંથી એક મોટી આફત દૂર થઈ ગઈ હતી.

* * *

હિન્દુ અનાથાલયવાળા માર્ગે બેત્રણ માણસ એક નાના બાળકને જૂનાં કપડાંમાં લપેટીને ચાલતા હતા. એ પેલા ધનવાન ત્રિપાઠીનો પુત્ર હતો. અનાથાલયના બે નોકર પણ એક એવા રમકડાને સાધારણ કપડાંમાં વીંટાળી નીકળ્યા હતા. આ પેલી ભિખારણનો છોકરો હતો.

નદીકિનારે બંનેને વહાવી દેવાની ક્રિયા ચાલી રહી હતી. એટલામાં અનાથાલયના નોકરો પાસે હમીદા અને ગનીસાહેબ દોડતા જઈ પહોંચ્યાં. હમીદાએ મખમલનો સાફ ટુકડો ધરી રડતી આંખે કહ્યું, "આને આ સફેદ કફનમાં વીંટાળીને વહેતો મૂકજો." અને એમ જ થયું. આ અપાર સંસારસાગરમાં પરમાત્માએ જે બે બિન્દુ ટપકાવ્યાં હતાં તે બંને એકી સાથે પાછાં નદીનાં તરંગોમાં લુપ્ત થઈ ગયાં. સંપત્તિશાળી ત્રિપાઠીનો પુત્ર વગર કફનનો હતો જ્યારે ભિખારણના બાળકની દેહ ઉપર નવું કપડું હતું. ત્રિપાઠીના બાળકને નદીમાં ફેંકી દઈ નોકરો હસતાં હસતા ચાલ્યા ગયા!

પણ ભિખારણના બાળક માટે બે આત્માઓએ કલાકો સુધી કલ્પાંત કર્યું. *આંસુનાં* બે બે બિંદુ ન જાણે કેટલી યે વાર પૃથ્વી ઉપર પડ્યાં અને આંસુઓની ભૂખી ધરતી એમને પી ગઈ.*



* શ્રી પરિપૂર્ણાનન્દ કૃત 'દો બુંદ' નામની વાર્તા.

## શ્યામ નવનીત

'ભાનુ'

ક્હીં કમલ ? પંક ક્યાં ? ક્વ શુચિતા ? ક્હીં શ્યામતા ?
ક્હીં કિરણ તેજનાં ? ઘનતમિસ્રનો પુંજ ક્યાં ?
લહી કમલ પંકને, નવલ પ્રશ્ન ઊઠે ઉરે,
ઉકેલ દિલમાં સ્ફુરે વિરચવા મધુ અક્ષરે :

ભરી સભર અંતરે મધુર ગંધ ઉર્વીતણા,
અને મૃદુલ આર્દ્રતા રસહૃદે ભરી વારિના;
બને સલિલ ભોમના સુભગયોગથી કર્દમ
સુનીલ નવનીત શો, રસ સુવાસ સારોદ્‌ગમ.

શું શ્યામ નવનીતનું અશન ના વ્રજેન્દ્રે કર્યું ?
શું દર્શન વિરાટનું નવ યશોમતીને થયું ?
સ્રવે તિમિર ગર્ભથી ન સિત ભર્ગ શું સૂર્યનાં ?
ઉગે કમલ કર્દમે, ઉગમ શું યથાયોગ્ય ના ?

સુગંધ રસ માર્દવે કમલ ઈન્દ્ર લો પુષ્પમાં ?
સુવાસ વ કુમાશનું અસલ કેન્દ્ર શું પંક ના ?

☆

## લીલામના કોડ

નટવરલાલ મ. પટેલ

મને વેચાવાના કોડ રે આવો સોદાગર કોઈ !
માગું ન લાખ કરોડ રે આવો સોદાગર કોઈ !
લાખ નહીં રે કોડીય માગું
માગું ન થોડું દામ :
મૂલ્ય વિના મારે આજ બજારે
થઈ જાવું લીલામ;
મારે જોયે હુલ્લાળી સોડ રે આવો સોદાગર કોઈ !
મને વેચાવાના કોડ રે આવો સોદાગર કોઈ !
લાખ કરોડનું કામ શું મારે ?
વે ચા વા થી કા મ :
આવો કોઈ શાહ સોદાગર !
પૂછું ન નામ કે ઠામ;
મેં તો માથે ધર્યો શિર મોડ રે આવો સોદાગર કોઈ !
સરખાસરખી આપણ જોડ રે મને વેચાવાના કોડ રે !
આવો સોદાગર કોઈ !

☆

# અલ્પાત્માનું આત્મપુરાણ

## ખંડ ૧ : અર્ધશતાબ્દીના અનુભવો

### અધ્યાય ૧લો

### ૨

### जन्माद्यस्य यतः – જેને લીધે એનાં જન્મ વગેરે છે.

"પણ અંદર ભરાયું છે કોણ તે જરા જુઓ તો ખરા!"

"મારી જોડે કોઈ આવતું હોય તો હું અંદર જાઉં," એક આધેડ વયના ગૃહસ્થે આસપાસ જામેલા ટોળા તરફ આતુરતાથી જોતાં કહ્યું. પણ ટોળામાંથી કોઈએ પણ એમની જોડે જવાની વૃત્તિ દર્શાવી નહિ.

"ના, હું તમને તો નહિ જ જવા દઉં," એમનાં સ્થૂલકાય પત્નીએ, આસપાસ ટોળામાં ઊભેલાં મનુષ્યોની શરમ રાખ્યા વિના, એમને લગભગ વળગી પડીને રડતે રાગે કહ્યું.

વાત એમ બની હતી કે અમારી પાડોશમાં રહેતાં યુવાન દંપતી જમી પરવારીને ગપ્પાં હાંકતાં આગલા ખંડમાં બેઠાં હતાં. એટલામાં ઘરના પાછલા ભાગમાં આવેલા એમના શયનખંડ અથવા તિજોરીના અંધકારગ્રસ્ત ઓરડામાંથી કંઈ અવાજ સંભળાયો. પહેલાં તો ઘોડિયામાં સૂતેલી નાની છોકરીનો અવાજ હશે એમ ધારી, 'મોઈ,. પાંચ મિનિટ પણ ઠરવા દેતી નથી' એમ બબડીને ગૃહિણીએ એ ઓરડા તરફ જવા માંડ્યું. પણ અવાજ નાના બાળકનો નહિ, પણ જુદી જ જાતનો છે એવી પ્રતીતિ થતાં એ થોભી ગયાં ને ગૃહપતિને ઉદ્દેશીને બોલ્યાં, "જરા જુઓની, એ કોણ છે." ગૃહનાથે બેઠાંબેઠાં જ બૂમ પાડીને કહ્યું, 'અરે! કોણ છે એ?' પણ જવાબ ન મળ્યો એટલે જરા મોટે અવાજે, પણ સ્થાનભ્રષ્ટ થયા વિના જ કહ્યું, "કોણ ભરાયું છે અંદર?" તેનો પણ જવાબ ન મળ્યો. થોડી વાર પછી તિજોરીનાં બારણાં ઉઘાડવાનો કોઈ પ્રયત્ન કરતું હોય એવો અવાજ આવવા લાગ્યો એટલે ધીમે પગલે તિજોરીના ઓરડા આગળ જઈને એમણે બહારથી નજર નાખી તો કોઈનો ઓળો હાલતો હોય એમ દેખાયું. એ દેખાવ જોઈને, આવ્યા હતા તે કરતાં પણ બમણી ઝડપથી એ પાછા ફર્યા અને ગૃહિણીને પોતે જોએલી હકીકતનું ભયમિશ્રિત અવાજે નિવેદન કર્યું. નાની છોકરી, તિજોરી ને ભેદી વ્યક્તિને અંધારા ઓરડામાં રહેવા દઈ તરત જ દંપતી અને એમનાં બે બાળકો ઘરની બહાર નીકળી આવ્યાં ને મોટેથી 'ચોર! ચોર!' એમ બૂમ પાડવા મંડ્યાં. 'હરામખોર! બહાર નીકળ! તારાં હાડકાં ના રંગી નાખું તો મારું નામ નહિ!' ગૃહપતિએ ઘરથી બને તેટલા દૂર ઊભા રહી ઓરડામાં ભરાએલી વ્યક્તિને બહાર નીકળવાનું આવાહન આપ્યું પણ એ આવાહનનો સ્વીકાર કરવાની એ વ્યક્તિને ઇચ્છા હોય એમ દેખાયું નહિ એટલે ગૃહિણીએ મહોલ્લાના ગૃહસ્થને સંબોધીને 'અરે! કોઈ આવોની! મારી તો છોકરી ઓરડીમાં પુરાઈ ગઈ છે ને અંદર ચોર ભરાયો છે' એવી મતલબની કાકલુદીભરી વિનંતી કરવા માંડી. અને એમનાં બંને બાળકો ચીસ પાડી પાડીને અર્થને ભોગે ધ્વનિનો સબળ ને સુંદર વિકાસ સાધી રહ્યાં.

થોડી વારમાં 'શું છે ? શું છે !' પૂછતું લોકોનું ટોળું ઘર આગળ જામી ગયું. કોઈએ કહ્યું, 'અંદર ચોર ભરાયો છે.' બીજાએ જણાવ્યું, 'ના, ચોરબોર કંઈ નથી, એ તો કોઈનું ખૂન કરી એક પાપિયો લોહી નીતરતી છરી સાથે અંદર ભરાઈ ગયો છે.' ત્રીજાએ કહ્યું, 'ધાડપાડુ હશે, ધોળે દહાડે તે ચોર આવે ?' લોકોની કલ્પનાશક્તિ આમ સતેજ થતી ગઈ, પણ અંદર જવાની હિંમત એ સાથે જ મંદ પડતી ગઈ. ધીરે ધીરે ટોળું ને કોલાહલ બંને વધતાં ગયાં. છતાં એ અવાજને ભેદીને પણ તિજોરીના ઓરડામાં થતો ખખડાટ બહાર સંભળાતો, ને સાંભળનારા, 'તિજોરી તોડ છ—સાળો !' 'અરે ! કોઈ મારી સાથે આવે તો અંદર જઈને સસરાને ત્યાં જ પૂરો કરી નાંખું !' 'એઈ ! અંદર સું ભરાઈ બેઠો છ ? બહાર નીકલ, બચ્ચા ! તારી ખાલ ઊખેડી નાઈખા પાખી છોડું તો કહેજે કે સુરતની કમાનમાં પણ કોઈ મઈલો'તો !' ઇત્યાદિ વચનો વડે અંદર ભરાએલી વ્યક્તિને પોતાના અસ્તિત્વનું ભાન કરાવવા પ્રયત્ન કરતા હતા. પણ તેની કંઈ પણ અસર એ વ્યક્તિ પર થતી નહિ. એ તો નિશ્ચિંત રીતે પોતાનું કામ કર્યાં કરતી હોય એમ લાગતું હતું.

આમ ને આમ બીજો અર્ધો કલાક વીતી ગયો; પણ ટોળાની સંખ્યા સિવાય બીજી કોઈ બાબતમાં પ્રગતિ થઈ શકી નહિ. એટલામાં મધ્યાહ્નની વામકુક્ષી કરતાં મારાં દાદી કોલાહલથી જાગ્રત થઈને કંઈક ભાગે કુતૂહલ ને મોટે ભાગે રોષથી પ્રેરાઈને ત્યાં આવી પહોંચ્યાં.

"આ માયડું છ સું ? ચાયકાપાયકા કોઈને બે ઘડી સૂવા દેશો કે નહિ !"

"ઓ મોટી મા ! મારી તો છોકરી ઘરમાં રહી ગઈ છ ને અંદર ચોર ભરાયો છ !" ગૃહિણીએ મારાં દાદીને જોઈને મોટે અવાજે રોતાં રોતાં કહ્યું.

"તે એમાં પોક સું મૂકે છ ? આટલા બધા ભેગા થયા છ તે પકડીને કાઢોની બહાર."

"પણ કોઈ અંદર જતું નથી ને મારી છોકરી તો બીકથી છળી મરશે."

"આટલા બધામાંથી કોઈ અંદર જતું નથી ?" મારાં દાદીએ કહ્યું ને લોકો સામું જોઈને ઉમેર્યું, "ચોળી પહેરો ચોળી સૌ."

પણ આ મેણાની અસર લોકો પર થઈ નહિ એટલે એ બોલ્યાં, "લાવ, કોઈ નહિ આવે તો હું જાઉં. પણ મારી આંખે બરાબર સૂઝતું નથી. કોઈ મારી જોડે આવે તો હમણાં ચોરને ચિચોટિયું પકડીને અહીં લાવું."

પણ મારાં દાદીના આ નિમંત્રણનો સ્વીકાર કરવા કોઈ ઉત્સુક જણાયું નહિ. આખરે એક સાતઆઠ વર્ષની બાલિકા તૈયાર થઈ. "ચાલો માજી, હું તમારી સાથે આવું."

"ચલ દીકરી, મારો હાથ ઝાલ" કહી મારાં દાદી એ બાલિકાનો હાથ ઝાલી ઘરમાં દાખલ થયાં.

'હવે કોણ જાણે શું થશે' એવી આશંકા સેવતું ટોળું શ્વાસ થંભાવીને ઉઘાડે મોંએ ને અનિમેષ નેત્રે ઘરના સામું જોતું એકદમ શાંત થઈ ઊભું રહ્યું. થોડી વાર ગાઢ શાંતિ વ્યાપી રહી. પછી ઘરના છેક અંદરના ભાગમાંથી ચારપાંચ વ્યક્તિઓ રોકકોક કરી રહી હોય એવો અવાજ સંભળાવા લાગ્યો. "મોટીમાને કંઈ થશે તો હું દુનિયામાં મોઢું શું બતાવીશ !" પ્રગાઢ શાંતિને વીંધતો ગૃહપતિનો અવાજ સંભળાયો, અને અત્યાર સુધી મૂંગા રહેલાં મોં એકદમ વાચાળ બની જાતજાતની કલ્પના કરવા મંડી પડ્યાં. આમ ને આમ

પાંચસાત મિનિટ વીતી ગઈ ને " આ રહ્યો ચોર તમારો !" કહેતાં મારાં દાદી એક બાળકીને કાન પકડી બહાર ખેંચી લાવ્યાં. રોષમાં બદલે સ્થાને ઉપહાસની વૃત્તિ ઊભરાઈ ગઈ ને જાણે પોતે બધા બહાદુર હોય તેમ ઘરના માલિકને દરેક જણ, " અરે ! મારા ભાઈ, એક બાળકીથી આટલા બી મર્યા ને અમને નકામી તકલીફ આપી" કહી ઠપકો દેવા લાગ્યું. " તે તમે બધા મરદ મુછા'ળા તો અંદર જતાં શું ધાડ આવતી'તી. હવે એને બચારીને કહેવા બેઠા છો તે જાતનો તો વિચાર કરો ! જાઓ તમે ધણીધણિયાણી ઘરમાં ને હવેથી પાકે પાયે તપાસ કર્યા વગર નકામી ધાંધલ મચાવશો નહિ." મારાં દાદીમાએ કહ્યું, ને એમની સાથેની બાલિકાને બતાવી ઉમેર્યું, " તમારા સૌ કરતાં તો આવડી છોકરી પણ બહાદુર કે મારી જોડે તરત આવી."

મારાં દાદી જેને કાન પકડીને લાવ્યાં હતાં તે નિર્બલ ને નાનકડી બાળકી હતી કે હૃષ્ટપુષ્ટ ને પ્રચંડકાય બાળકી એ વિષે અમારા મહોલ્લામાં થોડા દિવસ વાદવિવાદ ચાલ્યો ને પછી એ બનાવ લોકસ્મૃતિમાંથી વિસરાઈ ગયો. પરંતુ મારાં દાદીના મનમાં એની અસર જુદી જ રીતની થઈ. જે બાલિકા એમનો હાથ ઝાલી એમની સાથે ઘરમાં ગઈ હતી તેની બહાદુરી પર એ વારી ગયાં ને કંઈ કંઈ નિમિત્તે એને પોતાને ત્યાં બોલાવવા લાગ્યાં. મારા પિતાનો વિવાહ એક સ્થળે કરવાનું નક્કી થઈ ગયું હતું, અને તે મારાં દાદીએ જ નક્કી કર્યું હતું પરંતુ હવે એમનો વિચાર બદલાઈ ગયો.

'આ આપણી ન્યાતની જ છે. મરું જે સાંભળો છો કે ?' મારાં દાદીએ અર્ધનિદ્રિત અવસ્થામાં હિંચકા પર બેઠેલા મારા દાદાને ઉદ્દેશીને કહ્યું.

'હેં ? ઊંઘી જવું કે જાગતા રહેવું તેનો નિર્ણય કરવામાં ગૂંચાઈ ગએલા મારા દાદા ચમકીને બોલી ઊઠ્યા ને એમના પગ પાસે જ હિંચકા પર બેઠેલી બિલાડી, દાદાના ચમકવાનો એને પણ ચેપ લાગ્યો હોય તેમ, એક કૂદકો મારીને ઊતરીને દોડવા લાગી તેને જોવા લાગ્યા.

'મેં કહ્યું કે એ આપણી જ ન્યાતની જ છે,' દાદીએ કહ્યું.

'કોણ ! આ બિલાડી ?' કંઈક કુતૂહલપૂર્વક મારા દાદાએ પૂછ્યું.

'તમને કોણ જાણે આ શી ટેવ પડી છે તે વારેવારે મસકરી જ સૂઝે છે.'

'પણ મસકરી હું કરું છું કે તું કરે છે ?'

'મેં શી મસકરી કરી વારુ ?'

'કેમ મને નકામો આ બિલાડી આપણી ન્યાતની છે એટલું કહેવા માટે જ જગાડી મારેલો તે મસકરી નહિ તો બીજું શું ?'

'પણ હું બિલાડીની ક્યાં વાત કરું છું ?'

'ત્યારે ? અહીં બીજું તો કોઈ નથી.'

'હું કહું છું તે પૂરું સાંભળો તો ખરા.'

'હા, બોલ,' કહી મારા દાદાએ જરા દૂર પડેલો પાનનો ડબ્બો લઈ પાન બનાવવા માંડ્યું.

'હું એમ કહેતી'તી કે આ સિવગવરીની ત્રીજી છોકરી નમુ તી'દાડે અહીં આવી'તી તે આપણી ન્યાતની જ છે.' મારાં દાદીએ વાતનો ઉપક્રમ કરતાં કહ્યું.

'એમાં તેં નવું શું કહ્યું! સિવગવરી ને એનો વર આપણી ન્યાતનાં છે એટલે એનાં છોકરાં પણ આપણી ન્યાતનાં જ હોય ને!'

'વળી પાછી મસકરી કરવા માંડી!'

'એમાં મસકરી કાં આવી! સિવગવરીની ત્રીજી છોકરી આપણી ન્યાતની છે એમાં કહેવાનું સું હતું કે તેં મને જગાડી માયરો! એમ તો એની બીજી બે છોકરી પણ આપણી ન્યાતની જ છે.' પાનનો ડુચો મોંમાં મૂકી હિંચકા પર બેઠાં બેઠાં બારી બહાર પિચકારી મારતાં મારા દાદાએ કહ્યું.

'તમને તો આ પાન ચાવવાં ને જેની તેની મજાક કયરા કરવી તે સિવાય બીજો કંઈ ધંધો જ નથી.'

'ના. પણ તું બરાબર કહે તારે સમજ પડે કેની!'

'પણ મને બોલવા જ કાં દો છ!' કહી દાદીએ રિસાઈને જતા રહેવા માંડ્યું.

'ના, ના; હવે હું વચ્ચે નહિ બોલું. તું વાત પૂરી કર.'

'હું એમ કહેતી'તી કે આ સિવગવરીની છોકરી બહુ ચબરાક ને બહાદુર છે. મારી તો એ આંખમાં વસી ગઈ છે.'

'હં.'

'હં સું! તમે તો કોઈ વાતમાં રસ જ નથી લેતા.'

'અરે વાહ રે! લઉં છ ને—એ છોકરી સારી છ. બહુ સારી છ—પણ તેનું છે સું?'

'તે મને એમ થાય છ કે આપણા કીકાને માટે એને લીધી હોય તો?' (કીકો એ મારા પિતાનું લાડનું નામ હતું.)

'અરે! પણ તું તો ગંગાગવરીની છોકરી માટે નકી પણ કરી આવી છ ને! તેને સું જવાબ દેસે! ગંગા તો તને ને મને બંનેને ખાઈ જાય એવી છે.'

'એ તો હું એને સમજાવી દઈસ. એનું ઠેકાણું પણ મેં સોધી રાયખું છ.'

'પણ તારું સોધેલું ઠેકાણું ગંગા કબૂલ કરવાની'તી?'

'કેમ નહિ કરે? જખ મારીને કરસે.'

'પણ એની છોકરીમાં કંઈ વાંધો છે?'

'વાંધો તો સું હોય. પણ મને આ વધારે ગમી ગઈ છ. અને એમ જુઓ તો વાંધો છે પણ ખરો. છોકરીનું કાઠું બહુ મોટું છે ને દાડે દાડે કેટલી વધે છે! આપણો કીકો એના કરતાં નાનો દેખાય છ તે ઠીકસરું નહિ પડે?'

'પણ મને લાગતું નથી કે ગંગા એમ માની જાય.'

'એ મારા હાથમાં. પણ તમને કેમ લાગે છ?'

'મને તો લાગે છ તે કહ્યું કેની કે ગંગા માનસે નહિ.'

'હું એ નથી પૂછતી. હું તો પૂછું છું કે શિવગવરીની છોકરી લઇએ તો કેમ?'

'છોકરી છે તો સારી પણ—'

'એમાં પણ શું? સારી છોકરી હોય તો જવા શું કામ દેવી!'

'એમાં બે વાંધા છે.'

'તમને જેમાં તેમાં વાંધા જ કાઢતાં આવડે છે.'

'તેં પૂછ્યું ત્યારે કહું છું.'

'હા. પણ વાંધા હશે તો તેના ઉપાય પણ હશે જ કેની? કો'ની શું વાંધા છે?'

'એક તો જાણે એ કે આપણે ગંગાને વચન આપી ચૂક્યા છીએ—'

'અરે! વચન કેવું? ને આપ્યું હોય તો યે શું? આપણે કંઈ હરિશ્ચંદ્ર થોડા છીએ!'

'ને બીજું, શિવગવરી એની છોકરી આપણા છોકરાને આપશે એની ખાતરી શું!'

'એ તો ખાતરી મેં કરી લીધી છે. આપણી બાજુમાં જમનાને ત્યાં કામ કરવા મંછા આવે છે ને તેની ભત્રીજી શિવગવરીને ત્યાં કામ કરવા રહી છે તેની જોડે મેં ચોખે ચોખું પૂછાવી જોયું છે. આપણી મરજી હશે તો શિવગવરી ના નહિ કહે. ને એને પોતાની છોકરી માટે આવો વર ક્યાં મળવાનો છે?'

'ત્યારે થાય એમ હોય તો કર.'

'પણ તમે રાજી થશો કેની?'

'હા રતો. કેમ નહિ!'

મારા દાદી પુરુષ થયાં હોત તો કોઈ પણ રાજ્યના દીવાન તરીકે દીપી નીકળ્યાં હોત એમ એના સમાગમમાં આવેલા સર્વ કોઈનો અભિપ્રાય છે. એમનામાં સામ દામ દંડ ભેદ આદિ સર્વ ઉપાયો યોજવાની, ષડ્યંત્રો ગોઠવવાની ને ધાર્યું કામ કઢાવી લેવાની અપૂર્વ કુનેહ હતી. એ કુનેહનો આ પ્રસંગે એમણે બરાબર ઉપયોગ કર્યો. પ્રથમ તો મારા પિતાના જન્માક્ષર ગંગાગૌરીને ત્યાં હતા ત્યાંથી તે તેમજ એની પુત્રીના જન્માક્ષર પણ, 'કાશીથી મોટા જોશી આવ્યા છે તેને બતાવવા છે' કહીને મંગાવી લીધા. પછી બેચાર જોશીઓને સાધી 'છોકરા ને છોકરીના ગ્રહ મળતા નથી, શાંતિ કરાવો તો પણ કંઈ વળે એમ નથી' એવો અભિપ્રાય એમના તરફથી પ્રગટ કરાવ્યો. પહેલાં તો ગંગાગૌરીએ મચક ન આપી. પણ પછી એમણે પોતે જ આવીને એક દિવસ દાદીને કહ્યું, 'મણિ, તને ખોટું ના લાગે તો કહું.'

'કહેની, તું કહે તેથી મને કોઈ દા'ડો પણ ખોટું લાગે?'

'મેં તારા દીકાના ને મારી ચિમુના ગ્રહ અમસ્તા જ એક સારો જોશી અમારે ત્યાં આવી ચઢેલો તેની પાસે જોવડાવ્યા. તે કહે કે ગ્રહ બિલકુલ મળતા નથી. મેં તો કંઈ માન્યું નહિ. પણ છોકરીના કાકા એ બીજા ત્રણેક જોશીને જનાવી આવ્યા, તે ત્રણેએ પણ એવું જ કહ્યું. એટલે હવે મને જરા મનમાં વસવસો પેઠો છે કે કરીએ ને કંઈ માઠું થાય તો પછી જાણી જોઈને ખાડામાં પાડવા જેવું કર્યું તે કરતાં ન કર્યું હોત તો સારું એમ લાગે. એટલે મેં'કું કે લાવ જરી મણિને કાને તો વાત નાંખું. પછી એનો જેવો વિચાર.'

પણ ખાસું સારું કર્યું. આપણે તો છોકરાંઓનું ભલું થાય તે જોવાનું. એમ તો તારી ચિમુને કંઈ વરની ખોટ પડવાની છે! ને મારો છોકરો યે કુંવારો નહિ મરી જાય. પણ જાણી જોઈને કૂવામાં કોણ પડે?—પણ હેં? બધા જ જોસીએ એમ કેમ કહ્યું. આપણે પહેલાં બતાવવા'તા ત્યારે તો સારા મળે છે એમ કહ્યું'તું.'

'કોણ જાણે! એની કંઈ ભૂલ થઈ હસે. પણ હવે બધા જોસી કહે છે એટલે શું થાય? હસે! મારી છોકરીના નસીબમાં જેવો હસે તેવો વર મળસે.'

'અરે! એમ ગભરાવાનું શું કામ? હું સોધી આપીસ. આ મારી ભત્રીજીનો છોકરો હમણાં જ રાંધડો છે ને એની ઉંમર પણ કંઈ બહુ મોટી નથી. ખાધેપીધે સુખી છે. તું કહેતી હોય તો વળી મમરો મૂકી જોઉં.'

'તો તો તારો પાડ કોઈ દા'ડો નહિ ભૂલું.'

આમ મારાં દાદીએ એક કાંકરે બે પક્ષી પાડ્યાં. ગંગાગવરીની છોકરીને માટે સારું ઠેકાણું શોધી આપ્યું. પોતે આપેલા વચનમાંથી માનભેર મુક્તિ મેળવી ને મારા પિતાને માટે પોતાને ગમતી કન્યા આણી.




**હિંદુ જીવનદર્શન:**—અનુ: શ્રી ચંદ્રશંકર શુકલ. પ્રકાશક: શ્રી નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : દસ આના.

સર સર્વપલ્લી રાધાકૃષ્ણનના 'ધ હિન્દુ વ્યુ ઑવ લાઇફ'ના આ ગુજરાતી અનુવાદમાં ચાર વ્યાખ્યાનો છે. તેમાં લેખકે હિન્દુ જીવનદર્શનના મુખ્ય સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું છે. હિંદુધર્મનાં મૂળતત્ત્વો એ વિષય એવો વિશાળ છે કે તેની સર્વાંગી ચર્ચા આટલાં નાનાં પુસ્તકમાં થઈ ન શકે. અહીં તો હિંદુધર્મની અંતર્ગત ભાવનાનો કાંઈક ખ્યાલ આપવો એટલો ઉદ્દેશ કર્તાએ રાખ્યો છે. પ્રથમ પ્રકરણમાં આધ્યાત્મિક અનુભવ વિશે હિંદુ ધર્મશાસ્ત્રોનું દૃષ્ટિબિંદુ રજુ કરવામાં આવ્યું છે. બીજાં વ્યાખ્યાનમાં હિંદુધર્મની કેવા ઉદાર અને પરમતસહિષ્ણુ પાયા પર રચના થઈ છે તે કર્તાએ બતાવ્યું છે. ત્રીજા અને ચોથા વ્યાખ્યાનોમાં ચાર આશ્રમો, ગૃહસ્થાશ્રમનું ગૌરવ, હિન્દુ સમાજરચનામાં સ્ત્રીનું સ્થાન અને સંન્યાસના આદર્શનું રહસ્ય, ચાતુર્વર્ણ્યનું મૂલ્ય વગેરે વિષયો ચર્ચી હિંદની સમાજવ્યવસ્થા પાછળ રહેલી લોકકલ્યાણકારી દૃષ્ટિ લેખકે સમજાવી છે. હિંદુધર્મની કેન્દ્રવર્તી ભાવનાઓનું એ રીતે નિરૂપણ કરીને લેખક કહે છે કે 'હિન્દુ તત્ત્વજ્ઞાન એક પરમાત્માને માને છે, જો કે તેને જુદાં જુદાં નામો અપાય છે. હિન્દુ સમાજવ્યવસ્થામાં વર્ગો ઘણા છે પણ સમાજ એક જ છે. હિન્દુ વસ્તીમાં અનેક જાતિઓ અને ઉપજાતિઓ સમાયેલી છે, પણ એક સર્વવ્યાપી ભાવના વડે સૌ એક સૂત્રે સંકળાયેલી છે. સમાજનાં સંખ્યાબંધ રૂપોમાં આદર્શની અંતર્ગત એકતા રહેલી છે."

હિન્દુ સમાજવ્યવસ્થાનું જે ચિત્ર અહીં રજુ થયું છે તે એકપક્ષી નથી. તેમાં પેસી ગયેલા દોષો અને ખામીઓનો પણ સર રાધાકૃષ્ણને પૂરો વિચાર કર્યો છે. કેવા વિષાદ સાથે એ વાત તેઓ કહે છે: "હિન્દુધર્મ જો આજે જીવતો હોય તો તે આ સિદ્ધાંતોને લીધે. પણ એ બહુ જ ઓછું જીવે છે. જ્યાં એક કાળે ચેતન ખળખળ વહેતા ઝરાના જેવું હતું ત્યાં આજે થાક અને નિષ્ક્રિયતા પ્રવર્તે છે. અમે આજે જ્ઞાનપૂર્વક આગળ વધતા નથી, પણ જડ પદાર્થની પેઠે પ્રવાહમાં ઘસડાઈએ છીએ, અને ભાવિની રાહ જોતા બેસી રહ્યા છીએ. અમારો પ્રાણ ક્ષીણ થઈ ગયો છે, આત્મા થાકી ગયો છે. અમારાં રાજકીય પરિવર્તનોને લીધે અમે વિકાસના નિયમ પ્રત્યે દુર્લક્ષ કર્યું. હિન્દુ સંસ્કૃતિ તેની જાહોજલાલીના દિવસોમાં ચેતનથી મસ્ત હતી, સમુદ્રો ઓળંગતી, વસાહતો સ્થાપતી, અને જગતને શીખવતી તેમ જ તેની પાસેથી શીખતી હતી. વિજ્ઞાનોમાં અને કળાઓમાં તેમ જ વેપારવણજમાં, પંદરમા સૈકા સુધી, તે જગતની સૌથી આગળ વધેલી પ્રજાઓથી પાછળ નહોતી. આજે અમે પોતાની જાતથી ડરતા લાગીએ છીએ, અને તેથી આત્મરક્ષા માટે અમારા

ધર્મના કોચલાને વળગી રહીએ છીએ. જે કવચ વડે અમે જીવનની રક્ષા કરવા માગીએ છીએ તે કવચ જીવનનો વિકાસ રોકી રહ્યું છે."

પણ હિંદુધર્મ પર લેખકને અખૂટ શ્રદ્ધા છે. આ દેશના સદ્ભાગ્યે યુગે યુગે મહાન સંસ્કારદ્રષ્ટાઓ અહીં ઉત્પન્ન થયા છે અને સમાજનો સંસ્કારપ્રવાહ તેમણે જીવંત અને ગતિમાન રાખ્યો છે. "ભારતવર્ષમાં અગણિત સૈકાઓથી કાળ નિષ્ક્રિય ઊભો રહ્યો છે, અને જગતના આદિકાળમાં સમુદ્ર શોધાઈ ગયો તે પછી કશું પરિવર્તન થયું જ નથી, એ કલ્પના સાવ ખોટી છે. ભૂતકાળની જોડે અનુસંધાન તો રહ્યું છે, પણ સાથે સાથે પ્રગતિ પણ થઈ છે. વેદોના કર્મકાંડવાળા, પ્રમાણમાં અણઘડ, ધર્મને દબાવીને તેનું સ્થાન લેવા માટે શુદ્ધ અધ્યાત્મજ્ઞાનની જે હિલચાલ ચાલી તેમાંથી જ ઉપનિષદોનો જન્મ થયો હતો. ઉપનિષદોની હિલચાલ જ્યારે તાત્ત્વિક વાદવિવાદમાં અટવાઈ ગઈ, જ્યારે ખંડનમંડનના જ્વરને લીધે ધર્મની અનિરુદ્ધ ભાવના મંદ પડી ગઈ, ત્યારે સત્યની સાદાઈ અને નીતિ-નિયમની ભવ્યતાને વળગવાને બૌદ્ધધર્મે લોકોને હાકલ કરી. લગભગ એ જ અરસામાં, જ્યારે વેદવાદ અને શાસ્ત્રચર્યાની સંસ્કૃતિએ અને શુષ્ક પાંડિત્યે ધર્મને અમાનુષી મતમતાંતરરૂપ અને વિવાદગ્રસ્ત બનાવી દીધો, અને આ અધરી વ્યર્થ કાચાકૂટમાં પાંડિત્ય ધરાવતા લોકોમાં હાસ્યજનક અભિમાન ઉત્પન્ન થયું, ત્યારે ભગવદ્ગીતાએ શુદ્ધ હૃદયવાળાં સર્વને માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કર્યાં. કર્મકાંડીઓ જ્યારે જીવતા ધર્મને કડક વાદ અને મતની દીવાલો પાછળ કેદ કરી શક્યા ત્યારે આત્માના સાચા સંદેશવાહક એવા શૈવ અને વૈષ્ણવ સાધુસંતોએ, અને શંકર તથા રામાનુજ જેવા બ્રહ્મજ્ઞાનીઓએ લોકોને જીવતા ઈશ્વરની ઉપાસના કરવાનો બોધ આપ્યો. મધ્વ અને ચૈતન્ય, બસવ અને રામાનંદ, કબીર અને નાનકનો પ્રભાવ નાનોસૂનો ન હતો. વિચાર લો કે આચાર, એકેની બાબતમાં એકરૂપ, સ્થિરસ્થાવર, અચલાયતન હિંદુધર્મ જેવી કોઈ ચીજ કદી હસ્તીમાં હતી જ નહીં. હિંદુધર્મ એ નદી છે, સરોવર નથી; વિકસતું વૃક્ષ છે, પરિપક્વ ફળ નથી; વર્ધમાન પરંપરા છે, સ્થગિત મતસંચય નથી. તેના ગત ઇતિહાસ પરથી આપણને એમ માનવાને પ્રોત્સાહન મળે છે કે વિચારના ક્ષેત્રમાં કે ઇતિહાસના ક્ષેત્રમાં, ભવિષ્યમાં કંઈ પણ બીકનો પ્રસંગ ઊભો થશે તો હિંદુધર્મ તેને પહોંચી વળવાનું સામર્થ્ય ધરાવે છે."

હિન્દની સંસ્કૃતિનું અત્યારે પુનર્વિધાન થઈ રહ્યું છે. તેથી સર રાધાકૃષ્ણનની દૃષ્ટિ હિંદનું ઉજ્જ્વલ ભાવિ નિહાળે છે. "કેટલાંક સૈકાના લાંબા શિયાળા પછી અરે હિન્દુધર્મની નવસર્જનભરી અનેક વસંત ઋતુઓમાંની એક આજે અમારી નજર આગળ ખીલતી જોઈ રહ્યા છીએ. અમારા પ્રાચીન ધર્મને અમે નવી આંખે જોવા લાગ્યા છીએ. અમને લાગે છે કે અમારો સમાજ ડામાડોળ સ્થિતિમાં પડ્યો છે. ઘણી ચીજ કાટી જામી ગઈ છે જે સુકાઈ કે સડી ગઈ છે ને તેથી તેની સફાઈ થવાની જરૂર છે. હિંદુ આચાર-વિચારના નેતાઓનાં મનની પાકી ખાતરી થઈ છે કે આજના જમાનામાં હિંદુધર્મના મૂળભૂત સિદ્ધાંતો જતા કરવાની જરૂર નથી, પણ વધારે જટિલ અને ગતિમાન એવી સમાજવ્યવસ્થાની ખાસ જરૂરિયાત જોઈને તે પ્રમાણે તે સિદ્ધાંતોનું નવેસર પ્રતિપાદન કરવાની જરૂર છે. આવો પ્રયાસ એ હિંદુધર્મના ઇતિહાસમાં પૂર્વે અનેક વેળા થઈ ચૂકેલી એવી ક્રિયાનું જ પુનરાવર્તન થશે. એવી પુનર્ઘટનાનું કામ આજે ચાલી રહ્યું છે. કાટનાં મૂળ

જ્યારે ઊંડો હોય ત્યારે તેનો વિકાસ ધીમો હોય છે. પણ જેઓ અંધકારમાં એક ઝીણી જ્યોત પણ પ્રગટાવશે તેઓ આખા આકાશને ઝગઝગાટ કરવામાં મદદ કરશે."

સર રાધાકૃષ્ણનની ઊંડી વિદ્વત્તા, સર્વગ્રાહી જીવનદર્શન અને ઉન્નત ગૌરવાન્વિત વિચારસરણીનો આ નાનું પુસ્તક ઠીક ઠીક ખ્યાલ આપે છે. તેમની વિચારઘન સૂત્રાત્મક શૈલીને લીધે અનુવાદકનું કામ ઘણું મુશ્કેલ થઈ પડે છે પણ છતાં શ્રી ચંદ્રશંકર શુક્લ ક્યાંયે ભાષામાં ક્લિષ્ટતા કે કૃત્રિમતા લાવ્યા વગર સચોટતા સાચવી શક્યા છે. અનુવાદની એ મોટી સફળતા ગણી શકાય. હિંદની સંસ્કૃતિ પર જેને પ્રેમ છે તેવી દરેક વ્યક્તિએ આ પુસ્તક વાંચવું જોઈએ.

પાસિફિક:—લેખક: શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ. પ્રકાશક: મહાગુજરાત પબ્લિશિંગ કં. લિ૦ મુંબઈ. કિં. ૦-૧૨-૦.

ગયા ડિસેમ્બર માસમાં જાપાન લડાઈમાં ઊતર્યું અને તેથી અત્યારની લડાઈ પૃથ્વીવ્યાપી બની ગઈ. રશિયા, બ્રિટન, અમેરિકા અને જાપાન એ પાસિફિકમાંની ચાર મોટી સત્તાઓ. તેમાં જાપાન યુરોપનું જ અનુકરણ કરીને આગળ વધ્યું. તેણે ઉદ્યોગો વિકસાવ્યા, લશ્કરી સત્તા મેળવી, નૌકાસૈન્ય વધાર્યું અને હવાઈદળ તૈયાર કર્યું. તે સાથે તેની મહત્ત્વાકાંક્ષા પણ વધતી ગઈ. ૧૯૨૭માં બૅરન ટનાકાએ જાપાનના શહેનશાહ આગળ વિશ્વવિજયની યોજના મૂકી. તે પછી કોરિયા, મંચુરિયા, ચીનનો સમૃદ્ધ ભાગ વગેરે દેશો જાપાનના હાથમાં ગયા. અત્યારે જાપાન પાસે એવું નૌકાબળ, વિમાની દળ અને શસ્ત્રસામગ્રીથી સજ્જ લશ્કર છે કે જેથી અમેરિકા અને બ્રિટન જેવી બે બળવાન સત્તાઓ સામે એકી સાથે તે લડી શકે છે. અને હિંદી ચીન, જાવા, સુમાત્રા, મલાયા વગેરે પ્રદેશો એકસપાટે તેના હાથમાં આવવાથી તેની ઉત્પાદન શક્તિ અને યુદ્ધક્ષમતા ખૂબ વધી ગઈ છે. આ નાની પુસ્તિકામાં શ્રી વિદ્વાંસે જાપાનના ઔદ્યોગિક વિકાસનો, તેના લશ્કરી સામર્થ્યનો, રશિયા સાથેના તેના સંબંધોનો, તેમ જ જીતાયેલા દેશોમાં જાપાન કેવા પાયા પર નવી વ્યવસ્થા કરશે તેનો સરસ ખ્યાલ આપ્યો છે.

ઉદ્યોગોના વિકાસ સાથે નવાં બજારોની જરૂર પડે અને બજાર મેળવવા જતાં યુદ્ધ ઊભાં થાય. યંત્રવાદના એ દુષ્પરિણામી વર્તુલનો આજના યુદ્ધે સહુને વિકટ અનુભવ કરાવ્યો છે. જગત આજે 'નવી વ્યવસ્થા માગે છે.' પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ અને બ્રિટનના વડાપ્રધાને મળીને આટલાંટિક ચાર્ટરની જાહેરાત કરી તેવી રીતે જાપાને પણ નવી વ્યવસ્થાની કલ્પના કરી છે અને સમસ્ત એશિયા ખંડ પર પોતાનું વર્ચસ્વ સ્થાપી જાપાન એક સહાયમંડળ રચવા ધારે છે. એ યોજના હિકોમત્સુ કામીડાયા નામના લેખકે ૧૯૪૦માં જાહેર કરી છે અને ૧૬-૨-૪૨ને દિવસે વડાપ્રધાન ટોજોએ જાપાનની પાર્લામેંટ સમક્ષ તે જ પ્રકારની રૂપરેખા દોરી બતાવી છે. પુસ્તકને અંતે શ્રી વિદ્વાંસે એ યોજનાનો ઉલ્લેખ કર્યો છે. એ રીતે આ પુસ્તકમાંથી પાસિફિક વિસ્તાર વિશે અદ્યતન માહિતી મળે છે. દેશદેશના મુત્સદ્દીઓના ઉદ્‌ગારોમાંથી મહત્ત્વનાં અવતરણો લેખકે ટાંક્યાં છે અને લેખકની શૈલી રાજકારણનો ઊંડો અભ્યાસ સૂચવતી સરલ અને આડંબરરહિત છે.

નાથાલાલ દવે

✣

# ✠ પ્રસ્થાન ✠

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૫ ફાગણ–ચૈત્ર : ૧૯૯૯ અંક ૫–૬

## ૨૨મા દિવસનું સવાર

ઉમાશંકર જોષી

[મહાત્માજીના એકવીસ દિવસના અનશનોએ જેનું મહત્ત્વ વધાર્યું છે
તે ૨૨મા દિવસના સવારે ઉઠેલા ઉદ્‌ગારો.]

૧ આજ આનંદ! આનંદ! આનંદની આજ સર્વત્ર ગાજે વધાઈ!
આજ ઉત્સવ પ્રભુ કેરી પ્રભુતા તણો સંતની આજ સૌ ગાય સાંઈ!
પવન શો ખુશનુમા વાય ઉલ્લાસથી આજ આકાશ આશીષ વર્ષે!
પાંદડે પાંદડું આજ વૃક્ષો તણું નાચી ઊઠ્યું અગમ કોઈ હર્ષે!
૨ ધન દિન! ધન ઘડી! આજ સોનાનો સૂરજ ઊગ્યો!
પ્રભુજી, રહી ગઈ લાજ અમારી—ને વળી આપની!
૩ દુનિયા ચારે કોર, રુંવે રુંવે પ્રજળી ઊઠી.
કળિનો તપે બપોર, કાળ તણી નજરો રુઠી.
૪ બળબળતા અંગાર વચમાં લીલી વીરડી,
અનહદના સંધાર વચમાં સત-સંજીવની!
૫. ત્યાં સત સાથે કારમા ઢોળાયા અપવાદ;
સંતન નાખે સાદ: પ્રભુજી, રહેશો જોઈ શું?
૬ સતને નામે ગાળ સંત કદી સાંખે નહિ,
આતમ સાથે આળ હરિના ભક્ત ન સાંભળે.
૭ હરિના જે જન હોય તે હરિહીણપ ખમે નહિ,
પ્રભુના બંદા હોય સોઈ નર એમ નમે નહિ.
૮ દુનિયા તેં દીધ દેહ, લઈ લે તું, હું દઈ દઉં.
પણ મહીં વસિયો જેહ દેહી દમ્યો દોહ્યલો.
૯ હૈયે રાખી હામ અગનપરીક્ષા આદરી
તું રાખે છે રામ!—ટેકળી આંતરડી કહે.
૧૦ એ જ ધૂન, એ ધ્યાન: રાખણહારા રામ છે!
પ્રભુજી, માન ન માન તારે ખોળે છું પડ્યો.

૧૧ તપસી દિનદિન તપ તપે બિનતપસી રહે દેખ,
ભાલે કર દઈ દાખવે—લલાટ લખિયા લેખ !
૧૨ ચાલીસ કોટિ દેશ એકજીસે રટણા કરે,
રામ ઉશીકે એશ, તું વિણુ કો કરુણા કરે ?
૧૩ થયાં એકરસ આજ, કાલે જે જૂજવાં હતાં,
ભૂલી સરવે કાજ, રામરખોપું માગતાં.
૧૪ ટીંપે ટીંપે પ્રાણ પલપલ ટૂંપાણા;
પલળ્યા પાકા પાણ, કોક જ હરણાણા.
૧૫ હરિહીણા હરખ્યા, રડયા હરિજન દુખિયા કોડઃ
જેની જડે ન જોડ તે અમપેર સંતન મરે !
૧૬ આછેરા જગમાંય સંતનું થાનક એક આ
દુબળી તારી કાય, અદકી કાં દુબળી કરો ?
૧૭ ઘણા ભૂપ, ધનવંત, ઘણા શૂર, પંડિત ઘણા,
પણ પગપૂજ્યા સંત દેખ્યા કે વળી દેખશું.
૧૮ ઘડી બારસો સાઠ એકતાર હૈયું રહ્યું,
ઠાલો જગનો ઠાઠ વિસરી રામામૃત લહ્યું.
૧૯ કાલકૂટની ઘૂંટ ભોળા શંભુ પી ગયા,
એ રસની તેં લૂંટ આજ આદરી કુબાઉત !
૨૦ કયાં દવલી દુનિયા ? પ્રભુ કયાં ? તેં આણ્યાં વીર,
પ્રભુગંગાનાં નીર, કાયાની કાવડ કરી.
૨૧ રામ રખોપું કરે, સંતો રે ભાઈ, રામ રખોપું કરે.
પાપ ને પુણ્યના દરિયા લહેરિયા ત્યાં સતની નાવડી તરે. સંતો રે૦
જેને હરિ તારે તે રે હોડલીમાં ઓટ્યોપેલો
ફોગટ ભાર શીદ ભરે ? સંતો રે૦
સંતો સૌ સતના ગરજી, સત પણ સંસારમાં તે
સંતન વિણુ કયાં ઠરે ? સંતો રે૦
એને રાખ્યાની જો ગરજું રે હોય છે તો
આપોને આપણું પૂરે. સંતો રે૦

૭ માર્ચ, ૧૯૪૩.

卐

# ગાંધીવાદી રાજ્યમીમાંસા અને આચાર્ય જાવડેકર

શ્રી. નારાયણ જોશી

[ ટૂંક પરિચયઃ—આચાર્ય જાવડેકર અને આચાર્ય ભાગવત એ પૂનાના ટિળક મહારાષ્ટ્ર વિદ્યાપીઠમાં આચાર્ય હતા. આધુનિક મહારાષ્ટ્રમાં જે થોડા વિચારકો છે તેમાં, આચાર્ય વિનોબા ભાવે અને શ્રી. સાને ગુરુજી સાથે તેમનું સ્થાન આગળ પડતું છે. આચાર્ય જાવડેકર 'नवशक्ति' અને 'लोकशक्ति' નામના દૈનિકોના તંત્રી હતા. હાલ તેઓ 'लोकशक्ति'ના તંત્રી તરીકે ફરી કામ કરે છે. 'लोकशक्ति' પૂનામાં પ્રસિદ્ધ થતું એકમાત્ર મરાઠી કૉંગ્રેસપક્ષીય દૈનિક છે. આચાર્ય ભાગવત અત્યારે મહાસભાની કાર્યસમિતિના સભ્ય શ્રી. શંકરરાવ દેવના સંચાલન નીચે ચાલતા પૂના નજીકના એક ગાંધીવાદી આશ્રમના પ્રધાનાચાર્ય છે. તેમના કેટલાક લેખ 'શિક્ષણ અને સાહિત્ય'માં ગુજરાતીમાં અનુવાદાયા છે. આચાર્ય જાવડેકરના લેખોનો હિંદી અનુવાદ ઘણીવાર 'सर्वोदय'માં આપવામાં આવે છે. ]

લોકમાન્ય ટિળકનું અવસાન ૧૯૨૦માં થયું અને પૂ. ગાંધીજી ભારતના એકમાત્ર ભાગ્યવિધાતા બન્યા. લોકમાન્યે બુદ્ધિજીવી મધ્યમવર્ગના લોકોમાં રાષ્ટ્રવાદનો પ્રચંડ ફેલાવો કર્યો અને તેમનું ધ્યાન જનતા તરફ દોર્યું. તેમના મૃત્યુ પછી ગાંધીજીએ સામાન્ય પ્રજાને જાગૃત કરીને પોતાનો સત્ય અને અહિંસાના પાયા ઉપર રચાયેલો સત્યાગ્રહવાદ પ્રત્યક્ષ અમલમાં મૂકવાનો જંગ શરૂ કર્યો. આ એક તદ્દન નવી જાતની જ લડત હતી. તેથી તેની અસર ભારતના જુદા જુદા વિચારકોની વિચારપ્રણાલી ઉપર જેમ થઈ તેમ જ યુરોપના ક્રાન્તદર્શી ચિન્તકોને પણ તેણે મૂંઝવણમાં નાખ્યા. યુરોપના ચિન્તકોમાંના મોં. રોમૅં રોલાંનું ધ્યાન સૌથી વધારે ખેંચાયું. તેમને લાગ્યું કે રશિયાની અંદર ચાલી રહેલા સામ્યવાદના પ્રયોગની માફક હિંદુસ્તાનમાં ચાલતો એ ગાંધીવાદનો પ્રયોગ પણ માનવજાતિના ભાવીની દૃષ્ટિએ ખૂબ જ અગત્યનો છે. "મારી આશા હતી કે રશિયાનો સહાયક સામ્યવાદ અને હિંદુસ્થાનનો અસહકારવાદ એ બે તરફ, એક જ મહાન ક્રાન્તિની બે પાંખોની દૃષ્ટિએ હું જોઈ શકું: બન્નેનું મિલન થઈ તેમનો અરસપરસ બંધબેસતો સુમેળ થાય તો સારું એવી મારી ઇચ્છા મેં પ્રગટ કરી." (*I Will Not Rest* પા. ૩૯) સામ્યવાદમાં સાધન તરીકે વપરાતી ભૌતિક શક્તિ અને ગાંધીવાદની મૌલિક આધ્યાત્મિક શક્તિ એ બે જો જોડાય તો જ જગતમાં શાશ્વત શાંતિનો ઉદય થશે એવી એમની માન્યતા હતી.

લગભગ એવા જ દૃષ્ટિબિન્દુથી આચાર્ય જાવડેકરે ગાંધીવાદની ચર્ચા પોતાના ત્રણ ગ્રંથોમાં કરી છે. આચાર્યશ્રીનું સ્થાન મહારાષ્ટ્રના રાજકીય અને સાહિત્યિક ક્ષેત્રોમાં સૌથી આગળનું છે. એક શ્રી. ન. ચિં. કેળકરને બાદ કરતાં આચાર્ય જાવડેકર જેવા રાજનીતિના ઊંડા અભ્યાસક મહારાષ્ટ્રમાં બીજા નથી. તેમનો 'राजनीतिशास्त्रपरिचय' શ્રી. કેળકરના 'राज्यशास्त्र'ને પણ બાજુ મૂકે છે. તેમનો બીજો ગ્રંથ 'आधुनिक भारत' બંધી દૃષ્ટિએ એટલો બધો મૌલિક થયો છે કે મુરબ્બી શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળા* જેવા મહાન વિચારકને તેનો હિંદની બધી ભાષાઓમાં અનુવાદ થવો અગત્યનો લાગે છે અને મુંબઈ

* હિંદી 'सर्वोदय'માં મુ૦ શ્રી. કિશોરલાલભાઈએ એનું વિસ્તારથી સમાલોચન કર્યું છે.

વિદ્યાપીઠને સર્વશ્રેષ્ઠ મરાઠી ગ્રંથ તરીકે તેને માટે 'તર્કતીર્થ પારિતોષિક' આપવું યોગ્ય લાગે છે. તાજેતરમાં પ્રકાશિત થયેલા 'आधुनिक राज्यमीमांसा' અને 'लोकशाही' આ બે ગ્રંથો એટલા જ મહત્ત્વના છે. આ છેલ્લા ત્રણ ગ્રંથોમાં આચાર્ય જાવડેકરે ગાંધીવાદનું વિવિધ દૃષ્ટિબિન્દુથી વિવેચન કર્યું છે. પોતે એક જવાબદાર ગાંધીવાદી હોવાથી એ વિવેચન બહુ જ ઉદ્બોધક નીવડ્યું છે.

'आधुनिक भारत'માં અંગ્રેજોના આગમનથી માંડી હિંદ સ્વીકારના પરિવર્તન સુધી ભારતમાં રાષ્ટ્રવાદનો જે વિકાસ થયો તેનો ઇતિહાસ છે. તેમાં બતાવવામાં આવ્યું છે, કે રાષ્ટ્રીય મહાસભાના ઉદયથી હિંદની રાજનૈતિક પ્રણાલિકામાં જે ફેરફાર થયા તે ઐતિહાસિક દૃષ્ટિએ અપરિહાર્ય હતા, અને તે જ રાષ્ટ્રવાદી રાજનીતિનું છેવટમાં છેલ્લું સ્વરૂપ ગાંધીવાદમાં દેખાય છે. આગરકરોનો સનંદી શાંતિવાદ અને ક્રાંતિકારકોનો સશસ્ત્ર ક્રાંતિવાદ બંને અફળ નીવડ્યા પછી નિઃશસ્ત્ર રાષ્ટ્રીય ક્રાન્તિવાદ જનતાના અન્તઃકરણમાં ઊંડો જડ ઘાલીને બેઠો; તે જ નિઃશસ્ત્ર ક્રાન્તિવાદનો, રાજનૈતિક દૃષ્ટિએ જોતાં, સત્યાગ્રહવાદ એ અચૂક બનાવેલ વિકાસ છે; અને સામાજિક ક્રાન્તિવાદ તરીકે તે રશિયાના સામ્યવાદને મળતો જ છે. આ ગ્રંથનું છેલ્લું પ્રકરણ 'भारतीय संस्कृतीचें अमृततत्त्व' એમાં આચાર્યશ્રીએ પોતાની ચર્ચાના મૂલ્યવાન નિર્ણયો રજૂ કર્યા છે. ગાંધીવાદના પ્રત્યક્ષ પ્રયોગની મૌલિક, ઐતિહાસિક તેમ જ તાત્ત્વિક ચર્ચા તેમાં કરવામાં આવી છે.

'आधुनिक राज्यमीमांसा'માં ગાંધીવાદી રાજનીતિનો બીજી રાજનૈતિક પ્રણાલીઓ સાથે તુલનાત્મક વિચાર છે. અત્યાર સુધી 'તુલનાત્મક રાજનીતિ' (Comparative Politics) ની ચર્ચા કરતા ગ્રંથોમાં યુરોપની દૃષ્ટિને જ પાયારૂપે ગણવામાં આવેલી છે. મિ. સી. ઈ. એમ. જોડ જેવા પ્રમુખ વિચારકના ગ્રંથમાં પણ આ ખામી દેખાય છે. પણ 'आधुनिक राज्य-मीमांसा'માં પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય રાજનીતિનો વિકાસ વર્ણવેલો છે, અને તેમાં સામ્યવાદી અને ગાંધીવાદી રાજનીતિએ ભજવેલા ભાગની સ્પષ્ટ રીતે ચર્ચા છે. તેમાંનું આચાર્યશ્રીનું વિવેચન ઘણેભાગે મોં. રોમેં રોલાંના વિચારો સાથે મળતું આવે છે. પણ એમાં એક મૌલિક તફાવત છે. તેનો વિચાર આગળ જતાં કરવામાં આવશે.

'लोकशाही'માં સ્વતંત્ર રીતે પ્રજાકીય રાજ્યતંત્રનો વિચાર કરતાં લેખકે જણાવ્યું છે કે વ્યક્તિવાદી અને બુદ્ધિજીવી પ્રજાસત્તા તો હવે ફરી પ્રત્યક્ષમાં આવવાની નથી. બુદ્ધિજીવી મધ્યમ વર્ગના હાથમાં જો સત્તા જાય તો તેનું પરિણામ રાષ્ટ્રીય લશ્કરશાહીમાં જ થવાનું, અને જો શ્રમજીવી જનતા રાજ્યતંત્ર પોતાના હાથમાં લે તો તેમાંથી સમાજવાદી સામ્યવાદ જ પેદા થવાનો. પણ લશ્કરી રાષ્ટ્રવાદ એ એક મરતા મૂડીવાદની છેલ્લી ચીસ છે; તે વિકૃતિ છે, વિકાસ નથી. પણ સામ્યવાદ એ તો લોકસત્તાના વિકાસનું તર્કસિદ્ધ 'પરિણામ છે. એ થયું યુરોપીય રાજનીતિનું છેલ્લું રૂપ. પૂર્વમાં માત્ર જાપાની લશ્કરી સત્તા અને ચીનનો રાષ્ટ્રવાદ આ બેથી જુદી પડતી એક નવી જ રાજકીય નીતિ ઉત્પન્ન થઈ; અને તેનો ઉદય અનેક ધર્મોની ઉત્પત્તિભૂમિ જે ભારતવર્ષ તેમાં થયો એ સ્વાભાવિક જ છે. આચાર્યની દૃષ્ટિએ ગાંધીવાદમાં જ બધી દુનિયાનો ઉદ્ધાર કરવાની શક્તિ રહેલી છે. કારણ કે એમાં સામ્યવાદનાં બધાં રચનાત્મક સામાજિક તત્ત્વો તો છે જ; ઉપરાંત તેનાં વિઘાતક

તત્ત્વોને કાબૂમાં રાખી શકે તેવા પ્રબળ આત્મિકબળનાં તત્ત્વો પણ છે. એ દૃષ્ટિબિન્દુમાં જ આચાર્યશ્રી રોલાંથી જુદા પડે છે.

હવે ઐતિહાસિક દૃષ્ટિએ વિકાસ પામેલાં કયાં તત્ત્વોનો અન્તર્ભાવ ગાંધીવાદમાં થયો છે અને ગાંધીજીએ પોતાની પ્રબલ આત્મિક શક્તિથી એમાં કયી જાતનો ઉમેરો કર્યો છે તે વિષેના આચાર્ય જાવડેકરના પોતાના જ શબ્દો રજુ કરવા તે યોગ્ય થશેઃ

"ગરમ રાષ્ટ્રીય રાજનીતિમાંથી ૧૯૦૫ની આસપાસ બહિષ્કારયોગી નિઃશસ્ત્ર ક્રાંતિના તત્ત્વજ્ઞાનનો જન્મ થયો...બહિષ્કારયોગથી સાધવાની નિઃશસ્ત્ર ક્રાન્તિનો એ પ્રયોગ યશસ્વી થશે અને હિંદી જનતાની સાહાય્યથી આવતું બ્રિટિશ રાજ્યતંત્ર તૂટી જશે, એ શુભ-નેતૃત્વ જોવાને દેખાતું હોવાથી જ તેઓ પોતાના દેશબન્ધુઓને રાષ્ટ્રીય મહાસભાની શરતો માન્ય કરવાનો ઉપદેશ આજન્મ કરતા હતા. પણ એ ઉપદેશ સત્તાધીશ બ્રિટિશ મુત્સદ્દીઓએ માન્યો નહિ; તેથી રાષ્ટ્રીય મહાસભામાંની એ નિઃશસ્ત્ર ક્રાન્તિની ભાવના વધતી ગઈ; અને મહાયુદ્ધ પછી હિંદી રાષ્ટ્રને બ્રિટિશોએ બતાવી કાર્યવાહીથી એ ક્રાન્તિની ભાવના અસરકારક થાય તે રીતે સંઘટિત કરવાનું કાર્ય મ. ગાંધીજીએ આરંભ્યું...

"ધાર્મિક અને સામાજિક સુધારકોમાં દેખાતી આધ્યાત્મિક વૃત્તિ અને પ્રખર સત્યનિષ્ઠાનો રાજકારણમાં પ્રવેશ કરાવવો અને સમાજના સમગ્ર વ્યવહારોને આધ્યાત્મિક સ્વરૂપ આપવું એ જ પોતાનું જીવનકાર્ય છે એમ ગાંધીજી માને છે... આત્મોન્નતિ અને આત્મશુદ્ધિ એ જ સ્વાતંત્ર્ય મેળવવાનો સાચો માર્ગ છે એમ તે ઉપદેશે છે...આધુનિક યુરોપની આસુરી સંસ્કૃતિ આંતરરાષ્ટ્રીય મહાયુદ્ધ અને રાષ્ટ્રીય યાદવાસ્થળીરૂપ વર્ગવિગ્રહોમાં થોડા વખતમાં જ નાશ પામવાની છે અને જગતને શાંતિ, ન્યાય અને સત્યનો માર્ગ બતાવનારી એક નવી માનવસંસ્કૃતિ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાંથી નિર્માણ થાય છે, એવો એમનો વિશ્વાસ છે... મ. ગાંધીજીનું તત્ત્વજ્ઞાન, એવી રીતે, જેમ એક રાષ્ટ્રીય ક્રાન્તિકારી તત્ત્વજ્ઞાન છે તેમ જ તે એક સર્વાંગીણ ક્રાન્તિકારી તત્ત્વપ્રણાલી છે, અને ગાંધીજી જેમ રાજકીય નેતા અને મુત્સદ્દી છે તેમ જ તેઓ એક ધાર્મિક અને સામાજિક સુધારક પણ છે."

આગળ જતાં, આચાર્ય જાવડેકર પોતાની વિચારપ્રણાલી ઉપર કરવામાં આવતા એક આક્ષેપનો જવાબ વાળતા વાળતા સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન અને ક્રાન્તિકારક સમાજવાદને કેવી રીતે અપનાવે છે તે સ્પષ્ટ કરે છે:

"અત્યારે ભારત એક રાષ્ટ્રીય સ્વરૂપની ક્રાન્તિમાં નિમગ્ન થયેલું છે અને તેમાં જ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનનો વિકાસ થાય છે; તેથી આજે સત્યાગ્રહી ગાંધીવાદી પક્ષ સરંજામશાહી[1] અને મૂડીવાદનો સામનો કરવા ઊભો થઈ ન શકે...આજે પણ

1. Feudalism માટે આ શબ્દ મરાઠીમાં વપરાય છે. આપણે તેને માટે ગુજરાતીમાં 'સામન્તશાહી' વાપરી શકીએ. હિંદમાં feudatory chiefs માટે 'પઠાવત' શબ્દ વપરાય છે પણ એ ગુજરાતમાં એટલો જાણીતો નથી. —મહેન્દ્રનાથ

સત્યાગ્રહી પણ મૂડીવાદ અને સરંજામપદ્ધતિનો સામનો જરાયે કરતો નથી એમ કહેવું સાચું નથી...જેટલા પ્રમાણમાં પરકીય સત્તા સાથે ઝૂઝવાનું કાર્ય પૂરું થશે તેટલા પ્રમાણમાં સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન અને તેમાંથી પેદા થનાર જનતાનું સંઘટિત આત્મિક બળ એ સરંજામશાહી ને મૂડીવાદની સામે, સામાન્ય જનતાની બાજુ લઈને, સક્રી અને મોટા પ્રમાણમાં લડે છે.

"હિંદુસ્થાનમાં સ્થપાવવાનું સ્વરાજ્ય પ્રજાસત્તાક જ રહેશે અને એમાં રજવાડાઓ અને મૂડીવાળાઓ બાકી રહે તો પણ તે ફક્ત જનતાના સેવક અને નિધિધારક તરીકે જ રહેવાના. માલિકો તરીકે જનતાને મજૂરો બનાવી તેમના ઉપર સ્વૈર સત્તા ચલાવનાર ઠાકોરો અને મૂડીવાદીઓના સ્વરૂપમાં તેઓ રહી જ ન શકે...જેમ ગાંધીજીના રાજકીય તત્ત્વજ્ઞાનમાં રાજ્ય અને દંડધારી રાજકીય સંસ્થાને અંતિમ સ્થાન નથી તેમજ તેમના સત્યાગ્રહી તત્ત્વજ્ઞાનમાં ખાનગી માલમિલકતને પણ અંતિમ સ્થાન નથી. સત્યાગ્રહી નીતિશાસ્ત્રની દૃષ્ટિએ ખાનગી મિલકાત એ એક ચોરી જ છે; અને પૈસાદાર વર્ગ, સરંજામી વર્ગ અને રજવાડાઓને સમાજના કેવળ નિધિધારક અને સેવક બનાવવાની કલ્પનામાં પણ એવું સમાજવાદી તત્ત્વ અંતર્ભૂત છે કે સામાજિક સંપત્તિનો ઉપભોગ સમાજની સેવા કર્યા વગર ફક્ત માલિકીના હકથી તેઓ કરી ન શકે."

એવી રીતે, ગાંધીવાદની પરંપરા ઐતિહાસિક વિકાસની તો છે જ, છતાં ગાંધીજીએ તેમાં મૌલિક ઉમેરો કર્યો છે અને એવી જાતનું એ "સત્યાગ્રહી રાષ્ટ્રીય ક્રાન્તિશાસ્ત્ર" સમાજવાદને સંપૂર્ણ રીતે વિરોધી થઈ જ ન શકે, એવો પોતાનો સિદ્ધાન્ત આચાર્ય જાવડેકરે રજૂ કર્યો છે.

"भारतीय संस्कृतीचें अस्तितत्त्व" શું છે તે રજૂ કરનાર અંતિમ પ્રદીર્ઘ પ્રકરણમાં યુરોપમાં જે સમાજવાદી રાજ્યતંત્રનો વિકાસ થયો તેનો તુલનાત્મક વિચાર કરતાં શ્રી. જાવડેકરે લખ્યું છે :

"વ્યવસાય અને કરારોની બાબતમાં સ્વાતંત્ર્ય મેળવી તેથી સૌ કોઈ પોતાના શ્રમના પ્રમાણમાં સંપત્તિ કમાઈ શકશે અને પછી આપોઆપ એકવર્ગીય સમાજ સ્થપાશે એવી તે વખતે અપેક્ષા હતી. ઔદ્યોગિક ક્રાન્તિમાંથી પેદા થયેલી કારખાનદારીનું સ્વરૂપ, તેમજ તેની અસર, ધ્યાનમાં ન લેવાઈ એવી અપેક્ષા ઉત્પન્ન થઈ. પણ આ ઔદ્યોગિક ક્રાન્તિનું સ્વરૂપ જેમ જેમ સ્પષ્ટ થઈને સમાજમાંના બહુસંખ્ય વર્ગ ઉપર થતી તેની અસર નજરે ચડી, તેમ તેમ ફક્ત નાગરિક-સ્વાતંત્ર્ય, વ્યવસાય-સ્વાતંત્ર્ય અને કરાર-સ્વાતંત્ર્યના પાયા ઉપર પ્રજાસત્તાની અંદર એકવર્ગીય સમાજરચના થઈ શકે નહિ એમ જણાઈ આવ્યું. કારખાનાંથી ઘરગથ્થુ વ્યવસાય નાશ પામ્યા અને ખેડૂતોને મળેલા જમીનના વિક્રયસ્વાતંત્ર્યમાંથી જ શાહુકાર, દુકાનદાર અને મૂડીવાદીઓના દબાણ નીચે ફરી મોટી જમીનદારી પેદા થવા લાગી...એ કારખાનાં, જમીનો અને ખાણો ઉપર

સાર્વજનિક માલિકી સ્થપાયા વગર એકવર્ગીય સમાજ, સ્વતંત્રતા, સમતા અને બંધુતા જેવા આદર્શો અમલમાં લાવવા અશક્ય છે એમ સમાજવાદી તત્ત્વજ્ઞોને ચોક્કસ લાગ્યું. આ સમાજવાદી તત્ત્વ એટલે ઔદ્યોગિક ક્ષેત્રમાં લાગુ કરેલું લોકસત્તાનું જ તત્ત્વ છે... હિંદુસ્થાનને પ્રજાસત્તા અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના આદર્શો સાથે જ સમાજસત્તાનો આદર્શ સ્વીકારવો પડશે અને જમીન તથા કારખાનાં ઉપરની ખાનગી માલિકી નષ્ટ કરી સાર્વજનિક માલિકી પ્રસ્થાપિત કરવાનું ક્રાન્તિકાર્ય નિઃશસ્ત્ર માર્ગે યશસ્વી કરી બતાવવું પડશે. આ ક્રાન્તિ સંઘટિત અસહકાર અને સત્યાગ્રહના તત્ત્વને અનુસરીને કરવી એ ખેડુત-મજૂરોને માટે અશક્ય નથી...

"વ્યક્તિને મળનારી સંપત્તિ અથવા સત્તાનો ઉપભોગ તે વ્યક્તિએ સમાજના નિધિપાલક રહીને લેવો એવી ફક્ત માન્યતાથી એ ક્રાન્તિનું કાર્ય થઈ શકે તેમ નથી... પણ સમાજસત્તાક ક્રાન્તિ થયા પછી પણ થોડીક વ્યક્તિઓના હાથમાં વધારે સત્તા રહેશે જ અને કેટલાકને વધારે પ્રમાણમાં સંપત્તિનો લાભ લેવા દેવો એ અગત્યનું થશે. પણ આ સત્તાનો ઉપભોગ કેવી રીતે કરવો તેને માટે કાયદાનાં બંધનો હોવા છતાં ફક્ત તેથી તે સારી રીતે વ્યવસ્થા પામશે નહિ. તેને માટે નૈતિક તત્ત્વોનો ઉપદેશ જ આવશ્યક છે; પણ આ ઉપદેશના કાર્ય માટે પણ તે ઉપદેશ પ્રમાણે આચરણ કરી કાયદેસર રીતે મેળવવાને શક્ય એવી સંપત્તિ અને સત્તાનો પણ લોભ ન કરીને ફક્ત ઓછામાં ઓછી જરૂરિયાતો પૂરી થશે તેટલી જ સંપત્તિ પોતાની મહેનતથી મેળવી વધારે પૈસા કે સત્તાનો અભિલાષ ન રાખનારા, અમલદારો જનતા ઉપર જુલમ કરતા હોય તો તેનો સામનો કેવી રીતે કરવો તે બતાવનારા અને જુલમ અસહ્ય થાય ત્યારે સમાજસત્તાક પ્રજાતંત્ર વિરુદ્ધ અનત્યાચારી અસહકારનો પ્રયોગ કરી રાજ્યતંત્ર અટકાવી દેનારા સમર્થ સત્યાગ્રહી જરૂરના છે. સમાજસત્તાક લોકતંત્ર સ્થપાયા પછી પણ શાસક અને શાસિત એવો ભેદ રહેશે જ અને એવો ભેદ કાયમી છે ત્યાં સુધી સાચી એકવર્ગીય સમાજરચના થઈ જ ન શકે. સમાજસત્તાક લોકતંત્ર એટલે માનવસમાજની પૂર્ણાવસ્થા નથી. સમાજવાદી પ્રજાસત્તામાં પણ અધિકારી કે બહુજનસમાજને ખબર ન પડે એવા અથવા તેમને આવશ્યક લાગતા અન્યાયો નથી તે કેમ અનિવાર્ય નથી તે સમજનાર ક્રાન્તદર્શી લોકસેવકો અગત્યના છે. સત્યશોધન અને સત્યસંસ્થાપન એ જ જેઓએ પોતાનો વ્યવસાય માન્યો છે અને તે માટે જ પોતાની શારીરિક, બૌદ્ધિક કે આત્મિક શક્તિનો ઉપયોગ કરવામાં જેઓ આનંદ અને જીવનની સફલતા માને છે, એવા સત્યાગ્રહીઓ સમાજવાદી લોકસત્તાના ભાવી વિકાસને માટે આવશ્યક છે...

"માનવોના અંતઃકરણમાં જે બંધુભાવના વસે છે તેને જ પ્રેમ નામ અપાય છે, અને એ પ્રેમરૂપી પરમેશ્વર દરેકના અંતરમાં વસે છે એ સિદ્ધાન્ત ઉપર સત્યાગ્રહી સંસ્કૃતિ આધારેલી છે. એક રાષ્ટ્ર કે એક વર્ગથી બીજા રાષ્ટ્ર કે વર્ગ ઉપર થતા અન્યાયનો પ્રતિકાર કરવા સખત ઝઘડો ચાલતો હોય ત્યારે પણ એ બંધુભાવનાના તત્ત્વ ઉપર જ સત્યાગ્રહીની દૃઢ શ્રદ્ધા હોય છે. માનવી અંતઃકરણની ન્યાય અને

પ્રેમની ભાવના, તેમજ સત્ય કે અહિંસા, એથી બીજું પરમેશ્વરનું એક સ્વરૂપ નથી... બાહ્ય સૃષ્ટિ ઉપર પ્રભુત્વ મેળવવું અને સમાજના ભૌતિક સુખનો પ્રશ્ન ઉકેલવો, એ જાતના વ્યવહાર સારુ જેમ ભૌતિકવિદ્યા અગત્યની છે તેમ અંતઃસૃષ્ટિ ઉપર કાબૂ મેળવવાના વ્યવહાર માટે આત્મવિદ્યા આવશ્યક છે. સત્યાગ્રહી આત્મવિદ્યા ચિંતન માટે નથી, વ્યવહાર માટે છે. ગ્રંથપ્રામાણ્ય નહિ, પણ અનુભવપ્રામાણ્ય તેની અંતિમ કસોટી છે. "કેવળ ભૌતિકવિદ્યાની પૂજા કરનારા અંધારામાં ડૂબે છે અને કેવળ આત્મિકવિદ્યાની ઉપાસના કરનારા તેથી વધારે અંધારામાં પડે છે," એમ ઈશોપનિષદમાં કહેલું છે. એનો અનુભવ આધુનિક યુરોપના અને આધુનિક ભારતના ઇતિહાસ ઉપરથી જગતને થયો છે. આધુનિક ભારતે એનાં કડવાં ફળ પૂરેપૂરાં ચાખ્યાં છે. તેથી હવે પછી તે ભૌતિકવિદ્યા અને આત્મિકવિદ્યા એ બેમાંથી એકેય તરફ બેદરકારી બતાવે એમ લાગતું નથી...."

ઉપરનાં અવતરણો ઉપરથી જણાશે કે સત્યાગ્રહી ગાંધીવાદ એ એક વિકાસ પામતું તત્ત્વજ્ઞાન છે. ફક્ત નક્કી કરેલાં સામાજિક કે આધ્યાત્મિક તત્ત્વોનું વિકાસહીન પ્રતિપાદન નથી. અને તે આત્મિક બળ સાથે જ ભૌતિક બળને પણ અપનાવવા માગે છે. તે અખિલ જીવનપસારા જેટલું વિશાળ છે અને તે આચારપ્રધાન હોવાથી શાંબ્દિક તત્ત્વજ્ઞાન માફક બુદ્ધિને માત્ર આનંદ પમાડનાર નથી, તે સમગ્ર જીવનની એક પ્રણાલિકા છે. ( Gandhism is a Mode of Life. ) પ્રો. દેસાઈએ સમાજવાદની ભૌતિકતા અને સત્યાગ્રહવાદની આત્મિકતા ભિન્ન છે એમ માન્યું અને તેથી જ તેણે સંકલનાના પ્રયત્ન કર્યા. પણ ગાંધીવાદ એ કોઈ કેવળ-તત્ત્વજ્ઞાન નથી, કે કોઈ કેવળ-રાજનીતિ નથી. સૌથી ઉચ્ચ રાજનૈતિક વિકાસનું સમાજવાદી સ્વરૂપ અપનાવીને પણ સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જરૂરનું રહેશે. તે કેવી રીતે જગતને આવશ્યક થશે તેના માટે 'આધુનિક ભારત'ના જ "પરિચય"માં મહારાષ્ટ્રના બીજા તાત્ત્વિક વિચારક, આચાર્ય ભાગવતે, જે ઉદ્ગારો કાઢ્યા છે તે જ આપવા એ સારું. તેથી આચાર્ય જાવડેકરની રાજનૈતિક મીમાંસા અને આચાર્ય ભાગવતની તુલનાત્મક તાત્ત્વિક મીમાંસા બે બન્નેનો ખ્યાલ આવશે. પણ તે પહેલાં આચાર્ય ભાગવતની વિચારપ્રણાલીનો ખ્યાલ આપવો અગત્યનો છે.

મહારાષ્ટ્રની બુદ્ધિ ચિકિત્સક ગણાય છે. પોતાની તીક્ષ્ણ કસોટીમાંથી પસાર થયા વગર કોઈ પણ જાતના નવીન વિચારનો એ સ્વીકાર કરે નહિ. પણ એ કસોટી હમેશાં બુદ્ધિની મર્યાદાઓ જાણીને કરેલી હોય જ એમ નથી. તેથી જ શ્રદ્ધાહીન તર્કમાંથી સત્ત્વહીનતા—એટલે જ સુકાન વગરની અવસ્થા—પેદા થાય છે. સદ્ભાગ્યે એવી તર્કકર્કશતા સાર્વત્રિક નથી. આચાર્ય ભાગવતે પોતાના સ્વજ્ઞાનનું વલણ લઈને જ ધર્માંતરોનો તુલનાત્મક અભ્યાસ કરવામાં જિંદગી ગાળી અને છેવટે તેમને એમ જણાયું કે સૌથી વિકાસ પામેલું અને તેથી જ જીવન જેટલું વિશાળ જો કોઈ તત્ત્વજ્ઞાન હોય તો ગાંધીવાદી સત્યાગ્રહી તત્ત્વજ્ઞાન જ છે. તેમાં બુદ્ધની અહિંસા છે, પણ સંન્યાસવૃત્તિ નથી; તેમાં ખ્રિસ્તની સત્ય અને પ્રેમની ભાવના છે છતાં પ્રતિકારહીનતા નથી; તેમાં નિષ્કામ કર્મયોગ છે, છતાં રાષ્ટ્રીય આઝાદી માટે હિંસા સ્વીકારીને સામાન્ય શાંતિનાં તત્ત્વોનો સંકોચ કરવાની વૃત્તિ નથી; અને છતાં એ

ગાંધીવાદ પણ હજુ પરિપૂર્ણ નથી. કારણકે ગાંધીવાદની પૂર્ણતા તેની શુદ્ધ તાત્ત્વિક ચર્ચા કે વિવાદ ઉપર આધારેલી નથી પણ તેની અનુભૂતિ ઉપર તે પૂર્ણતયા અવલંબે છે. ગાંધીવાદ એ માટે જ પ્રયોગો કર્યા જ કરશે; અને એ પ્રયોગ એક કે બે દાયકાઓમાં સફલ થશે એમ નથી. તેની સફળતા એ પ્રયોગની જ સફળતા હોવાથી અપયશ મળે તો પણ તે જ વિચારપ્રણાલીને વળગીને રહેવા જેટલી અભંગ શ્રદ્ધા સત્યાગ્રહીના અંતઃકરણમાં હોવી જોઈએ. એ સત્યના પ્રયોગોમાંથી જ વિશ્વશાંતિનો ઉદય થવાનો છે. એવી શ્રદ્ધાથી આચાર્ય ભાગવતે નીચેના શબ્દો લખ્યા છે:

"આજે આખું જગત આપત્તિઓ અને સંહારસાધનોની જ્વાળાના ઝપાટામાં ઘેરાયું છે. તેમાંથી તેને તારવાજોગ માર્ગ યુરોપ પાસે રહ્યો છે એમ દેખાતું નથી. યુરોપે ફેલાવેલી સંસ્કૃતિમાં લોભ અને હિંસા એટલાં બધાં સ્વૈર થયાં છે કે સંસ્કૃતિના સારા ગુણોને પણ ભસ્મસાત્ કરવાને તે તૈયાર થયા છે. સામાજિક જીવનમાંની આર્થિક વિષમતા અને હ્રાસ એનો અટકાવ કરનાર કોઈ અહિંસામય ઉપાય સમાજને જોઈએ છે. આધુનિક ભારત જો પોતાના આચરણથી સત્યાગ્રહી ક્રાંતિશાસ્ત્રને સાધન તરીકે વાપરીને આર્થિક વિષમતા દૂર કરીને રાજકીય સ્વાતંત્ર્ય સાથે જ આર્થિક સમતા અને સામાજિક બંધુતાની સ્થાપના કરશે તો જગતને પણ પોતાના પ્રશ્નનો ઉકેલ લાવવા સારુ એ જ સત્યાગ્રહી ક્રાંતિશાસ્ત્રનો સ્વીકાર કરવો પડશે...

"અહિંસા એ કેવળ હિંસાનો અભાવ નથી; તે એક નિષ્ઠા છે. અહિંસાની દિવ્ય નિષ્ઠાથી પ્રેરાઈને સમાજની સામાન્ય જનતાના દૈનિક પ્રશ્નોનો ઉકેલ લાવવામાં એ જ સાધનોનો ઉપયોગ સંતત થવો જોઈએ. જેટલા પ્રમાણમાં આપણે જનતાને સ્વાવલંબી, સંયમી અને સત્યાગ્રહી બનાવીશું તેટલા પ્રમાણમાં રાષ્ટ્રનું અહિંસાબળ વધતું જશે. જનતા એકવાર નિર્ભય થઈ પોતાનાં દુઃખો પોતાની સહકાર શક્તિથી આપણે દૂર કરી શકીએ છીએ એવી તેની ખાત્રી થાય તો તેના ઉપર કોઈ જાતનો અન્યાય લાંબા વખત સુધી ચાલી શકે નહિ. અહિંસાનાં સાધનોથી સિદ્ધ થયેલો સમાજ પોતાને ઉચિત અને ન્યાય્ય લાગે તેવી સમાજરચના કરી શકશે. કારણકે જીવનમાં એવી એક શક્તિ પૂરેપૂરી ભરી રહેલી છે. તે રચનાત્મક શક્તિ (Creative Power)ને જાગૃત કરવાનું કાર્ય સત્યાગ્રહીઓએ અખંડ ચાલુ રાખવું જોઈએ..."

એવી જાતની ગાંધીવાદી રાજ્યમીમાંસાની ચર્ચા 'આધુનિક भारत'માં આવેલી છે. 'आधुनिक राज्यमीमांसा' અને 'लोकशाही'માં ઉપરના જ વિચારોનું સ્વતંત્ર વિસ્તારથી વિવેચન છે. એવું ઐતિહાસિક, પ્રાયોગિક અને તાત્ત્વિક પાયા ઉપર રચાયેલું ગાંધીવાદનું અનેકવિધ વિવેચન ભાગ્યે જ જોવા મળે છે. માનસશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ વિવેચન કરતો 'गांधीवाद' નામનો ગ્રંથ આચાર્ય ભાગવત ટૂંક સમયમાં બહાર પાડવાના છે. તે પણ કેટલો મૌલિક હશે એનો ખ્યાલ વાચકોને આવ્યો જ હશે. તેનો પરિચય પણ એવા જ બીજા પ્રસંગે કરાવીશું.

☆

# નર્તકી

[ એકાંકી નાટક ]

મગનલાલ સી. પરીખ

સ્થળઃ—પિયારી કાનન (બંગાળ)

પાત્રોઃ—નર્તકી વારામુખી, તેની દાસી મીરાં,
રાજશેઠ, ભોળાનાથ તબલચી.

[ પલંગ છે. પલંગની પાછળની ભીંતમાં એક ઉઘાડી નાની બારી છે. પલંગ પર એક નવયૌવના પોઢી છે. તે છે નગરની જાણીતી નર્તકી વારામુખી. પડદો ઊપડે છે ત્યારે તેનાં નયન મીંચાયેલાં દેખાય છે. પણ જેમ જેમ પડદો ઊપડતો જાય છે તેમ તેમ તે નયન ઉઘાડતી જાય છે.

ઓચિંતી તે બેઠી થાય છે, ચારે બાજુ પોતાની દૃષ્ટિ ફેરવે છે અને પછી બારી તરફ ક્ષણેક વાર તાકી રહે છે. ત્યાં પાસે આવેલા એક મંદિરમાંથી સંધ્યાઆરતીના ઘંટનાદ સંભળાય છે. ]

વારામુખી : ( પલંગ પરથી એકદમ ઊભી થઈ ) મીરાં ! મીરાં !

મીરાં : ( પ્રવેશ કરતાં ) કેમ ? મા ! મને બોલાવી ?

વારામુખી : ( ગુસ્સાથી ) ત્યારે બીજા કોને ?...આજે રાજશેઠને ત્યાં તપાસ કરી'તી !

મીરાં : હા, કદાચ રાતે આવશે.

વારામુખી : ( વધુ ગુસ્સે થઈ ) કદાચ ! કદાચ, કદાચ—આજે કેટલા દિન વીતી ગયા ! અને તોય હજુ કદાચ ! ( વિચારમાં પડે છે. )

મીરાં : મા ! આ મહોરો ! ( વધુ પાસે જઈ ) શેઠે મોકલી છે. ( આપે છે. તે લઈ વારામુખી પલંગ નીચે મૂકે છે. )

વારામુખી : પણ એ શું કરે છે ? મને ભૂલી ગયા છે ?

મીરાં : એ શું બોલ્યાં ? મા ! એમ તે કંઈ ભૂલાય ? એ તો પેલા યોગી આવ્યા છે ને !

વારામુખી : યોગી ! કયા યોગી ?

મીરાં : ( ચારે બાજુ શંકિત હૃદયે જોતાં ) પેલા કહે છે ને 'ચૈતન્યપ્રભુ.' જો, હા, એ...ભોળો જેનાથી—

વારામુખી : ચૈતન્ય. ( વિચારમાં પડે છે. ) હા, પેલા—આખો દિન ગાયા કરે છે, રડ્યા કરે છે—એ જ ને ?...પણ એમાં એમને શું ?

મીરાં : ( આશ્ચર્યથી ) કેમ નહિ ? વાહ ! નગરશેઠ છે.

વારામુખી : શું એમને સહેજે સમય નહિ મળતો હોય ? દિવસે તો ઠીક, પણ રાતે શું ? ને દરરોજ રાતે જ આવતા'તા ને ?

મીરાં : પણ ચૈતન્યપ્રભુ પિયારી કાનનમાં જ રહે છે.

વારામુખી : તે ?

મીરાં : એટલુંય સમજતાં નથી ? રાજશેઠ આબરૂદાર ગૃહસ્થ છે.

[ થોડી વાર શાન્તિ ]

મીરાં : હું જાઉં છું.

વારામુખી : ( વિચારમાંથી જાગી હોય તેમ ) હેં, મીરાં ! એ શું સાચી વાત !

મીરાં : કોઈ ?

વારાંમુખી : તે ઉદ્યાનનાં ફૂલો જોઈ નિશ્વાસ નાખે છે, કોઈવાર હાથ પર મસ્તક ટેકવી બેસી જ રહે છે, ને ફૂલો તરફ એકચિત્તે જોઈ રહે છે. પછી આંખમાંથી આંસુની ધારા વહે છે. વળી કોઈક વાર તો ખૂબ જ હસ્યા કરે છે ને પછી ગંભીર થઈ પાછા રડ્યા કરે છે. જાણે પાગલ—

મીરાં : આ શું ? કોની વાત કરો છો ?

વારાંમુખી : કોની કેમ ! આ પેલા ચૈતન્યની. તું જ કહેતી'તીને !

મીરાં : હા...હા...( હસે છે. ) એ તો ઢોંગ. તમે પિયારી કાનનમાંથી કાઢી મૂકવાનો ભોળાને હુકમ કર્યો હતો. યાદ છે ને ? ત્યારે સાથે જ આવું પાગલપણું એ બતાવતો હતો. ( ખડખડાટ હસે છે. )

વારાંમુખી : ઉંહ, હસે છે કેમ ? રાંડ, શરમાતી નથી ? એને જોઈને તો પેલો ભોળો સાત ભવનાં પાપ ભસ્મ થયાં માનવા લાગ્યો, ને રાજશેઠ—સિંહસમા રાજશેઠ પણ શિયાળ બની ગયા.

મીરાં : ( ક્રોધથી ) ગાળ ? મને ગાળ ? ભૂતકાળને ભૂલી ગઈ ? રાજશેઠ મૂકવા આવ્યા ત્યારે તો ગરીબ ગાયસમી હતી.

વારાંમુખી : એટલે ?

મીરાં : આજે કોના પ્રતાપે રાજરાણી થઈ બેઠી છું ? આવી ત્યારે તો ગમાર હતી. સંગીત, નૃત્ય, પરિધાન–સૌ મેં શીખવ્યું. ( વારાંમુખી મુખ આડો હાથ દઈ ખડખડાટ હસી પડે છે. ) હસે છે ! એકવાર તું જ મને મા મા કરતી હતી. આજે મારો દિન આથમી ગયો છે, હું વૃદ્ધ બની છું...

[ બહાર કોલાહલ સંભળાય છે. વારાંમુખી દોડીને બારી પાસે જઈ ઊભી રહે છે. મીરાં વારાંમુખીના ચાળા પાડી ચાલી જાય છે. થોડીવાર એમ ને એમ પસાર થાય છે. એટલામાં કોલાહલ બંધ થાય છે ને ત્યાં મીરાં અને રાજશેઠ પ્રવેશ કરે છે. ]

મીરાં : મા ! ઓ મા ! શેઠ આવ્યા. ( વારાંમુખી ચમકે છે અને પછી પાસે આવે છે. )

રાજશેઠ : ( મોઢું હસતાં ) કેમ છો ? દેવી !

વારાંમુખી : ( કટાક્ષથી ) આજે દેવી યાદ આવી ? ( સહેજ હસે છે. ) ઠીક, ( પલંગ પ્રતિ આંગળી કરી ) બેસો.

રાજશેઠ : ( પલંગ પર બેસીને ) મહોરો મળી ગઈ ને ?

વારાંમુખી : હા...એ તાંતણે તો આપણો સંબંધ સધાયો છે !

રાજશેઠ : કેટલીય મુસીબતે એકઠી કરી. મેં કહ્યું કે દેવી પાછી ખીજાશે.

[ નેપથ્યમાં ગીત સંભળાય છે. ]

કુસુમિત કાનને.
સુંદર નાયક નીરખી, હસે વિહ્વલ નાયિકા. કુસુમિત કાનને.
ઝંખના એક જનમભર, પ્રભુ પાસ પાસ;
થાય વલસાટ, મનાતમસનો વિનાશ, કુસુમિત કાનને.

રાજશેઠ : ( ઊભા થતા ) ઠીક ત્યારે, હું જઈશ.

વારામુખી : કોણ ? ચૈતન્યપ્રભુ સર છેડે છે ને ? જાણે ગાંધર્વ. (પલંગ પર બેસી જાય છે.)

રાજશેઠ : સરસ. ( હાવભાવ બતાવતાં ) ખૂબ સરસ. તારા કંઠમાંથી એ હલક સાંભળવા મળતી હોય—( આંખો મીંચી દે છે.)

મીરાં : હા, ગીત કેવું સુંદર છે ! 'કુસુમિત કાનને' નહિ ? એમ જ ને !... તમારા કંઠમાંથી વહેતું હોય તો–( આંખો મીંચી ડોકું હલાવતાં ) માનવહૃદયની સિતારી ઝણઝણી ઊઠે.

[ ભોળો પ્રવેશ કરે છે ]

ભોળો : ( રાજશેઠને નમન કરી ) શેઠજી, તમે ગીત ન સાંભળ્યું ! પ્રભુ તો તમારી વાટ જોઈ બેઠા છે.

રાજશેઠ : ( ગુસ્સે થઈ ) તે તને કોણે કહ્યું કે હું અહીં છું ? ત્યારે તો તેં બધાને જણાવી દીધું. કમજાત !

ભોળો : એ તો હું જાણું જ ને ? શેઠજી ! મારો ને તમારો ક્યાં આજનો સંબંધ છે !

મીરાં : પણ, શેઠ ! તમે ય એમને પિયારી કાનનમાં જ ઉતારો આપ્યો છે !

રાજશેઠ : કંઈ છૂટકો છે ! આમ કહેશે અમે યોગી...ને આમ ત્યારે આમ. કહે કે જ્યાં ફૂલનો વાસ ત્યાં મારો વાસ. નગરમાં બીજે ક્યાં ફૂલો છે ?

મીરાં : પણ શેઠજી ! તમારી દેવીનું નૃત્ય જોવા કોઈ આવતું નથી. કોઈ ગીત સાંભળી દિલ બહેલાવવા ચાહતું નથી.

રાજશેઠ : તે મેં મહેરો મોકલી જ છે તો ? સૌને ભાઈ, એ તો નાતજાતમાં રહેવાનું. ( હસે છે ) કેમ, હેં ને ? એ તો આ ભોળો—( ગુસ્સાથી ) કમજાત ! આ હું નહિ ચાલવા દઉં. ( જતાં જતાં ) આ તને કહી દઉં. કોઈને કહ્યું તો તારી વાત તું જાણે. ( જરા પાછા ફરીને ) મારા જેવો ભૂંડો કોઈ નથી. હા...

મીરાં : જાવ છો ! દેવી તો તમારા માટે તલસે છે.

રાજશેઠ : ( જરા શાન્ત થઈ ) લે ને, આ ભોળો બોલાવવા આવ્યો છે. ( ઘડીમાં ભોળા સામે આંખો માંડે છે તો ઘડીમાં મીરાં તરફ આંખો ફેરવે છે. )

મીરાં : ( શેઠનો ભાવ સમજી જઈ ) ઠીક, ભોળા ! હવે તું અહીંથી જઈશ ?

ભોળો : જરૂર. ( જરા હસીને ચાલ્યો જાય છે. )

રાજશેઠ : ( પાસે આવી ) મીરાં ! દેવીને કહે કે મધરાતે હું આવીશ. હમણાં ચૈતન્ય પ્રભુ તો નગર ઊઠવાના છે.

મીરાં : સાચે જ ? ( વારામુખી ઊંચું મુખ કરી ધ્યાનથી સાંભળે છે.)

રાજશેઠ : એટલે તો અત્યારે અહીં સૌને બોલાવ્યા છે... પણ દહાડે આજે જરા દિલ બહેલાવવા મળશે. ( હસે છે. વારામુખી ઘૃણાથી શેઠ સામે જુએ છે એટલે શેઠ ચાલ્યા જાય છે.)

મીરાં : જાઉં છું.

વારામુખી : સારું. ભોળાને મોકલજે.

મીરાં : ( આશ્ચર્યથી ) ભોળાને ? કેમ !

વારામુખી : એ પણ તારે પંચાત ! ( મીરાં ચાલી જાય છે. )

[ વારામુખી ઊભી થાય છે ને બારી પાસે ઊભી રહે છે. ઘડીવાર પસાર થાય છે અને ભોળો પ્રવેશ કરે છે. ]

ભોળો : ( બે હાથ જોડીને ) મા ! મને બોલાવ્યો ?

વારામુખી : ( પાસે આવી ) હા, આવ ભોળા. ( તે પલંગ પર બેસે છે ને ભોળો પાસે જમીન પર બેસી જાય છે. )

વારામુખી : ( ચોતરફ દૃષ્ટિ ફેરવી ) નીચે કેમ બેઠો, ભોળા ?

ભોળો : ( દુઃખપૂર્વક હસીને ) મારી લાયકાત. ( થોડીવાર શાન્તિ )

વારામુખી : મારી પાસે ન ફાવ્યું ભોળા, તે ત્યાં મંડળીમાં તબલા વગાડવા ગયો ?

ભોળો : શું કરું ? ત્યાં તો આનંદની હેલી છે. અહીં તો સૌનાં તમે રમકડું અને હું તો વળી એમાં તમારો ય નોકર ! મારી શી વિસાત ? જુઓને, હમણાં રાજશેઠ જ કેટલું સુણાવી ગયા ?... પહેલાં તો મને ય એમાં આનંદ આવતો. (ગંભીર બની) આઠ આઠ વર્ષ આંખમાં આંસુ સાથે ગાળ્યાં. રાહ જોઈ જોઈને થાક્યો, પણ તને એ આંસુ સુકાવવાની ભાવના ન જાગી, ચંદ્રા !

વારામુખી : ભોળાનાથ ! ભોળાનાથ ! ભૂતકાળને ભૂલી જા.

ભોળો : ( નિશ્વાસ મૂકી ) ભૂતકાળ ભૂલવા જેવો જ હોય છે, પણ ક્યાં ભૂલાય છે ? પણ આજે એ હૃદયમાં આંધી ઉત્પન્ન નથી કરતો. ચૈતન્યપ્રભુએ મને દિવ્યચક્ષુ આપ્યાં. એનાથી સ્થૂળ અને સૂક્ષ્મ પ્રેમનો ભેદ સમજ્યો. પ્રેમની બન્ને બાજુ જોઈ—પાર્થિવ અને અપાર્થિવ.

વારામુખી : ભસ્મને દૂર ન કરતો, ભોળા ! નીચેથી ધીકતો જ્વાળામુખી નીકળશે, ને આપણને બન્નેને ભસ્મ કરી નાખશે. ( આંસુ સહ ) આજે તો મારી સમીપે રહે, તારી કલાને સાર્થક કર.

ભોળો : સાર્થક ! ( ડોકું ધુણાવતો ) ના, એ તો છે કલાનો વિક્રય.

વારામુખી : કલાનો વિક્રય ? એ શું વિક્રય ? આ હું નાચું છું, ગાઉં છું—બધું ય શું વિક્રય ?

ભોળો : નહિ તો વળી કોણ તમને મહોરો આપે ?

વારામુખી : પણ રાજશેઠ ? નૃત્યવાદન તો આજે શીખી, એ તો પહેલેથી જ મારા પ્રત્યે ભાવ બતાવતા આવ્યા છે, પહેલેથી જ મદદ કરતા આવ્યા છે.

ભોળો : એ મને શું ખબર ? ( નિશ્વાસ મૂકે છે ) મારાથી ન બોલાય. ( દુઃખથી હસી ) ગમે તેમ તો ય હું તો તમારો તબલચી.

[ થોડીવાર શાન્તિ ]

વારામુખી : હેં, ભોળા ! એ સાચી વાત છે ?

ભોળો : કઈ ?

વારામુખી : ( ધીરે ધીરે ) એ ફૂલો પ્રતિ તાકી રહે છે. એનાં મુખ પર કંઈ કારણ વિના રાતદિવસ હાસ્ય છવાઈ રહે છે. એનો કંઠ ઉચ્ચ સ્વરે ગીતો ગાયા કરે છે અને તે વખતે તેનું સમગ્ર અંગ કંપી ઊઠે છે ને કોઈ અદૃશ્ય વસ્તુની પાછળ તે રોયા કરે છે. શાને ? આ બધું તારા ચૈતન્યપ્રભુ શાને કરે છે ?

ભોળો : ચંદ્રા ! આ ભોળો તારી પાછળ શાને ભમતો હતો ? તબલચીપણાની એક નાચીઝ નોકરી શાને કરતો હતો ?

વારાસુખી : ( આવેશથી ) ભોળા !... ( ધીરથી ) ચંદ્રા તો મરી ગઈ છે. એને તો સૌંદર્ય હતું બેયનું—દેહનું અને હૃદયનું. આજે મારું હૃદય તો વેરાન બની ગયું છે. માત્ર દેહ છે. પણ દેહ તો દેહને જ આકર્ષી શકે—હૃદયને નહિ, આત્માને નહિ. ભોળા ! બાળપણમાં તને પ્રેરણા પાતી ચંદ્રા આજે નથી, કદાચ આવશે પણ નહિ. ( આંસુ આવે છે ) આજે તો છું માત્ર વારાસુખી—નગરની નર્તકી.

ભોળા : ( પરાણે હસીને ) એટલે તો હું મારા અદૃશ્ય પ્રભુની પાછળ ભમું છું ને ! દૃશ્ય વસ્તુ બદલો માગે છે ને એની પાસેથી બદલો લેવાની વાસના જન્મે છે. પ્રેમમાં બદલાની અપેક્ષા ન હોય. એમાં તો હોય છે સમર્પણની મહાભાવના, મા !

વારાસુખી : ( સહેજ હસીને ) હજુ ય તું કવિ જ છું. નહિ ભોળા ? ( એકદમ બહાર કોલાહલ થાય છે એટલે બારી પાસે દોડી જઈને ઊભી રહે છે. )

ભોળો : મા ! જાઉં છું. ( કોલાહલ ધીમો પડે છે. )

વારાસુખી : (પાછી દૃષ્ટિ ફેરવી) ક્યાં ? . . . (પાસે આવી) હા, સમજી. પણ ભોળા, એક કામ ન કરે ? ( ભોળો તાકી રહે છે ) એમને અહીં બોલાવી ન લાવે ? ( આશ્ચર્યથી ભોળો બહાવરો બની જાય છે. ) નહિ આવે ?

ભોળો : આવશે. પણ, મા ! તને આવું ક્યારનું સૂઝ્યું ?

વારાસુખી : ભોળા ! તારે જ હૃદય છે ? સ્ત્રીહૃદય પુરુષહૃદય કરતાં વધુ આળું હોય છે. ( કોલાહલ તદ્દન શાંત થઈ જાય છે. )

ભોળો : (ગભરાટથી) હું જાઉં છું. કદાચ તે મંદિરમાં જતા રહેશે. (જાય છે. વારાસુખી બારી પાસે ફરીને જાય છે. થોડીવાર ઊભી રહે છે, પાછી ફરે છે ને વિચારમાં પડે છે.)

વારાસુખી : ( પલંગ પર ફસડાઈ પડી ) ભોળા ! ભોળા ! તારી આ દયા ? એક દિન હતો, જ્યારે તું બંસી બજાવતો ને મારાં નયન મીંચાઈ જતાં. તું તબલા પર તાલ આપતો ને મારાં હૃદયમાં ઝણઝણાટી પેદા થતી. તું કાવ્યો કરતો ને ગાતો અને હું મંત્રમુગ્ધ બની જતી. તે વખતે તું કહેતોઃ 'ચંદ્રા ! તું મારી ત્રિમૂર્તિ છે—તું મારી માતા છે, તું મારી બહેન છે ને તું જ મારી પત્ની છે. સ્ત્રીજીવનનાં દરેક રૂપે પ્રેરણા આપતી દેવી છે.' ને પછી ? જગત પરથી તું અદૃશ્ય થયો. નરોત્તમમાસા અને એના રાજશેઠે મને કહ્યું કે નદીમાં પડી તેં આપઘાત કર્યો છે. હાય ! મેં સાચું માન્યું. ( રડી પડીને ) તું સ્ત્રીહૃદયને શું સમજે ? સ્ત્રી કપટ કરી શકે છે, પણ તે કપટમાં ફસાઈ પણ જલદી જાય છે. તે ખૂબ રડે છે, સહન પણ ખૂબ કરી શકે છે. ( આંખો પર હાથ દાબી, ડોકું હલાવતાં ) બધું સ્વપ્ન માફક સરી ગયું.... પણ આજે તેં અને ચૈતન્યપ્રભુએ પ્રેમની પરાકાષ્ઠા બતાવી. ..ને રાજશેઠ ? હાય ! આજે પંદર પંદર દિન વીત્યા. મોઢું બતાવ્યું ! સોનામહોરો મોકલી ! મારા પ્રેમની કિંમત આંકી ! કે મારાં દેહસૌન્દર્યની ? ( નિશ્વાસ મૂકી ) ધિક્ક ! ( વક્ષઃસ્થળ પર હાથ દબાવે છે, ત્યાં ભોળો પ્રવેશ કરે છે. )

વારાસુખી : ( એકદમ ઊભી થઈ ) કેમ ? ભોળા ! આવ્યા ?

ભોળો : (ડોકું ધુણાવતાં) ના. કહે છે કે 'તારી માને પશ્ચાત્તાપથી વધુ પાવન થવા દે. મારે આવવાની જરૂર નથી. એ જ અહીં આવશે.' (વારામુખી નિશ્વાસ મૂકી પલંગ પર બેસી જાય છે) મા! નિરાશ શું થાવ છો? એ તો પ્રકૃતિ સાદ પાડશે. મધરાતની સુમશામ શાન્તિમાં એનું મહાગાન સંભળાશે ને ચંદ્રા! તારા હૃદયના તાર હલી ઊઠશે.

વારામુખી : (ફિક્કું હસીને) એ તો તારી કવિતા છે, ભોળા! આ પિયારી કાનનમાં તો મધરાતે તમરાંનું ગાન સંભળાય છે!

ભોળો : (ધીરે ધીરે) ત્યારે તો એ જ તને પ્રેરણા આપશે. (બન્ને નીચી દૃષ્ટિ કરી ઊભા રહે છે. થોડીવાર એમ ને એમ પસાર થાય છે.)

ભોળો : મા! આવશે? (વારામુખી ઉત્તર નથી દેતી એટલે) એકવાર મારા જીવનને સફળ કરવા દે. ચંદ્રા! મારા જીવનનું ધ્યેય તું જ હતી. તું મળી તો ન શકી, પણ આ અંધારી ગર્તામાંથી તને બચાવવા દે. ચાલ, પ્રભુના તેજઃપુંજ સમીપ. એટલો લહાવો મને લેવા દે. ચૈતન્યપ્રભુ પાસે બન્ને રહીશું ને ભક્તિગાન ગાઈશું. આવશે ને?

વારામુખી : હા. (આંખમાં આંસુ આવે છે.)

ભોળો : જતી વખતે બોલાવવા આવીશ, મા! લગભગ મધરાતે અહીંથી ઊપડવાના છે ચૈતન્યપ્રભુ. બાકીની રાત મંદિરમાં કાઢશે, ને સવારમાં આકાશમાંથી છેલ્લો તારો ખરતાં તો નગર છોડી જશે. (ક્ષણેકવાર ઊભો રહે છે ને પછી જાય છે.)

મીરાં : (પ્રવેશ કરી ગળગળા સ્વરે) મા! મા! મને મૂકીને ક્યાં જાય છે? આજે હું વૃદ્ધ બની ગઈ છું. તારા વિના મારું કોણ?

[વારામુખી ધીરે ધીરે મીરાં પાસે જાય છે ને એનો હાથ પકડી પલંગ પાસે દોરી લાવે છે. બેસાડે છે, ને પોતે પાસે બેસે છે.]

વારામુખી : મા! આજે મારી આંખો ખુલી ગઈ છે. મને ક્ષમા કર. એકવાર તને મા કહેતી હતી. આજે ફરી કહું છું... તું સ્ત્રી છું. સ્ત્રીહૃદયને સમજી શકીશ. તે દગાનો ભોગ જલદી બને છે, મા!

મીરાં : દગો!

વારામુખી : હા, ભોળાનાથ ગૂમ થયો. મારા મામાએ જાહેર કર્યું કે એણે આપઘાત કર્યો છે. અમારા પ્રણયની વાત જાહેર થઈ ગઈ ને મને પરણવા કોઈ પુરુષ તૈયાર ન થયો. અમે યાત્રા કરવા ગયા, રસ્તામાં મને રાજાશેઠને સોંપી દીધી. લોકોને જાહેર કર્યું કે હું ડૂબી ગઈ છું! (મીરાંના ખોળામાં પડતું મૂકે છે.) પણ મા! એ ભોળાનાથે જીવતો છે, ને એની ચંદ્રાય જીવતી છે.

મીરાં : (વારામુખીના મસ્તક પર હાથ ફેરવતાં) હું જાણું છું, વારામુખી! પણ એ જૂની વસ્તુ યાદ કર્યે શો ફાયદો? મેં તારી અને ભોળાની વાતચીત સાંભળી છે... મનેય દયા આવે છે. પણ ભદ્રલોક તને નહિ સ્વીકારે. જોને, ચૈતન્યપ્રભુ જ આવ્યા! (ડોકું ધુણાવતાં) નહિ તો મારે ઘરડે ઘડપણ આ બધું શું? (થોડીવાર શાન્તિ. વારામુખી બેઠી થાય છે અને સાડીના પાલવ વડે આંસુ લૂછે છે.)

વારાંમુખી : ( વિચારમાં હોય તેમ ) હા, બરોબર છે. નહિ જાઉં.

[ પલંગ પર સૂઈ જાય છે. મીરાં એના દેહ પર ધીરેધીરે હાથ ફેરવે છે. થોડીક વાર પસાર થાય છે. પછી વારાંમુખીનાં નયન મીંચાયેલાં જોઈ મીરાં ચાલી જાય છે. ધીરે ધીરે પ્રકાશ ઓછો થતો જાય છે ને ગાઢ શાન્તિ પથરાઈ રહે છે. કેટલોક સમય એમ પસાર થાય છે. ત્યાં ઓચિંતું તંબૂરનું ગાન સંભળાય છે. ધીમે ધીમે તે વધતું જાય છે. વાતાવરણ કંઈક ભયંકર લાગે છે. વારાંમુખી સફાળી બેઠી થઈ જાય છે. ]

વારાંમુખી : ( કાને હાથ દઈ ) આહ ! આ શું ? ( શ્વાસ ચડી જાય છે. ) હ્રદય ! તું આટલું બધું ભયંકર હોય ! ( ઊભી થાય છે. ત્યાં દૂરથી આવતું હોય તેમ નેપથ્યગીત સંભળાય છે: )

કુસુમિત કાનને......

[ વારાંમુખી વિહ્વલ બની બારી તરફ દોડે છે, વળી પાછી ફરે છે ને પછી વસ્ત્ર ઠીક કરી ગીતના ભાવને અનુરૂપ નૃત્ય આરંભે છે. ]

કુસુમિત કાનને.
સુંદર નાયક નીરખી , રહે વિહ્વલ નાયિકા. કુસુમિત કાનને.
ઝંખતા એક જીવનસર, પ્રભુ પાસ પાસ;
થાય તલસાટ, મનાતમસનો વિનાશ. કુસુમિત કાનને.

[ ગીત બંધ થાય છે, પણ વારાંમુખીનું નૃત્ય ચાલુ જ રહે છે. થોડી ક્ષણો એમ પસાર થાય છે ને ભોળો દોડતો પ્રવેશ કરે છે. ]

ભોળો : મા ! ( વારાંમુખી ચમકે છે અને નૃત્ય કરતી અટકી પડે છે. )

વારાંમુખી : ( ગભરાટથી ) ભોળા ! તે ગયા ? તું તો મને સંઘરીશને ?

ભોળો : ચલો, મા ! ચૈતન્યપ્રભુ બોલાવે છે.

વારાંમુખી : ( હર્ષથી ) સાચે ?

[ મીરાં પ્રવેશ કરે છે. વારાંમુખી તરત જ દોડીને એના પગમાં પડે છે. મીરાં ને ભોળો આશ્ચર્યથી જોઈ રહે છે. ]

વારાંમુખી : ( ઊભી થઈ આંસુ સાથે ) રજા આપ, મા ! ( મીરાં કંઈ બોલી શકતી નથી ) તમારે ભૂખે મરવાની જરૂર નથી. આ બધું ધન તમને સોંપું છું ( આંગળી પરની અંગૂઠી બતાવી ) માત્ર આ હીરા રાખું છું. કોઈ જગતમાં નહિ સંઘરે ત્યારે એનો ઉપયોગ કરીશ . . . ચલો, ભોળા.

[ ભોળો આગળ વધે છે. પાછળ વારાંમુખી પગલાં ભરે છે. જતાં જતાં એકવાર તે પાછળ દૃષ્ટિ ફેંકે છે ને છેવટે અદૃશ્ય થઈ જાય છે. મીરાં સ્તબ્ધ બની ઊભી રહે છે. એટલામાં રાજશેઠ પ્રવેશ કરે છે. ]

રાજશેઠ : ( ગભરાટથી ) મીરાં ! ગજબ કર્યો. પિયારી કાનન સૂનો બન્યો.

મીરાં : હં...

રાજશેઠ : ( માથું ખંજવાળતાં ) પણ રેવીને ત્યાં કેમ મોકલી ?

મીરાં : ( ધીરેથી ) શેઠ, હું સ્ત્રી છું !

[ રાજશેઠ વિહ્વલતાથી મીરાં સામે તાકી રહે છે. ત્યાં અદ્દહાસ્ય સંભળાય છે. ધીમે ધીમે તે વધતો જાય છે ને પડદો પડે છે. ]

☆

# દીક્ષાપ્રાપ્તિ

નાથાલાલ દવે

નિદ્રાલીન નગર છે કાશી,
પોઢ્યાં પૌરજનો ગૃહવાસી,
મારગ પે એકલ સંન્યાસી
જાય નદી–ઘાટે;
રામાનંદ ગુરુ નતનયને,
હૃદય ઠર્યું છે રઘુપતિચરણે,
'હું હિ રામ! હે દશરથનન્દન!'
ગાય વિજન વાટે.

તરુશ્રેણી નિ:સ્તબ્ધ અચંચલ,
વહે શરદની ગંગાનાં જલ,
સભર નદીનાં વારિ નિર્મલ
વહે સુગંભીર સૂર;
પ્રસન્ન ચિત્તે ગાય ભક્તવર:
'તુંમય રામ! સકલ સચરાચર,
આસન લહો સ્વામી! મુજ અંતર,
રહો નહિ રે દૂર.'

થંભ્યા ચમકી સંન્યાસીવર;
સૂતું કોણ અહીં મારગ પર?
ચરણ પડ્યો કોને વક્ષસ્થલ
અજાણતાં આજે?
'રામ! રામ!' બોલ્યા ગુરુ વાણી,
અનુકંપા અંતર ઉભરાણી,
'ધન્ય! ધન્ય!' કહી કોણ પથિક આ
ગુરુચરણે ગાજે?

સકરુણ સ્નિગ્ધ સ્વરે ત્યાં સાધુ
પૂછે: 'વત્સ! કહે ક્યાં વાગ્યું?
ઊઠ તાત! સૂતો અહીં શાને
જાન્હવીને તીરે?'
પથિક–વદન આનંદે ઉજ્જવલ,
હર્ષાશ્રુથી નયનો છલછલ,
ભીંજાયાં ગુરુનાં ચરણદ્વય
પથિકનયનનીરે.

'નામ કબીર, સ્વામી! હું વણકર,
પામ્યો જન્મ યવન કેરે ઘર,
હતી કામના એક જ અંતર,
ધન્ય આજ, સ્વામી!
રામનામનો મંત્ર જ આપ્યો,
આજ મને ચરણે લઈ સ્થાપ્યો,
જીવ્યું મારું સફલ આપનાં
ચરણકમલ પામી.'

મુકી સ્નેહભર્યો કોમલ કર
શિષ્ય તણા અવનત મસ્તક પર,
હસી જરા, કહે સંન્યાસીવર:
'ચાલો, વત્સ કબીર!'
ચાલ્યા ઘાટ તણા પગથારે,
ગંગા જ્યાં કલહાસ્ય ઉછાળે,
પૂર્વાકાશે ઉષા પધારે
શીતલ વાય સમીર.

卐

# હિંદ ગરીબ કેમ થયું ?

મૂળ લેખક : સ્વ૦ રમેશચંદ્ર દત્ત
સંક્ષેપકાર : વિઠ્ઠલદાસ કોઠારી

[ પુરાતન કાળમાં અને છેક અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યાં સુધી હિંદ ખાધેપીધે સુખી હતું એવી સાક્ષી ઇતિહાસ પૂરે છે. તે હાલ ગરીબ છે એની સાક્ષી પણ ઘણા પૂરે છે. આંકડા અને દાખલાદલીલોથી તે પુરવાર કરી શકાય તેમ છે. પણ તે ગરીબ કેમ થયું તે પ્રશ્ન છે. સ્વ૦ શ્રી. રમેશચંદ્ર દત્તે વીસમી સદીની શરૂઆતમાં આ પ્રશ્નનો જવાબ આપ્યો હતો. તેમનો ગ્રંથ ખૂબ આધારભૂત છે અને સરકારી રિપોર્ટો અને જુબાનીઓને આધારે ઘડાયેલો છે. તેમાંની કેટલીક વાતો આજના જમાનાને પણ ઘણે અંશે લાગુ પડે છે. બ્રિટિશ સરકારની વેપારી શોષણનીતિ કંપની સરકારના રાજ્યથી કેવી એકધારી ચાલી આવે છે તેની તે સાક્ષી પૂરે છે. લગભગ ૨૦૦ વરસ થવા આવ્યાં છતાં તે નીતિમાં ખાસ કંઈ ફરક પડ્યો નથી. એની એ વાતો અને એના એ પ્રશ્નોની ચર્ચામાં હિંદીઓ અટવાયા કરે છે, એવી દુઃખદ બીના તેમાંથી જોવા મળે છે. આ રીતે તે ગ્રંથ આજના જમાનામાં પણ ઘણો બોધક છે. સામાન્ય શિક્ષણની દૃષ્ટિએ પણ તે ઉપયોગી છે. તે ગ્રંથ મૂળમાં વાંચી ન શકે તેમને માટે અહીં તેનો સાર ક્રમશઃ આપવાનો ઇરાદો છે. તેના પહેલા પુસ્તકનાં ૮૦ પાનાં સુધીનો સાર 'શિક્ષણ અને સાહિત્ય' માસિક (પુસ્તક ૨ અંક ૧૧, પુસ્તક ૩ અંક ૨ અને ૫)માં આપવામાં આવ્યો હતો. તે માસિક હાલ બંધ હોવાથી તે સાર અધૂરો રહ્યો છે. તે આ માસિકના વાચકોને મળે તે ઇચ્છવા યોગ્ય છે, એટલે અહીં તે શરૂ કર્યો છે. 'શિક્ષણ અને સાહિત્ય'માં આવી ગયેલા સારનું અહીં પુનરાવર્તન કર્યું નથી. પણ તેમાં અધૂરો રહેલો સાર આગળ ચલાવવામાં આવ્યો છે. ફક્ત આ માસિકના વાચકોના ખ્યાલ માટે નીચે થોડા શબ્દોમાં અગાઉ આવી ગયેલા સારનો સાર આપવામાં આવ્યો છે. ]

## અગાઉનો સાર

સિત્તેર હજાર પૌંડની મૂડીથી હિંદુસ્તાનમાં વેપાર કરવા માટે ઇ. સ. ૧૬૦૦માં ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના ઇંગ્લન્ડમાં થઈ. તેણે ૧૬૩૯માં મદ્રાસમાં સેન્ટ જ્યોર્જનો કિલ્લો બાંધ્યો, ૧૬૬૮માં મુંબઈ બેટ ખરીદ્યો અને ૧૭૦૦માં કલકત્તામાં થાણું નાખ્યું. ૧૭૧૬માં તેને દિલ્હીના બાદશાહના ફરમાનથી અમુક પ્રકારની વેપારમાં છૂટ મળી ત્યારથી તેનો ખરો પગપેસારો થયો. તેમાંથી અંદર અંદરની ખટપટોનો લાભ લઈ મુલક હસ્તગત કર્યો. બંગાળાના નવાબ સિરાજુદ્દૌલા અને મીરજાફરના ઝઘડામાં વચ્ચે પડી મીરજાફરને ગાદી અપાવી. તેની પાસેથી વધુ પૈસા પડાવી શકાય તેમ નથી એમ લાગ્યું એટલે તેને બદલે મીરકાસમને ગાદીએ બેસાડ્યો. તે પોતાની પ્રજા પરના જુલમો સહન ન કરી શક્યો અને સામો થયો એટલે તેને કાઢી મૂકીને ફરી મીરજાફરને ગાદી અપાવી. દરેક નવા નવાબને ગાદીએ બેસાડતી વખતે સોનાનું ઝાડ ખંખેરવાની મળતી તકનો લાભ લેવામાં આવતો હતો. આમ ૮ વર્ષમાં રૂ. ૨ કરોડ ઉપરાંત રકમ નજરાણાં તરીકે અને આશરે રૂ. ૪ કરોડ નુકસાની તરીકે પડાવવામાં આવ્યા હતા. કંપનીના નોકરોની વેપારમાં દખલગીરી વધી હતી. માલ ખરીદવાનો હોય કે વેચવાનો હોય કે તૈયાર કરાવવાનો હોય તો કંપનીના નોકરો પોતાનું ધાર્યું કરાવતા. આમાંથી કેટલાક દાખલામાં તો પરાણે રેશમ કાંતવું ન પડે તેથી વણકરોએ અંગૂઠા કાપી નાખ્યાના દાખલા

બંધ્યા હતા. ખેતીમાં ટૂંકા સમય માટે મહેસૂલની હરાજી કરવાની પદ્ધતિ દાખલ કરી હતી. તેથી કંપનીને આવક વધારે થતી પણ ખેડૂતોને ખૂબ ત્રાસ થતો અને તેથી ખેતીની પાયમાલી થઈ. જમીનો ખાનદાન વંશજોના હાથમાંથી નીકળીને કલકત્તા તરફથી આવતા શાહુકારો કે સટોરિયાના હાથમાં જતી હતી. જમીન કોઈ સગીર કે વિધવાના હાથમાં હોય તો કંપની તરફથી નીમાઇ આવતા ખાલસા વહીવટદારોનો અસહ્ય ત્રાસ થતો. તે ત્રાસની સામે પ્રજા થાય તો તેમની સામે લશ્કર છોડવામાં આવતું. આવી સ્થિતિ તે વખતે વરસેદહાડે દસ લાખથી વધારે મહેસૂલ ભરતી ત્રણ મોટી જાગીરો- દિનાજપુર, બર્દવાન અને રાજશાહીની થઈ હતી.

બનારસ પ્રાંત ઈ. સ. ૧૭૭૫માં કંપનીની હકૂમત હેઠળ આવ્યો. તેના રાજા ચેતસિંગ પાસે ઉપરાઉપરી વધારે રકમની માગણી કરવાથી તે જાગીર છોડીને નાઠો. તેની જગ્યાએ તેના ભાણાને મહેસૂલની રકમ વધારીને બેસાડવામાં આવ્યો. આથી બનારસની ખેતીની અવદશા બેઠી.

અયોધ્યાની ગાદીએ સુજા-ઉદ-દૌલાના મરણ પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. તેની પાસેથી લશ્કરી ખર્ચ વગેરેની વધુ ને વધુ રકમ માગવામાં આવી. તે રકમ ૨૬૦ હજાર રૂ. હતી તે વધીને દોઢ કરોડ રૂપિયા થઇ. તે વસૂલ કરવા માટે કડકાઈ થઇ. નવાબે ફરિયાદ કરી પણ ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે કશું સાંભળ્યું નહિ. તેની કાઉન્સિલના સભ્ય ફિલિપ ફ્રાન્સિસે વિરોધ કર્યો પણ તેનું પણ કંઈ ચાલ્યું નહિ. કંપનીની તમામ માગ પૂરી કરવા માટે નવાબને તેની મા અને દાદીને લૂંટવાં પડયાં. હેસ્ટિંગ્સે તે બધું કરાવ્યું. તે બધી બીના પાછળથી તેના પર કામ ચાલ્યું તેમાં ખુલ્લી થઇ. બંગાળ ખેડૂતો પાસેથી કેવી રીતે, ખુલ્લાં પાંજરાંમાં તડકામાં ઊભા રાખીને, કે બાપ પાસે છોકરા વેચાવીને મહેસૂલ ઉઘરાવવામાં આવતું તે પણ ખુલ્લું થયું.

આ રીતે ખેડૂતો ઉપર અસહ્ય જુલમો કરીને મેળવવામાં આવેલી મહેસૂલની મોટા ભાગની રકમ કાયમને માટે બંગાળામાંથી પરદેશ ચાલી જતી. દર વરસે ઓછામાં ઓછા એક કરોડનો માલ પરદેશ જતો જેના બદલામાં દેશને કશું પાછું મળતું નહોતું.

સરકારી રાજતંત્રમાં હિંદીઓને નોકરો અને આડતિયા તરીકે રાખવામાં આવતા. જ્યાં તેમની મદદ વિના કામ ચાલી શકે નહિ, ત્યાં જ તેમને રોકવામાં આવતા. એટલે રાજતંત્ર ચલાવવા માટે ખરચાતી રકમમાંથી પણ દેશીઓને બહુ જ ઓછું મળતું હતું. કંપનીના ગોરા નોકરોના ખાનગી વેપારની લપ અને ગમે તેમ પૈસા પડાવવાની નીતિથી પણ કંપનીની હકૂમતવાળા પ્રદેશોને ઘણું નુકસાન થતું હતું.

કંપનીએ વચ્ચે નજરાણાં લેવા વિરુદ્ધ હુકમો કાઢીને તે બંધ કરવા પ્રયત્ન કર્યો હતો પણ તેથી બહુ ફેર પડયો નહોતો.

આ રીતે કંપનીના રાજ્યની શરૂઆત જમીન મહેસૂલની કડકાઇ, વેપારઉદ્યોગમાં દખલગીરી, ગોરા નોકરોની જલદી પૈસાદાર થઇ જવાની વૃત્તિ અને તેથી થતો જુલમ અને દર વરસે હિંદમાંથી ધન પરદેશ ઘસડી જવાની નીતિથી થઇ હતી. તે હેસ્ટિંગ્સ પછીના રાજ્યઅમલમાં કેવી ચાલી અગર તેમાં શા ફેરફારો થયા તે હવે પછી આપણે જોઈશું. ૧૭૮૪માં પીટનું 'ઇન્ડીઆ બીલ' પસાર થયું અને પછીને વરસે હેસ્ટિંગ્સે રાજીનામું આપ્યું. તેની જગ્યાએ લોર્ડ કોર્નવોલીસ નામના એક ઉચ્ચ ચારિત્રવાળા અને ઉદાર સ્વભાવના ઉમરાવને ગવર્નર-જનરલ તરીકે મોકલવામાં આવ્યો. તેણે હિંદમાં આવીને શું કર્યું તે હવે જોઈએ.

## કોર્નવોલીસનું કાર્ય

કોર્નવોલીસની નિમણુક કરતી વખતે કંપનીના વ્યવસ્થાપકોએ લખેલા પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે વ્યવસ્થાપકો મહેસૂલની પદ્ધતિમાં વારંવાર ફેરફાર થાય તેમ ઇચ્છતા નથી. તેમણે જણાવ્યું હતું કે કડકાઈથી અને હેરાન કરીને વધારે પડતું મહેસૂલ ઉઘરાવવા કરતાં માફકસરનું મહેસૂલ નિયમિત રીતે ઉઘરાવવામાં આવે તો તેમાં રાજા પ્રજા બંનેને લાભ થાય છે. આમ મહેસૂલ કાયમને માટે નક્કી કરવાનું હતું, પરંતુ શરૂઆતમાં દસ વર્ષ માટે નક્કી કરવાનું હતું. કોર્નવોલીસે આને માટે તપાસ શરૂ કરાવી અને ૧૭૮૯માં મિ. શોરે વીગતવાર અહેવાલ રજૂ કર્યો. તે અહેવાલમાં તેણે અકબરના વખતથી મહેસૂલમાં કેવો ફેરફાર થયો હતો તેના આંકડા આપ્યા છે, તે જાણવા જેવા છેઃ—

| | | |
|---|---|---|
| ટોડરમલ | ૧૫૮૨ | રૂ. ૧૦,૬૯૩ હજાર |
| સુલતાન સુજા | ૧૬૫૮ | ૧૩,૧૧૬ „ |
| જફરખાન | ૧૭૨૨ | ૧૪,૨૮૮ „ |
| સુજાખાન | ૧૭૨૮ | ૧૪,૨૪૫ „ |
| કંપની | ૧૭૬૩ | ૬,૪૫૬ „ |
| „ | ૧૭૬૬ | ૧૪,૭૦૫ „ |

મિ. શોરના જણાવ્યા પ્રમાણે પહેલાંના રાજા અને કંપનીના રાજ્યમાં ફરક એ છે કે "કંપનીના માણસો રાજા અને વેપારી બન્ને છે. રાજા તરીકે મહેસૂલ ઉઘરાવીને માલના રૂપમાં ઇંગ્લન્ડ મોકલાવી આપે છે અને વેપારી તરીકે વેપાર પચાવી પાડે છે." આખી પરિસ્થિતિની સમાલોચના કરીને તેણે જણાવ્યું હતું કે "એકંદરે મને એવા નિર્ણય પર આવતાં સંકોચ નથી થતો કે કંપનીએ મહેસૂલી કારભાર હાથમાં લીધા પછી બંગાળામાં સોનારૂપાની અછત થઈ છે. અને અમે તે ઈંગ્લંડ મોકલીએ છીએ તેથી અછત હજુ પણ વધશે." મિ. શોર સોનારૂપાની અછતની વાત કરે છે પણ તેના જ કહેવા પ્રમાણે વધારે અછત તો દેશનાં ધનધાન્યની થઈ હતી.

મહેસૂલને માટે રૈયત અથવા ઇજારદારો સાથે મહેસૂલ નક્કી કરવાને બદલે તે જમીનદારો સાથે નક્કી કરવાનું મિ. શોરે સૂચવ્યું. આમ મહેસૂલ નક્કી કરવામાં બે હેતુ રાખવાના હતાઃ

(૧) સરકારને નક્કી મહેસૂલ મળે.

(૨) પ્રજાને મહેસૂલમાં વધારો ઘટાડો ન થાય.

આ બન્ને હેતુ સિદ્ધ કરવા માટે મિ. શોરની સૂચના એવી હતી કે કંપનીએ જમીનદાર પાસેથી ખેતીનું ખર્ચ જતાં બચે તેમાંથી ૯/૧૦ ભાગ મહેસૂલ તરીકે લેવો. જમીનદારને જમીનના વળતર તરીકે ૧/૧૦ મળે. પોતે જમીન સુધારીને વધારે પકવે તો તેમાંથી સરકાર ભાગ ન પડાવે.

આમ મહેસૂલ શરૂઆતમાં ૧૦ વરસ માટે નક્કી કરીને પછીથી તે કાયમ કરવાનું હતું. મિ. શોર પણ એ જ મતના હતા. પણ પછીથી તેમણે કાયમ કરવાની સૂચના કાઢી નાખી. તે બાબત કોર્નવોલીસે સખત વાંધો લીધો અને છેવટે કંપનીના વ્યવસ્થાપકોની સંમતિથી ૧૭૯૩માં બંગાળામાં કાયમી જમાબંધીની પદ્ધતિ દાખલ કરી.

આ મહેસૂલ ઠરાવ્યું ત્યારે ઘણું ભારે હતું—રૂ. ૨૬૮ લાખ. જફરખાન અને સુજાખાનના સમય કરતાં આ આંકડો બમણો હતો. મહારાજા નંદકુમાર (૧૭૬૪)ના સમય કરતાં ત્રણ ગણો હતો. અને કંપનીના રાજ્યના પહેલા વરસના ઉઘરાણા કરતાં પણ બમણો હતો. છતાં જમીનમાં ઉત્તરોત્તર સુધારો થવાથી જમીનદારોને બચત રહી અને જે મહેસૂલ ૧૭૯૩માં સાંથના ૯૦ ટકા હતું તે ૧૯૦૦માં ૨૮ ટકા રહ્યું. તે ઉપરાંત ૬૧ ટકા લોકલ સેસના આપવાના હતા.

આને લીધે બંગાળાના જમીનદારોની સ્થિતિ સુધરી અને હિંદના બીજા ભાગોમાં જ્યારે દુકાળ પડતા અને હજારો માણસો મરી જતાં, ત્યારે બંગાળામાં લોકો પ્રમાણમાં સુખી હતા. જો પ્રજાની સમૃદ્ધિ અને સુખ, એ રાજકર્તાનાં ડહાપણ અને સફળતાની કસોટી ગણીએ તો લોર્ડ કૉર્નવૉલીસની કાયમી જમાબંધીની પદ્ધતિ એ અંગ્રેજ પ્રજાએ હિંદમાં કરેલાં કાર્યોમાં સૌથી ડહાપણભર્યું અને સફળ કામ છે.

### મદ્રાસની દશા [ ૧૭૬૩–૮૫ ]

બંગાળાની પેઠે કંપનીના રાજ્યની શરૂઆતમાં મદ્રાસની કેવી સ્થિતિ થઈ તે હવે જોઈએ. અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચેની લડાઈઓનો અંત ૧૭૬૩માં આવ્યો. પોંડિચેરી અને બીજી થોડી જગ્યાઓ ફ્રેન્ચોના હાથમાં રહી. બાકી બધું અંગ્રેજોના હાથમાં રહ્યું. આરકોટના નવાબ મહમદ અલીને રાજા તરીકે કબૂલ રાખવામાં આવ્યો. બંગાળાના મીર કાસીમ કરતાં મહમદ અલી જુદી જાતનો માણસ હતો. પહેલો એ નિશ્ચયવાળો અને સક્રમ રાજા હતો, ત્યારે બીજો એ એશઆરામી અને નબળો હતો. બ્રિટિશ રાજ્યમાં મજબૂત રાજકર્તાને માટે સ્થાન ન હતું. પણ નબળો રાજા ચાલી શકતો અને તે પોતાના રાજ્યની મહેસૂલ ગીરો મૂકીને દેવું પણ કરી શકતો.

કંપનીએ નવાબના રાજ્યના રક્ષણનો અધિકાર પોતાના હાથમાં રાખ્યો- અને લશ્કરનું ખર્ચ નવાબ પાસેથી લેવાનું રાખ્યું. જેમ વધારે જરૂર પડી તેમ કંપનીએ વધારે પૈસા માગ્યા અને નવાબે તે દેવું કરીને આપ્યા.

નવાબે કંપનીના નોકરો પાસેથી જ પૈસા કરજે લીધા અને તે કરજ પેટે રાજ્યની મહેસૂલ ગીરો મૂકી. આનું પરિણામ ભયંકર આવ્યું. ખેડૂતો નવાબના હાથમાંથી તેના લેણદારોના હાથમાં એટલે કંપનીના નોકરોના હાથમાં પડ્યા. અને નોકરોએ સખતાઈથી મહેસૂલ ઉઘરાવીને પોતાના દેશ મોકલાવી આપ્યું. નવાબ પૈસા લે તે દેશમાં જ વપરાતા તેને બદલે મહેસૂલની આખી ને આખી રકમ પરદેશ સીધાવવા લાગી. કર્ણાટક જે એક વખત ફળદ્રુપ અને સમૃદ્ધ પ્રદેશ હતો તે ગરીબ થઈ ગયો અને તેના ઉદ્યોગો અને વેપાર પડી ગયા. મિ. જ્યોર્જ સ્મિથ જે ૧૭૬૭ થી ૧૭૭૯ સુધી મદ્રાસમાં રહી ગયો હતો તેણે ૧૭૮૨માં આમસભાની એક કમિટી સમક્ષ જણાવ્યું હતું કે "તે જ્યારે મદ્રાસ આવ્યો ત્યારે મદ્રાસનો વેપાર સમૃદ્ધ હતો. હિંદમાં મદ્રાસના બજારનો પહેલો નંબર હતો. પણ તેણે જ્યારે મદ્રાસ છોડ્યું ત્યારે મદ્રાસનું ફક્ત એક વહાણ હતું અને વેપાર નજીવો હતો. તે આવ્યો ત્યારે કર્ણાટક વિભાગની ખેતી સારી હતી, વસ્તી ભરચક હતી અને વેપાર સમૃદ્ધ હતો. તે ગયો ત્યારે બધું ક્ષીણ દશામાં હતું."

કંપનીના નોકરોએ ઉપર પ્રમાણે નવાબને પૈસા ધીરીને ખૂબ ધન એકઠું કર્યું. તેમણે

કંપનીના વ્યવસ્થાપક મંડળને પણ તેની પૂરી જાણ ન કરી. મંડળને જ્યારે તેની ખબર પડી ત્યારે તેના ગુસ્સાનો પાર ન રહ્યો. તેમણે લખ્યું કે "તમે આ બાબત અમારાથી છુપાવી છે તેથી તમે તમારી ફરજમાંથી ગંભીર રીતે ચૂક્યા છો...ગવર્નર અને તેની કાઉન્સિલના સભ્યોએ પણ ખાનગી વ્યક્તિઓના હિતને અનુકૂળ થઈ ને કંપનીને છેહ દીધો છે."

વોરન હેસ્ટિંગ્સ આ અરસામાં મદ્રાસની કાઉન્સિલમાં નીમાયો. તેણે ઉપરની પ્રથાનો અંત લાવવાનો પ્રામાણિક પ્રયત્ન કર્યો અને કંપનીના વ્યવસ્થાપકોની સંમતિથી એમ જાહેર કર્યું કે "નવાબની પહેલી ફરજ કંપનીનું દેવું ચૂકવવાની છે. તે પત્યા પછી વ્યક્તિઓનું કરજ ચૂકવવાનો અધિકાર મળી શકે."

હેસ્ટિંગ્સે વ્યવસ્થાપક મંડળનું એમ પણ ધ્યાન દોર્યું કે "નવાબ વ્યવસ્થાપક મંડળને સર્વસત્તાધીશ માનતો નથી અને એમ માને છે કે તેના લેણદારો મારફત ઇગ્લન્ડની આમ-સભા પર અસર પાડીને કંપનીની વિરુદ્ધ તે પોતાનું ધાર્યું કરાવી શકશે." થયું પણ તેમજ. તેના લેણદારો આમસભાના મતના જોરે પોતાનું લેણું મંજૂર કરાવી શક્યા.

દરમિયાન મહમદ અલીનું દેવું વધતું જતું હતું. તેની નજર તાંજોરના રાજ્ય પર પડી. કંપનીના વ્યવસ્થાપકોની દાનત પણ એવી જ હતી. ૧૭૭૧માં તાંજોર પર ચડાઈ કરીને ૪ લાખ પૌંડ પડાવ્યા. પણ તેટલેથી અંત આવ્યો નહિ. ૧૭૭૩માં બીજી વખત ચડાઈ કરીને રાજા અને તેના કુટુંબને કેદ કર્યું અને તેના રાજ્યને આરકોટના નવાબને સોંપી દીધું.

## તાંજોરની અવદશા

ત્યારથી તાંજોરની અવદશા બેઠી. નવાબે લોકો પર કરવેરા વધાર્યા અને તેના વેપાર ઉદ્યોગને પાયમાલ કર્યા. થોડાં જ વરસોમાં દક્ષિણ હિંદના બગીચા જેવો પ્રદેશ બિલકુલ વેરાન જેવો થઈ ગયો. ૧૭૮૨માં એક કમિટી આગળ મિ. પેટ્રીએ જણાવ્યું હતું કે "આ પ્રદેશ સુંદર વિવિધતાવાળો છે. અને મેં જોયેલા હિંદના બીજા ભાગો કરતાં ઇગ્લન્ડને વધારે મળતો છે. થોડાં વરસો પર જ તાંજોર આવું હતું. તેની અવદશા એટલી જલદીથી થઈ છે કે કેટલાક જિલ્લાઓમાં તો પહેલાં તે સમૃદ્ધ હતા તેનો ખ્યાલ પણ મુશ્કેલીથી આવે."

૧૭૭૫માં પીગોટ મદ્રાસનો ગવર્નર નીમાયો. તેણે નવાબની વિરુદ્ધ જઈને ૧૭૭૬માં તાંજોરના રાજાને ફરી ગાદીએ બેસાડ્યો. પણ ત્યારપછી તેની મુશ્કેલીઓ શરૂ થઈ. પોલ બેનફીલ્ડ નામના માણસે તાંજોરના રાજાને ખૂબ પૈસા ધીર્યા હતા. તે કંપનીનો સાધારણ નોકર હતો પણ મદ્રાસમાં તે સારામાં સારી ગાડીઓ અને ઘોડા રાખતો. તેણે લાગવગથી પોતાનું લેણું મંજૂર કરાવ્યું. એ બેંઆબેંઆમાં ઉલટું પીગોટ કેદ પકડાયો. વ્યવસ્થાપક મંડળ આ સમાચાર સાંભળીને ચોંકી ઊઠ્યું. પણ તેમનામાં મતભેદ હતો. તેમણે પીગોટને છૂટો કરીને પાછો બોલાવવાનો હુકમ કર્યો. પણ તે હુકમ હિંદ પહોંચે તે પહેલાં પીગોટ કેદી તરીકે જ મરણ પામ્યો. કંપનીના નોકરોની બેદરકારી અને લાગવગ કેટલી હદ સુધી પહોંચી હતી તેનો આ નમૂનો છે.

લોર્ડ પીગોટ પછી સર થોમસ રમબોલ્ડ ગવર્નર થયો. તેના વખતમાં પણ નવાબે ભારે કરજ કર્યું અને પોતાના રાજ્યની પાયમાલી કરી. આ સમયમાં ઉત્તર તરફના દરિયાઈ પ્રદેશની પણ ખુવારી થઈ હતી. તેની સ્થિતિ જોઈને રમબોલ્ડે પોતે કહ્યું હતું, "કંપનીના

વહીવટ ઉપર આ એક હંમેશાની નામોશી રહેવાની કે તેમની રાજનીતિનો એ એક સિદ્ધાંત થઈ ગયો છે કે દરેક દેશીને પોતાના પ્રદેશમાંથી હાંકી કાઢવો. કોઈ પણ માણસ જેણે બંગાળાના અને આ પ્રદેશના સારાનરસા દિવસોની તપાસ કરી હોય તેને આગળ આવીને કહેવા દો કે આને માટે કોણ જવાબદાર છે ? આ પ્રદેશના રાજાઓ અને સુખી જમીનદારોનું શું થયું ?"

કંપનીના રાજ્યની શરૂઆતથી જુદા જુદા વખતે આ પ્રદેશનું મહેસૂલ વધીને ડોઢું થયું હતું. તેથી પણ વધારે વધારો રમબોલ્ડે ન કર્યો. માટે તેને ૧૭૮૧માં રજા આપવામાં આવી અને તેની જગ્યાએ લૉર્ડ મેકાર્ટની નામના ઉમરાવને નીમવામાં આવ્યો તે નીમાયો ત્યારે તે પ્રદેશ અતિશય દુઃખમાં ડૂબેલો હતો. હૈદર અલી સાથેની લડાઈઓથી તે દુઃખમાં ઉમેરો થયો. હૈદરનું લશ્કર તે પ્રદેશ પર ફરી વળ્યું એટલે લોકો ખેતી છોડીને જંગલોમાં ભાગી ગયા. કંપનીની અને કંપનીના નોકરોની લૂંટ તો ચાલુ જ હતી. કંપની કરતાં નોકરોનું ઉઘરાણું તો દસગણું વધારે હતું અને તે બધું ખરું ખોટું લેણું આમસભામાં લાગવગથી મંજૂર થઈ ગયું. લેણા પેટે ઇંગ્લન્ડ મોકલવાનું ભરણું વધતું ચાલ્યું. ૧૭૬૭ થી ૧૭૭૯ સુધીના બાર વરસના ગાળામાં ૨૦ લાખ પૌંડનો માલ ઇંગ્લન્ડ સીધાવ્યો. આ બધી હાડમારીમાં વચ્ચે ૧૭૮૩માં ભયંકર દુકાળ પડ્યો તેની કારમી અસરમાંથી લોકો બચી ન શક્યા તેનું કારણ લોકોની વધતી જતી ગરીબાઈ જ હતું.

### મદ્રાસની જમાબંધી [૧૭૮૫–૧૮૦૭]

બંગાળાના ધોરણે મદ્રાસના કેટલાક ભાગોમાં કાયમી જમાબંધી દાખલ થઈ. પણ આવકનો મોહ જેમ વધ્યો તેમ ખેડૂત સાથે રૈયતવારી જમાબંધી કરવા તરફ વલણ વધ્યું. તેથી આ સમય દરમિયાન બે પ્રકારની જમાબંધી આ વિભાગમાં દાખલ થઈ. તે નીચે પ્રમાણે:—

**કાયમી જમાબંધી**

મદ્રાસની આસપાસ, ઉત્તર સરકાર, સલેમ, ચિતૂરના અને પશ્ચિમના તથા દક્ષિણના પાળેગારની જાગીરો, રામનાડ, કૃષ્ણાગીરી, ડીંડીગલ, ત્રેવેન્દ્રપુરમ, જંગીર.

**રૈયતવારી**

મલબાર, કનારા, કોઈમ્બતુર, બાળાઘાટ, પાલનાડ, નેલોર અને ઓનગોલ, આરકોટ, સતીવાડ, ટ્રીચીનોપલી, મદુરા, ટ્રીનીવેલી, કૃષ્ણા–તુંગભદ્રા વચ્ચેનો પ્રદેશ.

ઉત્તર સરકારનો દરિયાઈ પ્રદેશ અને મદ્રાસ શહેરની આજુબાજુના ભાગ માટે, પ્લાસીના યુદ્ધના વિજેતા ક્લાઇવના દીકરા લૉર્ડ ક્લાઇવે કાયમી જમાબંધી દાખલ કરી, અને સામાન્ય રીતે સાંથના ૬૬ ટકા મહેસૂલ લેવાનું ઠરાવ્યું. પણ બીજા ભાગો ધીમે ધીમે કંપનીના હસ્તક આવતા તેને માટે જુદું ધોરણ અમલમાં આવ્યું. ૧૭૯૨માં બારામહાલ કંપનીને હસ્તક આવ્યા પછી કોર્નવોલીસે કેપ્ટન રીડ અને બીજા ત્રણ લશ્કરી અમલદારોને તેનો વહીવટ સોંપ્યો. તેમણે દરેક ખેડૂત સાથે જમાબંધી નક્કી કરી. તેનો વિકાસ પાછળથી સર થોમસ મનરોએ કર્યો. તે પદ્ધતિ રૈયતવારી તરીકે ઓળખાય છે. કોર્નવોલીસ જેમ

કાયમી જમાબંધી દાખલ કરવા માટે મશહૂર છે તેમ મનરો એ રૈયતવારીનો વિકાસ કરવા માટે જાણીતો છે.

મનરોએ પહેલાં બારામહાલ હાથમાં લીધો ત્યાર પછી કનારા. આ કામ વિશે તેણે લખ્યું છે કે "અહીં બધી જમાબંધી જમીનદારો સાથે કરવામાં આવી હતી. અને જ્યાં જમીનદાર ન હોય ત્યાં ખેડૂત સાથે. અને જમીનદારો પોતાના હિસાબ લાવતા તે પરથી પેદાશ બરાબર નક્કી થઇ શકતી. સરકારનો હિસ્સો હમેશાં ૧/૩ કરતાં વધારે હતો નહિ. કોઈ કોઈ વખત તો ૧/૫ કે ૧/૬ હોય. કુલ પેદાશનો ૧/૧૦ પણ હોય.

મનરોએ પોતે મહેસૂલની આંકણી ઉપર બતાવ્યા કરતાં ઘણી ઊંચી કરી. તેના ઉપર કંપનીનું દબાણ હતું. કારણ કંપનીને વધારે આવક કરવી હતી. મનરોએ પોતાની અશક્તિ દર્શાવતાં લખ્યું છે કે "દરેક મહેસૂલી મંડળ મહેસૂલ ધીમે ધીમે વધારવાની મંજૂરી આપશે એવી મને ખાત્રી હોત તો હું પહેલાંની માફક ઓછું મહેસૂલ આંકત. પણ મને તેવી મંજૂરી મળે એવો સંભવ નથી. ઉપરી અધિકારીઓની ઇચ્છા મહેસૂલની આવક તેમની કારકિર્દીમાં ફૂલે ફાલે એવી છે. એટલે તેઓ મને મહેસૂલ ખૂબ જલદીથી વધારવાની ફરજ પાડશે."

કંપનીના ઇરાદા વિશે આના કરતાં બીજો સ્પષ્ટ પુરાવો શો હોય ? કંપનીના વફાદાર નોકર તરીકે મનરોએ કૃષ્ણા અને તુંગભદ્રા વચ્ચેના નિઝામના સોંપાયેલા પ્રદેશોની મહેસૂલ નક્કી કરી. તેણે સાત વરસ તે પ્રદેશનો વહીવટ કર્યો. તેટલા સમયમાં મહેસૂલ વધારીને ૪ લાખ પૌંડના ૬ લાખ પૌંડ કર્યા. એટલે કે મહેસૂલ દોઢું કર્યું. કંપનીના વ્યવસ્થાપકો તેથી ખૂબ ખુશ થયા.

મનરોના ગયા પછી મલબાર, તાંજોર વગેરે વિભાગોની પણ એ જ સ્થિતિ થઈ. રૈયતવારી પદ્ધતિનો એક જ હેતુ હતો. કંપનીના એક હોશિયાર વ્યવસ્થાપકના શબ્દોમાં કહીએ તો, "એ વાત છુપાવી શકાય તેમ નથી કે તેની ના પાડી શકાય તેમ નથી કે રૈયતવારી પદ્ધતિનો હેતુ સરકાર માટે જમીનમાંથી વધારેમાં વધારે આવક મેળવવાનો છે."

કંપનીએ પોતાના તાબાના પ્રદેશમાં આ પ્રમાણે મહેસૂલ વધાર્યું એટલું જ નહિ પણ ગામડાંમાં સ્થાનિક સ્વરાજ પદ્ધતિ પરાપૂર્વથી ચાલતી હતી તે પણ નબળી પાડી દીધી. કેટલીકવાર લડાઈ, દુકાળ કે મરકીથી ગામડાંને નુકસાન થયું હશે. પણ ગામનાં નામ તેનાં તે, હદ તેની તે અને કુટુંબો પણ તેનાં તે. યુગો સુધી બદલાય નહિ. રાજ્ય બદલાય કે શહેનશાહત બદલાય પણ આ નાનાં સ્વાવલંબી ગામડાંઓનું કામ ચાલ્યાં કરે. કંપનીના રાજ્યે આ બંધારણને ટકાવ્યું નહિ. તેનાં બે મુખ્ય કારણો:—

(૧) મહેસૂલ વધારેમાં વધારે લેવાની ધગશ.

(૨) બધી સત્તા પોતાના હાથમાં રાખવાની ધૂન.

બ્રિટિશ રાજ્યે આ પ્રાચીન સંસ્થાઓને સાચવી હોત અને સુધારીને ખીલવી હોત, અને લોકોની જ વ્યવસ્થિત સ્વરાજ સંસ્થાઓ મારફત રાજ્ય કર્યું હોત તો કેવું સારું થાત !

આઠ ]

✿

 # આરોગ્ય 

એ જ

## ● રાષ્ટ્રની ખરી સંપત્તિ ●

આરોગ્ય અર્થાત્ શારીરિક બળ સાથે સ્મૃતિ, મેધા અને તેજ પ્રાપ્ત કરવાનો સુયોગ એટલે શિયાળાની ઋતુ; અને શાસ્ત્રીય પદ્ધતિથી યંત્રોની સહાય વિના તાજી વનસ્પતિ અને સાચા ખનિજ દ્રવ્યોમાંથી બનાવેલી દવાઓનો ઉપયોગ.

**રાષ્ટ્રની જનતાએ આવો સોનેરી અવસર ન ખોતાં તેનો અવશ્ય ઉપયોગ કરી લેવો જોઈએ.**

**: અમારી :**

(૧) **સુવર્ણ માલિની વસંતની ટીકડીઓ** અથવા **બૃહત્સુવર્ણ માલિની વસંતની ગોળીઓ.**

(૨) ચ્યવનપ્રાશાવલેહ ( જીવન ) સાદો અથવા અષ્ટવર્ગ.

ફક્ત આ બે ચીજોના ઉપયોગથી જ આખા વર્ષ માટે આરોગ્ય સંપત્તિ પ્રાપ્ત કરી લેવાય છે.

આ સિવાય અમારી બીજી દવાઓ પણ બહુ ઉપયોગી છે ગુણધર્મ–પ્રમાણ–કિંમત બતાવતું અમારું સૂચીપત્ર મંગાવો.

---

## આયુર્વેદાશ્રમ ફાર્મસી લિ૦, અહમદનગર

☆ ગુજરાત અને ઉત્તર થાણા જિલ્લાના સોલ એજંટઃ ☆

**☞ ભારતીય ઉદ્યોગ પ્રચાર કાર્યાલય ☜**

૧૪, ભાસ્કર લેન, ભુલેશ્વર, હરગોવિંદ દેસાઇની વાડી : મુંબઇ નં. ૨.

એજંટો—શ્રી. ચંદુલાલ પ્રેમચંદ, ત્રણ દરવાજા, અમદાવાદ.
મેસર્સ પી. શિવદત્તની કં૦ કોઠી રોડ, વડોદરા.
શ્રી. મોહનલાલ પ્રભુદાસ શાહ, ધંધુકા.
શ્રી. હિંદી વસ્તુ ભંડાર, કણપીઠ, સુરત.

# મુગલ્સરાઇ

રામપ્રસાદ શુક્લ

[ શુકબંશી ]

૧

મુગલ્સરાઈ !
વાહ ! સરાઈ મોગલો તણી !
સાંભળ્યો જ શબ્દ સ્થૂલ.
હું ન જાણું વર્ગમૂલ,
જન્મ કે વિકાસકેરું કુલ,
કેટલાંય ચિત્ર મોગલોતણાં સરી જતાં અમૂલ.
જહાંગીરે વસાવી શું હશે સરાઈ
નૂરજહાંનકાજ બંગદેશમાં જતાં સવાઈ?
ના જરૂર શાહજાં' તણી હશે સુરમ્ય આ કૃતિ
અર્જમન્દબાનુ સાથ કોક દી કરી હશે અહીં.સ્થિતિ.
ટ્રેન ઉભી તો રહી.
ઉતારુઓતણી કતાર કેટલી વહીવહી !
કંઈ ગયાં, વળી નવીન આવિયાં
કોઈ બેસી તો ગયાં, ન કોઈ સ્થાન ફાવિયાં
અહીંતહીં ફરે, ઉઘાડવાસ બારણાંતણી ઘણી થતી
ટ્રેન ચાલવાતણી સીસોટીઓ હવે થતી થતી.

૨

ઉતાવળાં જરા ડગે
ચંપલોભર્યાં પગે
બહુ કાનમાં ઝૂલે લળી લટાક લોળિયાં
સાડીકેરી કોરમાં સુરમ્ય રંગ ઢોળિયા;
લગાર ફરફરંત એહને કરે ગ્રહી સમારતી,
જરીક વેણીને ગતિથકી ઝુલાવતી,
સ્મિતોની સેરથી સુમંદ ઓષ્ઠને હલાવતી,
સ્વપ્નનાં વિલુપ્ત ચિત્ર જેવી સુંદરી પધારતી.

યુવાન ભાઈ સાથ આવી ખોલી દીધ બંધ દ્વાર
સ્ફૂર્તિથી ચડ્યાં જ બેઉ ઊઘડ્યું તદા સવાર
હું હતો ત્યહીં લગાર
દૃષ્ટિ ફેંકી મેં'કવાર
પાટિયાંપરે જમાવી આસનો દીધાં અં'વાર
થર્ડ ક્લાસના ડબા ! થયો તું ઉચ્ચ સાતવાર
આજનાં પ્રભાતની બધે ખીલી રહી અહો શી પૂરણ્બહાર.

૩

ટ્રેન ચાલતી થઈ હું દેખતો ઘડી પછી
વર્તમાનપત્રમાંથી આંખડી લઈ ઊંચી
બેઉ બાજુ ખેતરોતણી મહાકતાર,
માંહી છોડ સરૂસપોતણા કરી રહ્યા વિહાર.
પીતરંગી પુષ્પકેરી લાખ લાખ છે બિછાત,
એ પરે વહે અખંડ સૂર્યરશ્મિનો પ્રપાત,
તેજનો જુવાળ ચોગમે ચડંત ભવ્ય ભાત,
સૌન્દર્યે મઢેલી સીમકેરી આખી યે જમાત.
મધ્યમાં અમારી ગાડી ચાલતી જ ગડ્ગડાટ
કાપતી જતી અનેક યોજનોની દીર્ઘવાટ
બંગદેશ હું જતો હતો, અબોલસુન્દરી
ક્યહીં જતી હશે, વિચારમાં પડ્યો ફરી.

૪

એટલામહીં
ભાઈબેન બેઉ કેરી વાત ચાલતી ત્યહીં
ઘડીક હિન્દી ને ઘડી વિલાયતી થતી જતી.
વર્તમાનપત્રથી પઠેલ આજસુધીની
હકીકતો વિષે ઘણા મતો કથ્યે જતી.
મા'સભા, કિસાનની સભા, સમાજવાદની
જર્મની, અમેરિકા, યુરોપ, રૂસદેશની
થોડીથોડી ઊડી રાજકારણોની લ્હેર,
સ્પર્ધી વાતને વધી જતી હતી સમાન સેર.

આર્ક્સ લેનિને ય,
સામ્યવાદી સ્ટેલિને ય,
વાતથી બકાત્ રહે જ એવડી હતી શી ખેર?

૫

હું ય વાતમાં વહ્યો,
બધાં ય રાષ્ટ્રનો અહીં ઘરો જ લાડવો થયો.
વાત તો વહે જ જાય,
વખ્ત કેટલો ગયો ન ખ્યાલ કોઈને કળાય,
"સમાજવાદી છો?" હસી સુમંદ પૂછ થાય.
"ના જી. હાલ તો સુધારવાદી છું,
ફર્જના હિસાબથી હું રાજવાદી છું;
નસીબ સાથ યારી છે ઘણી જ આકરી,
આજકાલ દેશીરાજ્યમાં કરું છું નોકરી"
વદી જરા હસ્યો; હસી પડી ય તે,
સાચી સાનને ન ગૂંચ અલ્પતા નડી ય તે.
"પેટ ને કુટુંબકાજ
છોડવી પડે છ લાજ"
બોલીને જરાક નેત્ર-એક બાજુ વાળિયાં,
કીકીસાથ કીકીનાં લગાર તેજ ઢાળિયાં,
સુસ્વભાવનાં અનેક ચિહ્ન મેં ત્યહીં જ ભાળિયાં.
મિત્રતાની હુંફનો સમીર બેઉમાં સર્યો,
ઓતપ્રોત થૈ ઘડીક વિશ્વમાં વહી ગયો,
થર્ડ ક્લાસનો ડબો સુધન્ય આજ થૈ ગયો,
ટ્રેનની મુસાફરીનું પુન્યપર્વ દૈ ગયો.

卐

# દ્વિતીય જગદ્વિગ્રહ કાવ્યમાલા

## યૂ. એસ. એસ. આર.થી વિજયીનો ફિલ્ડમાર્શલને પત્ર *

બલવંતરાય ક. ઠાકોર

[પથ્થારી છંદ]

પ્રમુખશ્રી, આ મહાવિગ્રહે એક અવલોકર્યું અદ્-
ભુત જગે : માર્શિમાર્શણ બ્રિટિશ આઠથી એંશિનાં

સેંકડો રાતદિન આઠ ઉલટેલ, ડંકર્કથી
અસમ યુદ્ધશ્રમિત લાખ બેઅઢિ સુવક શત્રુના
ગગનથી પીઠથી બાજુ ઉભયે થકી ઉગ્ર ને
સતત સંહારમાંથી ઉગારી, બ્રિટિશ ખાડિને
પાર, પ્હોંચાડવાને વતન. બીજું અદ્ભુત અહીં
જોઉં છું: છું ન, જગતે જુવે ન્હાળિ છે અચરજે.

આ સ્ટલિંગ્રાડ છે હેવિ તો નાક પર, હ્યાં થકી
નાઝિદલ ગુરુતીણી નજર એકગમ ખેંસકો,

મગ અવર બચિતગિરિ પ્રાંત કોકેસસે ફેંકતું,
બેપને ખેચરી બાળ પર બાળના રાક્ષસી
ઈલ્મને સાટકે સાટકે જેર કરવા તણો
ઠારસો રૌદ્ર ઉત્સાહભર અનવરત યોજિને
વીંઝિને, સ્વસ્તિકો-નિજ વિજયવાવટા, રોપિ ત્યાં
ચે શકે. આ દિનહની જુવો જોઈ નકશે રહો
લંબપ્હોળી વિવિધ બીણજાળો, અને આપને
થે તિહાં થૈ જશે સ્પષ્ટ, આ શો ગજબ ઘાતકી
વાય શિરે રૂસને છે ઝઝૂમ્યો અહા નાઝિનો !

સ્ટલિંગ્રાડોપરી નાઝિવૃશ્ચિકતણા દારુણા
આંકડા આ ધસે, બાચ્ય ભોંકાય ને ખેચરી-
ઝુંડખોતણી અગનશૂળો શિરે,-આજિ છે
આણુ ત્યાં પ્રૌઢ ૬૬ સ્ટલિનની અંતરિક્ષે;

* આખી માળામાં આ કૃતિ સ્ટલિંગ્રાડ ઉપર સૌનેર પ્હેલાં મૂકવાની છે.

કેસરીસિંહહુંકાર શો ઘોષ એ વીંધતો
સાત પાતાલ, પૃથ્વી પૃથા સિંધુ ઝોળાતણા
પડ પડ ઘૂમતો, બહુલ બિંબપ્રતીબિંબ પસ-
રાવતો, ધીર ચડિયો ક્રમે, અનિલઘુમટે ય ના
થંભિ ઊંચે ગયો ગગનશિર, ને તિહાંથી પડી
ચોદિશે સરર વ્યાપી છપાઈ ગયો જગતમાં
સર્વત: ખંડખંડે મનુજ હૈયહૈયે !

શો હતો બોલ એ ? શી હતી સ્ટલિનની વાણુ એ ?
" સોવિયટ નાગરિક, સામ્ય કોમ્રેડ, હે રૂસના
વીરવીરાંગના ! લોક કહે આપણું રૂસનર
રૂસસ્ત્રી મનુકુલે રીંછડાં ! ફોક નવ વચન રે
લોકનું. ભલું મળ્યું પર્વ આ જગવચન એ કુડું
કૂડું સાચું કરેવાતણું. રૂસનર, રૂસસ્ત્રી,
રીંછની ચાક્ષતા વીરતા ક્રૂરતા અડગતા
સઘ સોળે કળા પ્રકટશો ! ને ઉભા ત્યાં જ હો
સ્થાણુ સમ અવિચલત, રોકતા નાઝિલૂંટારુને.
દુષ્ટ એ એક ડગ આગળે ના વધે જીવતો !
સોવિયટ માતની આણુ પ્રત્યેકને ! માત છે
આપણી અતુલબળ, આતતાયી તણો કાળ છે,
દર્પઘેલાસુખે ક્રાળ ઝંઝાજવી દેતિ એ
કાળ છે ! હો જડયા સ્તંભ શા છો જિહાં સુભટ સૌ.
કટક પર કટક તમ સ્હાય માટે દ્રુત આવશે
સજ્જ સંપૂર્ણ સહ ટેંક ને ખેચરી સેંકડો;
અવર સેના દ્વિગમ અવનવા મોરચા માંડશે,
સોવિયટ યુવકયુવતી સવે ઝૂઝશે મરણિયાં.
નાઝિને તગડતા, ભોંય લેટાવતા, સોવિયટ-
ની ધરા તસુતસુ ય છતી લેશું ફરી, બંધુઓ !
બો ભુલાવી દિયો એ બહોન્મત્ત પાડોશિની.
કાલ લગિ રૂસ હતો ત્સાર ઉમરાવ ચૂંશાયલો:
આજ આઝાદ નરનાર ઉભરાતિ આ સોવિયટ !

નાઝિ શું, જગત આખાયે અજિત છે સોવિયટ!"

પ્રમુખશ્રી, શું કહું? જગ હાવા પ્રચંડાતિસં-
હારકો, કો ન જોયા સુણ્યા દેશકાળે પુરા.
રૂસ જિતશે જ, તોયે વિજય એ હશે કારમી
હાર શો પ્રલયકર. રૂસ છે દોસ્ત ભડ, દોસ્તની
પીડ હાવી વિષે શું ન આપણ થકી કૈં બને?

દિવસ પર દિવસ ડુંગર વધે ખ્વારિ પર ખ્વારિના.

આપણા મિત્ર જે અન્ય ફ્રાંસપ્રમુખ, નાઝિનો
સિતમ ત્યાં યે વિંઝે કોયડો. એ ગુલામી કથા
પત કરે, સખ્ત ને વ્હૈતરાં કારખાને કરે,

નાઝિ શસ્ત્રાસ્ત્રના ગંજ ઉપજાવતા, તો ય પણ
પામતા એ નથી અન્ન પુરતું કયમે. લાંઘણે
હૃદયદુબળા યુવક ક્રૈક જૈફો વિના. વ્હેમ ને
કામ કથળ્યાતણા, માલ બગડયાતણા, લેદિ કૈં
યે તણા આળચાડે ખડે, તુર્ત ત્યાં એક કે
સો અરે સેંકડો યે હણાયે જતા ચપટિમાં.
કોણ જીવે છ? ક્યારે થ'શું હાર? કૈં યે સુઝે
ના,—રશ્યા નાઝિ નાપાક દુર્જય ભયો અવનિ વિજિતે!
સ્પાર્ટનો યે ન હત્યારકો આવડા! નાઝિનો

રાજનીતીગુરુ મેિનમુન સુંડગિરિવિજય દીં—

બા રશ્યે રીઝતો ખાનખાનાન જંપીસખાં!
કેર વર્તી રહ્યો આમ વિજિતો વિષે, ને રણે.

મોતના ભક્ષ, શૂરા રણે શત્રુ સંહારતા.
મોતના ભક્ષ નિરુપાય ખોખે થતા ખેચરી,
મોતના ભક્ષ વિજિતો, નરે નૃપલૂંટ લવ રહે.
મોતના ભક્ષ સર્વ સ્થળે અગણ્ દીનદિને.

વર્ષ બેત્રણ જ જોઇએ મચ્યું આમ ઘમસાણ આ,
જંગ જીત્યે, યુરોપે ન વા અર્ધ વસતી હશે,
નામિયાં શ્હેર બોંબે લિધાં બલિ હશે, સંસ્કૃતી
ગૈ રસાતલ હશે, વ્યાધિ દુષ્કાલ ફાલ્યા હશે.

પ્રલય વિકરાલ આ લઘુ ન ઉપાડ રોધી શકે.
ઊતરી ખાડિ વા ચીરિ દરિયા મહા, પ્રમુખશ્રી,
સૈન્ય સબળાં ઉતારો જિ ચર્ચિલ સહે નાઝિની
પીઠ પર યુરપમાં. શત્રુ આ અતિબળી. બળહરણ.
એહના માટ એકે ગતી ઘાવ કે દાવ કો
અવર બ્રહ્માસ્ત્ર કો બુદ્ધિ નિરખે ન, હે પ્રમુખશ્રી.

## ટિપ્પણ

અ. પ્રથમ છંદ વિષે.

નં. બો. ઠા.એ એકબે દાખલા ઉપરથી, અને બીજા દાખલા જોવાતપાસવાની ધીરજ ન રાખતાં, 'મુક્તપંક્તિ'ને 'નારાચ' કહી નાખેલ. તેવા જૂની હેઠીના વિદ્વાન આને 'ક્રૌંચ' નામ આપી બેસે તો નવાઈ નહીં. પણ આ "દંડક" તો નથી જ. વળી અક્ષરમેળ વૃત્તોને જ વધારે મળતો છે જો કે છે માત્રામેળ. અને આમાં પાંચ પાંચ માત્રાના એકમો, તથા પંક્તિ એવા પાંચ પાંચ એકમની, એમ વ્યવસ્થા આપીને એને સ્ફુટ આકાર વા દેહ અર્પ્યો, તો એને "પંચાંશુ છંદ" એવું નવું નામે આપું છું. આ નવા છંદના લાભમાં મ્હારો મુખ્ય દાવો આ, કે આ નવો છંદ 'મુક્ત પૃથ્વી' કે બીજા કોઈ પણ નવાજૂના છંદ કરતાં ઇંગ્રેજી "બ્લૅંક વર્સ" ('અનર્‌હાઈમ્ડ હિરોઇક પેન્ટામિટર')ને વધારે નિકટ જઈ શકે એવો જણાય છે. પણ એ વપરાતો થાય અને નવા નવા કારીગરો એના પોતપોતાને ફાવતા નમૂનાઓ સારી સંખ્યામાં સર્જે, ત્યારે જ ખાતરીથી તો કહી શકાય. ઇંગ્રેજી બ્લૅંક વર્સનો સૌથી મોટો અને વિશિષ્ટ ગુણ અનેકાનેક વિવિધ લયમાં દીપવાની એની શક્તિ વા ક્ષમતા છે. આ ગુજરાતી વાહનમાં કેટકેટલું લયવૈવિધ્ય આવી શકે, તે તો જુદા જુદા કારીગરોને હાથે નમૂના ઘડાય, તેમ તેમ જ પ્રત્યક્ષ થતું આવે.

જૂની પરિભાષાના થોડાક સુપરિચિત અંશો વડે આનું બંધારણ પૂરેપૂરું દર્શાવી શકાય છે. લ=લઘુ (।), ગ=ગુરુ (ऽ); અને વર્ણમેળ વૃત્તોની આખ્યાઓમાં યગણ = ।ऽऽ, તગણ = ऽऽ।, રગણ = ऽ।ऽ, જગણ = ।ऽ।, ભગણ = ऽ।।, સગણ = ।।ऽ, અને નગણ = ।।।. આટલી જ સંજ્ઞાઓ આપણા કાર્ય માટે પૂરતી છે.

પાંચ માત્રાનાં એકમો (પિંગળશાસ્ત્રમાં રૂઢિ મુજબ વર્ણોમાંથી લ અને ગ એ બે વર્ણોને જ વાપરતાં) માત્ર આઠ રૂપનાં શક્ય. જુઓ—બે ગુરુ એક લઘુનાં ત્રણ જ શક્ય છે, એક ગુરુ ત્રણ લઘુ લેતાં ચાર જ શક્ય છે, પાંચે લઘુનું એક જ શક્ય છે. આ આઠે અનુક્રમે, દરેકનાં ટૂંકાં પારિભાષિક નામ સાથે આપું છું:—

(૧) ।ऽऽ (ય), (૨) ऽ।ऽ (ર), (૩) ऽऽ। (ત); (૪) ऽ।।। (ભલ), (૫) ।ऽ।। (જલ), (૬) ।।ऽ। (સલ), (૭) ।।।ऽ (લસ); અને (૮) ।।।।। (નલ).

એકમો (પાંચ પાંચ માત્રાના)ના આ આઠ રૂપમાંથી ગમે તે પાંચ ગમે તે અનુક્રમમાં, એમ આ પંચાશુ છંદની એક પંક્તિ બંધાય. અને આટલી પંક્તિએ "કડી" એવો કશો જ નિયમ નહીં. પિંગળશાસ્ત્રી 'હોય તે તો આટલા સાદા વર્ણન ઉપરથી તુર્ત પામી જાય કે આમ તો એક બીજાથી બંધારણમાં ભિન્ન ભિન્ન સેંકડો પંક્તિઓ બંધાય; પંચાશુ પંક્તિનો બંધારણમાં સેંકડો વિવિધતાઓ સંભવે, અને પ્રત્યેક વિવિધતા એ પંક્તિનું સાચું પણ નવું બીબું ગણાય. ત્રણસો ચારસો પંક્તિના સર્ગમાં ય દરેક પંક્તિ કવિને બીજી સર્વેથી ભિન્ન રાખવી હોય,—કોઈ પણ બે પંક્તિ એક જ બંધારણની નહીં એમ રાખવું હોય, તો તેમ બની શકે એવો આ છંદ છે. અને જો કે બંધારણભિન્નતા તે જ લયવિવિધતા છે એમ તો ના કહી શકાય, તથાપિ આ છંદમાં લયવિવિધતા માટે ઘણો અવકાશ છે એવા

આ છંદમાં પંક્તિઓના બંધારણવૈવિધ્યના થોડા નમૂના

| પંક્તિ | એકમ | | | | | ટીકા |
|---|---|---|---|---|---|---|
| | ૧લું | ૨જું | ૩જું | ૪થું | ૫મું | |
| ૨૧,૨૪,૨૫ ૪૩,૫૧,૫૬, ૬૮,૭૦,૭૨, ૭૪,૭૬,૮૮ | રગણ | રગણ | રગણ | રગણ | રગણ | પંક્તિ ૮૯ની કૃતિમાં પાંચે રગણવાળી પંક્તિઓ બાર. આ છંદમાં ત્રણ રગણવાળી એટલે રગણપ્રધાન પંક્તિઓ પણ સંખ્યાબંધ આવે. |
| ૭૧ | ,, | ,, | ,, | લસ | નલૌ | અને છેલ્લો વર્ણ. આ પ્લુત ગણાઈ આખા એકમનો પ્રતિનિધિ ગણાય, એટલે આ પંક્તિ પાંચ નહીં છ એકમની છે. |
| ૨૩ | ,, | ભલ | લસ | રગણ | એક જ વર્ણ | પ્લુત અને આખા એકમનો પ્રતિનિધિ ગણાય. પંક્તિ છેડે કરતાં પંક્તિની અંદર વાક્ય છેડો કોઈક જ દાખલામાં આવે. |
| ૩૦ | ,, | રગણ | ભલ | ,, | ,, | |
| ૨ | લસ | ,, | નલૌ | ,, | રગણ | એક નલૌવાળી પંક્તિઓ સારી સંખ્યામાં આવે ત્રણ નલૌવાળી અતિ વિરલ. |
| ૧૧ | નલૌ | નલૌ | રગણ | ,, | ,, | |
| ૪૫ | ,, | ,, | ,, | ભલ | ,, | |
| ૨૦ | યગણ | રગણ | ,, | લસ | ,, | રગણપ્રધાન રચનામાં યગણ ક્વચિત અને અમુક સ્થાને જ. |
| ૮૭ | ભલ | લસ | ,, | ,, | લગૌ | એક જ રગણવાળી પંક્તિઓ બહુ થોડી આવે. એક રગણ વિનાની પંક્તિ અત્યંત વિરલ; આ કૃતિમાં તો એકે નથી. |

દાવાની પાછળ જે નિર્વિવાદ હકીકત આ છંદનું એક વિશિષ્ટ લક્ષણ છે, તે એની પંક્તિઓમાં આ બંધારણવિવિધતાની શક્યતા છે. સામાન્ય સાહિત્યરસિકો કવિતાભોગીઓને આ બંધારણવિવિધતા તે શી વસ્તુ છે અને કેવી રીતે પ્રત્યક્ષ થાય છે, એના મૂર્ત દાખલા લેખે હવે હું આ ચર્ચાની સમાપ્તિમાં કોઠો આપું છું તેમાં આ કૃતિની ૮૯ પંક્તિઓમાંથી ૧૬નું બંધારણ, ઉપલી પરિભાષાની મદદ લઈને, ચોકખું દર્શાવું છું. સામાન્ય વાચક પણ એ કોઠો સમજવા અને ઘટાવવા તસ્દી લેશે તો તે ચીલે વધીને બીજી ગમે તે પંક્તિનું બંધારણ પોતાની મેળે તે બેસાડી શકશે. અંગ્રેજી પિંગળશાસ્ત્રના અભ્યાસમાં જેને 'સ્કેન્શન' કહે છે, તે આપણી કવિતામાં આ સ્વરૂપ ધારણ કરે છે.

સમઝેર થવા ન પામે માટે ઉમેરવું પ્રાપ્ત થાય છે કે આ છંદનું બંધારણ લય-વૈવિધ્ય માટે સારો અવકાશ આપતું હોય, તથાપિ ગભીર ગૌરવવાળા ઉચ્ચ ઉદાત્ત અને ભવ્ય અથવા બીજી બાજુ સુકુમારતા નાજુકતા આદિ આવશ્યક એવા વિષયો માટે તે મુક્ત પૃથ્વી અથવા આપણા હરિણી માલિની જેવા ગેય છંદો જેટલી યોગ્યતાવાળો ના પણ નીવડે. આ કૃતિનો વિષય છે વર્ણનપ્રધાન; અને માત્ર ૮૯ લીટીની કૃતિ છે. છંદની શક્તિ તેમ મર્યાદાઓ આવા પ્હેલા જ પ્રયોગ ઉપરથી થોડાં જ જાણી શકાય.

આ—ટિપ્પણ વિભાગ રજો

૪ અસમ યુદ્ધ : બ્રિટિશ લશ્કરો પાસે પૂરતો ઍન્ટિઍરક્રાફ્ટ (?) ઍરક્રૅફ્ટ આદિ સરંજામ વિગ્રહારંભે હતો જ નહીં.

૧૨ ખેચરી : એરોપ્લેન. ૨૨ ડંખ : વીંછીની જુંદડી ઊંચી થઈને ઉંધા ઉપરનો ડંખ નીચે આવતી ગતિવાળા ધાએ મારે છે. ખેચરીના બૉમ્બ ઉપરથી નીચે પડે છે. એક આગ લગાડે છે. બીજાથી "લાહ્ય" બળે છે. લશ્કર આખું તે વીંછી, બે બાજુથી ઘેરી વળતી ટુકડીઓ તે 'પિન્સર્સ' વીંછીના આગલા આંકડા; માથે ખેચરીથી બૉમ્બમાર તે વીંછીના ડંખનો માર. ૨૫ પૃથા : વિશાળ (જૂનું વિશેષણ) ૩૦ હેવે હેવે. ૩૨ કમ્યુનિસ્ટો સામ્યવાદી (સમાનતા વધારે ચોકખા રૂપમાં સ્થપાવી જોઈએ, સમાનતાવાળા સમાજબંધારણના હિમાયતી) અને એકબીજાને "કૉમરેડ" (નિત્ય કામકાજમાં સાથી) કહેનારા, માટે "સામ્યના હે કૉમ્રેડો." ૩૬ કરેવા : કરવાનું જૂનું વધારે ભારયુક્ત રૂપ. ૪૩ ઝંઝાગ્ની : અત્યંત ઝાંપી. ૪૮ સર્વેશ્વર ૫૦ સેંધું : સેઈશું. ૫૬ પુરા : પુરાણું (વિશેષણ) અથવા 'પ્હેલાં' (અવ્યય). ૫૯ હાવી (અને ઉપર આવી ગયેલ) હાવા (૫૫) હેવિ (૯)—ન. ભો. દી.ની જોડણી, અહીં વધારે ભાર દેવાને. ૭૭ ખેચરી : અહીં બૉમ્બનું વિશેષણ.

મુંબઈ, એપ્રિલ ૧૯૪૩.




**કર્ણાવતી:**—લેખક : ધૂમકેતુ. પ્રાપ્તિસ્થાન : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પૃષ્ઠ સંખ્યા : ૪૦૩. કિંમત રૂપિયા સાડાત્રણ.

'ચૌલાદેવી' અને 'રાજસંન્યાસી'ના અનુસંધાનમાં શ્રી ધૂમકેતુએ આ ત્રીજી નવલકથા લખી છે. દામોદર મહેતા અવંતીનું સાચું સામર્થ્ય સમજવા ભોજરાજ પાસે પાટણના સંધિવિગ્રાહક તરીકે જાય છે. અને ત્યાં રહી ચેદી, કર્ણાટ, વાગડ, નડૂલ વગેરે રાજ્યો સાથેના માળવાના સંબંધોનો તાગ મેળવી પાટણના વિજય માટે માર્ગ તૈયાર કરે છે. માળવાના સેનાપતિ કુલચંદ્રની સાથેનું મંત્રી દામોદરનું સંઘર્ષણ, કુલચંદ્રે કરેલી પાટણની લૂંટ અને પાછા વળતાં મહીનાં કોતરોમાં માલવી સેનાપતિનું મૃત્યુ—વગેરે બનાવો આ નવલકથામાં વિશેષ રસપ્રદ છે. દામોદરની કાર્યકુશલતાથી અવંતિનો પરાજય થાય છે અને ચેદિરાજ કર્ણદેવને મહેતાની શરતો કબૂલ કરવી પડે છે, તેમાં કહેવું જોઈએ કે લેખકે દામોદરની કુશાગ્રબુદ્ધિનું નિરૂપણ સારી રીતે કર્યું છે, પણ ભોજરાજ કે કર્ણદેવને આટલા ભોળા આલેખ્યા ન હોત તો વાર્તા પર વિશેષ શ્રદ્ધા બેસત. કાર્તિક સ્વામી, સાન્તૂ અને કુલચંદ્રના પાત્રનો વિકાસ સરસ રીતે થાય છે. બે નવાં પાત્રો આ કથામાં યાદ રહી જાય તેવાં છે, એક તો મહત્વાણાનો પુત્ર હરપાળ અને બીજો બેટકપથી પકડેલ અર્જુનદેવ. પંડિતપુત્રી સરસ્વતી તેના વિદ્યા અને સંસ્કારના પ્રેમથી મંજરીની યાદ આપી જાય છે. જુદાં જુદાં રાજ્યોની રાજકારણી ચર્ચા, ગુપ્તચરોની રહસ્યજાળ, છૂપા વેશે ફરતા મુત્સદ્દીઓ, અટપટી રાજરમતો વગેરે જે ઐતિહાસિક નવલકથામાં રસ જમાવવા માટે સુલભ સામગ્રી છે તેનો લેખકે છૂટે હાથે ઉપયોગ કર્યો છે. તેથી રસ જામે છે પણ મુશ્કેલી એ છે કે એ રસ પહેલીવારના વાચન પછી ટકી રહેતો નથી. અને દામોદર મહેતાનું પાત્ર—આ ત્રીજી નવલકથામાં પણ લેખક તેની મહત્તા વર્ણવે છે, એને સર્વ યોજનામાં સંપૂર્ણ રીતે સફળ થતા દર્શાવે છે, છતાં તેની મહત્તાની વાંચનારને બહુ પ્રતીતિ થતી નથી. નગરી કર્ણાવતી, જે પરથી આ નવલકથાનું નામ નક્કી થયું છે, તેનો તો છેલ્લા પ્રકરણમાં માત્ર ઉલ્લેખ આવે છે. વાચકોને તેથી જરા નવાઈ લાગે. પણ શું થાય? વાર્તા લખ્યા પહેલાં નામની જાહેરાત કરી દીધેલી એટલે કદાચ લેખક તે ફેરવી શક્યા નહિ હોય. નહિતર આખી વાર્તા લખી શકે તે નવું નામ શોધી ન શકે એવું થોડું જ છે?

**મનુષ્યની સર્વાંગીણ કેળવણી:**—પ્રકાશક : નવજીવન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય ચાર આના.

આચાર્ય શ્રી એલ. પી. જેક્સના 'ધિ એજ્યુકેશન ઓફ ધિ હોલ મેન' નામના પુસ્તકનો આ અનુવાદ શ્રી ગોપાલદાસ જીવાભાઈ પટેલે તૈયાર કર્યો છે અને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી તેનું પ્રકાશન થયું છે. લેખક કેળવણીને સંસ્કૃતિના પાયાનો ઉદ્યોગ કહે છે. માત્ર શરીર કે બુદ્ધિનો વિકાસ અમુક વરસ સુધી કરીને અટકી જાય તેવી કેળવણી-પ્રણાલિકાથી તેમને સંતોષ નથી. કેળવણી એ તો જીવનભર સતત ચાલુ રહેતી વસ્તુ હોવી

જોઈએ. માત્ર પુસ્તકિયા ધંધાદારી કેળવણી માણસનો એકમાર્ગી વિકાસ કરે. સર્જન કે ઉત્પાદનના કોઈ કામ દ્વારા જે આનંદ મળે અને તેને અંગે, માનવનો જે સર્વાંગી વિકાસ થાય તે કેળવણીનો આદર્શ હોવો જોઈએ. આવી માણસને ઉત્તમતા તરફ લઈ જનારી કેળવણી આખી જનતાના સહકારથી જ યોજી શકાય. ચારિત્ર, બુદ્ધિ અને શરીરના વિકાસ માટે જુદી જુદી પદ્ધતિથી નહિ પણ પરસ્પર સંકળાયેલી એવી કોઈ સમગ્ર રીતે જ સંપૂર્ણ મનુષ્ય કેળવી શકાય. મન અને શરીરના સહશિક્ષણ પર આચાર્ય જેક્સ ભાર મૂકે છે. આ પુસ્તકમાં 'કેળવણી અને કાર્યવિજ્ઞાન,' 'પ્રૌઢ શિક્ષણ,' 'કેળવણી અને લોકશાહી' વગેરે જે વિષયો તેમણે ચર્ચ્યા છે તે પરથી પણ તેમની કેળવણી પ્રત્યેની અભિનવ દૃષ્ટિનો પરિચય મળે છે. કેળવણી માટે શ્રી જેક્સ પાસે એક સ્વતંત્ર દર્શન છે અને જીવનસ્પર્શી કેળવણીમાં રસ લેતા દરેક ભાઈબહેનને તેનો પરિચય વિચારપ્રેરક નીવડે તેમ છે. 'સર્વોદયની જીવનકલા' પછી આચાર્ય જેક્સનું આ બીજું પુસ્તક ગુજરાતીમાં ઉતારીને ગોપાલદાસભાઈએ ઉપયોગી કાર્ય કર્યું છે. શ્રી મશરૂવાળાએ એની પ્રસ્તાવના લખી છે.

રાતરાણુરશ્મિઃ—લેખક : શ્રી સ્વપ્નસ્થ. પ્રાપ્તિસ્થાન : એન. એમ. ત્રિપાઠીની કું., મુંબઈ. મૂલ્ય દોઢ રૂપિયો.

'અચલા', 'માયા', 'અર્જુનની માધુરી' વગેરે કૃતિઓથી જાણીતા થયેલા શ્રી સ્વપ્નસ્થનો આ નવો કાવ્યસંગ્રહ છે. તેમાંનાં ઘણાંખરાં કાવ્યો ગેય ઢાળોમાં લખાયેલાં છે: કવિતા જનતાની નિકટ જઈ શકે તેવી સરલ પણ પ્રાણવાન તેની ભાષા છે. કવિની વિચારસરણી પર સામ્યવાદની અસર છે. પીડિત માનવતા માટે માત્ર અનુકંપા જ નહિ, પણ તેમનાં દર્દો પોતે અનુભવી શકે એવું તાદાત્મ્ય આ કવિએ સાધ્યું છે.

અમે સંસારપેલાં રે!

અમારાં સુખદુઃખો ને મમતામાયા આંહિ સમાયા રે—અમે૦

એમ ગાનારા આ કવિને " આંહિની મ્હોબત, આંહિની સોબત " ખૂબ વહાલી છે. 'મારગમાં' એ ગીતમાં કવિ ગાય છે કે " સૌ સંગાથે મેં ય હજીમળી વિષને અમરત પીધું." જીવનનાં સુખદુઃખ અનુભવતાં માનવી માટે ગંભીર પ્રેમ હૃદયમાં જાગ્યો—

" દોસ્ત મળ્યા, દુશ્મન મળ્યા કૈં આજ બધા એક લાગે;

...કોઈને કાજે કોપ મને નૈં મમતા આ શી જાગે? હે મારગડાં પ્યારા "

હૃદયમાં આટલી મમતા ભરી છે તેથી તો કવિ જગતમાં અન્યાય જોઈ અકળાઈ ઊઠે છે. 'ગાઈ ઊઠો જગ-નાયકો!'માં એ સાદ પાડે છે કે 'હે કવિઓ! અત્યારે મૂંગા કેમ રહેવાય!

" રે હજી ય તમે હૃદયના ધર્મીઓ!
આ પ્રેમ- માનવતા તણો
શો વિશ્વ પરાજય રે સદા!"

ઇન્સાનની મહેનતને બિરદાવનાર આ કવિ જુએ છે કે જગતમાં તો વિષમતાનો પાર નથી. માર્કસ'નો વર્ગવિગ્રહનો સિદ્ધાંત એ કેવી સહેલાઈથી રજુ કરે છે!—જગતની આર્થિક વ્યવસ્થા એવી છે કે-" એથી મોટા મોટા થાય, નાના નાના રે'તા જાય." એથી યે ભયંકર વાત એ છે કે સારાંની સારપ નિષ્ફળ જાય છે, યાવનની બધી મહેનત નકામી જાય છે (ભાવરપંદ). 'રાત'માં કવિનું મન પૂછે છે, " જીવન કયાં! શાંતિ કયાં!" અને જવાબ મળે છે: "ઘોર અન્યાય આ, ઘોર અન્યાય આ." વસમો પ્રશ્ન મનમાં જાગે છે:

"હો ગોઝારા માશ,
લાખ આયખે નરકને પણ સ્વર્ગ ન કેમ કરાય?
સ્વર્ગ જેવી આ ધરતી ઉપર નર્ક ભર્યાં કાં ભાઈ?"

મનુષ્ય હારે, દાનવ જીતે, એ કેમ સહેવાય! 'મનડું વિચારે' એ વેધક કાવ્યમાં કવિ પૂછે છે:

"મનડું વિચારે, કોણું મનડું વિચારે:
કચરા કૂવાના ખાતર પેતાને જોયે જ્યારે,
ફૂલનાં ખાતર કાં જોયે માનવ સંસારે?"

–વિષમતાના દર્શનથી કવિને નિરાશા નથી થતી. એનામાં ગજબ તાકાત ભરી છે. આવી દારુણ વેદના વચ્ચેથી પણ નવા જગતનો જન્મ થઈ શકશે તેવો તેને વિશ્વાસ છે. તેથી 'આ પરાધીનતા, દૈન્ય, કંગાલિયત' અનુભવતા દેશને રાજી કરવા, અન્યાયનો પ્રતિકાર કરવા, આ મોતમીઠી ઉદાસીનતા છોડવા સાદ પાડે છે. આજે ગાજતી પ્રલયની આંધીને એ પિછાને છે પણ તેની નજર તો દૂરની ઉષા પર મંડાઈ છે:

"આ એક એક ડગલે પાસે મુકામ આવે,
એ એક ભાન કેવાં, પ્રભ અંતરે જગાવે!

એ માનવીની આશા! એ મુક્તિની પિપાસા!
પ્રલયોની પાર જેનાં નયનો, ઉષાઓ પાવે!"

વાસ્તવિક સૃષ્ટિને હિંમતથી નિહાળતા આ કવિએ ધરતીનો પ્રેમ ગાયો છે. નવાં જ સંવેદનો આલેખતાં શ્રી સ્વપ્નસ્થનાં આ કાવ્યોમાં જીવનની ધબક અનુભવાય છે. સમયનું મંથન એમની કવિતામાં પ્રત્યક્ષ પામ્યું છે. કલેશ અને વિસંવાદભર્યા આ જગતમાં સૌંદર્ય અને આનંદ નથી એમ નથી. એના અનુભવથી કવિનો પ્રાણ કેવી પ્રફુલ્લતા અનુભવે છે તેની 'જેટલી વાર', 'શરદ રાત', 'તારી વિના', 'બહેનને' વગેરે ગીતો સાક્ષી પૂરે છે. શ્રી સ્વપ્નસ્થે નવા જ વિષયો તથા નવા ભાવોને લોકપ્રિય થાય તેવા સરલ ઢાળોમાં ગાયા છે. હૃદયની સચ્ચાઈ—જેની સાચી કવિતામાં પ્રથમ પહેલી જરૂર—તે આ કાવ્યોમાં ભારોભાર ભરી છે. વક્તવ્યની અરૂઢ નિખાલસતા આ કાવ્યોને તાજગી આપે છે. 'રાજસુ-ધ્યા'ને આવકારતાં આનંદ થાય છે.

નાથાલાલ દવે

---

## નવયુગ પુસ્તક ભંડારનાં ૫૧ સર્વોત્તમ . . . પ્રકાશનો

[ ૨૬ : નવલકથાઓ. ૧૨. નવલિકાઓ : ૭ જાતીય વિજ્ઞાન : બાકી પરચુરણ ]

નવલકથાઓ

| | | |
|---|---|---|
| કોરી કિતાબ | ગુણવંતરાય આચાર્ય | ૧–૮ |
| ભસ્માંગના | ,, ,, | ૨–૦ |
| નિવેદિતા | ,, ,, | ૩–૮ |
| કોણ ગુનેગાર | ,, ,, | ૧–૦ |
| વિરાટનો ઝભ્ભો | ,, ,, | ૧–૦ |
| વિકાસ | ચુનીલાલ વ. શાહ | ૩–૦ |
| નયનાં | રસિકલાલ જોશી | ૩–૦ |
| ક્રાંતિની ઝાલરી | 'બાજીગર' | ૩–૦ |
| સંહાર | અબુબખાન પ્વાલ | ૨–૦ |
| લગ્નધર્મ કે કરાર | ભોગીન્દ્રરાવ દિવેટીયા | ૧–૮ |
| વિભંગ કલા | દુર્ગેશ શુકલ | ૧–૮ |
| તાત્યારાવનું તાવીજ | સ. વિશુ | ૧–૮ |
| મારા વિના નહિ ચાલે | ધનવંત ઓઝા | ૧–૦ |
| પ્રથમ આષાઢ | નિરૂ દેસાઈ- | ૨–૮ |
| નંદિતા | સુરેશ ગાંધી | ૧–૮ |
| ગામેતણી | ચીમનલાલ સુતાર | ૨–૦ |
| હાસ્યવિલાસ | 'મસ્તફકીર' | ૩–૦ |
| સીમંતિની | મહાશંકર ઈ દવે | ૧–૦ |
| ધૂપદીપ | હીરાલાલ લ. શાહ | ૦-૧૨ |
| નારી | સૌરિન્દ્રમોહન મુખોપાધ્યાય | ૨–૦ |
| નિરૂપમા | ,, ,, | ૨–૦ |
| ગૃહત્યાગ | ,, ,, | ૧–૦ |
| લાલ માટીનો રસ્તો | ,, | ૨–૮ |
| મુક્ત પંખી | ,, | ૨–૮ |
| વિમાતા | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ૨–૮ |
| મમતાં | ,, ,, | ૨–૦ |
| રૂપરાણી | ઈસાડોરા ડંકન | ૩–૦ |
| અદૃશ્ય માનવી | એચ. જી. વેલ્સ | ૩–૦ |
| રાજરાણી | બંકીમ બાબુ | ૨–૦ |
| ઉરદાહ | બાબુરાવ જોશી | ૨–૮ |
| વિજેતા | મોહનલાલ ધામી | ૧–૮ |
| પ્રિયતમા | ,, ,, | ૦-૧૨ |
| ત્રિભેટો | 'ધૂમકેતુ' | ૧–૮ |
| બિન્દુ | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ૧–૪ |
| ગૃહલક્ષ્મી | ,, ,, | ૧–૦ |

નવલિકાઓ

| | | |
|---|---|---|
| સોરઠી વિભૂતિઓ | મનુભાઈ જોધાણી | ૦-૧૪ |
| પદ્મિની | કૃષ્ણલાલ શ્રીધરાણી | ૧–૮ |
| મધુરજની | મૃદુલ | ૧–૮ |

-: જાતીય વિજ્ઞાન :-

| | | |
|---|---|---|
| પરણ્યા પછી ભાગ ૧-૨-૩ | ભાનુ પ્ર. દવે | ૬–૦ |
| પ્રેમોપચાર અને આસનો | ,, | ૨–૦ |
| સંતતિનો સર્જન પછી | મહાશંકર દવે | ૨–૮ |
| બ્રહ્મચર્યમીમાંસા | જટાશંકર નાંદિ. | ૩–૮ |
| પરણ્યા પહેલા | મોહનલાલ ધામી | ૨–૦ |

નિબંધ- ઇતિહાસ- રાસ-:

| | | |
|---|---|---|
| એબીસીનીયા પર ઓથાર | ચંદ્ર ભટ્ટ | ૨–૦ |
| ગૃહનીતિ | મહાશંકર ઈ. દવે | ૧–૪ |
| જીવનચક્ર | 'ધૂમકેતુ' | ૧–૪ |
| રાષ્ટ્રિય ઉદ્યોગ | મો. સુ. ધામી | ૧–૮ |
| રસિયણના રાસ | રાસસંગ્રહ | ૧–૦ |

તૈયાર થાય છે સ્વ તં ત્ર ભા ર ત ડુંગરશી ધરમશી સંપટ કૃત

બુકસેલર્સ પબ્લીશર્સ **નવયુગ પુસ્તક ભંડાર** રાજકોટ [ કાઠિયાવાડ ]

સી. શાંતિલાલની કું. — પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.
નેશનલ બુક ડીપો — રતનપોળ ઓઝ પાસે, અમદાવાદ.
પુસ્તકાલય સ.સ. મંડળ — રાવપુરા : વડોદરા.


અજીતની
સુંદર અને ટકાઉ
વોયલ, ફોસલીન
અને પોપલીન
હંમેશા તેઓ પસંદ
કરે છે.
AJIT
AJIT MILLS

## અનુક્રમણિકા

પુસ્તક ૩૭ કારતક-માગશર : ૨૦૦૦ અંક ૧-૨








લવાજમ : હિંદમાં રૂ. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭-૮-૦; છૂટક નકલ ૧-૦-૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૪-૧૦-૪૩

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૭ | કારતક–માગશર : ૨૦૦૦ | અંક ૧–૨

## કવિધર્મ

ઉમાશંકર જોષી

કરી પ્રલય ભૂમિકંપ ભયદાનવી ખેલતો
સ્થલે જલ જલે સ્થલી રચત જે પ્રદેશે ઘુમ્યો,
નહીં શું સ્ફુરશે વસંત તહીં વેલીશું ગેલતો
થયે સમય દક્ષિણ પ્રમદ દિગ્વધૂથી ચુમ્યો?

કુટુંબ અથવા વડું સભર ભાઈભાંડુ ભર્યું
વિંખાય સહસા પડ્યે અશનિ, થાય ઉદ્ધસ્તશું;
કુંવારિ કુલવેલ,—યૌવન રગેરગે પાંગર્યું
ક્ષણાર્ધ પણ થંભશે? ઉછળશે ન એ મસ્ત શું?

કદીક જનલોક તે ય કવિ! ખૂબ માઝા તજી
ચગે કલહ તાંડવે, વિવશ આત્મઘાતે મચે;
દબાવ ઉર ઊભરા જરી થતું ન, વીણા સજી
પદો મનુ ઉરોર્મિનાં અમૃત સારવ્યાં છો રચે.

વસંતરસ યૌવનપ્રસર જેમ, રૂંધ્યે બની
મહા જનવિમર્દમાં ય કવિશબ્દ સંજીવની.

શરત્પૂર્ણિમા ૧૯૯૯

☆

બે જણું વહેલા જાગ્યા હોય કે બધા જાગ્યા હોય, પ્રાર્થના થઈ રહે ત્યાં સુધી કોઇ પણ આશ્રમવાસીએ એકબીજાની સાથે વાત ન કરવી જોઈએ, દાતણ લેવાં દેવાં, સંડાસ કે સ્નાનગૃહ કોઈને બતાવવું, કે બીજા જે કંઈ જરૂરી વહેવાર કરવા પડે તે મૂંગે મોઢે કરવા જોઈએ. મતલબ એ કે પ્રાતઃકાળમાં ઊઠીને આત્મચિંતન અને પ્રાર્થના એ આશ્રમવાસીનો પ્રથમ વહેવાર હોય, અને એ પૂરો થાય તે દરમ્યાન કુદરતી કે જરૂરી જે કંઈ વહેવાર કરવા પડે તે બધા આત્મચિંતન કરી રહેલ વ્યક્તિ મૂંગે મોઢે માત્ર શરીરથી કર્યે જાય અને મન આત્મચિંતનમાં લીન હોય, એ રીતે થવા જોઈએ.

આ વિચારસરણી અનુસાર પ્રાર્થના થઈ રહેતાં સુધી બીજા કોઈ પણ દુન્યવી વહેવારને સારુ અવકાશ નથી રહેતો.

આશ્રમવાસીઓમાં વહેલા ઊઠીને (પ્રાર્થના પહેલાં) વાંચવું લખવું ઇ૰ વહેવાર જેને કરવા હોય તે સંચાલક કે મંત્રીની પરવાનગીથી તેમ કરી શકે, પણ બનતા લગી તેણે તે બધું આશ્રમના મુખ્ય મકાનથી દૂર બીજા મકાનમાં અગર તો મકાનના એવા જ કોઈ ભાગમાં કરવું જોઈએ. સામાન્ય નિયમ તરીકે ખાસ પ્રયોજન સિવાય સવારે ૪-૪૦* વાગ્યાથી વહેલા ઊઠીને કોઈ આશ્રમવાસીએ વાંચવા લખવાના વ્યવસાયમાં રોકાવું એ ઉત્તેજનને પાત્ર ન ગણાવું જોઈએ.

## સવારની પ્રાર્થના

૪-૪૦ વાગે પ્રાર્થનાનો પ્રથમ ઘંટ વાગે ત્યારથી ૪-૫૫ વાગે બે ટકોરા વાગે ત્યાં સુધીમાં દરેક આશ્રમવાસીએ બિછાનાનો ત્યાગ કરી બિછાનું વ્યવસ્થિતપણે બાંધી સંકેલી, ખાટલો ( હોય તો ) ઉપાડી મૂકી, નીમેલે ઠેકાણે મૂકી દેવાં જોઈએ, પછી મુખમાર્જન અને બને તો શૌચ આટોપી લઈ પ્રાર્થનાને સારુ તૈયાર થઈ જવું જોઈએ.

પ્રાર્થનાની જગાએ, સામાન્ય રીતે પાંચના ટકોરા ઘડિયાળમાં પડે તે અગાઉ બે મિનિટથી વધુ વહેલા ન આવવું જોઈએ. જેણે પોતાના પ્રાતર્વિધિ વહેલા આટોપી લીધા હોય, તેમણે પ્રાર્થનાને સ્થાને પોતાના આસન પર વહેલા આવી ટટાર બેસી આંખો મીંચી ઈશ્વરચિંતન—આત્મચિંતન—કરવું અને ટકોરા પડે ને પ્રાર્થના શરૂ થાય ત્યાં સુધી મૌનપણે સાવ શાંત બેસી રહેવું જોઈએ.

પ્રાર્થનાની જગાએ પ્રાર્થના શરૂ થાય તે અગાઉ અગર તો પ્રાર્થના ચાલુ હોય તે દરમ્યાન બગાસાં ખાવાં, આળસ મરડવી, છીંકો કે ઉધરસ ખાવી, ઝોલાં ખાવાં, ઇ૰ ન કરવું જોઈએ. જો બગાસાં છીંક વગેરે આવે જ તો તે મોંઆડે હાથ કે લૂગડું રાખીને એટલી બધી ચૂપકીદીપૂર્વક કરવાં જોઈએ કે જોડે બેઠેલા સાથીને પણ તેની ખબર કે જાણ થવા પામે નહિ. ઝોલાં આવે તેણે બોલ્યા વિના પોતાને સ્થાને જ ઊભા થઈ જવું ને ઊભા રહેવું.

* અહીં હાલ લડાઈ અંગે ઠરેલો અગર જૂનો થયેલો સ્ટાન્ડર્ડ કે એવો કાંઈ ટાઇમ નહિ પણ દરેક પ્રાંતનો સ્થાનિક ટાઇમ અભિપ્રેત છે. એવો સ્થાનિક ૪ વાગ્યાનો સમય દરેક જમાને જૂના ધર્મગ્રન્થોમાં કહેલો 'બ્રાહ્મમુહૂર્ત'નો સમય ગણાય.

પ્રાર્થના દરમ્યાન દરેક જણે પોતાના આસન પર પલાંઠી વાળીને અને ડોક પીઠ સીધી સીધીએ રાખીને ટટાર બેસવું જોઈએ. વચમાં આસન બદલવું કે ઊંચાનીચા થવું ન જોઈએ.

પ્રાર્થના બરાબર પાંચના ટકોરા પડે તે સાથે જ શરૂ કરવી જોઈએ. પ્રાર્થના શરૂ થતા પહેલાં પ્રાર્થનામાં ભાગ લેનાર એકેએક આશ્રમવાસીએ પોતાને સ્થાને બેસી જવું જોઈએ. મોડા પડનારે અંદર આવીને ન બેસતાં પ્રાર્થનાસ્થાનની બહાર એક કોરાણે ઊભા રહેવું જોઈએ, અને ઊભાં ઊભાં જ પ્રાર્થના પૂરી થાય ત્યાં સુધી તેમાં ભાગ લેવો જોઈએ.

પ્રાર્થના ચલાવનાર વ્યક્તિએ વચલા આસન પર બેસવું અને બાકીના સૌએ તેની ડાબીજમણી બાજુએ સીધી હારોમાં અથવા સામે મોંએ આડી કતારોમાં બેસવું. દરેક જણે દર્ભ, ઊન, ખાદી કે એવા જ કશા આસન પર બેસવું. લીલા ઘાસથી ઉગેલી જમીન સિવાય બીજે ઉઘાડી જમીન ઉપર કોઈએ બેસવું ન જોઈએ.

પ્રાર્થનામાં બેસવામાં મોટાનાના, ઊંચનીચ, આગળપાછળ, એવો કોઈ પણ જાતનો ભેદ કોઈએ માનવો નહિ. નાનાં બાળકો પ્રાર્થનામાં નિયમિતપણે બેસે, ધાંધલ ગરબડ કરે નહિ, પણ ધીમેધીમે ધૂન, ભજન, પ્રાર્થનાના શબ્દો વગેરે સૌ જોડે બોલતાં શીખે એવી ટેવ પાડવી. બચ્ચાં હોય તે જો પ્રાર્થના દરમ્યાન રડવા લાગે તો તેની માતાએ તત્ક્ષણે ઊઠી જઈ એમને લઈને અવાજ ન આવે એટલે છેટે આશ્રમના બીજા ભાગમાં ચાલ્યા જવું જોઈએ.

સવારની પ્રાર્થનામાં બોલવામાં આવનારું ભજન, ધૂન, ગીતાપાઠનો અધ્યાય, તથા એમાંનું દરેક ચલાવનાર વ્યક્તિ, એ બધું આગલી સાંજની પ્રાર્થના પૂરી થયા બાદ ગૃહપતિએ જાહેર કરવાનો નિયમ રાખવો, અને જે ભજન, ધૂન, ગીતાધ્યાય વગેરે બોલવાનું હોય તે ચલાવનાર વ્યક્તિઓ ઉપરાંત પ્રાર્થનામાં ભાગ લેનાર દરેક વ્યક્તિએ બને તો તે જોઈ વાંચી કે મોઢે કરી રાખવું જોઈએ. અને સવારમાં જાગે ત્યારથી પ્રાર્થના શરૂ થાય ત્યાં સુધી બીજું આત્મચિંતન કે ઈશ્વરસ્મરણ કરવામાં ચિત્ત એકાગ્ર ન થઈ શકતું હોય તેમણે એ ભજન, ધૂન કે ગીતાધ્યાયના શ્લોક કે તેમાં આવતા વિષયનું ચિંતન અગર તો રટણ કરવામાં મનને રોકવા પ્રયત્ન કરવો જોઈએ.

પ્રાર્થના શરૂ થતાં પ્રાર્થના ચલાવનાર વ્યક્તિ બોલે તેની પાછળ અગર સાથે જેવો ક્રમ નક્કી થયેલો હોય તે મુજબ શ્લોક, ભજન, ધૂન વગેરે સૌએ બોલવાં જોઈએ. બોલાવનાર વ્યક્તિના અવાજ કરતાં પાછળ કે સાથે બોલનાર કોઈ વ્યક્તિનો અવાજ વધારે ઊંચો જવો ન જોઈએ. એટલે કે સમુદ્રના ઘેરા ગંભીર ઘોષ વચ્ચે બોલાવનાર એક જ વ્યક્તિનો અવાજ જુદો ઓળખી શકાય એમ સંભળાય, બીજા કોઈનો અવાજ જુદો પડીને ઓળખાય કે સંભળાય નહિ પણ સૌનો સામટો જ એક ધીરગંભીર ઘોષ પ્રાર્થનાસ્થાનમાંથી ઊઠે, એ પ્રમાણે પ્રાર્થના ચાલવી જોઈએ.

ભજન બોલાય તે નક્કી થયેલ વ્યક્તિ બોલે અને બીજા સૌ સાંભળે, ઝીલે નહિ—એવો નિયમ સામાન્યપણે રાખવો જોઈએ.

ભજન બોલાય ત્યાં બોલનાર શુદ્ધ ઉચ્ચારપૂર્વક અને બને ત્યાં સુધી સંગીતશુદ્ધ હોય પણ ઉસ્તાદી રીત અખત્યાર ન કરતાં શાંત જયભવાદની જેમ ગાય, બીજા સૌ શાંત

ગંભીર વાતાવરણ વચ્ચે તે સાંભળે, અને તેમાં રહેલું ઉદ્‌બોધન કે આત્મચિંતન અંતરમાં ઊંડું ઊતરી જાય, એ પ્રમાણે થવું જોઈએ. જ્યાં ઝીલવાનું કે પાછળ બોલવાનું હોય ત્યાં પણ બોલાવનારના કરતાં વધુ ઝડપે કોઈ ન ઝીલે, અગર તો ઝીલતાં કે બોલતાં ગતિ વધારી ન મૂકે, એની દરેકે સંભાળ રાખવી જોઈએ. ગીતા શ્લોકો ૪૦ સૌ સાથે બોલવામાં પણ બોલાવનારના કરતાં પાછળ બોલનાર. કોઈએ વધુ ઝડપે બોલવું ન જોઈએ, તેમ બોલવા દરમ્યાન પણ પાઠની ગતિ વધારી ન મૂકવી જોઈએ.

પ્રાર્થનાનો છેલ્લો શ્લોક બોલાઈ રહે અને પ્રાર્થના પૂરી થાય તે પછી એકાદ મિનિટ શાંતિ જાળવી ઈશ્વરચિંતનમાં લીન થવું અને પ્રાર્થના ચલાવનાર વ્યક્તિ ઊઠે તે પછી પોતપોતાનું આસન વીંટી લઈ દરેકે ઊઠી જવું અને અવાજ કર્યા વિના વિખરાવું.

આ પ્રમાણે પ્રાર્થના સાંગોપાંગ પૂરી થયા બાદ આશ્રમનો રોજનો નિયત કાર્યક્રમ શરૂ થાય.

પ્રાતઃકાળની પ્રાર્થના આશ્રમની કલ્પના અનુસાર શુદ્ધ આધ્યાત્મિક વસ્તુ છે, એમાં સામાજિક સ્વરૂપનો અંશ નથી. તેથી આ સવારની પ્રાર્થનામાં એકબીજાએ હળવુંમળવું, અનુકરણ કરવું, વિવેકને ખાતર પોતે કે એકબીજાએ કશું કરવું, એક બીજાને કોઇ પણ જાતનો આગ્રહ કરવો, ઇ૦ને સારુ અવકાશ નથી.

## વિશેષતા—સર્વધર્મસમભાવ

આશ્રમની પ્રાર્થનામાં ધર્મોના ભેદ કે કોમી તત્ત્વ મુદ્દલ કલ્પ્યાં નથી: ગાંધીજીનો સર્વધર્મસમભાવ એ મુખ્ય માન્યો છે. તેથી પ્રાર્થનાનું વસ્તુ મુખ્યત્વે હિંદુ ધર્મગ્રંથોનું હોય છતાં હિંદુ ધર્મવિચાર કે દેવદેવીઓની ઉપાસના પ્રાર્થનામાં અભિપ્રેત નથી; પણ કેવળ અધ્યાત્મભાવે આત્મતત્ત્વ જોઈ જીવનું અનુસંધાન જ અભિપ્રેત છે. એટલે હિંદુ ગ્રંથવચન કે હિંદુ વિચારણાની ધૂન કે ભજન ઉચ્ચારતો છતો પ્રાર્થનામાં બેઠેલ આશ્રમવાસી એ અધ્યાત્મતત્ત્વને જ ચિંતવે છે, જે આદિકાળથી માનવમાત્રની અંતરખોજનો વિષય રહ્યું છે અને જે સંસારના તમામ મહાધર્મોના મૂળમાં પડેલું છે. આથી હિંદુ, ખ્રિસ્તી, મુસલમાન, જૈન, શીખ, આર્યસમાજ, પ્રાર્થનાસમાજ કોઈ પણ પ્રાર્થના, ભજન, ધૂન કે પ્રાર્થનાસરણી આશ્રમવાસીને અમાન્ય નથી. બલ્કે ચોક્કસ ઘડીએ ગમે તે સરણીને અનુસરતો છતો આશ્રમવાસી પોતાના જ ઇષ્ટ આરાધ્ય તત્ત્વનું ચિંતન, રટણ કે આત્મનિવેદન દ્વારા અનુસંધાન કરી રહ્યો છે, કે કરવા મથી રહ્યો છે, એવી એની ભાવના છે. તેથી જેમ એક જ કુટુંબનાં સગાં ભાઈબહેનો જુદાજુદા ધર્મ કે સંપ્રદાયની પદ્ધતિને અનુસરતાં હોય છતાં સાથે વસે, બેસે અને પ્રાર્થના કરે અને છતાં પોતપોતાના આરાધ્ય તત્ત્વને નિશદિન રટે, તેમ ખ્રિસ્તી, મુસલમાન, હિંદુ, શીખ, જૈન કે જુદાજુદા સંપ્રદાયના એક જ સ્થાનમાં કે જુદાજુદા વસતા આશ્રમવાસીઓ એકસાથે બેસી એક જ વખતે સામાન્ય પ્રાર્થના કરે, તેમાં ભલે કે પોતપોતાને રુચતાં ભજન, કીર્તન, પ્રાર્થના, ધૂન વગેરે બોલે કે ઝીલે-ઝિલાવે તેમાં કશો બાધ કે વિરોધ કલ્પ્યો નથી. બલ્કે આશ્રમવાસીને મન એ જ આશ્રમપ્રાર્થનાની વિશેષતા છે એમ મનાયું છે.

## સાયંકાળની પ્રાર્થના

સાયંકાળની પ્રાર્થનાની કલ્પના સવારની પ્રાર્થનાના કરતાં સહેજ નિરાળી માનવામાં આવી છે; જોકે એનું ધાર્મિક સ્વરૂપ તેનું તે જ કલ્પવામાં આવ્યા છતાં સાયંપ્રાર્થના નર્યાં આધ્યાત્મિક સ્વરૂપ કરતાં સામાજિક સ્વરૂપ વિશેષ રૂપે છે એમ કહી શકાય. આશ્રમવાસીઓ તેમને નાતે કે સંસ્થાને નાતે આવેલા મહેમાનો અગર તો કેવળ પ્રાર્થના વખતે જિજ્ઞાસાથી કે બીજી રીતે આવેલાં અને પ્રાર્થનામાં ભળવા માગનારાં આગંતુકો,– તમામ એક કુટુંબ છે અને એક જગાએ બેસી પ્રભુનામ લઈને દિનક્રમના આધિ-વ્યાધિ ત્રિવિધ તાપનો બોજો મન ઉપરથી ઘડીભર હળવો કરી રહ્યાં છે; આત્મનિરીક્ષણ કરીને અંતરશુદ્ધિની વાટ સાફ અને સરળ કરવા માગતા અને એકબીજાની હૂંફ મેળવીને એક કલ્યાણયાત્રાને પંથે આગળ વધવા માગતા યાત્રાળુઓનો સૌ મળીને એક સંઘ છીએ, અને એક બીજાને હાથ આપીને સન્માર્ગે વધવાના ઇચ્છુક અને ઉત્સુક છીએ, એવી ભાવના આ સાંજની પ્રાર્થનાની સંસ્થા પાછળ રહેલી છે. અથવા કહો કે એના વિકાસમાં આવાં તત્ત્વો અને ભાવનાઓ અનાયાસે ગૂંથાતાં જઈ આજે એનું આવું સ્વરૂપ બન્યું છે. વળી પ્રાર્થનાની મૂળ કલ્પના કે ભાવનાનાં તે પોષક હોવાથી સ્વાભાવિક ક્રમે તે તેમાં સમાતાં ગયાં છે. આ રીતે આશ્રમોની સાયંપ્રાર્થના એ કલ્યાણવાંછુઓનો, સેવાભાવીઓનો અને સમાજસુધારકોનો એક સ્પૃહણીય અને આકર્ષક સામાજિક મેળો બની ગઈ છે.

આથી સાયંપ્રાર્થનામાં પ્રાર્થનાના આરંભ પહેલાં અથવા તો સમાપ્તિ પછી એકબીજા જોડે, મહેમાનો જોડે કે બહારથી આવેલાંઓ જોડે હળવાભળવા, વાતોચીતો કરવા, ઓળખાણપિછાન કરવા કરાવવાના ઇ૦ સામાજિક વ્યવહારોને સારુ અંતરાય નથી.

તે જ પ્રમાણે આશ્રમસંસ્થાઓમાં પ્રાર્થના પૂરી થયા બાદ દિવસ દરમ્યાન દરેકે કાંતેલ સૂતરના તારની નોંધ કરાવવી, આશ્રમના દિવસના કાર્યક્રમોને લગતી કે વળતા દિવસના કાર્યક્રમોને લગતી જાહેરાતો કરવી, નોંધો કે સૂચનાઓ આપવી, નિવેદનો કરવાં, ઇ૦ વ્યવહારોની આશ્રમવાસીઓને અગર આશ્રમના અધિકારીઓને છૂટ હોય છે. જોકે આશ્રમવાસીઓ, અતિથિઓ ઇ૦ સૌ કોઈને સારુ ૨૪ કલાકમાં સાયંપ્રાર્થનાનો આ કાર્યક્રમ એ એક જ અરસપરસ સમૂહપણે હળવાભળવાનો સમય અને પ્રસંગ હોવાથી આવા તમામ વહેવારો અદા કરવા કે આટોપવાને સારુ સાયંપ્રાર્થના પૂરી થયા પછીનો આ સમય સૌથી વધુ અનુકૂળ મનાયો છે.

દિવસનાં કામોની નોંધ, વળતા દિવસનાં કામોની વહેંચણી, યજ્ઞ અને બીજાં કાંતણ, હાજરી, ગેરહાજરી, માંદગી, ઇ૦ની નોંધ કરવાનો, તેમજ સંચાલક, ગૃહપતિ કે પ્રાર્થના ચલાવનારની પરવાનગીથી સૂચનાઓ અને જાહેરાતો કરવાનો, અને આશ્રમમાં રાત્રિનિવાસ કરનારાં નાનાંમોટાં તમામને સવારને સારુ કાંતણ વહેંચી આપવાનો શિરસ્તો સાયંપ્રાર્થના પછી આ જ સમયે ઘણાંખરાં આશ્રમોમાં હોય છે.

# હિન્દનો ખોરાકીનો પ્રશ્ન

પ્રો. જે. જે. અંજારિયા

" કાં ભૂખ ને ભોજન રહે વિખૂટાં ?
કાં બે ય સ્હેજે જ મળી શકે ના ? "

(ઉમાશંકર)

૧

આપણી પ્રજા અત્યંત ગરીબ છે, આપણી માથાદીઠ આવક બીજા દેશોની સરખામણીમાં ઘણી ઓછી છે, આપણા જૂના હુનરઉદ્યોગો નષ્ટ થયા છે, જે થોડા છે તે પણ ઘસાતા ચાલ્યા છે, નવા ઉદ્યોગોનો વિકાસ જોઈએ તેટલા પ્રમાણમાં થયો નથી, આપણી ખેતીમાંથી પૂરું વળતર મળતું નથી, વગેરે આપણા અર્થશાસ્ત્રની સામાન્ય વાતો તો બધા જાણે છે. આ વીસમી સદીમાં બીજા દેશોમાં વિજ્ઞાન અને ઉદ્યોગની મદદથી ગમે તેટલો વૈભવ સાધી શકાયો હોય, પણ આપણે ત્યાં આ ઉપરની વસ્તુસ્થિતિથી આપણે એટલા ટેવાઈ ગયા છીએ કે આપણને તેમાં કશું અસામાન્ય લાગતું નથી. ગરીબી તો જાણે આપણો જન્મસિદ્ધ હક છે ! છતાં આજથી ત્રણચાર વર્ષ પહેલાં કોઈએ એમ કહ્યું હોત કે આપણા આ ખેતીપ્રધાન અને ખાસ કરીને અનાજ પકવનારા દેશમાં અન્નને અભાવે માણસોએ ટળવળવું પડશે અને મરવું પણ પડશે તો આપણે તે કદી ન માનત. આધુનિક વિજ્ઞાનની મદદથી ભલે આપણે આપણું ઉત્પન્ન બમણું કે ચોગણું ન કરી શકીએ, પણ છેક ભૂખમરાની હદે પહોંચીએ એવું તો કોઈએ કલ્પ્યું નહિ હોય. ત્યારે, બંગાળમાં આજે જે કરુણ સ્થિતિ ઊભી થઈ છે તે કેમ થવા પામી ? બિજાપુરમાં વર્ષોવર્ષ દુકાળ શા માટે ? મલબાર તરફ અનાજની આટલી તંગી કેમ ? આપણને શીખવવામાં આવ્યું નથી કે રેલવે આવ્યા પછી હિંદમાં દુકાળ રહ્યો નથી, જે છે તે માત્ર પૈસાની તંગી છે ?

૨

આ વિષય પહેલાંના આંકડા તપાસીશું તો જણાશે કે છેલ્લા ત્રણેક દાયકાથી આ બાબતમાં આપણી પરિસ્થિતિ સર્વથા સંતોષકારક તો નહોતી જ. ૧૯૩૧થી ૧૯૪૧ દરમ્યાન, એટલે છેલ્લાં દસ વર્ષમાં, આપણી વસ્તીમાં ૧૫ ટકાનો વધારો થયો છે, જ્યારે ૧૯૨૯-૩૦થી ૧૯૩૯-૧૯૪૦ દરમ્યાન અનાજના વાવેતર નીચેની જમીનમાં ૧·૫ ટકા વધારો થયો છે અને અનાજના ઉત્પન્નમાં ૪ ટકાનો ઘટાડો થયો છે.

છેલ્લાં થોડાં વર્ષોમાં અનાજની આયાતનિકાસના આંકડા નીચે પ્રમાણે છે :

| | નિકાસ (હજાર ટનમાં) | આયાત |
|---|---|---|
| ૧૯૩૬-૩૭ | ૬૨૧ | ૧,૬૮૩ |
| ૧૯૩૭-૩૮ | ૮૭૮ | ૧,૩૩૬ |
| ૧૯૩૮-૩૯ | ૭૪૨ | ૧,૬૦૩ |

વળી જણાયું છે કે છેલ્લાં વર્ષો દરમ્યાન હલકા પ્રકારનાં એટલે ઓછાં સત્ત્વવાળાં અનાજનું ઉત્પન્ન વિશેષ વધ્યું છે, અને તેટલા પ્રમાણમાં પોષક ખોરાકની અછત વધી છે. એટલે એકંદરે આ વિગ્રહની શરૂઆત પહેલાં પણ આપણી વસ્તીની આવશ્યક જરૂરિયાતના પ્રમાણમાં અનાજનું ઉત્પન્ન વધ્યું ન હતું એ પુરવાર થાય છે. આનો અર્થ એમ નથી કે જો વસ્તીના વધારાની સાથે અનાજનું ઉત્પન્ન વધ્યું હોત તો ખોરાકીના પ્રશ્ન જેવું કશું જ ન હોત. આપણે ત્યાં જે ખોરાક સામાન્ય જનતાને મળે છે, જેને સામાન્ય જનતા ટેવાયેલી છે, તે આવશ્યક પોષક તત્ત્વોની દૃષ્ટિએ ઓછો જ છે, અને તેને પરિણામે આપણે ત્યાં અનેક વ્યાધિઓનું જોર રહે છે, મરણ-પ્રમાણ બીજા દેશો કરતાં ઘણું વધારે છે, અને પ્રજાનો સારો મોટો ભાગ શિથિલ, કમજોર અને નિરુત્સાહી જીવન જીવે છે. આપણા ખોરાકમાં પ્રોટીન અને વિટામિન ઓછાં છે, અને પ્રજા પ્રમાણમાં સસ્તા મળતા કાર્બોહાઈડ્રેટ પર શરીર નિભાવે છે વગેરે જાણીતું છે. પરિણામે, ઉપર કહ્યું તેમ, આપણું મરણપ્રમાણ વધારે, આયુષ્યમર્યાદા ટૂંકી, 'બાળમરણનું *પ્રમાણ કોઈ પણ સુધરેલા કહેવાતા દેશ માટે શરમભરેલું, અને પ્રજાનો મોટો ભાગ નર્યે* ભૂખમરાના દર્દોથી પીડાતો, એ સ્થિતિ ઘર કરી ગયેલી છે. આ બધું જોતાં કહી શકાય કે અત્યારનો આ ભૂખમરો કેવળ વિગ્રહને અંગે ઉપસ્થિત થયેલી આકસ્મિક મુશ્કેલીઓને જ આભારી નથી, પણ છેલ્લા બેત્રણ દશકાઓથી જે વસ્તુસ્થિતિ એક કે બીજી રીતે ઢંકી રહી હતી, તે માત્ર ઉત્કટ રૂપે હમણાં હમણાં બહાર આવી છે. જે પ્રજાનો મોટો ભાગ મુશ્કેલીથી પેટપૂરતું મેળવી શકતો હોય, તેના પર સહેજ પણ વિશેષ તંગી આવી પડે તો આવું થવા પામે એમાં નવાઈ નથી.

## ૩

વિગ્રહ પહેલાં આપણી ખોરાકવિષયક પરિસ્થિતિમાં જે ન્યૂનતા હતી તેમાં વિગ્રહે ઉમેરો કર્યો. હિંદુસ્તાનનું પોતાનું લશ્કર આજે ૨૦ લાખનું છે. લશ્કરમાં માથાદીઠ ખોરાકનું પ્રમાણ હંમેશાં વધારે હોય જ, એટલે આ લોકો વિગ્રહ પહેલાં જે ખાતા હતા તેના કરતાં હવે તેમની જરૂરિયાત વિશેષ થઈ. લશ્કરને માટે સંગ્રહ પણ જોઈએ. વળી, આજે આપણી ભૂમિ પર અંગ્રેજ અને અમેરિકન લશ્કરો પણ સારી સંખ્યામાં છે, તેમને પણ ખોરાક પૂરો પાડવાનો. એમ, થોડે થોડે પણ એકંદરે ઠીક પ્રમાણમાં દેશની જરૂરિયાતમાં વધારો થયો છે. બીજી બાજુથી, બ્રહ્મદેશ જાપાનના હાથમાં ગયું એટલે ત્યાંથી ચોખાની આયાત બંધ થઈ. રેલવે દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં માલ લઈ જવામાં અસમર્થ નીવડી, એટલે અનાજની તંગીમાં વધારો થયો. આ રીતે, જો બીજી કશી મુશ્કેલીઓ ન હોત, તો-પણ યુદ્ધ શરૂ થયા પછી આપણા અનાજના ઉત્પન્નમાં વધારો કરવાની જરૂર તો હતી જ. છતાં, આ મુશ્કેલીઓમાંથી અત્યારની કટોકટી ઊભી થવા પામે એમ ન જ કહી શકાય. કટોકટી ઊભી થવા પામે એમ ન જ કહી શકાય. બ્રહ્મદેશમાંથી ચોખાની આયાત બંધ થવાથી આપણી ચોખાની એકંદર ખપતમાં ૫ ટકા જેટલો અને બધાં અનાજની ખપતમાં ૨½ ટકા જેટલો ખાડો પડ્યો. લશ્કર માટે કેટલી જરૂરિયાત વધી, અને ઉત્તર આફ્રિકા તરફનાં રણક્ષેત્રો માટે આપણે ત્યાંથી કેટલા અનાજની નિકાસ થઈ તેના આંક

મળતા નથી, પણ આ બધી જ પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં દેશમાં એકંદર ૫ ટકાથી વધારેની તંગી નથી એમ સામાન્ય ગણતરી છે. છેલ્લાં એત્રણ વર્ષોમાં ઘઉં અને ચોખાની પેદાશમાં ફેરફારો થયા છે તે સમગ્ર ઉત્પન્નની નજરે મહત્ત્વના નથી, એમ નીચેના આંકડા પરથી જણાશેઃ

| | ઘઉંનું ઉત્પન્ન (ટન) | ચોખાનું ઉત્પન્ન (ટન) |
|---|---|---|
| ૧૯૩૮-૩૯ | ૯,૯૬૩,૦૦૦ | ૨૩,૯૬૨,૦૦૦ |
| ૧૯૩૯-૪૦. | ૧૦,૭૬૭,૦૦૦ | ૨૫,૭૩૪,૦૦૦ |
| ૧૯૪૦-૪૧ | ૧૦,૦૦૫,૦૦૦ | ૨૨,૧૯૧,૦૦૦ |
| ૧૯૪૧-૪૨ | ૧૦,૦૩૭,૦૦૦ | ૨૫,૩૫૧,૦૦૦ |
| ૧૯૪૨-૪૩ | ૧૦,૯૭૧,૦૦૦ | ૨૪,૫૩૩,૦૦૦ |

આ આંકડામાં થોડાઘણા ફેરફારો છે તે વિષે બહુ ઝીણવટમાં ઊતરવાની જરૂર નથી. હિંદમાં ખેતીને લગતા, અને ખાસ કરીને ખોરાકના ઉત્પન્નને લગતા જે આંકડા સરકાર બહાર પાડે છે તેમાં અનેક ત્રુટિઓ છે, અને તે બહુ વિશ્વસનીય નથી એમ સરકારી નિષ્ણાતોએ જાતે જ વારંવાર કહેલું છે. ખરું જોતાં, હિંદની વસતીના વધારાની સાથે ખોરાકના ઉત્પન્નમાં એકસરખો વધારો થતો રહ્યો છે કે નહિ, તે નક્કી કરવા માટે સપ્રમાણ આંકડા આપણે ત્યાં નથી; કારણ કે કેટલી જમીન અનાજનાં ખેડાણ નીચે છે, અને દરેક ખેતરની પેદાશ કેટલી એની દર વર્ષે જે ગણતરી થાય છે, તે અડસટ્ટા પરથી કરવામાં આવે છે. આ અડસટ્ટા ગામડાંના નાના અમલદારો કરે છે અને ઉપરી અમલદારોને મોકલે છે. સ્વાભાવિક છે કે આવા અડસટ્ટામાં ચોકસાઈનું માપ ઢીલું જ હોય. કેટલાંક દેશી રાજ્યો વિષે માહિતી મળતી જ નથી, તેમને એવી 'ઝીણી' બાબતોની ચિંતા કરવાની ફુરસદ જ ક્યાં છે? જે દેશમાં નાના નાના લાખો જમીનના ટુકડા પર અનાજની ઉત્પત્તિ થતી હોય, ત્યાં પ્રમાણભૂત આંકડા મેળવવા મુશ્કેલ તો છે જ. વળી, આપણા ખેડૂતો વેચાણ માટે નહિ પણ મુખ્યત્વે નિભાવ માટે ખેતી કરે છે, એટલે ઉત્પન્નનો થોડો જ ભાગ બજારમાં આવે છે. આ મુશ્કેલીમાં વધારો થાય છે અત્યારના આંકડા મેળવવાની સરકારની રીતથી. સરકારી તંત્ર વ્યવસ્થા જાળવવા માટે યોજાયેલું છે, મહેસૂલ ઉઘરાવવા માટે યોજાયેલું છે, શાસ્ત્રીય હકીકતો એકઠી કરવા માટે નહિ. આ બધું અહીં કહેવાનો ઉદ્દેશ એટલો જ કે આજે જ્યારે કટોકટીના સંજોગો ઊભા થયા છે, ત્યારે ચોક્કસ માહિતીને અભાવે સરકાર પોતે જ ભારે વિમાસણમાં પડી છે, અને જુદાજુદા પ્રાંતોની ઊપજ અને તેમની જરૂરિયાત વિષે નિર્ણય કરવાનું કાર્ય ભારે વિકટ થઈ પડ્યું છે.

૪

જે આંકડા મળે છે તે પ્રમાણે જો અનાજની તંગી ૫ ટકા જેટલી જ હોય, તો આજે આવી વિષમ સ્થિતિ કેમ? તેના પ્રત્યુત્તરમાં કહેવામાં આવે છે કે વાંક લોકોનો જ છે. તેઓ પુષ્કળ સંઘરો કરે છે, પોતાની જરૂરિયાત કરતાં વિશેષ અનાજ ભરી મૂકે છે, એટલે બધાને અનાજ પૂરું પડતું નથી. આ દલીલ તપાસવા જેવી છે. જ્યારે ૧૯૩૯ના સપ્ટેમ્બર પછી બજારના ભાવોમાં ઉછાળો આવ્યો ત્યારે સરકાર સમક્ષ પ્રશ્ન એ હતો કે ભાવનિયમનની યોજના કરવી કે કેમ? હા, ના, કરતાં ઠીક સમય નીકળી ગયો, અને

છેવટે ખોરાકના ભાવો પર અંકુશ મૂકવો એમ નક્કી કરવામાં આવ્યું. હિંદી સરકારે ઘઉં અને ખાંડનું નિયમન હાથમાં લીધું અને બીજી ખોરાકોની વસ્તુઓના ભાવો નક્કી કરવાનું કામ પ્રાંતિક સરકારોને સોંપાયું, આ ભાવનિયમનની નીતિમાં આજ સુધી જે અનેક ફેરફારો થયા છે તેની ચર્ચા અહીં નહિ કરીએ. દરેક પ્રાંતિક સરકારે પોતાની સમજ અને અનુકૂળતા પ્રમાણે ભાવનિયમનનું કામ હાથમાં લીધું. અને પરિણામે! જે માલ સોંઘોમોંઘો પણ મળતો હતો તે એકાએક ખુલ્લાં બજારોમાંથી અદૃશ્ય થઈ ગયો, છૂપી લેવડદેવડ (Black markets)નો દોર શરૂ થયો, અને તવંગર વર્ગ સિવાયનાને પોતાની આવશ્યક વસ્તુઓ મેળવવાની પણ મુશ્કેલી ઊભી થઈ. લોકોને સરકારી દુકાનો પાસે હારબંધ તપશ્ચર્યા કરવાનું પ્રાપ્ત થયું. માલનું વહેણ ફરી શરૂ કરવા સરકારે ભાવો વધાર્યા. લોકોને "વિશેષ ખોરાક ઉત્પન્ન કરો" એવો બોધ આપ્યો, અનાજ ન સંઘરવા સલાહ આપી, અને થોડા વખત તો એમ પણ વિચાર કર્યો કે ભાવનિયમન પડતું મૂકવું. દેખીતું છે કે આવા અચોક્કસ સંજોગોમાં જેમનાથી શક્ય હોય તેમણે સંઘરવાનો રસ્તો લીધો. સંઘરવાની વૃત્તિ (hoarding) અને ભાવનિયમનના અખતરાઓને સીધો સંબંધ છે એ ભુલાવું જોઈએ નહિ. ભાવનિયમનને નિષ્ફળ બનાવવા લોકો સંઘરતા નથી, પણ ભાવનિયમનની સફળતા વિષે સાશંક હોવાથી તે સંઘરવા દોરાય છે. વળી, કોણ સંઘરે છે અને સંઘરી શકે છે, તે પણ વિચારવું જોઈએ. સંઘરનારામાં પહેલો વર્ગ વેપારીઓનો. પણ એમનો શો દોષ? "બજાર તેજી હોય ત્યારે વેચવાની ઉતાવળ ન કરવી, અને મંદી હોય ત્યારે ખરીદવાની ઉતાવળ ન કરવી" એ મૂડીવાદી અર્થવ્યવસ્થાનો આરંભ આપણે જ એમને શીખવ્યો છે. નૈતિક દૃષ્ટિએ એમની શી ફરજ છે તેની વાત અહીં નથી, પણ વ્યાવહારિક દૃષ્ટિએ એમનું વર્તન નિન્દ્ય નહિ કહી શકાય. વળી, વેપારીઓને તો પહોંચી પણ શકાય, તેમની પાસે કેટલો માલ છે તેનાં ભરતિયાં સરકાર તેમની પાસે માગી શકે અને માગે છે, અને કાપડ વિષે જેમ કર્યું છે તેમ એ માલ અમુક મુદ્દત સુધીમાં વેચી નાખવાની ફરજ પણ તેમના પર પાડી શકાય. બીજો સંઘરનારો વર્ગ માલ ખરીદનારાઓનો (consumers) પણ આવા વપરાશ માટે ખરીદનારાઓ પાસે સંઘરો કેટલો હોઈ શકે? તવંગર વર્ગ સારી પેઠે સંઘરો કરી શકે, ઉપરના મધ્યમ વર્ગમાં પણ સંઘરાનું પ્રમાણ ઠીક ઠીક હોઈ શકે, પણ સામાન્ય જનતા પુષ્કળ સંઘરો કરી શકે એ તરત નહિ માની શકાય. આખા વર્ષ માટે એકસામટું અનાજ ભરવાની પ્રથા આપણે ત્યાં પરાપૂર્વથી ચાલી આવેલી છે. તેથી એવો સંઘરો અપવાદરૂપે ન ગણાય. ત્યારે એકંદરે દેખીતું છે કે ખરો સંઘરો ઉત્પત્તિકેન્દ્રોમાં જ થઈ શકે. ખેડૂત અનાજ ઉત્પન્ન કરે ને બજારમાં વેચવાને તૈયાર ન થાય એમ બને, અને એ વસ્તુસ્થિતિને પહોંચી વળવું અત્યંત મુશ્કેલ છે. આપણા દેશમાં ઉત્પન્ન નાનાં નાનાં ખેતરોમાં, લાખો નાના નાના ખેડૂતો મારફતે થાય છે. જો દરેક ખેડૂત પોતાના પાકમાંથી પાંચદસ ટકા પણ પોતા માટે વિશેષ રાખી મૂકે, તો એકંદરે ભારે તંગી જણાય. આમ ખરેખર બન્યું છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે. ગામડે ગામડે તપાસ કર્યા પછી જ વસ્તુસ્થિતિ જાણી શકાય અને ચોક્કસ અનુમાન બાંધી શકાય. અત્યારે આવી ચોક્કસ માહિતી આપણી પાસે નથી. પણ આવું હોય તોપણ એ પરિસ્થિતિનાં મૂળ શોધવાં જોઈએ. ખેડૂતને મહેસૂલ માટે અને બીજી જરૂરિયાતો માટે રોકડ નાણાંની જરૂર હોય છે.

તે અનાજ વેચે નહિ તો તેમાં ખામી વ્યવસ્થાની જ હોવી જોઈએ. ૧૯૨૯ પછી જે વિશ્વવ્યાપી મંદી આવી તેને પરિણામે ખેતીપ્રધાન દેશોને પુષ્કળ સહન કરવું પડ્યું. ઔદ્યોગિક વસ્તુઓના ભાવ કરતાં ખેતીના ઉત્પન્નના ભાવો વિશેષ ઊતર્યા, ખેડૂતની ખરીદશક્તિમાં ભારે ઘટાડો થયો, અને તેના પર કરજનો બોજો વધ્યો. મંદી જતાં ઔદ્યોગિક વસ્તુઓના ભાવો કરતાં ખેતીની પેદાશના ભાવો ઓછા વધ્યા, એટલે પ્રમાણમાં ખેડૂતને તો તેમાં પણ સહન કરવાનું જ રહ્યું. અત્યારની ભાવનિયમિત અર્થવ્યવસ્થામાં જ કંઈ એવું છે કે ખેડૂતને ઉપર જતાંય નુકસાન અને નીચે ઊતરતાં પણ નુકસાન. ત્યારે ખરું નિદાન એ છે કે જો ખેડૂત પાસેથી માલ કઢાવવો હોય. ખેતરમાંથી બજાર તરફ માલનું વહેણ સતત ચાલ્યા કરે એવી યોજના કરવી હોય, તો ખેતીની ઉપજના ભાવો એવી રીતે નક્કી થવા જોઈએ કે જેથી ખેડૂતને પૂરતું મહેનતાણું મળી રહેવા વિષે જરાય શંકા ન રહે. ભાવની વધઘટને પરિણામે હિંદના ખેડૂતે છેલ્લાં પંદરેક વર્ષમાં પુષ્કળ સહન કર્યું છે, તેને સરકાર તરફથી સ્પષ્ટ બાંહેધરી મળવી જોઈએ કે જો તે વિશેષ ઉત્પન્ન કરશે અને વેચશે તો તે બદલ તેની આવશ્યક જરૂરિયાતો જેટલી ખરીદશક્તિ વાજબી ભાવો દ્વારા તેને મળી રહેશે. આજે સરકાર તરફથી કહેવામાં આવે છે કે "વિશેષ ખોરાક ઉત્પન્ન કરો." એ એમના પ્રચારનું કંઈ ફળ આવ્યું નથી. ઇંગ્લંડ જેવા દેશમાં અનાજના ઉત્પન્નમાં ૫૦ ટકા જેટલો વધારો યુદ્ધ દરમ્યાન થયો છે, આપણે ત્યાં ૫ કે ૧૦ ટકા ન થઈ શકે? પણ ઇંગ્લંડની સરકાર ખેતી પર subsidies આપે છે અને લડાઈ પૂરી થયા પછી પણ એક વર્ષ સુધી અનાજના ભાવો અમુક હદથી નીચે નહિ જવા દેવામાં આવે એવી બાંહેધરી તેણે ત્યાંના ખેડૂતને આપી છે, જો એવી જ નીતિ અહીં અખત્યાર કરવામાં આવે તો ઉત્પન્ન વધી શકે અને ખેડૂતનો સહકાર પણ મળી શકે. સંઘરો બહુ થાય છે, ખેડૂતનો દોષ છે, વેપારીનો દોષ છે, પ્રજામાં સામાજિક હિતની ભાવના નથી વગેરે કહેવાથી કશો ફાયદો નથી.'

## ૫

આટલા પરથી જણાશે કે અત્યારની પરિસ્થિતિની પાછળ બે મુખ્ય કારણો છેઃ (૧) વિગ્રહ પહેલાં બીજા દેશોની સરકારોએ જે પૂર્વતૈયારીઓ કરી રાખી હતી તેવી અહીં કરવામાં ન આવી, જોકે વિગ્રહ સિવાય પણ અનાજના પ્રશ્ન પર વિચારણાની આવશ્યકતા હતી તોપણ (૨) વિગ્રહ શરૂ થયા પછી પણ ભાવનિયમનની સાંગોપાંગ યોજના કરવાને બદલે અખતરાઓ કરવામાં આવ્યા, અને ઉત્પત્તિ તેમજ વહેંચણી પરત્વે દુર્લક્ષ ચાલુ રાખવામાં આવ્યું. પહેલા મુદ્દાની ચર્ચા કરવાની જરૂર નથી. એટલું જ કહીશું કે ૧૯૧૪–૧૮ના વિગ્રહ દરમ્યાન ભાવનિયમનનો અનુભવ પશ્ચિમના દેશોની સરકારોને હતો, અને ત્યારપછી આર્થિક મંદીના સમયમાં પણ ભાવનિયમનના આવશ્યક લક્ષણો શાં છે તે વિષે અજ્ઞાન ન હતું. ગયા યુદ્ધ દરમ્યાન ભાવો ઓછા રાખવાનો પ્રયત્ન હતો, મંદી દરમ્યાન ભાવો વધારવાનો હેતુ હતો. તાત્ત્વિક દૃષ્ટિએ એ બન્ને પ્રકારનું નિયમન એકસરખું જ ગણાય, અને એ અનુભવ પરથી આ વિગ્રહ શરૂ થતાં જ

ઇંગ્લંડની સરકારે દરેક વસ્તુસ્થિતિને પહોંચી વળવા તૈયારી રાખી હતી. ભાવનિયમનની સાથે જ ત્યાં માપબંધીની પણ સત્વર વ્યવસ્થા કરવામાં આવી અને ઉત્પન્ન વધારવા માટે તેમ માલનું યોગ્ય વિતરણ થાય તે માટે વેપારીઓ સાથે સમજણપૂર્વક વ્યવસ્થા કરવાનાં આવશ્યક પગલાં લેવાયાં. ઇંગ્લંડ સામાન્ય રીતે ૬૫ ટકા જેટલો ખોરાકી માલ બહારથી મંગાવે છે, તેને આજે દુકાળ કે ભૂખમરાનો ભય નથી. ઊલટું, વિગ્રહ દરમ્યાન ત્યાંના રાજ્યકર્તાઓએ પ્રજાનાં પોષણ પર ખાસ ધ્યાન ધ્યાન આપ્યું છે: દૂધ જેવો પોષક ખોરાક વિશેષ પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, અને તે પ્રજાને, ખાસ કરીને બાળકોને, બરોબર પહોંચે છે. પરિણામે પ્રજાની તંદુરસ્તી બગડી નથી, એટલું જ નહિ પણ સુધરી છે એમ જણાય છે. યુદ્ધ પછી પણ freedom from want એટલે જીવનની આવશ્યક જરૂરિયાતો પરત્વે તંગીમાંથી મુક્તિ એ અર્થવ્યવસ્થાનું ધ્યેય પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યું છે, એટલું જ નહિ પણ માંદગીમાં, ઘડપણમાં, બેકારીમાં—દરેક સંજોગોમાં—દરેક પ્રજાજનને ઓછામાં ઓછી અમુક આવક તો હોવી જ જોઈએ એ ઉદ્દેશથી યોજનાઓ પણ ઘડાય છે અને ચર્ચાય છે. યુદ્ધવિરામ પછી યુરોપના અત્યારે જર્મનીના હાથમાં આવી પડેલા દેશોની પ્રજામાં ભૂખમરો ન થાય તેને માટે વ્યવસ્થા કરવાની વાતો પણ ચાલે છે. કાચા માલના ભાવોમાં અતિશય ફેરફારો ન થયા કરે તેને માટે એક આંતરરાષ્ટ્રીય સંસ્થા દ્વારા એ માલ જરૂર પ્રમાણે વેચવા-ખરીદવાની અને ભાવોને સ્થિર કરવાની યોજના પણ ચર્ચાય છે. ટૂંકમાં કહીએ તો, અત્યારના જમાનામાં સરકાર ભાવનિયમન કે બીજાં આર્થિક બાબતોનું નિયમન સફળતાપૂર્વક પાર પાડી શકે નહિ એમ નથી જ, બલ્કે આ પ્રકારની ફરજ સરકારો પર વધારે ને વધારે આવી પડશે અને તેને પહોંચી વળ્યા વિના ચાલશે જ નહિ.

## ૬

પણ હિન્દની વાત જુદી ! આપણી પ્રાંતિક સરકારો 'સ્વતંત્ર' નથી ? દરેક પ્રાંતિક સરકાર પોતાને ફાવે તેવું નિયમન અમલમાં મૂકી શકે છે. પંજાબ અને સિંધ પાસે અનાજ ફાજલ હોય તો તે બીજા પ્રાંતોને આપવું કે કેમ અથવા શા ભાવે આપવું એ તેમની મુનસફીની વાત છે. અર્થશાસ્ત્રીઓ ભલે કહે કે જ્યાં સુધી હિંદી સરકાર બધું જ અનાજ પોતે ખરીદી લઈ તે બધા પ્રાંતોને તેમની જરૂરિયાત પ્રમાણે વહેંચી આપે નહિ, ત્યાં સુધી આ અનાજની પરિસ્થિતિનું કોકડું ઉકેલી શકાય નહિ. ૧૯૩૫ના ધારા હેઠળ પ્રાંતિક સરકારો અમુક ક્ષેત્રમાં સ્વાયત્ત છે ! પણ આ પ્રાંતિક સ્વાયત્તતાની ભાવના આપણા દેશ કરતાં અમેરિકામાં ઘણી જૂની અને ઘણી પ્રબળ છે, છતાં અમેરિકામાં મધ્યસ્થ સરકાર પોતાનું ધાર્યું કરી શકે છે અને અંગભૂત રાજ્યોનો સહકાર મેળવી શકે છે. આજે હિંદના કમી (deficit) પ્રાંતો ફાજલ (surplus) પ્રાંતોની દયા પર જીવે છે, એક પ્રાંતિક સરકારને બીજી પ્રાંતિક સરકાર સાથે ખોરાકીનો માલ મેળવવા માટે સ્પર્ધામાં ઊતરવું પડે છે, છતાં આજ સુધી કોઈ એવી મધ્યસ્થ સત્તાની યોજના થઈ નથી કે જે વાજબી ભાવે દરેક પ્રાંતનું ઉત્પન્ન એકઠું કરી ખેડૂતને વાજબી દર આપી, દરેક પ્રાંતને જોઈતો હિસ્સો આપી,

તે હિસ્સા પ્રમાણે દરેક પ્રાંતની અંદર સમસ્ત જનતાને યોગ્ય વહેંચણી કરી આપવાની વ્યવસ્થા કરે, આ આપણો અત્યારનો મૌલિક પ્રશ્ન છે. ૧૯૩૫ના ધારા હેઠળ પણ હિન્દની સુલેહ, શાંતિ અને સુવ્યવસ્થા માટે અંતિમ જવાબદારી હિંદી સરકારની છે. જો હિંદી સરકાર સમસ્ત દેશ માટે ઉત્પન્નથી માંડીને છેક ઘરઘર અનાજ પહોંચતું કરવા સુધીની વ્યવસ્થા વિષે પોતાની જવાબદારી સ્વીકારે નહિ તો પ્રાંતો વચ્ચે આ સ્પર્ધા ચાલુ રહેશે, અને એક પ્રાંતુ બીજા પ્રાંતોને ભોગે નફાખોરી કરશે. જેમ એક બાજુથી ઉત્પન્ન વિષે વ્યવસ્થા થાય, તેમ બીજી બાજુથી વહેંચણી પરત્વે પણ થવું જોઈએ. મુંબઈ શહેરમાં આપબંધી દાખલ થયા પછી, નાની મુશ્કેલીઓ છતાં એકંદરે જે સુધારો દેખાય છે તે બતાવે છે કે હિંદમાં બધે તો નહિ પણ મોટાં શહેરોમાં આપબંધીની વ્યવસ્થા ક્યારની થવી જોઈતી હતી, અથવા હવે સત્વર થવી જોઈએ. બીજી રીતે કહીએ તો, દેશના દરેકે દરેક ભાગમાં જોઈતું અનાજ યોગ્ય ભાવે પ્રજાને મળતું રહેશે અને તેને માટે જોઈતાં પગલાં સરકાર લેશે એવી સચોટ ખાતરી સરકારે જાહેર રીતે હવે પ્રજાને આપવી જોઈએ, અને એ યોજનામાં પ્રજાનો સાથ માગવો જોઈએ. ખુદ વિગ્રહની દૃષ્ટિએ પણ પ્રજામાં સંતોષ રહે એ આવશ્યક છે, એટલે ખોરાકીના પ્રશ્ન પરત્વે સંગીન યોજના કરી તે અમલમાં મૂકવી એ માત્ર નૈતિક ફરજ છે, એટલું જ નહિ પણ સરકારની યુદ્ધનીતિનું પણ એ પ્રાથમિક અંગ છે, હોવું જોઈએ. ખરું જોતાં વિગ્રહ સીધી રીતે તો હજુ આપણને બહુ સ્પર્શ્યો પણ નથી. પણ હવે તરતમાં હિન્દના પૂર્વ પ્રદેશો રણક્ષેત્ર બને એવો સંભવ છે. બ્રહ્મદેશ, મલાયા અને સિંગાપોર ફરી મેળવવા માટે આક્રમણની તૈયારીઓ થઈ રહી છે. તેની સાથે શત્રુના પ્રત્યાક્રમણની તૈયારી પણ રાખવી જોઈએ. એટલે ખોરાકીના પ્રશ્ન પરત્વે હવે તો વિશેષ ચોકી રાખવાની જરૂર છે.

૭

આ વિષયમાં સરકારની શી નીતિ હોવી જોઈએ અને એ નીતિનું વલણ કઈ તરફ છે તે તાજેતરમાં પ્રગટ થયેલા ડૉ. ગ્રેગરીના રિપોર્ટ પરથી જણાય છે. એ રિપોર્ટના મુખ્ય મુદ્દાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) અત્યાર સુધી ગમે તેમ હોય પણ હવેના સંજોગોમાં લડાઈ ચાલે ત્યાં સુધી હિન્દને દરવર્ષે લગભગ ૧૦ લાખ ટન અનાજ આયાત કરવાની જરૂર રહેશે;

(૨) હિન્દુસ્તાનમાં અનાજનું ઉત્પન્ન વધારવા માટે ખાતરની જરૂર છે, એ પૂરી પાડવા એમોનિયમ સલ્ફેટ બનાવવા જે યન્ત્રો જોઈએ તે આયાત કરવાની સગવડ સરકાર આપવી જોઈએ;

(૩) મધ્યસ્થ સરકાર ૫ લાખ ટન અનાજનો સંઘરો કરી કોઈ જગાએ તંગી પડે ત્યારે તેને પહોંચી વળવા એ અનાજનો ઉપયોગ કરવો જોઈએ;

(૪) જો કે હિન્દી સરકાર અનાજ ખરીદવાની બાબતમાં બધી જવાબદારી પોતા પર લઈ શકે તેમ નથી અને પ્રાંતો અને દેશી રાજ્યો દ્વારા એ કામ કર્યા વિના છૂટકો જ નથી, તોપણ અનાજ ખરીદની નીતિ હિન્દી સરકારે નક્કી કરવી જોઈએ, અને બધા પ્રાંતો અને દેશી રાજ્યોની ખરીદીઓ પર હિન્દી સરકારનો પૂરો અંકુશ હોવો જોઈએ, કે

જેથી અત્યારે મર્યાદિત જથ્થા પરત્વે પ્રાંત પ્રાંત વચ્ચે જે હરીફાઈ થાય છે, અને ભાવોનું કંઈ ઠેકાણું રહેતું નથી, તેમ થવા ન પામે;

(૫) ખેડૂત પોતા પાસે ફાજલ રહેતું અનાજ વેચે, અને સંઘરે નહિ, તે માટે તેના પર કોઈ જાતનું દબાણ ન કરતાં એવી વ્યવસ્થા કરવી જોઈએ કે જેથી ખેડૂતને એ અનાજના બદલામાં જરૂરિયાતની બીજી વસ્તુઓ સહેલાઈથી મળી શકે. અથવા જો તેને બચત કરવી હોય તો પોતાના માલના બદલે અત્યારે નોટો માત્ર મળે છે તેને બદલે સોનું કે રૂપું મળી શકે;

(૬) બધાં શહેરોમાં માપબંધીની યોજના થવી જોઈએ, અને એ યોજના પ્રમાણે જણદીઠ દરરોજ એક રતલ અનાજ મળવું જ જોઈએ. આ માપબંધીમાં દૂધનો સમાવેશ થઈ શકે કે કેમ તેની તપાસ કરવી જોઈએ;

(૭) તવંગર લોકોએ તેમજ સરકારી અમલદારોએ સાદાઈના દાખલો બેસાડવો જોઈએ, અને મોટાં ખાણાં અને મિજબાનીઓ બંધ કરવાં જોઈએ;

(૮) બધા જ પ્રાંતોમાં ભાવોનું નિયમન એકસરખું થવું જોઈએ, અને હિન્દી સરકારે એક મધ્યસ્થ ભાવનિયમન સમિતિ નીમવી જોઈએ કે જે ખેતીને અંગે ખર્ચમાં વધારો થયો હોય, અથવા ખેડૂતનું રહેણીખર્ચ ( Cost of living ) વધ્યું હોય તો એ બધું ધ્યાનમાં લઈ ભાવોમાં ફેરફાર કરે, કયો પ્રાંત કેટલું અનાજ ફાજલ પાડી શકે, અને ક્યા પ્રાંતને કેટલું બહારથી મળી શકે, વગેરેનો નિર્ણય કરે;

(૯) આ બધા ફેરફારો માટે અત્યારના Food departmentમાં ચોક્કસ સુધારાવધારા થવા જોઈએ.

(૧૦) હિન્દી સરકારે હવે તટસ્થતાની નીતિ છોડવી જોઈએ, કારણ કે હવે પ્રજામત તે લાંબો વખત ચલાવી લેશે નહિ.

ગ્રેગરી રિપોર્ટના આ મુખ્ય મુદ્દાઓની રૂપરેખા પરથી જણાશે કે એ કમિટીએ હિન્દી સરકાર સમક્ષ એક સંગીન યોજના મૂકી છે, અને એ યોજનામાં આપણે ઉપર ગણાવ્યા તે મુદ્દાઓ લગભગ આવી જાય છે. હવે સરકારની ખોરાકનીતિ તરત બદલાય નહિ, તે અજ્ઞાન કે ગેરસમજને લીધે છે એમ નહિ કહી શકાય. બંગાળાની પરિસ્થિતિ વિષે જે ખબરો રોજ રોજ મળે છે તે સૂચવે છે કે હવે જરૂર કાર્યની છે, ચર્ચાની નહિ. થોડાક જ સમયમાં દિલ્હીમાં આ વિષયની ચર્ચા કરવા માટે કોન્ફરન્સ ભરાવાની છે, એ કોન્ફરન્સના પરિણામની પ્રજા આતુરતાથી રાહ જુએ છે એમ કહીએ તો એ માત્ર અખબારી પ્રયોગ છે એમ કોઈ નહિ માને. ખરી વાત તો એ છે કે જ્યારે શ્રી. નલિનીરંજન સરકાર કોમર્સ મેમ્બર હતા ( તે વખતે ખોરાકીનો પ્રશ્ન કોમર્સ મેમ્બરના હાથમાં હતો, Food department ત્યાર પછી અસ્તિત્વમાં આવ્યું), ત્યારે તેમણે મધ્યસ્થ નિયમનની નીતિ અને વ્યવસ્થાની રૂપરેખા સ્પષ્ટ દોરી હતી, પણ તેને અનુસરીને સમયસર પગલાં લેવાયાં ન હતાં. એ દીર્ઘસૂત્રતાનો હવે અંત આવવો જોઈએ.

૮

આ બધી ચર્ચામાં આપણે સમસ્ત દેશની વાત કરી છે, કારણ કે બંગાળામાં જે, આજે બન્યું છે, અને છે તેવું બીજે ન બને એમ નથી. ઉપર કહ્યું તેમ આખા દેશમાં

અનાજવિષયક પરિસ્થિતિ યુદ્ધ પહેલાં પણ સંતોષકારક નહોતી, અને ત્યાર પછી બગડતી ગઈ છે. બંગાળમાં બીજાં કેટલાંક કારણોને લઈને પ્રજાને વિશેષ સહન કરવું પડે છે. પશ્ચિમના કોઈ પણ દેશમાં જો આવી કટોકટીભરી સ્થિતિ ઊભી થાય, તો સરકાર એટલે પ્રધાનમંડળો બે દિવસ પણ ટકી શકે નહિ, જ્યારે આજે બંગાળમાં નવું પ્રધાનમંડળ જૂના પ્રધાનોને દોષ દે છે, અને જૂના વડાપ્રધાન શ્રી ફઝલુલ હક જાહેર કમિશનની માગણી કરે છે કે જે આ બાબતમાં કોણ દોષપાત્ર છે તેનો નિર્ણય કરે. આ રાજકારણી ક્ષેત્રમાં અહીં નહિ ઊતરીએ. આમ જનતા તો એક સીધી અને સરળ વાત સમજે કે અંતિમ જવાબદારી હિન્દી સરકારની અને બ્રિટિશ સરકારની ગણાવી જોઈએ, કારણ કે હિન્દને લગતા દરેક વિષયમાં છેવટે તો બ્રિટિશ સરકાર અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે હિન્દની મધ્યસ્થ સરકાર સર્વોપરિ છે. બંધારણીય આંટીઘૂંટીની દલીલો પ્રજા નહિ સમજે.

૯

અંતમાં, એક મુદ્દો સ્પષ્ટ કરવો જોઈએ, કે હિંદી સરકારની મુશ્કેલી સમજવી જોઈએ. પશ્ચિમના દેશોમાં સરકાર અનેક વસ્તુ કરી શકે છે તેનું કારણ પ્રજાનો સક્રિય ટેકો છે. ઇંગ્લંડમાં પ્રજા સામેથી માગે છે કે અમારા પર કર વધારો, અમે વિશેષ ભોગ આપવાને તૈયાર છીએ, પ્રધાનોમાં નરમાશ ન હોવી જોઈએ, અમે કોઈ પણ કામ કરવાને તૈયાર છીએ, કોઈ પણ મુશ્કેલીઓ સહન કરવાને તૈયાર છીએ. શરૂઆતમાં બજેટ ઇંગ્લંડમાં પ્રજા સમક્ષ મૂકવામાં આવ્યાં ત્યારે પ્રજામાં પ્રધાનમંડળ સામે અસંતોષ જાગેલો કે પ્રધાનો બરોબર કર વધારતા નથી ! ઇંગ્લંડની પ્રજાને લડવું છે અને ગમે તે ભોગે જીતવું છે, માટે પ્રધાનમંડળ પાસે આવી માગણી કરે છે. ઇંગ્લંડમાં ખોરાકનું ઉત્પન્ન વધારવા માટે ગામડે ગામડે લોકોએ પોતાની સમિતિઓ નીમી છે અને તે દ્વારા બધું કામ થાય છે. હિન્દી સરકાર આવું કરી શકે એમ છે ? પ્રજા જોઈએ તેટલો બોજો સહન કરશે અને સરકારને પૂરો સહકાર આપશે એવી તેને ખાતરી છે ? એ જાતનો પ્રજાનો સહકાર યુદ્ધ પરત્વેની આર્થિક નીતિમાં જોઈએ તેને માટે રાજકારણી ક્ષેત્રમાં સુલેહ થવી જોઈએ, સમાધાન થવું જોઈએ. એ સમાધાન કેવી રીતે કરવું એ કામ બ્રિટિશ પ્રધાનમંડળનું છે. એ સમાધાન નથી થઈ શક્યું તેથી હિન્દી સરકારે તો 'યેન કેન પ્રકારેણ' ગાડું ગબડાવ્યા વિના છૂટકો નથી. પરિણામે હિન્દી સરકાર, આમ. ચાલે. નહિ. ત્યાં. સુધી. ખૂબ. ખોતરતી. ત્યાત.જ ન. ફરતી. એ. મૂઝ. પર. ધામ. ચલાવે છે, અને તેથી જ આજ લગીમાં કેટલીય ભાવનિયમન અંગે તેમજ ખોરાકીના પ્રશ્નને અંગે કૉન્ફરન્સો ભરાઈ ઠરાવો પસાર થયા, નિમણૂકો થઈ, પણ ધાર્યું પરિણામ આવી શક્યું નથી, અને ખોરાકવિષયક તેમજ બીજી આર્થિક બાબતોમાં હિન્દી સરકારની નીતિ બીજા દેશોની નીતિની સરખામણીમાં અધૂરી અને શિથિલ જણાય છે. શાન્તિના સમયમાં મૂડીવાદી તંત્ર નિયમન વિના ચાલી શકે છે, યુદ્ધ દરમ્યાન નિયમન વિના ન ચાલે. પણ એક ક્ષેત્રમાં નિયમન કરવા જાઓ એટલે બીજાં અનેક ક્ષેત્રમાં તેની પ્રતિક્રિયાઓ થાય, નવી મુશ્કેલીઓ ઊભી થાય, અને વળી નવા અંકુશો શોધવા પડે. એ અંકુશો સોએ સો ટકા તો ક્યાંય સફળ થતા નથી, પણ જ્યાં પ્રજા અને સરકાર એકમત હોય, જ્યાં બન્ને વચ્ચે પૂરી સમજણ હોય ત્યાં અંકુશોની ત્રુટિ પ્રજા આપોઆપ પૂરી કરી લે છે, અને આર્થિક વ્યવસ્થા જળવાઈ રહે છે. આમ, છેવટે અર્થતંત્રનાં મૂળ રાજકારણમાં છે એ સિદ્ધાંત પર જ આવવું પડે.

☆

# વતનના શહીદોને

રામપ્રસાદ શુક્લ

[ શિખરિણી-સ્રગ્ધરા ]

તમે જ્યારે લીધા શપથ વસમા મા-વતનની
ત્વરાથી આઝાદી વરસદિનમાં હાંસિલ થવા,
ફના કીધી શક્તિ મનહૃદયકેરી બદનની
હસ્યા હોમાતાં યે લગીર મરજીવા નવ ડગ્યા.

તમારા ભોગોના ધગધગિત એ ઉષ્ણ રુધિરે
પ્રભા ચેતી રાષ્ટ્રે, પ્રકટી પણ સંધ્યા સુઝરણી;
હજી ઝાંખી ઝાંખી, અરધ અધુરી ગૌરવતણી
પળેલી પંથે એ પ્રગતિમય પાછી નવ ફરે.

હવે બીજો હુમ્લો, નવલ બલિદાનો ભરખવા,
હુતાશે હોંસીલા ઘરઘર થશે જે મખ નવા;
તમારી તેમાં યે પ્રકટી ઊઠશે ભવ્ય કરણી
પ્રજોત્થાને પૂર્ણ સુકુલિત થશે ધન્ય ધરણી.

વ્હેતી રહેશે ત્રિખંડે તમ પદ રજથી રેલતી મુક્તિ ગંગા
સીંચી સારી ધરાને નવલ રસઝરે સોહશે ચારુ ચંગા.

★

# પુષ્પા

"ભદ્ર"

## ૧

"તમે મારા વડીલ છો, એટલે તમને રૂબરૂ મોઢામોઢ ન કહેતાં કાગળ લખું છું. બીજું કોઈ હોત તો હું મોઢામોઢ વાત કરત, અને મારો હાથ પણ બતાવત. પણ તમને મારાથી તેમ કરાય નહિ. એ હું જાણું છું. પુષ્પા અને હું પરણીએ એમાં ખોટું શું છે? આપણે એક જ ન્યાતના છીએ. અમે બન્ને એકબીજાને ચાહીએ છીએ. અત્યારે હું કમાતો નથી પણ હંમેશ કંઈ નવરો તો નહિ જ બેસી રહું? જરૂર પડશે તો તમારી પાસે પણ મદદ માગીશ. ન્યાતીલાને મદદ કરવી એ તમારી ફરજ છે.

તમે પુષ્પાને ધમકાવી છે એમ મેં સાંભળ્યું છે. એ જો સાચું હોય તો તે સામે મારો સખ્ત વિરોધ છે. તમે શા માટે ધમકાવો? અમે શું ખોટું કર્યું છે? અમે તો ઊલટું એમ ઇચ્છીએ છીએ કે તમે આ સંબંધ આવકારો. મને આશા છે, તમે આ બાબતમાં ઠંડા મગજે વિચાર કરશો. પણ જો આ બધા છતાં તમે વિરોધ કરશો તો એ વિરોધનો સામનો કેમ કરવો તે મને આવડે છે. અને તે વખતે તમારો વિચાર નહિ કરું એટલું જ નહિ પણ હું પુષ્પાનો પણ વિચાર નહિ કરું. હું જોઈશ કે તેને કોઈ ન સ્વીકારે તેને હલકી પાડવાના મારી પાસે ઘણા પુરાવા છે. માટે ફરીથી મારી વિનન્તિ છે કે તમે આ મારી માગણી સ્વીકારો."

પુષ્પાના પિતા પત્ર વાંચી વિચારમાં પડ્યા. પુષ્પા ઉમરલાયક થઈ હતી, પણ પરણાવવાની ઉતાવળ કરવી પડે એવડી મોટી એની ઉમર થઈ નહોતી. તેના વિવાહ વિષે તેઓ વિચાર તો કરતા જ હતા. ત્યાં તેમના જાણવામાં આવ્યું કે તેમની ન્યાતના એક છોકરાએ પુષ્પાને ફસાવી છે. તેણે નિશાળ છોડી દીધી હતી. પોતે વીમાનું કામકાજ કરે છે એમ બધાને કહેતો. પણ કઈ વીમા કંપનીનું કામ કરતો હતો એ કોઈ જાણતું નહોતું. પુષ્પા નિશાળે જાય ત્યારે એ રોજ તેની પાછળ જાય. ધીમેધીમે ભોળી પુષ્પા તેના ફંદામાં ફસાતી ગઈ, તે તેને ઘેર એકબે વખત જઈ આવી. છોકરાની ગરીબ માને લાગ્યું, મોટા ઘરની છોકરી પોતાના ઘેર આવે તો તેનાથી રૂડું શું! છોકરાને રોકવાને બદલે માએ ઉત્તેજન આપવા માંડ્યું. પણ કંઈ બને તે પહેલાં આ વાત પુષ્પાના પિતાના જાણવામાં આવી.

તેમણે પુષ્પાને ધમકાવી. ભોળીએ બધું કહી દીધું. પોતે પોતાની છબી તેને આપી હતી, અને તેણે તેની છબી સાથે આ છબી રાખી, બન્નેની ભેગી—એક નવી—છબી લેવરાવી હતી અને પુષ્પાને બતાવી હતી એ પણ એણે કહ્યું. પોતે એને પરણવાનું 'વચન' આપ્યું હતું એ કેમ ફેરવાય! બોલેલું તો પાળવું જ જોઈએ ને? વગેરે દલીલો પુષ્પાએ કરી.

બાપે અને માએ પ્રથમ તો પુષ્પાને સમજાવવા માંડી. પણ તે એકની બે ન થઈ ત્યારે બાપે ધોલધપાટ કરી, અને નિશાળમાંથી ઉઠાડી લેવાની ધમકી આપી. થોડો વખત

નિશાળે મોકલવાનું બંધ પણ કર્યું. પણ એમાં તો ઊલટું પુષ્પાને જ નુકસાન હતું. એટલે પછી બાપે નિશાળે જવાની પરવાનગી તો આપી, પણ તેની ખૂબ દેખરેખ રાખવા માંડી.

તે મટ્રિક પાસ થઈ, કૉલેજમાં ગઈ. પેલા ભાઈ તો જે ચાર અંગ્રેજી ચોપડીઓ ભણ્યા હતા ત્યાં જ રહ્યા, અને વીમાના ધંધામાં પણ હતા ત્યાં ને ત્યાં જ રહ્યા.

કૉલેજના વાતાવરણે પુષ્પામાં સ્વતન્ત્ર વિચાર કરવાની શક્તિ આણી. તે કાંઈક ઠરેલ થવા લાગી. અનેક પ્રકારના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓના સંસર્ગમાં આવી. નાનપણમાં બનેલો પ્રસંગ તે ભૂલી શકતી નહિ. પણ તે માનતી કે એ એક ભૂલ હતી. તેમાં એ કેમ ફસાઈ તે હજી તેને સમજાતું નહિ. પોતાના ભોળપણનો કોઈ ફરીથી લાભ ન લે તે માટે તે ખૂબ સાવધાન રહેતી. ધીમેધીમે તેનામાં પોતાની શક્તિનું પણ ભાન આવતું ગયું. પતિ કેવો હોવો જોઈએ તે વિષે તેના મનમાં ચોક્કસ ખ્યાલો બંધાતા ગયા.

પુષ્પાના પિતા પુષ્પા માટે વરની તપાસમાં હતા જ. તેવામાં તેમની ન્યાતના ધીરુભાઈ વિધુર થયા. તેમની પ્રથમ પત્ની શાથી મરી ગઈ તે કોઈ ચોક્કસપણે જાણતું નહોતું. પણ એટલા જ કારણે તેમના વિષે કાંઈ ખોટા ખ્યાલો બાંધવા એ પુષ્પાના પિતાને વાજબી ન લાગ્યું. ધીરુભાઈ ભણેલા તો હતા જ. એમ. બી. બી. એસ. ની પદવી તેમણે મેળવી હતી અને પ્રૅક્ટીસ ઠીકઠીક ચાલતી હતી. તબિયતે પણ ઠીક હતા.

પુષ્પાને ધીરુભાઈ વિષે કાંઈ ખાસ ખબર નહોતી. તે પણ વરની શોધમાં તો હતી જ, પણ પરણેલાઓ વિષે વિચાર કરવાનો ક્યાંથી હોય? તેમની પત્ની મરી ગયાં ત્યારે નાતમાં બહુ ઊહાપોહ થયેલો, પણ તે વિષે તેણે બહુ વિચાર કરેલો નહિ. જ્યારે તેના પિતાએ તેની આગળ એમનું નામ મૂક્યું, ત્યારે ના પાડવા જેવું તેને કાંઈ લાગ્યું નહિ.

લગ્ન થયું અને પુષ્પાનું ભણવાનું બંધ થયું.

## ૨

પુષ્પાને સાસુ અને એક નણંદ હતાં.

ધીરુભાઈની પ્રથમ પત્નીને સતાવવામાં આ લોકોએ બાકી રાખ્યું નહોતું. માબાપવિનાની એ છોકરીને હૈયું ખોલવાની કોઈ જગ્યા નહોતી; જ્યારે ન ખમાય ત્યારે ધીરુભાઈ આગળ એ પોતાની વીતી કહેતી. પણ તે તો હંમેશ પોતાની માનો અને બહેનનો જ પક્ષ લે. તેમને કોઈ દિવસ તે લોકોનો વાંક દેખાય નહિ. પત્નીને તે મારઝૂડ તો નહોતા કરતા પણ શિખામણ હંમેશ આપતા, અને જે માથે પડે તે સહી લેવા કહેતા. ધીમેધીમે પત્નીનું શરીર ઘસાતું ગયું. તે માંદી પડી. પતિ દવા કરતા. પણ જે માનસિક શાન્તિ અને હૃદયનો પ્રેમ માણસને જોઈએ તે તેને મળતાં નહિ. પરિણામે ભરયુવાનીમાં તેનું મૃત્યુ થયું.

એ મૃત્યુએ સાસુનણંદ ઉપર કાંઈ અસર કરી નહિ. એ સાચી વાત છે કે જે સંયોગોમાં વહુ ગુજરી ગઈ તે જોતાં ધીરુભાઈને કન્યા આપવા પડાપડી થઈ નહોતી. સાસુનણંદે પહેલાં, તો, કોને હા પાડવી અને કોને ના પાડવી તેના કિલ્લાઓ પોતાના મનમાં રચેલા. પણ

વહુનો મૃત્યુ બાદ દસ દિવસ સુધી. પણ જ્યારે કોઈ કન્યા આપવા ન આવ્યું ત્યારે તેમનું અભિમાન જરા ઘવાયું. જોકે બહારથી તો 'ઘણી માટે કહેણ આવે છે, પણ હમણાં અમારો વિચાર નથી' એમ જ એ કહેતાં. પુષ્પાના પિતાનો વિચાર હતો, પણ દસ દિવસ પહેલાં કહેવા જવું એ તેમને યોગ્ય લાગ્યું નહિ; એટલે તેમણે ત્યાર પછી વાત કરી હતી.

સાસુનણંદને કાને પુષ્પાના નાનપણના પ્રસંગની વાત આવી તો હતી. વાત એક મોઢેથી બીજે મોઢે એમ ફરતો ફરતી આવેલી. મૂળ વાતમાં સુધારાવધારા ખૂબ થયેલા. એટલે, ભણેલી છે છતાં પોતાનું આધિપત્ય સ્થાપવામાં વાંધો નહિ આવે એમ બન્નેએ માન્યું. પણ જેમજેમ વખત જતો ગયો, તેમતેમ આ માન્યતા ભૂલભરેલી હતી એમ એમને લાગવા માંડ્યું. આધારવિનાની પહેલી વહુને રંજાડનારને આ વખતે સફળતા મળી નહિ.

પરણીને આવીને પુષ્પાએ લાજ કાઢવી બંધ કરી. પરણતી વખતે જ કાઢી નહોતી. 'ઘેર આવે પછી વાત,' એવી ગાંઠ સાસુનણંદે પોતાના મનમાં વાળેલી. પણ ઘેર આવીને પણ પુષ્પાએ લાજ કાઢવાની ના પાડી, એટલે ચડભડ થવા માંડી.

તે ઘરકામ કરતી. ભણતરનું તેને અભિમાન નહોતું. પણ ખોટા રીતરિવાજોનો સામનો કરવો જોઈએ એમ તેણે પ્રથમથી જ મનમાં નક્કી કર્યું હતું. ધીરુભાઈ સાથે બધાનાં દેખતાં એ ખાસ બોલતી નહિ; પણ કામકાજ અંગે બોલવું પડે તો ખમચાતી નહિ. સાસુનણંદને અમાન્યાની હદ વધતી લાગી. પણ તે બહુ કહી શકતાં નહિ.

પૂત્ર નસનું આપનારી પ્રથમ પત્નીની નિર્બળતા પુષ્પામાં નહોતી. એ ધીરુભાઈને અણગમતી વાત નહોતી. પોતે પોતાની મા–બહેન આગળ માથું ઊંચકી શકે એવી એમનામાં શક્તિ નહોતી, તેથી જ પ્રથમ પત્નીને તે કોઈ જાતનું રક્ષણ આપી શકેલા નહિ. પણ પુષ્પાએ તેમનું રક્ષણ શોધ્યું જ નહિ; એટલે પોતાના માથા પરથી એક મોટો બોજો ઊતરી ગયો એમ એમને લાગતું. પુષ્પા પોતાનું ફોડી લે એટલી શક્તિવાળી છે, એ જાણી —અનુભવી—એ રાજી થતા. ઘરમાં પોતાને કાંઈ કરાવવું હોય તો તે પુષ્પાને જ કહે, અને પુષ્પા સાસુનણંદની પૂછપાછ કર્યા વિના કામ કરી આપે.

એક વખત ધીરુભાઈને પોતાના બેત્રણ મિત્રોને જમવા બોલાવવા હતા. માને પૂછવું જોઈએ એમ તેમને લાગ્યું. પણ "પૂછવા જશો તો બધી પંચાત કરશે. પૂછવાની કાંઈ જરૂર નથી. પછી, ફક્ત ખબર આપીશું," એમ પુષ્પાએ નક્કી કર્યું.

સવારે દૂધવાળો આવ્યો ત્યારે તેને તેણે કહી દીધું કે બપોરે વધુ દૂધ જોઈએ છે તે તે આપી જાય.

"કેમ વધુ જોઈએ છે, ભાભી!" નણંદે પૂછ્યું.

"સાંજે બેત્રણ મહેમાનો જમવા આવવાના છે."

"કોણ છે!"

"તમારા ભાઈના મિત્રો છે."

"બાને ખબર છે?".

"એમાં ખબર આપવાની શી જરૂર છે? તમારા ભાઈએ જ કહ્યું છે."

નણંદથી સહન થયું નહિ. તે બોલી:—

"હજી તો અમે બેઠાં છીએ, મરી નથી ગયાં. ભાઈ બાને પૂછે પણ નહિ અને વહુને પહેલી ખબર આપે. અને વહુ પણ બારોબાર...!"

"બારોબાર એટલે શું? એઓ મારાં પિયરિયાં આવવાનાં છે!" પુષ્પા ગુસ્સે થઈ બોલી.

"પિયરિયાં ક્યાંથી આવે? શું મોં લઈને આવે!"

"કોઈ નવરું નથી આવવા માટે. ત્યાં ક્યાં ખાવાનું ખૂટયું છે? ખૂટયું હોય તે મારકે ઘેર જાય."

નણંદને હાડોહાડ વ્યાપી ગઈ. પણ શું કરે? સાસરે તેનો કોઈ ઘડો કરતું નહિ. ધીરુભાઈથી બે વર્ષે નાની પણ પુષ્પાથી ચાર વર્ષે મોટી નણંદને પરણ્યે પાંચ વર્ષ થયાં હતાં, પણ છેલ્લાં ત્રણ વર્ષથી તે પિયર જ રહેતી હતી. સાસરે આવ્યા પછી પુષ્પાના કાને નણંદ વિરુદ્ધ કોઈ કોઈ વાતો આવેલી. તે જાણતી કે તેને સાસરે તેનું કોઈ નહોતું. નણદોઈએ બીજું લગ્ન કર્યું હતું. જૂનીનો પગ નવી ઘરમાં પેસવા દે એવી નહોતી. ઠરીને બેસવા માટે નણંદને આ ઘર સિવાય બીજું કોઈ સ્થાન નહોતું. ભાઈ ડૉક્ટર ન હોત, તો બહેનની આબરૂ ધૂળધાણી ગઈ હોત.

આ બધું પુષ્પા જાણતી. છતાં તેણે કોઈ દિવસ એ વિષે કાંઈ કહેલું નહિ. પણ આજે જ્યારે નણંદે તેનાં માબાપ માટે આવા શબ્દો સંભળાવ્યા ત્યારે તેનાથી રહેવાયું નહિ. તે સમજી ગઈ કે પોતાના નાનપણના પ્રસંગનો ઉલ્લેખ નણંદે કર્યો હતો. પણ પોતે ગાંજી જાય એવી નહોતી. પહેલે જ ધડાકે એવો ટોણો માર્યો કે નણંદ બોલતી બંધ થઈ ગઈ!

નણંદે જઈ માને કહ્યું. બન્ને જણીઓ વહુ સાથે લઢવા તૈયાર થઈ. પણ પુષ્પા બન્નેને પહોંચે એવી નીકળી. છેવટે સાસુએ જૂની વહુને સંભારી મોં વાળ્યું અને નણંદે સાસરે જવા બચકી બાંધી. ત્યાં ડૉક્ટર આવી પહોંચ્યા. તેમણે બધાંને શાન્ત પાડ્યાં, પણ પુષ્પાને ધમકાવવાની તેમની હિંમત ચાલી નહિ. તેનો વાંક શો હતો તે તે સમજી શક્યા નહિ.

"તમારા ભાઈબંધોને જઈને કહી આવો કે એ લોકો આજે જમવા આવે નહિ. તમારાં બહેનને એ ગમતું નથી," પુષ્પા બોલી.

"મેં ક્યારે ના પાડી છે? મેં તો ફક્ત પૂછ્યું જ હતું," નણંદે રડતાં રડતાં જવાબ આપ્યો.

"હજી તો હું બાર વરસની બેઠી છું, મને કોઈ પૂછતું યે નથી," માએ ટાપશી પૂરી.

ધીરુભાઈ મનમાં ખુશ થતા હતા. ઘર બાબતની તેમની સઘળી ફિકર મટી ગઈ હતી, પત્ની બધું સંભાળી લે એવી હતી.

પણ પત્નીનો ગુસ્સો લેમનામાં હજી આવ્યો નહિ.

૩

સાત વર્ષ વહી ગયાં.

નણંદ સ્વર્ગે સિધાવ્યાં હતાં. સાસુ હજી ખખડધજ હતાં. પુષ્પાને એક પાંચ વર્ષની છોકરી હતી, બીજી સુવાવડને હજી પાંચ મહિનાની વાર હતી.

એવામાં રાજકીય વાતાવરણ ઊકળ્યું. કોણ જાણે કેમ, પણ વહુ અને સાસુ એક થઈ ગયાં અને ડૉકટર જુદા પડ્યા. વહુએ ખાદી પહેરવી શરૂ કરી અને કાંતવા માંડયું. સાસુએ પણ કાંતવાનું શરૂ કર્યું. છોકરી માટે પણ ખાદીનાં જ કપડાં વસાવ્યાં.

પુષ્પાએ ડૉકટરને વાળવા ઘણો પ્રયાસ કર્યો, પણ તેમને તો જ્યાંત્યાં રાજદ્રોહની ગંધ આવતી અને રાજદ્રોહ કરવા તે તૈયાર નહોતા. પૈસા આપી છૂટીએ પણ કંઈ એવું ન કરવું કે જેથી સરકારની આંખમાં આવીએ. એક વર્ષથી સિવિલ હૉસ્પિટલમાં તેમની કન્સલ્ટન્ટ તરીકે નિમણૂક થઈ હતી, અને તુરત જ રાવસાહેબનો પ્રસ્તાવ પણ મળ્યો હતો. ખાદી પહેરવાની પણ તેમણે ના પાડી હતી.

પહેલાં પુષ્પાને અને છોકરીને તે સાથે બહાર લઈ જતા, પણ હવે તેમ કરતાં તે અચકાતા, અગર તો ખાદી સિવાયનાં કપડાં પહેરવા સૂચવતા. કોઈ ખાદીનાં કપડાં જોઈ જાય તો ? રજાદ્રી ચળવળ સાથે પોતાને સંબંધ છે એવું પોલીસ માની બેસે તો ? એ જ ભીતિ એમના મનમાં રહેતી.

ચળવળે અણધારી ઝડપ પકડી. સ્વપ્ને પણ ખ્યાલ ન આવે એટલા માણસો દીવામાં પતંગિયાં પડે એટલી નીડરતાથી ચળવળમાં પડ્યા. જેલનો ભય તો પહેલેથી જ ભાગી જ ગયો હતો, અને જેલ જવા ખાતર જેલ જવાનો કાર્યક્રમ પણ નહોતો. પ્રભાત ફેરીઓ અને સરઘસો ઠેરઠેર નીકળે. પોલીસ લાઠીમાર ચલાવે, ગોળીબાર કરે અને ટિયરગેસ છોડે, છતાં ચળવળ તો ભરતીના પૂર માફક વધતી જ ચાલી. પત્રિકાઓ નીકળતી; સૂત્રો પોકારાતાં અને લખાતાં; કોઈને જેલ જવાની ઉતાવળ નહોતી—તેમ જેલ જતાં કોઈ ગભરાતાં પણ નહિ. જેલો લોકોએ નહિ પણ પોલીસે ભરી.

ધીરુભાઈનું પદ વધ્યું. તેમને જેલની હૉસ્પિટલના વડા ડૉકટર બનાવવામાં આવ્યા, અઠવાડિયામાં એકબે દિવસ તે જેલની મુલાકાત લે. તેમના જેવા ચારને પગાર આપી નોકરીએ રાખી શકે, તેવા માણસો ત્યાં બેઠા હતા. તેમના દવાખાનાના ચાલુ ગ્રાહકો પણ ત્યાં હતા. પણ સરકારના આ બેરખાં જેલમાં પગ મૂકે કે બદલાઈ જાય. કોઈની સાથે વાત કરતાં પણ ગભરાય, જરૂરની દવા લખી આપતાં પણ ગભરાય; અને લખી આપે ત્યારે સસ્તામાં સસ્તી દવા લખી આપે.

આ સાલ શહેરની મેડિકલ એસોસિયેશનના તે પ્રમુખ ચૂંટાયા હતા. તે માન તેમને મળ્યું તે માટે તે મગરૂર થયા હતા. ચળવળ શરૂ થઈ એટલે જે હૉસ્પિટલો શહેરમાં હતી તે ઓછી પડી. એટલું જ નહિ પણ ત્યાં જે જાતની સારવાર થતી હતી, તેથી લોકોમાં ખૂબ અસંતોષ ફેલાયો. કેટલેક ઠેકાણે તો માનહાનિ થતી હતી, એમ પણ ઘણાને લાગ્યું.

એસોસિયેશનમાં ઠરાવ આવ્યો કે એસોસિયેશને એક કામચલાઉ હૉસ્પિટલ કાઢવી, અને ત્યાં બધા સભ્યોએ વિનવેતને કામ કરવું; ધીરુભાઈને વિનાવેતને કામ કરવામાં વાંધો નહોતો. પણ આવી હૉસ્પિટલ ઉઘાડવા સામે તેમને વાંધો હતો. તેઓ માનતા કે પોલીસનો સામનો કરે, તો વાગે, લોકો જાણીને માર ખાવા જાય, તો પછી તેમાં કોઈની દયા ખાવા જેવું શું છે? અને સિવિલ હૉસ્પિટલ છે જ. પછી બીજી હૉસ્પિટલની શી જરૂર છે? તેમને ભય લાગ્યો કે આમ કરવાથી સરકાર સાથે અથડામણમાં આવવું પડશે. એસોસિયેશનને સરકાર તરફથી મળતી ગ્રાન્ટ પણ બંધ થઈ જશે.

પોતાના વિચારો તેમણે સભા સમક્ષ મૂક્યા, અને છેવટે જણાવ્યું કે આમ કરવાથી એસોસિયેશન નાહક સરકારની આંખમાં આવશે, જે મોભો મંડળે મેળવ્યો છે તેને ધોકા પહોંચશે, મંડળને આર્થિક નુકસાન થશે કારણ કે સરકારી ગ્રાંટ મળતી બંધ થશે. બધી દૃષ્ટિએ વિચાર કરતાં મંડળના હિતમાં આ દરખાસ્ત નથી, વગેરે વગેરે.

તેમનું ચાલત તો આ મુદ્દા ઉપર દરખાસ્તને તે કાનૂનબહાર ઠરાવત. પણ દરખાસ્તની તરફેણ કરનાર વર્ગ એટલો બધો જુસ્સાદાર હતો કે તેમની તેમ કરવા હિંમત ચાલી નહિ. દરખાસ્ત બહુ મોટી બહુમતીથી પસાર થઈ.

ઠરાવનો અમલ કરવાનું તેમને માથે આવ્યું. તેમને આમાં રસ હતો નહિ, એટલું જ નહિ પણ તે અંતરથી બહુ ભીરુ હતા. તેઓ રાજીનામું આપવા તૈયાર નહોતા, માનના તો તેઓ ભૂખ્યા હતા. ડૉક્ટરનો ધંધો એવો કે જેમાં તે હંમેશાં એમ બતાવી શકે કે પોતે સરકારી નોકર હતા છતાં લોકોના ભલાનું કામ કરી શકતા હતા!

તેમની શિથિલતાથી મંડળમાં ખૂબ ચડભડ થઈ. પુષ્પાને ખબર પડી. એક વખત ડૉશી બહાર ગયાં હતાં ત્યારે તેણે એમને ઊધડા લીધા:

"તમારાથી ચળવળમાં ન પડાય તો કાંઈ નહિ, પણ એક માનવદયાના કામમાં પણ તમે પાછા પડ્યા તો તમારી ડિગ્રી અને આવડત અને ખિતાબ અને મોભો બધાં શા કામનાં? કેસ સિવિલ હૉસ્પિટલમાં આવે તો તમે ટ્રીટ કરો, અને આ હૉસ્પિટલમાં આવે તો તમે ના પાડો—એ કઈ જાતની તમારી ન્યાયબુદ્ધિ?"

ધીરુભાઈ પાસે આનો જવાબ નહોતો. પુષ્પાનો તેમને ડર હતો, પણ પોલીસનો ડર તેથી વધુ હતો.

"નવી હૉસ્પિટલની જરૂર જ શી હતી? સિવિલમાં હું જોઈએ તેટલી સગવડ કરી આપત!" એ બોલ્યા.

"પોલીસ બધા ઘાયલ થયેલાને ત્યાં લાવત?"

"એ ન લાવે તો લોકો લાવે. અમે થોડા ના પાડવાના હતા?"

"અને ગમે તેમ પાટાપટી કરીને વિદાય કરી દેત! અને કેસ પેપરમાં ગમે તેમ લખત! તમે સાચાં કારણો લખત ખરા?"

"બનાવટી તો ન જ લખત. સરકારી હૉસ્પિટલ છે, એટલે બધું જોઈ વિચારીને થાય."

"દવાઓ બધી પૂરતા પ્રમાણમાં છે?"

"ન હોત તો મંગાવત. લોકો ભેટ આપે તોપણ કામમાં આવત. ભેટ લેવાનું કોઈ ના પાડે છે?"

"તમે લોકોની સેવા કરવાની એક ખરી તક ગુમાવી છે. બધા જાણે છે કે સિવિલમાં કોઈની સંભાળ લઈ શકતું નથી. ત્યાં જગ્યા નથી; માણસો નથી; દવાઓ નથી; ઈંજેક્શનો નથી. તમે શું કરવાના હતા ?"

"આ તો બધી વધુપડતી વાતો છે. એવું બધું કાંઈ નથી."

"તમે જ એ દિવસે કહેતા હતા, અમુક ઈંજેક્શન હોત તો અમુક માણસનો જીવ બચી શકત; તે નહોતું એટલે કેસ બગડચો."

"હોય, કોઈ કેસમાં કાંઈ બધામાં એવું બને છે ?"

ડોશી બહારથી આવ્યાં.

પુષ્પાએ થોડી વાર પછી ફરીથી વાત ઉપાડી.

"તમારા મંડળનો ઠરાવ છે. તમે પ્રમુખ છો. મંડળના ઠરાવનો અમલ કરવો, એ તમારી ફરજ નથી ?"

"કોણ ના પાડે છે ?"

"તો પછી હોસ્પિટલ શરૂ કરવા માટે તજવીજ કેમ કરતા નથી ? મકાન, પૈસા, બધું મળે છે, પછી ઢીલ કેમ થાય છે ?"

"તું જાણે છે, આનું શું પરિણામ આવશે ?" થોડી વાર વિચાર કરી ડૉક્ટર બોલ્યા.

"શું આવશે ? તમે જ કહોને ?"

"સરકારને નહિ ગમે. પોલીસ હેરાન કરશે. મંડળને મળતી ગ્રાંટ બંધ થશે. ઘાયલની સારવાર કરવા જતાં મંડળના સભ્યો—ખાસ કરીને હોદ્દેદારો—મુશ્કેલીમાં મુકાશે."

"ડૉક્ટરો ઘાયલની સારવાર માટે છે. જે ડૉક્ટર એ કામમાં પાછો પડે એ ડૉક્ટર 'ડૉક્ટર' કહેવરાવવાને લાયક નથી. ફરજ બજાવતાં જે પરિણામ આવે તે, વેઠવાં જોઈએ."

"એટલે શું મારે જેલ જવું ?" ડૉક્ટર ગરમ થઈ ગયા.

"હવે તમારાથી ફરી જવાય નહિ," પુષ્પાએ જવાબ આપ્યો.

"ભાઈ, આ એવું કામ નથી જેથી જેલ જવાનો વારો આવે," ડોશી પહેલી વાર બોલ્યાં.

"અને કદાચ જવું પડે તો ય શું ? આટલા ઘવાય છે અને આટલા મરે છે, તેમને ડર નથી, અને તમને જેલ જવાનો ડર છે ?" પુષ્પાને જોર આવ્યું.

"જેલજીવનનો તમને લોકોને શો અનુભવ છે ? હું ત્યાં જઈ આવ્યો છું, તો બધું જાણું છું ને ! નહિ કોઈને મળવાનું, નહિ ઘર જેવું ખાવાનું..."

"આરામ મળશે. અહીં કામ બહુ પહોંચે છે, તો ત્યાં શાન્તિ મળશે."

"અને તબિયત બગડે તો ત્યાં આપણું કોણ ?"

"આ બીજા બધા છે એમનું કોણ ? એમની કોણ સારવાર કરતું હશે ?"

"સ્ત્રીઓને સારવાર માટે પુરુષો પાસે રહેવા દે ?" ડોશી બોલ્યાં.

"કેમ ?"

"એવી ખબર આવે કે તારી તબિયત ઠીક નથી; અને સ્ત્રીઓ સારવાર કરવા આવી શકતી હોય, તો હું ગુનો કરી જેલમાં આવીશ," ડોશી બોલ્યાં.

પતિ-પત્ની સ્તબ્ધ થઈ ગયાં.

"તમે બધાં મારી પાછળ પડ્યાં છો," ડૉક્ટર બોલ્યા.

"તો મંડળના પ્રમુખપદેથી ખસી જાય. બીજા જેને કામ કરવું હશે તેને કામ કરવાનો અવસર મળશે," પુષ્પાએ ઉલટો ફટકો માર્યો.

૪

ધીરુભાઈએ મંડળના પ્રમુખપદનું રાજીનામું આપ્યું. મંડળે બીજો પ્રમુખ ચૂંટ્યો. હૉસ્પિટલ શરૂ કરવા માટે જરૂરી તૈયારીઓ થવા લાગી.

પુષ્પાના મનમાં ગડમથલ ચાલુ હતી. પતિને સમજાવવામાં તે નિષ્ફળ નીવડી હતી. તેમણે રાજીનામું આપ્યું હતું, એટલે બહાર ચર્ચાઓ પણ અનેક પ્રકારની થતી હતી. એ તલમાંથી તેલ કાઢવાની આશા તેણે મૂકી દીધી. તે જાણતી હતી, તેના પતિને તેના ઉપર બહુ વહાલ હતું, અને તેથી જ એ તેમને દબડાવી શકતી હતી. પણ આજે એ હારી હતી.

પણ એમ હારી બેસી રહેવાનું તેના લોહીમાં નહોતું. તેણે બહુ વિચાર કર્યો. છેવટે તેણે મન સાથે નિશ્ચય કર્યો કે પોતાની જાત ઉપર કાંઈ કામ લઈ લેવું. એમ કરતાં કદાચ પતિ તેની પાછળ ઘસડાય—જોકે તેમાં પણ તેને બહુ આશા નહોતી.

બે દિવસ પછી એક રાત્રે એણે કહી દીધું:

"હું હૉસ્પિટલમાં નર્સ તરીકે જોડાવાની છું."

"ના, ના. એવું કાંઈ કરીશ નહિ. મારી આબરૂ ધૂળધાણી થઈ જશે. પોલીસ જાણશે તો ?... અને તારી તબિયત ક્યાં સારી છે?"

પણ પુષ્પાએ કાંઈ ગણકાર્યું નહિ. બીજે દિવસે જઈ તેણે નામ નોંધાવ્યું. ઘણાં વર્ષો પહેલાં કૉલેજમાં ફર્સ્ટ એઈડનું જે જ્ઞાન લીધું હતું, તે તાજું કર્યું. ડૉક્ટરની પત્ની તરીકે થોડુંક જ્ઞાન તો તેણે મેળવી લીધું હતું. તેના સ્વભાવે અને ચપળતાએ સૌનો પ્રેમ સંપાદન કર્યો. છોકરીને પણ તે સાથે લઈ જતી. માને નાની નાની બાબતમાં મદદ કરવાનું તેને બહુ ગમતું, અને દરદીઓને એક રમકડું મળતું.

ડૉક્ટરને આમાંનું કાંઈ ગમતું નહિ.

હૉસ્પિટલ દર્દીઓને આશીર્વાદ સમાન થઈ પડી. તેનું ખર્ચ પણ પ્રમાણમાં બહુ જ ઓછું હતું. મકાન મફત મળ્યું હતું. દવાઓ પણ ઘણીખરી મફત મળતી હતી, અને બાકીની પડતરભાવે મળતી હતી. ડૉક્ટરો તો હતા જ. નર્સોની જરા તાણ પડી હતી. પણ પુષ્પાની આગેવાની નીચે દસપંદર છોકરીઓ અને સ્ત્રીઓ તૈયાર થઈ હતી. ધીમેધીમે વ્યવસ્થાનો સઘળો બોજો પુષ્પા ઉપર આવી પડ્યો. તેની નાજુક તબિયતમાં એને આ કામ જરા અઘરું પડતું, છતાં હસતે મોંએ તેણે કામ ઉપાડી લીધું. સાથે સાથે બીજી એકબે બાઈઓને પણ એ કામ ઉપાડી લેવા તૈયાર કરી.

પુષ્પાનું નામ ગામમાં ગવાવા લાગ્યું. હવે પુષ્પા ડૉ. ધીરુભાઈનાં પત્ની તરીકે ઓળખાવાના બદલે ડૉ. ધીરુભાઈ પુષ્પાના પતિ તરીકે ઓળખાવા લાગ્યા. પતિપત્ની વચ્ચે અંતર

વધતું ગયું. પુષ્પા બધું સમજતી પણ તેનો ઉપાય નહોતો. મનને મારી તે પોતાનું કામ કર્યે જતી હતી.

૫

તેઓ રહેતા હતા એ લત્તાવાળાઓએ એક કાર્યક્રમ યોજ્યો. તેમાં કોના હાથે ધ્વજ ચઢાવવો તેની ચર્ચા ચાલી. છેવટે બધા પુષ્પા પાસે આવ્યા, અને પુષ્પા તે કાર્ય કરાવે એમ બધાએ વિનન્તિ કરી.

પુષ્પા વિચારમાં પડી ગઈ. હોસ્પિટલમાં નર્સ તરીકે કામ કરવું એ એક વાત હતી અને આ ક્રિયાકાર્ય કરાવવું એ બીજી વાત હતી. આમાં જેલયાત્રા નક્કી આપવાની એમ એને લાગ્યું. તેણે વિચાર કરી બીજે દિવસે જવાબ આપવા કહ્યું.

ડૉક્ટર ઘેર આવ્યા એટલે નાની બેબીએ વાવટો હલાવી કહ્યું:—

"કાલે આ વાવટો ફરકાવવાની છે?"

"ક્યાં?" ડૉક્ટરે ગભરાયેલી આંખે પૂછ્યું.

"સામે......મેદાનમાં."

ડૉક્ટરે પુષ્પા સામે જોયું.

"બધા આજે આવ્યા હતા. મને કહે મારા હાથે જ કરાવવું છે," તે બોલી.

"તેં શો જવાબ આપ્યો?"

પુષ્પાએ પ્રશ્નનો જવાબ ન આપતાં સામો પ્રશ્ન કર્યો: "એમાં શો વાંધો છે!"

"શો વાંધો છે? ઘણો વાંધો છે. છૂપી પોલીસના માણસો બધે ફરે છે. મારી પાછળ પણ ફરે છે. અહીં પણ ફરતા હશે. તેઓને ખબર પડી જ જશે. તેઓ પોલીસને ખબર આપશે. પોલીસ આવશે. મુખ્ય માણસને પકડશે અને બીજાને મારશે........આ કાંઈ હોસ્પિટલમાં નર્સના કામ જેવું છે!"

"ના, એવું સાદું તો નથી. તમે કહ્યું તે બધું મને પણ ખરું. પણ શું થાય! જ્યારે બધાની ઇચ્છા છે ત્યારે ના પાડવી એ મને વાજબી લાગતું નથી."

"એ બધાંની ઇચ્છા ખરી અને મારી ઇચ્છા ખોટી!" ડૉક્ટરથી ન રહેવાયું.

પુષ્પાએ ડૉક્ટર સામે જોયું. તેની આંખમાં પ્રેમ અને દયા હતાં. તે બોલી:— "એમ કેમ બોલો છો? તમારી ઇચ્છાને હું હંમેશા માન આપતી આવું છું. ના છૂટકે જ તમને મેં દિલગીર કર્યા છે. પણ આ બાબત કાઢી નાખવા જેવી નથી. મારા ના પાડવાથી એમનું કામ અટકી પડતું હોય, તો મારે ના પાડવી જોઈએ નહિ, એમ મને લાગે છે...એમાં જોખમ છે એ હું જાણું છું. મારી પોતાની જાતનો હું વિચાર કરતી નથી. પણ મહિના બાદ આવનારનો મને બહુ વિચાર આવે છે...અને છતાં, મને લાગે છે એ જોખમ ખેડવું જોઈએ. હું આવનારને મારા જીવ કરતાં પણ વધુ ગણી તેની જાળવણી કરીશ. તમે હા પાડો. તમે આશીર્વાદ આપી શકો તો હું મારી જાતને ધન્ય માનીશ."

"જેલના વિચારથી મને કમકમી છૂટે છે. હું જાણું છું, જેલજીવન કેવું હોય છે. અને તું અહીં હોઈશ ત્યાં સુધી તો કદાચ તારી સગવડ સચવાશે. પણ બહાર બીજી જેલમાં બદલી થાય તો ત્યાં તારું કોણ!"

"પ્રભુ......તે."

"તું જાણે. તું ક્યારે મારું માને છે!"

"તમે બીજી વખત આવું બોલ્યા. આઠ વર્ષના આપણા લગ્નજીવનનો વિચાર કરો. મેં તમને કોઈ દિવસ દૂભવ્યા છે? આ ચળવળ આવી ત્યારથી જ કોણ જાણે કેમ આપણા બન્નેના રસ્તા જુદા પડ્યા છે. તમે આટલા નબળા કેમ બન્યા છો? મને આશા હતી, મારા જોરે અત્યાર સુધી કૂદ્યા તો આ વખતે પણ કૂદશો...પણ તમારી પાસેથી એવી આશા રાખવી એ વધુપડતું છે. તમે પહેલી પત્નીને ક્યારે બચાવી શકેલા? તે રિબાતી રિબાતી મરી ત્યાં સુધી પતિ તરીકે પણ કાંઈ કરવાનું તમારાથી બન્યું નહિ... તમારાથી નથી બનતું. તમારાથી નોકરી છોડાતી નથી. માનમર્યાદ છોડાતા નથી...ન બોલશો. પણ મને શા માટે રોકો છો! આમાં શું મોટી ધાડ મારવાની છે!...એકને મરવા દીધી, તો બીજીને પણ મરવા દો...હું તમારી પાસેથી રક્ષણ માગતી નથી; ક્ષમા માગતી નથી..." બોલતાં બોલતાં તે રડી પડી.

ડૉક્ટર સાંભળી રહ્યા.

બીજે દિવસે પુષ્પાએ ધ્વજ ફરકાવ્યો. સેંકડો માણસો આવ્યાં હતાં. બાળાઓએ અને છોકરાંઓએ ઝંડાગીત ગાયું. સૌ વીખરાયાં, પણ પોલીસે દેખા દીધી નહિ.

ડૉક્ટરે છુટકારાનો દમ ખેંચ્યો.

૬

એક દિવસ એક યુવાન ટિબરક્યુલોસિસનો ભોગ થયો હતો, તેને હૉસ્પિટલમાં લાવવામાં આવ્યો. તેની આંખોને ખૂબ નુકસાન થયું હતું. તે બહુ જ ઓછું દેખી શકતો. પુષ્પાએ પ્રથમ તો તેને ન ઓળખ્યો, પણ પછી મોઢું યાદ આવ્યું. પણ તેણે કાંઈ જણાવા દીધું નહિ.

તે રોજ તેની સારવાર કરતી. પણ દરદીની તબિયત બગડતી ચાલી. આંખોની સારવાર ચાલતી હતી ત્યાં તાવે ઘર ઘાલ્યું. તે ખૂબ નબળો પડી ગયો. સૌએ તેના જીવવાની આશા છોડી. તેને અલગ ઓરડીમાં બેસાડ્યો. પુષ્પાએ તેની સારવાર પોતાને માથે લીધી.

એક દિવસ તે તેની પથારી કરતી હતી, ત્યારે ઓશીકા નીચે તેણે પેલી છબી દેખી. તે થંભી ગઈ. દરદી છબી શોધવા મંડ્યો. રોજ પથારી કરવા કોઈ આવે, ત્યારે તે છબી લઈ લેતો અને પોતાના કપડામાં સંતાડતો. આજે છબી દેખાઈ ગઈ.

"શું જોઈએ છે?" પુષ્પાએ પૂછ્યું.

"કાંઈ નહિ. એક કાગળ હતો."

પુષ્પાએ તેને છબી આપી, તેણે લીધી. થોડી વાર પછી તે બોલ્યો:—

"બહેન! હું બહુ દિવસ હવે નહિ જીવું. મારી એક ઇચ્છા છે. તે પૂરી કરશો?"

"શું છે! કહો," પુષ્પાની આંખ ભરાઈ આવી.

"નાનપણમાં મેં એક પાપ કર્યું હતું. એક ભોળી છોકરીને ફસાવવા મેં પેંતરો રચેલો. તેની છબી મેળવી, મારી છબી તેની સાથે રાખી એક ભેગી છબી લેવરાવી હતી. મારી સાથે તેને પરણાવવા, અને નહિ તો તેને ફજેત કરવા મેં તેના બાપને ધમકી આપેલી."

"તે આ છબી છે ખરું!" પુષ્પાથી બોલાઈ ગયું.

"તમે ખરું કહ્યું. છોકરી તો પછી મોટી થઈ, ભણી અને પરણી ગઈ. મેં ત્યાર પછી તેને કોઈ દિવસ જોઈ નથી. અત્યારે તે મળે તો હું ઓળખું પણ નહિ. અને અહીં સામે આવી હોય, તોયે હવે તો હું કેવી રીતે જોઈ શકું! ભમવાને મને બરાબર સજા કરી છે."

તે બોલતાં અટક્યો. તેની આંખમાંથી આંસુ પડતાં હતાં.

"તમારી શી ઇચ્છા છે?" પુષ્પાના અવાજમાં પડકાર હતો.

"હા. એ કહેવાનું તો હું ભૂલી ગયો. મારી એ ઇચ્છા છે કે તમે આ છબી એ બહેનને પહોંચાડો."

"તે ક્યાં છે એ તમે જાણો છો?"

"હું તો હમણાં જ આ શહેરમાં આવ્યો છું, એટલે મને એમનું ચોક્કસ સરનામું ખબર નથી. પણ અહીં ધીરુભાઈ નામના એક ડૉક્ટર છે, તેમનાં એ પત્ની છે. તેમનું નામ પુષ્પા છે. તેમને આ છબી જો તમે પહોંચાડશો તો હું તમારો ઋણી થઈશ."

"તેમને બીજું કાંઈ કહેવું છે? મને પૂછે કે કોણે આપી તો શું કહું?"

"કહેજો કે હું મારા પાપની માફી માગું છું. બીજું કાંઈ કહેવું નથી."

પુષ્પાને નાનપણના દિવસો યાદ આવ્યા. આ યુવાને તેના બાપને જે કાગળ લખ્યો હતો તેનાથી પુષ્પાનું મન તે વખતે ખૂબ દુભાયું હતું અને તે તેના મનથી ઊતરી ગયો હતો. અત્યારે પુષ્પા બધું ભૂલી ગઈ. યુવાનમાં થયેલું પરિવર્તન અને દેશના કામ માટે જાત અર્પવાની તત્પરતા જોઈ, એ ઊંડા વિચારમાં ઊતરી ગઈ. તે ઓછું ભણ્યો હતો, છતાં કુરબાની અને ત્યાગ માટે એ તૈયાર હતો. સહસા પોતાના મનમાં તેના પતિની સાથે આની સરખામણી તે કરવા લાગી. તેના પતિ તદ્દન ઊલટા જ હતા. પતિને ઘેર તે સુખી હતી, તે બધી રીતે સારા હતા; પણ વખત આવ્યો ત્યારે તે પાછા પડ્યા. અને, આ રખડેલ યુવાને, જાત હોમવામાં પાછું વાળી જોયું નહિ.

વર્ષો પહેલાં તેની સામે જેમ જોતી હતી તેમ એ જોઈ રહી. એક ધ્રુસકું ભરાઈ આવ્યું. પણ તે તેણે રોક્યું.

"બહેન!" દરદી બોલ્યો:

"કેમ?"

"કેમ કાંઈ બોલ્યાં નહિ? તમને એમ લાગે છે કે મને એ માફ નહિ કરે?"

"હું તેમને અહીં બોલાવી લાવું!" પુષ્પાએ સામો પ્રશ્ન કર્યો.

"ના, ના. એવું કાંઈ ન કરશો. એમને હું મારું મોઢું કેવી રીતે બતાવું? અને..." તે બોલતાં અટક્યો.

"કેમ અટકી ગયા?"

"એ તો મને ભૂલી પણ ગયાં હશે."

"કદાચ તમને દેખે ઓળખે પણ ખરાં."

"તો તો, મને જોઈ એમને ગુસ્સો જ આવે અને, એ મને આ દશામાં જુએ એ

મને ગમે પણ નહિ. પણ એ બધા વિચાર કરવાની શી જરૂર છે ? તમે મારું આટલું કામ કરશો, તો મારા જીવને શાન્તિ થશે—હું સુખેથી મરીશ. "

" તમે સૂઈ જાઓ. તમારે બહુ વ્યગ્ર ન બનવું જોઈએ. તમારું દરદ એવું છે કે તમારે ખૂબ શાન્તિ રાખવી જોઈએ. "

તેણે ધીરે રહીને તેને સુવાડ્યો.

દરદીએ છબી આપી. પુષ્પાએ તે લીધી. તેનો હાથ ધ્રૂજતો હતો. દરદીને જરા નવાઈ લાગી.

" તમને વાંધો હોય તો ન લઈ જશો," એ બોલ્યો.

પુષ્પાએ જવાબ ન આપ્યો. તેણે દરદીના કપાળે પોતાનો હાથ મૂક્યો.

" તમારું નામ શું ? " સહસા દરદીથી પુછાઈ ગયું.

" મારું નામ જાણીને શું કરશો ? જેને તમારે આ છબી આપવી છે, તેને તે પહોંચી ગઈ છે. "

દરદીના શરીરમાંથી એક ધ્રુજારી પસાર થઈ ગઈ. કપાળ પર ફરતા હાથ પર તેણે પોતાનો હાથ હળવે રહીને મૂક્યો.

તેના હાથ પર પુષ્પાની આંખમાંથી નીકળતું એક આંસુ પડ્યું.

" તમે રડો છો ? "

" ના, " ઘોઘરા અવાજે પુષ્પાએ જવાબ દીધો.

બીજાં આંસુ પડ્યાં.

" તમે રડો જ છો. ના શા માટે કહો છો ? તમે શા માટે રડો છો ? મારી દયા આવે છે ? શા માટે તમારે મારી દયા ખાવી જોઈએ ? હું તો એક પાપી છું. મને માફી મળે એટલી જ હવે તો ઇચ્છા છે. "

" માફી માંગવાની કાંઈ જરૂર નથી. "

" છતાં તે વિના મારા જીવને શાન્તિ નહિ થાય. "

પુષ્પાનો હાથ સહેજ દબાવી તેણે પૂછ્યું: " માફી મળશે ? "

" મળી જ ચૂકી છે."

દરદીએ પોતાનો હાથ લઈ લીધો. તેના મોઢા પર આનન્દ પથરાયો.

" બા. " બહારથી બેબીનો અવાજ આવ્યો.

પુષ્પાએ હાથ ઉઠાવી લીધો અને સ્વસ્થ થઈ. બેબી અંદર આવી.

" હું જઉં છું. કાલે આવીશ, " જતાં જતાં પુષ્પા બોલી.

કોઈ ન દેખે તેમ, દરદીની મેલી ચાદરમાં છબી વીંટાળી બીજાં કપડાં સાથે તે બધું બહાર લઈ ગઈ, અને છબીના ટુકડા કરી ગરમ પાણીના બંબામાં નાખ્યા. ભડકા તરફ તે ઘડીભર જોઈ રહી.

બીજે દિવસે તે આવી તો, ખબર પડી—રાત્રે તે યુવાન ગુજરી ગયો હતો.

# એક અનામી સુંદરીને!

ભારદ્વાજ

શિખરિણી

તને ન્હાળું જ્યારે –
થતું કે ન્હાળી છે–ભવભવથી કિન્તુ, ન સમજું:

કહું ક્યારે ન્હાળી?
અને ક્યાં ન્હાળી છે? કહી નવ શકું કાંઈ સખી એ:

નથી ઝાઝાં વર્ષો જનમ થકી આ જિન્દગી તણાં
વહ્યાં; ને એ વર્ષો મહીં અનુભવો ના બહુ થયાં:

–છતાં થોડાં વર્ષો સ્મરણપટ પે થાય પ્રકટ
શું જે સર્વે તાજાં સપન–ગત–રાત્રિ–પ્રહર શાં:

ઘણાં ચ્હેરાં ખોયાં પરિચિત: ઘણાં નિત્ય નવલાં
અરે! હું પામ્યો છું જીવનમહીં થાયે સહુ છતા:

પરન્તુ ના ક્યાંયે લઘુક મુજ આ જિન્દગી–ભવે
ઇશારોયે તારો લવ થઈ શકે સાંપ્રત મહીં!:

ખરે! ત્યારે – ક્યારે કઈ ભૂમિ પરે આપણ હશું–
ઘણાં વર્ષો સાથે નિજ નિજની હુંફે જ વસતા?

"અનામિ એ કોણ?–હશે ન આત્મનો
પ્રેમી ઘણા કાળથી જે ઢૂંઢી રહ્યો?"

*

# પ્રાંતિક નાટક

ઉમાશંકર જોશી

'હંસ'ના પ્રગતિ અંકમાં પ્રાંતિક નાટ્ય વિષે લખવાનું મને કહેવામાં આવ્યું છે.* કદાચ તંત્રીઓને ખબર હશે કે આ માણસ આનર્ત ( ઉત્તર–મધ્ય–ગુજરાત )નો છે. અને આનર્ત તે તો કેટલાક પુરાણકારો 'નૃત્'માંથી વ્યુત્પન્ન કરે છે તેમ 'નટનર્તકગાયકાઃ'નો પ્રદેશ, હજી આજે પણ ભૂમિની એક તળપદી, વિશિષ્ટ અને ભાવિવિકાસની અનેક શક્યતાઓવાળી 'ભવાઇ' નામની નાટ્યસંસ્થાને જીવતી રાખનારો પ્રદેશ. એનો અર્થ એમ નથી કે આ તરફ રંગભૂમિ પૂર્ણપણે વિકસી છે. સફળ મરાઠી નાટ્યકાર મામા વરેરકર ભલે કહે કે ગુજરાતી રંગભૂમિ તે મરાઠી રંગભૂમિની જનની છે. એ તો ગઈ ગુજરી. પહેલા મહાયુદ્ધમાં સમૃદ્ધિની ઊભરો ઊછળ્યો હતો. 'સુંદરી'નું ઉપનામ પામેલા વિરલ કલાસિદ્ધિસંપન્ન અભિનેતા જયશંકરને 'સૌભાગ્યસુંદરી'માં કે 'નૂરજહાં'ની ભૂમિકામાં જોવા ઠેઠ કરાચીથી આખી ને આખી સ્પેશ્યલ ગાડીઓ મુંબઈ આવતી. આજ એ જ જયશંકર 'સુંદરી' પ્રાચીન આનર્તપુર પાસેના ગામમાં ઘીનો વેપાર કરે છે! જૂને ચીલે હજીયે નાટક કંપનીઓ ચાલે છે. નવી ઢબે કોલેજનિશાળોમાં વાર્ષિક સ્નેહ–સંમેલન પ્રસંગે અનેક યુવકયુવતીઓ પ્રયોગો પાછળ અઢળક શક્તિ ખરચે છે—કદાચ આપણા દેશમાં શિક્ષિત સ્ત્રીઓ આટલા મોટા પ્રમાણમાં ભાગ્યે જ બીજે ક્યાંઈ રંગભૂમિ પર દર્શન દેતી હોય. છતાં બંને વર્ગ વચ્ચે અમાપ અંતર છે. કંપનીઓ સાહિત્યિક નાટકોથી સુગાય છે, અને બિનધંધાદારી ( amatuteur ) નવીનોને પણ શ્રીયુત 'સુંદરી' જેવા નિષ્ણાતની દોરવણીનું સદ્ભાગ્ય ઝડપી લેવાનું સૂઝતું સરખું નથી. પરિણામે એવું જોવા મળે છે કે—

જે ભજવાય છે તે નાટકો નથી અને નાટકો છે તે ભજવાતાં નથી.

આ સ્થિતિ આપણી ઘણી ભાષાઓના સાહિત્ય માટે સાચી હોવાનો ડર છે. અલબત્ત, ઉર્દૂ રંગભૂમિએ મુંબઈમાં પારસીઓને હાથે સાધેલો વિકાસ ભુલાય એવો નથી. આધુનિક મરાઠી રંગભૂમિની આશાજનક સ્થિતિ ગુજરાતીઓને તો અજાણી ન જ હોય. અને બંગાળી રંગભૂમિની સજીવતાની વાતો ય વાયરા સાથે આ તરફ આવ્યાં કરે છે ખરી. પણ એકંદરે પશ્ચિમના દેશોમાં સિનેમાના પ્રચંડ આક્રમણ સામે પણ અનેક ઉપાયો અજમાવીને રંગભૂમિ ટકી રહી છે એટલું જ નહિ પણ પોતાની વિશિષ્ટતાને સમૃદ્ધ બનાવતી રહી છે, ત્યારે આપણે ત્યાં તો પ્રજાજીવનની પ્રગતિમાં રંગભૂમિએ ઉઠાવવાની જવાબદારી શી છે એ વાતની ઉપેક્ષા જ થઈ છે એ નિઃસંશય.

શું પ્રાંતિક, શું કોઈ પણ પ્રકારના, નાટક માત્રનું સ્થાન રંગભૂમિ ઉપર છે. નાટક એ બોલાતો શબ્દ છે. એટલે એક સાહિત્યપ્રકાર તરીકે તે ભાષાની શક્તિઓનો પૂરો કસ કાઢી વાસ્તવતા, વિવિધતા અને સમૃદ્ધિ ધારણ કરે છે, અને તેના પ્રયોગમાં બોલાતા શબ્દ ઉપરાંત અભિનયાદિ અંશોથી એની અસરકારકતા ભારે ચોટ સાધી શકે છે. બીજું એનું નોંધપાત્ર લક્ષણ એ છે કે તે સમૂહભોગ્ય કળા છે. આ લક્ષણોથી નાટક એકીસાથે

* આક્ટોબર ૧૯૪૨ ના અંક માટે. તે અંકપ્રકાશનને વિલંબ થયાથી જુલાઈ ૧૯૪૩ના હંસમાં આ લખાણ હિંદીમાં પ્રગટ થયેલ.

માનવજીવનની સૌન્દર્યમંડિત અભિવ્યક્તિ તેમજ લોકચૈતન્યને સ્ફુરાવતી પ્રેરણા બની રહે છે. તો પછી આશ્ચર્ય શું કે નાટક વિષે ગેટેનો ઉદ્‌ગાર આમ નીકળી પડે: 'મેં અનેકવાર કહ્યું છે અને ફરી ફરી કહેવા રાજી છું કે મનુષ્યની સર્વ સંસિદ્ધિઓમાં દૃશ્ય કાવ્ય–નાટક તે મૂર્ધાભિષિક્ત છે અને તે સૌના પરિપાકરૂપ છે' !

જો આપણા પ્રજાજીવનને તખ્તકે આ મહાન સંસિદ્ધિનો ઠીક રીતે લાભ ઉઠાવવાનું બની આવે તો આજની વિષમ પળે પ્રજાના ભાવિનિર્માણ માટેનું એક અમોઘ શસ્ત્ર આપણા હાથમાં આવી જાય; સર્વ પ્રજાઓ આગળ અને સર્વ સમય માટે સુંદર કલાદેહે ઊભા રહેવાની એને તક મળે તે નફામાં.

*

નાટકનું આટલું મહત્ત્વ છે તો મનુષ્યસંસ્કૃતિના ઇતિહાસમાં તેનું વારંવાર પ્રાગટ્ય પણ દેખાતું નથી. ઊડતી નજર નાખતાં, સંસ્કૃત નાટક, ગ્રીક નાટક, શેક્સપિયરની કૃતિઓ ઇબ્સનની કૃતિઓ—આમ નાટકના મુખ્ય મુખ્ય ત્રણ ચાર યુગ જ દેખાય છે. તેના અનુસંધાનમાં પ્રાગતિક નાટકનું સ્થાન તત્ત્વદૃષ્ટિએ ક્યાં અને કેવું એ ટૂંકામાં વિચારીએ.

(૧) સંસ્કૃત નાટક મનુષ્યજીવન જેનું આદિ અવ્યક્ત છે અને અંત અવ્યક્ત છે તેના વ્યક્ત મધ્ય ભાગને પોતાની સામગ્રી બનાવતી વખતે બંને અવ્યક્તો—આદિ અને અંત—ને મંગલમય તરીકે સ્વીકારી લે છે, અર્થાત્ 'નાન્દી'થી શરૂ થઈ 'ભરતવાક્ય'માં પરિણતિ પામે છે. વચલી લીલામાં પણ તેની શ્રદ્ધા નિયતિની કેવલ કલ્યાણાભિમુખતામાં જ છે. તે નિયતિની છાયા નીચે મનુષ્યની સંકલ્પશક્તિ યથાકામચાર માટે મથે છે ને બંનેના વિસંવાદમાંથી નાટક જામે છે, કેમકે નિયતિને સર્વથા અનુકૂલ એવું આચરણ મનુષ્યને શક્ય નથી. તેના એકાંશને અનુકૂલ થવા જતી વખતે પણ મનુષ્ય તેના બીજા કોઈક અંશને દુભાવી બેસે છે, પ્રજાનુરંજન કરવા જતાં પત્નીધર્મ રામ ચૂકી બેસે છે. પ્રણયને વશ વર્તતાં ગાર્હસ્થ્યમંડન અતિથિધર્મમાં શકુંતલાનું સ્ખલન થાય છે. દારિદ્ર્યના સમુદ્રમાં ડૂબકી મારી ચારુદત્ત વસંતસેનાની વિરલ પ્રીતિરૂપી મોતી પામે છે; પણ કારુણ્યમૂર્તિ ધૂતાના પુત્રને પાડોશીનાં છૈયાંછોકરાં સોનાની ગાડીએ રમે ત્યારે માટીની ગાડીએ રમવું પડે છે એ દૃશ્ય વસંતસેનાની આંખે ચડ્યું ને ખટક્યું, એને નહિ. નિયતિને સર્વથા અનુકૂલ રહી ન શકવાને પરિણામે મનુષ્યની સ્વૈરાચારી સંકલ્પશક્તિ એકનું ચોક વેતરી બેસે છે. સલામત સ્થળેથી જોનાર આપણને—પ્રેક્ષકવર્ગને સર્વત્ર મિથ્યા જીવનહ્રાસ, જીવનનાશ જ દેખાય છે. ચાર દિવસના સહવાસ પછી અપમાન ઉચ્ચારતા પતિદેવનું મુખદર્શન થયું તે જ સાત વરસ સુધી શકુંતલા જગતને કોઈ ખૂણે પડી રહે છે. વનવાસ ને લંકાનિવાસ પછી સુખની બે ઘડી મળી ન મળી ત્યાં જ સીતા વિયોગ પામીને બાર વરસ પછી રામનું મુખ પણ જોઈ શકે છે. ચારુદત્ત તો બિચારા વધસ્તંભની પણ ભાઇબંધી કરી આવે છે ! પણ સંસ્કૃત નાટકની શ્રદ્ધા છે કે આ બધી લીલા નિયતિની* છાયા નીચે જ જો હોય તો, નિયતિ સ્વયં કલ્યાણાભિમુખ હોઈ, અંતે સૌ સારાં વાનાં થવાં જોઈએ.

* સુખાન્ત માટે બીજું વ્યવહારુ કારણ પણ દેખાય છે. ભરત નાટકને 'ક્રીડનક' રમકડું અને કાલિદાસ 'માલવિકાગ્નિમિત્ર'માં 'સમારાધક' (entertainment આપનાર) કહે છે તે ઉપરથી નાટકનો હેતુ પ્રેક્ષકને દેખીતી રીતે ખુશમિજાજ કરવાનો છે એમ સમજાય છે. (આગળ 'સમાધાન' વિષયક હેગલનો મત પણ જુઓ.)

(૨) ગ્રીક નાટકની આલોચના ઍરિસ્ટોટલને હાથે થયેલી છે. નિયતિ—અફર અટળ નિયતિ—સામે આત્મગૌરવથી મનુષ્ય પોતાની નિર્બાધ સંકલ્પશક્તિને સંચાલિત કરે છે. પણ તે દશ્ય કેવું છે! જાણે પ્રલયમેઘ સામે વનરાજની ગર્જના. એમાંથી પરાજય અને પરાસ્ત દશા જ પરિણમવાની. નિયતિ અથવા વિશ્વનો ચાલક મહાનિયમ, ઋત (Superhuman Order) તે પોતાની ઉપરનું જરીક પણ આક્રમણ સાંખી લેવા રાજી નથી. એવા આક્રમણ–દુર્ભગ સ્ખલન (Tragic Flaw) માટે તે સદા જાગરુક ઋત મનુષ્યની સ્વતંત્ર સંકલ્પશક્તિ (Free Will)ને કચડી ધૂળ મેળવી પોતાને સુપ્રતિષ્ઠિત કરે છે. આથી પ્રેક્ષકના ચિત્તમાં ભીતિ અને અનુકંપાની વૃત્તિઓ સંચાર અનુભવે છે અને એ ક્રિયામાં મનુષ્યની એ બે વૃત્તિઓનું વિરેચન થાય છે.

(૩) શેક્સ્પિયરની કૃતિઓમાં જે સર્વશ્રેષ્ઠ એવી કરુણપર્યવસાયી નાટ્યરચનાઓ (Tragedies) તેના ઍરિસ્ટોટલને ચીલે ચાલીને કરેલા દર્શનમાં એડલી એ વસ્તુ ઉપર ભાર મૂકે છે કે મનુષ્યની સ્વતંત્ર સંકલ્પશક્તિ નિયતિક્રમનો જેટલા પ્રમાણમાં ભંગ કરે છે તેટલા પ્રમાણમાં જ બરાબર માપીને એને શિક્ષા થતી નથી, પણ ઘણીબધી થાય છે. આથી પ્રેક્ષકના મન ઉપર પહેલી અને છેલ્લી છાપ પડે છે તે બેશુમાર જીવનહ્રાસ (waste)ની હોય છે. ઍરિસ્ટોટલ પછી ટ્રૅજેડીના તત્ત્વના સમર્થ પર્યાલોચક હેગલે પ્રથમ ધ્યાન ખેંચ્યું હતું કે પ્રાચીન નાટકમાં જે સંઘર્ષ હોય છે તે સર્વસામાન્ય બિનઅંગત પ્રકારનો હોય છે, જ્યારે શેક્સ્પિયરમાં અને તે પછી અંગત પ્રકારનો દેખવા મળે છે. પ્રૉમિથિયસની મનોયાતનાના પ્રકારને બ્રુટસની મનોયાતના સાથે સરખાવો અથવા અંધ રાજા ઈડીપસની અને ગાંડા રાજા લીઅરની દશાઓ સરખાવો. એકની યાતના પાછળ સ્પષ્ટ કોઈ વિશાળ વિશ્વહેતુ રહેલો જણાશે, જ્યારે બીજાની બાબતમાં અંગત હેતુ પાછળ એ વાત કંઈક ઝાંખી થઈ ગયેલી દેખાશે.

(૪) ઈબ્સનનાં નાટકોમાં એક રીતે આ અંગત પ્રકારનો સંઘર્ષ ઉગ્રપણે દેખાય છે. લોકશાસનથી વ્યક્તિને મતાધિકાર મળ્યો, પણ એની સંકલ્પશક્તિ તો અનેક પાશથી બંધનયુક્ત જણાઈ. 'સ્વતંત્ર' સંકલ્પશક્તિ જેવું કાંઈ દેખાતું જ બંધ થયું. માણસ આંખ ઉઘાડીને જુએ તો તેની સંકલ્પશક્તિનો તાંતણે તાંતણો બહુમતીની તેવી સંકલ્પશક્તિઓના સંકુલ તંતુઓ સાથે ગૂંથાઈ ગૂંચાઈ ગયો છે. બીજી બાજુ, જીવન ઉપર, પૃથ્વી ઉપર આકાશ, એ રીતે છાઈ રહેલા કોઈ નિયતિ કે ઋત જેવા એક અને અદ્વિતીય પરમ તત્ત્વનું દર્શન પણ, ધર્મશ્રદ્ધા વિજ્ઞાનના આક્રમણથી શિથિલ થતાં, મુશ્કેલ બન્યું. આમ, નિયતિની સામે સ્વયંસ્ફૂર્ત સ્વતંત્ર સંકલ્પશક્તિના હુંકારમાંથી નાટક પ્રગટાવવાપણું ન રહ્યું. પણ કલાસર્જકોને, એને બદલે, જીર્ણ સમાજરચના અને નિર્જીવ જડ ધર્મરૂઢિ જેવી જીવનગ્રાસી યંત્રણાઓમાં વ્યક્તિની સંકલ્પશક્તિનો તાંતણે તાંતણો જકડાયેલો હોય ત્યારે તેની આત્મવેદનાની માત્રા કેટલી હદે વધી જાય છે તેમાં નવા નાટ્યપ્રકારની પ્રેરણા દેખાઈ. નિયતિ અને સ્ખલનશીલ સ્વતંત્ર સંકલ્પશક્તિના સંઘર્ષને ઠેકાણે સમાજ અને વ્યક્તિનો 'સંઘર્ષ' નિરૂપવો મુશ્કેલ હતો, કેમકે સમાજને નિયતિ જેવું અફર તત્ત્વ લેખવું શક્ય એમ ન હતું અને વ્યક્તિની 'સ્વતંત્ર' આચરણની શક્તિ ઘણી જ કુંઠિત જણાય.

આમ કાતરનાં બંને પાનાં છુટ્ટાં થઈ ગયેલાં દેખાયાં. એટલે સમષ્ટિનાં બંધનથી નિયંત્રિત વ્યક્તિના કોઈ વિશિષ્ટ આચરણ માત્રમાંથી નહિ પણ સમગ્રપણે વ્યક્તિને જે સહન કરવું પડે છે તેની ગહનતામાંથી નવું નાટક પ્રસર્યું. વર્ડ્ઝવર્થના 'ભલા ભોળા' ઉદ્ગાર 'what man has made of man?' મનુષ્યે મનુષ્યનું શું બનાવી મૂક્યું છે!—તેમાં આ નવીન નાટકનો પ્રધાન સૂર પકડી આપનારું સૂત્ર મળશે.

પ્રાગતિક નાટકનું ઉપાદાન ઉપરની વિચારણામાં એક પગથિયું આગળ વધતાં મળશે, જીર્ણ રૂઢિ અને નિર્જીવ જીવનરચના નીચે રિબાતી કોઈ રડીરખડી એકાદ વ્યક્તિ જ નહિ પણ અસંખ્ય વ્યક્તિઓ છે. એ ધીમેધીમે સ્પષ્ટ થતું ગયું. અને વ્યક્તિનું સહન કરવું અંગત પ્રકારનું ન રહ્યું. કેમકે ધીમેધીમે તેને એ પણ દેખાયું જ કે પોતા અને, પોતાના જેવાં ઉપર લદાયેલી જીવનઘટના પાછળ સમાજનો એક અંશ છે જેનો એવી ઘટના ટકાવી રાખવામાં પૂરો સ્વાર્થ છે, અને પોતે જો એની સામે પોતાના જેવાં સૌ માટે માથું ઊંચકે ને તેમ કરતાં કાંઈ સહન કરવું પડે તો તે અંગત નહિ પણ સર્વસામાન્ય હિતાર્થે જ સહન કરવાનું થાય. આમ એક મજબૂત કિલ્લેબંધીવાળા અને વિચક્ષણ તેમજ નિત્યજાગ્રત બળની સામે સામાન્ય હિતાર્થે વ્યક્તિ કે વ્યક્તિજૂથ ટકરાય અને જે સંઘર્ષ જામે તેમાંથી નિષ્પન્ન થતા અનિવાર્ય જીવનહ્રાસનું યથાર્થ પ્રતિબિંબ ઝીલે તે 'પ્રાગતિક નાટક!'

આ જાતના નાટકનું બંધારણ ગ્રીક નાટકના બંધારણને મળતું આવે, તો એમાં ભોમિયાકારોને નવાઈ નહિ લાગે. નવીન અંગ્રેજ કવિઓનાં નાટકોમાં વૃંદગાન (chorus) આદિથી એ જ સૂચિત થાય છે, શેક્સપિયરની અને તે પછીની નાટ્યકૃતિઓમાં જે અંગત રાગાવેશોની સંકુલ સંઘટના શક્ય હતી તે અત્યારે બહુ શક્ય દેખાતી નથી. તે પણ નવકવિઓની કૃતિઓથી સમજાય છે. વ્યક્તિ કરતાં બળો નાટકકારનું વધારે ધ્યાન ખેંચતાં લાગે છે. તેમ છતાં નાટક તો જામે જ છે, કેમકે ઉપરની ચર્ચાથી એક વાત તો દીવા જેવી સ્પષ્ટ થઈ હશે જ કે નાટક જામવા માટે મનુષ્યજીવનના નિષ્કારણ વિપુલ હ્રાસ (waste) જેવું ભાગ્યે જ બીજું કોઈ ઉપાદાન હોય. એવા હ્રાસનું ભાન મનુષ્યને જેવું આજના સમયમાં ઉત્કટપણે થયું છે, તેવું ભાગ્યે જ અગાઉ કદી થયું હોય. બીજા શબ્દોમાં, આજે 'પ્રાગતિક નાટક'ની સામગ્રી જ્યાં નજર નાખો ત્યાં ઊભરાય છે; એને ઉપાડી લેનાર ચીવટભરી—અનુકંપાભરી આંખની જ ખોટી છે, જગતમાં જે કાંઈ બની રહ્યું છે તેનું સૂક્ષ્માતિસૂક્ષ્મ સંવેદન (seismographic record) ગ્રહી શકે તેમ છતાં વિવેકપુષ્ટ કલાદૃષ્ટિના નિયમનથી જે અકળાઈ ન ઊઠે એવા હૃદયતન્ત્રની જ ખામી છે.

નાટ્યાંતર્ગત સંઘર્ષ તે અનિષ્ટ અને ઇષ્ટ તત્ત્વો વચ્ચે જ હોવો આવશ્યક નથી, બે ઇષ્ટ તત્ત્વો વચ્ચે હોય તોપણ નાટક તો જામે. એનો આપણે મતે, દાખલા તરીકે, જે અનિષ્ટ તત્ત્વ હોય તેના નિરૂપણમાં સતત ઘેરા રંગો પૂરવામાં મંડ્યા રહેવું નકામું છે. સ્ટીફન સ્પેન્ડરના 'Trial of a Judge'માં જે કંઈ અનિષ્ટને લાગતુંવળગતું છે તેની ઉપર જે રીતે ભાર મૂકવામાં આવ્યો છે તેમાં પ્રાગતિક નાટકના એક મહત્ત્વના ભયસ્થાનનું સૂચન છે.

બીજું પણ અવસ્થાન છે: એને એવા માનવી પાત્ર દ્વારા મૂર્ત થાય તો જ રંગભૂમિ ઉપર મૂકવા યોગ્ય નાટક થવા પામે. તેમ ન થઈ શકે ને માત્ર તે તે બળો જ ગોળ ગોળ રૂપે નિરૂપાય તો તો રંગભૂમિ ઉપર ધુમ્મસ જ ફેલાવ્યા જેવું થાય. અદ્યતન અંગ્રેજી રચનાઓ જોવાથી આ વાતનું પણ કાંઈક સૂચન જરૂર મળશે.

પ્રાગતિક નાટક તત્ત્વતઃ સુખાન્ત જ રહેવાનું. નાટક માત્ર અંતે કોઈ ને કોઈ પ્રકારે *સમાધાનની લાગણી પ્રેક્ષકમાં જગાડ્યા વગર રહેતું નથી,* એ હેગલનો અભિપ્રાય યથાર્થ છે. પણ ગ્રીક નાટકને અંતે પરમ વિશ્વનિયમ, મનુષ્યે કરેલા તેના અતિક્રમણ માટે એને દંડીને પોતે સ્વસ્થ બની તેમાં શ્રદ્ધા રાખનારા, તત્કાલીન ગ્રીક પ્રેક્ષકના મનમાં સમાધાન પ્રેરતો હશે તેમાં, અને આપણા નાટકના સમાધાનમાં ફેર છે. જે સહન કરે છે તેને જીવનહ્રાસના નિમિત્ત અને સાક્ષી ભલે બનવું પડે, અંતે તો એમાંથી પરમ સંવાદશીલ બૃહત્ જીવન પરિણમવાનું, એ શ્રદ્ધા આપણા પ્રેક્ષકના ચિત્તસમાધાનનું કારણ બને છે. આપણું નાટક નાન્દીથી શરૂ થતું નથી પણ કોઈ મૂક ભરતવાક્યથી જરૂર અંત પામે છે. પણ આ ભરતવાક્યની પ્રેરણા સંસ્કૃત નાટ્યની બાબતમાં જોયું તેમ રંગભૂમિ ઉપરની વ્યક્તિઓ કે તેમની કૃતિઓ વા ભાવનાઓથી વ્યતિરિક્ત એવા કોઈ તત્ત્વમાંથી નહિ, પણ તે સર્વમાંથી જ હોવાની. શોષિત માનવ માથું ઊંચકે છે, પડે છે–આખડે છે, મથે છે, વેઠે છે, તે સર્વને પરિણામે જ આ પૃથ્વી ઉપર વિસંવાદ ઓછો થશે અને મનુષ્યને રહેવા જેવી એ થશે એ આજની—ઉત્ક્રાન્તિને જે બિંદુએ આપણે ઊભા છીએ તેને વફાદાર એવી—આપણી શ્રદ્ધા છે. ઉત્ક્રાન્તિના હવે પછીના સોપાને આર્થિક શોષણનાં ષડ્યંત્રો નાબૂદ થયાં હશે તે વખતે નાટકનું ઉપાદાન આ જ નહિ રહે—કદાચ માનસશાસ્ત્રગત ગૂઢ પ્રશ્નોમાંથી મળી રહેશે–એવું આપણને સમજાય તોપણ પેલા ભરતવાક્યની શ્રદ્ધાને મોળી પાડવાની જરૂર નથી. 'પ્રાગતિક' અને 'નાટ્ય' એ એકમેકનો છેદ ઉડાડી દેનારા શબ્દો છે એમ કહી, કલાદૃષ્ટિને નામે આજની આ શ્રદ્ધાને જ કોઈ અપસ્થાન ગણાવે, તો તેના કરકમલમાં ગ્રીક નાટકનો થોક ધરી દેવો ઠીક છે. ગ્રીક નાટ્યકારોની શ્રદ્ધા તે આજે કોની શ્રદ્ધા છે! તેમ છતાં તેની અપીલ આજે પણ આપણને છે તેમ આજની શ્રદ્ધા ભવિષ્યના ભાવકને બાધારૂપ થશે જ એમ માની લઈ ચિંતામાં ને ચિંતામાં રાતઉજાગરા કરવા સારા નહિ.

*

આ તો થઈ હવાઈ વાતો. સૂત્ર (Formula) ઉપરથી ઓછું જ નાટક રચાય છે! આપણાં નાટકો રચાતાં જશે; તેમતેમ પ્રાગતિક નાટકનું યથાતથ સ્વરૂપ આપોઆપ સમજાવા માંડશે, ત્યારે જ સમજાવા પામશે. ઉપર તો કામચલાઉ વિચારણા જ રજૂ કરી, અને તે નિઃશેષ નિરૂપણ માગી લે તેવી હોવા છતાં સંક્ષેપના જોખમભર્યા રૂપમાં મૂકવા પાછળ આશય માત્ર એ જ કે આ અત્યંત મહત્ત્વના પ્રશ્નને જોવાનો એકાદ દૃષ્ટિકોણ મૂકી શકાય તોપણ બસ.

તો, રંગભૂમિ તરફ જ ફરી ફરીને નજર કરવાની રહે છે. ત્યાં અને નહિ કે ચર્ચા-ચર્ચામાં પ્રાગતિક નાટક શોધવાનું છે. પ્રેક્ષકવર્ગની ધીરજ અને સહાનુભૂતિ પ્રશ્નસોપાન

જોવામાં આવે છે. કદાચ એનાં ખોટાં લાલનપાલનથી નવીન રંગભૂમિ ખીલી શકતી નહિ હોય એવો અહીંની સ્થિતિથી તો ડર રહે છે. People's theatre કે એવી પ્રવૃત્તિઓએ શહેરી ભદ્ર પ્રેક્ષકવર્ગના એવા લાલનથી બચીને ચાલવામાં સલામતી છે. બીજું ઉપર સૂચવ્યું છે તેમ નાટક તે સમૂહભોગ્ય—લોકભોગ્ય કલા છે. કવિતા તમે ઓડેન કે મેકનીસની ઢબે લખશો તો હજી નભશે, પણ જેમ પરદેશના મિલસાંચા લાવીને છેવટે આપણા લોકની રુચિની સાડીધોતી જ કાઢવાની રહે છે, તેમ રંગભૂમિ, ખાસ કરીને 'લોક-રંગભૂમિ,' આપણી ભૂમિગત 'ભવાઈ' આદિ સંસ્થાઓના પોતની હશે તો જ લોકરુચિને સહશે અને સર કરશે. નાટકની સામગ્રીમાં પણ તેની લોકભોગ્યતાને કારણે સમજુ કળાકાર સંસ્કૃતિના બધા તાર ઝણઝણાવી પોતાનું મનમાન્યું સંગીત ઉપજાવશે. આ જમાનાના એક સર્વોત્તમ, અને કંઈ નહિ તો તેના વૃંદગાનને કારણે પણ પ્રાગતિક નાટક 'Murder in the Cathedral'-માં ઈલિયટે બે હજાર વરસ જૂની શુદ્ધ સામે મારે ધરેલાં પ્રલોભનોની કથા (જુઓને આજ સુધી કોઈ અહીંના લેખકને એ ખપ ન આવી!)ના પ્રતિધ્વનિની જોડાજોડ મધ્યકાલીન રાજ્ય અને ધર્મ વચ્ચેની અંટસ, ધર્મની આત્મનિર્ભરતા જ્યારે રાજ્યની ભાવિ સમક્ષ સાચા દેખાવાની લોલુપતા, અબુઝ ભોળાં જનવૃંદોના જીવનસરોવરમાં આસપાસના આ આઘાતોથી ઊઠતી લહરીલીલા—એ બધું જ એકીસાથે બાથમાં લેવા કેવો પ્રયત્ન કર્યો છે!

ખરે જ પ્રાગતિક નાટક આપણી ભાષાઓની પ્રતિભાને આહ્વાન દેનાર વસ્તુ છે.

# ચીની નવલકથા

લેખિકા : પર્લ બક

અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ

[ અમેરિકન લેખિકા પર્લ બકને ૧૯૩૮ના ડિસેમ્બરની દસમી તારીખે સ્ટૉકહોમમાં સાહિત્ય માટેનું નોબેલ ઇનામ આપવામાં આવ્યું હતું. એ ચંદ્રક ઉપર આ પ્રમાણે લખ્યું હતું :—"ચીની ખેડૂત-જીવનનાં સાચાં અને સમૃદ્ધ મહાકાવ્યો અને ઉત્તમ જીવનની કથાઓ માટે." એ સમારંભપ્રસંગે એમને સાહિત્યને લગતા કોઈ વિષય ઉપર બોલવાનું કહેવામાં આવ્યું હતું, એટલે જેમાંથી એમને નવલકથા લખવાની પ્રેરણા અને કળા મળી તે ચીની તળપદી નવલકથા વિષે જ એમણે બોલવાનું પસંદ કર્યું. અહીં એ વ્યાખ્યાનનો સાર આપવામાં આવે છે. ]

જોકે હું અમેરિકામાં જન્મેલી છું, અને હવે અમેરિકામાં જ રહું છું, છતાં નવલકથા લખવાના મારા પ્રયત્નોને ઘડનાર અમેરિકન નહિ પણ ચીની નવલકથા છે. ચીનમાં આવ્યા પછી જ મને વાર્તા એટલે શું, અને વાર્તા કેવી રીતે કહેવી અથવા લખવી તે સમજાયું. પણ એટલા એ જ એક અંગત કારણસર તમારી આગળ ચીની નવલકથા વિષે બોલવા બેસવું એ બરાબર નહિ. પણ બીજું પણ એક કારણ છે. મને લાગે છે કે પશ્ચિમની નવલકથા અને પશ્ચિમના નવલકથાકારોને ચીની નવલકથામાંથી કંઈ જાણવાનું મળે એમ છે.

ચીની નવલકથા એટલે તળપદી ચીની નવલકથા. આજના ચીની લેખકોએ પોતાના દેશની સમૃદ્ધિના જ્ઞાન વિના વિદેશી અસર નીચે લખેલી વર્ણસંકર નવલકથા નહિ.

ચીનમાં નવલકથા કદી કલાસર્જન ગણાયું નથી. નવલકથા અને કળા વચ્ચે ત્યાં હમેશાં ભારે અંતર રહ્યું છે. ચીનમાં સાહિત્ય એટલે કેટલાક પંડિતોએ એકબીજાને માટે લખેલું સાહિત્ય. એમાં નવલકથાને સ્થાન નહોતું. પ્રાચીન કાળમાં ચીનમાં આ પંડિતોનું પ્રબળ જૂથ હતું, એમને જ લખતાંવાંચતાં આવડતું હતું અને તત્ત્વજ્ઞાન, સાહિત્ય વગેરે તેમના જ હાથમાં હતાં. એ લોકો આખું જીવન પ્રાચીન કાળનાં પોથાં વાંચવામાં અને ઉતારવામાં ગાળતા અને તેના ઉપરથી કળાના નિયમો તારવતા. એ જૂનાં લખાણમાં કંઈ નવલકથા આવતી નહોતી અને એમના સમકાલીન સામાન્ય લોકો જે નવલકથા રચતા હતા તેના તરફ એમની નજર નહોતી, એટલે એમને મન નવલકથાનું સાહિત્યક્ષેત્રમાં ક્યાંય અસ્તિત્વ જ નહોતું.

આમ પંડિતો લોકોની અવજ્ઞા કરતા હતા, તો લોકો પણ પંડિતોની મશ્કરી ઉડાવતા હતા. પંડિતોની મશ્કરીના કેટલાય ટુચકાઓ ચીનમાં પ્રચલિત છે. અહીં એક આપું છું : એક દિવસે જંગલી પ્રાણીઓ શિકાર માટે ભેગાં થયાં. તેમણે એવું નક્કી કર્યું કે સૌએ જુદીજુદી દિશામાં શિકાર કરવા જવું અને દિવસને છેડે જે કાંઈ માર્યું હોય તે ભેગું કરી સૌએ વહેંચીને ખાવું. સાંજે બધાં તો કંઈ ને કંઈ શિકાર લઈને આવ્યાં પણ વાઘ ખાલી હાથે આવ્યો. 'આમ કેમ ?' એવું જ્યારે તેને પૂછવામાં આવ્યું, ત્યારે તેણે જવાબ દીધો :—"પરોઢિયામાં મને એક નિશાળિયો મળ્યો હતો, પણ મને લાગ્યું કે તમને એ

બહુ કુમળો પડશે, પછી બપોર સુધી કોઈ મળ્યું નહિ. બપોરે એક ધર્મગુરુ મળ્યો. પણ મેં તેને જવા દીધો, કારણ એ તો નર્યા પવનથી ભરેલો હોય. પછી તો છેક સાંજ પડવા આવી ત્યારે મને એક પંડિત મળ્યો. પણ હું જાણતો હતો કે તેને ઉપાડી લાવવામાં કંઈ લાભ નથી, કારણ તે એવો સુકો હશે કે જો આપણે તેને ખાવા જઈએ તો આપણા દાંત જ ભાંગી જાય."

આ પંડિતો કંઈ પણ નવું કે મૌલિક હોય તેને ધિક્કારતા, કારણ એમણે જોયેલી કોઈ શૈલીમાં તેને નાખી શકાય એમ હોતું નથી. અને જેને જૂના વર્ગીકરણમાં ન નાખી શકાય તે સારું હોય જ નહિ, મહાન હોય જ નહિ એ વિષે તેમને પૂરી ખાતરી હતી. આમ એમના વર્ગીકરણ બહારની નવલકથાનું એમને મન અસ્તિત્વ જ નહોતું.

ચીનના મોટામાં મોટા વિવેચકોમાંના એક મા્‌ઓ નાર્મ્રે ૧૭૭૬માં સમસ્ત સાહિત્યના પ્રકારો આ પ્રમાણે ગણાવ્યા છે: નિબંધો, રાજકીય ટિપ્પણો, જીવનચરિત્રો, મૃત્યુલેખો, સૂત્રો, કવિતા, અંત્યેષ્ટિ વ્યાખ્યાનો, અને ઇતિહાસ. આ સમયે તો ચીની નવલકથા સામાન્ય લોકોમાં સૈકાઓનો વિકાસ પામી પામીને ખૂબ ઉચ્ચ કક્ષાએ પહોંચી ચૂકી હતી, છતાં અહીં તેની ગણતરી નથી. ૧૭૭૨ માં બાદશાહ ચિયેન લુંગના આદેશથી સુ કુ ચુયેનશૂએ ચીની સાહિત્યનો વિશાળ વિશ્વકોષ તૈયાર કર્યો હતો. તેમાં પણ નવલકથા શોધી જડતી નથી.

પણ આમ નવલકથાને પંડિતોએ સાહિત્યમાં ન ગણી એ બહુ સારું થયું. નહિ તો તેમણે પોતાના જડ નિયમો વડે એ જીવંત વસ્તુને ગૂંગળાવીને મારી નાખી હોત. એ લોકોને કયાં ખબર હતી કે કળા એ કાંઈ સ્થિર અને અપરિવર્તનશીલ વસ્તુ નથી પણ એ તો નિત્ય નવાં સ્વરૂપો ધારણ કરનાર, અને દસકા જેટલા ટૂંકા ગાળામાં પણ પરિવર્તન પામનાર વસ્તુ છે!

પણ કેટલીક વાર જ્યારે કોઈ નવલકથાપ્રેમી જુવાન બાદશાહ ગાદીએ આવતો, ત્યારે આ પંડિતોની દશા કફોડી થતી અને લાંબી લાંબી ગોળગોળ દલીલો કરીને તેઓ આખરે કહેતા એમાં સામાજિક રહસ્ય છે એટલે એને સાહિત્યમાં ગણી શકાય. પણ સામાન્ય રીતે તેઓ નવલકથા વિષે આ પ્રમાણે વિચાર કરતા.

સાહિત્ય કલા છે.

બધી કલામાં સામાજિક રહસ્ય હોય છે.

આમાં કંઈ સામાજિક રહસ્ય નથી.

માટે એ સાહિત્ય નથી.

આમ ચીનમાં નવલકથા સાહિત્યમાં જ ગણાતી નહોતી.

આવા વિચારોના વાતાવરણમાં હું ઉછરેલી. મને પંડિતોએ એવું જ શીખવેલું અને હું એવું જ માનતી કે શુદ્ધ સાહિત્યને અને નવલકથાને કંઈ લેવાદેવા નથી. સાહિત્ય તો વિદ્વાનોની નિર્મિતિ છે અને અને જીવનના ગભીરતમ પ્રદેશમાંથી જાગતા પ્રતિભાના મુક્ત ઝરણાના પ્રસારાને કાબૂમાં રાખનાર નિયમો તો વિદ્વાનોના મગજમાંથી નીકળેલા છે. પ્રતિભા નાની હોય કે મોટી હોય, પણ તે ઝરણા સમાન છે. કળા છે એ એક સુંદર ઘાટ છે. જો વિદ્વાનો અને વિવેચકોને ખુશ રાખવા હોય તો પ્રતિભાના એ ઝરણાને શિષ્ટમાન્ય

પ્રાચીન કે અર્વાચીન એવા કોઈ બીબામાં બળજબરીથી દાખલ કરવું જોઈએ. પણ ચીનના લોકોએ એમ ન કર્યું. ત્યાં તો નવલકથાની પ્રતિભાનાં જળ યથેચ્છ રીતે ખળખળ કરતાં બહાર ધસી આવ્યાં અને કુદરતી પહાડો અને વૃક્ષોએ દોર્યાં એમ વહેવા લાગ્યાં, કેવળ સામાન્ય જનતા જ તેને કાંઠે આવી તૃષા છિપાવી આરામ અને આનંદનો ઉપભોગ કરવા લાગી.

સામાન્ય લોકો જ ચીની નવલકથાના સર્જક હતા, અને એની ભાષા પણ વિદ્વાનોની નહિ પણ લોકભાષા જ હતી. એ ભાષા એવી તો પ્રવાહી અને સુવાચ્ય હતી કે વિદ્વાનોને લાગતું કે એમાં તો કોઈ શૈલી કેળવી જ ન શકાય.

પણ આ બાબતમાં કેટલાક વિદ્વાનો અપવાદરૂપ હતા. હિંદુસ્તાનથી જે બૌદ્ધ વિદ્વાનો આવ્યા, તેમણે જોયું કે અહીં તો સાહિત્ય લોકોથી દૂર ચાલ્યું ગયું છે, લોકોનો સંપર્ક ખોઈ બેઠું છે, અને નિયમોના બંધનમાં રૂંધાઈને મરવા બેઠું છે. આવી પરિસ્થિતિમાં આ બૌદ્ધોએ કહ્યું કે અમારો હેતુ સાહિત્યના નિયમો અને શૈલીઓને અનુસરવાનો નથી, પણ અમારે જે કહેવું છે તે લોકોને સમજાવવાનો છે. આમ આ લોકોએ નવલકથામાં વપરાતી સહેલી ભાષામાં પોતાનો ઉપદેશ મૂકવા માંડ્યો, એટલું જ નહિ તેમણે વાર્તાને જ ઉપદેશનું સાધન બનાવ્યું, કારણ લોકોને વાર્તા ગમતી હતી. 'ફા શુ ચિંગ' નામના પ્રખ્યાત બૌદ્ધ પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "દેવોની વાણી આપવી હોય તો તે ખૂબ સહેલી રીતે આપવી જોઈએ." ચીની નવલકથાકારનો આ જ જાણે મુદ્રાલેખ છે.

ચીની નવલકથાઓ લોકોને આનંદ આપવાને લખાતી હતી. આનંદ એટલે માત્ર રમૂજ નહિ પણ સમગ્ર મનને રોકી લે એવો રસ—ચિત્તને જીવનનાં ચિત્રો અને જીવનનાં રહસ્યથી પરિચિત કરવું તે. કલાના નિયમો દ્વારા નહિ પણ જુદાજુદા જમાનાના લોકો વિષે વાર્તા કહીને એટલે કે લોકો આગળ લોકોને જ રજૂ કરીને આત્માને ઉત્તેજિત કરવો તે.

પણ ચીની નવલકથા સામાન્ય લોકભાષામાં લખાઈ તેનું ખરું કારણ તો એ હતું કે તે લોકોને લખતાંવાંચતાં આવડતું નહોતું. આથી નવલકથા એવી ભાષામાં જ લખવી જોઈએ કે જે કોઈને મોઢે સાંભળીને પણ લોકો સમજી શકે. બસો માણસની વસ્તીવાળા ગામમાં ભાગ્યે એકાદબે જણને વાંચતાં આવડતું હોય—એટલે રજાના દિવસોમાં કે કામ પત્યા પછી સાંજે તેઓ ગામલોકોને વાર્તા વાંચી સંભળાવે. આમ ચીની નવલકથાની શરૂઆત થઈ. આવા ડાયરામાં વાર્તા વાંચનારનું ગળું સુકાતું હોય તો તેને ચા પાવા ઉપરાંત પડતું, અને જો વધારે પૈસા ભેગા થતા તો પછી પેલો માણસ વાર્તા કહેવાનો જ ધંધો લઈ બેસતો. અને ત્યારે તેને રોજ રોજ કહેવા માટે વાર્તાઓ ખૂટતી. એટલે પછી તે પ્રાચીન ઇતિહાસ, દંતકથા, ચાલુ જીવન વગેરેમાંથી પ્રસંગો શોધી કાઢી કલ્પનાના રંગો પૂરી તેમાંથી વાર્તા ઉપજાવતો પણ શૈલી હમેશાં સરલ જ રાખતો. વર્ણનો પણ ટૂંકાં અને પ્રસંગને કે વ્યક્તિને તાદૃશ કરવા પૂરતાં જ વાપરતો. વાર્તામાં રોકાણ નાખે એવાં નહિ. વાર્તા તો ચાલતી જ રહેવી જોઈએ. કારણ લોકોને વાર્તા જોઈતી હતી.

પણ વાર્તા એટલે કેવળ અર્થહીન બનાવોની ધમાધમી નહિ. ચીનના લોકો એની પાર આલ્યા ગયા હતા. તેઓ તો નવલકથામાં સૌથી પહેલાં પાત્રાલેખન માગે છે, જેથી દરેક પાત્ર સ્વતંત્ર ઓળખી શકાય. 'શિ હુ ચ્વાન' ચીનની મોટામાં મોટી નવલકથા લેખાય છે. એને વિષે ઉત્સાહમાં લોકો કહે છે કે એનાં એકસો ને આઠ પાત્રોમાંથી કોઈ એક પણ બોલવા માંડે એટલે તે કોણ છે તે કહેવાની જરૂર રહેતી નથી. આપોઆપ જ તેના શબ્દો ઉપરથી જ પરખાઈ જાય છે. આ પાત્રાલેખન લેખકના વર્ણનમાંથી નહિ પણ પાત્રનાં વચન અને કાર્યોમાંથી જાગવું જોઈએ. એ એ લોકોની બીજી માગણી છે.

એક બાજૂ જેમ ચા-ઘરોમાં અને ડાયરાઓમાં નવલકથા ઊછરતી જતી હતી. તેમ રાજમહેલોમાં પણ એ જ અણધડ રીતે એ ઘડાતી જતી હતી. દરેક રાજાને નગરચર્ચા જાણનાર માણસો હતા. તેઓ વેશપલટો કરી લોકોમાં ભળતા અને લોકોની વાત જાણી લાવતા, અને રાજાને કહેતા. પણ રાજખટપટ કરતાં વાર્તારસ રાજાઓને પણ વધારે રુચિકર થઇ પડતો અને એ સમજી જઇને ચાર લોકો પણ લોકજીવનની પોતે સાંભળેલી અનેક વાતો રાજાને કહેતા અને લખી પણ રાખતા. વળી એ લોકો રાજાને જ વાત કહેતા એમ નહિ, રાજાની વાત પ્રજાને પણ કહેતા. રાજરાણીના સંતતિ ન હવાને કારણે ઝઘડા, રાજમહેલના કાવાદાવા વગેરે તે લોકોને કહેતા. આમ લોકોને રસ પડે એવા દરેક વિષયની દંતકથા અને પૌરાણિક કથા, પ્રેમ અને કાવાદાવા, લૂંટારા અને લડાઈઓ, ટૂંકમાં ઊંચા કે નીચા લોકોનાં જીવનનાં સર્વ પાસાંઓ વિષેની વાર્તાઓ રચાવા લાગી.

આ ચીની નવલકથા કંઈ થોડા મહાન લેખકોને હાથે ઘડાઈ નથી. ચીનમાં કોઈ ડિકન્સ કે થૅકરે, મેરિડિથ કે હાર્ડી હતા જ નહિ. છતાં ત્યાં જગતની મહાનમાં મહાન નવલકથાઓ જોડે બેસે એવી નવલકથાઓ લખાય છે. તો એ લખી કોણે?

ચીનમાં નવલકથાકાર કરતાં નવલકથાનું જ મહત્વ વધારે હતું. આથી એમની મોટામાં મોટી નવલકથા 'શિ હુ ચ્વાન' કોઇ એક માણસે લખી છે કે સૈકાંઓ દરમિયાન ઘણે હાથે લખાઈ, જોડાઈ, સંપાદિત થઈ આજનું રૂપ પામી છે, એ નક્કી થઈ શકતું નથી. દરેક લેખક પોતપોતાના જમાનાની વાતો લખતો અને પોતે અજ્ઞાત રહેતો. તેને વિવેચન, સમાલોચના કે સમાલોચકોના શાસ્ત્રીય સિદ્ધાંતોની કંઇ પડી જ નહોતી. તે. તો પોતાને ગમે અને ગમે તેમ લખ્યે જતો હતો. કોઈ વાર તેનાથી ખૂબ સારું લખાઈ જતું, તો કોઇ વાર વળી એટલું સારું ન પણ લખાતું. આમ પોતાની પાછળ પોતાની કૃતિ મૂકીને તે પાછો અલોપ થઇ જતો. અભણ લોકોની જીભે તેની નવલકથા જીવતી.

'શિ હુ ચ્વાન'ની પાછલી આવૃત્તિની પ્રસ્તાવનામાં એ નવલકથાના ઘડતરમાં જેનો સારો સરખો હાથ હતો તે શિન નાઈયાન કહે છેઃ "મારે જે કહેવું છે તે લોકો સહેલાઇથી સમજે એમ હું ઇચ્છું છું. વાચક ભલો હોય કે ભૂંડો, ભણેલો કે અભણ, કોઇ પણ આ ચોપડી વાંચી શકે છે. ચોપડી સારી રીતે લખાયેલી છે કે નહિ એની કોઈએ ચિંતા કરવાની જરૂર નથી. અરે, હું જ મરવા સરજાયલો છું ને ! મારા પાછી આવનારો એ ચોપડી વિશે શું કહેશે તે હું શી રીતે જાણી શકું ! બીજા જન્મમાં હું પોતે જ એને વિશે શું

ધારીશ તે જ હું કહી શકતો નથી તે ! ત્યારે હું વાંચી શકીશ કે કેમ તે પણ કોણ જાણે છે! તો પછી મારે શું કામ ચિંતા કરવી જોઈએ ?"

કેટલીક વાર કોઈ કોઈ વિદ્વાનોને પણ અજ્ઞાતનામા નવલકથાકારોની ઈર્ષ્યા આવતી અને તેઓ પણ વિદ્વત્તાનો અંચળો ઉતારી સરલ અને સ્વાભાવિક શૈલીનો આશરો લઈને ઉપનામ ધારણ કરી નવલકથાઓ લખતા. નવલકથાકારની કોઈ ચોક્કસ શૈલી ન હોવી જ જોઈએ, પણ જેવું વસ્તુ તેવી શૈલીમાં તેણે લખવું જોઈએ, એમ ચીનાઓ માને છે. આથી જો કોઈના લખાણ ઉપરથી પારખી શકાય કે આ તો ફલાણાનું છે, તો તે તેની ઊણપ ગણાય, તે તેની શૈલીમાં જકડાઈ ગયો ગણાય. આથી ચીની નવલકથાકારો વસ્તુ પ્રમાણે શૈલી બદલતા જ રહે છે.

આપણે પશ્ચિમના ગજે માપીએ તો એ ચીની નવલકથાઓ આપણને સંપૂર્ણ ન લાગે. એ કથાઓમાં આદિથી અંત સુધી કોઈ એક યોજના ( Plan ) નથી હોતી, તેમ તેની ગૂંથણી પણ દૃઢબંધ ( compact ) નથી હોતી. ઘણી વાર તો તે અતિશય લાંબી હોય છે, તેમાં બનાવો પણ હદ ઉપરાંતના ભર્યા હોય છે, પાત્રોનો પણ પાર નથી હોતો, વસ્તુ પણ હકીકત અને કલ્પનાના ખીચડા જેવું, અને રીતિ પણ વાસ્તવવાદ અને રોમાન્ટિસિઝમના સંકર જેવી હોય છે. જૂનામાં જૂની ચીની નવલકથાઓમાં દંતકથાઓ—લોકકથાઓ (folklore) પુષ્કળ આવે છે, કારણ તે કાળમાં એ લોકો લોકકથાઓની રીતે જ વિચારતા અને સ્વપ્નો સેવતા હતા. આજે જેણે આ જૂની નવલકથાઓ વાંચી ન હોય, તે ચીનાઓના મનને સમજી નહિ શકે. કારણ એ નવલકથાઓએ જ એમનાં મન ઘડેલાં છે.

હજારો વર્ષના જીવનથી તરવરતા અને વાર્તારૂપે વ્યક્ત થતા આ લોકમાનસમાંથી જ ચીની નવલકથા ઊગેલી અને વધેલી છે. અને એથી જ એ મહાન કથાઓનો કોઈ એક લેખક જાણવામાં નથી. એક વાત તરીકે શરૂ થઈ નવે નવે હાથે નવા નવા ઉમેરાઓ થતાં થતાં તેમાંથી એક મોટી નવલકથા બની જતી. એક દાખલો લઈએ. "સફેદ સાપ" અથવા 'પી શે ચ્વાન' ટંગ રાજાઓના કાળમાં કોઈ અજ્ઞાત લેખકે લખી હતી. તે વખતે તો એક સફેદ સાપની જ એ અતિપ્રાકૃત વાત હતી. ત્યાર પછીના સૈકામાં એ સાપને બદલે દુષ્ટ સ્ત્રી એનું મુખ્ય પાત્ર બની ગઈ. પણ ત્રીજું સંસ્કરણ વળી વધારે માનવભાવભર્યું અને કોમળ છે. એ દુષ્ટ સ્ત્રી પણ પતિપરાયણ પત્ની બની જાય છે, પતિને મદદ કરે છે, અને પુત્રને જન્મ આપે છે. આમ વાર્તા નવાં પાત્રો ઉમેરે છે, એટલું જ નહિ, નવા ગુણો પણ ઉમેરે છે, અને અતિપ્રાકૃત વાર્તા મટીને માનવોની કથા બની જાય છે.

આમ ચીનના જૂના કાળનાં પુસ્તકોને નવલકથા નહિ પણ નવલકથાની સામગ્રીના ભંડાર કહેવા જોઈએ. જેમાંથી શક્તિશાળી લેખક નવાં નવાં રત્નો જગતને ધરી શકે. આમાંનાં ઘણાં પુસ્તકો તો લોપ પામ્યાં છે, પણ કેટલાંક ટકી રહ્યાં છે. મિંગ વંશના કાળમાં ઘણી વાતો એક યા બીજે રૂપે 'તાઈ પિંગ કવાન શી' નામના વિશાળ વાર્તાસંગ્રહમાં જળવાઈ રહી છે. એમાં વહેમોની વાત છે અને ધર્મની યે છે, દયાની યે છે, ભલાઈની યે છે, અને સારાંમાઠાં કર્મોના બદલાની યે છે, સ્વપ્નની અને ચમત્કારોની યે છે, અને રાક્ષસો અને દેવદેવીઓની યે છે, ધર્મગુરુઓની યે છે અને વાઘવરુની પણ છે, દેહા-

તરની યે છે અને મૃતસંજીવનની યે છે. પણ આ બધી વાર્તાઓ તે તે કાળનું પ્રતિબિંબ પાડે જ છે. જેમકે હાન વંશના સમયની વાર્તાઓ ખૂબ પૌરુષભરી, અને આખી પ્રજાના પ્રશ્નોને અર્થનારી હોય છે, અને કોઈ મહાન વ્યક્તિ કે વીરપુરુષની આસપાસ ગૂંથેલી હોય છે. એ સુવર્ણયુગમાં હાસ્યરસ પણ બળવાન, પાર્થિવ અને મસ્તીભર્યો હતો. પછી જેમ જેમ ક્ષીણતા અને સડો પેસતાં ગયાં, તેમ શૈલીમાં પણ નબળાઇ અને મિઠાશ વધતાં ગયાં અને વિષયો પણ ક્ષુલ્લક બનતા ગયા. ચીનાઓ કહે છે કે, "એ જમાનામાં લોકો ક્ષુદ્ર વસ્તુઓ વિષે લખતા, કોઈ સ્ત્રી વિષે, કોઈ ઝરણા વિષે કે કોઈ પંખી વિષે."

*ચીનના ઇતિહાસના રૌપ્યયુગ સમા ટાંગકાળમાં રૂપેરી પ્રેમકથાઓ લખાઇ. એ જમાનો* જ પ્રેમનો હતો. સૌંદર્યવતી યાંગ કુઇ ફી અને તેના જેટલી જ સુંદર રાજાની માનીતી મી ફૂીની આસપાસ હજારો પ્રેમકથાઓ રચાઇ. આમાંની કેટલીક કથાઓ તો સમગ્રતા અને જટિલતાની બાબતમાં પશ્ચિમની નવલકથાના આદર્શને પણ સ્પર્શી જાય છે. તેમાં આપણે કાર્યનો ઉપાડ, વળાંક અને મુક્તિ બધું ય સ્પષ્ટ નહિ તો સૂચિત જોઈ શકીએ છીએ. ચીનાઓ કહે છે કે આપણે ટાંગ કાળની વાર્તાઓ વાંચવી જોઇએ, કારણ જોકે તેના વિષય ક્ષુદ્ર હોય છે તોપણ તે એવી હલમલાવી નાખે એવી શૈલીમાં લખેલી હોય છે કે આપણી આંખમાં આંસુ આવી જાય છે. આ પ્રેમકથાઓમાંની ઘણીખરી તો લગ્નબાહ્યના પ્રેમની જ હોય છે. અને જો કોઈમાં લગ્ન આવે છે તો તેનો અંત હમેશાં દુઃખમય જ હોય છે. 'પી લી શી' અને 'શિયાઓ ફ્રંગ ચી' નામની બે પ્રખ્યાત વાર્તાઓ તો ગણિકાઓની શ્રેષ્ઠતા બતાવવા જ લખાયેલી છે.

આ વૃત્તિ દહાડે દિવસે એટલી પ્રબળ થતી ચાલી કે આખરે રાજકર્તાઓએ એવી વાતોને ક્રાંતિકારી અને લોપમકારક ગણીને ધિક્કારી કાઢવા માંડી. કારણ એ વાતો ચીની સંસ્કૃતિના પાયા સમી કુટુંબવ્યવસ્થા ઉપર જ ઘા કરનારી હતી. વળી જુનવાણી આદર્શની વાર્તાઓની પણ ખોટ નહોતી. 'હુઇ ચેન ચી'માં એક જુવાન પંડિત યીંગ યીંગ નામની એક સુંદરીના પ્રેમમાં પડે છે અને પછી તેનો ત્યાગ કરતી વખતે કહે છેઃ "અસાધારણ સ્ત્રીઓ બધી જ ભયંકર હોય છે. તેઓ પોતાનો તેમ બીજાનો પણ નાશ કરે છે. રાજાઓને પણ તેમણે પાયમાલ કર્યા છે. હું કંઇ રાજા નથી, એટલે હું એનો ત્યાગ કરું એ જ બરાબર છે." યીંગ યીંગ પણ કહે છેઃ "તું મારો સ્વામી છે, તું મારો ત્યાગ કરે તો એ તારા અધિકારની વાત છે, હું તારો દોષ નથી કાઢતી." પણ પાંચસો વરસ પછી ચીનના લોકોએ આ વાતને ફેરવી નાખી; તેમાં ચાંગ અને યીંગ યીંગ બંને પતિપત્ની બને છે, અને પત્ની આખરે કહે છેઃ "આખી દુનિયાના પ્રેમીઓ સુખી લગ્નમાં જોડાય એવી આશાથી અમે પરણીએ છીએ." ચીનના લોકો એવા ધીરજવાળા છે કે એક વાતનો સુખી અંત જોવા માટે પાંચસો વરસ રાહ જોવી એ તેમને મન કંઇ જ નથી. ચીનની આ એક અતિ પ્રસિદ્ધ વાત છે અને તેણે જમાને જમાને નવાં નવાં રૂપો—ગીતિનાટ્ય, છંદોબદ્ધ વાર્તા ધારણ કર્યાં છે. ચીનનાં બાળકો પણ આ ચાંક સેનને ઓળખે છે. [અપૂર્ણ]

☆

# જૂનાં કપડાં

નટવરલાલ પ્ર. બૂચ

ગીતામાં દેહત્યાગને જૂનાં કપડાંના ત્યાગની સાથે સરખાવ્યો છે. પણ ખરી રીતે જૂનાં વસ્ત્રોનો ત્યાગ દેહત્યાગ જેટલો સહેલો નથી—વધારે વસમો છે. દેહત્યાગ કરવાની ઘડીએ માણસને ભાન નથી હોતું કે પોતે હવે દેહત્યાગ કરે છે; જ્યારે જૂનાં કપડાં ત્યાગતી વેળા આપણે જાણીએ છીએ કે આપણે ત્યાગ કરીએ છીએ. એવો સભાન ત્યાગ ક્લોરોફોર્મ વિના કરેલા ઓપરેશન જેવો અત્યંત દુઃખકર લાગે છે. કારણ એ છે કે જૂનાં કપડાં સાથે આપણું તાદાત્મ્ય સંપૂર્ણ રીતે સિદ્ધ થયું હોય છે, નવાં અને જૂનાં કપડાં વચ્ચે એ ફેર છે. નવાં કપડાં જાણે કે આપણાથી અળગાં, અતડાં રહેવા માગતાં હોય તેમ લાગે છે, નવાં કપડાં શરીર ઉપર હોય ત્યારે કપડાં પહેર્યાનું ભાન આપણને રહ્યા કરે છે, જે આપણી સ્વસ્થતા હરી લે છે. જૂનાં કપડાંમાં આપણે ખૂબ સ્વસ્થ રહી શકીએ છીએ અને સ્વાભાવિક રીતે વર્તી શકીએ છીએ. એ આપણાં અને આપણે તેમના થઈ ગયા હોઈએ છીએ. આ કારણથી જૂનાં વસ્ત્રોનો ત્યાગ લાંબા સહવાસ પછીના સ્વજનનો ત્યાગ જેટલો દુઃખદ નીવડે છે.

વળી આપણા વ્યક્તિત્વને જૂનાં કપડાં સાથે ઘનિષ્ઠ સબંધ છે. જૂનાં વસ્ત્રો ત્યાગીએ ત્યારે આપણું તે વખતનું વ્યક્તિત્વ જાણે કે તેમાં સંઘરાઈ રહી જતું હોય તેમ લાગે છે. તેથી જ મહાન મુત્સદ્દીઓ નિવૃત્તિ લેતા ત્યારે પણ પોતાનાં જૂનાં કપડાં સાચવી રાખતા. અને તેમાં જાણે કે પોતાની મુત્સદ્દીગીરી સંઘરી રાખતા. જરૂર પડ્યે તેવા મુત્સદ્દીઓ પોતાની નિવૃત્તિ ત્યાગવા તૈયાર થઈ જતા અને તેની નિશાનીરૂપે સૌથી પહેલું કામ પોતાનાં જૂનાં કપડાં પહેરી લેવાનું કરી પછી જ પોતાનું જૂનું કામ કરતાં. જૂનાં કપડાં વિના તેઓ આમ ન જ કરી શકે. જૂનાં કપડાંનું એ જાદુ છે. હું પોતે પણ મહામહેનતે ત્યાગેલ મારાં જૂનાં વસ્ત્રોમાંથી એકાદ જોડી ખાસ સાચવી રાખું છું અને ભૂતકાળમાં વિચરવું હોય ત્યારે તે પહેરી લઉં છું. બસ, તે જ ઘડીથી હું વર્તમાન ભૂલી ભૂતમાં ભમવા લાગું છું અને એ સંસ્મરણોથી રાચી રહું છું.

જૂનાં કપડાં, વૃદ્ધ માબાપની જેમ લગભગ નિરુપયોગી બને ત્યારે પણ પ્રિય તો ખૂબ લાગે છે. જાળી જેવું થઈ ગયેલું અને ઠેકઠેકાણે કાણાંવાળું જૂનું કપડું જાણે કે આપણા પિંડની બહાર સાથે એકતા કરવા મથે છે. કેટલાક માણસોના સદ્‌ગુણો જેમ રહી રહીને વૃદ્ધાવસ્થામાં ખીલે છે, તેમ જૂનાં કપડાંની સફેદી [ ખાસ કરીને ખાદીની ] ફાટવા ટાણે ખીલી ઊઠે છે. તેની સાથે આમ આપણો પ્રેમ જામે છે.

અલબત્ત, કેટલાંક વધુ જૂનાં વસ્ત્રો, જૂના નોકરની જેમ ફાટી જાય છે અને સમાજમાં આપણને ઉઘાડા પાડે છે તે વખતે આપણી પ્રતિષ્ઠા ભારે ભયમાં આવી પડે છે. એક વખતે મુસાફરીમાં સાથે લીધેલું મારું જૂનું ધોતિયું એકાએક ગોઠણેથી ફાટયું હતું. સ્યામ-

મેઘની વચ્ચ ડોકાતા શ્વેત ચંદ્રની માફક શ્વેત વસ્ત્રની વચ્ચે મારા શ્યામ ગોઠવણને જોઈ મારે શરમાવું પડ્યું હતું. ઘણી વેળા તો જૂનાં વસ્ત્રોની નફટાઈ [ કે ફટાઈ? ] એથી યે આગળ જાય છે. આપણાં જ જૂના વસ્ત્રોથી આમ ઉઘાડા પડીએ ત્યારે આપણને તેનું મોં શીવી લેવું પડે છે.

પણ જીવન એવી વિચિત્રતાઓથી—દુઃખદ વિચિત્રતાઓથી—ભરેલું હોય છે કે આપણો શુદ્ધ પ્રેમ આપણી પ્રતિષ્ઠાની સાથે મેળ ખાતો નથી. જૂનાં વસ્ત્રો પ્રતિષ્ઠાને ઘાતક ગણાય છે, એ પણ આવી એક દુઃખદ હકીકત છે. તોપણ આપણા પ્રેમ અને પ્રતિષ્ઠા બન્નેને નિભાવવા માટે આપણે જૂનાં વસ્ત્રને થીંગડાં મારીએ છીએ. પણ પ્રેમ અને પ્રતિષ્ઠાનું આ દ્વંદ્વયુદ્ધ લાંબું ચાલી શકતું નથી. આખર માણસ બિચારો નબળા મનનું પ્રાણી છે. તે પોતાની પ્રતિષ્ઠાને ખોવા તૈયાર થતો નથી. અને પરિણામે એક દુઃખદ દિવસે પોતાના જૂના વસ્ત્ર તરફનો પ્રેમ જરા યે ઓછો થયો ન હોય તોપણ, દુખાતે દિલે તે તેનો ત્યાગ કરે છે. આપણે સૌ તેમ જ કરીએ છીએ, હું પણ તેમ જ કરું છું. અને મારાં જૂનાં કપડાં જ ત્યાગતી વેળા મારા મનને મનાવવા કર્નલ લવલેસની પેલી લીટીઓ યાદ કરું છું.

'I could not love the, Dear so much,
Loved I not honour more.'



# લીલાં શાક કેમ રાંધવાં ?

[ ઇંગ્લંડની મેડિકલ રિસર્ચ કાઉન્સિલની એકસેસરી ફૂડ ફેક્ટર્સ કમિટીએ લીલાં શાક રાંધતાં તેમાંનાં વિટામિન અને ક્ષારો શી રીતે જાળવવા એ ઉપર એક નોંધ તૈયાર કરી છે, તે ઉપયોગી જણાવાથી નીચે ઉતારી છે. ]

## વિટામિનોની જાળવણી

અત્યારે લીલાં શાક રાંધવામાં પ્રચલિત ઘણીખરી રીતોથી વિટામિનો નકામાં જાય છે અથવા તો નાશ પામે છે. આ લડાઈના સમયે ખોરાકમાંથી બને એટલાં વધુમાં વધુ પોષક તત્ત્વો મેળવવાની જરૂર છે, એટલે ખોરાક પકાવવામાં એવી રીતો વાપરવી જોઈએ કે જેથી વધારેમાં વધારે પોષક તત્ત્વો સચવાઈ રહે.

લીલાં શાક રાંધતાં તેના વિટામિનો ઉપર કેવી અસર થાય છે, એ બાબત અમને જે જ્ઞાન છે તે ઉપરથી આ સામાન્ય નિયમો તારવ્યા છે. આ સિદ્ધાંતો ઉપરથી કેટલાક સામાન્ય નિયમો આપ્યા છે, અને લીલાં શાકો રાંધવાની રીતો પણ બતાવવાં આવી છે.

ચરબીમાં ઓગળી જતું વિટામિન 'એ' તે કશી હાનિ થવાનો સંભવ નથી. પાણીમાં ઓગળનાર વિટામિન 'બી' અને 'સી' જ મોટે ભાગે રાંધવાની ક્રિયા દરમિયાન વેડફાઈ જવાનો વધારે ભય છે, આનાં કારણું નીચે પ્રમાણે છેઃ—

(૧) આ વિટામિનો પાણીમાં ઓગળી જાય છે, તેથી પલાળવાના કે રાંધવાના પાણીમાં ઓગળી જાય છે. વળી શાકના રસામાં પણ તે ચાલ્યાં જાય છે.

(૨) કાચાં શાકોમાં Enzymes હોય છે. તે વિટામિનોનો નાશ કરે છે—ખાસ કરીને કાચું શાક રગદોળ્યું હોય કે કાપીને રાખી મૂક્યું હોય ત્યારે રાંધવાની ક્રિયા દરમિયાન ગરમી એટલી હદે પહોંચે કે જ્યારે આ પદાર્થો પોતે જ નાશ પામે, તે પહેલાં તેઓ પોતાનું વિનાશ કાર્ય વધારેમાં વધારે જોરથી ચલાવે છે. આ હદ ઊકળબિંદુથી થોડા જ અંશ ઓછી હોય છે.

(૩) પાણીમાં ઓગળી જનારાં વિટામિનો ગરમીથી આપોઆપ જ નાશ પામે છે. એનું પ્રમાણ ગરમી કેટલી અને કેટલો સમય અપાય છે એના ઉપર આધાર રાખે છે.

(૪) રાંધ્યા પછી રાખી મૂકેલાં શાકમાંનાં પાણીમાં ઓગળનારાં વિટામિનો નાશ પામે છે.

(૫) રાંધવા પહેલાં મીઠું કે ખાંડ નાખવાથી ૩ અને ૪ કારણોથી થતો નાશ ઓછો થાય છે.

(૬) ખટાશ (acid) હોય તો વિટામિન 'એ' અને 'બી' જળવાઈ રહે છે. આથી ઘણી વાર સરકો નાખવામાં આવે છે. આલ્કલી (કાર્બોનેટ કે બાઈકાર્બોનેટ ઑફ સોડા) ઉમેરવાથી વિટામિનો વહેલાં નાશ પામે છે.

## લીલાં શાકો રાંધવા સંબંધે વ્યવહારુ સૂચનાઓ

(૧) જેમ બને તેમ તાજાં શાક લેવાં.

(૨) કરમાઈ ન જાય (wilting) માટે ઠંડી અને ભેજવાળી જગામાં રાખવાં.

(૩) લાવવા લઈ જવામાં ઈજા ન પહોંચે—કચડાઈ ન જાય, છોલાઈ ન જાય તેની સંભાળ રાખવી.

(૪) જો શાક પલાળવું હોય તો પાણીમાં મીઠું નાખવું (એક શેરમાં બે ચમચી).

(૫) જો શાકને કચુંબર માટે ઝીણું છીણવાનું હોય અથવા નાના કટકા કરવાના હોય તો પીરસવા પહેલાં જ કરવા.

(૬) રાંધવામાં ઓછામાં ઓછું પાણી વાપરવું.

(૭) શાક ઓરવા પહેલાં આંધણ આવવા દેવું.

(૮) શાક ઓરવા પહેલાં મીઠું નાખવું.

(૯) પાણીનું આંધણ ચાલ્યું જાય એટલા માટે શાક ધીમે ધીમે અથવા રહ્રતે રહ્રતે ઓરવું.

(૧૦) શાકને નરમ બન્યા પછી જરા પણ વધારે ચોડવવાં નહિ.

(૧૧) રાંધવાની ગોઠવણ એવી કરવી કે શાક રંધાઈ રહે કે તરત પીરસી દેવાય.

(૧૨) રંધાઈ રહ્યા પછી પાણી રહ્યું હોય તો તે કાઢી લેવું અને સૂપ વગેરે બનાવવામાં વાપરી નાખવું; અથવા જો એક પછી એક ઘાણ રંધાતા હોય તો તેનું તે પાણી વાપર્યા કરવું.

## વિટામિન ' સી ' ઓછામાં ઓછું નાશ પામે તેવી રીતો

(૧) મીઠાવાળાં આંધણ આવેલા થોડાં પાણીમાં ઓછામાં ઓછો વખત બાફવું; વધેલું પાણી બીજું શાક રાંધવામાં અથવા સૂપ વગેરે કરવામાં વાપરી લેવું.

(૨) શાકની ૨ થી ૩ ઈંચ લાંબી અને ½ ઈંચ પહોળી કાતરી નાખવી, અને મીઠું નાખેલાં થોડા તેલમાં અરધીથી એક મિનિટ સુધી ઝટપટ ચોડવી નાખવું. ( સાધારણ કદની કોબી માટે બે ચમચી તેલ અને અરધી ચમચી મીઠું બસ થાય. ) પછી થોડું આંધણ આવેલું પાણી ઉમેરવું ( અરધાથી એક પ્યાલા જેટલું ), અને ઢાંકીને દસેક મિનિટ ચડવા દેવું. જરા પણ વરાળ ચાલી ન જાય એમ ઢાંકવું. શાક જ્યારે રંધાઈ રહે ત્યારે બહુ જ થોડું પાણી રહેવું જોઈએ. આ રીતે ચીન જાપાન અને હિંદુસ્તાનમાં સર્વત્ર વપરાય છે.

શાકને ઉત્તમમાં ઉત્તમ સાધનો દ્વારા વરાળ આપવાથી પણ ઉપલી રીતના જેવું સંતોષકારક પરિણામ આવતું નથી.

ઉપરની સાવચેતીઓ બરાબર લેવામાં આવે તો શાકમાં રહેલા ક્ષારો પણ બરાબર જળવાઈ રહેશે.

બ્રિટિશ મેડિકલ જર્નલ; ૫ જુલાઈ, ૧૯૪૧.

☆

## અનુક્રમણિકા

પુસ્તક ૩૭ પોષ-મહા : ૨૦૦૦ અંક ૩-૪



✱

'પ્રસ્થાન' દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.




લવાજમ : હિંદમાં રૂા. ૫-૦-૦; બર્મા તથા પરદેશમાં રૂા. ૭-૮-૦; છૂટક નકલ ૧-૦-૦

લખો : પ્રસ્થાન - કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી : ૧૨ બ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૩૦-૧૨-૪૩

યોજના નં. ૨ માટે પાછળ જુઓ →

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૭ પોષ–મહા : ૨૦૦૧ અંક ૩–૪


## 'ઉત્તરરામચરિત' વિષે થોડુંક


રતિલાલ મોહનલાલ ત્રિવેદી


આપણા વિદ્વચ્છિરોમણિ સ્વ. ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરને એક પત્રના તન્ત્રીએ એક વાર પૂછ્યું, "આપનું સહુથી પ્રિય એક પુસ્તક કિયું?" ડૉ. ભાંડારકરે તુરત જ ઉત્તર આપ્યો, "ઉત્તરરામચરિત". 'ઉત્તરરામચરિત' વિષે ભારતવર્ષના પંડિતહૃદયની પરંપરાગત ઊતરેલી માન્યતા 'उत्तरे रामचरिते भवभूतिर्विशिष्यते' એ એમ સૂચવે છે કે કરુણરસના આલેખનમાં ભવભૂતિનો જોટો જડે તેમ નથી. મહાકવિ કાલિદાસનું 'શાકુન્તલ' નાટક જે જગતનું "એક પરમ અદ્ભુત" છે તેના કરતાં પણ કારુણ્યના નિરૂપણમાં 'ઉત્તરરામચરિત' મૂર્ધસ્થાને છે એમ એ ઉક્તિનું તાત્પર્ય છે.

મૅકોલેએ શેક્સપિયરના "ઑથેલો"ને મનુષ્યની હૃદયદ્રાવક કૃતિઓમાં સર્વોત્તમ કહેલ છે. પાંત્રવર્થે ઑથેલો, સોક્રેટિસના મૃત્યુની પ્લેટોએ લીધેલી નોંધ અને સર ઑઈક વૉલ્ટનનું જ્યોર્જ હર્બર્ટનું જીવનચરિત એ ત્રણેને જગતની સહુથી વિશેષ કરુણજનક કૃતિઓ ગણાવી છે. પરંતુ સહૃદય વાચકને 'સીતાવનવાસ'નો પ્રસંગ જગતના સર્વ કરુણ પ્રસંગોમાં અગ્રસ્થાને જણાય તો તેમાં લેશ પણ આશ્ચર્ય નથી. રામવનવાસનું દુઃખ પણ સીતાવનવાસ પાસે ફીકું લાગે છે. મેં એક સ્થળે કહ્યું છે તેની પુનરુક્તિ કરું તો "રામ અને સીતાનાં પ્રેમ અને વિયોગનાં ગીતો ગાનાર આદિકવિએ પરમાત્મા અને જીવાત્માના વિરહની વ્યથાનાં ગીતો ગાયાં છે અને તેથી જ ભવભૂતિ જાનકીને "करुणस्य मूर्तिः અથવા शरीरिणी विरहव्यथा, કહીને એ મૌલિક વિયોગનું સ્વરૂપનિરૂપણ કરે છે. આ સનાતન કારુણ્ય અનુભવતા પ્રત્યેક આત્માને 'ઉત્તરરામચરિત'માં વિશેષ રસ પડે એ સ્વાભાવિક છે." પરંતુ આજે એ જ પ્રશ્ન જરા જુદી દૃષ્ટિએ જોઈશું. રામનો કરુણરસ ભવ્ય છે; કોમળ નથી. હૃદયગત કરતાં એ નૈતિક વિશેષ છે. એટલે એક રીતે સમજાય તો એ સીતાના કોમળતાભર્યા કરુણરસથી પણ વિશેષ કરુણ બને છે. સીતાને હૃદયથી ઊંડું દુઃખ વારંવાર અનુભવવું પડે છે; રામને બુદ્ધિ અને કલ્પનાના પ્રદેશમાં સતત વેદના રહ્યા કરે છે. તેથી જ રામ કહે છે, "दुःखसंवेदनायैव रामे चैतन्यमर्पितम्"–

અર્થાત્ દુઃખના નિરંતર સંવેદન અર્થે જ રામમાં ચૈતન્ય મૂકાયેલું છે. ભવભૂતિ નાટકમાં આગળ જણાવે છે તેમ રામનો કરુણરસ અનન્યસાધારણ છે. એનું સઘન દુઃખ અન્તરમાં ઊંડું વ્યાપેલું છે. તેથી જ એ કહે છે:

अनिर्भिन्नो गभीरत्वादन्तर्गूढघनव्यथः ।
पुटपाकप्रतीकाशो रामस्य करुणो रसः ॥

રામના આ ભવ્ય કરુણરસમાં એક મહાન સત્ય એ મળી આવે છે કે આ સંસારમાં દુઃખમાં પણ પરમાત્માએ સુખનું તત્ત્વ મૂક્યું છે. શેલી કહે છે તેમ, "Our sweetest songs are those that tell of saddest thought" અર્થાત્ જે મધુરતા દુઃખમાં દેખાય છે તે સુખમાં જોવામાં આવતી નથી. રામચન્દ્રજીને આપણે 'ब्रह्म'નો અથવા પરમાત્માનો—અવતાર માનીએ છીએ એનો અર્થ એ જ કે વિશ્વની વિશાળતા પોતાના જીવનમાં એમણે એટલી બધી ભરી હતી કે સીતાના આત્યન્તિક વિયોગદુઃખમાં પણ જીવનથી ન કંટાળતા જીવનનાં વિવિધ કર્તવ્યો પૂર્ણ ઉત્સાહથી એ કરે છે. કોઈવાર પંચવટી જેવા પ્રદેશમાં એકાન્તમાં રડી જવાય છે તો 'प्रसीदत क्षमताम्' એમ કહી લોકોની એ ક્ષમા યાચે છે. જેના જીવનમાં દુઃખનો મહાસાગર ઉલટ્યો છે તેને 'સીતાવનવાસ'ના દુઃખ પાસે 'રામવનવાસ' તો સુખથી ભરેલો ભાસે છે અને પંચવટીના સીતાના સહવાસનાં સ્મરણો બહુ સુખદ લાગે છે. મનુષ્યના અન્તરના ઊંડા ભાવો જાણનાર અંગ્રેજ કવિ ટેનિસન યોગ્ય જ કહે છે, "A sorrow's crown of sorrow is remembering happier things of sorrow."

* * *

પ્રસ્તાવના પૂરી થયા પછી તુરત જ કર્તવ્યના અનુષ્ઠાનના ઉદ્ઘોષથી 'ઉત્તરરામચરિત'નો આરંભ થાય છે:—

किं त्वनुष्ठाननित्यत्वं स्वातन्त्र्यमपकर्षति ।
संकटा ह्याहिताग्नीनां प्रत्यवायैर्गृहस्थता ॥

સામાજિક કર્તવ્ય અને સ્વાભાવિક સ્વાતન્ત્ર્યનો સમન્વય કરવો કેવો દુષ્કર છે એ શરૂઆતમાં જ ભવભૂતિ દર્શાવે છે. ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ સહુથી ચડિયાતો છે—'चतुर्णामाश्रमाणां च गृहस्थस्तु विशिष्यते'—એ વાત સાચી પરંતુ એની ઉત્તમતા એનાં અનેક કર્તવ્યોને લીધે જ છે એ પણ સ્મરણમાં રાખવાનું છે. 'ખાંડાની ધાર' ઉપર ચાલવું અને ગૃહસ્થાશ્રમની ફરજો બજાવવી એ બન્ને સમાન છે. નાટકનું પ્રથમ દૃશ્ય રાજમહેલમાં સીતાજીના આવાસમાં રામચન્દ્ર ધર્માસન ઉપરથી ઊઠી જનક રાજાના જવાથી શોકગ્રસ્ત બનેલી પ્રિયતમાને આશ્વાસન આપવા પધારે છે. પ્રિયજનોના વિયોગો એ સંસારીજનોનું કાળજું કાપી નાંખે એવા પ્રસંગો છે અને તેથી તો જ્ઞાનીઓ સંસાર છોડી વનવાસ સેવે છે એમ રામચન્દ્ર સીતાજીને કહે છે એટલામાં તો 'અષ્ટાવક્ર પધાર્યા છે' એમ સેવક આવીને નિવેદન કરે છે. રામે પોતાનો સર્વ સમય સીતાને સમર્પણ કર્યો છે તે વારે અષ્ટાવક્ર આવ્યા છે એટલે શું કરવું એ મનમાં સહેજ એ વિચાર કરે છે ત્યાં તો સીતા સત્વર બોલી ઊઠે છે, "आर्य, ततः किं विलम्ब्यते'—આર્ય, ત્યારે વિલંબ કેમ કરો છો?

સીતાનું આત્મવિલોપન અને પતિના કર્તવ્યપાલનમાં પત્નીનો પરમ સમભાવ કેવા સાચા અને ઊંડા ભાવથી પ્રકટ થાય છે! તત્કાલ રામ કહે છે, "त्वरितं प्रवेशय"–તુરત જ પ્રવેશ કરાવો.

અષ્ટાવક્ર કુલગુરુ વસિષ્ઠે સીતાને ઓપેલો સંદેશ સંભળાવે છે:

विश्वंभरा भगवती भवतीमसूत
राजा प्रजापति समो जनकः पिता ते।
तेषां कुले त्वमसि नन्दिनि पार्थिवानां
येषां कुले च सविता च गुरुर्वयं च ॥

'રઘુવંશ'માં મુનિ વાલ્મીકિએ પણ સીતાને પોતાની કુટિરમાં સ્વાગત કરતાં ઉચ્ચારેલા શબ્દો વસિષ્ઠના સંદેશને મળતા જ છે:

तवोरुकीर्तिः श्वशुरः सखा मे
सतां भवच्छेदकरः पिता ते।
धुरिस्थिता त्वं पतिदेवतानां
किं तन्न येनासि ममानुकम्प्या ॥

ભાવાર્થ. હે સત્પુરુષોના જન્મજન્માન્તરના ફેરા ટાળવા સમર્થ છે એવા ઉત્તમતાની જનકરાજાની તું પુત્રી છે, અને જગતને પ્રકાશ અને શક્તિ આપનાર સૂર્યદેવ જે કુલના આદિ પૂર્વજ છે અને મારા જેવો જેનો ધર્મગુરુ (spiritual guide) છે તે કુલની તું કુલવધૂ છે. વળી બીજી શી આશિષ આપીએ. કેવળ વીર પુત્રની માતા થજે."

આ જગતમાં જે પાપનો–દુષ્ટતાનો–વિનાશ કરી સાધુતાનો વિકાસ કરે તે જ વીર. લગ્નનો પરમ હેતુ અને તેનું ઉત્કૃષ્ટ ફલ વીર સંતાનનો જન્મ છે. વસિષ્ઠ મુનિનો અનુગ્રહ સ્વીકારતા રામ કહે છે:

लौकिकानां हि साधूनां अर्थं वागनुवर्तते।
ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुवर्तते ॥

અર્થાત્ લૌકિક સાધુઓની વાણી અર્થની પાછળ જાય છે, પરંતુ આદ્ય ઋષિઓની વાણીને અર્થ અનુસરે છે. આ શ્લોકનો વાચ્યાર્થ સ્પષ્ટ છે. પરંતુ ભવભૂતિની કલા પરત્વે એમાં ઊંડો ધ્વનિ પણ સંભળાય છે. ભવભૂતિ કલાની ભાષામાં વિચાર પ્રકટ કરે છે, શબ્દ અને અર્થ પ્રત્યેકનું તેમજ ઉભયના પરસ્પર સંશ્લેષદ્વારા–કોઈ અપૂર્વ સંવાદદ્વારા–એ સૌન્દર્ય–કલા–પ્રકટ કરે છે એ પણ આ શ્લોકનો લક્ષ્યાર્થ છે.

રામચન્દ્રજીને વસિષ્ઠ કુલગુરુએ નીચે પ્રમાણે સંદેશ કહેવરાવ્યો છેઃ

जामातृयज्ञेन वयं निरुद्धाः त्वं बाल एवासि नवं च राज्यम्।
युक्तः प्रजानामनुरञ्जने स्यात् तस्माद्यशो यत्परमं धनं वः ॥

આ શ્લોક તે સમયના 'રાજધર્મ'ની ભાવના ઉપર સારો પ્રકાશ નાંખે છે. એક મનુષ્યની હકુમત જ્યાં હોય ત્યાં એના ઉપર અપાર અંકુશ મૂકવામાં આવતો. 'રાજધર્મ' એ અગ્નિની ધગધગતી જ્વાળા સમાન હતો કારણકે રાજાના વર્તન ઉપર પ્રજાના સુખનો

આધાર હતો. રામાયણમાં વનવાસના આરંભમાં જ ચિત્રકૂટ ઉપર વસિષ્ઠ જ્યારે અયોધ્યા પાછા ફરી રાજ્ય સ્વીકારવા રામને આગ્રહ કરે છે ત્યારે રામ કહે છે " यद् वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः "–જેવું રાજાનું વર્તન તેવું જ પ્રજાનું વર્તન અર્થાત્ જો હું સત્યથી ડગીશ તો પ્રજા મારું અનુકરણ કરશે અને અધોગતિએ પહોંચશે. રાજા સ્વધર્મનો લેશ પણ ભંગ કરે અથવા પ્રત્યક્ષ કે પરોક્ષ ગેરવર્તનને ઉત્તેજન આપે તો એ નિન્દાને પાત્ર બને છે. 'यशोधन' અને 'राजा' એ બન્ને પર્યાય શબ્દો છે. આર્ય જનસમાજમાં રાજધર્મની આવી ઉગ્ર ભાવના પ્રવર્તતી હતી એટલે લોકમત સંબન્ધી નાનામાં નાની હકીકતોનો ખ્યાલ રામ કરે છે તેથી આપણને બિલકુલ આશ્ચર્ય થતું નથી. તેથી જ વસિષ્ઠના સંદેશાના ઉત્તરમાં પોતે કહે છે:

स्नेहं दयां च सौख्यं च यदि वा जानकीमपि।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा॥

અર્થાત્ સ્નેહ, દયા, સુખ, અને જો જરૂર પડે તો જાનકી પણ લોકના આરાધન અર્થે ત્યજતાં મને દુઃખ નથી. હવે 'ઉત્તરરામચરિત'ના બીજભૂત આ શ્લોક ઉપર થોડુંક મનન કરીએ. આખા નાટકની કૂંચી આ શ્લોકમાં મળી આવે છે. પ્રથમ તો, સ્નેહનો અર્થ સ્વાભાવિક પ્રેમ થાય છે, અને તે સુખનું આન્તર કારણ છે. પરંતુ આ સ્નેહ આત્મલક્ષી (subjective) છે. આવા સ્નેહનું સ્વરૂપ ભવભૂતિએ આ નાટકમાં અન્યત્ર જણાવ્યું છે—अहेतुः पक्षपातो यस्तस्य नास्ति प्रतिक्रिया '—એટલે કે જ્યાં કોઈ ઉપર સ્વાભાવિક પક્ષપાત હોય ત્યાં શો ઉપાય? પરંતુ આ સ્નેહજન્ય પક્ષપાત સ્વાભાવિક હોઈને જ અનુચિત દિશામાં પણ જઈ શકે એવો સંભવ છે. એટલે કોઇ પરલક્ષી (objective) ભાવનાથી એનું નિયન્ત્રણ થવું જોઈએ. આ ભાવના તે " દયા "—" માનવતાની ભાવના " (sense of Humanity). પરંતુ સ્નેહ જેમ સ્વાધીન છે તેમ 'દયા'–પરાધીન છે. અર્થાત્ પરદુઃખને અધીન છે. અકાલ અવસાન પામેલા પુત્રનું શબ રાજદ્વારમાં મૂકીને વિલાપ કરતા બ્રાહ્મણની વહારે ચઢી 'करुणामय रामभद्र' શૂદ્ર મુનિનો વધ કરતાં કેવા 'निष्करुण' બને છે તે વિચારવા જેવું છે. અલબત્ત, શૂદ્ર મુનિનો સંહાર કરતા રામચન્દ્રની મૂંઝવણ અને તીવ્ર આન્તરવ્યથા ભવભૂતિ અસરકારક રીતે પ્રકટ કરે છે:

रे हस्त दक्षिण मृतस्य शिशोर्द्विजस्य
* * *
सीतानिर्वासितपटो करुणा कुतस्ते ॥

રે હસ્ત દક્ષિણ! મુવા દ્વિજના શિશુને
જીવાડવા, કર તું શૂદ્ર મુનિ શિરે ઘા;
ગર્ભશ્રમે ક્ષીણ સીતા વન કાઢી જેણે
તે રામ ગાત્ર તું તને જરીએ દયા શી!

[ સ્વ. મણિલાલનું ભાષાન્તર ]

રામના હૃદયનું દર્દ ભવભૂતિએ પૂર્વોક્ત પંક્તિઓમાં અપૂર્વ કલાથી દર્શાવ્યું છે. પરંતુ એકને (પ્રજાજનને) દયા દર્શાવતા બીજા (શૂદ્રતાની) પ્રત્યે એમને ક્રૂર થવું પડે છે. આ દયાની ભાવનાની મર્યાદા છે.

રામ 'સુખ'ને ત્રીજું ગણાવે છે. હવે સુખનો આધાર ઉપર જણાવેલા સ્નેહ અને દયા ઉપર અવલંબે છે. પ્રત્યેક મનુષ્યને સુખનો વિશિષ્ટ અધિકાર છે. પરંતુ સુખ એ અંગત બાબત છે. એમાં પરોવાઈ રહેવાનું મનુષ્યને મન થાય છે પરંતુ તેથી કર્તવ્યપાલનમાં ભંગ પડે છે. એટલે રામ સુખને ત્યજવા તત્પર બને છે. પરંતુ એ તો પોતાનું સર્વસ્વ—જાનકીને પણ—જે 'प्राणेभ्योऽपि प्रियाऽभवत्' પ્રાણું કરતાં પણ અધિક પ્રિય છે, અને જેની સાથે જીવનનું–આત્માનું–પરમ 'અદ્વૈત' છે અને તે એટલે સુધી કે વાલ્મીકિને અનુસરીને ભવભૂતિ કહે છે તેમ 'हृदयं त्वेव जानाति प्रीतियोगं परस्परम्'—બંને વચ્ચે બે નહિ પણ એક જ હૃદય છે—તેને પણ પ્રસંગ આવ્યે એ ત્યજવા પોતે તત્પર છે, અને તેમ કરતાં પોતાને દુઃખ નહિ થાય એમ જણાવે છે. સીતાનો ત્યાગ એટલે રામના જીવનના પ્રયોજનનો અંત–'अद्य पर्यवसितं जीवितप्रयोजनं रामस्य'—એ આ સ્થળે સ્મરણમાં રાખવાનું છે. વળી, સીતા નહિ પણ 'जानकी' એમ કહેવામાં કેટલું ઔચિત્ય છે એ પણ વિચારવા જેવું છે. સીતા જનક જેવા મહાજ્ઞાની રાજર્ષિની પુત્રી છે અને જેની સાથે ભાવનાનું સગપણ છે અને જેની પાસેથી અખિલ ભારતવર્ષને એક મહાસંસ્કૃતિમાં ગૂંથવાનો આદર્શ પ્રાપ્ત કર્યો છે એવા જીવનગુરુ જનકની એ પુત્રી છે એ પણ અત્રે કવિનું તાત્પર્ય છે.

સીતાજી પણ રામચન્દ્રની ઉત્કટ રાજભાવનાના ઉદ્‌ગાર પછી તુરત જ બોલી ઊઠે છે: "अत एव आर्यो राघवधुरंधरः"—તેથી જ આર્ય રાઘવોમાં ધુરંધર છે. આમ કહીને પ્રજાનુરંજનની રામની ભાવનાને સીતા સર્વભાવથી સત્કારે છે. આમ એક તરફ લોકોનું આરાધન અને બીજી તરફ સીતા પ્રત્યે અપૂર્વ પ્રેમ અને આદર—એ બે વિરોધો વચ્ચે રામચન્દ્ર ઊભા છે. કર્તવ્ય અને પ્રેમનો આવો ઉગ્ર વિરોધ ભાગ્યે જ કોઈ પણ ગ્રન્થમાં જોવામાં આવે છે.

રામનો સીતા પ્રત્યે કેવો પરમ પ્રેમ અને કેટલો પૂજ્યભાવ હતો એ 'ચિત્રદર્શન'માં જ્યારે "ક્યાં સુધી ચિત્ર આવ્યું" એ રામના ઉત્તરમાં લક્ષ્મણ કહે છે કે સીતાની અગ્નિશુદ્ધિ સુધી—એના ઉત્તરમાં સ્પષ્ટ સમજાય છે. રામ એકાએક બોલી ઊઠે છે: "સીતામાંથી પવિત્રતા પોતે જન્મી છે; સીતાને પવિત્ર કરનાર બીજું કોણ છે?" ત્યારે આવી પ્રિય ભાર્યા જે મહાન સતી છે અને જેના આદર્શને લક્ષમાં રાખીને પાર્વતી, શકુન્તલા, વસન્તસેના આદિ પાત્રો મહાકવિઓએ સર્જ્યાં છે અને અદ્યાપિ પર્યંત જેની ભાવના અનંત કોટિ માનવ સમુદાયને પવિત્ર કરી રહી છે અને જે વિશ્વાસથી રામના ઉરઃસ્થલ ઉપર ઊંઘે છે અને સ્વપ્નમાં પણ 'આર્યપુત્ર ક્યાં છો?' એમ ઝંખે છે તેને, અજ્ઞાની લોકોની નિન્દાથી ત્યજવી એ યોગ્ય છે? વળી રામ અને સીતા બંને વચ્ચે રહેલી ઊંડી પ્રીતિનું શું? એ 'આપન્નસત્ત્વા'—સગર્ભા—છે એ પણ ધ્યાનમાં નહિ લેવાનું? રઘુકુલના ભાવી બીજનું શું? એમાંથી તો દુષ્ટોનું વિદારણ અને લોકોનું કલ્યાણ થવાનું નિર્માણ થયું છે તેનું શું? આ બધા પ્રશ્નોનું શું? પરંતુ રામ એ સામાન્ય રાજા નથી. એ ખાનગી અને જાહેર વર્તન વચ્ચે તફાવત કરતા નથી. એના રાજ્યનો સિદ્ધાન્ત (Principle of Government) નીચે પ્રમાણે છે:

सतां केनापि कार्येण लोकस्याराधनं व्रतम् ।
यत्पूरितं हि तातेन मां च प्राणांश्च मुञ्चता ॥

"ગમે તે કાર્યનાથીએ પ્રજાને રાખવી ખુશી" એવો રાજધર્મનો એમનો અતિ ઉત્કટ ખ્યાલ હતો. અંતિમ નિર્ણય કરવામાં સીતાના પ્રેમને વચ્ચે લાવવો એ સ્વાર્થ ગણાય. તેથી જ્યારે દુર્મુખ કહે છે "कथं दुर्जनवचनात् इदमनार्यमध्यवसितं देवेन" દુર્જનના વચનથી આ અનાર્ય કર્મ કરવાને આપ કેમ તૈયાર થયા છો! તે વખતે રામ તુરત જ કહે છે: "ચૂપ, લોકો દુર્જન કેમ હોય?" આમ આખો પ્રશ્ન લોકોના દૃષ્ટિબિન્દુથી રામ જુવે છે. લોકોનો દોષ એ કાઢતા નથી પરંતુ કહે છે કે:

इक्ष्वाकुवंशोऽभिमतः प्रजानां
जातं च दैवाद् वचनीय बीजम्।
यच्चाद्भुतं कर्म विशुद्धि-काले
प्रत्येतु कस्तद् अतिदूरवृत्तम्॥

ભાવાર્થ કે ઈક્ષ્વાકુનો વંશ પ્રજાને ઇષ્ટ છે; દૈવને લીધે નિન્દાનું બીજ ઉત્પન્ન થયું છે; સીતાની વિશુદ્ધિ વખતે જે અદ્ભુત કર્મ થયું તે દૂર દૂર અતિદૂર-લંકામાં-બન્યું; તેનો અયોધ્યાના જનોને વિશ્વાસ શી રીતે પડે?" આમ રામ પોતાના દુઃખમાં દૈવની-અદૃષ્ટની-લીલા જુવે છે. જો કોઈને રામ ઠપકો આપતા હોય તો એ પોતાની જાતને જ આપે છે:

"मत्सम्बन्धात् कश्मला किंवदन्ती
स्याच्चेदस्मिन् हन्त धिङ् मामधन्यम्।"

ઉપરે, કોઈ પણ ભોગે લોકોનું આરાધન કરવું જોઈએ એ નિશ્ચય રામને થાય છે. સીતાત્યાગ સિવાય બીજો કોઈ પણ ઉપાય એમને સૂઝતો નથી. પોતાના એ કાર્યને 'सौनिको गृहशाकुन्तिकं-' કસાઈ પાળી પોષી કપોતી ઉર નિર્દય દે છરી' એ રીતે એ વર્ણવે છે.

આમ દયાના પ્રશ્નને પણ એ બાજુએ મૂકે છે. સીતાને ઘરમાં રાખું તો હું પોતે પાપને ઉત્તેજન આપું છું એમ લોકો માનશે તેથી દયા છોડી સુકુમાર સીતાને એની નાજુક અવસ્થામાં પણ ત્યજવી એ એક જ માર્ગ રામ સ્વીકારે છે. એ પોતાના સુખનો ત્યાગ કરે છે અને મહાસાગર જેવા 'અચલપ્રતિષ્ઠ' રહે છે. અપાર આત્મનિન્દા કરીને પણ રામ આખરે લોકમતને "સત્ય કરતાં અધિક" ગણે છે. આથી પોતે "મર્યાદા પુરુષોત્તમ" બને છે; તથાપિ એ સુકોમળ પ્રેમની આહુતિ આપીને ઉગ્ર રાજધર્મ પાળે છે. બીજું સર્વ ગૌણ કરીને રામ આદર્શ રાજા જ રહે છે.*



* તા. ૨૯:૧૧:૪૩ ના રોજ એસ. એસ. ડી. આર્ટ્સ કોલેજ તરફથી ઉજવાએલી 'ભવભૂતિ જયન્તી'માં આપેલું એક ટૂંકું વ્યાખ્યાન.

# સ્વભાવ

ગોવિંદભાઈ રા૦ અમીન

રવિવારનો દિવસ હતો એટલે નોકરી ઉપર જવાનું હતું નહિ. રામપ્રસાદ શાસ્ત્રી પાડોશીને આશ્વાસન આપતા બેઠા હતા.

"શાક નથી, પછી જમતી વખતે બૂમો પાડશો!" અંદરથી શાસ્ત્રિયાણીનો અવાજ આવ્યો.

"હા, લઈ આવું" કહી શાસ્ત્રીએ પાડોશી સાથેની વાત ચાલુ રાખી, "ભાઈ, જીવન એવું છે: સંસારમાં કોઈ સુખી નથી."

"હા, પણ મારા જેટલું કોઈ દુઃખી નથી! આટલી નાની ઉમ્મરમાં આટલાં છોકરાં અને તે આવાં તોફાની!"

"તોફાની છોકરાં હોશિયાર નીકળે."

"હોશિયાર શું, બાપનું નામ બોળે નહિ તો સારું. એ વાત જવા દો. બૈરીની બાબત જુઓ. તે આટલી મિજાજી શાથી?"

"છોકરાંથી કંટાળે એટલે ચીડાય. મિજાજ જેવું એમનામાં ક્યાં છે! બાપને ઘેર સુખ જોએલું એટલે જરા લાગે. બાકી બીજું કંઈ નથી."

"મારા પગારનો વિચાર કરો. ભણતર અને આવડ ગણતાં શું મને આટલો પગાર મળવો જોઈએ? અને નોકરી કેટલી જૂની થઈ! મારી સાથે ભણતા સાહેબો થઈ ગયા અને મારી સાથે રખડતા ઓછી અક્કલવાળા શેઠિયાઓ બની ગયા! મને નથી લાગતું કે જીવનમાં હું કદી આગળ આવી શકું. કમભાગ્ય નહિ તો આને બીજું શું કહેવાય?"

"પૂર્વજન્મનું કંઈ હશે. આ જન્મમાં દુઃખી થઈ આવતા જન્મમાં ભોગવવાનું થશે. બહુ વિચાર કરીએ તે ખોટું. જીવનમાં આવું બન્યા કરે છે સમજી જીવન ચલાવવાનું."

"એવું સમજાતું હોય તો સુખી થઈ જઈએ ને?"

"સત્સંગ, અભ્યાસ, અનુભવ—"

"અરે, પછી વાતો કરજો ને!" શાસ્ત્રિયાણીનો ફરી અવાજ આવ્યો. "બપોર થશે પછી શાક ક્યારે કરીશ?"

"આ ઊઠ્યો!"

"આ નહિ, હમણાં જ ઊઠો!" શાસ્ત્રિયાણીની વાગ્ધારા ચાલુ રહી. "તમને વાતો કરવાની એવી ટેવ પડી છે કે કદી તે પૂરે નહિ! રાત પડી ગઈ હોય, રસોઈ ઠંડી થઈ જતી હોય કે કંઈ લાવવાનું હોય, તમારી વાતો પહેલી. હું તમને કપડાં લાવી આપીશ ત્યારે જ તમે ઊઠવાના!"

"ઊઠ્યો બાપ!—તું કદી ઘડી શાંતિથી વાતો કરવા દેવાની નહિ!" શાસ્ત્રીજી ઊભા થયા. "આજે એટલું શાક લાવી ઘર ભરી દઉં કે કદી તું શાક માગે નહિ!" તે પાડોશી તરફ ફર્યા. "આપણે પછી વાતો કરીશું. તમે આવજો બપોર પછી અથવા રાતે. હું જરા શાક લઈ આવું."

"હા, લઈ આવો. હું ફરી આવીશ." પાડોશી ગયા.

શાસ્ત્રી કપડાં પહેરી બહાર નીકળ્યા. કયું શાક લેવું તેનો તે વિચાર કરતા હતા. રોજ બટાકા ખાઈ ધરાઈ ગયા. રસ વિના કારેલાંમાં મઝા ન આવે. કૂણા ભીંડા મળે તો સારું. એના સંભારમાં સ્વાદ આવે એવો બીજા કશામાં નહિ. એક એક મોંમાં મૂકતા જઈએ અને આખું ગળે ઊતરતું જ જાય! મોંમાં પાણી લાવતા તે ઉતાવળે શાકબજાર તરફ જવા લાગ્યા.

રસ્તામાં એક નાનું ટોળું ઊભેલું હતું. ટોળા વચ્ચે બે ભિખારીનાં છોકરાં લડતાં હતાં. લડાઈ એવી સખત ચાલતી કે બંને છોકરાંની આંખોમાં આંસુ હતાં તથા તેમનાં શરીર પર લોહી છંટાએલું હતું. શાસ્ત્રીજીને છોકરાં પર દયા આવી. કાંઈ નજીવી બાબત માટે લડતાં હશે. તમાશા માફક તેમની લડાઈ જોતા ટોળા પર તેમને રોષ ચઢ્યો.

"અરે, તમે લોકો ઊભા ઊભા શું જોઈ રહ્યા છો!—આ બિચારાં છોકરાં લઢી મરે છે તે જોતા નથી?" તે બોલ્યા.

ટોળું આ પરદુઃખભંજન તરફ હાસ્યભરી નજરે જોઈ રહ્યું. શાસ્ત્રીજીને લાગ્યું લડાઈ અટકાવવામાં કોઈ મદદ કરશે નહિ. તે સીધા છોકરાં પાસે ગયા અને બોલ્યા, "બચ્ચા, શું છે તે આવું લડો છો?"

છોકરાંએ શાસ્ત્રીજીને ન સાંભળ્યા હોય તેમ જોરથી લડવાનું ચાલુ રાખ્યું.

તેઓને કેમ છોડાવવા તે શાસ્ત્રીજીને સમજાયું નહિ. તે છોકરાંની વધુ નજીક ગયા. "અરે, તમે કહો તો ખરા, શા માટે લડો છો!"

હજુ છોકરાંઓ અટક્યાં નહિ. શાસ્ત્રીજીના યત્નો પ્રત્યે ટોળું હસવા લાગ્યું. શાસ્ત્રીજીને આ વૃત્તિ ગમી નહિ. ટોળા પર ચીડાવાનો વખત હતો નહિ, નહિ તો તે ચીડાત. તેમને થયું છોકરાંઓ આમ લડતાં અટકશે નહિ. પોલીસ બોલાવવાની દાટી ઠીક પડશે. "તમે લડતા અટકો છો કે નહિ, નહિ તો પોલીસને બોલાવું?"

પોલીસના નામની અસર વીજળી જેવી થઈ. પોલીસ નજીકમાં તો નથી ને એમ લડતાં છોકરાં જોવા લાગ્યાં. ટોળું પણ સાવચેત બની ગયું. સાલો આ બામણ ક્યાંથી આવ્યો તે પોલીસની વાત કરે છે! લડાઈ જોવાની કેવી મજા હતી! ચાલો વેરાઈ જઈએ, નહિ તો લડાઈના સાક્ષી તરીકે જવું પડશે! શાસ્ત્રીજીને સમજાયું આ ઠીક તુક્કો જડ્યો છે.

"હં બોલો, લડવાનું શાની છે?" હવે તે છોકરાંને પૂછવા લાગ્યા.

"મારો પૈસો એણે લઈ લીધો!" એકે બીજાને બતાવતાં કહ્યું.

"મારો હતો ને મેં લીધો!" બીજો બોલ્યો.

"બન્યું શું હતું?"

"એક શેઠ ગાડીમાં બેસી જતા'તા. મેં પૈસો માગ્યો. તેમણે નાખ્યો. આણે લઈ લીધો!" પહેલાએ કહ્યું.

"નહિ, મેં માગ્યો હતો, પછી તેમણે નાખ્યો! હું જ લઉં ને?" બીજો બોલ્યો.

"હા–હા–હા!" શાસ્ત્રીજી લડાઈ સમજી ગયા. "ચાલ, હું તને એક પૈસો આપું છું." તેમણે પહેલાને એક પૈસો આપ્યો. "બોલો, હવે બધું પતી ગયું?"

કજિયાનું સમાધાન થઈ ગયું. છોકરાંઓ ખુશ થતા ચાલ્યા ગયા. ટોળું જરા

જંખવાણું પડી વેરાવા લાગ્યું. બધામાં શાસ્ત્રીજી માટે આદર દેખાયો. એણે પૈસો છોડ્યો ખરો. સત્કર્મથી સંતોષાતા શાસ્ત્રીજી આગળ ચાલ્યા.

ઉનાળાનો દિવસ હતો. તાપ વધતો હતો. હજુ દૂર જવાનું હતું. રવિવારનો દિવસ હોવાથી શાસ્ત્રીજીએ સવારમાં નાસ્તો કર્યો હતો. તેમને તરસ લાગી હતી. ક્યાં તરસ છીપાવવી તેનો તે વિચાર કરતા હતા, ત્યાં બાજુના એક વિશ્રાંતિગૃહમાંથી તેમણે કોઈની બૂમ સાંભળી. એક સ્નેહી તેમને બોલાવતા હતા. શાસ્ત્રી અંદર ગયા.

"આવો, શાસ્ત્રીજી! ઘણા દિવસે મળ્યા!" સ્નેહીએ તેમને આવકાર આપ્યો.

"હા, ઘણા દિવસે મળ્યા!" શાસ્ત્રીજીની ઇચ્છા એમ હતી કે થોડું પાણી પીવા મળે તો નીરાંત થઇ જાય. તે સ્નેહીની બાજુની ખુરશી પર બેઠા.

"બોલો, શું લેશો?"

"કંઇ નહિ, સાહેબ! હું આ પીતો નથી. થોડું પાણી મંગાવો તો પીઉં."

"પાણી શું, કંઇ પીણું લ્યો. શું લેશો? સોડા, લેમન, ઑરેંજ, શરબત કે છાશ!"

"પાણી જ બસ છે."

"નહિ, કંઇ લેવું પડશે! કહો તો તાજો લીંબુનો શરબત મંગાવું. તાપમાં એના જેવું સારું કંઇ નહિ. મારે એ જ પીવાની ઇચ્છા છે. મંગાવું છું."

જીભે સ્વાદ શાસ્ત્રીજીને વારસામાં મળેલો. દેશકાળ બદલાતાં તેમના માટે યજમાનો તરફથી મીઠાઈઓ બંધ થઇ ગઈ હતી. શહેરમાં નોકરી કરવાનો વખત આવતાં તે પણ તેમણે સ્વીકારી હતી. અત્યારે કોઇ સ્નેહીની મહેરબાની થતી તો જીભને સંતોષવાનું તે ચૂકતા નહિ. શહેરમાં રહ્યાં એટલે બધું ચલાવી લેવું પડે વિચારી તેમણે વિશ્રાંતિગૃહમાં મળતા શરબત તરફ ખોટ દર્શાવી નહિ.

શરબત આવ્યો. સ્નેહી અને શાસ્ત્રી શરબત પીવા લાગ્યા. બરફથી ઠંડો બનેલો સ્વાદિષ્ટ શરબત તરસ્યા શાસ્ત્રીજીને અમૃત જેવો લાગ્યો. તાપથી તપેલાં તેમનાં શરીર અને મગજ ઠંડાં પડી ગયાં. એક જાતની તૃપ્તિ તે અનુભવવા લાગ્યા. આવો સારો શરબત પાવા માટે સ્નેહી તરફ આભારવશ થઇ તેમને કંઈ વાત કરવા ઇચ્છા થઈ.

"શરીર સારું છે ને?" તેમણે પૂછ્યું.

"સરસ."

"બાળ-બચ્ચાં વગેરે?"

"બધાં આનંદમાં."

"ધંધો-પાણી?"

"ઘણો સારો!—આ કોન્ટ્રાક્ટ છે તેમાં બે લાખ મળી ગયા અને બીજા બે લાખ મળશે!"

"હેં!" સ્નેહીને લક્ષાધિપતિ થયા જાણી શાસ્ત્રીનું તેમના તરફનું માન વધ્યું. આવો માણસ કોઈ વખત ખપમાં આવે. તેની સાથે સંબંધ પાકો રાખવો. "ઘણું સારું થયું. તે જાણી મને પુષ્કળ આનંદ થાય છે! ભાગ્યની આડેનું પાંદડું ખસતાં કંઈ વાર લાગે છે? મારે જોગ કંઈ કામકાજ હોય તો કહેશો!"

"કામકાજ બીજું શું હોય! એક ઇચ્છા રહે છે. કૉન્ટ્રાક્ટ પૂરો થાય ત્યારે સત્યનારાયણની કથા કરાવવી છે. બધું મોટા પાયા પર ગોઠવવું છે. તમારી તૈયારી હોવી જોઈએ."

"કહો ત્યારે તૈયાર. નોકરીમાંથી બે દિવસની રજા લઈ લઈશ. કથાનો કાર્યક્રમ ફત્તેહમંદ બનાવવો એ મારું કામ. મને કહેવાનું ચૂકશો નહિ, શું?" એક સારું જમણ, ઉપર મોટી દક્ષિણા એ વિચારે શાસ્ત્રીજીનું હૃદય નાચતું હતું. કથાનું કામ બીજા કોઈના હાથમાં ન જાય તે તેમને સાચવવાનું હતું.

"ચોક્કસ, એ કામ તમને જ સોંપવાનું છેઃ કૉન્ટ્રાક્ટ બેએક માસમાં પૂરો થશે. તમે મને મળતા રહેજો. હું પણ તમને ખબર આપીશ. ચાલો, હવે ઊઠીશું!"

શાસ્ત્રી સ્નેહી સાથે ઊઠયા. આવા પૈસાપાત્ર, સ્નેહી, શરબત પાનાર, ભવિષ્યમાં દક્ષિણા તથા જમણ આપનારથી શાસ્ત્રીજીને એકદમ છૂટા પડવું ઠીક ન લાગ્યું. તે સમજતા હતા કે માણસ પૈસાદાર થાય છે ત્યારે તેને ખુશામત કરનાર સોબતની વધુ જરૂર રહે છે. સ્નેહીને તેના ઘર સુધી વળાવવામાં ડહાપણ હતું. એમ સંબંધ પાકો થાય અને ટકે. સ્નેહી સાથે વાત કરતા શાસ્ત્રીજી સ્નેહીના ઘર તરફ ચાલ્યા. સ્નેહીનું ઘર દૂર હતું એટલે વખત બગડતો હતો. હશે, રસ્તામાંથી શાક લઈ લેવાશે! તે ઠેઠ સ્નેહીના ઘર સુધી આવ્યા.

"અહીં સુધી આવ્યા છો તો ઘડી અંદર બેસીને જ જાવ!" સ્નેહીના ઘરમાં વૈભવ નવો હતો એટલે તે શાસ્ત્રીને બતાવવાની સ્નેહીની ઇચ્છા હતી. શાસ્ત્રીજી ના નહિ કહી શક્યા. તે અંદર ગયા.

સ્નેહીએ ખડૂખડૂ ફરી ઘર બતાવ્યું. નવી વસાવેલી ચીજો બતાવી, બધાંમાં કેટલા પૈસા ખરચ થયું તે ગણાવ્યું. વારાફરતી છોકરાં બોલાવી તેમનું શાસ્ત્રીજીને ઓળખાણ કરાવ્યું. છોકરાં કયા ધોરણમાં ભણે છે, તેઓ કયા વિષયમાં હોંશિયાર છે અને તેમના માટે કેવા કેવા શિક્ષક રાખ્યા છે તે કહ્યું. શ્રીમતી નવીન ઢબનાં કપડાં અને જણસો કેવાં અને કેટલાં પહેરે છે તે શ્રીમતીને બોલાવી દર્શાવ્યું. શાસ્ત્રીજીને મીઠાઈનો થોડો નાસ્તો કરાવ્યો. શાસ્ત્રીજીએ બધું જોઈ વાહ વાહ પોકારી. ઈશ્વરે આવા સદ્ધર સંબંધી પોતાને હોવા માટે કૃતકૃત્ય થતા તે ઘેર જવા નીકળ્યા.

શાક લેવાનું તે ભૂલી ગયા હતા. પેટમાં થોડું પડયું હતું અને ઉનાળાના મધ્યાનનો તાપ હતો એટલે અત્યારે તેમની એકમાત્ર ઇચ્છા ઘરે પહોંચી, શાસ્ત્રિયાણીને કથાની વાત કહી થોડું જમી વામકૂખે થવાની હતી. તે ઉતાવળે ઘર તરફ ચાલવા લાગ્યા.

રસ્તામાં એક વટેમાર્ગુ મળ્યો. બિચારો સવારનો કોઈનું મકાન શોધતો હતો. તાપ અને રખડપટ્ટીથી તે થાકેલો હતો. શાસ્ત્રીનો ભલો ચહેરો જોઈ તેને થયું કે આ માણસ ઠીક છે, તે મકાન બતાવશે. તેણે શાસ્ત્રીને રોકી ગળગળા અવાજે પોતાની શોધની જગાનો રસ્તો પૂછયો. "હેં હનુમાન ગલી અને કેશવલાલ વકીલ? અરે આ તો મારી બાજુમાં જ, ચાલો મારી સાથે!" શાસ્ત્રીએ કહ્યું.

વટેમાર્ગુએ તેમને ઈશ્વરના દૂત કહ્યા. બંને ઉતાવળા ચાલતા હનુમાનની પોળમાં આવી ગયા. વટેમાર્ગુ કેશવલાલ વકીલને ત્યાં ગયો; શાસ્ત્રી પોતાને ત્યાં પહોંચ્યા.

તાપથી તે આકળવિકળ થઈ ગયા હતા. ઉતાવળમાં સેમણે કપડાં કાઢયાં.

શાસ્ત્રિયાણીને તેમણે કથાના શુભ સમાચાર આપ્યા. તે ચૂપચાપ તેમને સાંભળી રહ્યાં પછી કહ્યું કે થાળી પીરસી છે. શાસ્ત્રી જમવા બેઠા.

થાળીમાં નજરે જતાં શાસ્ત્રીનો મિજાજ ગયો. પોતે આજે આટલા સારા સમાચાર લાવ્યા છે, અને શાક નહિ? અને તે રવિવારને દિવસે? તેમણે બીસ પાડી, "શાક કેમ નથી?"

શાસ્ત્રિયાણી ખડખડ હસવા લાગ્યાં.

"તું હસું છું શું?—શાક કેમ કર્યું નથી?"

"તમે શાક લેવા ગયા હતા તેનું શું થયું?"

"હેં!—હા!" તેમને યાદ આવ્યું: પોતે કેટલા વહેલા શાક લેવા ગયા હતા અને શાક લિધા વિના પાછા આવ્યા! "બળ્યો મારો સ્વભાવ!" આટલું બોલી નીચું જોઈ ખારા દીલે તે રસોઈ જમવા લાગ્યા.

થોડી વારમાં તેમણે કડાઈમાં તબેથા-છમકતો- સાંભળ્યો. પત્ની તેમને શાક પીરસતાં હતાં!—શાક ભીંડાના સંભારનું જ હતું!

"હેં; ક્યાંથી?" શાસ્ત્રી આશ્ચર્ય પામ્યા.

"હું તમારો સ્વભાવ સમજું ને! તરત પાછા ન આવ્યા એટલે જાણ્યું કંઈ હપ વળગી હશે. પાછળની દુકાનેથી મંગાવી લીધું. કંઈ નહિ, જમો હવે દીલ બાળ્યા વિના."

પણ શાસ્ત્રી આનંદથી જમી શક્યાં નહિ. કેટલા વખતથી તેમના માટે આવું બનતું આવ્યું છે! પોતે કેટલી વખત પરિતાપ કર્યો છે! એ સ્વભાવ કેમ બદલાતો નહિ હોય! પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. શું તેમના માટે અંત સુધી આવું રહેવાનું હશે!

# શિલા અને ઊર્મિ

સુન્દરમ્

(૧)

મને આકર્ષે તું,
છતાં ના તર્પે તું : અહ જટિલ કેવી જ સમસ્યા ?
શિલા જેવી જાણે જલનિધિતટેના ખડકની
રહી ઝીલી ઊર્મિ મુજ અચલ ને નિશ્ચલ બની.
રહ્યું મારે માત્ર મુખર બનવાનું શત વસા.

અરે આ તે કેવું અફર વિધિનિર્માણ ગણવું ?
રહેવાનું તારે અડગ જડ ને મૂક ખડક—
અને મારે ઝીંક્યે જવી સતત ઊર્મિની થડક :
ખરે આ વૈષમ્યે કશું પ્રણયસાફલ્ય બનવું ?

નહીં. એથી તો છે ઉચિત વધુ આ ઘર્ષણ તજી,
જવું મારે મારી અસલ તલપાતાલગુહમાં;
પુરાઈ બંધાઈ વહન તજી નિસ્પંદ કુહમાં
સમાવું સૌ મારી તલસન, મહા મૌન જ સજી,

તને આત્મૌપમ્યે મુજ હૃદય શું એક કરવા
હવે મારે ના ના ખળખળ ઉછાળા ઉલાળવા.

(૨)

અરે, ભોળા ભોળા પિયુ, હૃદય મારું ન સમજ્યો,
સુણોયો હું તારા ભુજશયનમાં પોઢી તદપિ ?
ઝિલી એકે એકે તવ છલક મેં લક્ષ અવધિ,
છતાં તારે હૈયે ગહન ઘન આટોપ ન તજ્યો !

શિલા હું, તું ઊર્મિ; સ્થિર હું, છલતો તું : ઉભયના
રચાયા આ ધર્મે વિષમ અમ કૈં હેતુ જ હશે.
હવે પાછા જાવું ? પ્રકૃતિજનની રુષ્ટ બનશે—
શિલા સુક્કી લુખ્ખી, હિમઘર થશે ઊર્મિલયના.

હતાં એકી રૂપે અણુઅણુમય પૂર્વે સ્થિતિ મહીં,
શિલા ન્હોતી, ઊર્મિ પણ નવ હતો ગૂઢ તમસે.

ત્યહીં આનંદાર્થે ધસતી પ્રકૃતિ પૂર્ણ રશસે
બની તુંમાં-હુંમાં શત વિષમતાપૂરિત મહી.

હવે ઊર્ધ્વે ઊર્ધ્વે ચડવું જ્યહીં આ ભેદફલકે
નથી કોઈ એકયે પરમ રસ કે ભવ્ય છલકે.

卐

## એક પત્ર

[ 'ભાવનગર રાજ્ય અને કાઠિયાવાડ વિદ્યાર્થી પરિષદ'નું છઠ્ઠું અધિવેશન તા. ૨૦-૨૨, નવેમ્બર ૧૯૪૩ના રોજ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપણા હેઠળ ભાવનગરને આંગણે ભરાયું તે વખતે તે અધિવેશનમાં હાજરી આપવા અંગેના આમન્ત્રણનો સાક્ષરશ્રી. બળવન્તરાય ઠાકોરે આપેલો જવાબ નીચે છાપીએ છીએ. —સંચાલક ]

૧૪-૧૧-૪૩ રવિ ૩૪ ચોપાટી રોડ: મુંબાઈ ૭

રા. રસિકલાલ શુક્લ; પ્રમુખ-સ્વાગત કમિટી: કાઠિયાવાડ વિદ્યાર્થીપરિષદ,-ભાવનગર

ભાઇશ્રી,

આ પરિષદના પ્રમુખ લેખે ત્હમે મ્હારા આજન્મ સ્નેહી શ્રી ઇંદુલાલ યાજ્ઞિકની વરણી કરી તે જોઈને આનંદ થાય છે. એમને માથે ખૂબ વીતી છે. વિપત્તિ પર વિપત્તિ સામે ઝૂઝતા ખૂબ ઘડાયા છે. એઓ ત્હમને એકમે મુખ્ય સાચી સલાહ આપે અને વિદ્યાર્થી ગુજરાતીઓમાંથી એ સલાહ પાળનારાની સંખ્યા વધે—એમ ઇચ્છું છું.

હું પોતે ત્યાં એ તારીખો પર આવી શકું એમ નથી તે દરગુજર કરશો. આવત તો ત્હમને આને કહેત:—

૧. હું સાઠેક વર્ષ મોટો ત્હમે સાઠેક વર્ષ છોટા, તેથી ત્હમે મૂર્ખ હું જ્ઞાની એમ હું તો નથી માનતો, જોતો ય નથી. મ્હારામાં જ કેટલીક મૂર્ખાઈ અતિ કઠણ લગભગ પ્હાણા જેવી બંધાઈ ગયેલ હું તો જોઉં સ્વીકારું છું. માટે જે કંઈ કહું (કોઈ પણ ત્હમને જે કંઈ કહે) તે ત્હમે સ્વતંત્રપણે વિચારી જોશો, જાત અનુભવે કસી જોવાની ટેવ કેળવશો તો જ તો જ ત્હમે સત્ય મેળવવાની શક્તિને ધીરેધીરે ઉગાડી શકશો.

૨. નવજુવાન અને જુવાન ગુજરાત પોતાની જવાબદારી વિષે બોલે છે વધારે; વધારે સમઝતો થયો છે ખરો?

૩. દક્ષણી અને ઉત્તરહિંદના વિદ્યાર્થીઓને મુકાબલે ગુજરાતી વિદ્યાર્થીવર્ગ ત્હમને શરીરે નબળો, સહનશક્તિએ ઓછો, સ્વાશ્રયમાં પછાત, ભાવના સ્વપ્નોમાં વધારે મશગુલ, રહેણીમાં વિલાસી અને પતંગિયા જેવો, કરણીમાં અંગચોર નથી લાગતો વારુ? આ એના દોષો એ પોતે જોતો થાય તો જ તે ઘટાડવા અને જાતને સુધારવાના મંથન ભણી એ દઢતાથી વળે, અને સાથે એનો અને દેશનો પણ દી વળે.

બળવંત ક. ઠાકોરના જયજય.

તા: ક. ગુજરાતના વિદ્યાર્થીવર્ગમાં કેટલાક ગુણો પણ છે, બેશક; પણ તે એને સંભળાવનારા અને તેની અતિશયોક્ત પ્રશસ્તિઓ લલકારનારા તો એને ઘણા મળે છે, વારંવાર મળે છે; એટલે તે વિષે ત્હમારો મ્હારો સમય નહીં ગુમાવું. —બ. ક. ઠા.

卐

## ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન (વડોદરા)

# પ્રમુખશ્રીના ભાષણમાંથી

વિદ્યાબહેન ર. નીલકંઠ

સ્વભાષાને ઊંચે મૂકી દેવી એ દલીલ કોઈ દેશમાં, કોઈ યુનિવર્સિટીમાં—આપણા દેશ સિવાય સ્વીકારી લેવાય એ માની શકાય તેમ નથી. ઉચ્ચ શિક્ષણમાં અમુક ગણિતશાસ્ત્ર વિના ન ચાલે, અમુક વિજ્ઞાનશાસ્ત્ર વિના તે અધૂરું ગણાય, સ્વભાષાદ્વારા શિક્ષણની અમુક પ્રાચીન ભાષા વગર તેમાં ખામી રહે, માત્ર સ્વભાષાના આવશ્યકતાનાં કારણો સાહિત્યથી અજ્ઞાન હોવામાં કાંઈ જ અડચણ નહીં એમ માની ઉચ્ચ શિક્ષણનો ક્રમ ગોઠવાય અને તેમાં આપણા જ સુશિક્ષિત પુરુષો એમ કહે કે આપણી ભાષામાં સાહિત્ય જ ક્યાં છે કે તે શીખવાની જરૂર હોય. આથી વિશેષ શોચનીય શું હોય? બીજી ભાષાને મુકાબલે ઓછું સાહિત્ય હોય માટે તેટલું પણ અભ્યાસક્રમમાં ન મૂકવું અને તેને અવગણવું એ વસ્તુ સાહિત્યની ખીલવણીને અટકાવનાર થઈ પડે એ સ્વાભાવિક છે. જગતના કોઈ દેશના શિક્ષણક્રમમાં પોતાની ભાષાની અવગણના કરવામાં આવે એવું જોવામાં નથી આવતું. ઇંગ્લાંડમાં ગયા જમાનામાં ગ્રીક લૅટિનને જે મહત્ત્વ અપાતું તે હાલ અપાતું નથી અને અંગ્રેજીને જ પ્રાધાન્ય અપાય છે. અને જ્યારે ગ્રીક લૅટિન શિષ્ટ શિક્ષણનું એક અતિઆવશ્યક અંગ ગણાતું ત્યારે પણ અંગ્રેજી ઉપરાંત તેનો અભ્યાસ થતો, અંગ્રેજીને છોડીને નહીં, એ તો આપણે સહુ જાણીએ છીએ.

*　　　　*　　　　*

આપણા દેશની ખાસ પરિસ્થિતિને લીધે અંગ્રેજીનું શિક્ષણ આવશ્યક છે, એટલે વધારે બોજો ઉઠાવીને પણ સ્વભાષાનો અભ્યાસ કર્યા સિવાય આપણો છૂટકો નથી. જો બે ભાષાથી ન ચાલે એમ મનાતું હોય તો ભલે ત્રણ ભાષા શિખાય, પણ સ્વભાષા છોડી દેવી એના જેવું આત્મઘાતક કાંઈ જ નથી.

*　　　　*　　　　*

**આપણી પોતાની યુનિવર્સિટી**

આટલા પ્રસ્તાવ પછી જે મુખ્ય મુદ્દા સંબંધી આપ સર્વની સમક્ષ યથાશક્તિ અને યથામતિ રજૂ કરવા માગું છું તે બાબત તે આપણી પોતાની યુનિવર્સિટી છે. યુનિવર્સિટી એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે અને મધ્યયુગમાં યુરોપમાં હાલ જે અર્થમાં આપણે વાપરીએ છીએ તે કરતાં કાંઈક જુદા અર્થમાં વપરાતો—તેનો અર્થ કોઈપણ સંયુક્ત મંડળ એવો થતો. ત્યારપછી રાજ્ય તેમ જ ધર્મસંસ્થાએ માન્ય કરેલું અધ્યાપક મંડળ એ અર્થમાં શબ્દ વપરાવા લાગ્યો. વખત જતાં યુનિવર્સિટીનું ક્ષેત્ર વિશાળ થતાં તેના અર્થમાં વિશિષ્ટતા આવી અને હાલના અર્થમાં એ શબ્દ વપરાવા લાગ્યો. આપણી યુનિવર્સિટીનો ખ્યાલ મેળવવા થોડુંઘણું વાંચવામાં મેં પ્રથમ શોધ્યું કે શિક્ષણનું માધ્યમ—અથવા હવેથી વાહન શબ્દ વાપરવાનું યોગ્ય માની વાહન—શું હોવું તે માટે પાનાં ઉથલાવ્યાં. અલબત્ત, આ શ્રમ નકામો જ હતો. કોઈ દેશ કોઈ પ્રજા કે કોઈ કાળમાં સ્વભાષા સિવાય શિક્ષણનું વાહન, બીજું હોઈ શકે એવી કલ્પના પણ ક્યાંય નજરે પડી નહીં! એવી અસંગતતા આપણા દેશમાં જ પ્રવર્તે છે અને તેનો બચાવ કરવા આપણામાંના ઘણા નીકળી પડે છે. છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન હિંદની કેળવણીને લગતાં કમિશનો, કેળવણીકારોના અભિપ્રાયો અને દેશહિતચિંતકોનાં મંતવ્યો એકે અવાજે એમ જ દર્શાવે છે કે તમામ શિક્ષણ

સ્વભાષાદ્વારા જ અપાવું જોઈએ. એટલે કે આજ જે સ્થિતિ છે તેનો બનતી ત્વરાએ અંત આણવાની અત્યંત જરૂર છે. જ્યાંસુધી આ સત્ય આપણા મનમાં ઠસશે નહીં ત્યાંસુધી આપણે શિક્ષણમાં આગળ વધી શકવાના નથી. આપણાં બાળકો અને યુવકોનાં અમૂલ્ય વર્ષ, તેમની બુદ્ધિ અને સ્મરણશક્તિનો એટલો બધો નાહક વ્યય થાય છે કે તેની કલ્પના કરવી અશક્ય છે. યુરોપ અમેરિકાની શાળામાંથી શિક્ષણ પૂરું કરી નીકળેલા યુવકો એટલા બધા ઉપયોગી વિષયોમાં પારંગત થાય છે કે કોઈપણ ધંધા માટે તેમની લાયકાત નિશ્ચિત થઈ ગઈ હોય છે. આપણો શાળાન્ત-મેટ્રિક પાસ થયેલો યુવક કાચું અને અશુદ્ધ અંગ્રેજી અને થોડાઘણા બીજા વિષયોનું જ્ઞાન લઈ દસ કે અગિયાર વર્ષે શાળાઓના અભ્યાસક્રમમાં પેલાથી બહાર નીકળે છે. તેને પરભાષાદ્વારા વિષયો શીખવા પડે છે અને એ કાર્ય uphill work એટલે કે ડુંગર ચઢવા જેવું મુશ્કેલ છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન આપણે માટે અનિવાર્ય છે એ સ્વીકારવા છતાં એ ભાષાદ્વારા વિષયોનું શિક્ષણ કેવળ નિરર્થક છે, એટલું જ નહીં પણ એ વિદ્યાર્થીની વિચાર કરવાની શક્તિ તેમ જ કલ્પનાશક્તિને કચડી કચડી નાંખે છે. આ પદ્ધતિની વિપરીતતાનું ખોટું માપ થોડાઘણા આગળ પડતા વિદ્વાનો પરથી આપણને કાઢવાની ટેવ પડી છે. પરંતુ સાથે સાથે સેંકડો ને હજારો વિદ્યાર્થીઓનો જે કચ્ચરઘાણ નીકળી જાય છે તે તરફ આપણે દુર્લક્ષ કરતા આવ્યા છીએ.

* * *

સ્વભાષાના વાહન માટે આટલું કહેવા સાથે એ કહેવાની જરૂર છે કે અંગ્રેજી ભાષાનો અભ્યાસ આપણી શાળા-પાઠશાળાઓમાં અનિવાર્ય છે. એ ભાષાનાં પુસ્તકોનો અભ્યાસ હિતાવહ છે, એટલું જ નહીં પણ જગતભર સાથે સંપર્ક સાધવા અંગ્રેજીની આવશ્યકતા માટે એ અનિવાર્ય છે. એટલે અંગ્રેજીની બિલકુલ જરૂર નથી એવા

કેટલી? બીજા છેડાના મત ધરાવનાર સાથે હું સંમત નથી એ નમ્રતાથી કહેવું યોગ્ય ધારું છું.

* * *

યુરોપ અમેરિકાના જુદા જુદા દેશોની યુનિવર્સિટીનું જેમણે નિરીક્ષણ કર્યું છે તેઓ જણાવે છે કે સામાન્ય લક્ષણો ઉપરાંત દરેક દેશનાં પોતાનાં એવાં લક્ષણો તે તે યુનિવર્સિટી-માં હોય છે જ. પ્રજાકીય સંસ્કૃતિ, પ્રજાકીય જીવન, અને પ્રજાકીય

યુનિવર્સિટીના સ્વરૂપ વિશિષ્ટતાની તેમાં છાપ હોય છે આપણા દેશમાં જુદી જુદી પ્રાંતિક

વિશે ચોખવટ યુનિવર્સિટીઓ છે, પરંતુ તેમના ભેદ આવા મૂલગત નથી. એ યુનિવર્સિટી તે બહારથી આણીને નવી ભૂમિમાં રોપેલાં એક જ જાતના છોડ જેવી છે. એટલે તેમાં પ્રજાનું પોતાનું તત્ત્વ કોઈ પણ પ્રકારે પ્રદર્શિત થાય એવી શક્યતા નથી. માટે જો આપણે પ્રાંત માટે નવી યુનિવર્સિટીનો વિચાર કરવો હોય તો સ્વભાષાના પ્રથમ સિદ્ધાંત પછી આપણા પ્રજાકીય જીવનનું પ્રતિબિંબ જેમાં સુરેખ હોય તેવી તે યુનિવર્સિટીની યોજના હોવી જોઈએ. આગલા પૃષ્ઠ ઉપર દર્શાવેલી બાબતોને બીજી રીતે કહીએ તો યુનિવર્સિટીના સામાન્ય લક્ષણોમાં ચાર મુખ્ય વસ્તુઓ હોવી જ જોઈએ: (૧) જ્ઞાનનું અને વિચારોનું સંરક્ષણ; (૨) તેમના અર્થનું નિરૂપણ; (૩) સત્યનું અન્વેષણ; અને (૪) એ સર્વની વિવૃદ્ધિ થાય તે માટે વિદ્યાર્થીઓનું શિક્ષણ.

આ સામાન્ય તત્ત્વો તો પ્રત્યેક યુનિવર્સિટી માટે અનિવાર્ય છે. નવા જમાનાની

યુનિવર્સિટીની બીજી જરૂરિયાત તે સમાજજીવનને તેના ક્ષેત્રમાં દાખલ કરવાની આવશ્યકતા એ છે. જૂના વખતમાં શુદ્ધ જ્ઞાન, તત્ત્વજ્ઞાન, કુદરતનું જ્ઞાન એ ઉચ્ચ અભ્યાસમાં વધારે ભાગે યોગ્ય ગણાતાં. પરંતુ જીવન સાથે તેનો ખરો સંબંધ ન હોય, અભ્યાસ એ અલગ વસ્તુ હોય એવો એક ક્રમ થઈ ગયો હતો. પરંતુ જે જ્ઞાન જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જનાર છે, જે અભ્યાસ સમાજને ઉન્નત દશાએ પહોંચાડવાનું ધ્યેય રાખે છે તેને સમાજ-જીવનથી છૂટો પાડી નાંખવામાં આવે એ આત્મઘાતક છે; એટલે નવી યુનિવર્સિટીમાં સમાજજીવન, (હાલના Arts ને વિસ્તૃત કરીને) કુદરત અને Aesthetics–સંવેદનશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરવાની વ્યવસ્થા થવી જોઈએ.

**ગુજરાત યુનિવર્સિટી જોઈએ**

ગુજરાતને પોતાની યુનિવર્સિટી હોવી જોઈએ એ મતનું પ્રતિપાદન થઈ ચૂક્યું છે. મહાત્મા ગાંધીજીની આર્ષ દૃષ્ટિએ આ સત્ય જોઈ લીધું હતું અને ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના તેમણે દેશની પુનર્ઘટનાના એક અંગ તરીકે કરી હતી. રાજકીય કારણોને લીધે એ સંસ્થા બરોબર પોષાઈ નહીં, પરંતુ એ સંસ્થાએ થોડાં વર્ષોમાં પણ જે મહત્ત્વની સેવા બજાવી છે તેમ જ જે એક આદર્શ રજૂ કર્યો છે તે સતત આપણી સમક્ષ રાખવા જેવાં છે. તેમાં પુરાતત્ત્વ–સંશોધન તેમ જ નવીન શિક્ષણની વ્યવસ્થા હતી. એ યોજનામાં જે કાંઈ ઊણપો લાગતી હોય તે પૂરી કરી આપણે આપણી યુનિવર્સિટી માટે વિચારણા કરવાની જરૂર છે.

**મહૂમ સયાજીરાવ ગાયકવાડના મનોરથ ગુજરાત યુનિવર્સિટીથી સરશે**

વડોદરાના સદ્‌ગત મહારાજાએ વડોદરા યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર કરેલો અને તેની પૂર્વતૈયારીઓ તરીકે કમિશન પણ નીમેલું. પ્રાંતના અગ્રગણ્ય વિદ્વાનો અને કેળવણી-કારોની જુબાનીઓ લેવરાવેલી, પ્રશ્નપત્રો કાઢેલાં અને પોતાના રાજ્યની સંપત્તિ વડે એક આદર્શ યુનિવર્સિટીનો આરંભ કરવા ધારેલું. આ વિચાર કોઈ અજ્ઞાત કારણોથી પડી ભાંગ્યો. પરંતુ વડોદરાને બદલે ગુજરાત યુનિવર્સિટી સ્થપાય એ વધારે ઈષ્ટ છે. ગુજરાતમાં વડોદરાનો સમાસ તો થવાનો જ છે. તમામ દેશી રાજ્યો પણ તેમાં આવી જવાનાં એટલે બ્રિટિશ હકુમત નીચેની પ્રજા, તેમ જ નાનાંમોટાં દેશી રાજ્યોએ મળીને ઉપાડી લેવાનું આ કર્તવ્ય છે.

* * *

**અંગ્રેજીની જરૂર રહેશે પણ બીજી ભાષા તરીકે**

આ સ્થળે એટલું કહેવાનું ઉચિત છે કે આપણા અભ્યાસક્રમમાં અંગ્રેજીનું મોટું સ્થાન રહેશે. અંગ્રેજીને બિલકુલ તજી દેવાની યોજના મારા મનમાં નથી. અંગ્રેજી ભાષા એક બીજી ભાષા ( Second language ) તરીકે જરૂર રહેશે, રહેવી જોઈએ. યુરોપની યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓને બે ત્રણ ભાષાઓ શીખવાની આવશ્યકતા હોય છે. તે મુજબ અંગ્રેજી શીખવાનું અહીં ફરજિયાત હોવું જ જોઈએ. એ ભાષાના અભ્યાસ વિના જગત સાથેના સમાગમમાં આવવું અસંભવ છે, તેમ જ દુનિયાના આગળ વધતા સાહિત્યનો અભ્યાસ આપણા પોતાના ઉત્કર્ષ અર્થે અતિ અગત્યનો છે.

સ્વભાષાદ્વારા શિક્ષણ આપતી આપણી યુનિવર્સિટી હોય તો તેને બંધબેસતો અભ્યાસક્રમ આપણી માધ્યમિક શાળાઓમાં રચાવો જોઈશે. અનેક કેળવણીકારોની આમાં સહાયતાની જરૂર રહેશે. એ આવી મળશે એ નિઃસંશય છે. ઉચ્ચ આપણી યુનિ૦ને, શિક્ષણનો લાભ લેવાની તૈયારી તરીકે સમસ્ત પ્રજાને શિક્ષિત કરવી અનુરૂપ શરૂઆતનો જોઈશે. સેંકડે દશ માણસ ભણેલાં હોય એ કંગાલ સ્થિતિ જેમ શિક્ષણક્રમ જોઈશે અને તેમ વહેલી દૂર થાય એ માટે ભગીરથ પ્રયત્ન કરવાના છે. તાજેતરમાં કોંગ્રેસ સરકારે અક્ષરજ્ઞાનની યોજના કરી, પરંતુ એ સરકારના કારભારના અંત સાથે એ યોજના ખોરંભે પડી છે એ ઉપાડી લેવી જોઈશે,—ગ્રામવાસીઓને માટે—જેમની સંખ્યા કરોડોની છે—તેમને સમજાય તેવાં પુસ્તકો, વર્તમાનપત્રો, પુસ્તકાલયો વગેરેનો પ્રબંધ કરવાનો રહેશે. એકંદરે તમામ પ્રજામાં જાગૃતિ આવે એવા શિક્ષણનો પ્રચાર થવો જોઈશે. માત્ર સારી સ્થિતિમાં મુકાયેલા અલ્પ સંખ્યામાં—વસ્તીના પ્રમાણમાં—ઉચ્ચ શિક્ષણ લઈ બેસી રહે તેથી સંતોષ પામવાનો નથી. ચાલીસ કરોડ હિંદનાં મનુષ્યો અને ગુજરાતને ભાગે આવતાં એક કરોડ કરતાં પણ વધારે દેશી ભાઈ-બહેનોનાં જીવન ઉજ્જ્વલ કરવા માટે સર્વ સુશિક્ષિત ભાઈઓ તથા બહેનોને પોતાના કર્તવ્યનું ભાન થવાની જરૂર છે.

* * *

યુદ્ધની હાલની વિષમ પરિસ્થિતિમાં જ્યારે રાજ્યકર્તાના હાથ હમેશ કરતાં પણ વધારે ભીડમાં હોય ત્યારે યુનિવર્સિટી જેવી અતિ ખર્ચાળ યોજના અમલમાં મૂકવાનો સંભવ સ્વપ્નવત્ છે. પરંતુ લડાઈને જ પરિણામે અઢળક કમાણી યુનિવર્સિટી માટે કરનાર વેપારીઓ ધારે તો એક રાતમાં આ નાણાં ઊભાં કરી હિલચાલનો આરંભ કરી શકે. એ ન બને તોપણ યુદ્ધ પછીની પુનર્ઘટના માટે પણ કરે: અત્યારથી જ વિચાર કરી મૂકવાની જરૂર છે. મહારાષ્ટ્ર યુનિવર્સિટી માટે પણ સરકારે લડાઈ પૂરી થયે મદદ માટે વિચાર કરવાનું વચન આપ્યું છે. મહારાષ્ટ્રની વિચારણા પહેલાં જેનો વિચાર થયેલો તે ગુજરાત યુનિવર્સિટી માટે હવે નરમ પ્રવૃત્તિ નહીં ચાલે. એ હિલચાલને વેગવંત બનાવી એવી સ્થિતિએ પહોંચાડવી કે વહેલામાં વહેલી તકે એ વ્યાવહારિક સ્વરૂપ ધારણ કરે. નવીન યુનિવર્સિટી માટે પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનસમુચ્ચયમાંથી એવી સુશ્લિષ્ટ રચના કરવાની જરૂર છે કે જે માટે પ્રતિભાશાળી વ્યક્તિઓની મગજશક્તિઓનો કેટલો યે સમય રોકાશે. આપણી સંસ્કૃતિને પોષણ મળે અને નૂતન ઉત્ક્રાંતિ ( civilisation ) માંથી અનુકરણ કરવાયોગ્ય સર્વ કાંઈ સાથે ધરાવી શકાય એ આપણું લક્ષ્ય હોવું જોઈએ.

* * *

આ પરિષદ એવી બળવાન ઘોષણા કરે, એવાં જબ્બર આન્દોલનો જગાવે, એવો ઉત્સાહ પ્રેરે કે આપણા પ્રાંતમાં આપણને સર્વથા અનુકૂળ એવી

ઉપસંહાર — યુનિવર્સિટીનો આરંભ કરવા આપણે શક્તિમાન થઈએ એ શુભેચ્છા સાથે આ વ્યાખ્યાન સમાપ્ત કરું છું.

卐

# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલનના સાહિત્ય વિભાગના

# પ્રમુખશ્રીના ભાષણમાંથી

ધૂમકેતુ

**આજનો** ગુજરાતી સાહિત્યકાર જુદી જ પરિસ્થિતિમાં બેઠો છે. સમાજ સાથેના એના સંબંધો પણ જુદી જ રીતે રચાયેલા છે. જૂના જમાનાના ઋષિમુનિની એની પાસે દૃષ્ટિ નથી. અને એવી એની શક્તિ પણ નથી. એ ઋષિ મુનિ કે ક્રાન્તદર્શી કવિ રહ્યો નથી. એ ગમે તેટલું ગૌરવ રાખે પણ છેવટે તો એ શિક્ષક નામનું જંતુડું છે કે બહુ બહુ તો તંત્રીની એક ફૂંકે ઊડી જાય એવું વર્તમાનપત્રનું પંખીડું છે. પણ વ્યક્તિની આર્થિક કે સામાજિક સ્થિતિ ગમે તે હોય, છતાં એનામાં અંદરથી ઊઠતો એક મહાસમર્થ જીવનપ્રવાહ હોઈ શકે છે, ને ગુજરાતી સાહિત્યકાર પણ જીવશે કે મરશે કે સમાજને કાંઈક માર્ગદર્શન આપશે એનો આધાર એની પાસે કેટલી અર્થની સમૃદ્ધિ છે એના ઉપર નથી, પણ ભામહ કહે છે તેમ, શબ્દાર્થની સમૃદ્ધિ ઉપર છે. એનામાં સામાજિક જીવનમાં ઓતપ્રોત થઈને પોતાના સામર્થ્યની પ્રતિષ્ઠા સ્થાપવાનું બળ હશે તો જનતા—એ તો છેવટે ઘેલીમંડળી છે! હા, એ ઘેલીમંડળીના અભિપ્રાયો ઉપર પોતાના મસ્તકને ગર્વાન્વિત રાખનારો પોતાની ખીણને દેખશે ત્યારે ધ્રૂજશે. પણ હું મારું કામ કરું છું—મારામાં જે હતું, હું જે આપી શકવા સમર્થ હતો, જે સમાજમાં હું જન્મ્યો, જીવ્યો, શ્વાસ લીધો ને રહ્યો એ સમાજનું જે સામાજિક ઋણ હતું તે મેં ચૂકવી દીધું—એમ માનનારો, તરીને પાર ઊતરશે. મહાન સાહિત્યકાર વિના પ્રજાને મહત્તાનો સંદેશો કોઈ આપી શકતું નથી. જાતવિલોપન વિના કોઈ મહાન થઈ શકતું નથી. ગૂજરાતને સાચા અર્થમાં સાહિત્યકાર—એવા સાહિત્યકારોનો આજે ખપ છે. એક જમાનો એવો ગયો કે જ્યારે પંડિત–અપંડિત વચ્ચે, સાહિત્યકાર–સમાજ વચ્ચે, એક ખંભાતી અખાત સરજાયો, જ્યારે સાહિત્યનાં દ્વાર ઉપર ખંભાતી તાળાં હતાં. આજે એનાથી ઊંધી જ વાત ચાલી છે. આજે દરેક જણ કહેતો આવે છે કે હું સાહિત્યકાર છું. એને કોણ કહે કે ભાઈ! તું હજી સાહિત્યકાર નથી. પણ આ અવ્યવસ્થા એ બહુ આશાસ્પદ ભવિષ્યનું ચિહ્ન છે. જનતામાં સાહિત્યનો શોખ જાગ્યો છે. લોકો સાહિત્ય માગે છે. ખરી રીતે તો સાહિત્યકારો હજી સાહિત્ય આપી શકતા નથી. જેમ સીનેમાની પાસે અભિનયકારો ન હતા માટે એમણે કહેતો વ્યાપારી માર્ગ લીધો, ને વાર્તા ન હતી માટે જૂના જમાનાના નાટકની પેઠે મોહક દશ્યો ઊભાં કર્યાં—તેમ સાહિત્યકારો પાસે આજે વિપુલ સમૃદ્ધિ નથી—ને જનતાની ભૂખ જાગી છે—એટલે સારું નરસું, સાચું ખોટું સાહિત્ય આપવા માંડયું છે. આ વસ્તુસ્થિતિ ઉપર કેવળ અભિમાની જેમ ઉપેક્ષાવૃત્તિથી જોઈ રહેવામાં તો એકંદર શિષ્ટસાહિત્યના પ્રચારને મોટું નુકસાન છે. આ પરિસ્થિતિ સૌ સાહિત્યરસવાંચ્છુઓની ગંભીર વિચારણા માગે છે. હજી સુધી ઉત્તમ સાહિત્ય આપવાનો કોઈ પ્રયોગ આર્થિક દૃષ્ટિએ સફળ થયો નથી. પણ ઉત્તમ સાહિત્ય વિષેની માન્યતાને થોડીક વિસ્તૃત ને રોચક બનાવવામાં આવે—તે કુરૂપતા, ઘણા વિદ્વાનો પરિભાષાની આવશ્યકતા હોય એવા વિષયોને પણ, રોચક શૈલીએ મૂકવાની લઢણ શીખવામાં કોઈપણ પ્રકારની લઘુતા માનતા નથી, એ ઉદાહરણથી પ્રેરાઈને, થોડાઘણા આવશ્યક ફેરફાર, વિષય શૈલી ને વિધાનો પ્રત્યે કરવાનું ઉદારપણું, વિદ્વાનો સ્વીકારે તો આ પ્રયોગ સફળ ન જ થાય એવું કાંઈ નથી.

ગુજરાતી સાહિત્યને શી રીતે વેગ આપવો—એને શી રીતે વધારે વિસ્તૃત કરવું અને શી રીતે લોકની સમક્ષ એને લઈ જવું એ પ્રશ્ન અત્યારે સૌથી વધારે અગત્યનો છે. એને તપાસી લેવાની જરૂરિયાત છે. એ પ્રશ્નના બે ઉકેલ દેખાય છે: એક એનો એવો ઉકેલ છે કે લોકોને સારું સાહિત્ય તો ધીમે ધીમે જ સમજાય; લોકોની રસવૃત્તિ ન કેળવાય ત્યાંસુધી નિરાશ ન થતાં વિદ્વાનોએ તો એમની રીતી પ્રમાણે કામ કર્યે રાખવું; બીજો માર્ગ લોકને ધીમેધીમે ઉપર લાવવા માટે પોતે થોડું થોડું નીચે ઊતરવું એ છે. કુદરતી રીતે જ વિદ્વાનો પહેલો માર્ગ સ્વીકારે છે. અને માને છે કે લોકોમાં સાહિત્ય સમજવાની શક્તિ નથી. ખરી રીતે આ બન્ને માર્ગ સ્વીકાર્યે જ છૂટકો છે. આજે નહિ તો વહેલે મોડે. એ સિવાય અન્ય કોઈ રસ્તો જ નથી. આજે એક દિશામાંથી લોકસાહિત્ય ઉપર, નવલિકાઓ ઉપર, નવલકથાઓ ઉપર, ને વધતી જતી અનેક ગ્રંથાવલિઓ ઉપર, તેમજ સાહિત્યની લોકપ્રિયતા ઉપર એક પ્રકારની ઘૃણાસ્પદ તીખાશ જોવામાં આવે છે. આવી તીખાશ વૈયક્તિક સંબંધો કરતાં સામાજિક કલ્યાણની ભાવનાને પણ વધુ આભારી હોઈ શકે. એમાં સાહિત્યના હ્રાસ પ્રત્યેનો પુણ્યપ્રકોપ પણ હોય. દરેક છાપાળવું લખાણ સાહિત્ય બની જાય એ શક્ય પણ નથી. તેમ જ આવા બધા પ્રયત્નોમાં ગંભીરતા પણ ઘણી ઓછી હોય છે એ સમજાય તેવું છે—પણ દુનિયાભરના સાહિત્યમાં નવલકથાઓએ થોડાં વર્ષોમાં જે નવનવાં સ્વરૂપો બતાવ્યાં છે, ને ઝીણામાં ઝીણા માનસિક પૃથક્કરણના માર્ગથી માંડીને મોટામાં મોટા સામાજિક ને રાષ્ટ્રીય પ્રશ્નોની છણાવટ, અત્યંત મનોરમ શૈલીથી માંડી છે, એ સ્વરૂપને જો નવશીખિયાઓ બગાડી નાખે છે એમ લાગતું હોય તો વિદ્વાનો જ શા માટે એ અપનાવી લેતાં નથી? એક સામાજિક બળ તરીકે તો એનો સ્વીકાર ત્યારે જ થશે. ને સાહિત્યકૃતિ તરીકે પણ એની ગુણવત્તા ત્યારે જ વધશે.

કહેવાનો ભાવાર્થ એ છે કે સાહિત્ય અધિકારની લેશ પણ ગૌરવહાનિ કર્યા વિના સાહિત્યકારોએ સમાજ અને સાહિત્ય વચ્ચે સેતુ જેવો સંબંધ સ્થાપવાનો સમય આવી ગયો છે. યુગના સામર્થ્યનો વિચાર કરીને, વિદ્વાનોએ પોતાની શૈલીને નવેસરથી ઘડ્યા સિવાય બીજો ઉપાય જ નથી. સંકુલ માનસવ્યાપાર દર્શાવવા માટે સંકુલ જ વાક્યરચના જોઈએ—એ જમાનો આથમી ગયો. આજે ગુજરાતી ભાષાનું ગૌરવ જે લોકો જાળવી રાખવા માગતા હોય તેમની સમક્ષ એક વિકટ પ્રશ્ન ઊભો થયો છે. ભાષા અત્યંત સાદી બની છે—ને બનતી જાય છે. શબ્દ અને અર્થનો વિવેક ભુંસાતો જાય છે, એકની એક વાત વારંવાર ભારપૂર્વક કહેવાની લાગણીવેડા આવતી જાય છે. એ વખતે કોઈ સિદ્ધહસ્ત લેખક, પોતાના નૈસર્ગિક ગૌરવથી રંગીને, સાદી ભાષાને, જો વાપરી બતાવશે, તો ભાષાને જે અમુક પ્રકારનો અર્થવિહીન સાદાઈનો એક ભય છે, તેમાં ફેરફાર થઈ જશે. કવિતાની પણ એક વ્યાખ્યા છે કે કહેવાયેલી વસ્તુ કરતાં વધારે ઉપયોગી તો કહેવાની * રીત છે.

આવી રીતે ગુજરાતી સાહિત્યનો, આધુનિક સામાજિક ઘટના અંગે વિચાર કરીએ, તો કેટલીક વાતો આપણી ગંભીર ક્રિયાત્મક વિચારણા તળે લાવવા જેવી લાગે છે. સર્જનાત્મક સાહિત્ય આજે સમાજના અંગ તરીકે જ રહી શકે તેમ છે. કોઈપણ સાહિત્યકાર પોતાની કૃતિને સર્વોત્તમ માને, તો પણ, એની નકલો ઉતારી ઉતારીને પોતાને ત્યાં પટારામાં સંઘરી

* Name and Nature of Poetry by Housman.

રાખે એટલો બધો અવ્યવહારુ હજી સુધી તો જોવામાં આવ્યો નથી. એનો અર્થ એ થયો કે આજના આપણા જીવનવ્યવહારમાં સર્જનાત્મક સાહિત્ય વિષે વિચાર કરતાં એને અનુષંગી બીજી અનેક બાબતોને પણ સ્પર્શવો પડે. એમાં અસાહિત્ય જેવું કાંઈ નથી.

(૧) ગુજરાતી ભાષાને યુનિવર્સિટીએ સ્થાન આપ્યું છે એ ખરું; પણ એ સ્થાનને હજી ગૌરવ કે પ્રતિષ્ઠા મળ્યાં નથી; એ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે વિદ્વાનો ને સર્જકો— આ બે ભેદ ખાસ એટલા માટે પાડ્યા છે કે ઘણા વિદ્વાનોને લખતાં આવડતું નથી ને ઘણા સર્જકોને વિદ્વાન થતાં આવડતું નથી—માટે વિદ્વાનો ને સર્જકો—વારંવાર એ દિશામાં પ્રયત્ન કરે, અને ભાષાને અવનવા ગૌરવશીલ પ્રયોગોથી શણગારીને એની શક્તિ વિષેની, દેશીભાષાના ભયંકરમાં ભયંકર ટીકાખોરને પણ, ખાત્રી કરાવી આપે. સાહિત્યનાં અવનવાં સ્વરૂપો, નવા પ્રયોગો, નવી રચનાઓ, વિવેચનની નવી દષ્ટિઓ, લોકજીવનની ઉત્તુંગ શિખરાવલિ ને ઊંડી ખીણો, જૂના સાહિત્યની ને લોકસાહિત્યની વધુ શક્યતાઓ, એ સઘળાં માટે મંથન, મૈત્રી ને સંઘબળ જમાવે. હું મોટો, એ ભાવના છોડી દરેકેદરેક ગુજરાતી સર્જક પોતાની શક્તિનો સારામાં સારો ફાલ ઉતારવા યત્ન કરે—તો ભવિષ્યમાં ગુજરાતીને સારું સ્થાન પ્રાપ્ત થાય ત્યારે આપણી પાસે ખરેખરાં સારાં પુસ્તકો હોય. અત્યારની–મારા મિત્રનું તે સારું –એ ભાવનામાં તો જ ફેરફાર થાય.

(૨) ગુજરાતી સાહિત્યને અત્યારે મોટામાં મોટું ઉત્તેજન વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિનું મળે છે. એ પ્રવૃત્તિ ધન્યવાદને પાત્ર છે. એનો વધુ વિકાસ થાય એમ સૌ કોઈ સ્વાભાવિક રીતે ઇચ્છે છે. એ ઉપરાંત સાધનસંપન્ન ઘરમાં જ્યાંસુધી, ફર્નીચરની માફક પુસ્તકોને આવશ્યક શણગારીલા તરીકે સ્વીકારવાની મનોવૃત્તિ નહિ આવે, ત્યાંસુધી પુસ્તકોની ખપત વિષે દરેક વિક્રેતાને વસવસો રહેવાનો જ. ગ્રંથપ્રકાશક, ગ્રંથવિક્રેતા ને ગ્રંથસર્જક—એ ત્રણેના કોઈપણ પ્રકારના ગૌરવ-ભર્યા સંબંધો આપણે ત્યાં હજી સ્થાપિત થઈ શક્યા નથી. એમાં ગુજરાતીઓની આ મનોવૃત્તિ મોટા કારણરૂપે છે. અત્યારે તો સારાં પુસ્તકો—કે અમુક પ્રકારની મનોવૃત્તિથી પસંદ કરીને રચેલું, નાના ઘરનું નાનું પુસ્તકાલય—એ શિક્ષકના ઘરની એક આવશ્યકતા ગણાતી હોય તો ભલે! બાકી બીજું કોઈ પુસ્તકો પસંદ કરતું નથી. લલિતસાહિત્યને ઉત્તેજન આપનારાઓમાં સૌથી પહેલો નંબર સ્ત્રીઓનો છે! પછી થોડા કાલ્પનિક જુવાન વિદ્યાર્થીઓ આવે છે. કોઇ શ્રીમંત તો ભૂલેચૂકે એમાં પડતો જ નથી! હા, મજૂરો, ખેડૂતો, સ્વારીઓ ને શૉફરો સારી નવલકથા હોય તો વાંચે છે ખરા. વર્તમાનપત્રના તંત્રીઓ તો મફત મળે તો સ્વીકારે, ને ઉપકાર કરતા હોય તેમ—પુસ્તક સારું હોય કે નરસું—બે નકલો મોકલો, તો 'રીવ્યુ' લે! શિષ્ટ સાહિત્ય તો બહુ જ થોડા જણા લે છે—ને ભાગ્યે જ પાંચ-પચીસ નકલથી વધારે ખપત જાય છે! આ દિશાને પણ અવનવા પ્રયોગોથી વિકાસ પમાડવા યોગ્ય છે.

(૩) સીનેમા, વર્તમાનપત્રો, રંગભૂમિ ને સર્જકો—એ ચારેનો એકબીજામાં પર્યાપ્ત ક્યાં

વિના મેળ મેળવવો એ ઘણું મુશ્કેલ કામ છે--પણ એમાંના પહેલાં ત્રણ તો આવશ્યક રીતે ને ચોથો વિડિયો પણ ઘણી રીતે, પ્રજાજીવનમાં એક પ્રકારનું અગત્યનું સ્થાન મેળવી ચૂક્યા છે. એમને એમની બારી પણ સંભાળવાની હોય છે. એ વ્યવહારુ બાજુની ઉપેક્ષા કરી શકાય તેમ નથી.—સાહિત્યકારને અને સીનેમાને પાસે પાસે લાવવાની વાતો થાય છે--પણ એ બની શકશે તો કેવળ એવા 'ડાયરેક્ટર' થી જ કે, જેનામાં સાહિત્યની થોડીઘણી પણ સાચી સમજ હશે. શબ્દને 'દૃશ્ય'માં ફેરવવાની સાચી કુનેહ હશે, દૃશ્યમાં રૂપાંતર પામેલો શબ્દ અર્થગૌરવ ધારે એવી માવજત કરવાની જેનામાં આવડત હશે. સીનેમાની ઘણી વ્યાપક અસર વિષે તો બેમત નથી. પણ સીનેમા કે સાહિત્યે એકબીજાની 'ટેકનીક' સમજવાનો ખરો પ્રયત્ન હજી સુધી કર્યો નથી. એમાં સાહિત્યકૃતિઓ પડદા ઉપર વિફળ જાય છે એટલે પણ આ સંબંધ વિષે શંકા ઊઠી છે. ખરી સમ્યાર્થથી એ સંબંધ સ્થાપિત કરવામાં આવે તો બન્ને બાજુને લાભ છે—ને પ્રજાજીવનને કાંઈક વધારે સુંદર ને સારું અપાયાનો સંતોષ સંચાલકોને પણ મળશે.

(૪) આજના આપણા સીનેમાના સંચાલકો વધારે સંસ્કારી હોય—ને સાહિત્યકારો જરા ઓછા અવ્યવહારુ હોય, તો આ બને ખરું. 'સ્ટાર'નો મહિમા—એટલે સીનેમામાં સ્ટાર આવે છે તે નહિ, પણ સીનેમાવાળાઓ સ્વભાવથી જ પોતા વિષે સ્ટારનો મહિમા સ્થાપે છે એ, ઓછો થાય ને વર્તમાનપત્રો એમને આધારે શ્વાસ લે છે. છતાં થોડીઘણી બાટાઈ ઓછી કરે, તો વસ્તુની પરિશુદ્ધિ થાય. ને એક બીજાની નિકટતા માટેનું વાતાવરણ તૈયાર થાય. ગુજરાતે પોતાની રંગભૂમિના ઉદ્ધારની કલ્પનાં ઘણા વખતથી ચલાવી છે. પણ હજી એ સિદ્ધ થઈ શકી નથી. પરંતુ આ વિષય ઉપર વિદ્વાનો, આંતરિક શ્રદ્ધાથી પ્રેરાઈ ને, કાંઈક એવું કરવા તત્પર થાય કે, જેથી સામાજિક જીવન, સંસ્કારજીવન ને સાહિત્યજીવન, ત્રિવેણીસંગમ થાય: ભજવી શકાય તેવાં કેવળ વિચારનાટકો નહિ —પણ પ્રસંગનાટકો—આપવાનો પ્રયત્ન કરવામાં આવે તો સામાજિક જીવનનું અતિ અગત્યનું—ને વિદ્વાન અવિદ્વાન રંક રાય રસિક અરસિક સૌને સાથે લાવનારું આ અંગ વિકાસ પામે. શેરીની કે પોળોની નાની નાની રંગભૂમિઓ સ્થપાય તો એ ઘણી જ લોકપ્રિયતા મેળવે. ને સામાજિક ઘણા પ્રશ્નોમાં માર્ગદર્શન પણ આપે. પરંતુ કેવળ અર્થલાભમાં, કે પોતાની વૃત્તિના પ્રદર્શનમાં સંચાલકો પડી જાય—ને કલાના ચિરંજીવ અંશોને બહાર લાવી ન શકે તો એમાં સફળતા ન મળે.

(૫) ઈંગ્લેંડમાં જેવી 'પેન્ગ્વીન સીરીઝ' પ્રગટ થઈ છે તેવી—જૂનાનવા, તમામ સાંસ્કારિક, સામાજિક, ઐતિહાસિક ને રાષ્ટ્રીય પ્રશ્નોને આવરી લેતી, ને અનેક યુગોને પ્રગટ કરતી, એવી એક ગ્રંથમાલા, લોકરુચિને લક્ષમાં રાખીને પ્રગટ કરવામાં આવે, ને વિદ્વાનોની મંડળી એમાં રસ ધરાવતી થાય તો—લોકની અભિરુચિ ને વિદ્વાનોનું માર્ગદર્શન, એ બન્ને વચ્ચે એક સેતુ બંધાઈ જાય. આવો કોઈ સેતુ બાંધવામાં નહિ આવે—ને કેવળ બે વર્ગના અસ્તિત્વની અનિવાર્યતા પર જ ભાર મૂકવામાં આવશે તો સાહિત્યને એનાથી ઘણું જ નુકસાન થશે. ને ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ કોઈ પણ દિવસ સફળ જ નહિ બને.

(૬) ગુજરાતના વિદ્વાનો, લેખકો, સર્જકો, પુસ્તકાલયના સંચાલકો, પ્રકાશકો, ગ્રંથવિક્રેતાઓ, વર્તમાનપત્રના સંચાલકો, સીનેમાસૃષ્ટિમાં પડેલાઓ, રેડિયો સંચાલકો, નવીજૂની રંગભૂમિના સંચાલકો—અને એવા અનુષંગી ક્ષેત્રમાં કામ કરતા તમામ માણસો—કેવળ વિચારની આપ-લે કરવાની હેતુથી, જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે મળવાનું રાખે, તો એમાંથી કોઈક દિવસ એક એવું સંગઠન જન્મે—કે જેનું સામાજિક મૂલ્ય ઘણું જ હોય. અત્યારે આ ક્ષેત્રો વિભક્ત જેવાં બની રહ્યાં છે. એક ક્ષેત્રનો માણસ બીજા ક્ષેત્રના માણસને સમજતો નથી કે, સમજવાનો પ્રયત્ન કરતો નથી. દરેકને પોતાના વાતાવરણમાં પોતાનું પ્રભુત્વ લાગે છે. પણ સંપૂર્ણ સમાજજીવનને, જો સમજીને નવેસરથી ઘડવું હોય ને એવા સામાજિક પ્રયોગોમાં સાહિત્યે મુખ્ય સ્થાન લેવું હોય, તો છેક નીચેથી ઉપર સુધીના તમામેતમામ થરના માણસોનો સંબંધમેળ મેળવી લેવાનો મહાયત્ન કરવો પડશે. અત્યારે જીવનની સંકુચિતતાને લીધે—સાહિત્યનું ક્ષેત્ર પણ એકધારું ને એકસુરીલું બની ગયું છે. એમાં ફેરફાર કરવાથી બન્ને વધારે વ્યાપક સ્વરૂપ લેશે.

(૭) આપણે ત્યાં દરેકદરેક ગામમાં થોડાઘણા સાહિત્યરસિકો હોય છે જ. ઉત્તેજન ને માર્ગદર્શન મળે તો દરેક ગામ પોતાની નાનીસરખી સાહિત્યસભા રચી એક જેવો તેવો પણ જ્ઞાનદીપ પ્રગટાવી રાખે. મોટાં શહેરોમાં એને માટે Book club—જેવી મંડળી કાઢીને, અમુક વિષયના અભ્યાસની તૈયારી કે રૂપરેખા પણ વિચારાય. એવા એવા નાનાનાના પ્રયાસો પણ લોકની અભિરુચિ ઘડવામાં ઘણો મોટો ફાળો આપે. એટલું જ નહિ, એમાંથી અભિરુચિની પણ વધારે ને વધારે પરિશુદ્ધિ થાય.

(૮) 'રણજીતરામ સુવર્ણચંદ્રક' જેવા એક જ ચંદ્રકનું અસ્તિત્વ આપણે ત્યાં છે, એમાં વધારો થવાની જરૂર છે. સાહિત્યને ઉત્તેજન આપવું એમ જે સંસ્થાઓ પોતાના મૂળભૂત સિદ્ધાંતોમાં સ્વીકાર કરતી હોય તેમણે હિંદીના દાખલા ઉપરથી પારિતોષિકો ને ચંદ્રકોની રચના કરવી ઘટે. એનાથી ઊગતા લેખકોને પ્રસિદ્ધિ મળશે. ને એવા ઉત્તેજનથી પ્રેરાઈને ઘણા સાહિત્યકારો કૃતિઓને ઉત્તમ કરવા પ્રયત્ન કરશે.

(૯) આપણે ત્યાં સાહિત્યકૃતિઓને વાંચવાની લઢણનો તદ્દન અભાવ છે. મુશાયરા ને લોકગીતોના જલસાની જેમ—પ્રસંગે પ્રસંગે સાહિત્યકૃતિઓના વાચનની—તેમ જ ટૂચકા કહેવાની નાની મંડળીઓ ઉદ્‌ભવે, ને રામકથા, પુરાણકથા, વગેરેને તેમ જ સાહિત્યના નવા પ્રકારોને છેક જૂના માણભટ્ટની ઢબથી નહિ, તેમજ હરિકથા કરનારની ઢબથી પણ નહિ—પણ કોઈ અનોખી ઢબથી રજુ કરવાની નવી શૈલી દાખલ કરવામાં આવે, તો એવા પ્રયોગો પણ સફળતા પામે. સાહિત્યપરિષદ તો બેત્રણ વર્ષે એક વખત મળે—પણ દરેક નાનુંમોટું ગામ, સાહિત્યની અનેક અનુષંગી પ્રવૃત્તિઓને સજીવન રાખવાનો બારે માસનો વ્યવસ્થિત કાર્યક્રમ રચી, પોતપોતાના ગામની સાહિત્યસભા દ્વારા એ પ્રગટ કરે, તો એથી એ હમેશને માટે એકસરખું આકર્ષણ જગાવી શકે. ને રફતે રફતે એમાંથી જ પોતાની નાની રંગભૂમિની પણ ભૂમિકા તૈયાર કરી શકે.

(૧૦) વર્તમાનપત્રો અત્યારે સાહિત્યમાં જે રસ લે છે એ નિષેધાત્મક સ્વરૂપ જેવો છે.

પ્રસંગ આવ્યે એ સાહિત્યવિષે અઠવાડિયે કાંઈક લખે છે. એમ ન કરતાં દરેક વર્તમાનપત્ર દર અઠવાડિયે સાહિત્યના કોઈ ને કોઈ પ્રકાર ઉપર એક એક લેખ આપવાની પ્રથા ચાલુ કરે, તો સાહિત્યને લોકપ્રિય બનાવવામાં તેમ જ જનઅભિરુચિને ઊંચે લઈ જવા પણ મોટો ફાળો આપી શકે. પોતાને ત્યાં પસંદગી પામતું લખાણ ઉચ્ચકોટીનું હોય—ને વાક્છટા વાગાડંબરને વાગ્દારિદ્ય વગેરેથી વિમુક્ત હોય —એટલો આગ્રહ વર્તમાનપત્રના મુખ્ય સંચાલકનો હોય તો વર્તમાનપત્રો જ સાહિત્યના વિસ્તાર તેમ જ વિકાસ બન્ને માટે સુંદર પૂર્વભૂમિકા રચી શકે. વર્તમાનપત્રોના નોકરિયાત તંત્રીઓ નહિ—પણ મુખ્ય સંચાલકો—સાહિત્યમાં થોડોઘણો પણ સાચો રસ ધરાવતા હોય તો તંત્રમાં ઘણો ફેર પડે તેમ છે. એમની પાસે ધંધાદારી દૃષ્ટિ હોય એ જરૂરનું છે; પણ ધંધાદારી દૃષ્ટિને સાહિત્યદૃષ્ટિ સાથે બાપે માર્યાં વેર રાખવાની કાંઈ જ જરૂર નથી. 'રૂઢ'ની જાહેરખબરમાંથી 'ઉ' કાઢી નાખવા જેટલો રસ ધરાવવો એ બહુ મોટો ત્યાગ નથી.

આપણું કામ ઘણું વિકટ છે. જનઅભિરુચિને ઓળખવી, એને કેળવવી, એના દાસ ન થવું, ને સર્જનાત્મક લખાણોની શ્રેષ્ઠતા જાળવી રાખવી—એ ચારે વસ્તુઓનો સુયોગ મેળવવો—એ કલા સિદ્ધ કરવી લગભગ અશક્ય, એમાં ઊંચામાં ઊંચા પ્રકારની કલાનો આવિર્ભાવ રહ્યો છે. પણ જે હેતુ માટે આપણે સાહિત્યકૃતિઓ રચીએ છીએ—જનતા માટે—એનો મોટો ભાગ હજી તો અક્ષર પણ ઓળખી શકતો નથી. અને છતાં દરેક માનવહૃદયમાં હોય છે તેમ એનામાં પણ જ્ઞાનદીપક માટે સેહ લાગેલી છે. એની એ અભિરુચિને શી રીતે જગાડવી, પરિશુદ્ધ કરવી, ઊંચે લેવી, ને ઉર્ધ્વગમન કરતી કરવી એ કામ ઘણું વિકટ છે. એ વિકટ કામ સિદ્ધ ત્યારે જ થશે જ્યારે પહેલાં પૂર્વભૂમિકા રચાવા માંડશે. ને સાહિત્યકારો સંઘબળ સ્થાપશે અને પોતપોતાનામાં પોતે ધારી લીધેલી વિદ્વત્તાથી પોતાની જાતને બચાવશે!

કલામાત્રનો નિયમ છે કે એનો ઉપયોગ ન થાય તો એ વિનાશ પામે. માનવના હૃદયમાં રહેલ અમોઘ સામર્થ્યને, એના શારીરિક બંધનમાંથી મુક્ત કરીને, એના ખરા સ્થાનનો પરિચય આપવાનું કામ કલા કે સાહિત્યનું છે. એ કાર્ય સિદ્ધ કરવા માટે જે જે વસ્તુની જે જે વખતે જરૂર પડે તે તે વખતે સ્વીકાર કરી લેવો એમાં કોઈ જાતની હીનતા નથી. પ્રેમનું, સત્યનું અને શાંતિનું જીવન જ્ઞાન દ્વારા જ શક્ય છે. એ જ્ઞાન દરેકનું હોવું જોઈએ ને દરેક માટે હોવું જોઈએ.

ગુજરાતી પરિષદ દ્વારા ગુજરાતી ભાષાના જયરંગની એ ભાવના સિદ્ધ થાઓ—ને શ્રી તથા સરસ્વતીનો કાલિદાસે પ્રકટેલો વિરલ સંયોગ ગુજરાતમાં શક્ય બનો.

卐

# ત્રણ લંગર

रञ्जनम्

સરકારી ધાન્યાચી દુકાન આગળ
લંગાર લાગી દીન હિન્દીઓની,
અર્ધાં ભૂખ્યા એ નિજ પેટ પોષવા
આવી ઊભા હ્યાં ઠરતાં પ્રભાતમાં.

ને સાંજના સારી રીતે જમીને
સિગાર લાંબી મુખમાં હલાવતા
કે મૂઠીવાળી મીઠું પાન ચાવતા
ઊભા દીઠા 'કિસ્મત'ને નિહાળવા.
આક્રન્દ સૂણ્યાં મધરાત રે, અહો!
દળાઇ ચક્કીમહીં મોંઘવારીની;
રડી રહ્યાં બાળક બાપ–મા જતાં,
શ્મશાનમાંહી મડદાં ભૂખ્યાંનાં
બળી રહ્યાં રે!

પણ વખત આવશે,
ગુલામીની સાંકળ તોડવાને
શ્મશાનમાંથી મડદાંય ઊઠશે;
બળી જશે સૌ જગનાં ક્ષુધાર્ત
અન્યાય ને વેરની ઘોર ખોદવા,
સ્વતંત્રતાની જળશે મશાલ,
પંખી પશુ માનવી મુક્ત સૌ થશે;
અને બધે રાજ્ય હશે પ્રભુનું!

✡

# શોભાનો વર

હરીશ ઉપાધ્યાય

" Good morning, sir ! "

" Good morning ! " મેં પણ હંમેશ માફક મારા વિદ્યાર્થીને સારી સવાર ઇચ્છી.

" તમે મને ન ઓળખ્યો, સાહેબ ! " નવા આવનારે ખુરસી પાસે ખેંચતાં કહ્યું. અને ખરેખર એનું અનુમાન સાચું હતું. Margarate Mitchellની *Gone with the Wind* વાંચવામાં હું એટલો બધો તલ્લીન થઈ ગયો હતો કે નવા આવનારને એકદમ ઓળખી શક્યો નહિ. મેં આખો ઝીણી કરી બારીકાઇથી એની આખી યે મુખમુદ્રાનું અવલોકન કર્યું પણ ભૂતકાળની આછી યાદ સિવાય કાંઈ જ વધારે હું કળી શક્યો નહિ. કાંઈ વિવેક કરું એ પહેલાં તો એની ધીરજ ખૂટી.

" એ તો હું મધુ, મામાજી, "—અત્યાર સુધી રમી રહેલું સ્મિત અદૃશ્ય થયું, સ્વરમાં જરા તીખાશ આવી, " મને ન ઓળખ્યો, મને ! "

અને સાત વર્ષ પરથી એકાએક પડદો ઊંચકાઈ ગયો. એને ન ઓળખું એ બને જ કેમ ! મારા મિત્ર રા. બ. કીર્તિરાયનો પુત્ર,—મારી પ્રિય સખી મનોરમાનો સૌથી લાડકો મધુ, અને મારી શોભાનો વર. મારાથી સ્હેજસાજ નિસાસો મુકાઈ ગયું.

સને ૧૯૩૪ની એ વાત છે. તે વખતે ગુજરાત કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય હું શીખવાડતો. મધુ તે વખતે 'ઇન્ટર આર્ટ્સ'માં ભણતો હતો. ભણવામાં એના જેવો બેદરકાર ભાગ્યે જ કોઈ હશે. મારા પીરિયડ દરમિયાન ફક્ત વીસ મિનિટ માટે પણ એનાથી શાંત રહી શકાતું નહિ !

" Mamaji, may I know the terms behind the Montegue-Chelmsford Report ! "—એ એવી છટાથી પૂછતો કે જાણે એ વિષયનો ખાસ અભ્યાસી જ ન હોય !

સૌ કોઈ જાણતું કે મધુને એ બાબતમાં કાંઈ ગમ પડતી નહિ. આખી યે ટર્મ પૂરી થવા આવી. છતાં યે એને કાંઈ ને કાંઈ તોફાન કરવાનું સૂઝતું, બીજું કાંઈ નહિ તો, એના "મામાજી" શબ્દ પર મને એટલી ચીડ ચડતી કે એને કાંઈ કહું—પણ શોભાને ખરાબ લાગે એ બીકે હું મૌન સેવતો.

વળી એક વખત એમ બન્યું કે રીસેસ પછીના પીરિયડ વખતે હું કૉલેજ કમ્પાઉન્ડમાં લટાર મારવા નીકળેલો તે વખતે એક ઝાડ નીચે મધુ ને શોભા બન્ને નિરાંતે વાતો કરતાં બેઠાં હતાં. મધુના હાથમાં એક સીગરેટ હતી, ને શોભાને ચીડવવા વારંવાર તે ધુમાડો શોભાના મ્હોં ઉપર ઉડાડતો. મને થયું કે પાસે જઈ બન્નેને એવા ધમકાવી નાંખું કે... પણ બીજો જ વિચાર કરી હું મારી રૂમમાં ગયો.

છેવટે શોભા રહી મારી ભાણી ! રા. બ. કીર્તિરાયનું કુટુંબ ઘણું ઉચ્ચ ગણાતું અને પૈસેટકે સુખી પણ હતું. છતાં યે ઉચ્ચ કુટુંબના લોભમાં અને પૈસાના મોહમાં ફસાઈ, વગર વિચાર્યે શોભા મધુ સાથે જોડાય એમ હું બહુ ઇચ્છતો નહિ—જો કે એ વિષય ઉપર મેં ખાસ વિચાર કર્યો નહોતો. મધુની ભણવાની બેદરકારી મને એટલી સાલતી કે હું આવેશમાં આવી જઈ સિદ્ધો કીર્તિરાયને બંગલે પહોંચ્યો.

રા. બ. સાહેબ તે વખતે કોઈ અગત્યનો કેસ વાંચવામાં ગુંથાએલા હતા. અવાજ સાંભળી 'કોણ ?' એમ કંટાળાભરેલી રીતે કહ્યું પણ મને જોઈને આવકારદાયક સ્મિતથી મારો હાથ દાબ્યો. "આવો, માસ્તર, આવો ! શી છે આપના ત્યાંની નવાજૂની ?" પણ હું તો 'એમને ત્યાંની' નવાજૂની કહેવા આવ્યો હતો ! પળવાર તો મને થયું કે મધુનો ગુનો માફ કરી દઉં, કારણકે કીર્તિરાયનો કડક સ્વભાવ હું સારી પેઠે જાણતો હતો. શોભા સાથેનો પ્રસંગ સંભારી સઘળી વાત મારાથી કહેવાઈ ગઈ. એટલું જ નહિ પણ, આ તો હદ થઈ એટલે કહું છું એમ પારકો હોઉં એવો દેખાવ કરી કહ્યું.

અમે વડનગરા નાગર જાહેરમાં કદી સીગરેટ પીતા નહિ. એટલે માણસની freedom of personal habitsમાં માનનારો હોવા છતાં, મારાથી એ અન્યાય મધુને થઈ ગયો !

મારી બહાદુરીનું પરિણામ એ આવ્યું કે બીજી ટર્મમાં મધુને મુંબઈ ભણવા મોકલવામાં આવ્યો. આમ મધુ ને શોભાના સંબંધમાં અજાણે હું વિરોધી થઈ પડ્યો.

ત્યારપછી મધુ વિષે મેં બહુ સાંભળેલું નહિ પણ શોભાની વર્તણૂક દિન પ્રતિદિન મારી તરફ વધારે ને વધારે વિચિત્ર થવા લાગી, તે એટલે સુધી કે કામ વગર હવે તે ભાગ્યે જ મારી સાથે વાત કરતી ! પહેલાં તો હું તેને ત્યાં જતો, ત્યારે ઘણા યે પ્રકારના વાદવિવાદમાં મારી સાથે તે ઊતરી પડતી. ખુદ શોભાના પિતા રામરાય મને કહેતા કે "તમેય માસ્તર, ઘેર આ ગાંડી સાથે ક્યાં માથાકૂટ કરવા માંડી. ભલા માણસ જેટલી બેસો તો ખરા !"

એક વખત વર્ગમાં શોભા ઘણી ઉદાસ લાગી. વર્ગ પૂરો થતાં મેં એને મારી રૂમમાં બોલાવી. મારી પાસે બેસાડી એના અભ્યાસનાં વખાણ કર્યાં, એની તબિયત વિષે કાળજી દેખાડી, ધીમે રહીને મધુની વાત ઉપાડી: "શોભા ! કંઈ મધુના સમાચાર હવે નથી આપતી તું ! હમણાં કાંઈ મધુનો કાગળ્યે નથી ?" "હમણાં અને પછી એમના વિષે મને શી ખબર પડે ?" શોભાએ ડરતે ડરતે જવાબ આપ્યો. પણ મને એમાં સહેજે શ્રદ્ધા નહતી. મધુના નિયમિત પત્રો શોભા ઉપર આવે છે એમ હું જરૂર માનતો અને શોભા પણ એને લખતી હશે એવો મારો ચોક્કસ ખ્યાલ હતો.

"તું લખે તો એને જણાવજે કે, હું બહુ સંભારું છું" મેં જતે જતે શોભાને કહ્યું. પણ મારી વાત જાણે સાંભળી જ ન હોય તેમ તે ચાલી ગઈ ત્યારે એની આંખનાં આંસુ મેં કેમ દીઠાં નહિ હોય એની મને આજે નવાઈ લાગે છે.

ત્યારપછી એક વખતે એમ બન્યું કે હું અને રામરાય કંઈ કામ વિનાનાં ગપ્પાં મારતા બેઠા હતા એવામાં ઉત્સાહથી શોભા રામરાય પાસે આવી. મને જોઈ પ્રથમ તો તે અચકાઈ પણ હસીને તરત જ રામરાય પાસે ગોઠવાઈ ગઈ.

"ક્યાં ગઈ'તી ક્યારની, આ તારા મામા તારી રાહ જોઈ રહ્યા છે ને !" રામરાયે શોભાના કાંડા પરના ઘડિયાળની ચાવી ફેરવતાં કહ્યું.

"કેમ ! મધુ ગામમાં આવ્યો છે કે શું ?" મારાથી સહેજ રમૂજ થઈ ગઈ.

અને રામરાયે કંઈ નવું સાંભળ્યું હોય એમ, બે ડગલાં આગળ વધ્યા: "અલી આ તારા મામા કહે છે કે તું મધુ સાથે નાસી જવાની છે? જોજે આ મારું ઘડિયાળ ન લઈ જતી હોં!" રામરાયે શોભાને ગાલે મીઠી ટપલી મારતાં કહ્યું.

શરમથી શોભાનું સુંદર મોં લાલચોળ થઈ ગયું. મને પણ રામરાયની વાતથી હસવું આવ્યું. શોભા અમારી સૌની લાડકી છે એને લીધે તો રામરાયનો અને મારો સંબંધ કાયમ રહ્યો છે. એની મરજી વિરુદ્ધ કાંઈપણ કરવાની અમને કલ્પના પણ આવતી નહિ. છતાં મેં આ વખતે શોભાને ખાત્રી થઈ ગઈ કે હું મધુ સાથે એનું લગ્ન નહિ જ થવા દઉં! અને એ ગેરસમજ એની કેમે કરી દૂર થઈ નહિ.

ને હવે તો શોભા ક્યારની યે પરણી ગઈ છે. એના લગ્નનો કાગળ મારા ઉપર આવ્યો ત્યારે હું તબિયતને અંગે કુમસ હતો.

લગ્નના ફક્ત બેત્રણ દિવસ જ બાકી રહ્યા હશે ત્યારે મને ખબર પડી કે શોભાનો વિવાહ તો મિ.... સાથે થએલા છે.

કેસરી પાઘડી લગાવી રમૂજ કરતા રામરાયને મારું ઘણું મન હોવા છતાં પૂછી શકાયું નહિ. એક ગુનેગારની માફક હું શોભાથી દૂર રહેવા લાગ્યો. મને એમાં રસ જ રહ્યો નહોતો. તે એટલે સુધી કે પરણીને શોભા ને મિ....મને પગે લાગવા આવ્યાં તે વખતે મારાથી શોભાને આશીર્વાદ પણ આપી શકાયા નહિ!

અને એ પછી આજ કેટલે વર્ષે મધુના મોંએ 'મામાજી' શબ્દ સાંભળી મને આખા યે શરીરે ઝણઝણાટી થઈ ગઈ તેમ છતાં બનાવટી સ્વાસ્થ્ય મેળવી મેં કહ્યું:

"કેમ કંઈ બહુ દહાડે જણાયો. હાલ શું કરે છે?" ત્યારપછી મધુએ મારી સાથે ઘણી ઘણી વાતો કરી. બી. એ. પાસ થઈ ઇંગ્લેંડ જઈ બેરિસ્ટર થઈ આવ્યો હતો. અને હાલ સુરતમાં સબજજ તરીકે નીમાયો હતો. એની જવલંત કારકીર્દિનાં મેં પણ ઘણાં વખાણ કર્યાં.

"તમે તો તે દિવસે મને એટલો બીવરાવ્યો કે ત્યારપછી મારે સીગરેટ પીવાની બાધા છે!" મધુએ હસતાં હસતાં કહ્યું.

મને ઘણું યે થયું કે હું એને પૂછું કે તું પરણ્યો કે નહિ? પણ કદાચ શોભાના લગ્નના સમાચાર એનાથી છૂપા રખાયા હોય અને મારે જ એ કહેવા પડે એ વિચાર આવતાં હું ઊભો થયો અને ત્યાંથી દૂર થવાનું કંઈ બહાનું શોધતો હતો. એવામાં સ્હેજ ખ્યાલ આવતાં મેં ઘણી કાળજીપૂર્વક મધુને કહ્યું:

"તારે શોભાને મળવું છે? બેસ, હું એને બોલાવડાવું." અને એના જવાબની રાહ જોયા સિવાય, મેં મારા માણસને શોભાના સાસરે મોકલ્યો. મધુ માટે ચા બનાવવાની કહી. ચોપડી મૂકવાના બહાને હું મારી લાયબ્રેરીમાં આંટા મારતો હતો એવામાં મારી પત્નીના અવાજે મને ચમકાવ્યો:

"એટલામાં ક્યાં ગયા તમે! આ 'શોભાનો વર' આવ્યો છે ને કહે છે કે શોભાની તબિયત સારી નથી. તે તમને જ ત્યાં બોલાવે છે."

હું એ 'શોભાના વર' તરફ નજર નાંખતા, મધુ આ ન સાંભળે એ ઇચ્છાએ, દીવાનખાનામાં ગયો તો ચાનો પ્યાલો એમનો એમ રહેવા દઈ મધુ તો ક્યારનો ય ચાલ્યો ગયો હતો!

અને તે પછી લગભગ બે મહીને પરીક્ષાના પેપર તપાસવા હું મુંબઈ ગયો, ત્યારે ચોપાટી પર મધુને ......ની સાથે ફરતી જોઈ મને સ્હેજ ખ્યાલ આવ્યો કે તે દિવસના પ્રસંગને મેં જતો કર્યો હોત, અથવા તો શોભાએ મને વધારે સમજાવાની કોશિશ કરી હોત, તો આજ ......ની જગોએ શોભા હોત!

# આકાશનાં રહસ્યો

નાથાલાલ દવે

**સાંજ** પડે છે. પ્રકાશનો પરદો સંકેલાઈ જાય છે. રાત્રિ આવીને આકાશના બગીચાના દરવાજા ખોલે છે. એક પછી એક નવા તારાઓ દેખાવા લાગે છે, જાણે કે રંગીન ફૂલો ખીલ્યાં. બારેય માસ જુદાં જુદાં નક્ષત્રો દર્શન દે છે. ઉત્તર તરફ સપ્તર્ષિ કે હંસ, શર્મિષ્ઠા કે બ્રહ્મહૃદયને ધ્રુવની આસપાસ પ્રદક્ષિણા ફરતા આપણે જોઈએ છીએ. પૂર્વ તરફથી વળી મૃગશીર્ષનું ભવ્ય તારામંડળ ઊંચું ચડતું હોય, વ્યાધની સવારી આવતી હોય કે વૃશ્ચિકનો હૃદયંગમ વળાંક ખીલી ઊઠ્યો હોય. શનિ કે ગુરુ કે શુક્ર આવે અથવા તો લાલ અંગારા જેવો મંગળ ઝળહળી રહે. દક્ષિણે ખૂણામાં અગસ્ત્ય સમાધિમાં લીન બન્યા હોય કે સ્વસ્તિક નીચે ત્રિશંકુ લટકતો હોય અથવા જયવિજય સામસામે ગોઠી ગોષ્ઠિ કરતા હોય. કેવા રંગો ! કેવાં ઠંડાં આહ્લાદક તેજકિરણો ! અને આપણે જાણીએ છીએ કે આ તારાનાં કિરણો તો અબજો ગાઉથી આવે છે. એક એક તારો આપણા સૂર્ય કરતાં અનેકગણો પ્રચંડ સૂર્ય છે ત્યારે કેવા અમેય વિસ્તારનું આપણને ભાન થાય છે ! ખરેખર, ખગોળશાસ્ત્રનો અભ્યાસ માણસને ઉન્નત બનાવે છે. એવી વિરાટ ભવ્યતા આગળ માણસ ઊભો રહે છે કે તે દર્શનનો ઉલ્લાસ તેના હૃદયને સ્પર્શ્યા વગર રહે નહિ, અને તે સાથે માણસ નમ્ર પણ બને, કારણકે તેની અલ્પતાનું પણ તેને સચોટ ભાન થાય છે.

પણ આજે કલ્પનાવિહારે જવું નથી. ખગોળશાસ્ત્રે આપણને શું શું શીખવ્યું છે તેનો જ માત્ર વિચાર કરવો છે. પહેલી તો આપણને એ ખબર પડી કે થોડાં વરસ પહેલાં આપણે માનતા હતા તેના કરતાં આ વિશ્વ ક્યાંયે વધારે વિશાળ છે. બીજું, આ બધાં તારામંડળો અવકાશમાં અજબ ગતિથી જુદે જુદે રસ્તે ખસ્યાં જાય છે. ત્રીજું, એ આમ ખસ્યે જતાં તારામંડળોમાં આપણી પૃથ્વી, સૂર્ય, ગ્રહો એ પણ સહુની સાથે જ છે. બીજાને હિસાબે આપણું સૂર્યમંડળ ભલે સાવ નાનું ગણાય, પણ સહુનું ગોત્ર એક જ છે. જે નિયમો બીજાને માટે છે તે આપણા મંડળને પણ લાગુ પડે છે.

નરી આંખે ગણું તો ૪૭૨૦ તારા જોઈ શકાય. આપણે આખું આકાશ જોઈ શકતા નથી. છતાં આપણે જોઈએ છીએ તેટલા આકાશમાં લગભગ એકસો અબજ તારા છે એમ ખગોળશાસ્ત્રીઓએ નક્કી કર્યું છે. કોઈ સૂર્યથી નાના છે, કોઈ હજારો ગણા મોટા છે. અસંખ્ય તારાએ સાથે વસીને ઝૂમખાંની જેમ રહેલા દેખાય છે. તારાઓની મોટી નગરી જ જોઈ લો. તેને નિહારિકા કહે છે. તમે જાણો છો કે પ્રકાશ દર સેકંડે એક લાખ છયાશી હજાર માઈલ દોડી શકે છે. હવે ઘણી નિહારિકાઓ એટલી તો વિશાળ છે કે પ્રકાશના કિરણને તેની અંદરથી આરપાર મુસાફરી કરતાં એક લાખ વરસ લાગે. આવી નિહારિકાઓની આકાશગંગા બનેલી છે. તેજના પારદર્શક પ્રવાહ જેવી આકાશગંગાને તમે અંધારી રાતે સહેલાઈથી જોઈ શકો. આપણી પૃથ્વી અને આપણું સૂર્યમંડળ એ આકાશગંગામાં જ રહેલાં છે. નજીકના બીજા કોઈ નક્ષત્ર પરથી કોઈ માણસ તારા જોવા બેસે તો, આપણે

જેમ હંસને આકાશગંગામાં પાંખો ફેલાવી ઊડતો જોઈએ છીએ તેમ આપણી પૃથ્વીને પણ તે તેજસરિતામાં સ્નાન કરતી જોઈ શકે. પણ તે બહુ પાસેના નક્ષત્ર પરથી આઘેથી જોવા બેસે તો કદાચ સૂર્ય દેખાય, પણ એ તારા જોનારને આપણી પૃથ્વી ન દેખાય. એ બીચારી કેટલી નાની છે! આકાશની નક્ષત્રસભામાં એના તરફ કોનું ધ્યાન જાય?

લોકો એમ માને છે કે અવકાશ એટલે ખાલી જગ્યા. પણ ના, એ સાવ ખાલી નથી. નક્ષત્રો વચ્ચે જે ખાલી અંતર છે તેમાં ઘણીવાર ગેસ, ધૂળ, ધાતુનાં રજકણો વગેરે ઊડતાં હોય છે. એવાં વાદળો ઘણી વાર તો એટલાં મોટાં હોય છે કે તેને વીંધતાં પ્રકાશને બે હજાર વરસ લાગે. નિહારિકામાં એવાં વાદળો દેખાય છે. ઘણી વાર તે વાદળો ઓછા તેજસ્વી એવા કરોડો ઝાંખા તારાઓનાં બનેલાં હોય છે.

ઘણા તારા બહુ ભારે હોય છે. કોઈ વળી સાવ હળવા પણ હોય. જે તારા હળવા વાયુના બનેલા હોય છે તેમાં ગુરુત્વાકર્ષણ ઓછું. તેથી ત્યાં માણસ જરા જોર કરે તો સેંકડો ફીટ ઊંચો ઉછળી શકે, કે છલંગ મારીને હનુમાનની પેઠે સો જોજન ઓળંગી શકે. કોઈ તારા એટલા ભારે હોય છે કે ત્યાંના લોઢાના એક ઇંચના કકડાનું વજન કરવા બેસીએ તો એક સો ટન જેટલું થાય. વ્યાધની બાજુમાં એવો એક ભારે તારો છે. ત્યાંની ધાતુનો એક પૈસો બનાવીને કોઈ તમારા પર ફેંકે તો તમારા પર મોટો હાથી પડ્યો હોય એટલો તમને ભાર લાગે.

આપણે જોઈએ છીએ તે નિહારિકાઓ પાછળ, આપણને કલ્પના પણ ન આવે એવા અમેય વિસ્તારમાં બીજી નિહારિકાઓ છે. એકબીજીથી અબજો માઈલને અંતરે તે વસેલી છે. નિષ્ણાતો એવી એક લાખ નિહારિકાઓને તો ઓળખી શક્યા છે, અને કહે છે કે પાંચ લાખ હજી હાથ આવવાની છે! એટલે કે, જરા મોટાં દૂરબીનો બનાવીશું ત્યારે આપણે એ જોઈ શકીશું. અમેરિકામાં માઉંટ પેલોમારની વેધશાળામાં બસો ઇંચના વ્યાસનો કાચવાળો ટેલિસ્કોપ ગોઠવાય છે, તે તૈયાર થઇ જાય એટલી વાર છે. આકાશનાં કેટલાંયે નવાં રહસ્યો આપણને હાથ લાગશે. હજી નહિ દેખાતાં તારામંડળો અને નિહારિકાઓ ત્યારે નજરે ચડશે.

તારાઓનાં તેજમાં વધઘટ થાય છે. ઘણા તારા ઝાંખા હોય તેમાંથી ધીમે ધીમે તેજસ્વી થવા માંડે, પાછા વળી ઝાંખા પડી જાય. મંગલનો તારો એ રીતે તેજની વધઘટ માટે જાણીતો છે. ઘણીવાર કોઇ તારો એકાએક તેજસ્વી બની જાય છે, તેનું કારણ એ હોય છે કે તે તારા પર કોઇ જ્વાળામુખી ફૂટે કે એવો કોઇ ઉલ્કાપાત થયો હોય છે અને સળગતા ગેસનાં વાદળાં તેને વીંટી વળે છે. આવા ઓચિંતા તેજસ્વી બનેલા તારાને 'નોવા' કહે છે. આવો નવીન તારો મોટે ભાગે આપણા સૂર્ય કરતાં બે લાખ ગણો વધારે તેજસ્વી હોય છે. કોઇ મોટા કદનો નોવા સૂર્ય કરતાં કરોડો ગણો વધારે તેજસ્વી બને. ૧૯૦૪માં અને ૧૭૫૨માં એવા રાક્ષસી નોવા દેખાયા હતા. આકાશદર્શનનાં નવાં સાધનોની મદદથી નિહારિકામાં આવી રીતે પ્રકાશી ઊઠતા તારાઓ અવારનવાર દેખાય છે. છેલ્લાં પાંચ વર્ષમાં આવા વીસ નોવા ફૂટી નીકળતા દેખાયા છે.

પ્રીઝમ–ત્રિકોણાકારનો કાચ–એનો ખગોળશાસ્ત્રે ભારે સરસ ઉપયોગ કર્યો છે. તડકામાં તમે એ કાચને બારીમાં મૂકો તો સામેની દિવાલ પર મઝાના મેઘધનુષ જેવા રંગો પ્રતિબિંબિત થશે. એ રંગો હંમેશાં એક પછી એક નિયમિત રીતે ગોઠવાઈ ગયા હોય. જેટલે દૂરથી પ્રકાશનું કિરણ આવ્યું હોય તેના પ્રમાણમાં રંગની વધઘટ થાય. સ્પેક્ટ્રોસ્કોપ નામના યંત્રમાં આ કાચ ગોઠવીને પ્રકાશનાં કિરણોની પરીક્ષા કરી શકાય છે. અને જ્યાંથી તે કિરણ આવ્યું હોય ત્યાં ક્યાં ક્યાં રસાયન તત્ત્વો રહેલાં છે તે જાણી શકાય છે. તે પરથી ખગોળશાસ્ત્રીઓને ખબર પડી કે આપણી પૃથ્વી પર જે ૯૨ જેટલા મુખ્ય રાસાયનિક દ્રવ્યો છે તે જ દ્રવ્યો વધતે ઓછે અંશે બધાંય નક્ષત્રોમાં પણ છે. કોઈ દ્રવ્ય તો પૃથ્વી પર છે એવી ખબર પડે તે પહેલાં આકાશી પદાર્થોમાં જડી આવ્યું હતું. હેલિયમ, પૃથ્વી પર છે એમ સમજાયું તે પહેલાં તે, સૂર્યમાં છે એવી શોધ થઈ હતી.

આ કિરણના રંગોની પરીક્ષા પરથી ક્યા તારામાં કેટલી ગરમી છે તે જાણી શકાય, કારણકે ઉષ્ણતા કે ઠંડી રંગ પ્રમાણે રંગમાં વધઘટ થાય. ઉષ્ણતા વધે એટલે લાલ રંગ બદલાઈને પીળો થવા માંડે, તેમાંથી સફેદ અને અંતે ભૂરો આસમાની રંગ થાય. સૂર્યની ઉષ્ણતાનું માપ કાઢતાં ખબર પડી કે ઉપરના ભાગમાં છ હજાર ડિગ્રી (સેન્ટિગ્રેડ) ગરમી અને અંદરના ભાગમાં ચાલીશ લાખ ડિગ્રી (સેન્ટિગ્રેડ) ગરમી છે. કોઈ દૂરનો તારો ફાટે કે નોવા પ્રગટે ત્યારે તેમાં આપણને કાંઈ નુકસાન થતું નથી. પણ સૂર્યમાં એવો કાંઈ ધડાકો થયો હોય તો? સૂર્ય તો માત્ર નવ કરોડ, ત્રીસ લાખ માઈલ દૂર છે. ત્યાંથી ગરમીનાં મોજાંને પૃથ્વી સુધી પહોંચતાં માત્ર આઠ મિનિટ ને ત્રીસ સેકંડ લાગે. અને એક સાથે તમામ જીવસૃષ્ટિનો તરત નાશ થઈ જાય. આખી પૃથ્વી શેકાઈને સાફ થઈ જાય. ચાથી એ બધું થયું તેની પણ આપણને ખબર ન પડે.

કોઈ દિવસ આમ બનવા સંભવ ખરો? વૈજ્ઞાનિકો જવાબ દે છે કે સૂર્ય એવી રીતે ઘણી વાર ફાટ્યો છે ને હજી એક વાર તો જરૂર ફાટશે. ખગોળમાં એવા ધડાકાનું મહત્ત્વ કાંઈ જ નહિ. નાનકડો નોવા કોઈને દૂરથી દેખાય એટલી જ તેની કિંમત. પૃથ્વી પરથી જીવસૃષ્ટિનો નાશ થવા માટે સૂર્યને ફાટવાની પણ શી જરૂર! સૂર્યના તાપમાં જરા ફેરફાર થાય તો બસ, સૂર્ય જરાક ઠંડો પડે તો ય આપણું આવી બન્યું. એ ઠંડો તો પડવાનો જ છે, પણ પૃથ્વી પર તે વખતે તેને જોનાર કદાચ કોઈ નહિ હોય! પણ અત્યારે ગભરાવાની જરૂર નથી, એને હજી વાર છે. સૂર્ય હજી તો યુવાન છે. આપણા ગ્રહો અને સૂર્ય લગભગ ત્રણ અબજ વરસની ઉંમરે પહોંચ્યા છે. એ કાંઈ જ ન કહેવાય. સામાન્ય રીતે એક મહતું આયુષ્ય બાર અબજ વરસનું ગણાય એટલે હજી નવ અબજ વરસ સુધી આપણે ચિંતા કરવાની જરૂર નથી. માણસની આવરદા સાથે સરખાવીએ તો સૂર્ય હજી બાર વરસનો કિશોર છે.

સૂર્યમાંથી ચારે બાજુ જે ગરમીના ફુવારા છૂટે છે, જે શક્તિના ધોધ વહે છે, તે તમામ પૃથ્વી ઝીલી શકતી નથી. પૃથ્વીને એ શક્તિનો બહુ નાનો હિસ્સો મળે છે. છતાં તેનું માપ કાઢીએ તો દર ચોરસ માઈલે રોજેરોજ આપણને પાંચ લાખ હૉર્સપાવર જેટલી શક્તિ સૂર્ય આપે છે. દર મિનિટે સૂર્ય જે શક્તિ આપણને બક્ષીસ આપે છે એનો આખા વરસમાં પણ આપણે પૂરો ઉપયોગ કરી શકતા નથી. સૂર્ય લીલાં ઝાડોને સૂકવી તેનો

કોલસો બનાવી આપે, આપણે ધીરે ધીરે તેનો ઉપયોગ કરીએ, સૂર્ય સમુદ્રોમાંથી વરાળ બનાવી વરસાદ લાવી આપે. એટલે આપણે એ પાણીમાંથી વીજળી બનાવીએ કે અનાજ પકવીએ. સૂર્ય ઠંડી હવાને ગરમ કરે એટલે આખી દુનિયા પર પવનો દોડાદોડ કરી મૂકે. કોઈ દિવસ આપણે એવાં યંત્રો શોધીશું જે સૂર્યનાં કિરણથી ચાલે. ડૉ. સી. જી. એબટ નામના માણસે એવું એક યંત્ર બનાવ્યું છે. ચારે બાજુ કાચ ગોઠવી સૂર્યનાં કિરણો તે એક જગ્યા પર કેન્દ્રિત કરે અને ત્યાં તરત પાણીની વરાળ થવા માંડે એટલે ડૉ. એબટે બનાવેલું એન્જિન સરસ રીતે ચાલવા માંડે છે!"

ખગોળશાસ્ત્રે સૌથી જબ્બર કામ કર્યું હોય તો તે તારાની ગતિ માપવાનું. કિરણોના રંગોનું પૃથક્કરણ કરીને વૈજ્ઞાનિકો તારાની ગતિ અને વજનનો અંદાજ કાઢી શકે છે. એ નાનીસૂની વાત નથી. દૂરની નિહારિકાઓ જોતી એક અદ્ભુત વાત આપણને સમજાય છે—કે આ નિહારિકાઓ કોઈ ગજબ ઝડપથી કોઈ કોઈ વાર તો દર સેકંડે સોળ હજાર માઈલ જેટલી ઝડપથી આકાશમાં ચાલી જાય છે. નિહારિકા જેમ વધારે દૂર, તેમ તેની ગતિ વધારે હોય છે. આ પરથી ખગોળશાસ્ત્રે પળે પળે વધારે વિશાળ બનતા જતા વિશ્વની કલ્પના કરી છે. જેમ હવાઈ ફૂટે ને તણખા ઊડે તેમ તારાઓ, સૂર્યો, નિહારિકાઓ અવકાશમાં જુદા જુદા માર્ગે અજબ વેગથી ધપ્યા જાય છે. શ્વાસ થંભી જાય તેવું એ દૃશ્ય છે, પણ તેવી જ અદ્ભુત છે માનવોની જ્ઞાનતૃષ્ણા. આવા વિરાટ વિશ્વના એક નાના ખૂણામાં ઠરી ઠરેલી પૃથ્વી પર બેસીને નાનકડો મનુષ્ય બ્રહ્માંડના ભેદ સમજવા મથી રહ્યો છે એ પણ એક અજબ દૃશ્ય નથી?



## વસંત ગીત

પૂજાલાલ

વસંતે આવી વરદ વધાઈ:
શિશિરશાપથી બનેલ નિર્જીવ
થઈ સજીવ વનરાઈ. —વસંતે૦

પ્રાણો મૂર્છિત સળવળી ઊઠ્યા,
તરુએ તરુએ અંકુર ફૂટ્યા,
નવપલ્લવ મલયાનિલ લહરે
રહ્યા લલિત લહરાઈ. —વસંતે૦

વન-ઉપવનના કુંજ નિકુંજે,
છાની ગયા પુષ્પોના પુંજે,
સ્મિતમોહન સુમનોને શ્વાસે
પવન રહ્યો પમરાઈ. —વસંતે૦

જાઈ જૂઈનાં જોબન ફાલે,
માધવીઓ મધમલતી મ્હાલે,
કામણ કરતાં કેસૂડાંએ,
કાનન ગયું રંગાઈ. —વસંતે૦

મંજુલ મૃદુલ મનોહર રંગે,
નૃત્ય વિલસતું નવ નવ ભંગે,
કુસુમલ કાયા વનલક્ષ્મીની
ડોલ રહી લચકાઈ. —વસંતે૦

રંગરસિક મધુમત્ત ભ્રમરદલ,
કુસુમ હૃદયને કરતું વિહ્વલ,
રસગુંજનની મંજુ ગુંજે
વનભવને બહલાઈ. —વસંતે૦

કેલિગાન કોકિલનું ગાજે,
વિધ વિધ વિહગસિતારી બાજે,
તાલ પૂરતી તરુ વલ્લરીઓ
હિલ્લોલે હરખાઈ. —વસંતે૦

જોબનજુવાળ જગભર આવ્યો,
ગંધનર્ત્તન અનેરી લાવ્યો,
જલદ રંગ રસ ગાન વિલાસે
આત્મ રહ્યો ઠેલવાઈ. —વસંતે૦

卐

# આશ્વાસન-પત્ર

શાંતિનિકેતન, તા. ૨૦-૨-૪૨

સ્નેહાસ્પદ ભાઈ જયંત,

કાલે માસ્તરજીના પત્રથી તમારા ત્યાંના દુઃખદ સમાચાર જાણ્યા. હજી મેં મનમાં ખાત્રી થતી નથી કે તમારા બધાંના પિતા બધાંને છોડીને ચાલ્યા ગયા છે. હજી યે યાદ આવે છે કે તેમનું તે હાસ્ય, તેમની સેવા, તેમનું માધુર્ય આપણી જાણે પ્રતીક્ષા કરે છે.

માસ્તરજી લખે છે કે તમને આશ્વાસન આપતો પત્ર હું લખું. આશ્વાસન તમને હું શું આપું ? તમને જેવો આઘાત લાગ્યો છે તેવો જ મને પણ લાગ્યો છે. હું કંઈ બહારનો કોઈ માણસ થોડો જ છું કે આશ્વાસન આપી શકું ! છતાં તમારી વેદના તે જ મારી વેદના છે, એ જ્ઞાનદ્વારા જ જો કંઈ આશ્વાસન મળવું હોય તો મળી શકે.

મૃત્યુની બે બાજુ છે: એક સંસારની દૃષ્ટિએ વૈષયિક ક્ષતિ અને બીજી અંતરની દૃષ્ટિએ વિચ્છેદની વેદના. વૈષયિક ક્ષતિ જે થઈ છે તે ચિરકાળની છે, તે સદાય રહેશે, અને તેને માટે કોઈ જાતની સાંત્વના નથી. એ બાજુ જ્યારે તમે તમારા પિતાનું સાંસારિક કાર્ય સમજી લઈ ચલાવવા શક્તિશાળી થશો ત્યારે જણાશે, કે તમારા પિતાના જવાથી પડેલી સાંસારિક ખોટ પુરાઈ ગઈ છે. પણ તે બનવું સહેલું નથી. કારણ, વૈષયિક બાજુએ પણ તેમનું મન કેટલું વિશાળ અને ઉદાર હતું તે તો તમે જાણો છો. તે જે શ્રમ કરીને ઉપાર્જન કરતા તેને સંસારની સીમામાં જ બંધ નહોતા કરી રાખતા. તેમનો સ્વાર્થ હતો બધાને પોતા સાથે યુક્ત કરવામાં, તેથી તે હમેશાં પોતાનું અને પારકાનું કલ્યાણ ઇચ્છતા હતા. અને એની સાધના કરવામાં જ નિરંતર શ્રમ અને વ્યય કરતા. ક્યાં તેમનું મકાન ગુજરાતમાં અને ક્યાં મારું મકાન આ દૂર બંગાળમાં ! તેમના આ ગુણને લીધે જ હું આ દૂર રહ્યો રહ્યો, મારા ઘરના કોઈ માણસના અવસાનના જેટલો શોક અનુભવી રહ્યો છું.

અંતરનો જે શોક તેનું સાંત્વન છે. તે સાંત્વન મનુષ્ય ન આપી શકે. તે આપે એક માત્ર ભગવાન. તે પણ દીર્ઘકાળદ્વારા જ સાંત્વન આપે છે. માતા જેમ સંતાનને તેની વસ્તુ નોકરદ્વારા મોકલાવે તે વસ્તુ નોકરની નહિ પણ માતાની ગણાય. કારણ નોકર તો તેનો વાહક માત્ર છે, તેમ ભગવાન શાંતિદાતા જનનીની માફક તેમના ભૃત્ય કાળનાદ્વારા શાંતિ મોકલે છે, તે કાળનું દાન નહિ પણ તેમનું જ દાન ગણાય. અબોધ બાળક જેમ ભૃત્ય પાસેથી વસ્તુ મળતાં સમજે છે કે ભૃત્યે જ વસ્તુ આપી તેમ આપણે પણ માનીએ છીએ કે કાળે જ શાંતિ આપી. આશા છે કે તમે આ ભૂલ નહિ કરો. પવિત્ર, સંયત, તપઃપરાયણ થઈ તમે બધાં પ્રતીક્ષા કરો કે ભગવાન જ્યારે કાળદ્વારા તેમનું શાંતિનું દાન મોકલે ત્યારે યથાયોગ્ય રીતે તેને ગ્રહણ કરી શકો. આ તપસ્યાને જ શ્રાદ્ધ કહે છે.

જેમને હૃદય છે તે હૃદય પ્રકાશ કરવા ઇચ્છે છે. તેથી જ મનુષ્યની ભાષાનો ઉદ્ભવ થયો છે. વનસ્પતિ કે પશુપંખી તેમના અંતરની ભાષા વ્યક્ત ન કરે તોય તેથી દુઃખી થતાં નથી, પણ મનુષ્ય તેના અંતરની વાત પ્રિયજનને કહ્યા વગર નથી રહી શકતો. તેથી જ ભાષાની સૃષ્ટિ થઈ. પ્રિયજન જ્યારે દૂર જાય ત્યારે પણ કંઈક બોલવાની ઇચ્છા થાય છે, પણ આપણા કંઠની વાણી બહુ દૂર જઈ શકતી નથી એટલે દૂરના બંધુ માટે લિપિની સૃષ્ટિ થઈ. પણ લિપિ પણ આ પૃથ્વીપાર જઈ શકતી નથી. આપણું પ્રિયજન જ્યારે આ લોકમાંથી વિદાય લઈને જાય છે ત્યારે પણ તેને કંઈક કહેવાની ઇચ્છા થતી નથી શું ? પણ ત્યારે તેને આપણા અંતરની વેદના શી રીતે જણાવી શકીએ ? કારણ ત્યાં ભાષા પહોંચતી નથી, કે નથી પહોંચતી લિપિ. અને છતાં મન તો અપાર વાતો કરવા ઇચ્છે છે.

જીવતાં જેમને સારી રીતે નથી જોયા હોતા, તેમને ઘણીવાર મૃત્યુમાં સંપૂર્ણ રીતે જોઈ શકાય છે. ચંદ્ર સૂર્ય ગોળ છે એ ચંદ્રસૂર્યના લોકો નથી જોઈ શકતા, પણ આપણે દૂર છીએ તે જ ચંદ્રસૂર્યની ગોળમૂર્તિ જોઈ શકીએ છીએ. આપણે જે આ પૃથ્વી ઉપર વસીએ છીએ તે પણ ગોળ છે, પણ આપણે તેની ઉપર છીએ માટે જ તેનું ગોળત્વ અનુભવી શકતા નથી. આપણે તો ફક્ત તેના ખાડાટેકરા, શુક્રાગબેર, સુંવાળપ, ખરબચડાપ વગેરે જ જોઈએ છીએ. દૂરના લોકો પૃથ્વીને સુગોળ જ જોઈ શકે છે. તેવી જ રીતે આ પૃથ્વી ઉપર જ્યારે મનુષ્ય હોય છે ત્યારે નાના નાના ક્ષુદ્ર દોષ, ત્રુટિ વગેરે આપણી નજરે ચડે છે. મૃત્યુને પેલે પાર ગયા પછી આવા ક્ષુદ્ર દોષો વિલીન થઈ જાય છે ત્યારે તેનું પૂર્ણરૂપ પૃથ્વીના ગોળત્વની માફક આપણને ઉપલબ્ધ થાય છે. એથી જ જીવતાં જેને આપણે અમાન્ય કહીએ છીએ અને જેની નિંદા પણ કરીએ છીએ, મૃત્યુમાં તેને પૂર્ણરૂપે જાણીને આપણે તેને માટે કેટલું દુઃખ વ્યક્ત કરીએ છીએ, તેની કેટલી પ્રશંસા કરીએ છીએ ! તેની અંદર થોડોઘણો દિખાવ હોય ખરો, પણ પૂરેપૂરો ન હોય. એટલું જાણી રાખો કે મૃત્યુ સિવાય મનુષ્યને તેના સંપૂર્ણરૂપે કદાપિ જાણી નહિ શકાય. આથી જીવતાં જે મનુષ્ય આપણને તુચ્છ અને અપ્રિય લાગતો હોય છે તે મૃત્યુમાં મહાન અને પ્રિય થઈ પડે છે.

તમારા પિતા અત્યાર સુધી જીવિત હતા. તેમની પાસેથી ગમે તેટલો ઉપકાર મળેલો હોય છતાં ય તેમને સંપૂર્ણપણે જાણવાની તક આપણને મળી નહોતી. આજ તેઓ આપણાથી દૂર ગયા છે. અને તેથી જ આપણે આજે તેમને પૂર્ણપણે મેળવી શક્યા છીએ. તેઓ આપણા અંતરમાં કેટલું વિશાળ સ્થાન પામ્યા હતા તે આજે તેમના જવાથી જે શૂન્યતા થઈ છે તે ઉપરથી સમજી શકાય છે.

તમારા પિતા જ્યારે આ પૃથ્વી ઉપર હતા ત્યારનું તેમનું પ્રત્યેક આચરણ કદાચ બરાબર ન પણ લાગ્યું હોય, કોઈ કોઈ વાતનો તમારા મતે વિરોધ પણ કર્યો હશે, પણ આજે તો તમે તેમને પૂર્ણરૂપે સમજ્યા હશો, અને આથી સમજી શકશો કે કેટલી યે વાર તમે કેટલી ભૂલ કરી છે અને તેમના પ્રતિ કેટલો અવિચાર કર્યો છે. તે બધી ત્રુટિની ક્ષમા આજે તમારે માગવી રહી. પણ તે પ્રાર્થના કંઈ ભાષાદ્વારા કહી શકાતી નથી. લિપિ પણ ત્યાં પહોંચતી નથી. આજે તો તમે તમારી મનોવેદના, ક્ષમા, પ્રાર્થના શી રીતે જણાવી શકશો ? પરંતુ એક આશ્વાસન છે કે તેઓ જ્યાં ગયા છે ત્યાં ભાષા કે લિપિ નથી પહોંચી શકતી, પણ માત્ર એક વસ્તુ પહોંચી શકે છે. અને તે શ્રદ્ધા. આપણે ક્ષુદ્ર છીએ, આપણી ભાષા અને લિપિ પરિમિત છે, પણ શ્રદ્ધા આપણી વિરાટ છે. શ્રદ્ધાદ્વારા આપણે પરલોક સુધી પહોંચી શકીએ છીએ. તેથી જ ગીતા કહે છે કે श्रद्धामयोऽयं पुरुषः ( અધ્યાય ૧૭ ). આ શ્રદ્ધાદ્વારા નિવેદન કરવાની જે તપસ્યા તેનું જ નામ શ્રાદ્ધ. તમે યથાર્થભાવે શ્રદ્ધાશીલ થઈ શ્રાદ્ધ કરો, ફલાલાભ કરો એવી પ્રાર્થના ભગવાન પાસે કરું છું. તમે ભાઈબહેન બધાં અને ખાસ કરીને તમારી જનની આજે શોકાર્ત છો. તમે બધાં મને પણ તમારામાંનો એક જાણો. તમે બધાં શ્રદ્ધાશીલ થાઓ, શ્રાદ્ધવ્રતમાં સફળ થાઓ અને તમારા પિતાની સાથે આધ્યાત્મિક ભાવે યથાર્થભાવે યુક્ત થાઓ એવી પ્રાર્થના વિધાતાને કરું છું.

સમશોકસંતપ્ત
ક્ષિતિમોહન સેન

☆

# 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' વિષે થોડુંક

બચુભાઈ દવે

**સ**મયના વહેવા છતાં પણ, સ્ત્રી એટલે સ્વતંત્ર વ્યક્તિત્વ વગરનું પુરુષને રીઝવનાર રમકડું,—આપણી એ પૂર્વગ્રહિત વિચારસરણીમાં હજી જરા પણ ફેરફાર થયો નથી. મુંબઈમાં યુનિવર્સિટીની માધવજી ઠાકરશી વ્યાખ્યાનમાળામાં શ્રી. મેઘાણીનાં વ્યાખ્યાનો સાંભળવા મળેલા શ્રોતાવર્ગમાં ઉપર્યુક્ત માનસનું દર્શન થતાં, 'પ્રસ્થાન'ના ૧૯૯૯ના અંક ૫–૬માં 'સ્ત્રીનું મૂલ્ય' એ શીર્ષક તળે પ્રસિદ્ધ થયેલા શ્રી. સરોજિની મહેતાના લેખમાં પ્રગટ થતો પુણ્યપ્રકોપ તથા સ્ત્રીસ્વાતંત્ર્યની નેકદીલ હિમાયત કોઈપણ સહૃદયી વાચકને આકર્ષે તેવાં છે. પરંતુ તેમણે 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' એ કાવ્યને મધ્યમાં રાખી ચર્ચા કરી છે તે મને લાગે છે કે, બરાબર નથી. જેવા આદર્શોની રજૂઆતથી સમાજ, કુટુંબ અને ગૃહજીવનના અવિભાજ્ય અંગસમી સ્ત્રીને યોગ્ય સ્થાને પ્રસ્થાપિત કરી શકાય, એ નક્કી કરવાનું કાર્ય તો આપણે સમાજશાસ્ત્રીઓ ઉપર છોડીશું. આ લેખ તો એમના "વિપથગામી મૂલ્યાંકનના પ્રતીકસમાં" કહેવાતા 'વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં' એ કાવ્યને યથાશક્તિ સમજવાનો પ્રયત્નમાત્ર છે.

કથાવસ્તુ એવું છે કે સાસરાનાં અસંખ્ય દુઃખો ધરાઈને સહીને, સંસારનાં બધા ઝેરોની મેળવેલ સમી માતા પાસે પુત્રી ટૂંક સમયના વિશ્રામ માટે આવે છે. આવી સાસરવાસિની જોઈને 'દીકરી કરજે સુખદુઃખની વાત જો' એ સિવાય જનેતાનો બીજો કયો પ્રશ્ન હોઈ શકે! દીકરી જવાબ દે છે કે

સુખના વારા તો માડી વહી ગયા રે લોલ,
દુઃખનાં ઊગ્યાં છે ઝીણાં ઝાડ જો,
કવળાં સાસરિયામાં જીવવું રે લોલ.

હિંદુ કુટુંબજીવનના નાટકમાં શઠનાયકનો પાઠ ભજવવા સર્જાયેલી–કે પછી સગડથી ચોરને શોધવા માટે ખ્યાતિ પામેલા કાઠિયાવાડી પગીની માફક ભાભીનાં દરેક હલનચલનમાં કુશંકા કરવા ટેવાયેલી અને તાલીમ પામેલી–નણંદને કાને માદીકરીની ઉપલી વાતચીત પડે છે. પછી તો એમાં જોવાપણું શું હોય? સાસુ, સસરો, જેઠ, જેઠાણી એમ નોખે નોખે કાને મુસાફરી કરી છેવટે રજનું ગજ બની એ હકીકત 'પરણ્યા' પાસે પહોંચે છે.

અહીં સુધી તો કથાવસ્તુ તદ્દન સ્પષ્ટ છે. પરંતુ 'સોનલા વાટકડી'માં આઠ આનાનાં અમલિયાં ઘોળી 'પીવો ગોરદિ નીકર હું પી જાઉં જો' એવા વિકલ્પ સાથે જ્યારે પતિ ખડો થાય છે, ત્યારે પહેલો આંચકો અનુભવાય છે. પ્રશ્ન ઉદ્ભવે છે કે આ વિકલ્પ એ કોઈ લશ્કરી ન્યાયાધીશનો માનવતાશૂન્ય ફેંસલો છે કે પછી બેપર ઉપર શૂરા કાયાકાનના 'માવડિયા' પતિની અપૌરુષ આજ્ઞા છે! આ પ્રશ્નનો ઉકેલ આ પતિ–પત્નીનાં અંગત જીવનનો થોડોઘણો જે ખ્યાલ બાંધી શકીએ તેના ઉપર અવલંબે છે, ને એમાં મુશ્કેલી ઓછી નથી. દેખીતી રીતે કાવ્યની પહેલી અને છેલ્લી પંક્તિઓ બાદ કરતાં આપણા અનામી કવિએ એ સંબંધે જરા જેટલો પણ ઈસારો કર્યો નથી. ત્યારે કવિ કાવ્યને એક કોયડા સ્વરૂપે રજૂ કરી વાચકની મૂંઝવણ ઉપર હસવા માગતો હશે કે તેણે પણ, ભવભૂતિની માફક, કાવ્યમાં વણી લીધેલા રહસ્યની ગહનતાને પારખી શકે એવા સમાનધર્માની અપેક્ષા

રાખી હશે કે પછી કાવ્યના દોડતા પ્રવાહમાં આ દંપતીનાં જીવનનો પરિચય આપવાનું તે ભૂલી ગયો હશે ? લોકસાહિત્યના અભ્યાસીને આનો ઉત્તર શોધવો અઘરો નહિ પડે. સાદા લોકજીવનને તેવી જ સાદી ભાષામાં ગાતો લોકકવિ કોયડાઓમાં નહોતો રાચતો, તે ક્ષેત્રનો સર્વાંગ અધિકાર તેણે ઉખાણાને સોંપ્યો હતો. કલ્પનાની કે સ્વપ્નની કે ભવિષ્યની અદૃષ્ટ સૃષ્ટિ કરતાં વર્તમાનની ધીંગી ધરા ઉપર વિહરવાનું પસંદ કરતા એ અનામી લોકકવિનાં સર્જનો જનસામાન્યના ઉપયોગ માટે રચાયેલાં હોવાથી, તેનાં અર્થદર્શન માટે તેણે બીજા કોઈ સમાનધર્માની અપેક્ષા રાખી હોય એમ માનવું એ પણ બરાબર નથી. એટલે તેમાં લોકજીવન ને લોકમાનસ જે અર્થ સામાન્ય રીતે નિહાળી શકે, તે અર્થ તારવવાનો પ્રયત્ન કરવામાં આવે તો જ લોકગીત અને લોકકવિ બન્નેને યોગ્ય ન્યાય મળે, અને તો જ લોકકવિએ સ્વપ્નમાં પણ નહિ કલ્પેલાં સ્થળોએ અને જુદા જ ભાવોનાં પ્રતીક તરીકે યોજાયેલા શબ્દો અને રૂઢિપ્રયોગોમાં કટાક્ષનું આરોપણ કરવાની અર્વાચીન અધીરી વૃત્તિમાંથી બચી શકાય. પ્રસ્તુત દંપતીની આછેરી જીવનરેખા કે જેના ઉપર અર્થદર્શન અને રસનિષ્પત્તિ અવલંબે છે તે કાવ્યમાં ન પ્રગટે તો તો આખું કાવ્ય કથળી જાય. વળી જતા સોરઠી જીવનથી—અને સાહિત્યથી—અલ્પપરિચિત અર્વાચીન વાચકને અશૃંખલિત જણાતો પદબંધ તે સમયની જનતાની દૃષ્ટિએ તો અંકોડાબદ્ધ હતો. કાવ્યમાં યોજાયેલાં ભાષા અને ભાવો—જે તેનાં પોતાનાં જ હતાં તે—દ્વારા કવિને કેવું દામ્પત્ય વિવક્ષિત છે, તે, તે વેળાનો લોકસમૂહ સંપૂર્ણ રીતે સમજી શકતો હતો. એ રીતે સમગ્ર કાવ્યને તેની પ્રત્યેક પંક્તિને અને વિશિષ્ટ ભાવોના વ્યંજક શબ્દો અને રૂઢિપ્રયોગોને આપણે તત્કાલીન જનસમૂહની દૃષ્ટિએ સમજવાનો પ્રયત્ન કરીશું તો કવિને અહીં સુખી દામ્પત્ય અભિપ્રેત છે, એમ લાગ્યા વિના નહિ રહે. 'સોનલા વાટકડી' 'સોનલાવરણી વહુ' 'રૂપલાવરણી ધૂંસ' વગેરે શબ્દો કટાક્ષના નહિ, પણ છિન્નભિન્ન થવા સરજાયેલાં દંપતીની જીવનસૌરભનાં પ્રતીકો છે. 'સરયોળાની તાણુરી એણે સોડય જો' એ પંક્તિ ચૂંદડી ઓઢીને સ્વર્ગે સિધાવનારી સ્ત્રીનું જીવન કૃતકૃત્ય બને છે એ લોકોક્તિની જ માત્ર વ્યંજક નથી, પણ भूयो यथा मे जन्मान्तरेवा त्वमेव भर्ता न च विप्रयोगः આવતે ભવે પણ એ જ પતિની ચૂંદડી ઓઢવાના કોડની સાક્ષીભૂત છે. પત્નીનો આટઆટલો પ્રેમ કોઈ 'માવડિયો' કે 'નિષ્ઠુર' પતિ મેળવી શકે ખરો ? અને એવો પતિ 'ખૂની' બની શકે ખરો ?

તત્કાલીન સમાજમાં પ્રચલિત માન્યતાઓની દૃષ્ટિએ પતિને માટે પણ ઉપર કહેલા વિકલ્પ સિવાય બીજો કોઈ માર્ગ નહોતો એ વસ્તુને હકીકત તરીકે કવિ સ્વીકારે છે. પત્નીનો પક્ષ કરવાનું કાર્ય એ સમાજમાં શક્ય નહોતું અને સમાજ સામે બંડ જાહેર કરવાની મનોવૃત્તિ તે વખતે જન્મી નહોતી. ઉપસ્થિત થયેલી પરિસ્થિતિની દૃષ્ટિએ પતિ માટે આ ઘાતક વિકલ્પ સિવાય બીજો ઉપાય નહોતો, એ વસ્તુ ગોરાંદે બરાબર સમજે છે. અને તેથી પતિને ઉગારી લેવા, પત્ની, માતાનું ધાવણ ધાવતા બાળકના ઉલ્લાસથી વિષને 'ઘટક' દઈને પી જાય છે. ગોરાંદેને કવિએ જો પુરુષની ક્રૂરતાના પંજામાં હોમાઈ જતું વ્યક્તિત્વ પણ કલ્પી હોત તો તેણે 'ઘટક' શબ્દનો પ્રયોગ કદી પણ કર્યો નહોત; અને તેથી આ 'ઘટક' શબ્દ પણ કાવ્યમાં હીરાકણી પેઠે ચમકતા બીજા શબ્દોની જેમ પતિ-પત્નીના જીવનમાં વિલસતી સંવાદિતાનો દ્યોતક છે.

ત્યારે આ કાવ્યમાં લેખકનું લક્ષ્ય શું છે? સમાજમાં પ્રસરી રહેલા રોગોની સામે ૉળી ચોંધી 'બેટા સહુ રૂઢિબંધ: આંખો ખોલો રે, અંધ'ના હુંકાર કરતા કોઇ બર્નાર્ડ કે ઇબ્સનનું યુદ્ધામંત્રણ તેને ઇષ્ટ છે? બિચારા લોકકવિમાં આવાં બુદ્ધિમત્તા કે ઉદ્દામ ારસ્વાતંત્ર્યનું આરોપણ કરવા તો કોઈ નહિ લલચાય. ત્યારે શું કવિ 'સ્થિતસ્ય ર્ણનમ્' કરવા માગે છે? એમ કહીએ તો તો કાવ્ય પોતે જ અર્થશૂન્ય બને; કારણ ારોક્ષ રીતે કવિ ચાલુ પરિસ્થિતિ સામે પોતાનો ઉકળાટ તો વ્યક્ત કરે જ છે. ત્યારે? જડતાના અભેદ્ય ખડક ઉપર પછડાઇને છિન્નભિન્ન થતા દામ્પત્યનું કરુણ ચિત્ર આલેખ-કલાધર્મ બજાવવો અને તે દ્વારા કાવ્યનાં ભોક્તાશ્રોતાઓમાં એવી સમાજસ્થિતિ કચવાટ પેદા કરવો એ જ તેનું ધ્યેય છે. ગોરાંદેનું સ્વાર્પણ કાવ્યનું ઉત્તુંગ શિખર છે. આખા યે કાવ્ય ઉપર વ્યાપક પ્રકાશ ફેંકતા છેલ્લા ચરણ—

ખાળી ઝાળીને જીવડો ઘેર આવ્યો રે લોલ,
હવે માડી મંદિરિયે મોકળાશ જો
ભવનો ઓશિયાળો હવે હું રહ્યો રે લોલ

અંતિમ પંક્તિ ઉચ્ચારતા પતિનું દશ્ય કરુણ નથી એમ કોણ કહેશે? લોક-હૃદયની લાક્ષણિક ઘરગથ્થુ મિતાક્ષરી શૈલીમાં લોકકવિએ કેટકેટલું કહી દીધું છે! વ્હાલા જનને વળાવીને આવેલો 'જીવડો' માતાને કહે છે કે માડી રે, થઇ રાજી હવે? તારો ાગ આંતરનારી હમેશને માટે ચાલી ગઈ છે. તું તારે હવે પેટભરી ભરીને મોંજું માણ. ાા અણિયાળા મર્મગામી કટાક્ષો બહુ ઓછા જોવા મળશે. ગોરાંદેનાં 'ગામતરાં'થી ાકના જીવનમાં ઊભી થયેલી ન પૂરાય એવી ખોટને—અને સાથે જીવનભરના વૈધવ્યના કરારને પણ—વ્યક્ત કરતી 'ભવનો ઓશિયાળો હવે હું રહ્યો રે લોલ' એ પંક્તિમાં એ કેટકેટલી કરુણા ધરબી છે?

તો પછી જાણીબૂઝીને ઝેરની વાટકી તેણે પોતાની 'ગોરાંદે'ને કેમ ધરી? આધુનિક ચકને તેનું એ કાર્ય અબુદ્ધિગમ્ય લાગવાનું. વહુએ તેની માતા પાસે કરેલી દુ:ખકહાણી ાી સામાન્ય વસ્તુ માટે આવી કડકડતી શિક્ષા? તો એવી શિક્ષા આપનાર પતિને શા ટે ગુનેગાર ન ગણવો? આપણા કાવ્યમાં નિરૂપિત થયેલ સમાજમાં અજ્ઞાન અને રૂઢિ-ક્ય સહિયારી સફર ખેડે છે. પતિની સ્થિતિ કોઈ સ્પૃહણીય નથી. પત્ની સંબંધે એક ૂ અક્ષર બોલવાનો અધિકાર એ સમાજમાં પતિને નહોતો, તો 'મોઢાં ખોરડાં'ને ાવનારી વહુ માટે તો એ કશું બોલી જ શી રીતે શકે? આ ભયંકર કુટુંબકલેશ પતિ ાીને સાથે જીવવા દે એમ નહોતો, એ તો આ જોડલીનાં ખંડનથી જ શમે તેમ હતો. ્યો સામે બહારવટાં ખેડનાર પતિમાં સમાજ સામે બહારવટું ખેડવાની દૃષ્ટિ કે હિમ્મત ૫ પામી નહોતી. એટલે ઊભી થયેલી સમસ્યાના એકમાત્ર ઇલાજ તરીકે, પતિ પોતાની ે પત્નીની વચ્ચે અફીણની છલકાતી વાટકી ધરીને કહે છે કે "પીઓ ગોરાંદે નીકર પી જાઉં જો." પરંતુ તેથી આ 'અઘટિત માગણી'માં પત્નીને ભોગે જીવી જવાનો કે ાકતરી રીતે પત્નીનું કાસળ કાઢી નાખવાનો આશય રહેલો છે એમ માની લેવું યોગ્ય ાે. પત્નીનું 'ખૂન' જ કરવું ધાર્યું હોત તો, તે જે ડામોનું પ્રતિનિધિત્વ ધરાવતો હતો ાે દૃષ્ટિએ પત્નીનું માથું ઉતારી લેતાં તેને કોઇ અટકાવત નહિ. પોતે ઝેર પી શકતો ા, પરંતુ એમ કરવાથી ગોરાંદેનું જીવન મરણ કરતાં પણ વધુ વસમી યાતનાઓવાળું

પોતાની માબેન આદિને હાથે બનવાનું એ હકીકત એ ગોરેદિનો આધુનિક પક્ષકારો કરતાં પણ વધારે સારી રીતે સમજતો હતો. એટલે આ 'ગોઝારી માગણી' પતિનું પત્ની ઉપરનું સીધું કે આડકતરું દબાણ નથી પણ વણસેલી પરિસ્થિતિની આપસઆપસમાં ચોખવટનો એકમાત્ર ઉપાય છે. ગોરદે વસ્તુસ્થિતિને પામી જાય છે, અને પોતાની જાતનું સ્વેચ્છિત બલિદાન આપે છે.

આ કાવ્ય તે સમયના સમાજજીવનનું ચિત્ર છે તેની ના નહિ, પરંતુ એનો ઉગમ છે કાઠિયાવાડની સાતતાંસળિયા-લડાયક-કોમો, અને એ આદિ સ્થાનની રેખાઓ એમાં ઠીક ઠીક ઉપસી આવી છે. એ કોમોમાં થતા રૂઢિ અને મર્યાદાના કડક પાલનની દૃષ્ટિએ પણ પતિનો વિકલ્પ અનિવાર્ય હતો.

શ્રી. સરોજિની મહેતાને મતે આ કાવ્ય સમાજમાં પ્રસરી રહેલી સ્ત્રીવિરોધી ભાવનાનું પ્રતીક છે. મને લાગે છે કે તેઓ કાવ્યને પૂરું સમજ્યાં નથી. વસ્તુતઃ તો જે તેમને કહેવું છે તે જ વાત આ કાવ્ય પણ કહે છે. કાવ્યના સર્જનાર કે સરજનારાંઓને પણ "સ્ત્રીનું મૂલ્ય તે આટલું જ?" એ જ, બતાવવું છે. પણ તે અધીરાઈએ ઉછળતા અર્વાચીન સુધારકની રીતે નહિ, પણ કલાત્મક રીતે, સાંભળનાર-સમૂહના અંતરને હલાવી નાખે એવી મર્મગામિતાથી સૂચવવાની રીતે. શ્રી મેઘાણી પણ લખે છે કે "વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ," એ પંક્તિને ટેક તરીકે પસંદ કરવામાં લોકકવિએ તીવ્ર વેદનાભરપૂર કટાક્ષની અવધિ આણી છે. કહેવાતી કુલિનતાના જુલમની દારુણતા પૂરા સ્વરૂપમાં પ્રગટ કરી છે." અને પતિના મુખમાં "માડી હવે મંદિરિયે મોકળાશ્યું જો, ભવનો ઓશિયાળો હવે હું રહ્યો રે લોલ" એ પંક્તિ મૂકી કવિ પોતે પણ એ સામાજિક દુર્ઘટનાની ગુનેગાર સાસુ ઉપર પુણ્યપ્રકોપ ઠાલવી ક્યાં પોતાનું વલણ કહી નથી આપતો? શ્રોતાવર્ગે તાળીઓના ગડગડાટથી આ કાવ્યને વધાવ્યું હશે તો તે એના અજ્ઞાત કર્તાની કલાસિદ્ધિથી, અથવા તો આ પંક્તિઓની અસરથી, નહિ કે નારીની આવી વિડંબના કરનારી દુર્ઘટનાના રસથી કે તેમાં પોતાની સંમતિ સૂચવવા. એમ હોય તો તો એ શ્રોતાવર્ગ હૃદયહીન ને અપ્રાગતિક તો ઠરે, પણ સાથે કાવ્યરસના આસ્વાદને માટે 'ઢ' જેવો પણ ગણાય.

સમગ્ર લોકસાહિત્ય માટે બોલતાં શ્રી સરોજિની મહેતા કહે છે કે 'જૂનું એટલું સોનું નથી' ત્યારે પણ તેમણે માની લીધેલી કાવ્યનિરૂપિત અધમ ભાવનાને તેઓ ભૂલી શક્યાં નથી, એટલા પૂરતું તેમનું ઉપર્યુક્ત મંતવ્ય દૂષિત બને છે. લોકસાહિત્યનો કે બીજા કોઈ યુગના સાહિત્યનો અભ્યાસી એમ ન કહી શકે કે તે યુગનું સાહિત્ય સર્વાંગ-સંપૂર્ણ છે. આવી પૂર્વજ લોકકાવ્યસંપત્તિનો ઉદ્ધાર કરવાનું ભગીરથ કાર્ય કરનાર શ્રી મેઘાણીએ આ કાવ્યને સારું ગણ્યું હોય તો તે એ કાવ્યની કાવ્ય તરીકેની 'અંતર્ગત સુંદરતાને લઈને જ હશે — જે આગળ બતાવવાનો પ્રયત્ન કર્યો છે.

લોકસાહિત્યનો અભ્યાસ, કોઈ આથમેલી દુનિયાનાં અવશેષોનું નર્યું સંશોધન નથી. તેનો વિષય બનેલાં મનુષ્યો પણ આપણી જેવાં માનવીઓ હતાં. એમના હૃદયેરી પણ આશા-નિરાશા, સુખ-દુઃખ, રાગદ્વેષ વગેરે દ્વન્દ્વોનું કુરુક્ષેત્ર મંડાયું હશે. એમના જીવનમાં દૃષ્ટિગોચર થતી મર્યાદાઓ તરફ લાલબત્તી ધરી, તેમના જીવનપરાગની સુગંધ માણવી એ જ આપણું કાર્ય. વાઙ્મયના બીજા કોઈપણ પ્રકાર કરતાં લોકસાહિત્યની સાચી મૂલવણીમાં સમભાવશીલ ઐતિહાસિક કે સાપેક્ષ દૃષ્ટિની ખાસ વધુ જરૂર ગણાય.

☆

# ટૂંકી વાર્તા

પ્રો. હસમુખલાલ મ૦ શાહ

૧

ટૂંકી વાર્તા આખ્યાનાત્મક સ્વરૂપમાં નાટક છે. વિશિષ્ટ અર્થમાં 'નાટક' શબ્દનો અહીં ઉપયોગ કરવામાં આવ્યો છે. જેનું વસ્તુ ગાઢ રીતે સુશ્લિષ્ટ છે એ નાટક. વસ્તુ વિશેનો આપણો સાધારણ ખ્યાલ નીચે પ્રમાણેનો છેઃ નાટક અથવા કથાના પ્રવાહમાં બનતાં કૃત્યો, બનાવો અથવા પ્રસંગોની હારમાળા એટલે વસ્તુ. આ વસ્તુ નાટક અથવા કથાને ઘાટ આપે છે અને એને એના અંતિમ પરિણામ પર લઈ જાય છે. વસ્તુ શિથિલ હોય કે ગાઢ રીતે સુશ્લિષ્ટ હોય, અને ગાઢ રીતે સુશ્લિષ્ટ વસ્તુ વિશેષમાં નાટ્યાત્મક હોય.

શિથિલ વસ્તુ એટલે પ્રસંગોની ભાગ્યાધીન પરંપરા સિવાય વિશેષ કાંઈ નહિ. આ પ્રકારના વસ્તુમાં એક પ્રસંગને બીજા પ્રસંગ સાથે આવશ્યક સંબંધ પણ નહિ. આ પ્રસંગોને કથાના ફલ સાથે પણ કશો આવશ્યક સંબંધ નહિ. બીજી રીતે કહીએ તો; ટૂંકી વાર્તાના શિથિલ વસ્તુમાં કશું અંતિમ પરાકાષ્ઠા રૂપ કાર્ય હોતું નથી. એમાં બધા અગ્રિમ પ્રસંગોમાંથી ઉદ્ભવતું એકાદ અંતિમ અથવા પરાકાષ્ઠા રૂપનું કાર્ય અથવા પરિસ્થિતિ નથી— જેને પરિણામે સ્વાભાવિક અથવા અનિવાર્ય ફલ આવે એવું કશું આ પ્રસંગોમાં હોતું નથી.

કાર્ય અને કારણનો સંબંધ દાખલ કરીને શિથિલ વસ્તુને સુશ્લિષ્ટ વસ્તુમાં ફેરવી શકાય. આ પ્રકારના વસ્તુમાં પ્રસંગ-પરંપરાના દરેક પ્રસંગમાંથી તે પછીનો પ્રસંગ ઉદ્ભવે એટલું બસ નથી. પ્રસંગો એક બીજા સાથે બરાબર ગૂંથાઈ ને વણાઈ જવા જોઈએ; એમણે એકાકિ કાર્યો અને કારણો તરીકે એકબીજાને માત્ર અનુસરવા ન જોઈએ; એમણે કાર્ય અને કારણના એક બીજા પર આંતરિક અસર કરતાં સમૂહ બનવા જોઈએ. કથામાં પરાકાષ્ઠા આવવી જોઈએ. એમાં માત્ર અનુક્રમ (succession) ન જોઈએ; એમાં પરિણામજનક ફલ લાવે તેવી ક્રમશઃ વૃદ્ધિ કે આરોહણ જોઈએ. જો વસ્તુને સંપૂર્ણપણે ગાઢ અને સુશ્લિષ્ટ બનાવવું હોય, તો, અત્યાર સુધીમાં જે કંઈ બન્યું છે તેના કરતાં વધારે મહત્ત્વનું અને અસરકારક (અથવા એટલું જ મહત્ત્વનું અને અસરકારક) કંઈક અન્તે બનવું જોઈએ. આ કંઈક અત્યાર સુધીમાં જે સર્વ બનાવો ગયા છે, તેમાંથી નિષ્પન્ન થતાં પ્રત્યક્ષ અને સંયુક્ત ફલ રૂપે હોવું જોઈએ; માત્ર પ્રસંગોની હારમાળાનો છેલ્લો પ્રસંગ જ ન હોવો જોઈએ—પ્રસંગો કે જેમાંનો દરેક તે પછીના પ્રસંગ સાથે માત્ર કાર્ય અને કારણના સંબંધથી જ જોડાયેલો છે.

૨

હવે આપણે નાટ્યાત્મક વસ્તુનો વિચાર કરીએ. નાટ્યાત્મક વસ્તુ હમેશાં ગાઢ રીતે સુશ્લિષ્ટ હોય છે. બીજી રીતે કહીએ તો, નાટ્યાત્મક વસ્તુ શિથિલ ન હોવું જોઈએ. નાટ્યાત્મક વસ્તુ માત્ર ગાઢ રીતે સુશ્લિષ્ટ જ નથી. આ પ્રકારનું વસ્તુ એમાં સંડોવાયેલાં પાત્રનાં ચારિત્ર્યનાં લક્ષણો પર અવલંબન કરે છે અને તેમાંથી વૃદ્ધિ પામે છે અને એના

લક્ષણોમાં આ પાત્રો પર પાછી કંઇક અસર કરે છે. ટૂંકામાં, મારા ચારિત્ર્યના કોઈ લક્ષણમાંથી અથવા કથાનાં પાત્રના ચારિત્ર્યના કોઈ લક્ષણમાંથી કોઈ રીતે ઉદ્‌ભવતા પ્રસંગો મને અસર કરે અથવા આપણા ભાવિ જીવનને અસર કરે અથવા આપણા ચારિત્ર્યને અસર કરે તો એથી વસ્તુ બને છે જે નાટયાત્મક વસ્તુ છે. નાટયાત્મક વસ્તુમાં પાત્ર બનાવ અથવા પ્રસંગને ઘડે છે અને બનાવ અથવા પ્રસંગ પાત્ર, ચારિત્ર્ય અથવા જીવન પર અસર કરે છે.

આપણે જેનો વિચાર કરી રહ્યા છીએ તેને કલાની ભાષામાં પ્રયોજન (motivation) તરીકે ઓળખવામાં આવે છે. આ પ્રયોજનમાં દરેક કાર્ય અથવા પરિણામ પાત્ર અને પરિસ્થિતિમાં મૂળગત રીતે રહેલાં અને સ્પષ્ટ રીતે દેખી શકાતાં કારણોમાંથી ઉદ્‌ભવે છે. એમાં દરેક કારણને ન્યાય્ય પરિણામ ઉદ્‌ભવાવતું નિરૂપવામાં આવે છે. આ ન્યાય્ય પરિણામ પાત્ર, ચારિત્ર્ય અને પરિસ્થિતિ પર અસર કરે છે. એટલે નાટયાત્મક વસ્તુમાં પ્રયોજન પૂરતી રીતે આવિષ્કાર પામેલું હોય છે. એમાં પાત્ર હમેશાં પ્રયોજનશીલ જ વર્તન કરે છે. નાટયાત્મક વસ્તુના પ્રસંગો અથવા ફલ હમેશાં ગંભીર જ હોય છે એમ માનવાની જરૂર નથી. નાટયાત્મક વસ્તુના ફલ અથવા પ્રસંગો હળવી કોટિના પણ હોય. વસ્તુ ફારસ જેવું અથવા પરિહાસકર (burlesque) હોય અને તે છતાં એમાં નાટયાત્મક પ્રયોજનનો સિદ્ધાંત હાજર હોય.

૩

ટૂંકી વાર્તામાં પરાકાષ્ઠા ભણી વળતાં, વિશિષ્ટ સ્વભાવાનુસાર, પરિણામજનક ક્રિયાવાળાં પાત્રો હોવાં જોઈએ. વિશિષ્ટ સ્વભાવાનુસારનાં પાત્રોએ યોજનમાં સહાય આપી હોય તેવા પ્રસંગોમાંથી પરાકાષ્ઠા ઉદ્‌ભવે છે. આ પરાકાષ્ઠાને પરિણામે એક અથવા વધારે પાત્રોના વર્તમાન અથવા ભાવિજીવન પર અનિવાર્ય અસર થાય છે.

પરાકાષ્ઠા ખૂબ જ મહત્ત્વની છે. પરિણામે વસ્તુરચના અતિશય સંભાળપૂર્વકનું વિધાન માગી લે છે. વાર્તાનું વસ્તુ ગાઢ રીતે સુશ્લિષ્ટ હોવું જોઈએ એટલું જ નહિ પણ એ પ્રયોજનની અનુલક્ષ્ય નાટયાત્મક જરૂરિયાત પ્રમાણે ગાઢ રીતે સુશ્લિષ્ટ હોવું જોઈએ. આ નાટયાત્મક વસ્તુમાં પરાકાષ્ઠાના પ્રસંગ અથવા પરિસ્થિતિમાં અંત પામતા લાંબા પ્રસંગોની હારમાળા જ ન હોવી જોઈએ. આ નાટયાત્મક વસ્તુમાં આ પરાકાષ્ઠાનો જ પ્રસંગ, દશ્ય અથવા પરિસ્થિતિ હોવાં જોઈએ. આ પરાકાષ્ઠા શરૂઆતના પ્રાથમિક પ્રસંગો અને સંકીર્ણતાનું પરિણામ હોય છે. આ પ્રાથમિક પ્રસંગો અને સંકીર્ણતાઓ ગૌણ સ્થાને હોય છે. વાર્તાની સમગ્ર અસર ઓછી કર્યા વગર અથવા પરાકાષ્ઠાની પરિસ્થિતિ અસ્પષ્ટ કર્યા વગર જો થઈ શકે તેમ હોય તો આ પ્રાથમિક પ્રસંગોને અથવા સંકીર્ણતાને દમની દેવામાં આવે છે કારણકે અમુક સમયે અથવા પરાકાષ્ઠાના અમુક કાળે પરિણામજનક ક્રિયાવાળા પાત્રને દર્શાવવા માટે ટૂંકી વાર્તા લખવામાં આવે છે.

તેથી ટૂંકી વાર્તાના વસ્તુમાં નીચેની આવશ્યકતાઓનો સ્વીકાર કરવામાં આવે છેઃ—

(૧) ટૂંકી વાર્તામાં પરાકાષ્ઠાના આવશ્યક સ્વરૂપને સ્પષ્ટ કરવામાં જરૂરી હોય તેટલો જ પ્રાથમિક પ્રસંગ રજૂ કરવામાં આવે—એથી વિશેષ નહિ અને

(૨) પરાકાષ્ઠા સર્જે એવા સ્થિતિ, પ્રસંગ, સ્વભાવલક્ષણ અથવા ક્રિયા રજુ કરવામાં આવે. આ પરિસ્થિતિ, પ્રસંગ, સ્વભાવલક્ષણ અથવા ક્રિયાનો ખાસ રીતે વિકાસ કરવામાં આવે છે—એમને પરાકાષ્ઠામાંથી પસાર કરી ન્યાય્ય પરિણામે લઈ જવામાં આવે છે. પરિણામ અથવા અંત ન્યાય્ય હોવો જોઈએ; પહેલેથી જ પરિણામ અથવા અંત અનિવાર્ય હોવો જોઈએ એવી આવશ્યકતા નથી.

નાટ્યાત્મક રીતે વર્તતાં પાત્રો પરાકાષ્ઠામાં ન્યાય્ય અંતને પામે એ ટૂંકી વાર્તાનો મુખ્ય હેતુ છે. વહેવારમાં આ સિદ્ધાંત ઘણી છૂટ આપે છે. અમુક લેખકો આ સિદ્ધાંતની સમૂળી અવગણના કરે છે; અને તેમ છતાં વાર્તાની સફળતામાં કશોય અવરોધ આવતો નથી એમ જણાય છે. પણ એ હકીકત મૂળગત છે અને યોગ્ય તપાસને પરિણામે આપણને જણાશે કે એવી એકે સફળ વાર્તા નથી જેમાં ઉપર કહ્યા તે સિદ્ધાંતની અવગણના કરવામાં આવી હોય. ટૂંકી વાર્તાનો હેતુ એક અસર ઊભી કરવાનો છે; આ અસર પરાકાષ્ઠાના સમયમાં આવતી પરિણામજનક ક્રિયાની સહાય વગર થઈ શકે એમ નથી; જે કાંઈ આ જાતની ક્રિયા ઊભી કરે નહિ અથવા ગંભીર પરિસ્થિતિ સર્જે નહિ અથવા એમાંથી અસ્પષ્ટતા દૂર કરે નહિ તેને વસ્તુવિકાસમાં સ્થાન નથી; અને જે કાંઈ પરિસ્થિતિમાંથી અસ્પષ્ટતા દૂર કરવામાં સહાય આપે અથવા એવી ક્રિયા ઉત્પન્ન કરવામાં સહાય આપે તેને વસ્તુમાં સ્થાન છે, પણ પરાકાષ્ઠા આણવામાં સહાયભૂત થાય એટલા પૂરતું જ સ્થાન છે.

ટૂંકી વાર્તા ઊંચામાં ઊંચી કક્ષાએ પહોંચેલી પરાકાષ્ઠાના જ પ્રસંગો અને તત્ત્વો રજુ કરવાનું વલણ ધરાવે છે. ટૂંકી વાર્તા અન્ય સર્વ અનાવશ્યક પ્રાથમિક વાતોને ગૌણ સ્થાન આપે છે અથવા દબવી દે છે. આ વાત પર આપણે ભાર મૂકવો જોઈએ. ટૂંકી વાર્તાની–ટૂંકા નાટકની પણ–આ રીત કેટલી લાક્ષણિક છે એ કેટલાક સારા વિવેચકોના મત પરથી જણાય છે. એકલી પરાકાષ્ઠાને જ રજુ કરવામાં આવે ત્યારે સાચી ટૂંકી વાર્તા લખાય છે એવો મત આ સારા વિવેચકોએ આપ્યો છે. ઉપલો મત સાચી રીતે સમજવામાં આવે તો ખરો છે; પણ ખુલાસો કરવામાં ન આવે તો એથી ગેરસમજૂત થવાનો સંભવ છે; કેમકે પરાકાષ્ઠા એ શબ્દ અસ્પષ્ટ છે. અમુક સમયે બનાવોમાં ગંભીર પરિસ્થિતિ ઊભી થાય તેને આપણે પરાકાષ્ઠા લેખી છે, અને આ સમય ઓછામાં ઓછો વખત લે કે ઝાઝામાં ઝાઝો વખત લે. પ્રાથમિક ખુલાસાના પ્રસંગને સદંતર દાબી દેવાનું વસ્તુમાં કેટલીક વાર શક્ય હોય છે એ ખરું છે. ગંભીર પરિસ્થિતિને જ લગતી ક્રિયા કે વાર્તાલાપ દ્વારા પ્રાથમિક ખુલાસાના પ્રશ્નનું માત્ર સૂચન કરવામાં આવે છે. વળી સૈદ્ધાન્તિક દૃષ્ટિએ આદર્શ વસ્તુમાં પ્રાથમિક ખુલાસાના પ્રસંગને દાબી દેવો એ લાક્ષણિક ગણવામાં આવે છે. પણ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ ઘણી આદર્શ વાતો વહેવારિક દૃષ્ટિએ આદર્શ નથી હોતી અને પ્રાથમિક પ્રસંગ પરાકાષ્ઠા સાથે એટલો બધો સુશ્લિષ્ટ હોય છે કે એનું પૂરેપૂરું આખ્યાન કરવું આવશ્યક બને છે. ગાય ડ મોપાસાની 'નેકલેસ' નામની ટૂંકી વાર્તામાં પ્રાથમિક વસ્તુ આપણને દશ વરસના ગાળામાંથી પસાર કરાવે છે, અને આ બધા સમય દરમિયાનમાં લાગ્ય પરાકાષ્ઠાની તૈયારી થઈ રહી હોય છે. વળી પરાકાષ્ઠાની ઘડી, પરાકાષ્ઠાની ઉચ્ચતમ ક્રાંતિ માત્ર એકાદ મિનિટ જેટલો જ સમય લે છે. આ પરાકાષ્ઠા એક જ ટૂંકા વાક્યમાં આપણું

સમક્ષ રજુ કરવામાં આવે છે. પ્રાથમિક તૈયારી વગરની આ પરાકાષ્ટા અસર વગરની અને કલાત્મક દૃષ્ટિએ ન સમજાય તેવી બનત. સમસ્ત વાર્તાપ્રવાહ દરમિયાનમાં પાત્રો પરાકાષ્ટા ભણી પ્રયાણ કરી રહ્યાં છે; ખરી રીતે ગંભીર સમયાવધિ દશ વરસના વિસ્તારમાં પથરાયેલ છે. અને તેમ છતાં પ્રાથમિક સર્વ વસ્તુને દબાવવામાં આવ્યું છે અને પરાકાષ્ટાની પછી માત્ર જ રજુ કરવામાં આવી છે એવી જાતની ટૂંકી વાર્તાના જેવી ગાય-દ મોપાસાની આ ટૂંકી વાર્તા સંપૂર્ણ પણે છે. 'નેકલેસ'ની ટૂંકી વાર્તાનો અભ્યાસ કરવાથી આ વાત સ્પષ્ટ થઈ જશે.

૪

એકાંકી નાટકની જેમ ટૂંકી વાર્તાની કલાત્મક સફળતાનો આધાર એનાથી ઉત્પન્ન થતી એક અસર અથવા એક છાપ પર છે. નાટક સિવાયના વાર્તાના બીજા કોઈ પ્રકાર પાસેથી આવી એક અસર અથવા એક છાપ માગવામાં આવતી નથી. અસરની આવી કેન્દ્રિત અદ્વિતીયતામાં ટૂંકી વાર્તાની તોલે બહુ ઓછી નવલકથાઓ અથવા રોમાન્સો અથવા હેતુપ્રાધાન્ય નવલકથાઓ પણ આવી શકે. અમુક બાબતમાં આવી અસરકારકતા વાર્તાના દીર્ઘ સ્વરૂપો કોઈ દિવસ પ્રાપ્ત કરી શકે એમ નથી. કેન્દ્રિત અસર કે છાપની બાબતમાં કવિતામાં માત્ર લિરિક ટૂંકી વાર્તા સાથે સરખાવી શકાય કારણકે લિરિકનો હેતુ પણ શ્રોતાના મનમાં એક મર્મસ્પર્શી ઊર્મિ વહન કરવાનો છે. કપા જુદી જુદી અસરો ઉત્પન્ન કરે અને તેમ છતાં એના હેતુમાં નિષ્ફળ ન જાય. 'રીપ વાન વીન્કલ'ની વાર્તામાં એક પળે આપણે રીપની સુસ્વભાવવાળી રખડપટ્ટીથી અસર પામીએ છીએ, બીજી પળે એના સાહસના રહસ્યથી અસર પામીએ છીએ, ત્રીજી પળે એના આગમનની કરુણાથી અસર પામીએ છીએ. જે વિશે વાચકો એકદમ એકમત થઈ જાય એવી એકકે અદ્વિતીય અસર એમાં નથી. પણ ટૂંકી વાર્તામાં આવી એક અદ્વિતીય અસર અથવા છાપ ઉદ્ભૂત થવી જ જોઈએ. ટૂંકી વાર્તામાં એક અસર કે એક છાપ હોય તેનો સંપથી અનુભવવા જેટલી સહેલી 'એક અસર' કે 'એક છાપ'ની વ્યાખ્યા નથી.

એક અસર અથવા એક છાપની સારી વહેવારિક કસોટી નીચે પ્રમાણે રજુ કરી શકાય. એક અસર અથવા એક છાપ એક વાક્યમાં નિવેદિત કરી શકાય તેવી હોવી જોઈએ; આ વાક્ય ખૂબ લાંબું ન હોવું જોઈએ. આ વાક્યમાં આલંકારિક એકતાની જરૂરિયાતો પૂરેપૂરી પૂર્ણ થવી જોઈએ. આ વાતને હજુ વધારે સરળતાથી રજુ કરીએ:' એક પૂરા વિચારનું નિવેદન એટલે વાક્ય. જો વાર્તાની અસરનો સાર આવા એક વાક્યમાં આપી શકાય તો વાર્તા એકતાવાળી છે એમ માનવામાં અડચણ નથી. વસ્તુને પણ આવી જ રીતે એક વાક્યમાં ઘનત્વ આપીને અસરની બીજી કસોટી કરી શકાય. વસ્તુ જો એક એકતાવાળા વાક્યમાં રજુ કરી શકાય તો વાર્તા (જો સારી રીતે સંયોજિત હોય) સારી એકતાવાળી થાય અને એક અસરમાં પરિણમે.

૫

એક અસર અથવા એક છાપનો વિચાર કરતી વખતે "ટૂંકી વાર્તા" શબ્દમાંના "ટૂંકી" શબ્દનો વિચાર કરવો જોઈએ. ટૂંકી શા માટે ! ઘણી ટૂંકી વાર્તાઓ માત્ર હજાર,

પંદરસો કે બે હજાર શબ્દોની બનેલી હોય છે (વધારે ટૂંકી વાર્તાઓ સાહિત્યિક ગુણમાં મોળી હોય છે). બીજી બાજુ જોવા જઈએ તો આઠ હજાર કે દશ હજાર શબ્દની કે એથી યે વધારે શબ્દની વાર્તાઓ તંત્રી મહાશયો તરફથી સ્વીકારવામાં આવે છે. ચાલીસ હજાર કે એથી વધારે શબ્દમાં મૂર્ત થતી વાર્તાને યોગ્ય રીતે ટૂંકી વાર્તા કહેવામાં આવે—સિવાય કે બીજી રીતે એ આ ટૂંકી વાર્તાને આવશ્યક સ્વરૂપલક્ષણો ધરાવતી હોય.

ખરી વાત એમ છે કે ટૂંકી વાર્તાએ ખાસ કરીને ટૂંકી જ થવું જોઈએ એવું કશું નથી. સામાન્ય રીતે ટૂંકી વાર્તા ટૂંકી હોય છે કેમકે ઉપર આપણે વર્ણવી ગયા છીએ તે એક અસર અથવા એક છાપ પાડવાને એ મથે છે. નાટક સાથે એની સરખામણી ફરી એક વાર ઉપયોગી માલૂમ પડશે. ટૂંકી વાર્તા અને એકાંકી નાટક બહુ નજીક છે. ગાઢ રીતે સુશ્લિષ્ટ નાટક પણ ત્રણ કલાક જોઈ શકવું મુશ્કેલ બને છે. આજે વલણ સમયને બે કલાક અથવા તેની આસપાસમાં રાખવાનું છે કેમકે લાંબા સમયને પરિણામે પ્રેક્ષકો પરની અસર અથવા છાપ મંદ બની જવાનો સંભવ છે. જેટલા સમય સુધીમાં પ્રેક્ષકોનું ધ્યાન ખેંચી રાખી શકાય તેટલા સમયમાં એની અસર અથવા છાપ પડી જાય એવી રીતે નાટકને સંયોજવામાં આવે છે. બે અંકી કે ત્રણ અંકી નાટક લે તેના કરતાં ઘણો ઓછો સમય એકાંકી નાટક સાધારણ રીતે લે છે. અને એકાંકી નાટક સરખામણીએ વધારે એકત્વવાળી અસર પાડે છે એમ જોવામાં આવ્યું છે. (આ વધારે એકત્વવાળી અસર પાડે છે એનો અર્થ એવો તો નથી જ કરવાનો કે એ વધારે ઊંડી અસર અનિવાર્ય રીતે પાડે છે.)

ટૂંકી વાર્તાના ટૂંકાણ માટેનું કારણ આપણને આ હકીકતમાં મળી આવે છે. એ એક જ બેઠકે વાંચી લેવા માટે યોજાઈ છે. એ અંતરાય અવરોધ વગર વાંચી લેવાની છે; સમગ્ર રીતે ધ્યાનમાં ઉતારવાની છે, સમજવાની છે અને અનુભવવાની છે. ટૂંકી વાર્તાના વાચનમાં અંતરાય આવે તો કથનની અસર વિલીન થઈ જાય છે. કથનનો જાદુ જતો રહે છે. ટૂંકી વાર્તા એક એકાગ્ર વાચનમાં પૂરી થઈ જાય તેના કરતા વિશેષ લાંબી નથી હોતી.

લાંબામાં લાંબી અને ટૂંકામાં ટૂંકી વાર્તા (આઠસો શબ્દથી તે આઠ હજાર કે દશ હજાર અને કોઈ કોઈ વાર તો પંદર હજાર શબ્દની વાર્તા તંત્રીઓ તરફથી સ્વીકારવામાં આવે છે) વચ્ચે રહેલી વિશાળ મર્યાદાનાં બે કારણ આપી શકાય. અમુક શબ્દથી વધારે શબ્દ સુધી ધ્યાન કેન્દ્રસ્થ રાખવાની શક્તિ ઘણાં વાચકોમાં હોતી નથી. પાંચ હજાર કે આઠ હજાર શબ્દની વાર્તા એમની શક્તિની બહાર હોય છે. અમુક જ દાખલાઓમાં પંદરસો, બે હજાર અથવા પચ્ચીસ સો શબ્દમાં વસ્તુનો પૂરતો વિકાસ અથવા કથા વિષયની પૂરતી રજુઆત થઈ શકે છે. ઘણા દાખલાઓમાં વસ્તુના પૂરતા વિકાસ કે કથા વિષયની પૂરતી રજુઆત માટે એથી આઠ ગણા કે દશ ગણા શબ્દ જોઈએ છે. ટૂંકી વાર્તામાં સંકોચન (compression) પર ભાર મૂકવામાં આવે છે તેથી અભ્યાસીએ આડરસ્તે ઊતરી જવાની જરૂર નથી. ટૂંકી વાર્તામાં સંકોચનની જરૂર છે જ. ટૂંકી વાર્તામાં માત્ર સંક્ષિપ્તતા હોવી જોઈએ એવો એનો અર્થ નથી. પૂરતી રજુઆત આવશ્યક છે. જો એક અસર અથવા એક છાપ જળવાતી હોય તો સંક્ષિપ્તતા આવશ્યક નથી. સુશિક્ષિત વાચક ચાલીસ હજાર કે પચાસ હજાર શબ્દની ગાઢ રીતે સુશ્લિષ્ટ વાર્તા એકી બેઠકે વાંચી જાય અને તે સાથે એમાંથી એક પ્રધાન અસર કે છાપ અનુભવે એવાં દૃષ્ટાન્તો પણ મળી આવે એમ છે.*

---

* અંગ્રેજી વિવેચનગ્રંથોનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ખાસ કરીને રીવ્હોની "Short Stories in the Making"નો.

# હિંદ ગરીબ કેમ થયું ?

મૂળ લેખક : સ્વ૦ રમેશચંદ્ર દત્ત
સંક્ષેપકાર : વિઠ્ઠલદાસ કોઠારી

## ઉત્તર હિંદની જમાબંધી [ ૧૭૯૫ થી ૧૮૫૩ ]

૧૭૯૫માં કાશીના રાજાએ પોતાના કુટુંબ માટે થોડી જમીન રાખીને રાજ્યની બાકીની જમીન પરના તમામ હક અંગ્રેજોને સોંપી દીધા. ત્યાર પછી તે વખતના ગવર્નર જનરલ સર જૉન શોરે લગભગ બંગાળાના ધોરણે ત્યાં કાયમી જમાબંધી દાખલ કરી. છ વરસ પછી ઔધના નવાબે અલ્લાહાબાદ અને બીજા પ્રાંતો, 'સોંપાયેલા પ્રાન્તો' તરીકે ઓળખાય છે તે, કંપનીને સોંપ્યા. લૉર્ડ વેલેસ્લી તે વખતે ગવર્નર જનરલ હતો. તેણે પોતાના ભાઈ હેનરી વેલેસ્લીને તે પ્રાંતનો વહીવટ સોંપ્યો અને જમાબંધીનું કામ પણ સોંપ્યું. તેણે ત્રણ વરસ માટે મહેસૂલ નક્કી કર્યું. તે ત્રણ વરસમાં મહેસૂલ કેટલું વધ્યું તે નીચેના આંકડા બતાવે છે:—

| | |
|---|---|
| નવાબના વખતમાં મહેસૂલ રૂ. | ૧૩,૫૨૩,૪૭૪ |
| કંપનીનું રાજ્ય ૧ લું વર્ષ | ૧૫,૬૧૯,૬૨૭ |
| ,, ,, ૨ જું ,, | ૧૬,૧૬૨,૭૮૬ |
| ,, ,, ૩ જું ,, | ૧૬,૮૨૩,૦૬૩ |

એટલે કે નવાબના રાજ્ય કરતાં ત્રણ વરસમાં લગભગ ૩૩ લાખ રૂપિયા મહેસૂલ વધ્યું. મહેસૂલનું વિશેષ લક્ષણ એ હતું કે તે કડકાઈથી વસૂલ કરવામાં આવતું હતું. જ્યારે નવાબના વખતમાં પાક તરફ નજર રાખીને વસૂલાત થતી હતી. આથી એક કલેક્ટરે કંપનીના મહેસૂલને 'વધારા પડતી હાડમારી ઉપજાવતું અને વસૂલાતની કડકાઈવાળું' ગણાવ્યું હતું.

આવી કડકાઈ છતાં દસ વરસમાં જમાબંધી કાયમ કરવાનું વચન આપેલું હતું એ તેમાં સારું તત્ત્વ હતું.

૧૮૦૩માં જમના અને ગંગા વચ્ચેનો પ્રદેશ જે 'જીતાયેલા પ્રાંતો' તરીકે ઓળખાય છે તે કંપનીના હાથમાં આવ્યો. ત્યાં પણ ઉપર પ્રમાણે દસ વરસ પછી કાયમી જમાબંધી દાખલ કરવાનું વચન આપવામાં આવ્યું. પણ એટલી શરત ઉમેરી કે વ્યવસ્થાપક મંડળની સંમતિ હશે તો તેમ થશે.

૧૮૦૪માં ઉત્તર હિંદમાં સખત દુકાળ પડ્યો અને તેથી સરકારને મહેસૂલમાં ભારે રાહત આપવી પડી. કારણ લોકો મરાઠા સાથેની લડાઈઓથી અને આકરી જમીન મહેસૂલથી ખલાસ થયા હતા. આ સ્થિતિ જોઈને જમાબંધીની તપાસણી કરવા ૧૮૦૭માં એક કમીશન નીમવામાં આવ્યું. તેણે સામાન્ય રીતે કાયમી જમાબંધીના લાભો માન્ય રાખ્યા. પરંતુ 'સરકારને આવકનો મોટો ભોગ આપવો પડે,' તે ભયથી તેણે ઉપરના પ્રાંતોમાં તુરત કાયમી જમાબંધી દાખલ કરવાની ભલામણ ન કરી. અત્યાર સુધી આ વિભાગમાં કાયમી

જમાબંધી દાખલ કરવા માટે વખતોવખત વચન અપાયેલાં હતાં અને અમુક વખત પછી તેનો નક્કી અમલ કરવાનું સરકારે સ્વીકાર્યું હતું પણ મહેસૂલના લોભે ઉપર પ્રમાણે પહેલી વખત કાયમી જમાબંધી વિરુદ્ધ સૂર નીકળ્યો. ગવર્નર જનરલ લોર્ડ મિન્ટો અને તેની સમિતિના સભ્યોએ મૂળ વચનોને વળગી રહેવા કંપનીના વ્યવસ્થાપકોને લખ્યું. એક સભ્ય કોલબ્રુકે મહેસૂલી કમીશનને જવાબ આપતાં જણાવ્યું કે '૧૮૦૨ અને ૧૮૦૫ની જાહેરાતો પ્રમાણે અમુક મુદત વીત્યા બાદ કાયમી જમાબંધી દાખલ કરવા સરકાર બંધાયેલી છે...આવી રીતે ગંભીરતાપૂર્વક આપેલું વચન સરકાર તોડી શકે નહિ. તેમ થાય તો તે લોકોનો વિશ્વાસ ગુમાવી બેસે...કાયમી જમાબંધીનું સારું પરિણામ બંગાળામાં જોઈ શકાય છે. ત્યાં લોકોની વધતી જતી આબાદી એ બેશક કાયમી જમાબંધીનું પરિણામ છે.—તેથી હું કોઈ તરંગી દલીલ કરવાને બદલે બંગાળાનો અનુભવ ધ્યાનમાં લેવા વિનંતિ કરું છું.'

લોર્ડ મિન્ટોએ પણ આ નોંધની સાથે ઉમેર્યું : 'આને લગતા બધા કાગળો પર પૂર્ણ વિચાર કર્યા પછી મને પૂરેપૂરો સંતોષ થયો છે કે કાયમી જમાબંધીની નીતિ યોગ્ય છે અને તે તરત જ દાખલ કરવાની જરૂર છે.'

પણ કંપનીના વ્યવસ્થાપકોએ પોતાનો નિર્ણય કરી લીધો હતો. પૈસાની વાત આવે ત્યાં તે નમતું આપવા તૈયાર નહોતા. તેમની નીતિ 'વધારેમાં વધારે આવક કરવા માટે ખેડૂતો પાસેથી વધારેમાં વધારે મહેસૂલ નીચોવી લેવાની હતી.'

વ્યવસ્થાપકોએ કાયમી જમાબંધીની વાત છોડી દેવા હુકમ કર્યો. આથી મિન્ટોને આઘાત થયો. પણ તેનું શું વળે? કંપનીના જવાબદાર અમલદારોએ લોકોને વખતોવખત આપેલાં વચનોની કંઈ કિંમત ન રહી.

૧૮૧૨માં મિન્ટોએ હિંદ છોડતાં પહેલાં કંપનીના વ્યવસ્થાપકોને ફરીથી લખ્યું કે 'કાયમી જમાબંધી કરવાથી સરકારની આવકનો કંઈ ભોગ આપવો પડે તેમ નથી. એકમ સ્મીથે પણ જમીનની સુધારણાની દૃષ્ટિએ, મહેસૂલ વખતો વખત બદલાયા કરે તે નીતિને વખોડી કાઢી છે...જો સુરાજ્યનો હેતુ લોકોની સ્થિતિ સુધારવાનો હોય તો અમારી એ દૃઢ પ્રતીતિ થઈ છે કે કાયમી જમાબંધીથી એ જેટલું જલદીથી અને અસરકારક થશે તેટલું બીજા કશાથી નહિ થાય.'

હિંદના સર્વોપરી અધિકારીએ આમ લખવા છતાં વ્યવસ્થાપકો મક્કમ રહ્યા. મિન્ટોના ગયા પછી આ નક્કી કરવાનું કામ લોર્ડ હેસ્ટીંગ્સના હાથમાં આવ્યું. સરકારે નીમેલા બોર્ડનો અભિપ્રાય આવ્યો કે અમારે અમારો ચોક્કસ નિર્ણય જણાવવો જ જોઈએ કે ઉત્તર હિંદના આ પ્રાન્તોમાં જો કાયમી જમાબંધી દાખલ કરવામાં ઢીલ કરવામાં આવશે તો બ્રિટિશ સરકારના હિતને ભારેમાં ભારે નુકસાન થશે...અમારે એ પણ જણાવવું જોઈએ કે સરકારે આપેલાં ગંભીર વચનો પ્રમાણે કાયમી જમાબંધી દાખલ કર્યા સિવાય બીજા કશાથી જમીનદારોને સંતોષ નહિ થાય.'

૧૮૧૯માં કંપની સરકારની નોકરીમાં લાંબો સમય સેવા કર્યા પછી નિવૃત્ત થતાં મિ. ડોડસવેલે આ વિષય ઉપર પોતાનું મન ઠાલવ્યું હતું અને ઉપરના જેવા જ વિચારો દર્શાવ્યા હતા. સર એડવર્ડ કોલબ્રુક નામના બીજા એક નામાંકિત અમલદારે, જેણે ૪૨ વરસ સુધી

કંપનીની નોકરી કરી હતી, તેણે પણ નિવૃત્ત થતાં પોતાના વિચારો દર્શાવવાની તક લીધી હતી. તેના જણાવ્યા પ્રમાણે અલ્લાહાબાદની આજુબાજુના પ્રાંતોમાં નીચે પ્રમાણે મહેસૂલ વધ્યું હતું:

૧૮૦૭ પૌંડ ૨,૬૫,૯૯૬
૧૮૧૧ „ ૨,૭૪૧,૭૨૮
૧૮૧૮ „ ૩,૨૬૨,૩૬૬

એટલે કે ૧૧ વરસમાં લગભગ ૧૨ લાખ પૌંડ વધ્યા. તે વખતના ભાવે ૧૨૦ લાખ રૂપિયા થયા. દર વરસે ૧૧ લાખ રૂપિયા વધ્યા.

આમ વધતી જતી મહેસૂલને બદલે મર્યાદિત મહેસૂલ નક્કી કરવાની કોલબ્રુકે ખાસ ઇચ્છા દર્શાવી હતી અને એમ જો થાય તો અમલદાર તરીકે જતાં જતાં એક સારું કામ કર્યાનો પોતાને સંતોષ થશે એમ તેણે જણાવ્યું હતું. આવા મોટા અમલદારોના અભિપ્રાયોથી સજાગ થઈને લૉર્ડ હેસ્ટીંગ્સે વ્યવસ્થાપકોને છેવટની વિનંતી કરીને જણાવ્યું કે 'અમારો એ સર્વાનુમતે અભિપ્રાય છે કે કાયમી જમાબંધીની પદ્ધતિ એ ઉત્તર હિંદના પ્રાન્તોમાં દાખલ કરી દેવી જોઈએ. મહેસૂલની રકમ દરેક ખેતર માટે કાયમી ઠરાવેલી હોય અથવા તો અમુક નક્કી દર પ્રમાણે મહેસૂલ નક્કી થતું હોય. ગમે તે પદ્ધતિ હોય, પણ કાયમની જમાબંધી દાખલ કરવી જોઈએ.'

આના જવાબમાં વેપારી કંપનીના વ્યવસ્થાપકોએ હુકમ છોડ્યો કે 'અમારે તમને ફરીથી ખાસ ચેતવણી આપવી જોઈએ કે તમે જે સર્વાનુમતે અભિપ્રાય આપ્યો છે તેને અમે સ્વીકારવા તૈયાર નથી...અમે એમ ઇચ્છીએ છીએ કે તમે એવું કંઈ નહિ કરી બેસો જેથી ભવિષ્યમાં જમાબંધી કાયમની થશે એવી લોકોના મનમાં આશા બંધાય.'

આ પત્રવ્યવહાર અને વાટાઘાટો દરમિયાન ૧૮૧૯માં મહેસૂલી મંડળના મંત્રી હોલ્ટ મેકેન્ઝીએ એક નવી યોજના સૂચવી. તે મહાલવારી તરીકે ઓળખાય છે. તે અનુસાર ગામના મુખ્ય માણસ લંબરદાર મારફત મહેસૂલ નક્કી કરવાનું હતું અને તેની મારફત ઉઘરાવવાનું હતું. કલેક્ટરના રજિસ્ટરમાં લંબરદારનું નામ તે ગામનું મહેસૂલ ભરનાર તરીકે નોંધવાનું હતું. આ પદ્ધતિમાં સાંથના ૮૩ ટકા મહેસૂલ તરીકે લઈ શકાય એમ હતું. ૧૨૦૦ રૂપિયાની સાંથ આવતી હોય તો સરકાર રૂ. ૧૦૦૦ સુધી લઈ શકે. અને રૂ. ૨૦૦ જમીનદારને રહે. જમીનદારને રૂ. ૨૦૦ કરતાં વધારે મળતા હોય તે સિવાય મહેસૂલ વધારવું નહિ એવી સામાન્ય સમજણ હતી.

આમાં ઉદારતા કે દયા નહોતાં. મહેસૂલમાં જમીનની બધી સાંથ ઘસડાઈ જવા લાગી. જમીનદારો અને ખેડૂતો બન્ને ગરીબ થયા. ધન વધારવાનું અને લોકોની સ્થિતિ સુધારવાનું કામ અશક્ય થઈ પડ્યું. ભવિષ્યમાં રાજ્યના માગણાની કંઈ મર્યાદા આંકવામાં આવી નહિ. આવી કાર્યવાહીના પરિણામે તે યોજના ભેદા વખતમાં પડી ભાંગી.

છેવટે, ૧૮૩૩માં લૉર્ડ વિલિયમ બેન્ટીકે લોકોને કંઈક રાહત આપી. તે ૧૮૨૮માં ગવર્નર જનરલ થઈને આવેલ. ત્યાર પછી તેણે ઉત્તર હિંદમાં મુસાફરી કરીને ત્યાંની જમાબંધીને અંગે ત્રણ મુદ્દાનો નિર્દેશ કર્યો:

૧ ખેડૂતોને જમીન સુધારવા ઉત્તેજન મળે તે માટે લાંબી મુદતના પટા કરી આપવા;
૨ તેમને ખેતીમાંથી કંઈક બચત રહે તે માટે મહેસૂલ માફકસરનું ઠરાવવું; અને
૩ ગ્રામ સંસ્થાઓને ટકાવી રાખવી.

ત્રીજા મુદ્દાને અંગે તેની કાઉન્સિલના એક સભ્ય સર ચાર્લ્સ મેટકાફે જોરપૂર્વક ભલામણ કરી હતી. તેણે લખ્યું હતું કે 'ગ્રામ સંસ્થાઓ તો નાનકડી સ્વરાજ સંસ્થાઓ છે. તેમાં લોકો બહારનાં બંધનોથી લગભગ સ્વતંત્ર છે. જ્યાં બધું અટકી પડે ત્યાં એમનું કામ ચાલે છે. એક રાજ્ય જાય અને બીજું આવે; ક્રાન્તિ થાય અને પૂરી થાય; હિંદુ કે પઠાણ, મોગલ કે મરાઠા, શીખ કે અંગ્રેજ કોઈપણ રાજા તરીકે આવે ને જાય; પણ ગ્રામ સંસ્થાઓ તેની તે રહે છે. તોફાનના વખતમાં લોકો હથિયાર સજે છે અને પોતાનું રક્ષણ કરે છે. કોઈ દુશ્મનનું લશ્કર ગામ પાસેથી પસાર થતું હોય તો લોકો પોતાનાં ઢોરને વાડામાં પૂરી રાખે છે અને દુશ્મનને છંછેડ્યા વગર પસાર થવા દે છે. પોતાને લૂંટી લેવામાં આવશે અને સામા થવાથી ટકી શકાય તેવું નથી એમ લાગે તો પોતાના સંબંધવાળા કોઈ દૂરના ગામડામાં ભાગી જાય અને તોફાન પૂરું થાય ત્યારે પાછા આવીને પહેલાંની માફક પોતાના ધંધા શરૂ કરે......આવી સંગઠિત સંસ્થાઓને લીધે હિંદના લોકો ક્રાન્તિઓ અને ફેરફારોમાં ટકી રહ્યા છે. હું ઇચ્છું છું કે આ સંસ્થાઓને કદી વીખેરી નાખવી નહિ, અને તેવું કંઈ પણ કરવું નહિ. રૈયતવારી પદ્ધતિમાં ગામડાને બદલે વ્યક્તિગત ખેડુત સાથે મહેસૂલ નક્કી કરવામાં આવે છે તેમાં ગ્રામ સંસ્થાઓનું અસ્તિત્વ જોખમમાં મૂકવામાં આવે છે. માટે હું તે બધે દાખલ કરવાના મતનો નથી.'

પણ સરકારે પોતાનું જમાબંધીનું ધોરણ બદલ્યું નહિ. વ્યક્તિગત મહેસૂલ નક્કી કરવામાં આવ્યું અને ન્યાયનું, વહીવટી બધું કામ ગામના આગેવાનોના હાથમાંથી લઈને સરકારી અમલદારોને સોંપવામાં આવ્યું. આ રીતે ગ્રામ સંસ્થાનું મૂળ ખેંચી લેવામાં આવ્યું એટલે તે અદૃશ્ય થઈ. આવી સંસ્થા જે હિંદમાં દુનિયાના બધા દેશો કરતાં સૌથી પહેલાં શરૂ થઈ અને સૌથી વધારે ચાલી તેનો અંત લાવવામાં આવ્યો, તે આ દેશમાં બ્રિટિશ અમલનું વધારેમાં વધારે દુઃખદ પરિણામ છે.

બેન્ટિક કે મેટકાફ કોઈ ગ્રામ સંસ્થાઓને બચાવી શક્યું નહિ. પણ તેમના પ્રયત્નોથી મહેસૂલની આકારણી કંઈક ઓછી થઈ. મહેસૂલ સાથેનો કર લેવાનું ઠર્યું. આ બધું નક્કી કરવાનું કામ રોબર્ટ માર્ટીન બર્ડ નામના અમલદારના ભાગે આવ્યું. તે ઉત્તર હિંદની જમાબંધીનો જનક ગણાય છે. તે પહેલાં ન્યાયખાતામાં હતો. તેને પોતાના વિચારોનો અમલ કરવાની તક મળી તેથી તેણે ખુશીથી એ કામ લીધું. તેની પદ્ધતિ પ્રમાણે આખા પ્રદેશ માટે મહેસૂલનો આંકડો નક્કી કરીને પછી તે પ્રદેશના દરેક ગામ માટે આંકડો નક્કી કરવામાં આવતો. ગામ લોકોને તે બાબત પોતાના વાંધા રજૂ કરવાની તક આપવામાં આવતી. તેઓ આવતા, ગ્રામ તરીકે ભેગા થતા અને અંદર અંદર મસલત કરીને પોતાનો વિચાર દર્શાવતા. છેવટે કલેક્ટર પોતાને ઠીક લાગે તેમ નક્કી કરી લેતા. ગામ લોકોને કંઈ પણ પૂછ્યા વગર નક્કી કરવું એના કરતાં આ પદ્ધતિ સારી હતી. (ચાલુ)

✡




આદ્ય [ હાલ નિવૃત્ત ] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક

૨૦૦૦
ફાગણ-ચૈત્ર

સંચાલક
રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૯
અંક ૫-૬




**For**

# Honesty, Service & Integrity

(1) The Commercial Mills Co, Ltd, Ahmedabad.

Fabrics combine Durability
Attraction & Fashion.

●

(2) The New Commercial Mills Co. Ltd. Ahmedabad.

Gopi Fabrics
Bears the Stamp of
Integrity, Quality, Strength & Colours.

●

(3) The New National Mills Ltd. Ahmedabad.

Nuna Fabrics
is
A Happy Blend
of
All that is
Superior, Durable & Fashionable.



(4) The Sentinel Assurance Co, Ltd, Bombay.

Shields you from risks Personal
AND
Those of Business

**LIFE & FIRE**

PURELY INDIAN CONCERNS

● INSIST ON OUR SERVICE ●

પુસ્તક ૩૭ | ફાગણ–ચૈત્ર : ૨૦૦૦ | અંક ૫–૬





'પ્રસ્થાન' દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે નિયમિત પ્રસિદ્ધ થાય છે.




લવાજમ : હિંદમાં રૂ. ૫–૦–૦; બર્મા તથા પરદેશમાં રૂ. ૭–૮–૦; છૂટક નકલ ૧–૦–૦

લખો : પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ.

પ્રકાશક: મધુકૌરભાઈ કેસુરભાઈ મિસ્ત્રી: ૧૨ અ, ભારતીનિવાસ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ
મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ, નવપ્રભાત પ્રિ. પ્રેસ, ઘીકાંટા રોડ, અમદાવાદ તા. ૨૯–૨–૪૪

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૭ | ફાગણ–ચૈત્ર : ૨૦૦૧ | અંક ૫–૬

# વિરોધોનો સમન્વય

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

**મ**નુષ્યના પોતામાં અનેક વિરોધી તત્ત્વો રહેલાં છે તથાપિ એ સંપૂર્ણ સત્ય પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. એને જે કહેવાનું છે તે એક વાક્યમાં એ દર્શાવી શકતો નથી. તેથી એ બીજું વાક્ય વાપરી કહેવાનું હોય તે કહે છે. એની બુદ્ધિમાં પણ સમગ્ર જોવાની શક્તિ નથી. આ વિશ્વ પરમાત્મદૃષ્ટિથી જોતાં કેવું દેખાય તે આપણે કહી શકીએ તેમ નથી. આપણું દૃષ્ટિબિન્દુ રાખીને આપણે કહી શકીએ. પરંતુ વસ્તુસ્થિતિ છે તેવી વાણી આપણા મુખમાંથી નીકળી શકતી નથી. ત્યારે ઉપાય શો! એક જ–ઉપાય છે અને તે એ કે ઊલટાં વચનો મૂકી મૂળ સત્ય દર્શાવવા પ્રયત્ન કરવો. આ માટે જ સત્યને પૂર્ણપણે પ્રકટ કરવા પરસ્પર વિરોધી વચનો ઉચ્ચારાય છે અને પછી એક એકથી ઊલટાં વચનોને એક બીજા સાથે મેળવીને એનો અવિરોધ અથવા સમન્વય સધાય છે. સત્યદર્શનની આ આપણી પ્રાચીન આર્યપદ્ધતિ છે.

સત્યદર્શનના આ સિદ્ધાન્તને આપણો દેશ પ્રાચીનકાળથી અનુસરતો આવ્યો છે. આ આર્યસિદ્ધાન્ત ઉપનિષદ્‌થી માંડીને શ્રીકૃષ્ણના ભગવદ્‌ગીતાના ઉપદેશદ્વારા, ગૌતમબુદ્ધના મધ્યમ પ્રતિપદાના માર્ગદ્વારા અને જૈનધર્મના સ્યાદ્‌વાદ વા અનેકાન્તવાદદ્વારા આપણા ધર્મમાં ઊતરી આવેલ છે. પશ્ચિમના ઇતિહાસમાં પણ એરિસ્ટોટલના 'સુવર્ણ મધ્યમ' યાને 'Golden Mean'ના સિદ્ધાન્તમાં, જર્મન તત્ત્વજ્ઞ કેન્ટના Antinomies યાને વિરોધો અને તેના સમન્વયના સિદ્ધાન્તમાં, અને હેગલની તત્ત્વદર્શનની ત્રણ ભૂમિકાની પદ્ધતિઃ વાદ (Thesis), પ્રતિવાદ (Antithesis) અને સમન્વય (Synthesis)માં એ જ સિદ્ધાન્ત પ્રકટ થાય છે. આમ જુદા જુદા તત્ત્વવિચારોનો સમન્વય આપણા ઇતિહાસમાં શી રીતે થયો છે અર્થાત્ અનેકતામાં એકતા શી રીતે જોવામાં આવી છે કે મૂલ્યો ઊલટાવી મૂલ્ય-પરિવર્તન કેમ સિદ્ધ થયું છે તે યથાશક્તિ સમજવા થોડોક યત્ન કરીએ.

એક મહાન વિરોધ જે ઉપનિષદો અને પુરાણોમાં પ્રવર્તે છે તે દેવાસુરસંગ્રામ. બૃહદારણ્યક ઉપનિષદ્‌ની એક પ્રસિદ્ધ ઉક્તિ છેઃ "द्वयाह प्राजापत्या देवाश्चासुराश्च ततः कनीयसा एव देवा ज्यायसा असुराः।" અર્થાત્ દેવો અને અસુરો બંને પ્રજાપતિનાં સંતાનો છે; એમાં અસુરો મોટા અને દેવો નાના છે. આ અસુરો તે પ્રકૃતિ અને દેવો તે નીતિ છે. પ્રકૃતિ અને નીતિ વચ્ચે મનુષ્યના અન્તરમાં અને ઇતિહાસમાં સતત યુદ્ધ ચાલ્યા કરે છે. પ્રકૃતિ

અર્થાત્ અસુરોનું વલણ સ્વાર્થ, સુખ અને વિલાસ પ્રત્યે છે અને નીતિ અર્થાત્ દેવોનું વલણ પરમાર્થ, કર્તવ્ય અને સંયમ પ્રત્યે છે. આ બન્ને મહાન શક્તિઓનો સમન્વય કોણ કરે! જે એ બંને કરતાં અધિક હોય અને બન્નેને, પોતામાં સંઘરી શકે અને જેમાં બન્ને અવિરોધથી રહી શકે તેવી કોઈ મહાન શક્તિ. આ મહાન શક્તિ તે પ્રજાપતિ રૂપ પરમાત્મા જે નીતિ અને પ્રકૃતિ કે સારા ખોટા ઉભયમાં પરોવાએલું પરમ તત્ત્વ છે અને જે ઉભય કરતાં અધિક છે, અને ઉભય સંગ્રાહક છે અર્થાત્ જેમાં બન્ને એક સાથે મળીને રહી શકે છે.

એક બીજો મહાન વિરોધ જે અતિપ્રાચીન કાળથી ચાલતો આવે છે તે પ્રવૃત્તિ અને નિવૃત્તિ અર્થાત્ Work અને Leisureનો વિરોધ. પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિમાર્ગ બન્ને જૂના માર્ગો છે. પ્રવૃત્તિ અને નિવૃત્તિ અથવા કર્મ અને જ્ઞાન એ બન્ને આત્યન્તિક સિદ્ધાન્તો હોઈને બન્ને વચ્ચે વિરોધ દેખાય છે. બન્નેને છૂટા પાડવાથી મનુષ્યજીવનની કેવી કરુણતા ઉત્પન્ન થાય છે તે મનુષ્યહૃદયના અનુભવી મહાન કવિ શેક્સપીઅરે હેમ્લેટ અને ઓથેલો નામનાં એનાં બે નાટકોમાં બહુ કુશળતાથી દર્શાવ્યું છે. રણસંગ્રામમાં બે લશ્કરની જેમ બે જુદી જુદી છાવણીઓ હોય તેમ જ્ઞાન અને કર્મની જુદી છાવણીઓ રાખવાથી કોઈને લાભ થયો જાણ્યો નથી. કર્મનો નિષેધ કરીને અર્થાત્ કર્મમાત્રનો બાધ કરીને કેવળ જ્ઞાન જ રાખવું એનો અર્થ તો એ થયો કે માત્ર 'અકર્તા' અને દ્રષ્ટા 'પુરુષ' જ રહ્યો અને પ્રકૃતિનો નિષેધ થયો. આનું પરિણામ હેમ્લેટની પેઠે નિર્વેદમાં આવે કે આપણા બાવાઓની પેઠે આળસમાં આવે. હવે બીજો છેડો જે જ્ઞાન તેનો નિષેધ કરીને માત્ર કર્મને જ રાખીએ તો 'પુરુષ'નો નિષેધ થયો કહેવાય. અને આત્મા અથવા ચૈતન્યના નિષેધથી કેવળ જડ પ્રકૃતિની ક્રિયા જ ચાલુ રહે. પરિણામે ઓથેલોની પેઠે જીવન અજ્ઞાનરૂપી અન્ધકારથી છવાઈ જાય અને જીવનમાં જડવાદ અને નાસ્તિકતા ચોતરફ વિસ્તાર પામે. જ્ઞાન અને કર્મનો સમન્વય પ્રકૃતિ કે પુરુષ બન્નેમાંથી એકનો નિષેધ કરીને સાધી શકાય નહિ પરંતુ ભગવદ્ગીતા કહે છે તેમ બન્નેનો સમન્વય પરમાત્માની વિશાળતામાં કરીને જ સિદ્ધ કરી શકાય તેમ છે. અર્થાત્ પ્રવૃત્તિમાં નિવૃત્તિ અને નિવૃત્તિમાં પ્રવૃત્તિ જોવી, એ જ ખરી જ્ઞાનની દૃષ્ટિ છે. કર્મ અને જ્ઞાનનો આ સમન્વય આપણાં કર્મોને પરમાત્મા સાથે જોડવાથી અર્થાત્ જ્ઞાનની દૃષ્ટિએ બાધ ન આવે એવી રીતે કર્મ કરવાથી થાય છે. ઉદાહરણ તરીકે, હિંસાયજ્ઞમાં બકરું સ્વર્ગે જશે એમ ધાર્મિક ક્રિયા માની એ યજ્ઞ કરવામાં આવતો, પરંતુ કેટલાકને હિંસા એ પાપ છે એમ લાગ્યું અને બકરાને બદલે વ્રીહિ-ડાંગર-ની યજ્ઞમાં સ્થાપના કરી. નારદ કહે છે કે હિંસા એ સાચો યજ્ઞ ન હોઈ શકે અને બુદ્ધ ભગવાને તો એટલે સુધી કહ્યું કે હિંસાની કલ્પના કરવી એ પણ ઘોર પાપ છે. આમ જ્ઞાનનું કિરણ-Still Small Voice-કહે તે પ્રમાણે કરવું એમાં જ જ્ઞાનકર્મનો સમન્વય છે. હૃદયથી બુદ્ધિ માને તો જ અમુક કાર્ય બની શકે છે. અને આવા શુભ વિચારોથી કરેલાં સારાં કાર્યોવડે એક શક્તિ બંધાય છે જે સંસ્કૃતિને શુભ વલણ આપે છે અને જેથી મનુષ્યમાત્રને લાભ થાય છે.

એક ત્રીજો મહાન વિરોધ તે પુરુષાર્થ અને ભાવિનો છે. પુરુષાર્થ અને ભાવિ બન્ને વિરોધો આપણામાં એકસાથે થાય છે. આપણાથી ઇચ્છાએ કે અનિચ્છાએ અનેક શારીરિક ક્રિયાઓ થઈ જાય છે. કેવળ પ્રકૃતિને વશ થઈને અમુક ક્રિયાઓ થાય છે અને એમાં નીતિ

અનીતિનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી. દાખલા તરીકે, મનુષ્ય નદીના પૂરમાં ખેંચાય છે અથવા માર્ગે ચાલતાં એને પગમાં બાવળનો કાંટો વાગે છે અથવા ઠેસ વાગે છે અને પડી જાય છે. આવાં કર્મોમાં પુરુષાર્થ કે પાપપુણ્યના ભેદને માટે અવકાશ રહેતો નથી. માત્ર જે કર્મોમાં આપણી ઇચ્છાનો પ્રશ્ન થાય છે ત્યાં જ નૈતિક તત્ત્વ આવે છે અને પાપપુણ્યની જવાબદારી આપણા માથે રહે છે.

અલબત્ત, પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ત્રણે ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને આપણે સર્વ અધીન છીએ પણ એમાં ન્યૂનાધિકતા પણ આપણે કરી શકીએ છીએ. અનેક કર્મો કરવાથી આપણી એક પ્રકારની ટેવ બંધાય છે. ટેવ કરવામાં પહેલું દૃષ્ટાન્ત સ્વવશ છે—પુરુષાર્થને સ્વાધીન છે પછી પરવશ છે—અર્થાત્ ભાવિ બને છે. × Habit is second nature. તથાપિ એક છિદ્ર હંમેશાં ખુલ્લું રહે છે. સુધારાને માટે હંમેશાં અવકાશ છે. કોઈ સદ્‌ગુરુ મળે તો ખરાબ અથવા રાક્ષસી ટેવો પણ સુધરી શકે છે. દોષોથી વાસના વધે છે એટલે મનુષ્ય અવશ-પરવશ-ટેવોને વશ થાય છે. તો પણ પુરુષાર્થ સિદ્ધ કરવાની શક્તિ જતી નથી. અભ્યાસથી-નિત્યની ટેવથી-પ્રકૃતિની મુદ્રા ફરી જાય છે અને અદ્‌ભુત સામર્થ્યથી અન્તરમાં રહેલા શેતાનનો પરાભવ થાય છે. પ્રકૃતિના ગુણો પણ આપણા સ્વભાવથી આપણે ઉત્પન્ન કરેલા છે. એમને વધારવાની વાત પણ આપણા હાથની છે. ભગવદ્‌ગીતા કહે છે તેમ, આપણે સ્વાતન્ત્ર્ય freedom of will રાખવું જોઈએ. આપણી ટેવ ફેરવવાને માટે આપણે સ્વતંત્ર છીએ.

વસ્તુતઃ આપણા સર્વના અન્તરમાં ઈશ્વર વસેલો છે: 'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ'. અને જ્ઞાનનાં કિરણો આપણા અન્તરમાં ફેંક્યાં કરે છે. 'મનુષ્યમાત્રને સત્યનું કિરણ જરૂર આવે છે. પાપીને-દુષ્ટને પણ એ આવે છે—રાવણ, મેકબેથ અને શેતાનને પણ એ આવે છે. જ્યારે સત્યનું કિરણ પડે તે વખતે એ કિરણને આપણે પકડી લેવું જોઈએ અને એનો દૃઢતાથી, ત્વરાથી અને નિશ્ચિત રૂપમાં ઉપયોગ કરવો જોઈએ. એટલું જ નહિ પણ એ સત્યનું-જ્ઞાનનું-કિરણ ફરી ફરીને લાવવાને પ્રયત્ન કરવો જોઈએ. આપણા અભ્યાસથી-ઉપનિષદો કે રામાયણ કે ભાગવત કે તુલસીકૃત રામાયણ અથવા વર્ડ્ઝવર્થ-ટેનિસનનાં કાવ્યોના અધ્યયન દ્વારા ઊંચી ભાવનાઓનો આપણે સત્કાર કરીએ તો આપણે અવશ્ય ધીમે ધીમે ઊંચે ચઢીએ.

આમ પ્રભુમાં વિશ્વાસથી અને ઊંચી ભાવનાઓના વારંવાર સ્વીકારથી ભાવિરૂપ બનેલી આપણી ટેવોને આપણે ફેરવી શકીએ. પુરુષાર્થ અને ભાવિનું દ્વન્દ્વ આમ પરમાત્માના ન્યાયના સાક્ષાત્ અનુભવમાં સમન્વિત થાય છે."

હવે સત્ય અને પ્રેમનાં બે અર્ધાંગો ઉપર આવીએ. સત્યનિષ્ઠા જે અખંડ સત્યનું અર્ધું અંગ છે તે આગ્રહ અને દૃઢતાના પ્રસંગો ઉપસ્થિત કરી યુદ્ધ અને કલહ ઉત્પન્ન કરે છે. પરંતુ બીજું અર્ધું અંગ જે પ્રેમ છે તેમાંથી દયા વગેરે ભાવો પેદા થાય છે. પ્રેમ અને સત્યનો સમન્વય કરનાર પુરુષવિશેષ એમ કહે છે કે મારો પોતાનો સિદ્ધાન્ત તો આવો છે પરંતુ સામી વ્યક્તિ ઉપરના પ્રેમને લીધે હું મારા સિદ્ધાન્તની પણ આહુતિ આપું છું. આમ સત્યનિષ્ઠા કરતાં પ્રેમ ઊતરતો છે પણ એમ કોણ કહે? "મનુષ્યસ્વભાવના મહાન

× હેમ્લેટે એની માતાને આપેલો ઉપદેશ ધ્યાનમાં રાખવા જેવો છે.

અભ્યાસી કવિ શેક્સપીઅરે તેથી જ કહ્યું છે કે Mercy 'seasons' justice' અર્થાત્ ન્યાયને-સત્યને-દયા કોમળ કરે છે."

ઇતિહાસમાં પણ સત્યને માટે આગ્રહ તલવાર દાખલ કરાવે છે. ત્યાર પછી પ્રેમનું બળ આવે છે અને સમાધાન થાય છે. આમ સત્ય અને પ્રેમ બને મળીને એક અખંડ સત્ય બને છે એ સ્મરણમાં રાખવાનું છે.

સત્ય અને પ્રેમના આ સમન્વયમાં એક ભયસ્થાન રહેલું છે જે મહાભારતકારે અદ્ભુત કૌશલથી દર્શાવ્યું છે. યુધિષ્ઠિર દ્રોણ સામે લડવામાં બુદ્ધિના નિશ્ચય કરતાં પ્રેમ અને દયોની લાગણીથી દોરાઇને કર્તવ્યનો નિશ્ચય કરે છે અને તેમાં અજાણ્યે વિજયની લાલસા –जयेसक्तो युधिष्ठिरः–ભળી જાય છે. અને પોતે 'नरो वा कुञ्जरो वा' એમ અર્ધસત્ય વદે છે. મહાભારતકારે આ અસત્યોનો લેશ પણ બચાવ કર્યો નથી બલ્કે એનું પરિણામ પણ યુધિષ્ઠિરને એનો રથ પૃથ્વીને અડકીને અને મૃત્યુને અંતે નરકદર્શન કરાવીને ભોગવાવ્યું છે.

હવે એક વ્યક્તિ અને સમષ્ટિનું દ્વંદ્વ તપાસીએ. હું ધનિક થાઉં, હું સુન્દર થાઉં, હું વિદ્વાન થાઉં, અરે! હું પવિત્ર થાઉં એવી વ્યક્તિની વાત એ અભિમાનને પોષનારી છે. ગૌતમ બુદ્ધ પાસે જ્યારે મોક્ષ ધરવામાં આવ્યો ત્યારે એણે જગતનું કલ્યાણ માગ્યું, પોતાનો નિર્વાણ ન માગ્યો. ભગવદ્‌ગીતા કહે છે તેમ, "લોકસંગ્રહ માટે તું કર્મો કર. જનક વગેરે શ્રેષ્ઠ પુરુષોએ કર્તવ્યો કર્યાં છે તેમ તું કર." ભગવાન અર્જુનને કહે છેઃ 'મારો જ દાખલો લો. જેમ હું આળસ છોડીને મારી સૃષ્ટિ ચલાવું છું તેમ તું પણ તારી સૃષ્ટિ ચલાવ. મારી સૃષ્ટિ હું ન ચલાવું તો આ સૃષ્ટિ નાશ પામે." પ્રભુની દૃષ્ટિ જગતની સંસ્કૃતિ ઉપર ચોંટેલી છે અને એના જે નિયમો છે તે પ્રમાણે ચાલવાનું એ વ્યક્તિને કહે છે. ટૂંકામાં વ્યક્તિનું દૃષ્ટિબિન્દુ જ ખોટું છે. સર્વની એકતાનું દૃષ્ટિબિન્દુ એ જ સાચું છે. આમ વ્યષ્ટિ અને સમષ્ટિનો અવિરોધ એકના હિતમાંથી અનેકના હિતમાં જવામાં અને અનેકના હિતને પોતાનું હિત કરવામાં રહેલો છે.

એક વિશેષ દ્વન્દ્વ લઈએ. વ્યવહાર અને પરમાર્થ. આપણને વ્યવહાર જેટલો સાચો લાગે છે તેટલો પરમાર્થ અર્થાત્ પ્રભુ પ્રત્યે પ્રેમ સાચો લાગતો નથી. જેટલો વ્યવહાર આપણા ચિત્તમાં આવે છે એટલા ભગવાન આપણા ચિત્તમાં આવતા નથી. વ્યવહારની વસ્તુઓ ક્ષણભંગુર છે એ જાણતાં છતાં અસત્ય, અપ્રામાણિકતા, દંભ, દ્વેષ એવા અનેક અવગુણોમાં આપણે રચ્યાપચ્યા રહીએ છીએ. ધર્મ અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થોમાં અર્થ અને કામમાં ધર્મનું અન્તર્યામિત્વ રહે તો જ અર્થ અને કામ બને પવિત્ર થાય છે. આપણા નિત્યના વ્યવહારમાં પણ આપણે પરમાત્માની પીછાન કરી શકીએ તેમ છીએ. આમ થાય તો પરમાર્થ એ જ આપણો વ્યવહાર બને અને આપણા વ્યવહારમાં પરમાર્થ પરોવાએલો રહે. ધર્મ એ જ બંનેને જોડનારું પરમ અને મહાન સાધન છે.

આવાં અનેક દ્વન્દ્વો–અનેક વિરોધો–આપણા શાસ્ત્રકારોએ સૂક્ષ્મતાથી વર્ણવ્યાં છે. પણ આ સર્વ વિરોધોની પાર જવું હોય તો શું કરવું? સર્વ શાસ્ત્રોનાં મૂળ તપાસવાં જોઈએ. એમ કરતાં એવું કોઈ પરમ જીવન જણાય છે? આપણાં વેદાન્ત મહાવાક્યો

'तत्त्वमसि' 'अहंब्रह्मास्मि' 'सर्वंखल्विदं ब्रह्म' વગેરેમાં એવું જીવન વર્ણવેલું છે. આવા જીવનનો સાક્ષાત્કાર શી રીતે થાય? આપણા ચિત્તમાં ભગવાન આવે તો–આપણી સંવિત્ (Consciousness)ના અણુઅણુમાં અર્થાત્ આપણા આખા આત્મામાં પ્રભુનું સ્વરૂપ ઊતરે તો.

આ સંબંધમાં સ્વ. આચાર્યશ્રી આનન્દશંકરભાઈએ ભગવદ્ગીતા વિષે એક પ્રવચનમાં ઉચ્ચારેલી ભવભૂતિના 'માલતીમાધવ'ની પંક્તિ અને તે ઉપરનું એમનું વિવેચન સ્મરણમાં આવે છે. પોતાની પ્રિયતમા માલતીની મનોહરમૂર્તિ અન્તરમાં કોતરાએલી છે એમ વર્ણન કરતાં માધવ કહે છે:—

" लीनेव प्रतिबिम्बितेव लिखितेवोत्कीर्णरूपेव च "

આ પંક્તિનો રહસ્યાર્થ એ છે કે આત્મસાક્ષાત્કારમાં પ્રથમ તો આપણી બહિર્મુખ વૃત્તિઓને પરમાત્મામાં 'લીન' કરવાની છે. પરંતુ લયમાં અદર્શન છે એમાં આનંદ ક્યાં? ત્યારે આપણી વૃત્તિઓમાં પરમાત્માનું 'પ્રતિબિમ્બ' પાડવાનું છે. પરંતુ મૂળનું પ્રતિબિમ્બ એ છાયા હોઈને ખાસ આનંદ કે સંતોષ આપી શકે નહિ. ત્યારે આપણી વૃત્તિઓમાં પરમાત્માનું રૂપ 'લખવાનું' છે. લેખનમાં એક પ્રકારની એકતા છે પણ તે યાન્ત્રિક એકતા છે. ત્યારે આપણા હૃદયમાં પ્રભુની મૂર્તિ 'કોતરવાની' છે. આપણા આત્મામાં પ્રભુનું રૂપ કોતરાવું જોઈએ. सत्य, सुन्दर, मङ्गल વગેરે જે પ્રભુના અનંત ગુણો છે તે આપણા અન્તરાત્મામાં કોતરાઈ જવા જોઈએ. આપણા શાસ્ત્રકારોએ પ્રભુનું જે રૂપ વર્ણવ્યું છે અને આપણા ઋષિમુનિઓએ જે જોયું છે, તે હૃદયમાં કોતરી લઈએ તો જ તે "अद्वैत" થઇ શકે. અલબત્ત, આત્માને આકૃતિ નથી એટલે પ્રભુના ગુણો જ આપણા હૃદયમાં કોતરાશે. પરમ જીવનની આ ઊંચામાં ઊંચી ભાવના છે. આવું જીવન પ્રાપ્ત થતાં જગતના સર્વ વિરોધો આપોઆપ શમી જાય છે. આ જીવન એ જ 'ગુણાતીત' અથવા 'નિસ્ત્રૈગુણ્યાવસ્થા.' આ અવસ્થામાં વિરોધો રહે છે ખરા પરંતુ એ ડંખ વગરના હોઈ પરસ્પર ઉપકારક બની રહે છે. આ સ્થિતિમાં જગતના વિરોધો કાયમ રહે છે અર્થાત્ ઈશ્વરસૃષ્ટિ કાયમ રહે છે પરંતુ જીવને એનો વિરોધ રહેતો નથી.

શ્રીમદ્ ભાગવતમાં કાવેરી નદીના કાંઠે સહ્યગિરિના શિખર ઉપર પ્રહ્લાદને આજગરે આપેલા ઉત્તરમાં આવા પરમ જીવનની ઇચ્છાનું સ્વરૂપ નીચે પ્રમાણે પ્રકટ થાય છેઃ—

नाहं निन्दे न च स्तौमि स्वभावविषमं जनम् ।
एतेषां श्रेय आशासे उतैकात्म्यं महात्मनि ॥

એટલે, મનુષ્ય સ્વભાવથી જ વિષમ હોવાથી હું તેની નિન્દા કે સ્તુતિ એકકે કરતો નથી; હું તો સર્વનું શ્રેય અને સર્વની પરમાત્મામાં એકતા ઇચ્છું છું.

☆

# અજ્ઞેયવાદની સમીક્ષા

અંબાલાલ પુરાણી

હું કોણ? જગત શું છે? મારી અને અન્ય માનવો, મારી અને જગત વચ્ચે સંબંધ શો? સત્ય શું? વાસ્તવિકતા કોને કહેવાય? અંતિમ સત્ય જે ખરું? હોય તો તેનું સ્વરૂપ, ગુણો, ધર્મો શા?—આ અને આવા બીજા પ્રશ્નોના અનેક ઉત્તરો અપાયા છે અને અપાશે. પરંતુ ઉત્તરની વિવિધતાથી ગભરાઈ જઈને અંતિમ સત્ય છે જ નહિ, હોય તો તે અજ્ઞેય જ હોવું જોઈએ વગેરે નિર્ણયો કરી દેવાની પણ જરૂર દેખાતી નથી. એક વાર "અજ્ઞેય" કહી નિર્ણય કરવામાં બુદ્ધિની તટસ્થતા પણ રહેતી નથી.

અંતિમ વાસ્તવિકતાની અનુભૂતિ એક વસ્તુ છે અને એ અનુભૂતિની બુદ્ધિ આગળ રજૂઆત બીજી વસ્તુ છે. માટે જ "મૂંગે સાકર ખાધી રે" તથા નેતિ નેતિ એવા ઉદ્ગારો વડે વાણીની અક્ષમતાનો નિર્દેશ એ અંતિમ વાસ્તવિકતાના નિરૂપણમાં કરવામાં આવે છે. એનો અર્થ એ છે કે વાણી એ સત્યનું પૂરેપૂરું, યથાસ્થિત, નખશિખ વર્ણન આપવાને અસમર્થ છે. એવું વર્ણન વાણી ભલે ન આપી શકે, પરંતુ સત્યના માર્ગનો નિર્દેશ તો તે જરૂર કરી શકે છે. એવા અત્યાર સુધી થયેલા અનુભવપ્રતિષ્ઠ વાણીનિર્દેશોમાં સત્યનાં જે પાસાંઓ આપણે જાણીએ છીએ. તે અધ્યાયમાં એ પરમ સત્યની પ્રતિષ્ઠા માનવતાથી સ્પર્શમાં છે એટલું તો સર્વસંમત છે જ.

આધ્યાત્મિક વ્યક્તિ પોતાની અનુભૂતિને વાસ્તવિક ગણે,–વાસ્તવિક જ નહિ પરંતુ તેને અંતિમ અને એકમાત્ર વાસ્તવિકતા માને,–જ્યારે અજ્ઞેયવાદી એવી અનુભૂતિની સત્યતાનો તથા એવી વાસ્તવિકતા હોય તો તેની જ્ઞેયતાનો અસ્વીકાર કરે. રોનાલ્ડ નિક્સન ઉર્ફે શ્રી કૃષ્ણપ્રેમ જેવા, બુદ્ધિના જિજ્ઞાસુ, સંપૂર્ણપણે સંતોષીને કૃષ્ણભક્ત બનેલા એમ દલીલ કરે કે "યોગ દ્વારા જે અનુભૂતિજન્ય જ્ઞાન મળે છે તે જ સાચું જ્ઞાન છે. કારણ કે, એ જ્ઞાન જ સીધેસીધું પ્રત્યક્ષ મળે છે. બીજી જાતનું જ્ઞાન અપરોક્ષ જ હોય છે." તો અજ્ઞેયવાદીનો મુખ્ય મુદ્દો આ કે માનવબુદ્ધિ જ સર્વ મૂલ્યોનો ઉચ્ચતમ અને આખરી ગજ છે, અને આજે નહિ તો કાલે પણ આખરી નીવડવાની છે.

પુસ્તકો ભરાય તો પણ જેનો પાર ન પામી શકાય, ધુરંધર પંડિતો અને મહાન વિચારકો પણ જેમાં ગૂંચવાય એવા આકાશ જેટલા વિરાટ પ્રશ્નનો નગદ ઉકેલ આપવાની ધૃષ્ટતા હું અહીં આચરવા માગતો નથી. માત્ર આધ્યાત્મિક દૃષ્ટિબિંદુના સમર્થનમાં કેટલાક મુદ્દાનો વિચાર કરવા માટે રજૂ કરું છું.

૧. "ધર્મ અને બુદ્ધિ બન્ને તત્ત્વતઃ એક જ છે" એ ચોંકાવનારું મત પૂર્ણ જવાબદારીપૂર્વક કેટલાક અજ્ઞેયવાદીઓ ઉચ્ચારે છે. એટલે કે બુદ્ધિને સર્વોપરિ સ્થાને સ્થાપન કરવાથી જે સત્ય જણાય તે જ અંતિમ સત્ય, તે જ અંતિમ વાસ્તવિકતા–એ સિવાયની ધર્મ જેને પહોંચવાનો દાવો કરે છે તેવી વાસ્તવિકતા છે જ નહિ એવું એ

રીતે તો ફલિત થાય. પરંતુ ઐતિહાસિક અને સામાજિક સ્વરૂપ ઉપરાંત પ્રત્યેક ધર્મનું અનુભવપ્રાપ્ય, સાક્ષાત્કારલભ્ય સત્ય પણ હોય છે જ, જે કેવળ બુદ્ધિ વડે ગમ્ય નથી માટે નથી જ એ દલીલ બરાબર નથી.

૨. વેદ અને ઉપનિષદથી આરંભીને ઠેઠ અર્વાચીન આચાર્યો સુધીના સંસ્કૃત સાહિત્યમાં, રામાનંદ, કબીર, નાનક, દાદુ, જ્ઞાનેશ્વર, તુકારામ, ચૈતન્ય, નરસિંહ, મીરાં, તુલસીદાસ, સહજાનંદ જેવા સેંકડો સાધુઓ અને ધાર્મિક નેતાઓને લઈને ઉત્પન્ન થયેલ પ્રાકૃત સાહિત્યમાં, અને રામકૃષ્ણ, વિવેકાનંદ, રામતીર્થ, રમણ મહર્ષિ વગેરેના આધુનિક સાહિત્યમાં જળવાઈ રહેલી પરંપરાની પાછળ પ્રમાણભૂત, પ્રયોગપ્રતિષ્ઠ સાધના-(પંથ) પ્રણાલિ પણ અખંડ ચાલી આવે છે. સર્વે ધર્મોના મૂળમાં સાક્ષાત્કાર એક છે એ શ્રીરામકૃષ્ણનો આ ક્રમવિકાસમાં અમૂલ્ય ફાળો. ડૉ. રૈદાના જેવાની અનુભૂતિથી સબળ બને છે, અને સર્વ ધર્મોની પાછળ રહેલ સામાન્ય અનુભૂતિની શક્યતા સ્થાપન થાય છે.

આમાં હિંદ સિવાયના અન્ય દેશોમાં જેમને ધાર્મિક અનુભૂતિ થયેલ એવી અનેક વ્યક્તિઓને ઉમેરીશું તો જણાશે કે માનવચેતનામાં એ ધાર્મિકતાનું વલણ કેટલું બળવાન, વ્યાપક અને મૌલિક છે.

૩. માનવબુદ્ધિનું બંધારણ જ એવું છે કે અંતિમ સત્યનો નિર્ભ્રાંત નિર્ણય તે કરી શકે તેમ નથી. જેને તે સ્થાપે તેને તે ઉથાપે પણ, જેમાં તે માને તેમાં પણ શંકા કરે. એ અશક્તિને ભલે આપણે "બુદ્ધિની સ્વતંત્રતા"નું નામ આપીને એનું ગૌરવ કરીએ પણ એથી સત્યનો અભ્રાંત નિર્ણય કરવાની એની અશક્તિ ટળતી નથી. હ્યૂમ જેવા બુદ્ધિને જ્ઞાનપ્રાપ્તિનું નહિ પરંતુ ભ્રમ કરવાનું કરણ કહે છે તે આ અશક્તિને લઈને. નિર્ણય કરનાર શક્તિ બુદ્ધિથી સ્વતંત્ર છે.

બુદ્ધિ આખો વખત પોતાની ઘાણીમાં ગોળગોળ ફર્યા જ કરે તો તેનાથી ઊર્ધ્વમાં કે ઊંડે રહેલ વાસ્તવિકતાની અનુભૂતિ એને થાય કઈ રીતે, ક્યારે? બુદ્ધિવડે જ તેને પ્રાપ્ત કરવાનો આગ્રહ તો ઊલટો વધારે બાધક જ નીવડે.

૪. બુદ્ધિવિરુદ્ધ ધર્મ અને આધ્યાત્મિકતા, બુદ્ધિથી વિરુદ્ધ, બુદ્ધિથી પર સત્યની પ્રાપ્તિ- એ પ્રશ્નમાં અજ્ઞેયવાદીઓ કોઈ અતીન્દ્રિય તત્ત્વના અસ્તિત્વનો સ્વીકાર કરે છે, પરંતુ એવું તત્ત્વ જ્ઞેય નથી એમ તેઓ માનતા લાગે છે.

પરંતુ અતીન્દ્રિય દિવ્ય વાસ્તવિકતા કે સત્ય જો હોય તો તે બુદ્ધિથી પર કક્ષાનું છે કે બુદ્ધિથી નિમ્ન એ પ્રશ્ન પ્રથમ વિચારવો જોઈએ. જો એ બુદ્ધિથી નિમ્ન કોટિનું ગણીએ તો ઈશ્વર, ધર્મ, મોક્ષ, આધ્યાત્મિકતા બધુંયે ફોક છે. જો તે બુદ્ધિથી પર હોય તો બુદ્ધિ એના સ્વરૂપ, ધર્મ અને અંતિમ વાસ્તવિકતા વિષે છેવટનો ન્યાયાધીશ બની જ કેવી રીતે શકે વારુ? જેના વડે બુદ્ધિ પોતે છે, પ્રવર્તે છે અને સાર્થક બને છે તેના અસ્તિત્વનો આખરી નિર્ણય બુદ્ધિ શી રીતે કરી શકે?

આધ્યાત્મિકતા દલીલો આપીને પોતાની બાજુ બુદ્ધિને સમજાવે છે એમાં જ તે બુદ્ધિની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરે છે એ દલીલ આપણે કોઈ બાળકને તેની પોતાની રીતે તેના ગજા પ્રમાણની બાબત સમજાવી અનુકૂળ બનાવીએ તેથી બાળકની શ્રેષ્ઠતા સ્વીકારીએ છીએ તેના જેવી છે.

૫. સામાન્ય જીવનમાં અને વિશેષે વ્યવહારુ આધ્યાત્મિકતામાં એવી અનુભૂતિઓ થાય છે, થતી રહે છે, જેના પ્રકાર અને જાતિ બુદ્ધિની પ્રવૃત્તિ અને અનુભૂતિથી તદ્દન જુદાં જ હોય છે. જુદાજુદા દેશકાળમાં જુદીજુદી વ્યક્તિઓને થતી એ પ્રત્યક્ષ અનુભૂતિઓ એક રીતે માનવતાનું એક સામાન્ય લક્ષણ ગણાય તેવી હોય છે તેનું શું? સર્વવ્યાપી, પ્રગાઢ, અનિર્વચનીય શાંતિની, પોતાના અંતરમાં કોઈ દિવ્ય તત્ત્વના કે વ્યક્તિના સાંનિધ્યની, ચેતનામાં કોઈ અપૂર્વ અલૌકિક શક્તિના સંચારની, જ્ઞાનની જ્યોતિના અવતરણની, હૃદયમાં પ્રેમના અખૂટ નિર્ઝરના સહસા ઉદયની અને વહેણની, પ્રાર્થનાની સફળતાની, શ્રદ્ધાના જ્વલંત અગ્નિની એવી અનેકાનેક અનુભૂતિઓ માનવને થાય છે તેનું શું?

સામાન્ય રીતે જીવનમાં એ અનુભૂતિઓ લાંબો સમય ટકતી નથી તેથી તે અવાસ્તવિક છે એ દલીલ પણ લૂલી છે. આખો વખત પવન જોસજોર વાતો નથી માટે હવા છે જ નહિ એના જેવી એ દલીલ છે. રાત્રિનો અંધકાર વચમાં આવે છે તેથી દિવસની સૂર્યજ્યોતિ વિશે આપણે શંકા કરતા નથી. એટલે, માનવચેતનામાં બુદ્ધિથી સ્વતંત્ર શક્તિ રહેલી છે જે મનોમય ચેતનાથી ઊર્ધ્વ ભૂમિકાનો સાક્ષાત્કાર કરવાને સમર્થ છે એમ જ સ્વીકારવું તર્કસંમત લાગે છે.

૬. માનવ અત્યારે છે, અત્યાર સુધી એણે જે વિકાસ સાધ્યો છે ત્યાં જ સ્થિર રહેવાનો છે કે આગળ વધવાનો છે? જો આપણે સ્વીકારીએ કે તે આગળ વધવાનો છે તો બુદ્ધિના વિકાસની દિશામાં એ વધશે એમ માનવું બરાબર લાગતું નથી. કારણ કે, માનવ જાતિએ, અથવા ખરી રીતે માનવજાતિમાં પ્રકૃતિએ પોતાના બુદ્ધિવિકાસના, બુદ્ધિવૈભવના ઉત્તમોત્તમ નમૂના અત્યાર સુધીમાં દેખાડી આપ્યા છે. પ્લેટો, સોક્રેટિસ, શંકર કે બુદ્ધથી વધારે સૂક્ષ્મગ્રાહી, તર્ક-સમર્થ બુદ્ધિના નમૂના માનવજાતિ ઉત્પન્ન કરશે એમ માનવાને કારણ નથી. હવે, બહુ બહુ તો, માનવજાતિના સામાન્ય અને નીચલા થરોમાં બુદ્ધિનું તત્ત્વ ખીલે, વ્યાપક બને અને એ રીતે જે સામાજિક પરિણામો સધાવાનાં હોય તે સધાય પરંતુ અત્યાર સુધી બુદ્ધિએ મેળવેલા છે તેનાથી જુદા જ પ્રકારના વિજયો, લક્ષ્યો કે પરિણામો તે સાધી બતાવશે એમ માનવાને કાંઈ જ કારણ નથી. એટલે માનવનો ભાવિ વિકાસ બુદ્ધિથી પર એવી કોઈ ચેતનાવસ્થા પ્રત્યે જ સંભવે છે.

માનવ સ્થૂલ દેહધારી છે, અને એટલા પૂરતો એની શક્તિ વગેરેને હિસાબે 'જંતુ' પણ કહીએ એવો છે, પરંતુ માનવ કેવળ ધરાજીવી, ધરાપરિબદ્ધ છે ખરો? સ્થૂલ દેહથી સ્વતંત્ર વૃત્તિઓ, શક્તિઓ, અભીપ્સાઓ, અનુભૂતિઓ એને થાય છે, થતી રહે છે તો એ વૃત્તિ, શક્તિ, અભીપ્સા વગેરેની કાંઈ ને કાંઈ સાર્થકતા પણ હોવી જ જોઈએ. "સાચે જીવનનો શું ભાગ ઉતરે શૂન્યાંકમાં ઉત્તર?"—એ કવિ સુન્દરમ્નો પ્રશ્ન યથાર્થ છે.

૭. વળી એમ કહેવામાં આવે કે એ ઊર્ધ્વ વાસ્તવિકતા છે પરંતુ અપ્રાપ્ય છે, કારણ કે માનવમાં તેને પ્રાપ્ત કરવાનું વિકસિત કરણ છે જ ક્યાં? તો તેના જવાબમાં પ્રત્યેક પ્રાણીના જીવનવ્યવહાર તથા વિકાસ વગેરેને માટે આવશ્યક અવયવની જરૂર હોય છે ત્યારે પ્રકૃતિ તે પ્રાણીની અંદર અચેતન કે સચેતન સંકલ્પશક્તિ એ અવયવની પ્રાપ્તિને માટે જાગ્રત કરે છે. એવી માગણી એ અવયવના ભાવિ ઉદ્ભવનું ચિહ્ન છે. માનવજાતિમાં

પણ મનોમય ભૂમિકાથી પર ચેતનામાંથી કવિતા, કળા, સર્જન, ધર્મ, મીમાંસા, દર્શન વગેરે પ્રવૃત્તિઓ માનવમાં પ્રગટ થવા મથતી ચેતનાની પર ભૂમિકાઓની ઝાંખી શરૂઆત માત્ર છે, એનું છગિત છે. અને પ્રાણીઓમાં જ્યારે પ્રકૃતિને અચેતન તપઃશક્તિનો આશ્રય લેવો પડે છે ત્યારે માનવની બાબતમાં મોટો તફાવત એ પડે છે કે માનવ સચેતન રીતે પ્રકૃતિના હેતુની સાર્થકતા સાધવાનો પ્રયત્ન કરીને પ્રકૃતિના ઉન્નતિકરણમાં ભાગ લઈ શકે છે.

એટલે સામાન્ય માનવની સાધારણતાને સનાતન માનીને આપણે ઊર્ધ્વશક્યતાઓ અને શક્તિઓનો નિષેધ કરી શકતા નથી. એક અજ્ઞેયવાદી પૂછે છે—"માનવનું ચેતન-દૈવત છે જ એવું, અતલ ગહનોના તલને સ્પર્શવાની અશક્ય ઝંખનાને જીતવાને જ અસમર્થ" (ન. ક. પૃ. ૬૭.) એમ શા માટે નહિ? એ પ્રશ્નનો ઉત્તર નકારમાં છે. કેમ કે જે માનવ પ્રકૃતિમાં જે વિશાળ પાયા ઉપર આ ઊર્ધ્વ વાસ્તવિકતા પ્રત્યેની અભીપ્સા છે તે જ પુરાવો છે કે એની અંતિમ સાર્થકતા કોઈ ને કોઈ રૂપે હોવી જ જોઈએ. એ અશક્ય લાગતી અભીપ્સા એના ભાવિ વિકાસની દિશાનું સૂચન છે, નહિ કે માનવજીવનની કરુણ નિષ્ફળતાનું. અનેક માનવોએ ગહનનાં તળોનો સ્પર્શ કર્યો પણ છે.

અહીં ઉમેરવું જોઈએ કે આ મુદ્દાઓથી એ ફલિત નથી જ થતું કે ધર્મ કે આધ્યાત્મિકતા કે આસ્તિકતામાં બુદ્ધિનો ઉપયોગ નિષિદ્ધ છે, યા તો બુદ્ધિની કશી ઉપયોગિતા જીવનનાં એ ક્ષેત્રોમાં નથી. બુદ્ધિની મર્યાદાઓ સમજવી અને એને સમજાવવી એમાં એના પર જુલમ કરવાની જરૂર બુદ્ધને નથી! પ્રયોગાત્મકતાને પોતાના સાધન તરીકે લઈને વિવેકશક્તિની સહાયથી બુદ્ધિને 'અજ્ઞેય' લાગતા પ્રદેશોની અનુભૂતિનાં દ્વાર હિંમતભેર ખુલ્લાં કરી તેમાં સફર ખેડવી એ જ આ પ્રશ્નનો 'વ્યવહારુ' ઉકેલ લાવવાનો માર્ગ છે. કાં તો "બધું જ માનો, બુદ્ધિને નેવે મૂકીને બેરહા થઈ જાઓ." યા તો "બધાને જ વિષે શંકા કરો." એવાં સત્યાભાસી સૂત્રોને આ પ્રશ્નના વ્યવહારુ ઉકેલમાં સ્થાન છે જ નહિ. માનવચેતના અતિસંકુલ, અતિજટિલ તંત્રગતત્ર છે તેમાં નરી સરસ રચનાને કે ઉકેલને સ્થાન નથી. જે આવે તે માની લેવું એમાં બુદ્ધિનું અપમાન છે એ તો ખરું. પરંતુ સાચી આધ્યાત્મિકતાનો પણ એમાં સો ટકા અભાવ છે એ જાણવું જોઈએ.

બુદ્ધિની, સમગ્ર મનોમય ચેતનાની, સાર્થકતા તો એ લાગે છે કે તેનાથી ઊર્ધ્વમાં જે સહજ જ્ઞાનની, પ્રેરણાની, અંતર્દર્શનની—ઊર્ધ્વોર્ધ્વ વાસ્તવિકતાઓની ઠેઠ અધિ-માનસ અને અતિ-માનસના વિજ્ઞાનસૂર્ય પર્યંતની પરંપરાઓ આવી રહેલી છે તેમનો વિવેકશક્તિની દોરવણી તળે સ્વીકાર કરવો અને અનુભૂતિ થાય ત્યારે પોતે શાંત રહીને એ ઊર્ધ્વ લોકોમાંથી આવતા જ્ઞાન, શક્તિ, સર્જન, આનંદ વગેરેના પ્રવાહોને ઝીલવા અને તેમને મનોમય કલારૂપોમાં—અને મનથી પે પર સ્વરૂપમાં—પ્રગટ કરવા. એ રીતે જ ઊર્ધ્વમાં રહેલ સત્યનો સૂર્ય આપણી અવચેતના અને અવિદ્યાના તમથી ગ્રસ્ત ધરા ઉપર ધીમેધીમે ઊતરી શકશે.—આ પાર્થિવ લોકમાં પણ એ દિવ્ય સત્ય પ્રગટ થશે. અને એ કાર્ય માનવ જેવો ક્ષુદ્ર "જંતુ" કરશે, એ કરી શકે, કરે એમાં જ એની ચરિતાર્થતા રહેલી છે એવું આધ્યાત્મિકતાનું માનવ માટે સ્થિર ધ્યેય છે.

# તરલાનો ફોટોગ્રાફ

ઇન્દિરાપ્રસાદ જોષીપુરા

અમે બે – તરલા ને હું – ગયાં ફોટો પડાવવા
ઠરાવી બ્યાજની બાવ સ્ટુડિયોમાં પછી ચડયાં.
ભવ્ય થા સ્ટુડિયોમાં ત્યાં મુખ્ય 'શો'રૂમને વિષે
સુવ્યવસ્થિત ટાંગેલા ફોટોગ્રાફ ઘણા દીસે.
કોઈમાં 'બસ્ટ'માં બેઠા મિત્રો બે ટેકવી ખભા
કોઈ રૅકેટ કે બન્યો છટાથી પકડી ઉભા.
પદવી-પત્ર બી. એ.નું લઈ કો' મસ્ત સ્નાતક
ઉભેલો 'રોબ' પ્હેરીને ખુમારી ધરી મસ્તક.
દંપતી કોઈમાં ગાલે ચુમ્બનો ચોરતાં ચીનાં
કોઈ વાર્ધક્યને આરે પ્હોંચ્યાનાં નેત્ર છોભીલાં.
કોઈમાં નેણ નર્તન્તી નવોઢા રૂપસુન્દરી
યૌવનારંભની બાંહ્યે મેંકી પોકારવી ઊભી.
કોઈમાં મુગ્ધ કો' માતા ખ્હેલા સંતાનને લઈ
અમી વર્ષાવતા ચ્હેરે સૌન્દર્યો ફોરવી રહી.
કોઈમાં કીર્તિને મૂકે ગુંઠન્તા રાજવી ઉભા
નમાવી હાથ જે મૂછો પંપાળી આજ એ રહ્યા.
લહેરી કોઈ લાલાએ લીધેલો વેશ સ્ત્રી તણો
નાટકે, તે પડાવેલો ફોટો આંહીં ન'તો ઉણો.

વૈવિધ્યે સભરા સૃષ્ટિ ચિત્રોની નિરખી પછી
પૂછ્યું મેં તરલાને: "કહે પોઝ કયો કરવો નક્કી?
અન્યો અન્યમાં મિલાવીને પડા'વો કે જુદાં જુદાં
બેસી પડાવવો ફોટો?—" એનાથી નક્કી ના થતાં
કહ્યું મેં: "તરલા, પ્હેલાં બેસી જા એકલી; અને
આવશે પોઝ અચ્છો તો હું યે બેસીશ તું કને."

સૌભાગ્યે એ દેવયાની શી, આજ્ઞા પે દ્રૌપદી સમી
બેઠી પડાવવા ફોટો આનાકાની કરી જરી.
અને ત્યાં સાંજના મ્હોરે ક્લાકાર [illegible]
કરીને સજ્જ કેમેરા ફોટો લેવા

નિશાના શ્યામ સાળુ શા પડદા ગોઠવી બધે
બત્તીના 'ઍંગલો' લેતાં ફોટોગ્રાફર સૂચવે:
"સાળુની કોરના છૂટા બેન, રાખો જરા સંભા
અંબોડે એક ખોસો આ લુમ રંગિત પુષ્પના.
ગૂંથેલાં ચિત્ર ચણીયાનાં ઓછાં પાલવે થકી
દેખાયે એમ રાખો તો શોભશે બહુ એ નકી.
સરે છે કેમ આ સાડી વક્ષોજની આંચ ઢાંકતી ?
ખોસો ત્યાં પીન કે જેથી પડે જોઈતી કર્ચલી.
ચશ્માંને બદલે સાદી ચડાવો ફ્રેમ આ, અને
બેસો સહેજ ત્રાંસેરાં સંકોરી ઉત્તમાંગને.
ખેસવો આંગળી પેલી વામ હસ્તેથી, કે જરી
થાયે સુસ્પષ્ટ આ કાળી 'રીસ્ટ વોચ' તણી પટી
વાળની લટ એકાદી ભલે ઓરીંગ પે સરે
જમાનો—અવ્યવસ્થામાં સૌન્દર્યો વિલસે—કહે. ૭
નેત્રના રમ્ય છાયોમાં લાવો સુસ્નેહની સુધા
બેસજો જેમનાં તેમ..........
જો જો.......હો.......

( પરીક્ષા આવતાં પાસે કીર્તિઘેલા પ્રોફેસરો
—જેણું ગાળેલ બે ટર્મો સેનેટે કાઢવા સળો
ને ક્યાંનો, કોણ, ને કેવો આવેલો છે પરીક્ષક
શેમાં ? ને શા થકી મારો થયો યત્ન નિરર્થક
રહેલું ધ્યેય એ જેનું વર્ષ આખું વીત્યા લગી—
ફેંકતા રૌદ્ર સૂર્ય વર્ગે 'બ્રીફ નોટ' તણી ઝડી.
ને એમાં ગૂંચવાયેલા સ્પોર્ટ્સમેનો, ક્રિકેટરો,
—જેણું હંમેશ અર્ચેલો દેવ શો સઘળે દડો
જિહ્વાએ જેહને નામો સિનેમાનાં, સિગારનાં,
ફીસ્ટનાં, લંચનાં જેને ધોળે દિ' સ્વપ્ન આવતાં—
મૂંઝાયે રંક મેંઢા શા નોટોની ઝડીઓ થકી
તરલા તેમ મૂંઝાતી અહીં આ સૂચનો થકી. )

"જો જો હો કહું છું 'રેડી' રહેજો, સ્થિર બે ઘડી
કટાકો થાય તે પ્હેલાં મુખડું મલકે નહિ."

તરલા સ્થિર તે કેવી બેઠી ? જોવા જહીં ફર્યો
મધુરા વર્તમાનેથી ભૂતના ગર્તમાં સર્યો—

કૉલેજે ભણતાં સાથે અને બે વર્ષ એકમાં
અજાણ્યાં એક શાખાનાં પડોશી પંખીઓ સમાં

મળીએ એક બીજાને કોક દિ' ક્યાંક બે ઘડી.
' સહાધ્યાયી છીએ ' એવી પ્રતીતિ પામતાં હસી.

આછી પિછાણ ને માત્ર આછેરી નામ સંસ્મૃતિ
એથી સંબંધ ગાઢેરો થયો ના વર્ષ બે લગી.

પરંતુ વર્ષ ત્રીજાના નવલા ધન્ય કો' દિને
' જૂની ' પિછાણના જોરે તરલા કૈં માગણી કરે
આવી સમીપ સૌજન્યે વચનો ટૂંક ઉચ્ચરે.

પૂછ્યું એણે, કહ્યું મેં શું, આજે એ યાદ કૈં નથી
માત્ર એ મુગ્ધ વાણીની હૃદયે મોહિની વસી.

ત્યારથી તરલાને મેં મૈત્રીની સાંકળી કડી
અને અન્યોન્ય સદ્ભાવે ભરી હંકારી નાવડી
હલેસાં મારતાં સાથે ઊંડા અભ્યાસસાગરે.

ઉષાના રક્ત સાળુથી, રક્તિમા પામતો રવિ
ને આપે નિજની ઉષ્મા ઉષાને, અંક સંચરી.
અમેયે આપ–લે તેમ કરતાં અન્યોન્ય સંનિધી.

પ્રેમની ? ના, ન'તી આ કૈં ઢઢંગી પ્રેમની કથા
કૉલેજે વળગે તેવી ન'તી સામાન્ય આ બલા.

માલિની મંગળા માયા શાલિની કે યશોધરા
સુભાગા શારદા શોભા—હતી કૈં કૈં મનોહરા.
એ સૌમાં તરલા માત્ર થયેલી એક સૌહૃદા
ન જાણું કેમ તે આને કહેવી પ્રેમની કથા ?

એમ તો તરલાને યે કોડિલો કન્ય કહાન શો
હતો, ને હૃય સૌભાગ્યે કાન્ત કો રમણી સખો
બનેલો વર્ષ બણબેથી—ન્હોતી આ પ્રેમની કથા—.
અમારે ' પ્રેમ 'નાં સ્થાન રહ્યાં એકેકનાં જુદાં.
આમ આ જ્ઞાનયાત્રાએ વિકસી ભ્રાતૃભાવના.
સન્ધ્યાના સૌમ્ય સોપાને હોળાતા સૂર્યતેજ શી
અમારા સ્નેહની ગાથા કૉલેજે પ્રસર્યે જતી.

કોઈ કહે: " પ્રેમીઓ ઘેલાં હીરાં ના હોય દુન્યવી
જુઓ આ; છે તમા એને ? રમે છે આભમાં ઊડી;
એકને ઘેર રંભા શી રહે છે રાંકડી રંભા
અન્યના કંથને હહાડા વિદેશે જાય ફારમા
તોય આ લાખની ખાખ........"

એવું તો કૈંક બોલાયું 'ના બોલાયું' ગણ્યું અમે.
પૂછતી પ્રેયસી નિત્યે રાતે સોહાગ ઓરડે
" નાથ ! શું 'તરલા, તરલા' રટો છો સ્વપ્નને વિષે ?
શું છે એ સ્વર્ગની રાણી ? અપ્સરા ? ઉર્વશી ? શચી ?
કે છે ગાન્ધર્વની કન્યા શાપથી પૃથ્વી એ પડી ?
કે વ્હાલા, પાત્ર વાર્તાનું આવી ને હૃદયે વસ્યું ?
કલ્પનાની કુમારી એ આવું તે ઝેર શું દીધું ? "
"ના રે ના ઊર્મિલા ! એ તો ભોળી કોલેજ કન્યકા."

" ત્યારે શું આમ સ્વપ્નામાં ગાંડાં ઘેલાં કરો સખા ?
શું એને શાક સંભારા અથાણાં આવડે વધુ ?
પૂડલા એક સાથે બે ઉતારી શકતી હશે ?
કે સાંધી જાણતી ધોતી ઝીણા શા બખિયા વડી ?
નાથ ! શું વ્યર્થ મોહ્યા છો ? એવી તો કૈં ઊમટી
કોલેજે, કર્કશા ભૂંડી, માયાવી મોહિની સમી
લાગે દેખાવડી, કિન્તુ હશે ત્યાં નાગણી સમી.
કુંકુડા મારતી ચાલે, લજ્જાને પરિહારતી
હોય ના દોકડાનું જ્યાં જ્ઞાન ત્યાં, 'હૈ' 'હું છું લણી.'
ચર્ચામાં સિંહ શી ગાજે વ્હેવારે શૂન્ય યે ઊલે
છોડી કુટુંબ કર્તવ્યો અવર્યા રાષ્ટ્રને પૂજે !
કહી દો એ બિચારીને જા જા તું બાઈ સાસરે
અરે રે ! વળગી શાને મારા સૌભાગ્ય નાથને ?
જા....રે....જા...."

" ઊર્મિલા ! ચૂપ રહે ! તારા ટાઢા ઉત્પાત આ મને
નથી કંઈ સ્પર્શતા; માત્ર ઘરનું ભાન છે તને. "
કહેતો હું; " વ્હાર તો તું જો જ્ઞાનના ગુંબજો પડ્યા
એમાં સંસ્કારતી નિત્યે કોલેજે સર્વ સ્વસ્રકા.
એ આજે પ્રેરણામૂર્તિ એ છે સંસ્કાર જાહ્નવી
એ અલૌકિક મેધાવી સાક્ષાત્ એ જ્ઞાનગોચરી.

ક્યાં એના કીટ્સ ને શેલી ક્યાં તારા પૂડલા પૂરી ?
ક્યાં એના વ્યોમ સંસ્પર્શો ? ક્યાં તારાં શાક ને છરી ?
ક્યાં એનાં ભાવના સીનાં..........."

" ના રે બા! ભડકું હું તો તમારાં ટાયલાં સાંભળી
પઢાવો તરલાને સૌ હું તો આ ઘરને વરી.
ભૂખ્યાં આ બૂલકાંને શું શેલી એ ધવરાવશે ?
જ્યાં બાળોતીયાં ધોવા કીટ્સ એનો શું આવશે ? "
કહીને, ઊર્મિલા પાછી હતી તેવી બની જતી.

આવું તો બનતું નિત્યે રાતે સોહાગ મંદિરે
ઊર્મિલા—તરલા—વચ્ચે હું મારું શુંયે ચડે.

આમ વર્ષોનાં વ્હાલાં સ્વપ્ન શાં સૌ વહી ગયાં
અને કૉલેજનાં આણાં પરીક્ષા રૂપ આવિયાં,

અમારી સૌમ્ય મૈત્રીના મીઠા સ્મારક શો અમે
આજ ચમ્યાર વર્ષાન્તે આવ્યાં ફોટો પડાવવા.

અને ત્યાં નમતા પ્હોરે તરલાને ધન્ય એ પળે
સ્થિર ને સ્વસ્થ રૂહેવાને ફોટોગ્રાફર સૂચવે.

કૅમેરાનો કટાકો જ્યાં થાય ત્યાં હુંય સૂચવું
સુવ્યવસ્થિત રૂહેવાને—ધારી આગળ હું વધું.

"તરલા સ્થિર રૂહેજે હો " કહ્યું મેં ટહુકો કરી
" એમ શું કહો છ બાબુલાઇ"—કહી એ ત્યાં હસી પડી.

ચિડાયો ચિત્ર લેનારો " બગડી પ્લેટ માહરી "
પ્લેટ શું ? જિન્દગીઓ કૈં હસવામાં વીતી ગઈ.×

× 'આનો ફોટોગ્રાફ 'કારના ઋણ સાથે.

# લોહીથી લખાયેલું

વૈકુંઠ શાહ

"નીલા!"

દાદર ચઢતાં જ સુનીલે બૂમ પાડી.

બારણું જોશભેર ખૂલ્યું અને નીલાએ ડોકું બહાર કાઢ્યું.

"આવ્યા, આજે પહેલી જ વાર વખતસર આવ્યા."

"વાત જાણે એમ છે કે મારે બે સાહેબ છેઃ એક ઓફિસમાં અને બીજા..."

નીલાએ સુનીલના મોં પર હાથ દાબી દીધો.

"કોણ જાણે પુરુષો મશ્કરીની ટેવ ક્યારે છોડશે."

"તમે અપીલ કેમ નથી કરતાં?"

"કરશું ત્યારે તમારે લેખિત માફીપત્ર તૈયાર રાખવું પડશે."

"છોડ એ મશ્કરી, બોલ, હવે શું કરવું છે?" સુનીલે પૂછ્યું. "ફરવા જઈશું?"

"ક્યાંય જવું નથી."

"કેમ?"

"રોજ રખડવું અને એક દિવસ મનાવવાને ફરવા લઈ જવી છે ખરું ને." નીલાએ રોષથી કહ્યું. "આજે કલ્પનાનો દુકાળ પડ્યો કે શું?"

"હું મોડો આવું છું એ વાતનો સ્વીકાર કરું છું. પણ તે સ્વાર્થ માટે છે?"

"હું તો કહું છું સ્વાર્થ માટે જ છે."

"બિલકુલ નહિ, હું તો સાહિત્ય......"

"પણ સાહિત્ય શા માટે ઉપજાવો છો?"

"સેવા માટે."

"ખોટું, ખ્યાતિ માટે" નીલાએ ભાર દઈ કહ્યું.

"નીલા, તું મને કેટલો અન્યાય કરે છે!"

"એમાં અન્યાય શેનો? એ તો સાચી વાતનું કથન છે."

"નીલા, તારા તરફથી હું બીજા દૃષ્ટિબિંદુની આશા રાખતો હતો."

"મને પણ એમ હતું કે તમે શોખ કરતાં સ્નેહને અધિક ગણશો."

"હજી તો મને કેવા કેવા કોડ છે તે તું જાણે છે?"

"મારે જાણીને શું કામ છે? જે સાહિત્ય મારી અને તમારી વચ્ચે અંતરાય નાખે તેના પર મને તો ધિક્કાર છૂટે છે."

"આજે જ એક ભવ્ય વિચાર આવ્યો."

"હા..." નીલાએ મશ્કરીમાં કહ્યું. "એવો તે શો વિચાર આવ્યો?"

"વિચાર એવો સુંદર અને નવીન છે કે તેમાંથી એક મહાકાવ્ય રચાય."

"પરણ્યા ન હોત તો આવું ભરીને મહાકાવ્યો રચાત". નીલાએ ખીજવાઈને કહ્યું. "બોલો, બાગમાં ફરવા આવવું છે કે નહિ?"

"ચાલ ને" સુનીલ મોં ધોઈ તૈયાર થયો.

"હા" નીલા દાદરમાં જ ઊભી રહી ગઈ. "પણ ફરવા જઈએ તે પહેલાં એક ખાત્રી આપશો?"

"એક શું, ચાર."

"કે ત્યાં સાહિત્ય કે કવિતા એ શબ્દ પણ નહિ બોલો."

"કબૂલ" સુનીલે હસીને કહ્યું, "કોણ જાણે તારે અને સાહિત્યને શું વેર છે તે સમજાતું નથી."

"મારે વેર નથી પણ તમે મને છોડીને સાહિત્યને મળવા જાઓ છો તેની ઈર્ષા થાય છે."

"તારી રજા લઈ મળવા જાઉં, તો?"

"તો મને વાંધો નથી."

"બોલ ત્યારે, આજે એક વાત હંમેશને માટે નક્કી કરી નાંખ."

"કઈ વાત?"

"મારે સાહિત્યને મળવા ક્યારે જવું."

"તે હું ન જાણું" નીલાએ ખભા ઊંચકી કહ્યું. "તમારે સાંજે સાતથી સવારે દશ સુધી મને કંપની આપવી. તે સિવાયના વખતમાં સાહિત્યને મળવાની તમને છૂટ છે."

"બાકી શું રહ્યું પણ."

"જે રહ્યું તે" નીલાએ ડોકું ફેરવી કહ્યું, "સાંજે ઘેર આવો અને હું કોઈને ત્યાં ગઈ હોઉં તો કેવા રાતાપીળા થઈ જાવ છો......"

* * *

"ચા થઈ ગઈ, હવે ઊઠવું છે કે નહિ."

"આ ઊઠ્યો" આળસ મરડતાં સુનીલે કહ્યું.

"મેં બધું નક્કી કરી દીધું છે..." ચાનો પ્યાલો હાથમાં લેતાં સુનીલે કહ્યું.

"શું નક્કી કર્યું?"

"પેલા મહાકાવ્યની આખી ગૂંથણી એવી બંધબેસતી આવી ગઈ..."

"ચા... લો, સારો દિવસ શરૂ થઈ ગયો."

"એમ નહિ, નીલા, તું મારી સાહિત્યપ્રવૃત્તિમાં રસ લે તો કેવું સારું! પશ્ચિમમાં તો લેખકની સ્ત્રીઓ પતિને ખૂબ સાથ આપે છે."

"હશે, પણ મને એ ન ગમે."

"ત્યારે તને શું ગમે?"

"મને તો તમારી સાથે હસવું, રમવું, ફરવું ગમે."

"એ બધું તો મનેય ગમે, પણ ઠીક સમયે જ."

"તો પછી એ પ્રશ્ન થાય કે ઠીક સમય ક્યો."

"રોજ સાંજે જમીને એક કલાક."

"છટ્, એ તો યંત્ર જેવું થઈ જાય." નીલાએ અણગમો પ્રદર્શિત કર્યો. "એલાર્મ' વાગે અને હસવા માંડો તો ગમે?"

"એમ નહિ, એ એક કલાક આરામથી વિતાવવાનો."

"એ ન બને. મારે તો આખો દિવસ તમારી સાથે હસવા રમવાનું જોઈએ." નીલા સુનીલ પાસે એક પાટલા પર બેઠી. "એ તો શું કરું કે ભગવાને તમારા બાપને કે મારા બાપને લખપતિ ન બનાવ્યા, નહિ તો શું તમે એમ ધારો છો કે હું તમને ઑફિસમાં જવા દેતે..."

"ઓહો, તો પછી તારી ઈચ્છા પાર પડતે. સવારે આપણે રોજ બાગમાં જતે અને ત્યાંનાં રંગબેરંગી પુષ્પોથી, અદ્ભુત પ્રેરણાઓ..."

"બંધ કરો, કવિશ્રી, બંધ કરો" નીલા ચિડાઈ ગઈ. "તમારી કલ્પનાના પુષ્પની વાસથી તો મારું માથું દુખી આવે છે."

* * *

સુનીલ કામ પરથી પાછો ફર્યો ત્યારે નીલા સોફા ઉપર પડી હતી.

"કેમ આમ સૂતી છે!" પ્રવેશ કરતાં પહેલાં સુનીલે પ્રશ્ન કર્યો.

"મને ઠીક નથી."

"શું થયું છે?"

"કંઈ ખાસ નથી. જરા શરીર ભરાયું છે."

"દવા લીધી!" સુનીલે નીલાને માથે હાથ મૂક્યો.

"એમાં દવા શું લેવી!" નીલાએ કહ્યું. "નાની હતી ત્યારે બા કહેતી કે જરા થયું કે દાક્તરને ત્યાં દોડી ન જવું."

"તારી બાની વાત સાચી, પણ તું તબિયત તરફ બેદરકારી..."

"નીલા એટલી વહાલી છે તો સાંજે એને મળ્યા વિના કવિતાઓ બનાવવા કેમ બેસી જાઓ છો?"

"શું કરું, નીલા, મારી કલ્પના મને ગાંડો બનાવી મૂકે છે. પણ તેથી શું તું એમ માને છે કે મને તારે માટે પ્રેમ નથી!"

"એમ તો ન માનું, પણ એટલું તો જરૂર માનું કે તમારે બીજી એક સ્ત્રીને પણ રાજી કરવાની છે."

"નીલા, તું મને અન્યાય કરે છે." છેવટની વાત કરી સુનીલ અંદર ચાલ્યો ગયો. નીલાની ચકોર આંખોએ જોઈ લીધું કે સુનીલનું દિલ ઘવાયું છે એટલે તે સુનીલ પાછળ ગઈ. "ખોટું ન લગાડશો," નીલાએ સુનીલના ખભા પર માથું મૂકી દીધું. "ભગવાને મારી જીભ એવી જ ઘડી છે."

"નીલા, હું જાણું છું કે હું ઘણીવાર તને ભૂલી જાઉં છું. ઘણી વાર ઑફિસથી ઘેર આવવા નીકળું છું પણ રસ્તામાં કોઈ નવીન પ્રેરણા, કોઈ નૂતન કલ્પના મારા પગ ખેંચીને મને બાગના ફુવારા સામેની બેઠક પર લઈ જાય છે અને મારા હાથ, મારા પગ, મારા શરીરને એવું જકડી રાખે છે કે હું નિરાધાર બની જાઉં છું." સુનીલના હાથ નીલાના

માથા પર અવિરત ક્રર્યા જતા હતા" અને જ્યાં સુધી મનમાં પ્રચંડ આંદોલન કરતી એ પ્રેરણાને કાગળ પર ન ઉતારું ત્યાંસુધી કોણ જાણે મને શું થઇ જાય છે કે હું છૂટી શકતો નથી." સુનીલે નીલાની છાતી પર ડોકું નાંખી દીધું. "તું મારો દોષ કાઢશે, મારો દોષ જરૂર છે જ, પણ તે વખતે હું મારા દેહ પરનું પ્રભુત્વ ગુમાવી બેસું છું."

"હશે, મને તમારા શબ્દમાં વિશ્વાસ છે."

"તું એમ ન સમજતી કે હું તને વિસરી જાઉં છું. તને—મારી રાણીને કેમ ભૂલી શકું?"

"રાજાઓ અનેક રાણી કરતા હતા, નહિ!"

"એ તારો આક્ષેપ દુઃખ સાથે સ્વીકારી લઉં છું" સુનીલે આંસુનું એક બિન્દુ પાડતાં કહ્યું. "તું હંમેશ કહેતી આવી છે કે 'તમારી એક સ્ત્રી કવિતા, બીજી હું.' કદાચ તારી એ તુલના સાચી હોય."

"હોય નહિ, છે."

"એમ માતઃ મારી એક પત્ની સદેહ છે, બીજી નિર્દેહ છે" સુનીલે કહ્યું. "એક ઘન છે, બીજી વાયુરૂપે છે."

"એટલે તો વાયુ પાછળ વધારે દોડવું પડે છે. સદેહ પત્ની ક્યાં અલોપ થવાની છે! અને વાયુપત્નીના નિત્યનવા રૂપ પાછળ દોડવામાં જ આનંદ છે ને!"

"નીલા, તારું શરીર ધીકે છે, હવે તું સૂઈ જા."

* * *

"અહીં જ રહે છે" એકે કહ્યું.

"પહેલે માળે પહેલી ઓરડી" બીજાએ કહ્યું.

"ઉપર જઇ બારણું ઉઘડાવો, જલદી."

માણસ દોડ્યો અને ઉપરાઉપરી ચાર ઘંટડી મારી. નીલા બહાર આવી.

"શું છે?"

"શેઠને લાવ્યા છીએ."

બાંધવ જોઈ નીલા વિચાર કરતી હતી એટલામાં ચાર માણસો સુનીલને ઊંચકીને લાવ્યા.

"શું થયું, શું થયું?" નીલાએ ગભરાઇને પૂછ્યું.

"અંદર સુવાડો."

નીલાએ દોડી જઈ બિછાનું સરખું કર્યું.

"શેઠ બાગના ફુવારા સામે બાંકડા પર બેઠા હતા એટલામાં કોણ જાણે શું થઈ ગયું તે એકદમ બેભાન થઇ ગયા" એક નિરીક્ષકે વર્ણન કર્યું.

ડાકતર આવ્યા. જરૂર પૂરતું થોડીવારે સુનીલે આંખ ખોલી.

"નીલા, જલદી કર, કાગળ લાવ, મારી પેનમાં શાહી પૂર."

સુનીલની બહાવરી આંખો પર નીલાએ હથેલી ઢાંકી.

સુનીલ ફરી બબડયો: "બે કાગળ શું લાવી, સો બસો પાંચસો કાગળ લાવ, આ કોઈ નાનું કાવ્ય નથી—મહાકાવ્ય છે, મહાકાવ્ય."

નીલા અશ્રુપૂર્ણ નયને જોઈ રહી.

બાર કલાક પછી સુનીલને શુદ્ધિ આવી.

"તમે જાગો છો?"

"નીલા, મને શું થયું હતું?" સુનીલે આંખો ફાડી જોયું. "તું મારી સામે આવી રીતે કેમ જુએ છે?"

"તમને કેમ છે?" નીલાએ પ્રશ્ન કર્યો.

"મને શું થયું છે?"

"જરા તબિયત બગડી હતી. હવે સારું છે ને?"

"તદ્દન" સુનીલે હસીને કહ્યું. "જમવાનું થયું કે નહિ, મારો વખત થયો."

"આજે રજા છે એટલે આરામ લો."

"મને કહે" નીલાની નજર જોઈ સુનીલે કહ્યું, "તું મારી સામે આવી રીતે કેમ જુએ છે?"

"તમને કંઈ જ ખબર નથી?"

"ના, મને કંઈ જ ખબર નથી. મને એમ લાગે છે કે હું એકાદ ગાઢ સ્વપ્નમાંથી જાગી ઊઠયો હોઉં."

"કેવું ભયંકર સ્વપ્ન!"

"કેમ એમ કહે છે?"

"તમે તો મારો જીવ ઉડાડી મૂકયો."

"એવું તે શું થયું" સુનીલે નીલાના બે હાથ પકડી લીધા. "મને કહે."

"પછી કહીશ" સુનીલને માથે હાથ ફેરવતાં નીલાએ કહ્યું, "તમારી તબિયત સારી નથી અને દાક્તરે બોલવાની ના કહી છે."

"મને શું થયું છે તે તો કહે."

"ચૂપ!" નીલાએ નાક આંગળી કરી અને સુનીલે આંખ બંધ કરી પડખું બદલ્યું.

* * *

થોડા દિવસ પછી એક રવિવારે બપોરે નીલા અને સુનીલ સાથે બેસી નિરાંતે ચા પીતાં હતાં. સુનીલની રજા એ નીલાને મન અત્યંત આનંદનું કારણ હતું. પણ સુનીલ બહુ જ ઓછું બોલતો હતો—એના હૃદયમાં ચાલતું યુદ્ધ તેનું મોં બંધ કરી દેતું હતું. છેવટે સુનીલે મનનો ઉભરો કાઢવા વિચાર કર્યો.

"નીલા" સુનીલે ધીમે અવાજે પૂછયું "એક વાત પૂછું?"

"એવી તે કઈ અગત્યની વાત છે કે રજા લેવી પડી?"

"હશે ત્યારે જ ને?"

"અગત્યની હોય તો જલદી કહી દો."

"વિચાર ઉપજાવે એવી વાત છે."

"મારે તો વિચાર કરવો પડે તો હસવું આવે, તેમાં યે આજે રવિવારને દિવસે!" નીલાએ ગાલે હાથ લગાડયા, "રવિવાર એટલે રજા અને રજા એટલે તમારી સાથે હસવું, રમવું, ફરવું અને આનંદ કરવો."

"તારી વાત સાચી છે. મારી વાત તો તારા રસીલા કાર્યક્રમમાં ભંગ પડાવે એવી જ છે. બીજી કોઈવાર કહીશ. ચાલ આજે દૂર દૂર ટેકરી પર ફરવા જઈએ."

"પછી જઈશું, પહેલાં તમારી વાત કહો. સ્રીની જિજ્ઞાસાવૃત્તિ કેવી પ્રબળ હોય છે તે ખબર નથી?"

"છે."

"કહી નાખો ત્યારે જેથી એ વાતનો છેડો આવે."

સુનીલ જરા અટકયો.

"નીલા, તું મારી સાથે સુખી છે?"

"ઓય મા" નીલા ખડખડાટ હસી પડી. "ભાઈસાહેબે સવાલ પૂછયો! સુખી નહિ તો શું દુઃખી છું? તમારા મનને પૂછી જુઓ. મનનો ભરોસો ન હોય તો આપણી માણસને પૂછો."

"તું ઘણી વાર મારી ટેવથી કંટાળતી નથી?"

"કંટાળું છું, જેવી રીતે મારી કલી જીભથી તમે કંટાળો છો તેમ."

"આપણે આપણું જીવન વધુ સુખી ન બનાવી શકીએ?" સુનીલે વાતનું વહેણ બદલ્યું.

"મારી સાદી સમજશક્તિને તો એમ લાગે છે કે સૌથી ઊંચી પાયરીનું સુખ પ્રાપ્ત કરવાને આપણે હવે એક જ પગથિયું બાકી છે—છેલ્લા પગથિયે પહોંચવાને એક જ અંતરાય છે."

"કયો?"

"તમારું કવિજીવન! એને ફેંકી દો એટલે આપણું સ્વર્ગ મળી ગયું. મને દ્રવ્યની, મોજશોખની કશાની આકાંક્ષા નથી. મારે તો તમારી સાથે સાદું મસ્તીભર્યું જીવન જોઈએ છે."

"મારી સાહિત્યપ્રવૃત્તિ તને આટલી અંતરાયરૂપ લાગે છે?"

"એમાં લાગવા જેવું કંઈ નથી. એ તો અનુભવસિદ્ધ વાત છે," નીલાએ કહ્યું. "પેટનો ખાડો પૂરવાને તમારે જે વખત ઑફિસમાં વિતાવવો પડે છે તે બાદ કરતાં જે સમય રહે તેમાં જો તમે કલમ અને કાગળ લઈ બેસો તો મારે તો તમારા સહવાસની આશા જ ન રાખવાની. તમે સાહિત્યજીવન છોડી દો અને જુઓ કે આપણા જીવનમાં સુખ અને સંતોષની કેવી રેલમછેલ થાય છે."

"નીલા, એ કેમ છોડાય? જે જીવનની સિદ્ધિ માટે બાળપણથી અભિલાષા સેવી હોય તે હાથવેંત આવતાં કેમ છોડી દેવાય?"

"પરણ્યા ન હોત તો એ સિદ્ધિ ક્યારની યે આવી ગઈ હોત."

"નીલા, મારી અભિલાષા પ્રત્યે કેમ જ નિષ્ઠુર કાં થાય છે?"

સુનીલનું દયાર્દ્ર વાક્ય સાંભળી નીલા શાંત થઈ.

"સાહિત્યજીવન પ્રત્યેની મારી ઘૃણા મેં નિષ્ઠુર રીતે બતાવી છે, તમારા હૃદયને દુઃખ કર્યું છે એ વાત સાચી, પણ લગ્નગ્રંથીથી જોડાયા પછી પતિ તેમ જ પત્નીએ વ્યક્તિગત શોખ અને આનંદને પડતાં મૂકી સહજીવનને સુખી કરવાનો આદર્શ ઉત્તમ નથી લાગતો?"

"નીલા, જીવનમાં સેવાને ઉચ્ચ સ્થાન છે એમ તું નથી માનતી?"

"માનું છું પણ સાહિત્ય ઉપજાવવું એ સેવા છે એમ નથી માનતી." નીલાએ જરા ઊંચા સાદે કહ્યું, "સાહિત્ય એ તો કલ્પનાના રથ દોડાવી શક્તિ અને સામગ્રીનો વ્યય કરવાનું સુંદર સાધન છે. નથી એ સર્જકને ઉપયોગી કે નથી જનતાને."

"એ તારી ભૂલ છે, નીલા" સુનીલે કહ્યું. "જગતભરમાં બધે જ સાહિત્યસેવાને પ્રભુસેવા જેટલી અગત્યની ગણી છે."

"મારે મન તો સાહિત્યસર્જન એ સર્જકની અહંતા સંતોષવાનું સાધન છે. તે સિવાય તેનો કંઈ ઉપયોગ નથી. દાક્તરની સેવાથી દરદીને ફાયદો થાય છે. શિક્ષકના શિક્ષણથી શિષ્યને ફાયદો થાય છે. એવો કંઈ લાભ સાહિત્યસર્જનથી હું જોતી નથી."

"આપણા દૃષ્ટિબિંદુમાં એટલો ફેર છે કે એ વાતની વધુ ચર્ચામાં અર્થ નથી પણ મારી પોતાની લાગણી તો સ્પષ્ટ અને તીવ્ર છે. તારા સહવાસમાં મને જેટલો આનંદ થાય છે તેટલો જ સાહિત્યના સહવાસમાં થાય છે."

"એથી યે વધારે" નીલાએ કટાક્ષમાં કહ્યું.

સુનીલે શાંતિમાં જ શાણપણ માન્યું.

* *

સાડાસાત થયા. પણ સુનીલ ન આવ્યો.

બારીમાંથી ડોકિયાં કરતાં પણ નીલા થાકી.

"આટલું મોડું તો કોઈ દિવસ થયું નથી."

કામમાં ચિત્ત પરોવવા નીલા સીવવા બેઠી પણ તેની નજર તો અખંડ ઝોલાં ખાતા ઘડિયાળના લોલક પર હતી.

"લાવ, ઑફિસ પર ટેલિફોન કરી જોઉં." નીલા મનમાં બબડી, "કદાચ કામસર રોકાઈ ગયા હોય."

બાજુની પેઢી પરથી ટેલિફોન કર્યો પણ ઑફિસમાં કોઈએ ટેલિફોન ઉપાડ્યો નહિ. હતાશ થઈ નીલાએ ઘર તરફ પગલાં ભર્યાં.

બીજો અરધો કલાક નીકળી ગયો પણ સુનીલ ન દેખાયો.

"કદાચ પેલા ફુવારા પાસે બેઠા હશે" નીલાને વિચાર સ્ફુર્યો. "લાવ ત્યાં જોઈ આવું."

લુગડું અને વાળ ઠીક કરી નીલા બાગ તરફ જવા નીકળી. રસ્તામાં સુનીલના જેવા દરેક પુરુષનું બારીકાઈથી નિરીક્ષણ કર્યું. આતુર નજરે તે ફુવારા પાસેના બાંકડા તરફ ગઈ પણ... પણ... સુનીલ ત્યાં ન હતો. બાંકડો ખાલી પડ્યો હતો.

દસ વાગ્યા પણ સુનીલનો પત્તો ન હતો. નીલાની ધીરજની અવધિ આવી ગઈ. એ ચિંતાનો ભાર એના નાજુક હૃદયને ઉઠાવવો અસહ્ય થઈ પડ્યો. લાચાર બની પાડોશીને વાત કરી. રામજીભાઈએ સહાનુભૂતિ વ્યક્ત કરી પણ તેથી નીલાનું ચિંતામગ્ન હૃદય કેમ શાંત થાય! છેવટે રામજીભાઈનો છોકરો નીલાના ભાઈ ભરતને બોલાવી લાવ્યો.

આંખના પલકારા વિના નીલાએ આખી રાત કાઢી. ભરતે બધે શક્ય ઠેકાણે તપાસ કરી, હૉસ્પિતાલોમાં અકસ્માતના કેસો તપાસ્યા, પોલીસ ચોકીઓમાં તપાસ કરી, પણ ક્યાંય સુનીલનો પત્તો ન મળ્યો.

નીલાની આંખમાંથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહી જતો હતો. તેનો ભાઈ પ્રેમથી, માયાથી, કુશળતાથી તેને શાંત રહેવા કહેતો પણ બળતો જ્વાળામુખી એમ કેમ શાંત થાય!

નવ વાગે પરોઢ થયો. ટપાલી આવ્યો અને નીલાના હાથમાં સુનીલનો પત્ર મૂક્યો.

મારી નીલા,

જેની દહેશત હતી તે આખરે બની ગયું. મારું સાહિત્ય મને તારાથી દૂર ખેંચી જાય છે. તારા અને કવિતાના દ્વંદ્વમાં એક વખત તો કવિતાએ વિજય મેળવ્યો છે અને મને તારાથી દૂર ઘસડી જાય છે. મેં મારી સમતોલતા ગુમાવી છે અને નિર્બળ માણસ જેમ જાદુગરથી દોરવાય તેમ હું મારી કવિતાથી ખેંચાતો જાઉં છું.

તું મને દોષિત અને નિર્બળ માનશે અને કેટલીક વાર તો મને પોતાને પણ એમ જ લાગે છે પણ મારી લગનીથી તું ક્યાં અજાણ છે? જે મહાકાવ્યની કલ્પના, છેલ્લા બે મહિનાથી મારા મનમાં અહર્નિશ ઘૂંટાતી હતી તેને ગયે અઠવાડિયે આખરી સ્વરૂપ આપી દીધું. આખીય કવિતા એવી દૈવી પ્રેરણારૂપે મને પ્રાપ્ત થઈ છે કે એનાં આંદોલન દબાવવાં અશક્ય હતાં અથવા તો એમ કહું કે એ કલ્પનાના પૂરને બંધ કરવા હું છેક જ નિર્બળ હતો.

મારા પ્રત્યેનો તારો નિર્મળ પ્રેમ હું જાણું છું. કવિતા અને સાહિત્ય પ્રત્યેની તારી ઘૃણા છુપાવવાનો તેં કદી પ્રયત્ન કર્યો નથી. તે સાથે સાહિત્યસર્જન તરફનો મારો પક્ષપાત તને સુવિદિત છે. એક મ્યાનમાં બે તલવાર રહી શકે એમ ન હતું. સાહિત્યજીવનને આખરી તિલાંજલી આપવા મેં કેટલા પ્રયાસ કર્યા તે તું ક્યાં નથી જાણતી?

એક જ રસ્તો મને સૂઝ્યો. આ કાવ્ય પૂરું કરવા ઑફિસથી, જીવન-વ્યવસાયથી અને તારાથી દૂર જાઉં અને બની શકે એટલો બધોય વખત આ પ્રેરણા કાગળ પર ઉતારવામાં કાઢું તો એથી એક વખત તો તને જરૂર દુઃખ થશે પણ આખરમાં એથી આપણા સંબંધમાં ઘણું ઓછું થશે અને મારી અભિલાષા, તૃપ્ત થશે.

મારી નીલા, એટલી ખાત્રી રાખજે કે મારા દેહને ગમે એટલું કષ્ટ આપીને પણ, મેં ધારેલું કાર્ય બનતી ઝડપથી સમાપ્ત કરી હું તારી પાસે હાજર થઈશ.

આ કાગળ તારા હાથમાં આવશે ત્યારે તો હું કેટલાય ગાઉ દૂર પહોંચી જઈશ. કેવી ચિંતામાં તું આજની રાત વિતાવશે તે હું જાણું છું પણ હું નિરુપાય છું. એટલી ખાત્રી રાખજે કે જરૂર હશે તેથી વધુ એક ઘડી પણ હું રોકાઈશ નહિ.

છેવટે, તારા કોમળ હૃદય સાથે ખેલવા માટે તારી ક્ષમા માગું છું. મારા આ પગલાનું દોષારોપણ કવિતા પ્રત્યેના તારા રોષથી ન કરતી પણ મારા પ્રત્યેના પ્રેમથી કરજે એ પ્રાર્થના છે.

લિ૦
તારો સુનીલ

નીલાએ કાગળ ભરતના હાથમાં મૂક્યો. ભાઈએ બહેનને પોતાને ઘેર આવવા કહ્યું પણ નીલાએ એકલા રહેવાનું જ પસંદ કર્યું.

* * *

અજ્ઞાત સ્થળે બાવીસ દિવસ રહી સુનીલે પ્રેરણાને દેહ આપ્યો અને આઠ હજાર પંક્તિનું અનુપમ કાવ્ય રચ્યું. તેણે રાતદિવસ કલમને હાથમાંથી ન છોડી અને શરીરને તદ્દન જરૂરી એટલી જ નિદ્રા લીધી. જે દિવસે કાવ્ય પૂરું થયું તે દિવસે સુનીલના વિષાદ-પૂર્ણ ચહેરા પર આનંદની છાયા દેખાઈ. પુનર્વાચનની વિધિ પૂરી થઈ....

...અને નીલાનું નામ પોકારતો સુનીલ આગગાડીમાં બેઠો. તેનું હૈયું હળવું થયું. નીલાના સાન્નિધ્યના વિચારે સ્ફૂર્તિ આવી.

સ્ટેશને ઊતરી સુનીલે કદી યે ન વાપરેલી ટેક્સીમાં ઠૂકડો માર્યો પણ તેમાં યે સ્ટેશનથી ઘેર પહોંચતાં જાણે યુગ વીતી ગયો હોય એમ લાગ્યું.

ઘર આવ્યું અને સુનીલ ઓરડી તરફ ધસી ગયો.

બારણું ઠોક્યું. ભરતને જોઈ વિસ્મય થયો.

"શું થયું ?" બોલતો સુનીલ નીલાના ખાટલા તરફ દોડ્યો. ખાટલા પર નીલા ન હતી પણ નીલાનું હાડપિંજર હતું! નીલાનું કપાળ ધીકતું હતું.

"તમે આવ્યા ?" અસ્પષ્ટ અવાજે નીલાએ પૂછ્યું.

"હા, તને કેમ છે ?"

"તમને જોઈ રાજી થઈ. હવે સુખેથી મરીશ."

" એવું ન બોલાય, નીલા."

" મારો અંત નજીક છે. એ કોઈ ટાળી શકે એમ નથી."

સુનીલની આંખમાંથી આંસુ દડદડ વહી જતાં હતાં. નીલાનો એક એક શબ્દ સુનીલના હૃદયની દીવાલોને વીંધી નાંખતો હતો.

રાત પડી અને નીલાની આંખ મીંચાઈ.

" તમે ગયા પછી આજે પહેલી જ વાર બ્હેન ઊંઘી" ભરતે કહ્યું.

" ઈશ્વર સૌ સારું કરશે."

નીલાના ખાટલા પાસે ખુરશી નાંખી સુનીલ પણ બેઠો અને મુસાફરીની હાડમારીથી તેણે પણ નીલાને માથે હાથ રાખી ખાટલા પર માથું મૂક્યું અને ઊંઘી ગયો. મળસ્કે સુનીલ ઝબકીને જાગ્યો ત્યારે નીલાનું કપાળ ઠંડું હતું. હૃદય પર હાથ મૂકયો ત્યારે ધબકારા ન સંભળાયા. તે ચોંકી ઊઠયો. ભરત દાકતરને બોલાવી લાવ્યો.

દાકતર આવ્યા અને તેમની મુખરેખાએ જ બધું કહી દીધું.

ઘેર આવી સુનીલે મહાકાવ્યની અર્પણપત્રિકા લખી:

'જેના લોહીથી આ લખાયું છે તે નીલાને'

卐

# વસન્તની વધાઈ

રામપ્રસાદ શુક્લ

[ શુલબ્ધી ]

પ્રસૂન માત્ર એક
ઊગ્યું અહીં લગાર છેક.

ફેગુઆરી માસનાં
ઠરી ગયેલ આશનાં
જણાય ચિહ્ન, જીર્ણ પાંદડાં ખરી પડયાં ઘણાં.

અનેક પર્ણ
પીત વર્ણ
આમ તેમ ઊડતાં,
વાયરાથકી વછૂટતાં,
ફરેછ ફેરફૂદડી ઘડીક અંતરિક્ષમાં,
રચે ઢગો કયહીં. ઢળી પડેછ વા બિછાતમાં,
હોડકાં બની કંઈક સેલતાં તળાવમાં.

મૃત્યુનોય આખરી વિલાસ
કેટલો ભરે નિસર્ગમાં બધે હુલાસ ?

મહીં પ્રસૂન આ નવીન
મૃત્યુસાથ જંગમાં પ્રવીણ
જિન્દગીતણું સ્ફુરંત હાસ્ય પેર
પાનખર તણો લગાર છાવરી રહે જ કેર,
શુષ્ક અંતરે નવાણુની ફુટી ઉઠી નવીન સેર.
છાલકે છવાઈ વિશ્વ આખું યે જશે
સીમ, ખેતરો, બધેય જંગલો વિષે
સુપ્ત ઝાડનાં હસી પડે જરા મિષે મિષે
કુંજ કુંજ ફોરી ઊઠશે નવા રસે કસે.

પાનખર તણી નવાઈ
આવતા વસન્તની વડી વધાઈ.

卐

# શ્રીમતી બીએટ્રીસ વેબ

રંગીલદાસ કાપડિયા

**શ્રીમતી** બીએટ્રીસ વેબના અવસાનથી ઇંગ્લાંડે જ એક મહાન નારી ગુમાવી છે એમ નહિ પરંતુ એ ખોટ સારા વિશ્વની છે. એ વિદુષીના અવસાને વિશ્વનું એક અપ્રતિમ દમ્પતી યુગલ ખંડિત કર્યું છે; કદાચ અજોડ અને અદ્વિતીય તો નહિ પરંતુ વિરલ તો ખરું જ. બીએટ્રીસ અને સીડનીનું જીવન ગંગાજમનાની યુગ્મ ધારા જેવું ગણી શકાય. એ બેઉને કહેવું મુશ્કેલ હોય છે કે કયું અને કેટલું પાણી ગંગાનું અને કેટલું યમુનાનું. શ્રીમતી બીએટ્રીસે એકવેળા પોતે જ પોતાના એક ચરિત્રકારને લખ્યું હતું કે: "અમારામાંથી કોઇના પણ જીવન ઉપર તમે એક કે બીજાના વિના કંઇ પણ શી રીતે લખી શકો?" એ યુગલમાંથી એક બીજા સિવાય ભમે તે એકનો વિચાર સરખો ન થઇ શકે. એવું બીજું યુગલ વિશ્વમાં કંઇક અંશે કયુરી દમ્પતીનું ગણાય. એકે સામાજિક અનુસંધાન દ્વારા બ્રિટીશ રાજનીતિને સમાજવાદ અને વૈધાનિકતાથી સમ્પન્ન કરી; બીજાએ રેડિયમની શોધ વડે ભૌતિક વિજ્ઞાનની વૃદ્ધિ કરી. પ્રખ્યાત આંગ્લ નાટ્યકાર બર્નાર્ડ શૉએ સીડની અને બીએટ્રીસને "આશ્ચર્યજનકરૂપે એક-બીજાનાં પૂરક" અને "અસાધારણ શ્રેષ્ઠ યુગલ"* તરીકે વર્ણવ્યાં છે.

એ ઉભય કેવળ ફરવા જવામાં, વાતચીત કરવામાં, લખવા વાંચવામાં જ એકમેકનો સાથ કરતાં એમ નહિ, પરંતુ શરીરમાં અસમાન હોવા છતાં એકમેકના જોડા, ટોપી, કપડાં પણ અદલબદલ કરી લેતાં; એટલું જ નહિ પણ લખવા-બોલવામાં ઉભય એવી રીતે ભાગ લેતાં કે આપણને એમ જ લાગે કે જાણે એક જ આદમી બોલે છે. ક્યારેક બીએટ્રીસ નોટ તૈયાર કરતી અને સીડની લખતો; ક્યારેક નોંધ કરવાનું કામ સીડની કરે તો લખવાનું બીએટ્રીસ. જાહેરભાષણમાં પણ એમ જ. એક ભાષણ આપે તો અન્ય શ્રોતાઓના પ્રશ્નોના ઉત્તર. કોઇ મળવા આવનારને એક કહે કે "અમારા ખ્યાલમાં તો" એટલે અન્ય એ વાક્યના સૂત્રને આગળ વધારીને કહે, "ઇંગ્લાંડની સામાજિક સ્થિતિનો ઉકેલ" એટલે પાછું પહેલો કહેવા લાગતો "સમાજવાદ વિના ન હોઇ શકે."

આવું એ અપ્રતિમ યુગલ. બેઉનું મગજ એક સંયુક્ત કારખાનાની માફક કામ કરે, એમની વિચારધારા એક જ માર્ગે એક જ દિશામાં દોડે. એક બીજાના સ્વભાવની સમાન પરિચિતતાએ એમની અભિવ્યક્તિને એકરૂપતા કેટલે અંશે અર્પી હતી, એનો ખ્યાલ એક સાધારણ ઘટનાના ઉલ્લેખ વડે આપી શકાય. એક વેળા એક નવવિવાહિત દમ્પતી વિવાહના પ્રારમ્ભિક રજત દિવસ ગાળવા વેબ દમ્પતીનાં મહેમાન બન્યાં. પ્રાતઃકાળે જ્યારે એ ફરવા નીકળ્યાં ત્યારે સીડની અને પુરુષ અતિથિ આગળ ચાલતા હતા, અને બીએટ્રીસ અને નવવધૂ થોડાં-ડગલાં પાછળ. વાતમાં સીડનીએ મહેમાનને પૂછ્યું:

---

* *Truth About Soviet Russia*: G. B. Shaw.

"શું તમે કહી શકો છો કે તમારી પત્ની અને બીએટ્રીસ વચ્ચે શી વાતચીત થઇ રહી છે?" બિચારા મહેમાને પાછળ જોયું અને હસીને કહ્યું, "ભલા એ તો હું શી રીતે કહી શકું?" સીડનીએ સાવ સ્વાભાવિક હોય એ રીતે કહ્યું, "પણ હું કહી શકું છું. જો સાંભળો, બીએટ્રીસ તમારી પત્નીને કહી રહી છે કે વિવાહ ભાવુકતાની કચરાપેટી છે." થોડે દૂર જઇ બેઉ થોભ્યા. સાથે થઇ જતાં જ મહેમાને પોતાની પત્નીને પૂછ્યું, "તમારી વચ્ચે શી વાતચીત થઇ રહી હતી?" નવવધૂ કંઇ કહે એ પહેલાં જ બીએટ્રીસે એ પ્રશ્નનો ઉત્તર આપ્યો, "જુઓ, હું તમારી પત્નીને કહી રહી હતી કે વિવાહ એ ભાવુકતાની કચરાપેટી છે." બિચારો યુવક તો આશ્ચર્યથી આંખો ફાડી ફાડીને એકમેક તરફ જોવા જ મંડયો. વેબ દમ્પતીએ 'અમારી ભાગીદારી' (*Our Partnership*) નામના ગ્રંથમાં આ આશ્ચર્યજનક સંયુક્ત વ્યક્તિત્વ પર સારો પ્રકાશ પાડયો છે.

વૈજ્ઞાનિક દૃષ્ટિકોણનો ઉદય

બીએટ્રીસ વેબના જીવનની ચર્ચા કરવા પહેલાં ઇંગ્લાંડની તત્કાલીન સામાજિક અને રાજનૈતિક સ્થિતિનું અવલોકન અસંગત ન ગણાય. ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ વિક્ટોરિયા-યુગનો પરાભવ-કાળ કહી શકાય. પુરાણા વિચારો, શ્રદ્ધા, નૈતિક આપદંડ ઝડપે બદલાતા હતા. કાર્લાઇલ, રસ્કિન, અને ડીકન્સના વિચારોને વેદવાક્ય સમજીને કોઇ ગ્રહણ કરવા તૈયાર નહોતા. "Man is the creation of circumstances" (મનુષ્ય પરિસ્થિતિઓની ઉપજ છે) એ "બાબાવાક્યં પ્રમાણમ્" ની સાથે હવે એ પણ કહેવામાં આવતું કે "પરંતુ એનામાં એને બદલવાની ક્ષમતા પણ છે." નવી નવી વૈજ્ઞાનિક શોધોએ લોકોના તર્ક અને વિવેકમાં ભારે પલટો આણ્યો હતો અને જ્યાં ત્યાં શિક્ષિત સમાજમાં વૈજ્ઞાનિક દૃષ્ટિકોણનો ઉદય થઇ રહ્યો હતો. ડાર્વિન, ટિંડેલ, હક્સલે, આટિન્યૂ, બિશપ આલકોટ, કાર્ડિનલ મૈનિંગ વગેરેએ લોક, વિચારમાં ઉથલપાથલ મચાવી હતી. વિચાર-ક્રાન્તિનું એ વહેણ મગજમાંથી મંડળોઓ અને ત્યાંથી રાજનૈતિક ક્ષેત્રમાં ઝડપે વહેવા લાગ્યું. લોક જનતંત્રની ચર્ચા કરવા લાગ્યા. મંત્રી કેવળ કુલીન કુટુંબોની મૂઠીભર ભણીગણી વ્યક્તિઓ જ હોય, ઓગો શિક્ષણ અને મતાધિકારથી વંચિત રહે, દેશનો વ્યાપાર સારો યે મંત્રીઓના મૂઠીભર કૃપાપાત્ર પૂંજીપતિઓના હાથોમાં કેન્દ્રિત રહે, લોકસભા કેવળ તિકડમપન્થી નરમદળીવાળાઓના વાક્-યુદ્ધનો અખાડો બની રહે અને અધિકાંશ શ્રમજીવી બેકારીથી ભૂખે મરે અગર શોષણ, અત્યધિક પરિશ્રમ અને યથેષ્ટ ભોજનના અભાવમાં કાળ વ્યક્તિ કરે-આ સર્વ વાતો પ્રશ્નસૂચક ચિહ્ન બનીને થોડીક વ્યક્તિઓના મગજમાં ઘોળાવા લાગી. લોક-બળે નવીન સાહસ અને વિશ્વાસ સાથે નવું હથિયાર ધારણ કર્યું અને જોતજોતામાં ઇગ્લાંડે નવો વાઘો પહેર્યો. પાર્લામેન્ટનો મતાધિકાર વિસ્તૃત-વ્યાપક -બન્યો, સ્થળે સ્થળે સહયોગ-સમિતિઓ અને ટ્રેડ યુનિયનો સ્થપાવા લાગ્યાં. ૧૮૭૦માં કાયદાથી પ્રાથમિક કેળવણી ફરજિયાત બની. બેન્થમ અને સ્ટુઅર્ટ મીલના વિચારો પ્રચાર પામવા લાગ્યા. હર્બર્ટ સ્પેન્સરના "પ્રાથમિક સિદ્ધાંતો" (First Principles) અને "આદમી વિ૦ રાજ્ય" (Man vs State) કચરાની ટોપલીને શોભાવવા લાગ્યા. હેન્રી જ્યોર્જ * અને ચાર્લ્સ બૂથે સર્વહારા-વર્ગની નારકીય ગરીબી અને મુશ્કેલીઓની તપાસનો આરંભ કર્યો.

---

* હેન્રી જ્યોર્જે સેનીનની માફક જ ચૂપચાપ લંડનમાં પોતાનું અનુસંધાન કાર્ય કર્યું અને ત્યાં જ ઇ. સ. ૧૮૯૭માં એનું મૃત્યુ થયું.

બેન્થમ, મીલ અને સ્પેન્સરનું સ્થાન ઍડમ સ્મિથ, રિકાર્ડો અને કેમ્બ્રિજના પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી આલ્ફ્રેડ માર્શલની કૃતિઓએ લીધું. કાર્લ માર્ક્સના વિચારોમાં બ્રિટિશ પ્રજાએ જીવનનો એક નવો જ પ્રકાશ જોયો–નવસંદેશ સુણ્યો. ૧૮૮૯ની લંડનની ગોદીની હડતાળ (Dock workers' strike) એ પ્રકાશની પહેલી ચિનગારી હતી. એની બેસંટનાં ઉત્તેજક ભાષણોએ દિવાસળીનાં કારખાનાંઓમાં કામ કરતી કમજોર મજૂરણોને નવું બળ આપ્યું અને એમણે પોતાની માગણીઓ પૂરી કરવામાં ન આવે ત્યાં સુધી કામ કરવાનો ઇન્કાર કર્યો. ક્ષુબ્ધ–અસંતુષ્ટ લોક–બળની પહેલી ઠોકરે જ ગ્લેડસ્ટન સરકારને ઉથલાવી દીધી. (૧૮૭૬ માં), અને ચાર્લ્સ બ્રેડલો દ્વારા પાર્લામેન્ટમાં રાજભક્તિના સોગંદ લેવા એણે કરેલા ઇન્કાર વડે દેશમાં એક રૂંધાતી પ્રમત્તતા, ઉત્સાહ અને એની સાથે કોઈ નવી જ આશંકાની લહેર ફેલાઈ ગઈ. આયર્લેંડના ઉગ્ર બનતા જતા સ્વાધીનતા–ઝુંબેશે એ આશંકાએ વેગ દીધો. એનું પરિણામ એ આવ્યું કે જાગૃત જનતા અને આમકારી સમાનરૂપે "માર્ક્સવાદ" અથવા તત્કાલીન સમાજવાદના ઝંઝાથી સજાગ–સાવધ–બન્યા.

## સમ્પન્નતામાંથી વિપન્નતાના નર્કમાં

બીએટ્રીસ પૉટર (એ શ્રીમતી વેબનું જન્મનામ)નો જન્મ ૨ જી જાન્યુઆરી, ૧૮૫૮ના દિવસે ગ્લોસ્ટર વોલ્ડ્સ (ગ્લૌસ્ટરશાયર પરગણા)માં એક મધ્ય-વિત્ત પરિવારમાં થયો હતો. એના દાદાએ ખેતી છોડીને પહેલું જ વ્યાપાર–વ્યવસાયમાં પગલું માંડ્યું હતું. એ પાર્લામેન્ટનો સભ્ય બન્યો હતો અને આગળ ચાલતાં એના વિચારો એટલા ઉદ્દામ બન્યા કે એ અનાજકાનૂન (Corn–Law) વિરોધી સંઘનો સભ્ય પણ થયો. કૉબ્ડન અને બ્રાઇટનો એ ભારે પ્રસંશક અને ધર્માન્ધતાનો વિરોધી હતો. પરંતુ એનો પુત્ર (બીએટ્રીસનો પિતા) રીચાર્ડ પૉટર પ્રથમ પોતાના પિતાના વિચારો સાથે સહમત હોવા છતાં પાછળથી વિનીત–પન્થી બની ગયો. એ પાર્લામેન્ટના મતાધિકાર વિસ્તાર તથા સુધારાબીલોને આશંકા અને વિરોધની દૃષ્ટિથી જોતો. ઉગ્ર વિચારોને દાબવા કાઢવામાં આવેલ 'માન્ચેસ્ટર ગાર્ડિયન'ના સંસ્થાપકોમાં એ પણ હતો. ૧૮૪૭ની આર્થિક દુરવસ્થામાં પોતાની પૈતૃક સમ્પત્તિના મોટા ભાગથી એને હાથ ધોવા પડેલા. ત્યારબાદ રિચાર્ડને પોતાના બહોળા પરિવારના પોષણ અર્થે વ્યાપારમાં કમાણી કરવામાં પોતાનો સમય ગાળવો પડતો.

પૉટરને નવ સંતાનો થયાં. એ બધી છોકરીઓ જ હતી. બીએટ્રીસ એમાં આઠમી. એના જન્મ પહેલાં પૉટરની આર્થિક સ્થિતિ લગભગ એટલી સુધરતી જતી હતી. પોતે સંપત્તિવાન હોઈ લંડનના ઉચ્ચ–પદસ્થ, રાજનીતિજ્ઞ, સમાજશાસ્ત્રી અને બુદ્ધિજીવીઓનું પૉટર કુટુમ્બમાં આવવું જવું થતું. પૉટરની કન્યાઓનો વિવાહ લીઓનાર્ડ કર્ટની, હેન્રી હૉબહાઉસ, સી. એ. ક્રિપ્સ (પાછળથી લોર્ડ પારમૂર) સાથે, અને એની ભત્રીજીનો વિવાહ ચાર્લ્સ બૂથ સાથે થયો.

આ સુયોગના પરિણામે પૉટર–કુટુંબની પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ વધી. સાથે સાથે એ સામાજિક અને રાજનૈતિક ચર્ચાનું ઝાંઝુસરણું કેન્દ્ર પણ બની ગયું. સ્વાભાવિક રીતે

બીએટ્રીસ એ મંડળની વાતચીતમાં ભળતી, પરંતુ એ પોતાની બીજી બહેનો માફક કોઈ વાત વાંચીને કે સાંભળીને સહેલાઈથી ગ્રહણ કરે એવી નહોતી. એ આવનારાને પ્રશ્નો પર પ્રશ્નો પૂછતી, પોતાની શંકાઓ રજુ કરતી અને એનું સમાધાન માગતી. બીએટ્રીસની મા મહેમાનોની આ પજવણીથી હેરાન થઈ બચાવ કરવા ક્યારેક કહેતી કે "મારી પુત્રીઓમાં આ એક જ એવી કમઅક્કલ છે." પરંતુ પોટરના મિત્ર પ્રસિદ્ધ અંગ્રેજ દાર્શનિક હર્બર્ટ સ્પેન્સરનું લક્ષ બીએટ્રીસની જિજ્ઞાસાવૃત્તિ અને અસાધારણ પ્રતિભા પ્રતિ ખેંચાયું. એ એના લખવા-શીખવાના કામમાં સહાયક બન્યો. એ નિઃશંક છે કે સ્પેન્સરના વ્યક્તિવાદી વિચારોની બીએટ્રીસ પર ગાઢ છાપ પડી, એનાથી એની જિજ્ઞાસાવૃત્તિને ભારે ઉત્તેજન મળ્યું. આગળ જતાં તો એ એના ગુરુને પણ ટપી ગઈ સમાજવાદ પ્રતિ એનું ઢળાણ સ્પેન્સર અને પોટર બેઉને ન રુચ્યું.

બૌદ્ધિક ભૂખે કંઈક અંશે બીએટ્રીસને કુટુમ્બ અને સમાજની સમગ્ર ભરમાર કરવાની રીતિનીતિથી દૂર હટાવીને એકાન્તપ્રિય, અને કંઈક અંશે વ્યક્તિવાદી પણ, બનાવી પોતાના દાદા અને પિતાના પુસ્તકાલયના તમામ ગ્રંથો ચાવી નાંખીને એણે નવાં નવાં પુસ્તકો, પત્ર-પત્રિકાઓ મંગાવી વાંચવાં શરૂ કર્યાં. માતાને આ બહુ પસંદ ન હતું પરંતુ આર્થિક સ્થિતિ સારી હોવાને કારણે પિતા કદિ એના એ વર્તન સામે વાંધો ન લેતા બહેનો પણ "વિદ્વાન બનવાની એની આ ચેષ્ટા"થી રાજી તો નહોતી જ. પરિણામ એ આવ્યું કે વાંચીને પરવારી વાંચનની નોંધ લીધા બાદ એ પોતાનો સમય ઘરના નોકરચાકરો સાથે ગાળવા લાગી. નોકરો 'આ કૃપા અને સદ્ભાવ'થી બહુ જ રાચતા અને પોતાની ગરીબીના ઇતિહાસનાં પાનાં નિખાલસપણે એની આગળ ઉકેલતા. ગરીબો પ્રતિ સહાનુભૂતિ દેખાડવી અગર એમના પ્રતિ ભીક્ષાનો ટુકડો નાંખવો એ એ વેળા અમીરોની મામૂલી રસમ હતી. લંડનની અનેક ધર્માદા સંસ્થાઓના સહાયતા કાર્યમાં અધિકારી અમીર કુટુંબોની મહિલાઓ પોતાના આળસ અને જીવનની એકરસતા ટાળવા માટે ભાગ લેતી. પોતાની બહેનો સખીઓ સાથે બીએટ્રીસ પણ એ પ્રતિ આકર્ષાઈ. પરંતુ એનું કામ અને રંગઢંગ નિરાળા જ હતા.

બીએટ્રીસની પ્રતિભા અને ગરીબોના કારણે અને ગરીબોની સ્થિતિની તપાસ કરવા તરફ એના વલણથી આકર્ષાઈને ઈ. સ. ૧૮૮૬માં સ્વ. ચાર્લ્સ બૂથે લંડનનાં શ્રમજીવીઓની સ્થિતિના તપાસકાર્યમાં એની સહાય માગી. જાણે કે બીએટ્રીસને કોઈ મોંમાગ્યું વરદાન ન મળ્યું હોય! એણે સહર્ષ એ આમંત્રણ સ્વીકાર્યું અને ઉજાગરે મહીનાઓ સુધી ગરીબોની આવક, ખર્ચ અને સ્થિતિ સંબંધમાં વિવરણ અને બહુમૂલ્ય આંકડા એકઠા કર્યા. એ તપાસનું પરિણામ એ આવ્યું કે લંડનની વસ્તીના ૩૦ ટકાને સ્વસ્થ, સબળ, સક્ષમ અને કામ કરવા લાયક બનાવવા યોગ્ય ખોરાક મળતો નહોતો! હિંદમાં આજે કોઈ એવો સમર્થ સમાજસેવક આ પ્રકારની તપાસ હાથ ધરે તો પરિણામ શું આવે? આ તપાસે પ્રથમવાર બીએટ્રીસના નેત્રો સમક્ષ પૂંજીવાદી શાસનના અભિશાપ રૂપ નર્કનું નગ્ન ચિત્ર ખડું કર્યું, જે ચિત્ર જનતાની નજર પર ન ચડે એટલા માટે બીનજવાબદાર અધિકારીઓએ પ્રચારનો અને ધર્માદા સંસ્થાઓએ દાનનો પડદો નાંખી રાખ્યો હતો!

આ નરી વાસ્તવિકતામાં નિહાળતાં, એના સંપર્કમાં આવતાં, બીએટ્રીસની જિજ્ઞાસા જ વધી એમ નહિ, બલ્કે ઉત્સાહ પણ વધ્યો અને સમાજવાદની લગની લાગી. એણે લંડન ઇસ્ટ એન્ડમાં જઈને જાતે મજૂર-જીવનનો અનુભવ લેવાનો નિશ્ચય કર્યો. અન્ય નામે એણે થોડો વખત લેન્કેશાયરના કારખાનામાં મજૂરણ તરીકે પણ કામ કર્યું, જ્યાંથી નાલાયક ઠરાવી થોડા વખતમાંજ એને રૂકસદ આપવામાં આવી. કઈ મજદૂર પરિવારોમાં ઘૂમીઘૂમીને, એમની સાથે વસીને, એમનાં ભોજન-વસ્ત્રો અપનાવીને એણે એમની સ્થિતિનો ઠીકઠીક ખ્યાલ મેળવ્યો. એણે પોતાના એ અનુભવોનું દોહન એ તારવ્યું કે સરકારી-પ્રવૃત્તિ સહયોગ-સમિતિ આંદોલન—બરાબર રીતે સંગઠિત કરવામાં આવે તો એ વડે મજૂરોની આર્થિક સ્થિતિ સારા પ્રમાણમાં સુધારી શકાય. એણે એક પુસ્તક લખવા વિચાર કર્યો. કેમ્બ્રીજના પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી આલ્ફ્રેડ માર્શલની એ માટે એણે સહાય માગી. એણે એને હસી કાઢી. પણ એણે નિરુત્સાહી ન થતાં પ્રો. લેકી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. એની પાસેથી પણ કાંઈ સંતોષકારક ઉત્તર ન મળ્યો. આખરે એણે પોતે જ એ બીડું ઝડપ્યું. ૧૮૮૯માં "ઈંગ્લાંડમાં સહયોગ આંદોલન" ઉપર એનો ગ્રંથ પ્રગટ થયો. આજે પણ એ ગ્રંથ એ દેશની સામાજિક સમસ્યાઓ ઉપર અતિમહત્ત્વનો—અધિકારપૂર્ણ ઇતિવૃત્ત મનાય છે.

## નારી હૃદયનું આન્તર્દ્વન્દ્વ

બીએટ્રીસની હવે એ ખાત્રી થઈ કે ગરીબી-દારિદ્ર્ય-નો અંત મૂઠીભર લોકોના દાનથી —થોડાકના દયાળુ અથવા સદ્વિચારશીલ બનવાથી—ન આવે. એનો સમૂળ વિનાશ સરકાર જ કરી શકે—બેશક જનતાની અને જનતાને માટે હોય એવી સરકાર. આ વિચારશ્રેણીથી એનો સમાજવાદ પ્રતિ ઝૂકાવ. એણે મધ્યમ અને ઉચ્ચ વર્ગને એ દેખાડવાનો નિશ્ચય કર્યો કે ગરીબી સાથે લડવા મજદૂરોએ આજસુધી કેવા પ્રકારનું સંગઠન કર્યું હતું, અને ભાવી કાર્ય માટે કેવા પ્રકારનું સંગઠન કરવું જોઈએ. ૧૮મી અને ૧૯મી સદીઓના મજૂર સંગઠનનો ઇતિહાસ એને નામીચા સમાજશાસ્ત્રીઓ પાંસે પણ ન મળ્યો એટલે એણે પોતે ટ્રેડ યુનિયનોના કાર્યકરોને મળવા માંડ્યું, એમનો અનુભવ જાણ્યો અને અધિકારીઓ સાથે થયેલા એમના પત્રવ્યવહારનો અભ્યાસ કર્યો. એ કાર્ય એકલી એને માટે શ્રમ-સાધ્ય હતું; એને જીવનમાં પહેલી જ વાર આ સર્વ-પ્રિય કાર્યમાં કોઈ સાથી-સહયોગીની આવશ્યકતા દેખાઈ.

માબહેનની રહેણીકરણી અને સ્પેન્સરના વિચારોએ બીએટ્રીસના જીવનમાં વ્યક્તિવાદ દર્શાવતા સુખ-વિલાસી જીવન પ્રતિ ઉદાસીનતા આપ્યા. આ ગરીબોના સંગઠનું કાર્ય એના મગજને ઘેર્યું હતું. પરિણામે એણે પોતાનું જીવન મૂડીપતિઓના નર્કમાં વસતા માનવ-કીડાઓના જીર્ણોદ્ધારને માટે સમર્પવાનો સંકલ્પ કર્યો. વિવાહેચ્છુ યુવકોને આમંત્રવાના અને પાર્ટીઓ, મિજબાનીઓ અને નૃત્યોથી એને મોહિત કરવાના માબહેનોના પ્રયાસો એને છળરૂપ ભાસવા લાગ્યા. એ આવા પ્રસંગોમાં ક્યાં તો ભાગ ન લેતી અગર લેતી તો એક ખૂણામાં આરામ ખુરસીમાં પડ્યે પડ્યે કાંઈ પુસ્તક

ઉપસાવતી. એની આ 'ધૃષ્ટતા' અમર અનિથિઓ-સામે ગાઉની પોશાકમાં આવવાની એની 'અસભ્યતા' માટે એને ઠપકો મળતો. એ ચૂપચૂપ એના ઓરડામાં ચાલી જતી. આ વર્તને બહુ જ ઓછા યુવાનોને એના પ્રતિ આકૃષ્ટ થવાની તક આપી હોય! એકએ વાર એના પિતાએ હસતાં હસતાં કહ્યું, "બીએટ્રીસ, મારો એક વધુ જમાઈ હોય એવી મારી ઇચ્છા છે." એણે તો મ્હોં મચકોડીને કહી નાખ્યું, "ઠીક! મને તો એની ખાસ કાંઈ ઉણપ નથી દેખાતી."

૧૮૮૨માં બીએટ્રીસની માનું અવસાન થયું. ન કેવળ ઘરવ્યવસ્થાનો, બલ્કે રિચાર્ડ પોટરના કારોબારની દેખરેખનો તમામ ભાર બીએટ્રીસ પર જ પડ્યો. પોતાની માની દફનક્રિયા કરી પાછા ફર્યા બાદ એને ઉદ્ભવેલા શોક, એકલપણા અને માનસિક ક્ષોભનું જે ચિત્ર એણે દોર્યું છે એ નારીહૃદયની આકાંક્ષાની સ્પષ્ટ સ્વાભાવોક્તિ છે. એનું શરીર દુર્બલ, શિથિલ અને મન પણ ડામાડોળ થવા માંડ્યાં હતાં. એક બાજુ એનું હૃદય સફળ વિવાહના રૂપમાં થનાર પ્રેમના આદાન-પ્રદાન અને નારીના સહજ સુખ માટે તલપી રહ્યું હતું જ્યારે બીજી બાજુ 'સ્પષ્ટ અને વિશ્લેષણાત્મક મસ્તક' પોતાના સ્વતંત્ર કાર્યના અધિકારના અબાધ પ્રયોગ પર ચોંટયું હતું.+ એમાં એના પિતાના બગડતા સ્વાસ્થ્યે એની ચિંતામાં વધારો કર્યો. ૧૮૮૫માં એને પક્ષાઘાત થયો, જેમાંથી એ સાજો ન થયો. ૧૮૯૨માં એનો દેહાન્ત થયો.

બીએટ્રીસ પોતાના પિતાની રોગશય્યા પાસે બેસી પોતાનું કામ પણ કરતી અને એની સુશ્રૂષા પણ કરતી. એ સમયે લંડનમાં ફેબીઅન સોસાયટીનું પ્રાબલ્ય હતું. જ્યોર્જ બર્નાર્ડ શૉ, સીડની વેબ, સીડની ઑલીવર (પાછળથી લૉર્ડ ઑલીવર), એની બેઝંટ વગેરે એના ઝળહળતા નક્ષત્રો! બીએટ્રીસ એની પ્રવૃત્તિ તરફ આકર્ષાઈ, એની સભાઓમાં -અધ્યયન કેન્દ્રોમાં જવા લાગી. અહીં કુમારી ઑક્ટેવિયા હિલે બીએટ્રીસનો સીડની વેબ સાથે પરિચય કરાવ્યો. સીડની એ વેળા બ્રિટનનાં મજૂરોની સ્થિતિ સંબંધી માહિતી માટે આધારરૂપ ગણાતો. સીડની લંડનના મધ્યમ વર્ગના એક એકાઉન્ટન્ટનો પુત્ર હતો; લંડન-વિશ્વવિદ્યાલયના સન્ધ્યા-શિક્ષણ વડે ગ્રૅજ્યુએટ અને વકીલ થઈ ઉપનિવેશ-વિભાગમાં સીનિયર ક્લાર્ક બન્યો હતો. ૧૮૮૫માં એ ફેબીઅન સોસાયટીમાં જોડાયો અને એના તરફથી પ્રકાશિત કંઈ પત્રિકાઓ, વિવરણપત્રો, પુસ્તકો એણે લખ્યાં. પોતાનો આખો વખત રાજકીય કાર્યમાં ગાળવા એણે ૧૮૯૧માં પોતાની નોકરી પણ છોડી દીધી. એ દરમ્યાન બીએટ્રીસનો એની સાથેનો પરિચય અતિ ગાઢ થયો—એ ગાઢ પરિચય રફતે રફતે પ્રેમમાં પરિવર્તિત થયો; બેઉએ એકમેકમાં પોતાના જીવનના પૂરક સાથીની ક્ષમતા જોઈ અને ઈ. સ. ૧૮૯૨માં એમનાં લગ્નની જાહેરાતે લંડનનાં રાજનૈતિક મંડળોમાં આશ્ચર્યપ્રસન્નતાની લહેર પ્રસરાવી.

### પીસ્તાલીસ વર્ષની રાજનૈતિક મધુ-રાત્રી (Honeymoon)

યુરોપનાં ભાવુક પ્રેમીઓના "હનીમૂન"નું સ્થાન ઇટલીના પ્રાકૃતિક સૌન્દર્યમય સ્થળો અગર ગ્રીસના ખંડેરો. બીએટ્રીસ અને સીડની પોતાના રજત દિવસો ગાળવા એ

+ *My Apprenticeship*: Beatrice Webb.

ખંડેરાની રાખ ફૂંદવા ન ગયા. એમણે પોતાની "મધુ-રાત્રી" ગાળવા પસંદ કરી આયર્લૅંડ અને અમેરિકા-કૅનેડાની સફર! એ દેશોના મજૂરસત્તાઓને એમણે પોતાનું ઘર બનાવ્યું; મજૂર સંગઠનનો અભ્યાસ એ બન્યું એમનું સંયુક્ત કાર્ય. આ સહકાર્ય આગળ ચાલતાં મજદૂર સંગઠનના ઇતિહાસના રૂપે History of Trade-Unionism રાજનીતિના અભ્યાસકો સામે આવ્યું. મજૂર સંગઠનનો આ પ્રથમ પ્રામાણિક ઇતિહાસ છે જેનો જગતની વીસ ભાષાઓમાં અનુવાદ થયો છે.

આ એમના પીસ્તાલીસ વર્ષના લાંબા રાજનૈતિક 'હનીમૂન'ના શ્રીગણેશ કહી શકાય. ત્યારબાદ ઉભયે મળીને સામાજિક, રાજનૈતિક અનુસંધાનનું જે કાર્ય કર્યું, જે ગ્રંથો લખ્યા; અને જે વ્યાવહારિક કાર્ય કર્યું એ સર્વનું મહત્ત્વ ઓછું નથી. હંમેશ પુસ્તકાલયોમાં જઈ કિતાબોમાંથી નોંધ લેવી, લોકોને ઘેર જઈ અગર એમને પોતાને ઘેર બોલાવી, મજૂર લત્તાઓમાં આંટા મારી, ભાષણ કરીને, મજૂરોની હાડમારીઓનો હેવાલ એમના મ્હોંથી સાંભળીને, માલિકોનો દૃષ્ટિબિંદુ સમજીને, સ્થાનિક-શાસનની વ્યવસ્થા જોઈને, કૌંસિલોના સંગઠન અને કાર્યની તપાસ કરીને, એની ખામીઓ તથા દોષ અને એ દૂર કરવાના ઉપાય બતાવીને એમણે સમાજતન્ત્રને કેટલો સબળ-સશક્ત બનાવ્યો છે એ કહેવું સહેલ નથી. એમના એ સંયુક્ત શ્રમનું પરિણામ નીચેના મહત્ત્વપૂર્ણ, પ્રામાણિક ગ્રંથો છેઃ—

(1) *History of Trade Unionism*, (2) *Co-operative Movement*, (3) *Consumers' Co-operative Move*, (4) *Constitution of Socialist Commonwealth*, (5) *Decay of Capitalist Civilisation*, (6) *Fabian Essays*, (7) *Facts for Londoners*, (8) *Facts for Socialists*, (9) *How to pay for the War*, (10) *Labour and the New Social Order*, (11) *Labour and the Nation*, (12) *Liquor Licensts*, (13) *History of Local Government in England 10 Vols.* (14) *London Education*, (15) *Methods of Social Study*, (16) *Towards Social Democracy*, (17) *Industrial Democracy*, (18) Wages of Men & Women: Should they be equal? (19) *The Works' Manager*, (20) *Our Partnership*, (21) *History of Durham Miners*, (22) *Soviet Communism: A New Civilisation 2 Vols.*

ઉપર્યુક્ત ગ્રંથોમાં બીએટ્રીસની "મારી ઉમેદવારી' (*My Apprenticeship*) નો સમાવેશ નથી કર્યો; કારણકે એ વેબ-દમ્પતીના સંયુક્ત પરિશ્રમનું પરિણામ નથી. શ્રીમતી વેબના એ ગ્રંથને સ્વ. લાલા લજપતરાયે 'યુગગ્રન્થ' ( Book of the Century) તરીકે વર્ણવ્યો હતો એટલો એ પ્રેરણાદાયી છે. આત્મકથા સાહિત્યમાં આજે એ એક અત્યુત્તમ કૃતિ છે. મહિલા આત્મકથાઓમાંની વિશ્વસાહિત્યમાં બીજી બે અનન્ય કૃતિઓ તે માર્ગારેટ ઑક્સફિર્ડની 'આત્મકથા' અને મેડમ હેલીડે એડીથના 'જીવન સંભારણાં'ના ત્રણ ભાગ. ઈ. સ. ૧૯૨૬માં એ પ્રગટ થઈ. એણે લેખકને એની પ્રતિભા અને અધ્યયનશીલતાનો પરિચય કરાવ્યો. એક વ્યક્તિ પોતાના પ્રતિ કેટલી હદ સુધી ઇમાનદાર, નિષ્કપટ, સ્પષ્ટવાદી અને જિજ્ઞાસુ થઈ શકે છે એનું બીએટ્રીસનો આ ગ્રંથ જ્વલન્ત દૃષ્ટાંત છે.

૧૯૦૫માં બાલ્ફર સરકારે વેબ-યુગલની મજૂર કાયદાઓની આલોચનાથી તંગ થઈને એ કાયદાઓની તપાસ માટે એક કમીશન નીમ્યું, એની બીએટ્રીસને સભ્ય ચૂંટવામાં આવી. ચાર વર્ષ એણે એ કમીશન અંગે સતત કાર્ય કર્યું. કમીશનનો રિપોર્ટ તૈયાર થયો ત્યારે એણે જોયું કે બહુમત એની ભલામણોની તરફેણમાં નહોતો; એટલે એણે પોતાની ભલામણો લઘુમતિ-રિપોર્ટ રૂપે પ્રગટ કરી. ૨૫૦૦૦ પ્રતો હાથોહાથ ખપી ગઈ. પરિણામે ચૂંટણીનાં કેટલાંક મહત્ત્વનાં સ્થળોનો કબજો મજૂરોએ કરી લીધો. ૧૯૧૮માં મજૂરોની યુદ્ધકાલીન સ્થિતિની તપાસ માટે બેઠેલી કમિટીનાં પણ એ સભ્ય હતાં. એમાં પણ એને અલ્પમતિ રિપોર્ટ ફેલાવો રાખવો પડ્યો. એમાં મજૂર-મજૂરણોના સમાન દરજ્જાની જોરદાર વકીલાત હતી.

એ દમ્પતીની સર્વ કૃતિઓની આલોચના આ નાના લેખમાં શક્ય નથી, પરંતુ એમને વિશ્વવિખ્યાત બનાવનાર મહાગ્રંથ, 'સોવિયેટ સામ્યવાદ : એક નૂતન સભ્યતા' (*Soviet Communism : A New Civilisation*) થોડી ચર્ચા માંગી લે છે. આઠ-આઠ વર્ષના સતત્ પરિશ્રમના ફળરૂપ ૮૫ વર્ષની ઉંમરે એ દમ્પતીએ લખેલો એ ગ્રંથ એ વિષય પર એટલો તો પ્રમાણભૂત અને વિદ્વતાપૂર્ણ છે કે એ એક જ કૃતિ કોઈ પણ ગ્રંથકારને અમર બનાવવા પૂરતી ગણાય. રૂસી સામ્યવાદ એક નૂતન સભ્યતા હોવાની એમની માન્યતા આરૂઢદ છે. મહિનાઓ સુધી રૂશિયાનાં ગામોમાં ઘૂમીને, મજૂરો અને નાગરિકોના ઝારના સમયના અનુભવો અને એની તુલનામાં નવરચના હેઠળ નવીન પરિસ્થિતિનું અધ્યયન કરીને, પુરાણા અને નવીન શાસન-તંત્રનો ભેદ પોતાની આંખોએ જોઈને, એમણે એ મત સ્થિર કર્યો અને તે પ્રમાણે એની બીજી આવૃત્તિમાં એમણે સંશોધન પણ કર્યું છે. એ દમ્પતીની બૌદ્ધિક પ્રામાણિકતા, સ્પષ્ટવાદિતા અને અનુસંધાન-અધ્યયન બાદ એના સત્યો ગ્રહણ કરવાની વિશ્લેષણાત્મક પ્રવૃત્તિના વિજયનું એ પ્રતીક છે. આપણે એટલું યાદ રાખવું જોઈએ કે એ ગ્રંથના લેખકો ન તો સામ્યવાદી છે કે ન માર્ક્સવાદના અનુયાયી.

રૂસ પ્રતિ વેબ-દમ્પતીનો દૃષ્ટિકોણ અને એમાં થયેલું પરિવર્તન સમજવા માટે એની રાજનૈતિક પૃષ્ઠભૂમિકા પર ઊડતી નજર નાંખવી અપ્રાસંગિક ન ગણાય. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પૂંજીવાદી શાસનના દુષ્પરિણામની પ્રતિક્રિયાએ ઇંગ્લાંડનાં રાજનૈતિક ક્ષેત્રોમાં જેટલું ઉગ્ર ચિત્ર ગરીબો અને શ્રમજીવીઓની દુર્દશાનું ઉપસ્થિત કર્યું એટલી પ્રબળ એના ઉપચારની કોઈ રૂપરેખા રજુ ન કરી. ફેબીઅન, સમાજવાદીઓ ધીરે ધીરે શાસન-સુધાર કરી મજૂરોની સ્થિતિ સુધારવાની વાતો કરતા હતા.

સન ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ, રૂશિયાની સફળ ક્રાન્તિ અને યુદ્ધ પછીનું પુનર્નિર્માણ આદિ માર્ક્સવાદ તથા ફેબીઅન સમાજવાદ બેઉને માટે ભારે કઠોર પરીક્ષા અને કસોટી નીવડ્યાં. માર્ક્સવાદ સામે જ્યારે ત્યારે ઉઠાવવામાં આવતી સમજુ-અસમજુ આશંકાઓ રૂશિયાની ક્રાન્તિ અને એના પછી ત્યાં સ્થાપિત થયેલી નવી વ્યવસ્થાના કાર્યોથી હવામાં ઊડી ગઈ. ઘણા ફેબીઅનો પણ એ સ્વીકારતા થયા. રૂસની નૂતન સામ્યવાદી રચના વિરુદ્ધ

મોકલવામાં આવેલી બ્રિટીશ સેના માટે જ્યારે ટ્રાન્સપોર્ટ અને ડોકમજૂરોએ માલ ભરવાનો ઈન્કાર કર્યો ત્યારે સારા મજૂર વર્ગમાં સહાનુભૂતિની એક જબરદસ્ત લહેર ફેલાઈ, અને ઘણાખરા પૂંજીવાદીઓ, સામ્રાજ્યવાદીઓ અને ફેબીઅન સમાજવાદીઓ સુદ્ધાં ચોંકી ઊઠ્યા.

જ્યારે સીડનીએ પાર્લામેન્ટના સભ્ય બની અને બે વખત મજૂર પ્રધાનમંડળમાં સામેલ થઇ, પોતાના કેટલાક સામાજિક સુધારાના કાનૂનો લાગુ કરવા–કરાવવા ભારે મહેનત ઉઠાવી ત્યારે બીએટ્રીસે એ તરફ કદિ ધ્યાન પણ ન આપ્યું. ઈ. સ. ૧૯૨૯માં જ્યારે બીજી મજૂર સરકારે સીડનીને લોર્ડ પેસ્ફીલ્ડ બનાવી અમીર-સભામાં પોતાનો નેતા બની કાર્ય કરવા મનાવ્યો ત્યારે બીએટ્રીસે લેડી પેસ્ફીલ્ડ તરીકે ઓળખાવાનો સાફ ઇન્કાર કરી પોતાનું મૂળ નામ ધારણ કરી રાખ્યું. એ આવી અસાધારણ મહિલા હતી. ઇંગ્લાંડની અનેક સંસ્થાઓ-પ્રવૃત્તિઓ સાથે એ મહિલાનું નામ જોડાયેલું હતું—એ સંસ્થાના કાર્ય પર એની પ્રતિભા અને વિદ્વત્તાની અચૂક મ્હોર પડી છે. એવા જીવનસાથીના મૃત્યુથી સીડનીનું જીવન કેવું એકલવાયું બન્યું હશે? એ મૃત્યુએ ઈંગ્લાંડનું પ્રજાજીવન શૂન્ય બનાવ્યું છે. એ શૂન્યતા દાયકાઓ સુધી તો નહિ પૂરાય!



# ધ્વનિ-સમ્પ્રદાય*

પ્રો. રસિકલાલ જગન્નાથ જાની

૪

હવે અલંકારોની સંખ્યા અને પ્રકારનું નિરૂપણ કરતાં પહેલાં અલંકારનું કાવ્યમાં શું સ્થાન છે તે આપણે વિચારવું જોઇએ, કાવ્યનો ઉદ્દેશ સિદ્ધ કરવામાં અલંકારનો કેટલો ફાળો છે તે જાણી લેવું જોઇએ.

રસ-નિષ્પત્તિ એ કવિનો મુખ્ય ઉદ્દેશ. પોતાનો અનુભવ એટલે કે અનુભવે ઉત્પન્ન કરેલ લાગણી એવી તો તીવ્ર બને છે, એવું મનોમન્થન કવિનાં હ્રદયમાં ઉત્પન્ન કરે છે કે વાણીરૂપે તે લાગણી બહાર સ્વયં-સ્ફુરણાથી આવે છે. તમસા નદીના તીર ઉપર રતિ-ક્રીડાનું સુખ અનુભવતાં પક્ષી દંપતીમાંથી એકને પારધીએ બાણથી નીચે પાડ્યું એ દશ્ય એવું તો કરુણ આદિકવિના હ્રદયમાં ભાસ્યું કે આપોઆપ હ્રદયમાંથી અનુષ્ટુપ શ્લોકના આકારમાં શાપરૂપે વાણી બહાર આવી ગઇ કેઃ—

" मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्च मिथुनादेकमवधीः काममोहितम् ॥ "

ધ્વનિકાર પણ કહે છે કે " क्रौञ्च द्वन्द्व वियोगोत्थः शोकः श्लोकत्वमागतः । " કવિ કાલિદાસ 'રઘુવંશ'ના ૧૪મા સર્ગના ૭૦મા શ્લોકના ઉત્તરાર્ધમાં આનું પ્રતિપાદન કરે છે કે

" કવિ, નિષાદે વિંધ્યું પક્ષી ભાળી,
દ્રવ્યાં, બન્યો શ્લોકરૂપી જ શોક."

કવિના ભાવનું દર્શન કાવ્યમાં થાય છે અને સહૃદય વાચક તેવી જ લાગણીનો અનુભવ કરે છે. મનુષ્યહ્રદયમાં રત્યાદિ આઠ સ્થાયી ભાવો વાસના રૂપે રહેલ છે. આ સ્થાયી ભાવો, કાવ્યમાં વ્યક્ત કરવામાં આવેલ વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવોની સહાયથી જાગૃત થતા કે આસ્વાદ કરાતાં, અલૌકિક આનન્દ આપે છે અને ત્યારે તેને શૃંગારાદિ રસ તરીકે લેખવામાં આવે છે. રસ હંમેશા સર્વેને સરખે પ્રકારે આનન્દપ્રદ છે કેમકે કાવ્યમાં સુખ કે દુઃખપ્રદ વ્યક્તિગત અંશો ઊડી જાય છે અને ભાવો સામાન્યરૂપે જ ભાસે છે. આમ કવિની ઉત્કટ લાગણીનું શબ્દસ્વરૂપે મૂર્ત દર્શન થતાં એનું પ્રતિબિમ્બ વાચકના હ્રદયમાં પડે છે. " The poet can call up a reflection of his feeling which is similar in some respects and the condition of the reader's soul in the enjoyment of such feeling is in poetry and drama, the relish of the Rasa which can be brought into consciousness only by the power of suggestion inherent in words and ideas."–Prof. S. K. De. આને આપણે રસ-નિષ્પત્તિ કહીએ છીએ. આ ધ્વનિકારના સિદ્ધાન્તનું જ જાણે કે સમર્થન કરવાને લખાયેલાં હોય તેવાં વાક્યો પ્રો. એબરક્રોમ્બીના *Principles of Literary Criticism* નામના પુસ્તકમાંથી ઉતારવાનું ઉચિત ગણાશે જઃ—

* અનુસંધાનઃ—ધ્વનિ-સમ્પ્રદાય, ભાગ-૩. 'પ્રસ્થાન' : સંવત ૧૯૯૬ માઘ માસ.

"Whatever else literature may be, communication it must be; no communication, no literature. What does he communicate? Experience—pure experience—experience enjoyable by virtue of being expressed. Thus literature communicates experience: that is to say, the experience which lived in author's mind must live again in the reader's mind, must be transplanted from one mind into another."

રસનિષ્પત્તિ માટે, કવિના ભાવનું સંક્રમણ શક્ય બને તે માટે, કાવ્યમાં રીતિ અને અલંકારોની સહાય અતિઉપયોગી થઈ પડે છે. અલંકારનું અલંકારપણું પણ આમાં જ સમાયેલું છે. ધ્વનિકાર કહે છે કે:

" रसभावादि तात्पर्यमाश्रित्य विनिवेशनम् ।
अलंकृतीनां सर्वासामलंकारत्व साधनम् ॥ "

રસમય પ્રબન્ધ રચતાં કવિને અલંકારો આપોઆપ સ્ફુરી આવે છે એને માટે પૃથગ્ યત્ન કરવો પડતો નથી. જે વાસનાથી પ્રેરાઈ કવિ રસમય કૃતિ બનાવે છે તે વખતે જ કવિની પ્રતિભા અલંકારો શોધી લે છે કે કાવ્યમાં વણી લે છે. અલંકારો તો જાણે હરીફાઈ કરતાં હોય તેમ કવિના સન્મુખ આવી ઊભા રહે છે. આના ઉદાહરણ તરીકે બાણની 'કાદમ્બરી'માં જે વખતે ચન્દ્રાપીડને કાદમ્બરીનું પ્રથમ દર્શન થયું તે વખતનું વર્ણન આપી શકાય. બીજા ઉદાહરણ માટે પ્રેમાનન્દના 'નળાખ્યાન'માંથી દમયન્તીનું વર્ણન મૂકી શકાય:—

"દમયન્તીનો ચોટલો અતિ સોહાગ,
અભિમાન મૂકી, લજ્જા આણી પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધાકર, દેખીને ડોલાય,
ચંદ્રમા તો ક્ષીણ પામી આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર,
તે તેજનું પ્રજાપતિએ ઘડ્યું, દમયન્તીનું ગાત્ર;
તેમાંથી કંઈ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો,
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચન્દ્રમા ઘડિયો.

કવિના હૃદયને સ્ત્રી-સૌન્દર્યની કોઈક અલૌકિક વાસના પ્રેરી રહી છે; તે સૌન્દર્યનું વર્ણન થઈ શકે તેવું નથી તેથી વર્ણનમાં પ્રસિદ્ધ ઉપમાનનો તિરસ્કાર કરેલ છે કે અસાધારણ સામગ્રીમાંથી દમયન્તીને પ્રજાપતિએ ઘડી છે એમ કવિ કહે છે.

આમ જો અલંકારનું અલંકારપણું કવિના ભાવને વ્યક્ત કરવામાં સહાય આપવા માટે છે તો પછી કાવ્યમાં તેનું સ્થાન સ્પષ્ટ જ છે. કાવ્ય જો રસનિષ્પત્તિ માટે હોય, રસનિષ્પત્તિ કવિનો મુખ્ય ઉદ્દેશ હોય તો અલંકારનો સંબંધ રસની સાથે હોવાથી અલંકાર કેવળ બહિર્ભૂત ગણી શકાય નહિ તેમજ માનસશાસ્ત્રના અભ્યાસ વિના અલંકારના વર્ગીકરણ રચાયા છે એમ પણ પ્રતિપાદન કરી શકાય નહિ. એટલું ખરું કે એનું વર્ગીકરણ માનસવ્યાપાર લક્ષમાં રાખી થયું હોય તેવું નથી. પ્રો. ગજેન્દ્ર ગડકર કહે છે કે, "It is to this neglect of psychology as a separate science that we must attribute the fact that no attempt has been made by any writer on rhetoric to divides the figure in their relation to mental processes."

કાવ્યમાં રસ-નિષ્પત્તિ શબ્દ કે અર્થદ્વારા જ થાય છે; અલંકારો રસનિષ્પત્તિમાં સહાય કરનારા છે તેથી અલંકારોનો સીધો સંબંધ શબ્દને અર્થ સાથે છે. આથી અલંકારના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે: (૧) શબ્દાલંકાર, (૨) અર્થાલંકાર અને (૩) ઉભયાલંકાર. આ વર્ગીકરણમાં અન્વય અને વ્યતિરેકનો સિદ્ધાન્ત લાગુ પડે છે કે આશ્રય-આશ્રયી ભાવનો ? આ ચર્ચામાં ઊતર્યા વિના જ આ ત્રણ પ્રકારના વિભાગને આપણે માન્ય રાખીશું.

અર્થાલંકાર અગત્યના છે તેથી આપણે તેનું નિરૂપણ કરીશું. અર્થની સાથે જ અન્વય-વ્યતિરેકથી રહે તે અર્થાલંકાર. મુખચન્દ્ર કહીએ કે શબ્દો ફેરવીને આનેન્દુ કહીએ તો પણ રૂપક તો રહે છે જ તેથી રૂપક અર્થાલંકાર ગણાય. આ અર્થાલંકાર સાધર્મ્યમૂલક, વૈધર્મ્ય-મૂલક, લોકન્યાયમૂલક કે શૃંખલાબદ્ધ એમ અનેક પ્રકારના છે. નોરમન હસ્ટ કહે છે કે "The attitude of mind can be considered first as being concerned with the relation of two things or two ideas. This mode works by comparisou or contrast. Contrast is that which brings out the difference between two things; comparison is that which brings out the similarity. Contrast emphasises the points of difference and comparison the points of similarity."

ત્યારે હવે આપણે સાધર્મ્યમૂલક અલંકારો વિગતથી જોઈશું.

---

## : ધા દૈ દીધા :

[ પૃથ્વી ]

નથી મરણ એ નથી, મરણ કેમ એને કહું ?
જીવન્ત તુજ જીંદગી, હૃદય-કંપ શાને ધરું ?
-ઉભેલ તરુ જેવું કો અચલ શાંત મૂંગું બની:
અપર્ણ, સુકી ડાળીઓ, ફૂળ ફુલે ન ઝુલે ક્યહીં,
વિહંગ-કલ-ગીત ના, ફરફરાટ ના વાયુના,
વિશીર્ણ થઈ અંગ-અંગ બસ ઠૂંઠું ઊભું રહ્યું—
ન એહ ચહું જીંદગી, સુસવતા ભલે વાયરા
થપાટ પર દે થપાટ, ફળફૂલ લૈયે ખરે,
જુવાનતુર લ્હોય; પર્ણ ફરી ડાળ ડાળે રમે,
વસંત-અનિલે ફરી કુદડી મારી સંગે ભમે.
ચહું જીવન એવું તેં: જીવન તો તું જીવી ગયો.
જીવ્યું જીવન એવું તેં: મરણ તો તું જીતી ગયો.
હતી ભર વસંત એ, સુસવતા હતા વાયરા,
ઠુંઠું બનવું ના ગમ્યું, કડડભૂસ* ધા દૈ દીધા.

ઉપેન્દ્ર છો. પંડ્યા

# હિંદ ગરીબ કેમ થયું ?

મૂળ લેખક : સદ્‌૦ રોમેશચંદ્ર દત્ત
સંક્ષિપ્તકાર : વિઠ્ઠલદાસ કોઠારી

**દક્ષિણ હિંદની આર્થિક દશા (૧૮૦૦)**

હવે આપણે ૧૯મી સદીની શરૂઆતમાં દક્ષિણ હિંદમાં લોકોની સ્થિતિ કેવી હતી તે જોવા થોડો વખત થોભીશું. લોર્ડ વેલેસ્લીએ ૧૮૦૦ની સાલમાં ડૉ. ફ્રાન્સીસ બુકાનન નામના એક દાક્તરી અમલદારને લોકોની આર્થિક સ્થિતિ અને તેમનાં ખેતી અને ઉદ્યોગોની તપાસ કરવા માટે દક્ષિણ હિંદના પ્રવાસે મોકલ્યો. તેણે પછીથી ઉત્તર હિંદની તપાસ પણ કરી હતી. તેની તપાસનું પરિણામ ત્રણ મોટાં પુસ્તકોમાં લંડનમાં ૧૮૦૭માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. તેની નોંધો પરથી તે વખતની સ્થિતિનો સારો ખ્યાલ આવી શકે છે. નીચેનું વર્ણન તેની નોંધોને આધારે કરેલું છે.

**મદ્રાસ**

મદ્રાસ શહેરની તદ્દન નજીક લાગે જ પડતર જમીન હતી. વરસાદ પૂરતો હોય તો ડાંગરનો સારો પાક થતો. કોઇ કોઈ લોકો જૂનાં તળાવ અને જળાશયોમાંથી પાણી લઇને ડાંગર પકવતા હતા.

મદ્રાસથી પશ્ચિમ બાજુ જતાં તાડનું વાવેતર જણાતું હતું. બાકી જમીન ખુલ્લી હતી. પણ કોડાપુરુ આગળ ખુશનુમા વાતાવરણ જણાયું. ત્યાં જૂના વખતની પાણીની નહેર દ્વારા ૩૨ ગામોને પાણી મળતું હતું. કોડાપુરુ અને શ્રીપરમદુરુ વચ્ચેનો પ્રદેશ ગરીબ હતો અને ખેતરોમાં ઝાંખરાં ઊગેલાં હતાં. પણ શ્રીપરમદુરુમાં જૂનું જળાશય હોવાથી બે હજાર એકર જમીનમાં ડાંગર થતી હતી. તે જ પ્રમાણે હિંદુ યાત્રાના સ્થળ કાંચી ( હાલનું કાંજીવરમ )માં એક મોટું જળાશય હતું. તેના પાણીથી ઘણાં ખેતરોમાં સબલક ડાંગર થતી. પલાર નદીની નહેરમાંથી પણ દમેરણ અને ઉલુર વચ્ચે સારો પાક થતો હતો. આ પ્રમાણે જ્યાં જ્યાં પાણીની સગવડ હતી ત્યાં ત્યાં ખેતી સારી હતી અને પાણીની સગવડ ન હતી ત્યાં ખેતી ખરાબ હતી. પાણીની સગવડ જૂના વખતથી જે ચાલુ હતી તે જ હતી. કંપની સરકારે તો મહેસૂલ વધારીને આવક બહાર ઘસડી જવાનું કામ કર્યું હતું. એટલે તેના રાજ્યમાં ૫૦ વરસમાં તો લોકો ગરીબ થયા હતા. જમીનનો ઘણો ભાગ પડતર, પીતની સગવડ વિનાનો અને ઓછી વસ્તીવાળો હતો. ડૉ. બુકાનનના કહેવા પ્રમાણે ' રણ ' જેવો હતો.

**કર્ણાટક**

આરકોટને રસ્તે એક પુરાણું સુંદર જળાશય હતું. તે ૮ માઇલ લાંબું અને ૩ માઇલ પહોળું હતું અને કાવેરી પાકને નામે ઓળખાતું હતું. તેને વિશે ડૉ. બુકાનન લખે છે : ' આવું કોઇ જાહેર બાંધકામ મેં વધારે સંતોષથી જોયું નથી. તેનાથી ઘણા લોકોને પોતાનું જીવન સુખથી પસાર કરવાની સગવડો મળતી હતી. '

આરકોટથી વેલોર અને ત્યાંથી પાલીગોંડાનો રસ્તો પલાર નદીની બાજુમાં આવેલો હતો અને તે ફળદ્રુપ અને હરિયાળો હતો. પાલીગોંડાના લોકો પલાર નદીમાં ૬ થી ૭ ફૂટ ઊંડા વીરડા ખોદીને તે પાણી ખેતરોમાં વાળતા અને ઉત્તમ પાક પકવતા.

### બારામહાલ

આ વિભાગમાં, થોડાં વરસો પહેલાં ટૉમસ મૂરે રૈયતવારી જમાબંધી દાખલ કરી હતી. તેની અડધી જમીન ખેડાતી હતી. બાકીની ઝાડીઝાંખરાંવાળી હતી અને તેથી ચરા તરીકે વપરાતી હતી.

### મૈસોર

ઘણુંરુ મોટું શહેર હતું. ત્યાં અઠવાડિક બજાર ભરાતું. અહીં જાડું કાપડ થતું, જે બહાર મોકલવામાં આવતું. કુલ જમીનનો ૭/૧૦ ભાગ ખેડાતો હતો અને તેમાંથી ફક્ત ૨૦મા ભાગમાં પીતની ખેતી કરવાની સગવડ હતી.

સીરંગાપટ્ટમમાં પહેલાં દોઢ લાખની વસ્તી હતી. તે લડાઈઓને લીધે નાશ પામી હતી અને હવે ફક્ત ૩૨,૦૦૦ની વસ્તી રહી હતી. ખેડૂતો પાસે હલકી જાતના બળદ હતા. ૪ કે ૫ બળદ જોડથી ૨૫ એકર ગોરાડુ અને ૧૨॥ એકર ક્યારી જમીનમાં ખેતી થઈ શકતી અને તેટલી ખેતી કરનાર મોટો ખેડૂત ગણાતો. જમીનનો નક્કી કરેલો દર આપે ત્યાં સુધી ખેડૂતને કોઈ કાઢી શકતું નહિ. તળાવો અને નહેરો સુધારીને બરાબર રાખવાનું કામ સરકારનું ગણાતું.

મદુરમાં એક મોટું જળાશય હતું તે ૭૦૦ વરસ પર વિષ્ણુવર્ધન રાયે બંધાવ્યું હતું.

ચીનાપટ્ટમમાં કાચની વીંટીઓ અને સંગીતનાં વાજિંત્રોના તાર થતા. ખાંડ અને બીજી ઘણી વસ્તુઓ થતી. મગદીની આજુબાજુ લોખંડ, સુખડ અને લાખનું કામ થતું.

બેંગલોર હૈદરઅલીએ બાંધ્યું હતું અને તેના દીકરા ટીપુ સુલતાનના વખતમાં તેની પડતી થઈ હતી. ત્યાં વિશાળ બગીચા હતા અને દ્રાક્ષ, સફરજન વગેરે સારાં થતાં હતાં. ખેડાણ જમીન ૧/૬ થી વધારે ન હતી અને લડાઈઓને લીધે જળાશયો બગડી જવાથી પીતની ખેતી કથળી ગઈ હતી. ટીપુએ કર્ણાટક અને નિઝામના રાજ્ય સાથે વેપાર કરવાની મનાઈ કરવાથી વેપાર પણ ઘટી ગયો હતો. પણ નવા રાજાના રાજ્યમાં તે ફરી સજીવન થતો હતો. પૂનાના વેપારીઓ કાશ્મીરની શાલો, કસ્તુરી અને કેસર વેચવા લાવતા; સુરતથી મોતી લાવતા; બુરાનપુરના વેપારીઓ સોનેરી કોરો લાવતા; નિઝામ રાજ્યના વેપારીઓ સોનેરી રૂપેરી ભરતવાળું ગુલાબી કાપડ લાવતા; કર્ણાટકમાંથી મીઠું, કલાઈ, સીસું, તાંબુ અને પરદેશી વસ્તુઓ આવતી. આને બદલે બેંગલોરમાંથી પાન, સુખડ, પીપર, આંબલી, ધાબળા બહાર જતા.

વણકરો વેપારીઓ પાસેથી પૈસા લઈને વણતા. તેઓ માલ વેપારીને વેચતા કે ખાનગી ઘરાકને આપતા. કદી બજારમાં વેચવા જતા નહિ. ઘણી જાતનું સફેદ મલમલ કાપડ વણતા અને તે ખૂબ વેચાતું. બ્રાહ્મણ સિવાયની બધી સ્ત્રીઓ અઠવાડિક બજારમાંથી રૂ કે ઊન ખરીદતી અને તે ઘેર કાંતીને વણકરોને વેચી દેતી. કાંતવા વણવામાંથી બધી જાતનાં સ્ત્રીપુરુષોને કમાણી થતી હતી.

ગામડાંમાં ખેતરની પેદાશનો ૫॥ ટકા ભાગ વસવાયાંને આપવામાં આવતો, ૧૦ ટકા જમીનદારને અપાતો અને વધે તેમાંથી અડધું સરકારને અને અડધું ખેડૂતને મળતું.

કોઈમ્બતુરની આજુબાજુ જળાશયોના પાણીથી ખેતી થતી. આ જળાશયોમાંથી નાનાં ખેડૂતોએ ખોદેલાં હતાં અને મોટાં સરકારે બાંધેલાં હતાં. હિંદુ રિવાજ પ્રમાણે સરકારે ૧/૬, ૧/૮ કે ૧/૧૨ ભાગ ખેતીની પેદાશમાંથી લેવો જોઈએ. તેને બદલે સરકાર ૧/૩ લેતી. એટલે તે મોટાં જળાશયો માટે પૈસા ખરચતી. કાબર અને શ્રીરંગપટ્ટણને લડાઈઓથી અને ટીપુની તરંગી રાજનીતિથી ભારે નુકસાન થયું હતું. પણ ત્યાર બાદ તેમાં સુધારો થતો હતો. ત્યાં જુદી જુદી જાતનું ખૂબ કાપડ થતું હતું.

નદી દુર્ગની બાજુમાં ટેકરીઓની પાછળનો પ્રદેશ ઉજ્જડ હતો. અગાઉ જેટલી જમીન ખેડાતી તેની ૩ પડતર હતી. કોર્નવોલીસના આક્રમણ પછી ગામડાં ખાલી થઈ ગયાં હતાં. લોકો કહેતા કે અમે ત્રણ દુઃખથી પીમાઈએ છીએ: (૧) વરસાદની અછત; (૨) અહીં આવતાં લશ્કરો; અને (૩) મૈસોરનું રક્ષણ માટે લડતું લશ્કર.

મધુગીરીનો કિલ્લો હૈદરે સુધાર્યો હતો. પણ ત્યાર પછી તેની પડતી થઈ હતી. ડૉ. બુકાનનની મુલાકાત વખતે ત્યાં ચોખા, શેરડી, ઘઉં, કપાસ, કઠોળ, તેલ અને ઘણી જાતનાં શાકભાજી થતાં હતાં. ખેડૂત પોતાની જમીન પર હક ધરાવતો. થોડો વખત ન ખેડે તો પણ તે હક કરી શકતો. દરમિયાન તે જમીનમાં બીજાએ સુધારો કર્યો હોય તો તેનું ખર્ચ મૂળ માલિકે આપવું પડે. આ વિભાગમાં વરસાદ ન હોય ત્યારે અનાજની તંગી પડતી પણ તેથી કોઈ મરી જતું નહિ. જ્યારે લડાઈ જાગે અને અનાજની અવર-જવર બંધ થાય ત્યારે જ દુકાળ નડતો. તે સિવાય નહિ.

ટોનુરુમાં રામાનુજાચાર્યે ૧૧મી સદીમાં બાંધેલું ભવ્ય જળાશય હતું. બે પર્વતોમાંથી આવતા પ્રવાહો એકઠા થઈને બે ખડકમાંથી પડતા હતા. તે પાણી રોકીને ૩–૪ માઈલના વિસ્તારમાં પાણી પૂરું પાડવામાં આવતું હતું. જળાશય ભરાય ત્યારે તેમાં બે વરસ સુધી ખેતરોને પૂરું પડે એટલું પાણી રહેતું હતું.

દક્ષિણ મૈસોરમાં પાલહુલી પાસે કાવેરીમાંથી ખોદેલી બે નહેરો હતી. તે વડે ઉનાળામાં પણ લોકો ડાંગર પકવી શકતા. કાવેરીનો બીજો ફાંટો લક્ષ્મણતીર્થ નામનો હતો. તેમાંથી ૭ નહેરો ખોદેલી હતી અને અગાઉના વખતમાં ૧૮,૦૦૦ એકર જમીનને તેમાંથી પાણી મળતું હતું.

પ્રિયપટ્ટણ ટીપુની અંગ્રેજો સાથેની લડાઈઓને લીધે સદંતર નાશ પામ્યું હતું. તે પહેલાં મહત્ત્વનું શહેર હતું. પણ હવે તે વાઘવરુનું ઘર થયું હતું. તેનાં ખંડેરોમાં એકલદોકલ આદમીને ધોળે દહાડે પણ દાખલ થવામાં જોખમ હતું.

આ શહેરની બાજુમાં જળાશયોમાંથી અને લક્ષ્મણતીર્થની નહેરોમાંથી ખેતી થતી હતી. છેલ્લી મૈસોરની લડાઈ પહેલાં તે ભાગ સમૃદ્ધ હતો. ગરીબમાં ગરીબ ખેડૂત પાસે બે હળ હતાં. સુખી ખેડૂત પાસે ૧૫ હળ હોય. બે હળવાળા પાસે ઘણી વખત ૪૦ બળદ હોય. તે ઉપરાંત ૫૦ ગાયો, ૬–૭ ભેંસો અને ૧૦૦ ઘેટાં કે બકરાં હોય. છેલ્લા મૈસોર યુદ્ધ પછી આ સ્થિતિ બદલાઈ ગઈ.

હણુગેરુ આગળ લક્ષ્મણતીર્થનો બીજો બંધ હતો તેમાંથી ૨૬૭૮ એકર જમીનને પાણી મળતું. આ બાજુ કમ્પીણી નદી પરનાં કેટલાંક ગામડાંમાં ગૌડા અગર મુખીની મારફત મહેસૂલ ઉઘરાવવામાં આવતું હતું અને તેઓ તે કામ વંશપરંપરા કરતા હતા. તેઓ ખેડૂતો સાથે વધારે પરિચિત હોવાથી સરકાર અને લોકો બન્ને ઇજારદાર કરતાં, તેમની મારફત કામ કરવાનું પસંદ કરતા.

### કોઈમ્બટૂર

કોલગાલા જિલ્લામાં ખેતી સારી હતી. આશરે ચાલીસથી પચાસ મોટાં જળાશયો હતાં. સમરાવ્યા સિવાયનાં પડિવાણ જળાશયોની આજુબાજુની જમીન બિલકુલ પડતર હતી. આ વિભાગમાં એક કલેક્ટરે ગૌડ મુખીઓનો અધિકાર રદ કરીને તેમને પગારદાર ઉઘરાતદાર તરીકે રાખ્યા હતા. તેથી સરકારને મહેસૂલની આવક વધી પણ ગામડાંની જૂની પ્રણાલિકાનો નાશ થયો.

ગગન ચોકીનો ભવ્ય ધોધ અને શિવસમુદ્રનો ટાપુ જોઈને ડૉ. બુકાનનને અચંબો થયો હતો. બિરા ચોકીનો દક્ષિણ ધોધ તો તેને તેથી ય વિશેષ રમણીય લાગ્યો હતો.

કાવેરીપુરા નજીક એક જૂનું જળાશય હતું. તેમાંથી ૫૦૦ એકર જમીનને પાણી મળતું હતું. કાવેરીનો એક બીજો ફાંટો હુગ્ગુલ નામનો હતો. તેને કાંઠે પણ પાંચ જળાશયો હતાં. આ બધાં ૫૦ વરસ પહેલાં તૂટી ગયાં હતાં અને કોઈએ તેમને સમરાવ્યાં નહોતાં.

ભવાની નદીની બન્ને બાજુએ નહેર હતી તેનું પાણી જ્યાં પહોંચતું ત્યાં વરસમાં એક પાક અચૂક થતો. આ બંધ ૧૨૦ વરસ પર નંજપ રાજાએ બાંધ્યો હતો. ખેડૂતોને ગમે તેટલું ઓછું પાકે તોપણ કંપનીના રાજ્યમાં પૂરું મહેસૂલ ભરવું પડતું હતું.

કોઈમ્બતુર શહેર અગત્યનું હતું. મૈસોરની લડાઈઓથી તેને ખૂબ નુકસાન થયું હતું પણ હવે તે સજીવન થતું હતું, અને ૨૦૦૦ ઘરની વસ્તીવાળું હતું. આજુબાજુ નોયલ નદીનાં પાણીથી ડાંગરની ખેતી સારી થતી હતી. આ જિલ્લામાં ૪૫૬ હાથસાળો ચાલતી હતી. હલકી કોમોની બધી સ્ત્રીઓ સારું કાંતતી સૂતરને લાલ કે ભૂરું રંગવામાં આવતું. વણકરો પહેલાં શાળ દીઠ બે રૂપિયા વરસે ભરતા. તેને બદલે કંપનીએ 'સ્ટાંપ'વેરો દાખલ કર્યો. તેથી વણકરોમાં અસંતોષ થયો હતો પણ કંઈ વળ્યું નહિ.

પૂર્વમાં ત્રિપુરાની આસપાસ નોયલની નહેરો અને જળાશયોના પાણીથી ફક્ત ડાંગરનો પાક થતો હતો. નહેરોનું સમારકામ ન થવાથી હવે ત્રીજા ભાગ કરતાં વધુ જમીન ખેડાતી નહોતી.

ઈરોડ પાસેની નહેરથી ૭૪૫૬ એકરને પાણી મળતું હતું. આ ભવ્ય બાંધકામ હતું અને તે કલીંગરાયે ૪૦૦ વરસ પર બાંધ્યું હતું.

ધર્મપૂર એ કોઈમ્બતુરના દક્ષિણ વિભાગના કલેક્ટરનું મથક હતું. તેનો કલેક્ટર મિ. હર્સ્ટ એ બુદ્ધિશાળી, ચપળ અને સહાનુભૂતિવાળો જુવાન અમલદાર હતો. તે લોકો સાથે ભળતો અને પ્રેમના કજિયા પતાવતો. તેણે બુકાનનને જણાવેલું કે 'અત્યારની સાંથ એ ખૂબ આકરી છે અને ખરેખર હિંદના બધાય ભાગોમાં ખેડૂતો ખૂબ ગરીબ છે. આનું એક મોટું કારણ એ છે કે ખેડૂત જમીન ખેડી શકે તેમ હોય કે ન હોય, તો પણ બધી ખેડવા લાયક જમીનનું મહેસૂલ લેવા માટે, ખેડૂતને જમીન માથે મારવામાં આવે છે.'

પલાચીમાં રોમન રાજ્યના સિક્કા ખોદી કાઢવામાં આવ્યા હતા. તે ઉપરથી એમ જણાતું હતું કે ઑગસ્ટસ અને ટીબેરિયસના વખતમાં, આ પ્રાચીન મુલકનો રોમ સાથે વેપાર ચાલતો હતો.

## મલબાર

પાલીઘાટનો પ્રદેશ ખૂબ સુંદર હતો પણ ઊંચાણની જમીનમાં ખેતી થતી નહોતી. પહેલાંના રાજા જમીન પર કંઈ કર લેતા નહોતા. પણ હૈદરઅલીએ નીચાણની ફળદ્રુપ જમીન પર કર નાખ્યો હતો. ટીપુના વખતમાં ઘણા લોકો નાસીને દક્ષિણમાં ત્રાવણકોર રાજ્યમાં જતા રહ્યા હતા. કંપનીના વખતમાં સાંથના ૮૪ ટકા મહેસૂલ લેવાનું નક્કી થયું હતું....ખેડૂતો જમીનવેરા વિષે ફરિયાદ કરતા હતા અને કહેતા હતાં કે 'મલબારની બધી આપદાનું મૂળ મહેસૂલ છે.'

કોચીનનો રાજા કંપનીને વાર્ષિક ખંડણી ભરતો. પણ રાજ્યમાં બધો અધિકાર તેની પાસે હતો. તેની રાજ્યવ્યવસ્થા એટલી સરસ હતી કે મોપલા કે નાયર લોકો પણ

તોફાન કરતા નહિ. ૧૮મી સદીમાં મોપલા મુખ્ય વેપારીઓ હતા. તેમનાં વહાણો સુરત અને મદ્રાસ સુધી જતાં.

ફ્લીકટમાં ૩૪૪ વણકરો ૨૭૭ હાથશાળો ચલાવતા. તે કકડા વણતા હતા તેને બદલે લાંબું કાપડ વણવાનો પ્રયત્ન થતો હતો.

નાયર અને મોપલામાં વારસો સ્ત્રીને મળતો. એક મોપલા બાઈ ૧૪૦૦૦ રૂ. કંપનીને મહેસૂલના ભરતી હતી. તેના વડાઓએ ડચ લોકો પાસેથી કનાનોર ખરીદ્યું હતું. તે બાઈએ ક્રુશાનનને ભવ્ય બાણું આપ્યું હતું. પણ નાયર લોકો ગોરાઓને દુશ્મન તરીકે ગણતા. તેમની સ્ત્રીઓને તેમણે સમજાવેલું કે ગોરાઓ તો એક જાતના લાંબી પૂંછડીવાળા વાઉ છે. આથી ગોરાઓને જોઈને સ્ત્રીઓ ભાગી જતી.

### કાનડા

થોમસ મનરોએ આ વિભાગનું ૨૪૦૦૦ રૂ. મહેસૂલ ઠરાવ્યું. આગાં બધીય સાથ હોર્યંયા થઈ જતી હતી. એક તહેસીલદારે જ કહ્યું હતું કે આરકોટ કરતાં પણ આ મહેસૂલ ભારે હતું.

માંગલોરનું બંદર આ વખતે બહુ વાપરાય તેવી સ્થિતિમાં નહોતું. કારણ દરિયાનો આગળનો ભાગ છીછરો થઈ ગયો હતો.

ઇન્દુરુગમાં આઠ જૈનમંદિરો હતાં અને સળંગ પથ્થરની એક ભવ્ય જૈન મૂર્તિ ખુલ્લામાં સ્થાપેલી હતી.

કરકુળામાં બુદ્ધની નક્કર પથ્થરની મૂર્તિ હતી. તે ૩૮ ફુટ ઊંચી હતી અને ૧૪૩૪માં બનાવવામાં આવી હતી.

ઉડીપુ આગળ અરબી સમુદ્ર હતો. તે ૧૪ મી સદીમાં થઇ ગયેલા માધવાચાર્યનું પ્રખ્યાત સ્થળ હતું. ત્યાં ૩ મંદિરો અને ૧૪ સંન્યાસીઓના મઠ હતા.

ઓનોર પહેલાં મોટું શહેર હતું. હૈદરે ત્યાં સડાર્ષમાં વહાણો બાંધવા માટે ગોદી બાંધી હતી પણ ટીપુએ તેનો નાશ કર્યો હતો. ત્યાં ગોવાથી વેપાર માટે હોડીઓ આવતી, અને ત્યાંથી વેપારીઓ ચોખા, પીપર, નાળિયેર, પાન અને માછલી લઈ જતા. ખેડાઉ જમીન લોકોની પોતાની ગણાતી પણ જંગલ અને ટેકરીઓ સરકારની ગણાતી. જમીન ગમે તેમ ખેડે પણ બધી જમીન પર ખેડુતોને વેરો આપવો પડતો. સાધારણ ખેડૂત પાસે ૪ થી ૬ હળ હોય, ગરીબ પાસે ૧ હોય. ખેડુતો ૪ થી ૧૦ વરસને પટે જમીન રાખતા અને જમીનદારને સાંથ ભરતા. બાપના મરણ પછી દીકરાઓ સરખે ભાગે જમીન વહેંચી લેતા. પણ મોટો દીકરો તેનો વહીવટ કરતો. જમીન વહેંચાય તો પણ તે સામટી સાથે આપવામાં આવતી અને આવક આવે તે બધા વહેંચી લેતા.

ગોકર્ણ મહાબળેશ્વર યાત્રાનું સ્થળ હતું. ત્યાં ૫૦૦ ઘરની વસ્તી હતી. તેમાં અર્ધાં ઘર બ્રાહ્મણોનાં હતાં.

અહીં દક્ષિણ હિંદનું વર્ણન પૂરું થાય છે. આ વિભાગમાં કંપનીના રાજ્યથી લોકોને એટલો લાભ થયો હતો કે લડાઈઓ અને તોફાનો બંધ થયાં હતાં અને શાંતિ સ્થપાઈ હતી. પણ મોટો ગેરલાભ એ થયો હતો કે કંપનીએ મહેસૂલની આવક વધારી દીધી હતી. કોઈ ઠેકાણે પહેલાંના કરતાં મહેસૂલનો દર ઘટાડવામાં આવ્યો હોય તો પણ સામાન્ય રીતે કંપનીના નોકરો એટલી કડકાઈથી તે વસૂલ કરતા કે એકંદરે પહેલાંના કરતાં મહેસૂલ વધી જતું. આથી લોકો બેહદ ગરીબાઇમાં સપડાયા હતા. મૈસોરના દેશી રાજ્યમાં પ્રધાન પુર્ણીઆના વખતમાં લોકોની જેવી સ્થિતિ હતી તે કરતાં પણ ખરાબ હતી.

卐

# પ્રસ્થાન કાર્યાલયનાં પ્રકાશનો

[ × મૂકેલાં પુસ્તકો મુંબઈ ઈલાકાના કેળવણીખાતા તરફથી મંજુર થયેલાં છે.]

### સરસ્વતી ગ્રન્થમાળા

| | |
|---|---|
| સરદાર વલ્લભભાઈ | ૦-૨-૬ |
| રાજાજીની વાતો | ૦-૩-૦ |
| અમેરિકાનું સ્વા. યુદ્ધ | ૦-૪-૦ |
| જાતકકથાસંગ્રહ | ૦-૩-૬ |
| ક્રાન્તિ | ૦-૬-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૩-૦ |
| ૧૮૫૭ બળવાની બીજી બાજુ (નથી) | |
| ફિલિપાઈનો મુક્તિયજ્ઞ | ૦-૬-૦ |
| ચીનની હાકલ ભા. ૧ | ૦-૧૨-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૪-૦ |
| પારસીઓની હિજરત | ૦-૨-૬ |
| શ્રીકૃષ્ણ આલબમ | ૦-૮-૦ |
| જગતની વીરાંગનાઓ | ૦-૨-૦ |
| [illegible]નું હિંદ | ૦-૩-૦ |
| રાતું કમળ | ૦-૩-૦ |
| [illegible]નું [illegible] | ૦-૫-૦ |
| લેનિનને માર્ગે | ૦-૫-૦ |
| પેટને ખાતર | ૦-૩-૦ |
| પરદેશી કાપડની હરીફાઈ | ૦-૮-૦ |
| × મારી કહાણી | ૦-૮-૦ |
| × ચબૂતરો | ૦-૧૦-૦ |
| રોમાં ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો | ૦-૮-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૦-૮-૦ |
| [illegible] | ૦-૩-૦ |
| ગૂંથેલા તાર | ૦-૮-૦ |
| તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો (સુધારેલી આવૃત્તિ) | ૦-૬-૦ |
| જીવનચર્યા | ૦-૧૦-૦ |
| નૂતન રશિયામાં ડોકિયું | ૦-૮-૦ |
| ચીન જાપાનની યાત્રા | ૦-૮-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૩-૦ |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૬-૦ |
| લગ્ન કે પ્રપંચ? | ૦-૮-૦ |
| દેવદાસ (નથી) | ૦-૮-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૬-૦ |
| શહીદનો સંદેશ | ૦-૧૨-૦ |
| કાગવા | ૦-૩-૦ |
| આપણો આહાર | ૦-૬-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૦-૫-૦ |
| ગિરિરાજ આબુ | ૦-૮-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | ૧-૪-૦ |

### લવાજમ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫-૦-૦ |
| કિશોર માસિક | ૪-૦-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | ૨-૦-૦ |
| ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| બુદ્ધ ગ્રન્થાવલિ | છૂટક |

— પ્રસ્થાન —

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

: નવું પ્રકાશન :

**ખાંડાની ધાર**

પાકું પૂંઠું

કિં. ૨-૮-૦

### ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| × પ્રેમનો દંશ (ત્રીજી આવૃત્તિ) | ૧-૪-૦ |
| × સ્ત્રી અને પુરુષ (બીજી આવૃત્તિ) | ૧-૦-૦ |
| × કથાવલિ ભા. ૧ | ૧-૪-૦ |
| × નવો અવતાર ભા. ૧ | ૨-૪-૦ |
| × નવો અવતાર ભા. ૨ | ૨-૦-૦ |
| × નવો અવતાર ભા. ૩ | ૧-૦-૦ |
| × દૃષ્ટિપરિવર્તન | ૧-૪-૦ |
| × કથાવલિ ભા. ૨ | ૧-૪-૦ |
| લગ્નસુખ | ૧-૪-૦ |

### રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| × ઘરે-બાહિરે | ૨-૦-૦ |
| × ચતુરંગ અને બે બહેનો | ૧-૪-૦ |
| નૌકાડૂબી | ૨-૮-૦ |

### બુદ્ધ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧ | ૧-૪-૦ |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૨ | ૧-૪-૦ |
| × ગાતા આસોપાલવ | ૧-૮-૦ |
| × દ્વિરેફની વાતો ભા. ૨ | ૧-૪-૦ |
| × ગીતામન્થન | ૧-૪-૦ |
| × સત્યમય જીવન | ૦-૧૦-૦ |
| લગ્નપ્રપંચ | ૧-૮-૦ |
| રીપનાં કાવ્યો | ૨-૦-૦ |
| સ્વૈરવિહાર ભા. ૨ | ૧-૪-૦ |

### પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| × દ્વિરેફની વાતો ભા. ૧ | ૧-૪-૦ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૧-૮-૦ |
| ચુંબન અને બીજી વાતો | ૧-૪-૦ |
| **ભારતપુણ્યપ્રવાસ** | ૧-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવાંક | ૧-૪-૦ |
| કયે રસ્તે? | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ (ત્રીજી આવૃત્તિ) | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર (,,) | ૦-૬-૦ |
| × ધરમધ્યુ વૈદક | ૨-૦-૦ |
| × દિનચર્યા | ૧-૮-૦ |
| × સાબરમતી | ૧-૪-૦ |
| × રશિયાનું ઘડતર | ૨-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૧-૦-૦ |
| શહીદનો સંદેશ (પાકી) | ૧-૦-૦ |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા ,, | ૧-૮-૦ |
| × તમને એ નહિ સમજાય | ૦-૬-૦ |
| અસહકાર | ૨-૮-૦ |
| ચંપારણમાં ગાંધીજી | ૧-૮-૦ |
| મહિરાપ્રતાપ | ૧-૪-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા | ૦-૮-૦ |

પ્રસ્થાન કાર્યાલય : રાયખડ : અમદાવાદ

